ત્રિકાળદર્શક દર્પણનું
( વૉલ્યુમ બીજુ )

# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

કિંવા

## આકર્ષક ગુપ્ત સિદ્ધિદાયક જ્ઞાન ભંડાર



## આ પુસ્તકના લેખક

# જેઠાલાલ દેવશંકર દવે કૃત લોકપ્રિય પુસ્તકો

# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

કિંવા

## આકર્ષક ગુપ્ત સિદ્ધિદાયક જ્ઞાનનો ભંડાર

---

ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યાનું
વૉલ્યુમ બીજું

જેમાં યોગવિદ્યા, બ્રહ્મયોગવિદ્યા, આકર્ષણ ગુપ્ત સિદ્ધયોગ, આત્મશક્તિ માનસ સંદેશ વિદ્યા, સંકલ્પસિદ્ધ, આત્માની દિવ્યદૃષ્ટિ, પ્રેતાત્મ તત્ત્વનિરુપણ, પુનર્જન્મ સિદ્ધિયોગ, પ્રારબ્ધ પુરુષાર્થયોગ, દાંમ્પત્ય વિજ્ઞાનશાસ્ત્ર, દંપતિ ગુપ્ત રહસ્ય વિજ્ઞાન, સુપ્રજનનશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, મંત્રયોગ, યંત્રયોગ, તંત્રવિદ્યા, ભુતવિદ્યા, વિષવિદ્યા, સંપત્તિ શાસ્ત્ર વગેરે વિદ્યાઓનો સમાવેશ છે.

---

લેખક અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે
તંત્રી ભાગ્યોદય અને હુન્નરવિજ્ઞાન
કર્તા: કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા, સ્ત્રીહિતશિક્ષક, હિંદુસ્થાનની તીર્થયાત્રા, માસ્તર ઓફ નોલેજ, સ્વધર્મનિષ્ટ હૈદ્રાજીવન, ધનપ્રાપ્તિના માર્ગો, ત્રિકાળદર્શક દર્પણ, ગૃહિણી રત્નમાળા, દેશી વૈદુ, ચરકસંહિતા વિ૦
માલીક
શ્રી ભાગ્યોદય ઇલેક્ટ્રીક પ્રિન્ટીંગ પ્રેસ અને દવે કેમીકલ એન્ડ આયુર્વેદિક ફાર્માસ્યુટિકલ વર્કસ: અમદાવાદ.

---



સને ૧૯૨૮ સંવત ૧૯૮૪
આવૃત્તિ ૧ લી પ્રત ૧૨૦૦

---

મૂલ્ય રૂ. ૫--૦--૦




પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય**

ભાગ્યોદય ઓફીસઃ અમદાવાદ.











શ્રી ભાગ્યોદય ઇલેકટ્રિક પ્રિન્ટીંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ
પોતાને માટે છાપીને પ્રસિદ્ધ કર્યું.
ખાડીયાઃ અમદાવાદ.




# પ્રસ્તાવના.

આજકાલ લોકોને અનેક પ્રકારનું જ્ઞાન મેળવવાની ઈચ્છા તો ઘણી હોય છે. જ્ઞાનનાં પુસ્તકો સંસ્કૃતમાં રહ્યાં અને પ્રજા તેનો લાભ ઓછો લઇ શકે છે તેથી તેમજ કેટલાંક પુસ્તકો અંગ્રેજીમાં ને બીજી ભાષામાં હોવાથી લોકોને પુરતો લાભ મળતો નથી. આથી અમે એવાં જ્ઞાનનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું ધાર્યું છે.

આવીજ જાતનું પુસ્તક 'ત્રિકાળદર્શક દર્પણ' અમે સને ૧૯૨૧ની સાલમાં છપાવ્યું, તેની ત્રણ આવૃત્તિ જોતજોતામાં ખપી ગઈ. એટલે તેના બીજા ભાગરૂપે આ પુસ્તક અમે લખી પ્રસિદ્ધ કર્યું છે.

આ પુસ્તકમાં ઘણા જ વિષયો આવી જાય છે. જેમકે યોગવિદ્યા, બ્રહ્મયોગ વિદ્યા, આકર્ષક ગુપ્ત સિદ્ધિયોગ, આત્મશક્તિ, વિલપાવર સિદ્ધ કરવાની કળા, માઇન્ડરીડીંગ કિંવા બીજાના મનની વાત જાણવાની વિદ્યા, પ્રેતાત્મશાસ્ત્ર, પુનર્જન્મયોગ, પ્રારબ્ધ પુરુષાર્થયોગ, દાંમ્પત્ય વિજ્ઞાન શાસ્ત્ર, પ્રજોત્પત્તિશાસ્ત્ર, સુપ્રજનનશાસ્ત્ર, મંત્રવિદ્યા, યંત્રવિદ્યા, તંત્રવિદ્યા, આરોગ્યશાસ્ત્ર, આયુષ્ય અને બુદ્ધિવર્દ્ધક યોગ, વિષવિદ્યા, ભુતવિદ્યા, સંપત્તિશાસ્ત્ર વિગેરે ઉપયોગી વિષયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે.

આ પુસ્તકથી ઘણું જાણવાનું અને શીખવાનું મળી આવશે અને કોઇ નવીજ જાતનો પ્રકાશ વાંચનારના મનમાં જાગ્રત થશે. આવા ઉપયોગી સાહિત્યનો જનસમૂહમાં વધુ ફેલાવો થાય તેમ પ્રજા સંસ્કારી, ધર્મશીલ અને જ્ઞાનસંપન્ન થશે, સ્ત્રીપુરૂષો પોતપોતાની ફરજ સમજશે, સુયોગ્ય સંતતી પ્રાપ્ત કરવાના ઉપાયો આયુર્વેદશાસ્ત્ર અનુસાર જાણી શકશે.

યોગવિદ્યા, બ્રહ્મવિદ્યા, આકર્ષણવિદ્યા જેવા ઉપયોગી વિષયોથી મનુષ્ય ઉચ્ચ ચારિત્ર્યશીલ બની ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા પ્રેરાશે. આત્મબળ મેળવવા યત્નશીલ થશે, પ્રેતાત્મવિદ્યા, પ્રારબ્ધ પુરુષાર્થયોગ વાંચી ઘણું જાણી શકશે અને ચારિત્ર્ય ઉચ્ચ બનાવશે એવી આશા છે.

વોટરીડીંગ, અન્યના મનની વાત જાણવાની વિદ્યા, પૂર્વજન્મ સિદ્ધ છે, પુરુષાર્થ એ પ્રારબ્ધનું જ ફળ છે, જેથી મનુષ્યે પુરુષાર્થ તો કરવોજ એ વિષયો મનુષ્યને આગળ વધવા ઉત્સાહ આપશે. વળી મંત્ર, યંત્ર, તંત્રશાસ્ત્ર તો છેજ ઉપરાંત આરોગ્યશાસ્ત્ર, સો વર્ષનો આયુષ્ય થાય, મનુષ્યે માંદા જ ન પડવું, આરોગ્ય, બુદ્ધિ વધારવાના માર્ગો, સંપત્તિશાસ્ત્ર એ વિગેરે વિષયોથી મનુષ્યને ઘણું જાણવાનું, શિખવાનું અને આચારમાં ઉતરવાનું મળી શકશે.

અમે અમારા પુસ્તકની હીધેલી કિંમત કરતાં તેના ગ્રાહકને કાંઇક વધુ મળે એવી ઇચ્છા રાખીએ છીએ. આ પુસ્તક પહેલેથી છેક છેવટ સુધી વાંચનારને જણાયા વગર નહિંજ રહે કે તેની કિંમત રૂ. ૫—૦ કરતાં કાંઇક વધુ લાભ મેળવ્યો છે. અનેક વિદ્યાઓના સંગ્રહરૂપ આ પુસ્તકથી જનસમાજને સારો લાભ થશે એવી અમને આશા છે અને ત્રિકાળદર્શક દર્પણ માફકજ આ પુસ્તકનો સારો લાભ લેવાશે એવી અમને આશા છે.

ભાગ્યોદય ઓફીસ
અમદાવાદ.
શ્રાવણ શુક્લ પૂર્ણિમા
સંવત ૧૯૮૪
સને ૧૯૨૮ સપ્ટેમ્બર

જેઠાલાલ દેવશંકર દવે.
ગ્રંથકર્ત્તા.

# વિષયાનુક્રમણિકા

## ભાગ ૧ લો.

## ભાગ ૨ જો

## ભાગ ૩ જો

આકર્ષક ગુપ્ત સિદ્ધિ યોગ આકર્ષણ વિદ્યા-સિદ્ધ કરવાની ચાવી.



## ભાગ ૪ થો.

## ભાગ ૮ મો.

### પુનર્જન્મ યોગ.



## ભાગ ૯ મો

### પ્રારબ્ધ-પુરૂષાર્થ યોગ.



## ભાગ ૧૦ મો.

### દાંમ્પત્ય વિજ્ઞાનશાસ્ત્ર.



## ભાગ ૧૧ મો

### પ્રજોત્પતિ શાસ્ત્ર

## ભાગ ૧૨ મો

## સુપ્રજન શાસ્ત્ર

## ભાગ ૧૩ મો.

### યંત્રશાસ્ત્ર

## ભાગ ૧૪ મો.

### મંત્ર શાસ્ત્ર.



નંબર વિષય પૃષ્ટ



## ભાગ ૧૫ મો

### તંત્ર વિદ્યા.

## ભાગ ૧૬ મો

### સો વર્ષ જીવવાના ઉપાયો

## ભાગ ૧૭ મો.

### મૃત્યુ ઉપર જય



## ભાગ ૧૮ મો.

### રસાયન વિદ્યા



## ભાગ ૧૯ મો.

### ચમતકૃત્તિ જ્ઞાનદર્શક યોગ

## ભાગ ૨૪ મો

## રસાયનની વિદ્યા.

# ત્રિકાળદર્શક દર્પણ માટે અભિપ્રાય

૧ ધાંટવડ (કોડીનાર)થી સૈયદ આજમમીયાં આલમમીયાં લખે છે કે આપનું 'ત્રિકાળદર્શક દર્પણ નામનું પુસ્તક વાંચી હું ખરેખર ખુશી થયો છું આપ ખરેખર લેખક જ છો. ઉપરના પુસ્તકની કિંમત રૂા, પાંચ ઘણીજ ઓછી છે એમ મારી માન્યતા છે. આપને હું ધન્યવાદ આપું છું આપ ખરેખર ચમત્કારીક વિદ્યાઓના ભંડાર રૂપી છો. વાંચનાર ભાઇને ભલામણ કરૂં છું કે આ પુસ્તક ખુશીથી ખરીદ કરી મનને દઢ બનાવો.

૨ મુંબાઇથી નાગાજી મેઘાજી લખે છે. કેઃ આપનું ત્રિકાળદર્શક દર્પણ અમો વાંચીને આપને સર્ટીફીકેટ આપીએ છીએ કે એની અંદર ગુપ્ત વિદ્યાઓ એટલી અસરકારક છે કે લાખો રૂપીઆ પાણીની માફક ખરાબ કરવાથી પણ મહામુશિબતે એ વિદ્યાઓ શીખવે તે આ પુસ્તક ઉપરથી ફક્ત આઠ દીવસની અંદર શીખાય તે માટે હું તમારો ઘણો આભાર માનું છું અને દરેક બંધુને તે લેવા ભલામણ કરૂં છું.

૩ ઇટાડી (મોડાસા)થી કરસનદાસ રેવાભાઇ પટેલ જણાવે છે કેઃ આપનું ત્રિકાળદર્શક દર્પણ નામનું પુસ્તક વાંચીને બહુ મોહ પામ્યો છું. આપે લોકોની જાણ માટે પુસ્તક જુજ કિંમતમાં બહાર પાડ્યું છે તો તે માટે આપનો ઉપકાર માનું છું.

૪ નાગરોળથી સુલેમાન જમાલ લખે છે કે–તમારૂં પુસ્તક નામે ત્રિકાળદર્શક દર્પણ વાંચી ઘણોજ ખુશી થયો છું અને તમારા શ્રમને ધન્યવાદ આપવો ઘટે છે.

૫ કેશરાજી ફકીરજી બારમુવાડાથી લખે છે કેઃ ત્રિકાળદર્શક દર્પણ મેં વાંચ્યુ, તેમાંથી માત્ર એકજ મંત્ર મેં સિદ્ધ કર્યો છે તેનાથી મને ફાયદો થયો છે તેથી આ પુસ્તક સાચું માનવામાં આવે છે.

૬ ધોળકાથી બા શ્રી બાજી રાજબા મહેરવાલા લખે છે કે તમારી મોકલેલ ચોપડીઓ ભવિષ્યવેત્તા અને ત્રિકાળદર્શક દર્પણ મળેલ છે પ્રથમ કરતાં આ પુસ્તકમાં ઘણો સુધારો વધારો કરી છપાવેલ છે. મહેન સ્નાનનો વિધિ લખી જણાવશો એટલે પુરૂષની સાથે સ્ત્રીઓનો પણ આશીર્વાદ મેળવશો.

૭ મોસી સાઉથ આફ્રીકા ટાંગાનીકી ટેરીટરીથી મીસ્રી ભીખાભાઈ ખુશાલભાઇ લખે છે કે આપનુ મોકલેલ પુસ્તક ત્રિકાળદર્શક" દર્પણ વાંચી ઘણોજ આનંદ થયો છે. આપનો જેટલો ઉપકાર માનીયે તેટલોજ ઓછો છે. આપ મહાન વિદ્વાન પુરૂષ છો તો તમોને તથા તમારી મહેનતને ધન્યવાદ આપું છું. તા. ૨૫–૫–૨૫

# ધનવાન માટે અભિપ્રાય

**મસ્તકભંદથી** લાલશંકર દામજી લખે છે કે તમારૂં ધનવાન પુસ્તક આવ્યું તે સંભાળી લીધું છે તે વાંચીને ઘણો આનંદ થયો છે. ખરેખર ધનવાન તે ધનવાનજ છે. પુસ્તકના પ્રમાણે તેવા ગુણો તેમાં છે જો કોઇ પણ માણસ તેમાંથી એકાદ બે પ્રયોગો હાથ કરે તો તે માણસને નોકરીનો મોહ રહેતો નથી, મેં તેમાંથી એક પ્રયોગ હાથ કર્યો છે જેમાં હું ફતેહમંદ નીવડયો છું,

**સુરતથી એક પારસી ગૃહસ્થ** જણાવે છે કે તમોએ **ધનવાન** નામનું પુસ્તક બહાર પાડયું તે અમારા વાંચવામાં આવ્યું છે તેમાંથી કેટલીએક ચીજો અમારા ધંધાના અર્થે ઘણી ઉપયોગી થઇ પડી છે તે માટે આપનો ઘણો ઉપકાર માનીયે છીએ કારણ કે એવી બુક છપાવનાર હિંદુસ્તાનમાં કોઇકસી માણસ હશે.

**ધંધુકાથી** શાહ મણિલાલ ગોરધનદાસ લખે છે કે, તમારૂં **ધનવાન** પુસ્તક ઘણું ઉપયોગી છે તે સરળ અને સહેલી ભાષામાં લખાયેલું હોવાથી દરેકને સમજણ પડે તેવું તથા કાર્ય કરી શકાય તેવું છે.

**મુંબાઈથી શાવકશા** ખુરશેદજી કાંગા લખે છે કે, આપનું **ધનવાન** નામનું પુસ્તક અમો વાપરીએ છીએ અને આપની દુવાથી હાલ હું તેમાથી કોલન વોટર અને સાબુઓ બનાવતાં હું શીખ્યો છું

સુરત ગોપીપુરાથી અકબરભાઈ એ આરસીવાલા લખે છે કે તમારૂં ધનવાન નામનું પુસ્તક મેં મંગાવેલ તેમાંથી ઘણા હુન્નરો બહુ સારા છે અને તેની મદદથી દરેક માણસ સુખી થાય એમ છે. તમોએ આ પુસ્તક બનાવ્યું છે તેના શ્રમ માટે પરમાત્મા તમને મદદ કરો તથા માસ્તર ઓફ નોલેજ પણ ઘણું સારૂ અને સહેલી રીતેથી લખી શકાય તેવુ છે તે ઘણા માણસોને ઉપયોગનું છે તો મારા સરનામે બજી એ નકલો મોકલી આપશો.

મોસી સાઉથ અફ્રીકા રંગની કાટેરીથી મીસ્ત્રી **ભીખાભાઈ ખુશાલભાઇ** લખે છે કે, આપનું મોકલેલ પુસ્તક પહોંચ્યું છે, **ધનવાન** વાંચી ઘણો આનંદ થયો છે આપને જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો જે આપ મહાન વિદ્વાન પુરૂષ છો, તો તમોનો તથા મહેનતનો ધન્યવાદ આપું છું.

**ધંધુકાથી શા મણીલાલ ગોરધનદાસ** લખે કેઃ- તમારૂં **ધનવાન** પુસ્તક ઘણું ઉપયોગી છે. તે સરળ અને સહેલી ભાષામાં લખાએલું હોવાથી દરેકને સમજ પડે તેવું તથા કાર્ય કરી શકાય તેવું છે.

## અમારાં પુસ્તકોના સંબંધમાં વિદ્વાનો શું કહે છે.

**વડોદરા રાજ્યના વરીષ્ટ-હાઈકોર્ટ જડજ સાહેબ, પણ હાલ નાયબ દિવાન સાહેબ મે. બા. ગોવીંદભાઇ હાથીભાઈ દેસાઇ બી. એ. એલ. એલ. બી, લખે છે કે:**

રા. રા. જેઠાલાલ દેવશંકર દવે કૃત "કાયદાનો શિક્ષક" એ નામના પુસ્તકની પહેલી આવૃતી મારા જોવામાં આવી હતી તેમ હાલમાં નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે. તે પણ મારા જોવામાં આવી છે. આ પુસ્તક દરેક માણસને કાયદાની સાધારણ રીતે વ્યવહારોપયોગી માહીતી મેળવવાનું એક સાધન પુરૂં પાડે એવું છે અને તેથી તે દરેક જણે પોતાના ઘરમાં રાખવા જેવું છે. એકજ પુસ્તકમાં દિવાની ફોજદારી તથા મુલકી સંબંધી તમામ માહિતી મળે એવું ગુજરાતી ભાષામાં આ એકજ પુસ્તક છે. અને સાધારણ બાબતોમાં વકીલને ઘેર જવાની તસ્દી ન લેતાં દરેક માણસ જરૂરી કાયદા સંબંધી માહિતી મેળવી શકે એવું ઉપયોગી છે.

**મુંબાઇ હાઇકોર્ટના સોલીસીટર શ્રી પૂર્ણાનંદ મહાનંદ ભટ બી એ, એલ, એલ, બી લખે છે કે:—**

**હિંદુસ્તાનની તીર્થયાત્રા** એ પુસ્તક વાંચી મને ઘણો આનંદ થયો છે. ગુજરાતી પ્રજા ઘણીક ભાવિક છે ને તીર્થયાત્રા એ દરેક ગુજરાતી પોતાની જીંદગીમાં એક વખત તો જઇ આવે છે આ લોકોને દરેક જગ્યાએ શું જોવાનું છે અને ત્યાં કયે રસ્તે થઇને જવું અનુકુળ પડશે એવી માહિતી નહિ હોવાથી ઘણી અડચણ પડે છે. મી. દવેએ આ પુસ્તક બહાર પાડી ગુજરાતી પ્રજાને ઘણો લાભ કરી આપ્યો છે. હિંદુસ્તાનની રેલ્વેનો નકશો પણ તેમાં છે તેમાં બધી રેલ્વેઓ અને સ્ટેશનો બતાવ્યા છે. દરેક તીર્થની તથા જાણવા લાયક સ્થળોની સંપુર્ણ હકીકત આ પુસ્તકમાં લખી છે. દરેક યાત્રાળુ આ. પુસ્તક જોઇ યાત્રાએ જાય તો તેને કોઈ જાતની હરકત પડે નહિ તેમજ દરેક સ્થળે સારી રીતે જોઇને આવે દરેક ગુજરાતીએ આ પુસ્તક પોતાના ઘરમાં રાખવું આવસ્યક છે.

**સુરતના મે. ડીસ્ટ્રીક અને સેશન્સ જડજ મે. ચીમનલાલ એન મહેતા.** એમ. એ. એલ. એલ. બી. લખે છે કે: તમારૂં પુસ્તક કાયદાનો શીક્ષક મળ્યું તેમાં તમામ ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે તેમાં હિન્દુ અને મુસલમાન લોપણ છે. તેથી ગુજરાતી જાણનાર વર્ગ માટે તમે એક લાંબા વખતની ખોટ પુરી પાડી. અને મહત્વનું કાર્ય કર્યું છે. તે પુસ્તક ગુજરાતી જાણનાર વકીલો, માજીસ્ટ્રેટ રેવન્યુ ઓફીસરો અને જડજોને કાયદાના અભ્યાસીઓને ઘણુંજ ઉપયોગી થઇ પડશે. કિં. રૂ. ૧૫—૦—૦

**જેઠાલાલ દેવશંકર દવે, ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ**

ત્રિકાળદર્શક દર્પણનું

( બીજું વૉલ્યુમ )

# श्री चमत्कृति ज्ञानदर्शक विद्या

કિંવા

## આકર્ષક ગુપ્ત સિદ્ધિદાયક જ્ઞાન ભંડાર





# श्रीचमत्कृति ज्ञानदर्शक विद्या

## ભાગ ૧ લો

## યોગવિદ્યા

### પ્રકરણ ૧ લું.

### હઠયોગ

હઠયોગ—હ એટલે સુર્ય અને ઠ એટલે ચંદ્ર, એ બેનો યોગ થવો એ હઠયોગ છે. આનંદ એ બ્રહ્મનું રૂપ છે. નિર્વિકલ્પ આનંદમય થવું એ જ મુક્તિ છે. જ્યારે અંતઃકરણ શુદ્ધ થાય છે ત્યારે બ્રહ્મનો અનુભવ થાય છે. જ્યારે કર્મ અને ભકિતથી ચિત્ત શુદ્ધ થાય છે ત્યારે તે યોગવિદ્યા શીખવાને અધિકારી થાય છે. પૂર્વે ગોરક્ષનાથે ગોરક્ષસંહિતા નામે યોગવિદ્યાનો ગ્રંથ રચ્યો છે. જે અત્રે આપવનો પ્રયત્ન કર્યો છે.

યોગાભ્યાસથી મન વિષય ભોગમાંથી પાછું વળી ઈશ્વરમાં આસક્ત થવા લાગે છે. અને આત્માની સાથે એકાગ્રતા સાધી શકે છે. જ્યારે યોગી કાલમૃત્યુને જીતી, જરા, મૃત્યુને જીતી મુકિતના પંથે વળે છે. વેદરૂપી કલ્પવૃક્ષના ફળ રૂપ આ યોગ સેવન કરવાથી સંસારના ત્રિવિધ તાપ ટળી જાય છે.

યોગમા પ્રથમ યમ, નિયમ પાળી ચારિત્ર્ય શુદ્ધ કરવાનું છે. તે પછી આસન સિદ્ધ કરી, પ્રાણાયામ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ એ ૭ યોગનાં અંગોનો અભ્યાસ કરવાનો હોય છે. સર્વથી પ્રથમ યમ નિયમનું બરોબર રીતે પાલન કરી પાયો મજબુત કરવો તે પછી આસનાદી ક્રમપૂર્વક સાધનો સિદ્ધ કરવાં જેથી સમાધિ સિધ્ધ થાય છે. જેથી નિર્વિકલ્પ સમાધિથી રાજયોગ સિધ્ધ થાય છે.

## આસન

યમ અને નિયમ એ બે અંગો પ્રથમ સિધ્ધ કરવાં તેને માટે *આત્મજ્યોતિ કિંવા બ્રહ્મદર્શન એ નામનું અમારૂં પુસ્તક જોવું. યોગશાસ્ત્રમાં ૮૪ જાતનાં આસનો છે. તેમાં યોગવિદ્યા સિધ્ધ કરવા ઇચ્છનાર માટે બે આસન મુખ્ય છે. ૧ સિધ્ધાસન અને ૨ પદ્માસન.

**સિદ્ધાસન**—સ્વસ્થ ચિત્તે બેસી ડાબા પગની એડી ગુદા અને ઉપસ્થ વચ્ચેના સ્થાન પાસે રાખી. અને જમણા પગની એડી ઉપસ્થની ઉપર રહે તેવી રીતે બન્ને પગ એડીઓ ઉપર નીચે બરાબર રહે તેમ બેસવું તેથી ગુદા અને ઉપસ્થ એ બે ઇન્દ્રિય રોકાઇ જાય છે, તે પછી હૃદયથી ચાર આંગળ ઉપર દાઢી સ્થિર કરી સમસ્ત ઇંદ્રિયોથી મનને પાછું વાળી ચિત્તની એકાગ્રતા કરી. બન્ને નેત્રોથી અલક્ષપણે ભ્રકુટી તરફ જોઇ રહેવું. આ મોક્ષ રૂપી દ્વારનાં કમાડને ખોલી મોક્ષ માર્ગ બતાવનાર છે. જે કુંડલિનીથી રોકાયલું સુષુમ્ણા દ્વાર છે તે ઉઘડી સુષુમ્ણાદ્વાર મોક્ષસ્થાન સહસ્ત્રદલ કમલમાં નિવાસેલા પરમાત્મા સાથે એકાગ્રતા સાધી શકાવનાર આ સિદ્ધાસન છે.

**બદ્ધ પદ્માસન**—ડાબી જાંગ પર જમણો પગ રાખવો તથા જમણી જાંગ ઉપર ડાબો પગ રાખી, ડાબા હાથને પીઠ પાછળ ફેરવી જમણા પગનો અંગુઠો પકડવો. અને દાઢી છાતી સાથે રાખવી. બન્ને નેત્રોને નાસિકાના અગ્ર ભાગ સામે સ્થિર રાખવાં એ સમસ્ત રોગને નાશ કરનાર બધ્ધ પદ્માસન છે.

પદ્માસન—ઉપર પ્રમાણે જમણી જાંગ ઉપર ડાબો, અને ડાબી જાંગ ઉપર જમણો પગ રહે તેવી રીતે પલાંઠીવાળી બંન્ને સીધા પગની એડીઓ ઉપર નીચે ડાબો અને ઉપર જમણો હાથ રહે તેમ રાખી દ્રષ્ટિ નાસિકાના અગ્ર ભાગ ઉપર નિશ્ચલ રાખવી. દાઢીને છાતિથી ચાર આંગળ ઉપર રાખવી એ મત્સ્યેન્દ્રનાથે બતાવેલું પદ્માસન છે. તે સંપૂર્ણ રોગને મટાડનાર છે આ આસનોને સિધ્ધ કરવાં.

---

# ત્રિકાળદર્શક દર્પણ માટે અભિપ્રાય.

---

વડોદરાથી સુથાર ચીમનલાલ પરસોતમદાસ લખે છે કે ત્રિકાળ દર્શક દર્પણ તથા આસ્તર ઓફ નોલેજ બે પુસ્તકો વાંચ્યાં તે ઘણાં જ ઉપયોગીને સારાં છે.

કચ્છથી અંજારથી વસનજી બાબુજી લખે છે કે, આપનું ત્રીકાળદર્શક દર્પણ પુસ્તક મળ્યું વાંચી ઘણોજ આનંદ થયો છે તેમાં ઘણીજ ઉપયોગી બાબતો સમાવેશ કરેલો છે અને તેથી આપનો આભાર માનું છું.

ખભરામાંથી [illegible] લખે છે કે; આપનું ત્રીકાળ-દર્શક દર્પણ પુસ્તક મંગાવવાથી મને ઘણોજ ફાયદો થયો છે.

મુંબાઈથી [illegible] લખે છે કે; આપનું ત્રીકાળદર્શક દર્પણ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે હરેક કુટુંબમાં રાખવા યોગ્ય છે એ પુસ્તક પ્રકટ કરવામાં તમારા શ્રમને માટે ધન્યવાદ આપવો ઘટે છે.

પુનાથી મા. મોતીલાલ [illegible] લખે છે કે આપનું ત્રીકાળ દર્શક પુસ્તક વાંચતાં તથા અજમાવતાં અમી અંદરની મંત્રવિદ્યા સાચી છે તંત્રવિદ્યા પણ સાચી છે, તથા જોકશાસ્ત્ર પણ જે વાંચ્યું છે તે ઘણુંજ યાદ કરે છે. વળી ધનવાન નામની બુક નંગ ત્રણ વી.પી.થી રવાના કરશોજી. વળી ધનવાન તે ધનવાનજ છે. આ પુસ્તક ખરીદવાને હું દરેક ભાઇને ભલામણ કરું છું.

ધનવાન રાધનપુરથી એચ, બી. દસાડીઆ લખે છે. ધનવાનમાં બતાવેલા કેટલાક ઉપાયોમાં હું સારી રીતે ફતેહમંદ પામ્યો છું.

ચીખલીથી અબ્બાસઅલી શેખ ઇબ્રાહીમજી લખે છે કે આપના ધનવાન પુસ્તકથી મને સારો લાભ થયો છે. આ હિસાબે તેની કીંમત રૂ. ૨૫ રાખી હોત તો પણ ઓછીજ હતી. ગરીબ વર્ગને માટે આ પુસ્તક ઘણુંજ લાભદાયક છે. અને તેથી આ પુસ્તક ખરીદવા દરેકને મારી ભલામણ છે. પુસ્તકની કીં. રૂ ૧૦—૦—૦

શાકવાળા ખુરશેદજી કાંગા લખે છે કે,—આપનું ધનવાન નામનું પુસ્તક અમો વાપરીએ છીએ અને આપની દુવાથી હાલ હું તેમાંથી ‘ બામ ’ “ કોલનવોટર’ અને સાબુઓ બનાવતાં શીખ્યો છું.

## પ્રકરણ ૨ જું

### ષડચક્રનિરૂપણ

વિષયવાસનાથી મન ચંચળ રહે છે, મનને સ્થિર કર્યા વગર યોગસિદ્ધિ થતી નથી. મનનો નિરોધ કરવા માટે છ ચક્ર, સોળ આધાર, બે લક્ષ્ય, પાંચ આકાશ એ ચાર પ્રકારનો ભેદ છે.

છ ચક્ર—મૂલાધાર, સ્વાધિષ્ટાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞા ચક્ર એ છ ચક્ર છે.

**આધાર સોળ** છે—પ્રથમ આધાર પગનો અંગુઠો છે. તેના ઉપર એકાગ્ર દ્રષ્ટિ કરવાથી સ્થિર થાય છે. બીજો આધાર મૂલાધાર છે તેને પગની એડીથી અચેતન કરવાથી અગ્નિ દીપ્ત થાય છે; ત્રીજું ગુદાદ્વાર છે, તેનો સંકોચ વિકાશ કરવાનો અભ્યાસ કરવાથી અપાનવાયુ ફરીને વજ્રગર્ભ નાડીમાં પ્રવેશ કરી બિંદુચક્રમાં જાય છે. જેથી શુક્ર સ્તંભન અને વજ્રોલી મુદ્રા—અર્થાત વીર્યમાં યોનિનું પતન થયા પછી પાછું ખેંચી વજ્રોલીદ્વારા નાડી બિંદુસ્થાનમાં પ્રાપ્ત કરવાનું સામર્થ્ય મળે છે. ૫ ઉડ્ડીયાનબંધ એ પાંચમું આધાર છે. પશ્ચિમતાન આસન કરી ગુદાને સંકોચવાથી મલમુત્ર અને કૃમિનો નાશ થાય છે. છઠ્ઠું નાભિ મંડલાધાર છે. જેમાં ચૈતન્યજ્યોતિ સ્વરૂપ આત્માનું ધ્યાન કરવાથી અને પ્રણવના જપથી નાદ ઉત્પન્ન થાય છે. ૭ હૃદયાધાર છે. તેમાં પ્રાણવાયુંનો રોધ કરવાથી હૃદય કમલ વિકસિત થાય છે, આઠમું કંઠાધાર છે જેમાં દાઢી હૃદય સાથે રાખી ધ્યાન કરવાથી ઇડા પિંગલામાં વહન કરતો વાયુ સ્થિર થાય છે. નવમું ક્ષુદ્રઘંટિકાધાર કંદમૂલ છે. તેમાં જે બે લિંગાકાર ઉપરથી લટકે છે ત્યાં સુધી જીભ પહોંચાડે તો બ્રહ્મરંધ્રમાં ચંદ્ર મંડલમાંથી વહેતા અમૃતરસની પ્રાપ્તિ થાય છે, ૧૦ જીવ્હામૂલાધાર છે તેમાં ખેચરી મુદ્રાના પ્રકારથી જીવ્હાગ્રથી મથન કરે તો ખેચરી મુદ્રા સિધ્ધ થાય છે. અગીઆરમું જીવ્હાનું અધો ભાગાધાર છે. જેમાં જીવ્હાગ્રથી મથન કરવાથી દિવ્ય કાવ્ય શકિત પ્રાપ્ત થાય છે. બારમું ઉર્ધ્વદંત મુલાધાર છે. જેમાં જીવ્હાગ્ર સ્થાપન કરવાનો અભ્યાસ કરે તો રોગની શાન્તિ થાય છે તેરમું નાસિકાગ્રાધાર છે જેમાં દ્રષ્ટિ સ્થિર કરવાથી મન સ્થિર થાય છે. ચોદમું નાસિકા મુલાધાર છે. જેમાં દ્રષ્ટિ સ્થિર કર-

વાથી ૭ મહિના રોજ અભ્યાસ કરે તો જ્યોતિમાં પ્રત્યક્ષ દર્શન થાય છે. પંદરમું ભ્રૂમધ્યાધાર છે, જેમાં દૃષ્ટિ અચલ દૃષ્ટિ રાખવાનો અભ્યાસ કરવાથી સુર્ય કિરણો સમાન જ્યોતિ પ્રકાશિત થાય છે. તે અભ્યાસ દૃઢ થતાં સૂર્યાકાશમાં મનનો લય થાય છે. સોળમું નેત્રાધાર છે જેના મુળમાં વર્તુલાકાર બિંદુસમાન ઇંદ્રધનુષ સમાન રંગની જ્યોતિ છે, એ જ્યોતિને જોવાના અભ્યાસ કરવાથી જ્યોતિ પ્રત્યક્ષ થાય છે. એ સોળ આધાર છે. અથવા ૧ મુલાધાર, સ્વાધિષ્ટાન; ૩ મણિપુર, ૪ અનાહત, ૫ વિશુધ્ધ, ૬ આજ્ઞાચક્ર, ૭ બિંદુ, ૮ અર્ધ્ધેન્દુ, ૯ રોધિની, ૧૦ નાદ, ૧૧ નાદાંત. ૧૨ શકતી, ૧૩ વ્યાપિકા; ૧૪ સમની; ૧૫ રોધિની; અને ૧૬ ધ્રુવમંડલ એ સોળ આધાર છે.

બ્રહ્મ હું જ છું. એવી ભાવના કરવાથી સિધ્ધિ પ્રાપ્ત થાય છે.

**લક્ષ્ય** બે છે. એક બાહ્ય તથા આભ્યંતર એમ બે પ્રકારનાં છે. નાસિકા તથા ભ્રમધ્ય એ બાહ્ય બે લક્ષ્ય છે અને મુલાધાર ચક્ર તથા હૃદયકમળ એ આભ્યંતર બે લક્ષ્ય છે

**પાંચ આકાશ**--પ્રથમ શ્વેતવર્ણ જ્યોતિરૂપ આકાશ છે, તેની અંદર રક્તવર્ણ જ્યોતિરૂપ પ્રકાશ છે; જેની અંદર ધુમ્રવર્ણનું જ્યોતિરૂપ મહાકાશ છે, તેની અંદર નીલવર્ણનું જ્યોતિસ્વરૂપ તત્ત્વાકાશ છે. તેની અંદર વિદ્યુતના વર્ણનું જ્યોતિસ્વરૂપ સૂર્યાકાશ છે. એ યોગ શિખવા ઇચ્છનારે ઓળખવાં જોઇએ.

શરીર સ્થંભરૂપી ગૃહ છે, તેમાં સકલ વાસનાઓનો આશ્રમ મન છે. જેમાં ૧ મુખ ૨ નેત્ર ૨ કાન ૧ ગુદા અને ૧ ઉપસ્થ એ નવદ્વાર છે. તથા પૃથ્વી, જલ તેજ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વોના બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇશ્વર, સદાશિવ એ અધિદેવતા છે. એવા શરીરરૂપી ગૃહને યોગાભ્યાસીએ જાણી યોગસિધ્ધ કરવી જોઇએ.

**ષડચક્રોનું વર્ણન**—પ્રથમ **મુલાધાર** ચક્ર ગુદાદ્વારમાં પીળા રંગનું, અધોમુખ કમલ છે, જેના ચાર દળમાં **वं, शं, षं, सं**, એ બીજ શોભે છે. આઠ દિશામાં આઠ શૂલોથી વેષ્ટિત પીત્ત વર્ણની મધ્યકર્ણિકામાં ચતુષ્કોણ ભૂમંડલની અંદર હાથી ઉપર આરૂઢ જેની બગલમાં **लं** બીજ છે, એવા ચાર હાથ તથા ચાર મુખવાળા **બ્રહ્મા** કોટિ સૂર્ય સમાન પ્રકાશમાન અને ડાકિની શક્તિ સહિત છે. તે

દેદીપ્યમાન ત્રિકોણાકાર કામાખ્ય પીઠ છે, તેના મધ્યમાં પશ્ચિમમુખ સ્વયંભુ લિંગ છે, તેની વચમાં વિજળી સમાન ચમકતી સાડા ત્રણ આંટાવાળી સુષુમ્ણાના દ્વારને રોકીને સુતેલી સર્પિણી જેવી કુંડલિની મહાશક્તિ છે. જેમ પૃથ્વીના આધાર રૂપ શેષ ભગવાન છે તેમ શરીરના આધારરૂપ આ કુંડલિની છે. તેને જાણ્યા વગર યોગવિદ્યા શીખવી નકામી છે.

૨ **સ્વાધિષ્ઠાન** ચક્ર – એ બીજું ચક્ર લિંગમુલમાં રક્તવર્ણ-વાળું ઉર્ધ્વ મુખવાળું ષડ (૭) દલવાળું બ, ભ, મ, ય, ર. લ, એ ૭ વર્ણોથી શોભિત કમલ છે. શુકલવર્ણ કર્ણિકામાં અર્ધ્ધ ચન્દ્રાકાર જલમંડલ છે તેની મધ્યમાં (વ) બીજ છે જેની બગલમાં શ્રીવત્સ કૌસ્તુભ પીતાંબર વનમાલાઓથી, શોભિત ચતુર્ભુજ વિષ્ણુશાકિની શકિત સહિત છે.

ત્રીજું **મણિપુર ચક્ર**—નાભિ (ડુંટી તળે) મુળમાં નીલવ-ર્ણનું ઉર્ધ્વ મુખવાળું દશ દલવાળું કમળ ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, એ ૧૦ વર્ણોથી શોભે છે. તેની મધ્ય કર્ણિકામાં સ્વસ્તિ-કાકાર તેજોમન્ડલ છે. તેના મધ્યમાં સૂર્ય સમાન તેજવાળું મેષવાહન (रंग) બીજ ચતુર્ભુજ છે. તેના પાર્શ્વમાં રક્તવર્ણના, વિભુતિના ભુષણવાળા, નીલ વર્ણના ચતુર્ભુજ શાકિની શકિત સહિત મહારૂદ્ર છે.

ચોથું **અનાહત ચક્ર**-હ્રદયમાં છે. તે દ્વાદશ દળવાળા કમળ જેવું ઉર્ધ્વ મુખવાળું ક, ખ, ગ, ઘ. ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, એ ૧૨ બીજોથી શોભિત છે. તેની કર્ણિકામાં ધુમ્રવર્ણવાળું, ષટકોણ વાયુ મંડલની મધ્યમાં ધુમ્રવર્ણવાળા, ચતુર્બાહુ, કૃષ્ણ મૃગના વાહન-વાળું (य) બીજ છે. તેના પાર્શ્વમાં અભય મુદ્રા, ધારણ કરીને કાકિની શકિત સહિત ઇશ્વર છે. કર્ણિકાના ત્રિકોણમાં સુવર્ણ વર્ણનું બાણલિંગ છે. એ પૂર્ણાગિરી પીઠ કહેવાય છે.

**પાંચમું વિશુદ્ધ ચક્ર**--કંઠ સ્થાનમાં રક્તવર્ણવાળું, ઉર્ધ્વ મુખવાળું, ષોડશદલ કમલ અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ऋ, ॠ, ऌ, ॡ, એ ઐ, ઓ, ઔ, અં, અઃ આ સોળ વર્ણોથી શોભે છે. સ્ફટિકવર્ણ કર્ણિકામા વર્તુલાકાર આકાશમન્ડલ, જેમાં નિષ્કલંક પૂર્ણ ચન્દ્રમા છે, તેના મધ્યમાં શ્વેત હાથી વાહન, પાશ, અભય, વર, અંકુશ ધારણ કરતું આકાશ બીજ (हं) તેના પાર્શ્વમાં શાકિની શકિત સહિત સદાશિવ છે. આ જાલંધર પીઠ છે.

**છઠું આજ્ઞા ચક્ર**--ભ્રુમધ્ય (ભ્રકુટિ મધ્ય ) મા શ્વેત વર્ણવાળુ ઉર્ધ્વ મુખવાળુ દ્વિદલ હાથ એ બે બીજોથી શોભિત કમળ છે. તેની કર્ણિકામાં ડાકિની શકિત સહિત શિવ છે, કર્ણિકાનાં ત્રિકોણમાં ઇતરાલંગ નામા શિવલિંગ છે એ મનનું સ્થાન છે, ઉડ્ડીયાન પણ તેને કહે છે. તેના ઉપર સહસ્રદલ કમલ બ્રહ્મરંધ્રમાં શ્વેત વર્ણનું પૂર્ણચન્દ્ર સમાન મુખવાળા પરમાનંદ સ્વરૂપ હ, ળ, ક્ષ, એ ૩ વર્ણોથી શોભે છે. ત્રિકોણ કર્ણિકામાં પૂર્ણચન્દ્ર મન્ડલ જેના મધ્યમાં વિજળી સમાન ચમકીલું પરમાનંદરૂપ દેદીપ્યમાન જ્યોતિ છે, તેમાં ચિદાનંદ સ્વરૂપ પરમ શિવ વિરાજમાન છે, તેના પાર્શ્વમાં સહસ્ર સૂર્ય સમાન તેજ ધારી પ્રબોધ સ્વરૂપ અર્ધચન્દ્રાકાર નિર્વાણકલા વિરાજમાન છે તેની વચમાં કરોડો સૂર્યસમાન તેજ ધારી, રોમ સરખા સૂક્ષ્મ નિર્વાણ શકિત વિરાજમાન છે. તેની મધ્યે મન તથા વચનથી અગમ્ય કેવળ યોગથી ગમ્ય ચિદાનંદ સ્વરૂપથી પર અતિ પરમ શિવપદ છે. જેને પરબ્રહ્મપદ કહે છે તે વિરાજે છે. જેના નિમેષોન્મેષ અર્થાત આંખ ઉઘાડ મીંચ થાય તેટલા સમયમાં સૃષ્ટિ ઉત્પન્ન થઇ નષ્ટ થઇ શકે છે.

મૂલાધાર અને સ્વાધિષ્ટાન એ બે ચક્રોના વચમાં યોનિસ્થાન છે, એ કામ રૂપ પીઠ છે, અર્થાત મૂલાધારની કર્ણિકાંમાં કામરૂપ પીઠ છે. મૂલા ધારમાં જે ચતુર્દલ કમલ વિખ્યાત છે તેની મધ્યમાં ત્રિકોણાકાર યોનિ છે. જેની વંદના સમસ્ત સિધ્ધજન કરે છે તે પચાસ વર્ણથી બનેલી કામાખ્યપીઠ કહેવાય છે.

એ ત્રિકોણાકાર યોનિમાં સુષુમ્ણાદ્વારની સંમુખ સ્વયંભુ નામનું જે મહાલિંગ છે તેના મથાળે મણિના સરખું દેદીપ્યમાન બિંબ છે, એ કુંડલીનિ જીવના આધારરૂપ શરીરના આધારરૂપ મોક્ષદ્વાર છે. તેને જે સમ્યક પ્રકારથી જાણે છે તેને યોગવિત કહે છે. મેઢ્ર ( લિંગસ્થાન )ની નીચે મૂલાધાર કર્ણિકામાં રહેલ, તપેલા સુવર્ણ સમાન વર્ણનું અને વિજળી સમાન ચમક વાળો જે ત્રિકોણ છે તે કાલાગ્નિનું સ્થાન છે.

એ ત્રિકોણ વિષય સમાધિમાં અનંત વિશ્વમાં વ્યાપ્ત પરમજ્યોતિ પ્રદ થાય છે તે કાલાગ્નિનું રૂપ છે જ્યારે યોગિ, ધ્યાન, ધારણા, સમાધિ કરીને એ જ્યોતિશનાં દર્શન કરે છે ત્યારે તેને ફરી જન્મ મરણ આવતાં નથી. અર્થાત તે અજરામર થાય છે.

સ્વશબ્દ પ્રાણ (હંસ) નો બોધક છે, તેનું આશ્રમસ્થાન સ્વાધિષ્ટાન છે, પ્રાણનું અધિષ્ટાન હોવાથી તેને મેઢ્ર (લિંગસ્થાન) કહે છે.

## મણિપુર ચક્ર

નાભિમાં એક કંદ છે, જેમાથી સર્વાંગ વ્યાપિની શિરા (નાડી) નીકળે છે, જેમાંથી ૧૦ નાડી ઉપર જાય છે જે શબ્દ રસ, ગંધ, શ્વાસ, બગાસુ, ભુખ, તૃષા, ઓડકાર નેત્રદૃષ્ટ ધારણા, (મગજશકિત) એ દસ કામો પોત પોતાના સ્થાનોમાં કરાવે છે. તથા ૧૦ નાડી નીચે જાય છે. જે વાત, મુત્ર, મળ, શુક્ર, અન્ન, પાન, રસને નીચે પહોંચાડવાનું કામ કરે છે. અને ચાર નાડીની વાંકી ગતિ છે, જેમાંની બે જમણી બગલમાં અને બે ડાબી બગલમાં થઇ અગણિત સુક્ષ્મ શાખા રૂપે બનીને સર્વ શરીરમાં જાળાની માફક રોમે રોમ પ્રતિ જાય છે, તેના મુખ દ્વારા પરશેવો શરીરની બહાર રોમ કૂપો (વાળના છિદ્ર)માં થઇ નીકળે છે. તેમ તેજ માર્ગો દ્વારા લેપ, મર્દનાદી પદર્થો અંદર પ્રવેશ કરે છે એ પ્રકારનો નાભિ કંદ જેમ સુતરમાં મણિ પરોવેલો રહે તેમ સુષુમ્ણા નાડીમાં પરોવેલો. તેને નાભીમંડલસ્થ મણિપુર ચક્ર કહે છે.

## અનાહત ચક્ર

હૃદયમાં દ્વાદશ દલવાળું અનાહત ચક્ર છે, જેમાં તત્વાતીત જીવનો નિવાસ છે. તે ગુણાતીત હોવાથી પુણ્ય પાપથી રહિત છે, પણ જીવ તત્વનું ઓળખાણ યોગાભ્યાસથી થાય છે ત્યારે એ ગુણ જીવમાં આવે છે. તત્વજ્ઞાન વગર જીવ આ સંસારમાં ભટકયાં કરે છે.

---

## પ્રકરણ ૩ જું.

### દસ નાડી વર્ણન

લિંગ મૂલથી ઉપર નાભિથી કાંઇક નીચે કંદના સરખું સઘળી નાડીયોનું મૂળ ઉત્પત્તિ સ્થાન પક્ષીના ઇંડા જેવા આકારવાળું છે. તેમાંથી બોતેર હજાર નાડીયો ઉપર, નીચે, આડી અવળી થઇ આખા શરીરમાં વ્યાપ્ત છે.

એ બોતેર હજાર નાડીયોમાં મુખ્ય નાડી બોતેર છે. તેમાં પ્રાણવાહિની તો મુખ્ય દસ નાડીજ છે. ૧ ઇંડા ૨ પિંગલા ૩ સુષુમ્ણા, ૪ ગંધારી, ૫ હસ્તિ જીવ્હા, ૬ પૂષા ૭ યશસ્વિની ૮ અલંબુષા. ૯ કુહુ, ૧૦ શંખની, એ મુખ્ય દસ નાડીયોનાં નામ છે. એ નાડીમય ચક્ર યોગાભ્યાસીએ જરૂર જાણવા યોગ્ય છે. તે પછી એ નાડીયોમાં ચાલતા વાયુને જાણવા, ત્યારે પ્રાણાયામથી નાડી શોધન થાયછે.

નાસિકાના ડાબા ભાગમાં ઇંડા, દક્ષિણ ભાગમાં પિંગલા નાડી વહે છે, એ બેની મધ્યમાં સુષુમ્ણા નાડી રહે છે. એ ત્રણેનું મુળ મુલાધાર ચક્રના કર્ણિમાનું ત્રિકોણ છે. તેના ડાબા ખુણામાંથી ઇડા, દક્ષિણ ખુણામાંથી પિંગલા અને પશ્ચિમ ખુણામાંથી સુષુમ્ણા નાડી ઉત્પન્ન થઇ છે. એ ત્રણે નાડીઓ ચક્રમાંથી નીકળી પોતપોતાની નાસિકા છિદ્ર દ્વારા વહે છે. મધ્યે સુષુમ્ણા મુલાધારથી બ્રહ્મરંધ્ર પર્યંત છે. બીજી નાડીઓ તે ચક્રમાં કંદમાંથી ઉત્પન્ન થઈ પ્રત્યેક રંધ્રમાં ( છિદ્રમાં ) છે. જેમકે ડાબા નેત્રમાં ગંધારી, જમણા નેત્રમાં હસ્તિજીવ્હા, જમણા કાનમાં પુષા, ડાબા કાનમાં યશસ્વિની મુખમાં, અલંબુષા છે. લિંગ દેશમાં કુહું. મુવસ્થાનનાં શંખીની, એ બે એ કંદથી અધોમુખ થઇ નીચે ગઇ છે. અને ઉર્ધ્વમુખ થઇ ઉપર જાય છે. એ દસ નાડી પ્રાણવાયુના એકે માર્ગનો આશ્રય કરીને સ્થિત છે.

### દસ પ્રાણ

ચંદ્રમા, સુર્ય અને અગ્નિ એ અનુક્રમે ઇંડા, પિંગલા અને સુષુમ્ણા દેવ છે. એ ત્રણ નાડી પ્રાણ વાયુના માર્ગ રૂપે છે, ૧ પ્રાણ, ૨ અપાન, ૩ સમાન, ૪ ઉદાન, ૫ વ્યાન. એ મુખ્ય પાંચ પ્રાણ છે. અને ૬ નાગ; ૭ કુર્મ, ૭ કૃકલ. ૯ દેવદત્ત. ૧૦ ધનંજય. એ પાંચ પ્રાણ મળી એકંદરે દસ પ્રાણ છે.

પ્રાણવાયુ હૃદયમાં રહીને શ્વાસને બહાર કાઢે છે તથા અંદર લે છે, તથા અન્ન પાનાદીને પચાવેછે. ૨ અપાન વાયુ મુલાધારમાં રહીને મલ મુત્રને બહાર કાઢવાનું કામ કરે છે. ૩ સમાનવાયુ નાભિમાં રહી શરીરને શુષ્ક અર્થાત યથાસ્થાન રાખવાનું કામ કરે છે. ૪ ઉદાન વાયુ કંઠમાં રહી શરીરની વૃદ્ધિ કરે છે. ૫ વ્યાન વાયુ સર્વ શરીરમાં રહી લેવું ત્યાગ કરવું, વિગેરે શરીરમાં કાર્ય કરાવે છે, પ્રાણ અર્થાત વાયુતો દસ છે પણ તેમાં આ પાંચ જ મુખ્ય છે. શિવ યોગ શાસ્ત્રના મતથી મુખ, નાસિકા, હૃદય, નાભિકા કુંડલીની ચારે તરફ તથા પગના અંગુઠામાં પ્રાણ વાયુ રહે છે. ૨ ગુદા, લિંગ, ઉરૂ જાનુ ઉદર પેડુ, કંદો, અને નાભિમાં અપાનવાયુ રહે છે. ૩ કાન. નેત્ર, કંઠ, નાક, મુખ, કપાળ, મણિબંધમાં વ્યાન વાયુ રહે છે, ૪ સર્વ સાંધાઓમાં તથા હાથ પગમાં ઉદાન વાયુ રહેછે. ૫ અને ઉદરાગ્નિથી કધ્રામાથી તે સર્વાંગમાં સમાન વાયુ રહે છે, એથી પ્રાણદિ પાંચ વાયુ મુખ્ય છે. નાગાદિ બીજા પાંચ વાયુનાં કર્મ જે ચામડીમાં તથા હાડકામાં રહીને કરે છે. તે આગળ કહીએ છીએ.

ઓડકાર આવવો એ નાંગ વાયુનુ કામ છે, આંખોના પલકારા ( ઉઘાડમીંચ કરવી ) મારવા એ કર્મ વાયુનું કામ છે, છીંક ખાવી એ કૃકર વાયુનુ કામ છે. બગાસુ ખાવુ તે દેવદત્ત વાયુનું કામ છે. ધનંજય વાયુ આખા શરીરમાં વ્યાપેલો રહે છે તે મર્યા પછી પણ મૃત શરીરમાં રહે છે. અર્થાત મરી ગયા પછી પણ ચાર ઘડી પર્યંત તે શરીરમાં રહે છે. એ પ્રકારે એ દસ વાયુ પોતે યોગના અભ્યાસથી કલ્પિત રૂપે સુખ દુઃખનો સબંધ જીવને કરાવે છે.

હું સુખી છું; હું દુઃખી છું ઇત્યાદિ વ્યવહારમય જીવની ઉપાધિ લિંગ શરીરમાં થવાથી પોતે જીવન રૂપ બનીને સમસ્ત નાડીઓમાં ફર્યા કરે છે જો કે અવિદ્યાવચ્છિન્ન ચેતન્ય જીવજ છે તો તેનું આમ ફરવું અસંભવીત છે, તથાપિ જેમ ચંદ્રમા જાતે કંપાયામન થતો નથી પણ તેનું પ્રતિબિંબ જળમાં જે વખતે પડે છે. તે વખતે તે જળ હલાવવાથી તેમાં પડેલું ચંદ્રબિંબ હાલતું જણાય છે, એવી રીતે વ્યવહારમાં આ દસ વાયુનું ફરવું તથા તેની જ ઉપાધિ જીવ ચેતન્યનાં આરોપિત કરે છે.

જેમ રબ્બરનો દડો હાથમાં લઇ જમીન ઉપર અફાળવાથી તે પાછો સામો ઉછળે છે, તેવી જ રીતે પ્રાણવાયુના સ્નાન–હૃદયમાં

અપાનવાયુ તથા અપાન વાયુના સ્થાન ( ગુદા ) માં પ્રાણાયુ જતા અપાનવાયુ જીવનું આકર્ષણ કરીને એકત્ર સ્થિત રહેવા દેવો નથી જેમ દડો રમનારાના વશમાં દડો રહે છે. એવી જ રીતે આ વિદ્યા ( માયા ) ના વશમાં જીવ રહે છે.

જે કારણુથી જીવાત્મા પ્રાણુ અપાનવાયુને આધિન છે એજ કારણુથી તે ઇડા અને પિંગલા નાડીદ્વારા નીચે મુમાધાર પર્યંત અને ઉપર મુખ નાસિકાના છિદ્ર પર્યંત ફર્યા કરે છે. તે અતિ ચંચળ હોવાથી પ્રાણાપાન વાયુના સાધન વિના વાયુને જીતાતો નથી, અને તેને જીત્યા વગર હદહૃદય ધ્યાન થઇ શકતું નથી.

જેમ બાજ પક્ષિના પગમાં દોરી બાંધીને હલાવીને છોડી દેવાથી તે ઉડે છે. ખરૂં પણ દોરી ખેંચતા તે પાછું હાથમાં આવી જાય છે, એવી જ રીતે માયાના અંશ સત્વ, રજ તમોગુણ રૂપી વાસનાથી જીવ બંધાયલો જીવ બુધ્ધિ લીન થતાં ઉપાધી રહિત શુધ્ધ બ્રહ્મ થઇ જવા છતાં પણ પ્રાણાપાનવાયુ કરીને પાછો ખેંચાઇ શકાય છે. જાગ્રત અવસ્થામાં પાછો પ્રબુધ્ધ થતાં વૃતિ વિષયમાં પુનઃ જીવભાવને પ્રાપ્ત થઈ શકે છે.

ઉપરથી આજ્ઞાચક્રગત પ્રાણવાયુ નીચે મુલાધાર સ્થિતિ અપાન વાયુને તથા મુલાધાર અપાન ગતવાયુ આજ્ઞાચક્રસ્થ પ્રાણવાયુને પરસ્પર પોત પોતાની તરફ આકર્ષણ કરે છે; યોગાભ્યાસી પુરૂષ પ્રાણાયામ દ્વારા એ બેને જોડવાની જે ક્રિયા કરે છે. તેને યોગ કહે છે. એ યોગ-જોડવાંને હઠયોગ કહે છે. જે સૂર્ય ચંદ્રમાનું ઐક્ય કહેવાય છે.

---

# પ્રકરણ ૪ થુ.

## અજપા ગાયત્રિ મંત્ર

પ્રાણવાયુ સારૂપ્યને પ્રાપ્ત થઇ ચિદાભાસ જીવ હકાર કરીને સ્વાધિષ્ટાન ચક્રમાંથી ઉત્પન્ન થાય છે અને સકાર કરીને મુલાધારાદિ ચક્રમાં પ્રવેશ કરે છે. એ પ્રકારે હંસમંત્ર (અજપા ગાયત્રી)નો જપ જીવ નિત્ય કરતો રહે છે. અર્થાત્ શ્વાસ બહાર નીકળવામાં હકાર અને અંદર પ્રવેશ કરવામાં સકારનો ઉચ્ચાર થાય છે, સુર્યોદયથી તે સૂર્યાસ્ત પર્યંત ૬૦ ઘડીમાં આ મંત્રની જપ સંખ્યા ૨૧૬૦૦ થાય છે. એટલા જપ જીવ સ્વતઃ કરે છે.

એ યોગિયોને મોક્ષ આપનારી અજપા નામ ગાયત્રી ( **हंस** ) મંત્ર છે. એના સંકલ્પ માત્રથી યોગી સમસ્ત પાપોથી છુટી જાય છે.

આ અજપા સમાન જીવબ્રહ્મનો અભેદ કરનારો બીજો કોઇ મંત્ર નથી. એ અલ્પશ્રમથી ઉત્તમ ફળ આપનાર છે. તેના સમાન બીજો જપ નથી, કેમકે પ્રાતઃકાળે સંકલ્પ માત્ર કરવો, અને તે પછી ખાતાં, પીતાં, ચાલતાં, ઉઠતાં, બેસતાં, સુતાં, સર્વદા સર્વ અવસ્થાઓમાં આ જાપ એની મેળે થયાં કરે છે, અને અદ્વૈતાનુભવ કરાવનાર તેના સમાન અન્ય કોઇ જ્ઞાન શાસ્ત્ર પહેલાં પણ નહિં હતું અને હવે પછી થનાર પણ નથી.

કુંડલિની મહાશક્તિથી ઉત્પન્ન થઈ છે તથા પ્રાણવાયુને ધારણ કરનારી આ અજપા ગાયત્રી છે. જીવાત્માની શકિત પ્રાણવિદ્યા સ્વરૂપ પણ એ છે એ કારણથી મહાવિદ્યા પણ એને કહે છે, એને જે યોગી ઓળખી શકે છે તેજ યોગશાસ્ત્રાભ્યાસનું તાત્પર્ય જાણી શકે છે.

હવે કુંડલિનો ભેદ બોલવા માટે અને તેની અધિકતા પ્રકટ કરવા માટે કુંડલિનીનું બીજા પ્રકારનું પણ સ્થાન છે. સમસ્ત ૭૨૦૦૦ નાડીયોનું ઉત્પતિ સ્થાન પૂર્વોકત કંદ છે. તેના ઉપર મણિપુરચક્ર કર્ણિકામાં આઠ વૃત્તથી વેષ્ટિત થઇ કુંડલીની શકિત બ્રહ્મરંધ્રદ્વારના મુખને રોકીને સર્વદા રહે છે. જે માર્ગદ્વારા જન્મમરણ દુઃખ હરણ કરનાર અખંડ બ્રહ્માનંદને પ્રાપ્ત થાય છે. એ માર્ગને રોકીને સુતેલી કુંડલિની પ્રાણવાયુને ઉત્તેજન કરવાથી કાલાગ્નીની જ્યોતિના સંબંધમાં

પ્રબુધ્ધ થઈ મન અને પ્રાણવાયુ સહિત સુષુમ્ણા નામની મધ્ય નાડી-દ્વાર ઉપર જાય છે જેવી રીતે સોયમાં પરોવેલા દોરા સહિત સોય વસ્ત્રના અનેક સુત્રોની મધ્યમાં પ્રાપ્ત થાય છે, તેવી રીતે પોતે સૃષ્ટિ ઉત્પન્ન કરીને ષટચક્ર તથા તેના દેવતાઓ વિગેરે સકલ પ્રપંચને ઉલ્લંઘન કરીને ઉપર સહસ્ત્રદલ કમલ સન્મુખ જાય છે.

સુતેલા સર્પની માફક કુંડલિની અપાનવાયુથી ધમિત જે મુલાધારમાં રહેનારી કાલાગ્નિ જ્યોતિના સંબંધથી પ્રબોધ થઇ અતિ વેગથી ચાલતા સર્પસમાન કુટિલ ગતિ થઇ કમલ નાલના તંતુસમાન સુક્ષ્મ જ્યોતિર્મય સ્વરૂપ થઇ સુષુમ્ણા માર્ગે ઉપર જાય છે. જેવી રીતે કુંચીથી તાળું ઉઘડતાં કમાટ ઉઘડે છે તેવી રીતે કુંડલિનીને જાગ્રત કરતાં મોક્ષદ્વાર સુષુમ્ણા મુખને યોગીએ અભ્યાસથી ખોલવું. જેથી કુંડલિનીને જાગ્રત કર્યા વિના કંડલીનીનું દ્વાર ઉઘડતું નથી.

શકિત ચાલન મુદ્રા બન્ને હાથ સંપુટિત કરીને બને બાહુના મધ્યભાગને હૃદયમાં દૃઢ સ્થાપન કરીને પદ્માસન કરવું દાઢી હૃદય પાસે રાખવી. અર્થાત જાલંધર બંધ કરીને જ્યોતિ સ્વરૂપનું ધ્યાન કરવું. કેવળ કુંભક પ્રાણાયામ અધોદ્વાર રોકીને કરવો. પ્રાણાયામથી કુંભિત વાયુને અપાનવાયુથી એકત્ર કરીને યથાશકિત કુંભક કરવો. આ પ્રકારે કુંડાલનીનું ઉત્થાન થાય છે અને યોગીને અપરિમીત જ્ઞાન મળે છે. કુંડલિનીનું ઉત્થાન કરનારી શકિતચાલન મુદ્રા એજ હોય છે પણ પ્રાણાયામના અભ્યાસથી પ્રાણાપાન વાયુને વશ કરીને આ મુદ્રાનો બહુજ કાલ પર્યંત અભ્યાસ કરવો જોઇએ.

શકિતચાલન મુદ્રાના અભ્યાસીના નિયમ–પ્રાણાયામાદિ કરવાથી શરીરમાં જે પરસેવો આવે છે તેથી શરીર ચોળવું. મીઠું અને ખાટું એ બે રસ ન ખાવા, માત્ર દુધ અને ભાત ખાય. ભોજન પણ પ્રમાણસર એક વખત કરવું. બ્રહ્મચર્ય પાળવું. કામક્રોધાદિથી રહિત રહેવું, ત્યાગવાળા થવું. યોગાભ્યાસનો વળી અભ્યાસ કરવો. આ પ્રકારે નિયમ પાળીને યોગાભ્યાસ કરતાં શકિત ચાલનમુદ્રાનો અભ્યાસ કરવો એક વર્ષ સુધી અભ્યાસ કરવાની કુંડલિનીનું ઉત્થાન કરવાનું સામર્થ્ય આવે છે આંથી સિધ્ધિ મળે છે. કે નહિ એવો સંદેહ કરવો નહિ. અભ્યાસથી જરૂર સિધ્ધ મળે છે.

મિતાહારનાં લક્ષણ–સ્નિગ્ધ ( ચીકાશવાળાં ) મીઠું ભોજન ન

ખાવું બે ભાગ અન્ન અને એક ભાગ જળ લેવું ચોથો ભાગ ઉદરમાં વાયુ સંચારને માટે ખાલી રાખવો. દેવને ધરાવીને દૂધ ભાત ખાવાં આ પ્રકારે વિધિથી જમનાર યોગી મિતાહારી છે.

કંદની ઉપર મણિકપુરચક્રની કર્ણિકામાં ૮ આંટા મારી કુંડલાકરે કુંડલિની શક્તિ છે એ મૂર્ખ જનોને વારંવાર જન્મમરણરૂપ બંધન આપે છે. અને યોગાભ્યાસ જાણનારને શક્તિ ચાલનને અભ્યાસ જન્મમરણરૂપ બંધન છોડાવી મોક્ષ આપે છે

શક્તિચાલનનું ગ્રંથાંતર મતથી કાંઇક વિશેષ–ગંગા, યમુનાની વચ્ચે તપસ્વીની બાલરન્ડા બલાત્કાર કરીને કુંડલીને ગ્રહણ કરે તો વિષ્ણુના પરમપદને પ્રાપ્ત કરે છે. ઇડા ભાગવતી વામશ્વાસા નાડી ઐશ્વર્યાદિ સંપન્ન ગંગા, દક્ષિણશ્વાસા પિંગલા નામની યમુના છે, એની મધ્યમાં સુશુમ્ણા બાલરંડા છે. મુલ સ્થાનની વિતસ્તી માત્ર ઉપર નાભી અને મેઢની મધ્યમા નવ આંગળ વિસ્તારમાં ચાર આંગળ આયામ પક્ષીના અંડાકારે શ્વેતરંગ કોમલ વસ્ત્ર વેશ્ટિત જેવો કંદ છે. વજ્રાસન કરીને હાથથી પગની એડી પકડી કંદ સ્થાનમાં દ્દઢ લગાવી પીડન કરે યોગી વજ્રાસનમાં બેસી કુંડલીનીને શક્તિચાલન મુદ્રાથી ચલાયમાન કરે ત્યારે ભસ્ત્રા નામ કુંભક કરી કુંડલિની શક્તિને શીઘ્ર પ્રબોધિત કરે છે.

નાભિસ્થાન ( સુર્ય ) ને સંકુચિત કરી કુંડલીનીને ચલાવે તેનો અભ્યાસ સિદ્ધ થઇ જાય તો મૃત્યુના મુખમાં પડી ગયો હોય તો પણ મૃત્યુ થતું નથી.

ચાર ઘડી પર્યંત નિર્ભય થઇ શક્તિ ચાલન કરેતો કુંડલિની કાંઇક સુષુમ્ણામાં ઉપર જાય છે. જેથી કુંડલિની સુષુમ્ણાના દ્વારને છોડી દેછે. ત્યારે પ્રાણવાયુ પોતે જ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. એથી રોજ સુષુમ્ણા દ્વારમાં સુતેલી કુંડલિનીને ચલાવે તો યોગી સર્વ રોગથી બચી જાય છે.

જે યોગીએ શક્તિચાલન કરી તે અણિમાદિ સિદ્ધિયોને પાત્ર થાય છે. અને વિશેષ મહાત્મ્ય તો શું પણ કાળને સહજમાં જીતી લે છે જે રોજ કુંડલીનીને ચલાવી ભસ્રા કુંભકનો વિશેષ કરીને અભ્યાસ કરે છે તો તેને યમનો ભય થતો નથી. યોગિયોના પદાભ્યાસથી આસન પ્રાણાયામ મહામુદ્રાદિ કરીને મધ્યનાડી સુષુમ્ણા સરલ થઇ જાય છે.

**મહામુદ્રા**—મહામુદ્રા, ખેચરી મુદ્રા, ઉડ્ડીયાન બંધ, જાલંધર, મુલ બંધ, એ પાંચ કરી શકિત ચાલન કરે તો યોગી મુકિત ભાજન થાય છે. શકિત ચાલી કે નહિં તેનું જાણવાનુ પ્રમાણ એ છે કે જેવી રીતે શરીર પર કીડી ચઢે તો તેની ગતિથી તેનું જ્ઞાન થાય છે. કે કાંઇક શરીર ઉપર ચઢયું છે, એવી રીતે સુષુમ્ણામાં વાયુ જ્યારે ચાલવા લાગે તો શકિત ચલાયમાન થઇ ગઇ એમ સમજવું. શકિત ચાલન મુદ્રાની પછી ઉપરની પાંચ મુદ્રા કરવી યોગ્ય છે.

**મહા મુદ્રાની વિધી**—હૃદય પાસે દાઢી રાખવી, ડાબા પગની એડીથી યોનિસ્થાનને અત્યંત દઢ કરીને અચેતે જમણો પગ લાંબો કરીને બંને હાથવડે પગનો મધ્ય ભાગ પકડીને પગ પણ રોકવો, તે વખતે પેટમાં પૂરક વિધિથી વાયુ ભરીને કાંઇક વખત સુધી યથાશકિત કુંભક કરીને મંદ મંદ વાયુનું રેચન કરવું એ યોગી જનને માટે સમસ્ત રોગનાશક મહામુદ્રા કહી છે.

આ મહામુદ્રાના અભ્યાસમાં પ્રથમ ડાબા અંગથી અભ્યાસ કરીને પછી જમણા અંગથી કરવો તેવી રીતે પ્રાણાયામ પણ કરતા રહેવું. જ્યારે બંને તરફના અભ્યાસથી પ્રાણાયામની માત્રા બરોબર થઇ જાય ત્યારે મુદ્રા છોડવી ત્યાં સુધી એ અભ્યાસ કરતા રહેવું.

જ્યારે મહામુદ્રાનો અભ્યાસ દઢ થઇ જાય તો પથ્યાપથ્યનો વિચાર કાંઇ રહેતો નથી. ગળ્યું, ખારૂ, તીખું વિગેરે સ્વાદ કાંઇ રહે તો નથી જેમ જે સંયોગ વિરૂદ્ધ વસ્તુ વા ઘોર વિષ પણ ખાય તો અમૃતની માફક પચી જાય છે. તથા ઉદાવર્ત્ત, ગુલ્મ, અજીર્ણ, ક્ષય, કોઢ આદિ રોગ સમસ્ત શાંત થઇ જાય છે. તેના અભ્યાસીને મહા સિધ્ધ દેનારી આ મહા મુદ્રા કહી છે. એને ઘણા યત્નથી ગુપ્ત રાખવી. પ્રકાશ કરવાથી સામર્થ્યહીન થઇ જાય છે. એથી અનધિકારી, અયોગ્ય પુરૂષ, શઠ, દાંભિક આદિ જેવા તેવાને તે ન આપવી.

બીજી રીત—ડાબા પગની એડીથી ગુદા અને શિશ્નના મધ્યમાં યોનિ સ્થાનને રોકીને જમણો પગ જમીન સાથે સીધો રહે અને પગની એડી જમીન સાથે રહે અને આંગળીયો ઉંચી દંડની માફક રહે તેવી રીતે લાંબો કરવો. ત્યારે હાથોના અંગુઠા અને તર્જનીથી જમણા પગનો અંગુઠો પકડી રાખવો, તે પછી કંઠમાં જાલંધરબંધ કરીને વાયુને ઉપર સુષુમ્ણામાં ધારણ કરે એથી મુલબંધ પણ

થાય છે. જ્યાં યોનિ સ્થાનને પીડન અને જીવ્હાબંધ કરીને મૂલબંધ થઇ જાય છે, જેવી રીતે સાપ દંડના પ્રહારથી દંડાકાર થઇ જાય છે. એવી રીતે કુંડાલની શકિત પણ કુટિલતાને છોડી આ મુદ્રાથી સરલ થઇ જાય છે અને કુંડલિનીના ઉત્થાનથી સુષુમ્ણામાં વાયુનો પ્રવેશ થાય છે, ત્યારે બંનેના પ્રાણુના વિયોગથી ઇડા પિંગલા જેના આશ્રય રૂપ છે તે મરણાવસ્થા દૂર થાય છે. તે પછી વારંવાર રેચક કરે, વેગથી કરવાથા બળની હાની થાય છે. એથી મહામુદ્રા આદિનાથાદિ મહા સિદ્ધોએ બતાવી છે. એના અભ્યાસથી મહા કલેશ, અવિદ્યા, રાગદ્વેષાદિક શોકમોહાદિ દોષ ક્ષીણ થાય છે. તથા જરા મરણાદિ પણ થતાં નથી એથી જ્ઞાનીજનો એને મહામુદ્રા કહે છે.

તેનો ક્રમ એવો છે કે ડાબા ભાગથી અભ્યાસ કરી, જમણા ભાગમાં અભ્યાસ કરવો અને ડાબા ભાગના અભ્યાસની પછી જ્યાં સુધી વામાંગમાં કુંભકની સંખ્યા સમાન થાય ત્યાં સુધી અભ્યાસ કરવો, જ્યારે સંખ્યા સમાન થાય ત્યારે મહામુદ્રાનું વિસર્જન કરવું. તેમાં એ ક્રમ છે કે ડાબા પગની એડીને યોનિસ્થાનમાં લગાવી જમણો પગ લાંબો કરી તેના અંગુઠાને હાથના અંગુઠા અને તર્જની વડે પકડી અભ્યાસ કરવો. એ વામાંગાભ્યાસ છે. એથી પુરિત જે વાયુ વામાંગમાં યથાસ્થિત રહેશે. પછી જમણા પગને ટુંકો કરી તેની એડી યોનિમાં લગાવી ડાબો પગ લાંબો કરી તેના અંગુઠાને હાથના અંગુઠા અને તર્જનીથી પકડી અભ્યાસ કરવો એ દક્ષિણાંગાભ્યાસ છે. તેથી પુરેલો વાયુ દક્ષિણ અંગમાં રહે છે.

કહે છે કેઃ મહામુદ્રાના અભ્યાસમાં પથ્યાપથ્યનો વિચાર નથી, કડવું ખાટું વિગેરે સમસ્ત રસાદિક જે ખાય તે પચી જાય છે. નીરસ વાસી સર્વ પચે છે. જે દુર્જર ઘોર વિષ વિગેરે પણ અમૃત સમાન પચી જાય છે. જે પુરૂષ મહામુદ્રાનો અભ્યાસ કરે છે તેને ક્ષય રોગ, કુસ્ટરોગ, ગુલ્મરોગ, અજીર્ણ, જ્વર, પ્રમેહ, ઉદરસ રોગ વિગેરે કદી થતાં નથી. અને આ અભ્યાસીને અણિમાદિ મહા સિદ્ધિ આપનારી આ મહામુદ્રા કહે છે. એને ગુપ્ત રાખવી અર્થાત અનધિ-કારીને ન આપવી.

**ખેચરીમુદ્રા**—ખેચરી મુદ્રાની વિધિ એ છે કેઃ જીભને ઉલટી ફેરવીને કંઠમુલમા જે છિદ્ર અથવા ક્ષુદ્ર ઘંટિકા છે તેમાં પ્રવેશ કરાવવો તે પછી ભ્રૂમધ્યમાં નિશ્ચલ દૃષ્ટિ સ્થિર કરવી એને ખેચરી

મુદ્રા કહે છે. જે યોગી ગુરૂપદિષ્ટ માર્ગે છેદન, દોહન, ઘર્ષણ પ્રકારથી ખેચરી મુદ્રાને બહુજ કાલ પર્યંત અભ્યાસ કરે છે તેના રોગ, નિદ્રા-ક્ષુધા, તૃષા, મુર્છા, અને મરણતુલ્ય કષ્ટ દૂર થાય છે. જે યોગી ખેચરી મુદ્રાનું જ્ઞાન મેળવી તેનો અભ્યાસ કરીને તેને સિધ્ધ કરે છે. તે શોકથી પીડા પામતો નથી, કર્મનાં ફળનું તેને બંધન હોતું નથી, અને કાળ મૃત્યુ આદિથી તેને કાંઇ વિધિ દુઃખ થતું નથી કારણ કે ત્યાં પરબ્રહ્મ વિષે એકાગ્ર મન બુધ્ધિ ચિત્ત શુન્ય વિષે ફરે છે તથા જીભ પણ કંઠમુળ છિદ્રાકાશમાં રહી બ્રહ્મરંધ્રમાં સ્થિત ચંદ્રકલામૃતનું પાન કરે છે. એ હેતુથી મન બુદ્ધિને વિષયના બંધનથી નિવારણ કરનારી ખેચરીમુદ્રા સમસ્ત સિદ્ધજનોથી અત્યંત પુજનિય છે.

શરીરનું મુળ કારણ બિંદુ છે એથી શરીરનું રક્ષણ થાય છે. પગથી માથા સુધી સમસ્ત નાડી જાળ બિંદુથી સેચન થઇ રહેલું છે એ હેતુથી એ નાડી સજીવ સ્વકર્મ સામર્થ્ય રહે છે. અર્થાત સમસ્ત નાડીયો બિંદુના આધારમાં છે.

જે યોગીએ કંઠનાલના છિદ્રલંબિકાની ઉપર આકાશ વિષે ખેચરી મુદ્રાથી રોકી લીધું તો ચંદ્રામૃત રોકવાથી તે યોગીને કામિની (સ્ત્રી) આલિંગન કરે તો પણ તેનું મન ચલાયમાન થતું નથી તથા બિંદુ ગરતું નથી. જ્યાં સુધી શરીરમાં, બિંદુ ( વીર્ય ) સ્થિર છે. ત્યાં સુધી મૃત્યુનો ભય હોતો નથી. બિંદુનું સ્થાન વ્યોમચક્ર છે. ત્યાં કાલની ગતિ નથી. જ્યાં સુધી ખેચરી મુદ્રા દૃઢ છે. ત્યાં સુધી બિંદુ વ્યોમચક્રથી ગરતું નથી એના સ્વસ્થાનમાં રહેવાથી કાલનું જોર ચાલતું નથી.

કદાચિત એકાગ્ર ન થવાથી બિંદુ ઉતરીને નાભિસ્થાન સુર્ય મંડળમાં પહોંચી જાય તો યોનિ મુદ્રા કરીને કુંડલીની શકિતને ઉપર ચઢાવી તેની આઘાતથી એ બિંદુ ફરી ઉપર ચઢી પોતાના સ્થાનમાં પ્રાપ્ત થઇ સ્થિર રહે છે. એ બિંદુ બે પ્રકારનું છે. એક તો પાંડુ-વર્ણનું જેને શુક્ર કહે છે, બીજું લાલ વર્ણનું જેને મહારાજ કહે છે. તેલ મેળવેલા સિંદુરના રસના જેવું રજ સુર્ય સ્થાન નાભિ મંડ-ળમાં રહે છે. તથા બિંદુ (વીર્ય) ચંદ્રમાના સ્થાન કંઠદેશ ષોડષાદ્ય-ક્રમાં સ્થિર રહે છે. એ બેનું ઐકય થવું અત્યંત દુર્લભ છે.

બિંદુ શિવ રૂપ છે, રજ શકિત રૂપ છે. એ બિંદુ અને રજના એક થવાથી યોગ સિદ્ધિ પ્રાપ્ત થઇ પરમપદપ્રાપ્ત થાય છે. ચંદ્ર-

અને સુર્યને ઐકય કરવા એ હઠયોગ પદનો અર્થ છે. પ્રાણવાયુ અપાન વાયુનો અને જીવાત્મા પરમાત્માનું ઐકય કરવું એજ યોગનું રહસ્ય છે.

શકિતચાલન વિધિથી વાયુ કરીને જયારે રજ બિંદુની સાથે ઐકયને પ્રાપ્ત થાય છે ત્યારે શરીર દિવ્ય થઈ જાય છે અર્થાત તે પછી તે શરીર અગ્નિથી બળતું નથી કે શસ્ત્રથી કપાતું નથી. જેમ શુક્ર બિંદુરૂપ થઇ ચંદ્રમા મળે અને રજ રકતરૂપ થઇ સૂર્યને મળે એના સમ રસૈકત્વ ચંદ્ર સુર્ય સ્વરૂપ બિંદુ રજ સમરસત્વને જે યોગી જાણે છે તે યોગવિત કહેવાય છે, ચંદ્રમા અને સુર્યના યોગને યોગ કહે છે.

નાડીજાળના શોધનથી એમાં રહેનારા વાત, પિત્ત, કફાદિ રોગોનો નાશ થાય છે. ચંદ્ર સુર્યના ચાલનથી એના એકત્ર હોવાથી ખાધેલું અન્ન અને પીધેલું જળ એનુ શોષણ થાય છે એવું મહા-મુદ્રાનું ફલ છે. અર્થાત એ મુદ્રા કરીને નાડી જાલનું શોધન ચંદ્ર સુર્યના ચાલન હસોનું શોષણ થાય છે.

**ખેચરી**—ગ્રંથાતરેક ખેચરી મુદ્રા વિધિ–છેદન, ચાલન–દોહન કર્મથી જીભ વધેછે. છેદન આગળ કહીશું, ચાલન એ છે કે: અંગુષ્ટ અને તર્જની વડે જીભને હલાવ્યા કરવી. દોહન—બંને હાથથી અંગુઠા અને તર્જનીથી જેમ ગાયને દુહે તેમ ખેંચી ખેંચીને જીભને લાંબી કરવી જયાં સુધી જીભ બહારથી ભ્રકુટીનો સ્પર્શ ન કરે ત્યાં સુધી આ વિધિ કરતા રહેવી. છેદન થુવરનાં પાન સમાન અતિ તીક્ષ્ણ. સચીકણ, નિર્મલ શાસ્ત્રથી જીભની નીચેની નસને રોમ માત્ર છેદન કરવું.

**ખેચરી મુદ્રા**—ચાલુજીવ્હાની નીચેની નસને એ પ્રમાણે રોમ રોમ માત્ર ( વાળ જેટલો ભાગ ) છેદન કરી, તે ભાગ ઉપર સિંધાલુણ અને હરડેનું ચુર્ણ ચોપડવું. પણ યોગીઓએ સિંધાલુ-ણને બદલે કાથો ચોપડવો, એવી રીતે સવાર સાંજ સાત દિવસ સુધી કરી પછી આગળ કહ્યા પ્રમાણે રોમ માત્ર છેદન કરવું, ફરી ઉપરની દવા લગાવવી એવી રીત છ માસ પર્યંત નિત્ય યુકિતથી કરે તો જીવ્હાના મુળની નાડી જે જીવ્હાને કપાલ કુહુરમાં પહોંચતાં રોકે છે તે સુખ પુર્વક કપાઇ જાય છે. જીભને પાછી વાળીને ત્રણે નાડિયોનો માર્ગ જે કપાલ છિદ્ર, તેમાં યોજે તો તે ખેચરી મુદ્રા છે. તેને વ્યોમચક્ર પણ કહે છે.

તાળવા ઉપરના છિદ્રમાં જીહ્વા પ્રવેશ કરીને એક ઘડી માત્ર ખેચરી મુદ્રા સ્થિર રહે તો યોગિને સર્પ વિંછી આદિનું વિષ ચઢતું નથી. અને ઘડપણ, રોગ, મૃત્યુને જીતી શકે છે. વલી–પલિત–અર્થાત ચામડીની કરચોલીયો પડતી નથી તેમ માથે પળીયાં આવતાં નથી. તાલુલા ઉપર છિદ્રની સન્મુખ જીહ્વા રાખીને સ્થિર કરી ભ્રૂમધ્યગત ચંદ્રમાંથી નીકળતા અમૃતનું પાન જે યોગી કરે તે એક પખવાડીયામાં મૃત્યુને નિઃસંદેહ રીતે જીતી લે છે. એ નિશ્ચય છે. અને જે યોગીનું શરીર નિત્ય આ ચંદ્રામૃતથી પૂર્ણ થઇ જાય તો તેને તક્ષક નાગ જો ડસે તો પણ તેને ઝેર ચઢતું નથી. અને તે દુખી થતો નથી.

જેમ અગ્નિ કાષ્ટને અને દીવો તેલ વાળી બત્તીને છોડતો નથી તેમ ચંદ્રામૃત પુરિત દેહને જીવ કદાપિ છોડતો નથી. આચાર્ય કહે છે; કે જે યોગી આ ચંદ્રામૃતનું રોજ પાન કરે છે. તેજ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો સમજવો. નહિ તો તે કુલ નાશ કરનાર છે. જીહ્વાને કપાલના છિદ્રોમાં પ્રવેશ કરાવી ચંદ્રામૃતનું પાન કરાવવું એ મહા પાતકોનો નાશ કરનાર છે.

તાળવાના ઉપરના છિદ્રમાં જીભનો પ્રવેશ થતાં ગરમીથી ભ્રકૂટિની અંદર ડાબા ભાગમાં રહેલુ ચંદ્રામૃત દ્રવિત થઈ જીહ્વાગ્રમાં પ્રાપ્ત થાય છે. તેને અમર વારૂણી પાન કહે છે. જ્યારે ઉપર પ્રમાણે જીભને ખેચરી મુદ્રાથી વધારી ઉપર કહેલી વિધિથી ચંદ્રામૃતનું પાન કરવામાં આવે છે. ત્યારે ખારૂ, તીખું, ખાટું, ગળ્યું આદિનો સ્વાદ જણાય છે. ત્યારે યોગીના રોગ તથા વૃદ્ધાવસ્થાનો નાશ થાય છે. શાસ્ત્રનું નિવારણ થાય છે. આઠે સિધ્ધિ મળે છે. અને દેહ પ્રાપ્ત થાય છે. સિદ્ધાંગનાઓનું આકર્ષણ કરવાનું સામર્થ્ય આવે છે.

જીહ્વાને કપાલ છિદ્રમાં લગાવી મુખ વિપરીત કરણીની માફક ઉંચુ નીચું કરી કુંડલીથી ધ્યાન સહિત પ્રાણાયામથી, ભ્રકુટીથી દ્વિદલ કમળની નીચે કંઠસ્થ ષોડશ દલકમલમાં હૃદયયોગથી પ્રાપ્ત જે નિર્મલ ધારામય તરંગ સહિત ચંદ્રામૃત રસ છે તેને યોગી પાન કરે, તો તેને જવરાદિ રોગ થતા નથી, તથા કમળના ગાળા જેવું કોમલ શરીર બની ઘણા કાલ પર્યંત તે જીવી શકે છે.

મેરૂ પર્વત જેવી સર્વથી ઉંચી સુષુમ્ણાના ઉપરના ભાગમાં સ્થિત ચંદ્રામૃતરૂપ જેમાં સ્થિત છે એવા છિદ્રમાં સર્વ ગુણાત્મક

બુધ્ધિ રૂપે આત્મતત્ત્વ અને ગંગા, યમુના, સરસ્વતી, નર્મદા સંજ્ઞાના ઇડા પિંગલા, સુષુમ્ણા,ગાંધારિ આદિનાડીયોના વિવરમાં તે મુખ છે. એથી પ્રથમ કહેવામાં આવ્યું કે: સુકરણ નામે ખેચરી મુદ્રા કરીને ચંદ્રામૃત વ્યર્થ સ્ત્રવિત નહિં થવા દેવાથી મૃત્યુ આવતું નથી. આ મુદ્રા વગર દેહની સિદ્ધિ લાવણ્ય; બલ, વજ્રસમાન દઢ શરીર થતું નથી.

ઇડા. પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિજીવ્હા; એ નાડિયોનો પ્રવાહ ઉપલી તરફ છે. તેના પ્રવાહ સંયુક્ત આત્માને સાક્ષાત પ્રકટ રાખનાર તે વિવર છે, એ વિવરમાં ખેચરી મુદ્રા સ્થિત થવાથી અવિદ્યા અને અવિદ્યાનું કાર્ય શોક, મોહથી દૂર થાય છે.

સમસ્ત બીજોમાં મુખ્ય એક સૃષ્ટિ સત બીજ છે. બધા દેવોમાં ભગવાન મુખ્ય છે, તેમજ સમસ્ત મુદ્રાઓમાં ખચેરી મુદ્રા મુખ્ય છે.

**ઉડ્ડિયાન બંધ**—જે કારણથી ઉડ્ડિયાન બંધથી રોકાએલો પ્રાણવાયુ કંઇ પણ વિશ્રામ ન લેતાં ઉડીને જેમ સુષુમ્ણામાં ગતિ કરે છે. તે કારણથી ત્યાં મૃત્યુ રૂપી હાથીની ઉપર સિંહ જેવો આ બંધ કહેવાય છે. ઉડ્ડિયાન બંધનું સ્થાન–ઉદરની પશ્ચિમ બાજુ અને નાભિની નીચે આ બંધન સ્થાનનું યોગીઓ કહે છે. એથી આ બંધ આ સ્થાનમાં કરવો.

અન્ય ગ્રંથનો આધાર–નાભીનો ઉપરનો તથા નીચેનો ભાગ ઉદરને–પેટને અડકે એવી રીતે પેટને પાછું અંદર ખેચવું એને ઉડ્ડિયાન બંધ કહે છે. આ બંધ મૃત્યુરૂપ હાથીને નિવૃત કરવા માટે સિંહ સમાન છે. ઉત્તમ ગુરૂ પાસેથી અભ્યાસ કરીને આ બંધનો નિરંતર અભ્યાસ કરવાથી વૃદ્ધ પણ જુવાન થાય છે.

નાભી ( ડુંટી ) ના ઉર્ધ્વાદ્ધ ભાગોને ખેંચીને પાછળ પીઠ સાથે અડકે ત્યાં સુધી અંદર ખેંચવી. ( પેટ પોચુ કરવું ) એવે આ બંધનો ૭ માસ સુધી રોજ અભ્યાસ કરે તો મૃત્યુ જીતાય છે. બધા બંધોમાં ઉડ્ડીયાન બંધ ઉત્તમ છે. તે દઢ થઇ જાય તો સ્વભાવ સિદ્ધિ મુકિત થાય છે. આ બંધનો અભ્યાસ કરવાથી પક્ષિયોના જેવી ગતિથી સુષુમ્ણા દ્વારા પ્રાણ મસ્તકમાં બ્રહ્મરંધ્રમ સ્થિત થતાં સમાધિ પ્રાપ્ત થાય છે. અને સમાધિ થતાં મોક્ષ થાય છે એ સ્વભાવિક મુકિત છે.

**જાલંધર બંધ**—જાલંધર બંધ કંઠ સ્થાનમાં થાય છે. તે અનેક રોગોને હરે છે. શરીરના નાડી જાલનું બંધન કરે છે. વ્યોમ ચક્રસ્થ ચંદ્રકલામૃતને કપાલ કુહરથી નીચે પડવા દેતું નથી એ કારણથી તેને જાલંધર બંધ કહે છે.

કંઠનું સંકોચન કરીને પ્રાણવાયુની ગતિને રોકવી એ જાલંધર બંધ છે. એથી ચંદ્રકલામૃત નીચે ઢળીને સુર્ય રૂપ અગ્નિમાં પડતું નથી અને વાયુ કદાચિત વિરૂદ્ધ થતો નથી.

અન્ન ગ્રંથનો આધાર—કંઠ નીચે હૃદયની ચાર આંગળ ઉપર દાઢી રાખીને દૃઢ સ્થાપન કરવી તે જાલંધરબંધ વૃદ્ધાવસ્થા તથા મૃત્યુનો નાશ કરનાર છે. કંઠના દ્રઢ સુકાચન માત્રથી ઇડા પિંગલા બંને નાડી સ્તંભિત થાય છે. કંઠ સ્થાનમાં જે **વિશુદ્ધિ** નામે ચક્ર છે. તે અંગુષ્ટાદિ બ્રહ્મરંધ્રાંત ષોડશ આધારોનું મધ્યમ ચક્ર છે. આ ૧૬ આધારોનું વર્ણન કરવામાં આવ્યું છે.

નાભીને પશ્ચિમ તાન રૂપ **ઉડ્ડિયાન બંધ** કરે ( નાભિને પાછી બરડે અડે તેવી સંકોચવી ) અને કંઠ નમાવી **જાલંધરબંધથી** ઇડા પિંગલા નાડીયોને સ્તંભન કરે, તે પછી પશ્ચિમ માર્ગે સુષુમ્ણામાં પ્રાણવાયુને પૂરવો. આ વિધિથી વાયુની ગતિ બંધ થતાં પ્રાણવાયુ સ્થિર થઇ બ્રહ્મરંધ્રમાં સ્થિર છે. એને **પ્રાણલય** કહે છે. એથી મૃત્યુ જરા રોગ, દેહની ત્રિવલી. શ્વેત રોગમાં મૂર્છા, આળસ વિગેરે આવતા નથી.

૧ મૂળબંધ, ૨ ઉડ્ડીયાન બંધ અને ૩ જાલંધર બંધ એ ત્રણ બંધ શ્રેષ્ટ છે. મત્સ્યેંદ્રાદિ મહા સિદ્ધો વસિષ્ટાદિ મુનિઓ તેનું સેવન કરતા. હઠના ઉપાયોથી સિદ્ધિ પ્રગટ થાય છે, જેથી ગોરક્ષાદિ સિદ્ધો એ જાણતા હતા. તાલુના મુળમાં સ્થિત દિવ્યરુપ ચંદ્રમામાંથી અમૃત સ્રવિત થાય છે. તેને નાભિમાં સ્થિત અગ્નિરુપ સૂર્ય ગ્રાસ કરી લે છે, તેથી દેહને વૃદ્ધાવસ્થા આવે છે. આ પ્રકરણમાં એ સૂર્યના મુખ વંચના અર્થાત જેથી ચંદ્રામૃત સૂર્યના મુખમાં ન પડે એ યુક્તિ કહી છે તથા વિપરીત કરણીમુદ્રા ( જેનું વર્ણન આગળ આવશે ) પણ આમાં ઉપયોગી છે. એ સર્વનો અભ્યાસ ગુરૂમુખથી સર્વ વિધિ જાણી ગુરૂ સન્મુખ કરવો. યોગવિદ્યાનો અભ્યાસ ગુરૂ વગર કરવો નહિ.

**મુલબંધ**–અપાનવાયુને ઉપર ખેંચીને પ્રાણવાયુની સાથે યોજવો. ગની એડીથી ગુદા અને લિંગના મધ્યે આવેલ યોની સ્થાનને દૃઢ બાવવું. ગુદાદ્વારને દૃઢ સંકુચિત કરવું જેથી અપાન વાયુ બહાર ન ીકળે એને મુલબંધ કહે છે. અપાનવાયુ અને પ્રાણવાયુને ઐક્ય ારી જે નિરંતર મુલબંધનો અભ્યાસ કરે છે તેનાં મલમુત્રનો ક્ષય થાય છે અને વૃધ્ધ પણ જવાન થાય છે.

ગોરક્ષસંહિતામાં દસ મુદ્રાઓમાં ૧ મહામુદ્રા, ૨ ખેચરી, ૩ ઉડ્ડીયાનબંધ, ૪ જાલંધર બંધ, ૫ મુલબંધ એ પાંચ મુદ્રાઓનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે.

બાકીની પાંચમાં ૧ મહાબંધ, ૨ મહાવેધ, ૩ વિપરીતકરણી, વજ્રોલી; ૫ અને શક્તિચાલન એ પાચ છે. તેનો સાધારણ પ્રકાર પહેલાં કહેલો છે. તથાપિ વિશેષ પ્રકારે અન્ય ગ્રંથાંતર મતથી અત્રે તેનું વર્ણન કરવામાં આવે છે.

**મહાબંધ મુદ્રા**—ડાબા પગની એડીથી યોનીસ્થાનને ડબાવી જમણો પગ ડાબા પગ ઉપર સ્થાપન કરવો અર્થાત મુલબંધ કરીને પછી જાલંધરબંધ કરીને વાયુને પુરી મનને મધ્ય નાડી સુષુમ્ણામાં પ્રવૃત્ત કરી યથાશક્તિ કુંભક કરીને મંદ મંદ રેચન કરવો. એવી રીતે વામાંગમાં અભ્યાસ કરી બંને અંગોના અભ્યાસની સંખ્યા સરખા કરવી, આ સમસ્ત નાડીયોની ઉપરની ગતિરોધક મહાસિધ્ધિદાયક મહાબંધ છે. તે મૃત્યુપાશને કાપનાર છે. ઇડા, પિંગલા, સુષુમ્ણા ત્રણેનો સંગમ [ત્રીવેણી સંગમ] ધારણ કરી મનને ભ્રકુટીમાં શિવ-સ્થાનમાં સ્થિત કરવું. જેમ કાંતિ, ગુણ, શોભાયુક્ત સ્ત્રી એ પુરુષ વગર વ્યર્થ છે, એવી રીતે મહાવેધ વિના મહામુદ્રા અને મહાબંધ નિષ્ફલ છે. એથી હવે મહાવેધ મુદ્રાનું વર્ણન કરીએ છીએ.

**મહાવેધ મુદ્ર**—એકાગ્ર બુધ્ધિથી યોગીએ મહાવેધમુદ્રા આ પ્રકારે કરવી. નાસાપુટથી (નાકનાં છિદ્રથી) પૂરક કરીને (અંદર વાયુને પૂરવો) જાલધર બંધ કરી વાયુની ઉર્ધ્વ ગતિને રોકી કુંભક કરવો. બંને હાથની હથેળી જમીન ઉપર મૂકી પગની એડીને યોનીસ્થાનમાં દબાવી હાથના ઉપર આધાર રાખી શરીર જમીનથી કાંઇક ઉંચુ કરવું. આ વખતે મુલબંધ મુદ્રા રાખવી. પછી મંદ મંદ રીતે પોતાના શરીરાસનથી પૃથ્વીને અડવું વળી ઉંચા થવું. એથી વાયુ ઇડા, પિ

ગલાનું ઉલ્લંઘન કરીને સુષુમ્ણામાં જાય છે. આ મુદ્રામાં સ્વાનુભવથી તથા હરિગુરૂપદદૃષ્ટિ માર્ગથી કહું છું કેઃ શરીર પૃથ્વીથી ઉંચુ કરી ફરી જમીનને અડાડવાથી આ મુદ્રા દૃઢ રહેતી નથી. કદાચ બળથી રાખે તો મુલબંધ રહેતો નથી. એથી સુગમ તો એ છે કે પદ્માસનથી આ કાર્ય સુખપૂર્વક થાય છ. અને વળી સરળતા એ થાય છે કેઃ હાથના જોરથી શરીર ઉઠાવવાથી મુલબંધ સુગમતાથી થાય છે.

આ વિધિથી સુર્ય ચંદ્રમા અઘ્યાત્મા ઇડા પિંગલા સુષુમ્ણાનો સંયોગ મોક્ષના હેતુ રૂપ છે. એમ થવાથી નાસિકાપુટમાંથી મંદ મંદ રેચન કરવો. આ મહાવેધના અભ્યાસથી અણિમાદિ અષ્ટસિધ્ધિ મળે છે. વલિપલીત, કંપ થતાં નથી.

આ મહામુદ્રા, મહાબંધ, મહાવેધ મુદ્રાઓ ગોપ્ય ( ગુપ્ત ) છે. વૃદ્ધાવસ્થા તથા મૃત્યુને દુર કરે છે અને જઠરાગ્નિને વધારે છે. અષ્ટસિદ્ધિ આપે છે. આઠ પહોરમાં આઠ વાર આનો અભ્યાસ કરવો એ પુણ્યને વધારે છે, પાપના સમુહને વજ્ર સમાન કાપે છે. યોગીઓએ આ પ્રકારે રોજ થોડો થોડો વખત અભ્યાસ કરવો.

**વિપરીત કરણી મુદ્રાની વિધિ**—ઉપર નાભિ આવે અને નીચે તાળવું રાખવાથી નાભિસ્થ સુર્ય ઉપર અને ભ્રકુટિમાં રહેલ ચંદ્રમા નીચે આવી જાય છે. જેથી ચંદ્રામૃત સૂર્યરૂપ અગ્નિમાં પડતું નથી એ વિપરીતકરણી મુદ્રા છે. આ મુદ્રામાં માથું નીચે અને પગ ઉંચા રાખવામાં આવે છે. બંને પગ પદ્માસન વાળી બંને હાથ અને માથુ જમીન ઉપર રાખી બંને પગ ઉંચે રાખવા અભ્યાસ વધતાં પદ્માસન છોડી પગ ઉંચા કરવા અથવા ફરી પદ્માસન વાળવું. હાથ અને માથાના આધારે ઉંધા ઉભા રહેવું તેથી આ મુદ્રા થાય છે. અભ્યાસથી સુગમ પડે છે. પ્રથમ માથુ જમીન ઉપર મુકી ભીંતની સહાયથી પગ ઉંચા કરવા, અથવા કોઇ માણુસ પાસે પગ ઉંચા કરાવવા માથા નીચે પોચું ઉસીકું કે લુઘડું રાખવું, અભ્યાસ થતાં ભીંતની સહાય લેવાની કે માણુસની સહાય લેવાની જરૂર નહિ પડે. ઘણાએ ખેલમાં મદારી લોકો અને કસરત કરનારા લોકોને નીચે માથું અને પગ ઉપર રાખી ઉભા રહેતાં જોયા હશે.

આ વિપરિત કરણી મુદ્રાનો રોજ અભ્યાસ કરવાથી જઠરાગ્નિ વધે છે, તેને જમવાનું વધુ જોઇએ છીએ ભૂખ ઘણી લાગે છે. જો

આ મુદ્રાનો અભ્યાસ કરનાર ઓછું જમે તો જઠરાગ્નિ પ્રજ્વલિત થઇ તેના દેહને સુકવી દે છે. પહેલે દિવસે માત્ર થોડી વારજ માથું જમીન ઉપર રાખી પગ ઉંચા રાખવા, પછી રોજ થોડી થોડી મિનીટ વધારતા જવું. એવી રીતે ધીમે ધીમે અભ્યાસ કરવાથી મુદ્રા સિદ્ધ થતાં વલીપલિત છ મહિનામાં દૂર થાય છે. જે દરરોજ એક પ્રહર સુધી આ મુદ્રાનો અભ્યાસ વધારી સ્થિર રહી શકે તો તે કાલમૃત્યુને જીતે છે. આ સંબંધમાં ભાગ્યોદયમાં શિર્ષાસન સંબંધી આવેલા લેખમાં વાંચી ખુલાસો મેળવવો.

**વજ્રોલી મુદ્રા**—જે વજ્રોલી મુદ્રા સિદ્ધ કરે છે તેને અણિમા સિદ્ધિ પ્રાપ્ત થાય છે, આ મુદ્રામાં બે વસ્તુની જરૂર હોય છે, સ્ત્રી સંગ પશ્ચાત દુગ્ધ પાન કરવું. અને પોતાને વશ વર્તનારા સ્ત્રી હોવી જોઇએ. આ વજ્રોલી મુદ્રામાં સંગમ કર્યા પછી મંદ મંદ ક્ષરિત થયેલા વીર્યને ઇંદ્રિય સંકોચન કરીને ઉપર ખેંચવાનો અભ્યાસ સિદ્ધ કરવો તેથી વજ્રોલી મુદ્રાની સિધ્ધિ થાય છે. આ મુદ્રા સિધ્ધ કરતા પહેલા ૧૪ આંગળની ચાંદીની કે કાચની છિદ્રવાળી ભુંગળી બનાવવી જે ૧૨ આગળ સીધી અને બે આંગળ ત્રાંસી રહે. એ ભુંગળી લિંગ છિદ્રમાં રોજ બે આંગળનો પ્રવેશ કરાવી એક બાજુથી ફુંકીને વાયુનો પ્રવેશ કરાવવો એમ કરતાં કરતાં ૧૪ આંગળ પ્રવેશ કરાવવાથી ઇંદ્રિય માર્ગ શુધ્ધ થાય છે. ત્યારે આ માર્ગથી જલનું આકર્ષણ કરવાનો અભ્યાસ કરવો. અભ્યાસ સિદ્ધ થયા પછી વી-ર્યનુ આકર્ષણ કરે તો સિદ્ધ થાય છે. જેને ખેચરી મુદ્રા અર્થાત પ્રાણજય સિદ્ધ હોય તેને વજ્રોલીની સિદ્ધિ થાય છે

આ મુદ્રામાં સ્ત્રી સંયોગથી જયારે બિંદુ (વીર્ય) શરીરમાંથી ચલાયમાન થતાં તેને વજ્રોલી મુદ્રાથી ઉપર ખેંચીલે અથવા ગરેલા બિંદુને સ્ત્રીના રજસહીત આકર્ષણ કરી ઉપર ચડાવી સ્થાપન કરી શકે છે. આ પ્રકારે જે બિંદુની રક્ષા કરે છે તે યોગી મૃત્યુને જીતી શકે છે. બિંદુના પતનથી મૃત્યુ અને તેની રક્ષાથી અમરત્વ પ્રાપ્ત થાય છે. એથી આ વિધિથી બિંદુને યોગી સ્થિર કરી શકે છે. આ અભ્યાસથી શરીરમાં બિંદુ ધારણથી સુગંધિ પ્રકટ થાય છે. જ્યાં સુધી શરીરમાં બિંદુ સ્થિત છે ત્યાં સુધી કાલનો ભય હોતો નથી.

વીર્ય ચિત્તને આધીન છે. ચિત્તના ચલાયમાન થવાથી વીર્ય ચલાયમાન થાય છે. અને ચિત્તની સ્થિરતાથી બિંદુ સ્થિર રહે છે.

અને શીતક્રમ એ ત્રણ સાધનથી કફના સર્વ રોગ નાશ પામે છે.

**વાતક્રમ-કપાલભાતિ**-ઇડાનાડી અર્થાત નાકના ડાબા છિદ્રદ્વારા પવનને ખેંચીને અંદર પુરવો અને પિંગલાનાડી અર્થાત નાકના જમણા છિદ્રદ્વારા તે પવનને બહાર કાઢવો. આ પ્રકારે નાકના જમણા છિદ્રદ્વારા પવનને અંદર પુરી પછી ડાબા છિદ્રદ્વારા બહાર કાઢવો એ વાતક્રમ કપાલભાતિ છે. જયારે પુરક કરે અર્થાત શ્વાસને અંદર ખેંચવામાં આવે તેમ રેચક કરે અર્થાત શ્વાસને બહાર કાઢવામાં આવે ત્યારે બહુ ઉતાવળ ન કરવી પણ ધીમે ધીમે શ્વાસ અંદર લેવો તથા બહાર કાઢવાનો અભ્યાસ કરવો, આનો અભ્યાસ કરવાથી કફના દોષ દુર થાય છે.

**વ્યુત્ક્રમ કપાલભાતિ**-બન્ને નાકના છિદ્ર દ્વારા પાણીને અંદર ખેંચી પછી મોઢારા તે પાણીને બહાર કાઢવું અને મુખદ્વારા પાણી પીને પછી તે જલ નાકદ્વારા બહાર કાઢે તેને વ્યુક્રમ કપાલભાતિ કહે છે. આ ક્રિયાથી કફના સઘળા દોષો મટી શકે છે.

**શીતક્રમ કપાલભાતિ**-મુખથી શીત્કારો બોલાવીને પાણી પીવું અને તેને નાકદ્વારા બહાર કાઢવું તેને શીતક્રમ કપાલભાતિ કહે છે. આ પ્રકારે યોગાભ્યાસ કરવાથી મનુષ્ય કામદેવ સમાન કાંતિવાળો થાય છે અને વૃદ્ધાવસ્થાની નિર્બળતા શરીરમાં આવતી નથી અને શરીર પોતાના કાબુમાં રહે છે તેમ કફના સર્વ દોષો મટી જાય છે.

---

## પ્રકરણ ૧૩ મું

---

### મુદ્રાઓ

મહામુદ્રા, નભોમુદ્રા, ઉડ્ડિયાન, જાલંધરબંધ, મુલબંધ, મહાબંધ, મહાવેધ, ખેચરી, વિપરીત કરણી, યોનિમુદ્રા, વજ્રોળી, શક્તિચાલિણી, તડાગી, માંડવી, શાંભવી, ધારણા (ધારણામુદ્રા પાંચ પ્રકારની છે, જેવી કે પાર્થિવ ધારણા, આમ્ભસી ધારણા, વૈશ્વાનરી ધારણા, વાયવી ધારણા, નભો ધારણા) અને તે પછી અશ્વિની, પાશિની, કાકી, માતંગી, ભુજંગીની એ મુદ્રાઓ છે.

મુદ્રાને સિદ્ધ કરનારને સર્વ પ્રકારની સિદ્ધિ મળે છે. આ મુદ્રાઓ યોગીયોને પરમ પ્રીતિ આપનારી છે.

**મહામુદ્રાવિધિ**—ગુદાના મુળને ડાબા પગની એડીથી બરોબર

દબાવી જમણા પગને લાંબો કરી પગનો અંગુઠો પકડવો પછી કંઠને સંકોચી ભ્રકુટી મધ્યે ધ્યાન જોડવું તેને મહામુદ્રા કહે છે.

આ મુદ્રાને વારંવાર કરવાથી ક્ષયની ખાંસી ગુદાવર્ત, તાવ,બરોળ અને જીર્ણજવર તથા સર્વ પ્રકારના રોગ મટે છે

**નભોમુદ્રા**–જયારે જયારે યોગી કાંઇ કામમાં જોડાય ત્યારે ત્યારે સર્વદા ઉપરના તરફ જીભ રાખીને કુંભકવડે સ્થિર થઇ પવનને ધારણ કર્યા કરે. આ અભ્યાસ સદા રાખવાથી યોગીયોના સમસ્ત રોગ નિવૃત્ત થાય છે.

**ઉડ્ડીયાનબંધ**—નાભીના ઉપરના ભાગ પશ્ચિમદ્વારને ઉદરના સમભાવમાં પાછળ સંકોચવું અર્થાત ઉદરનો મધ્યમ ભાગમાં ગુહ્યાદિ ચક્રસ્થિત નાડી સમુહને નાભીની અંદર સંકોચવી, ફુલાવવી અર્થાત પેટ પોચું કરી નાભીને કરોડ તરફ સંકોચવી તેને ઉડ્ડીયાનબંધ કહે છે. આ ઉડ્ડીયાનબંધ ગજરૂપ મૃત્યુને જીતવામાં સિંહ સમાન છે. આ ઉડ્ડીયાનબંધના સાધનથી આપોઆપ મુકિત આવી જાય છે.

**જાલંધરબંધ**. કંઠનો સંકોચ કરીને છાતીપર દાઢી અડાડવી તે જાલંધરબંધ છે તેનું સાધન કરવાથી સોળ પ્રકારનો આધારબંધ થયા કરે છે એ મરણને જીતે છે.

આ જાલંધરબંધ સ્વયં સિદ્ધ છે તે યોગીઓને સિદ્ધિ આપનાર છે. જે બુદ્ધિમાન છ મહિના સુધી તેનું સાધન કરે છે તે જરૂર સિદ્ધિ મેળવે છે તેમાં સંશય નથી.

**મુલબંધ**–ડાબા પગની એડીથી ગુદાને સંકોચવી પછી ડુંટીને કરોડ તરફ સંકોચવી અને ઉપસ્થને જમણા પગની એડીથી મજબુત દબાવી રાખે તો તેને મુલબંધ કહે છે. આ મુદ્રા વૃદ્ધાવસ્થાને દુર કરે છે.

જે મનુષ્ય સંસારસાગરથી પાર થવાની ઇચ્છા કરે તેણે એકાન્ત સ્થાનમાં ગુપ્તભાવથી આ મુદ્રાનો અભ્યાસ કરવો. આ મુલબંધના અભ્યાસથી વાયુની સિદ્ધિ થાય છે જેથી સાધકે આળસને છોડી મૌન થઇ યત્નપુર્વક આ સાધન સાધવું.

**મહાબંધનું ફલ**–આ મહાબંધમુદ્રા સર્વ મુદ્રાઓમાં શ્રેષ્ટ છે અને વૃદ્ધાવસ્થા તેમ મોતનો નાશ કરે છે. આ મહાબંધના પ્રસાદથી સર્વ મનોરથ પુર્ણ થાય છે,

**મહાવેધમુદ્રા** વગર મુલબંધ તથા મહાબંધ પણ કાંઇ કામનાં રહેતાં નથી. પ્રથમ મહાબંધ મુદ્રા કરી પછી ઉડ્ડીયાનબંધ મુદ્રા કરી કુંભક પ્રાણાયામથી વાયુનો નિરોધ કરવો તેને મહાવેધમુદ્રા કહે છે. આ મુદ્રા મહાવેધદ્વારા યોગીજનો સર્વ સિદ્ધિને પામે છે.

જે સાધક દરરોજ આ મહાવેધની સાથે મહાબંધ અને મુલબંધનું સાધન સાધે છે, તેજ યોગીઓમાં ઉત્તમ યોગવિદ્યાના જાણવાવાળા કહેવાય છે. મરણ વૃદ્ધવસ્થા તેની પાસે કદી આવતાં નથી. આ મુદ્રા પરમગુપ્ત રાખવા યોગ્ય છે.

**ખેચરીમુદ્રા**—જીભની નીચે જીભના મૂળ અને જીભ એ બંન્નેને જે નાડી જોડી રાખે છે તેને કાપવી અને રોજ જીભના અગ્રભાગ અને જીભની નીચે સદા ચલાવ્યાં કરે અને જીભને માખણથી દોહોવી અને લોઢાના ચમઠાથી આગળ ખેંચતા જવું. આ પ્રકારે રોજ કરવાથી જીભ લાંબી થાય છે. આ પ્રકારે રોજ અભ્યસ કરતાં કરતાં જીભને એટલી લાંબી કરવી કે જેથી બંને ભ્રૂમધ્યની વચ્ચે અટકે તેટલી વધારવી પછી તે જીભને ક્રમપૂર્વક તાલુની વચમાં લઇ જવી. તાળવાના મધ્યસ્થ ખાડાને કપાલકુહર કહે છે. જીભને ઉલ્ટી વાળીને તાળુ પ્રદેશના તે ખાડા સુધી પ્રવેશ કરાવવો તે પછી બંને ભ્રકુટીના મધ્યભાગ સામે દષ્ટિ રાખ્યાં કરવી એ ખેચરીમુદ્રા છે. જે મનુષ્ય ખેચરીમુદ્રાનું સાધન કરે છે તેને મૂર્છા, ભૂખ, તરસ અને આળસ હોતાં નથી, રોગ થતો નથી, વૃદ્ધાવસ્થા આવતી નથી, મરણને જીતે છે અને દેવ જેવી તેની કાયા થાય છે. તેને અગ્નિ બાળી શકતો નથી, પવન સુકાવી શકતો નથી, પાણી ગાળી શકતું નથી તથા સાપ કરડી શકતો નથી.

**વિપરીતકરણી મુદ્રા**—શરીરમાં નાભિના મૂળસ્થાનમાં સૂર્ય કિંવા સૂર્યનાડનો વાસ છે અને મુખના તાળવાના મૂળમાં ચંદ્રમા ચંદ્રનાડીનો વાસ છે. જ્યારે નાભિમંડળના મૂળમાં રહેલો સુર્ય પોતાના તેજને ખેંચી શરીરમાં રહેનાર અમૃતનો ગ્રાસ કરી લે છે ત્યારે મનુષ્યનું મોત થાય છે, જેથી નીચેના સૂર્યને ઉપર ઉંચો કરવો અને ચંદ્રમાને નીચે લઇ જવો તેને વિપરીત કરણીમુદ્રા કહે છે. એ સર્વ તંત્રોમાં ગુપ્ત છે, તેની વિધિ એવી છે કે પૃથ્વી ઉપર માથું નીચે રાખી બંને હાથ જમીન ઉપર રાખી પગને ઉંચા ઉઠાવી સાધા ઉભા

કરવા અને પુરક પ્રાણાયામથી પવન ખેંચી કુંભકવડે અંદર જ્યાં સુધી પવન રહી શકે ત્યાં સુધી રાખવો, તેને વિપરીત કરણીમુદ્રા કહે છે.

જે મનુષ્ય આ મુદ્રાનું રોજ સાધન કરે છે તે વૃદ્ધાવસ્થા અને મૃત્યુથી બચે છે. પછી સર્વ લોકોમાં સિદ્ધ થાય છે. પ્રલય થવા છતાં પણ નિર્ભય રહે છે.

**યોનિમુદ્રા**—પ્રથમ સિદ્ધાસન વાળી બેસવું પછી કાન, આંખ, નાક, મુખ એ ચારે દ્વારોને અંગુઠા, તર્જની, મધ્યમા, અનામિકા એ આંગળીયોથી ઢાંકી દેવાં અર્થાત કાનનાં બન્ને છિદ્રોને બંન્ને અંગુઠાથી, બંને તર્જનીથી બંને નાકનાં છિદ્રોને, બંન્ને મધ્યમા આંગળીઓથી મુખને, બંને અનામિકાથી ઢાંકી પછી આ મુદ્રા કરી પ્રાણાયામ કરે પ્રથમ પ્રાણને અંદર ખેંચી પછી તેને અપાનવાયુમાં મેળવી દઇ પછી શરીરમાં ષટ (૬) ચક્રો છે તેનું ધ્યાન કરે તે વખતે **સોહંમ** મંત્રનો અર્થાત '**हुँहंस**' આ બે મંત્રોથી ભુજંગિનીરૂપ કુંડલિની દેવીને જગાડે તથા જીવાત્મા સહિત વા કુંડલિનીને સહસ્ત્ર કમલમાં જગાડીને લઇ જાય તે વખતે તે સાધકે આ પ્રમાણે ભાવના કરવી કે હું શક્તિમય થઇ શિવ (આનંદ) ના સંગે પ્રસંગમાં આસકત થઇ પરમ આનંદભોગ અને વિહાર કરૂં છું તથા શિવશકિતના સંયોગથી હું આનંદમય (હું બ્રહ્મ) છું એવી ભાવના કરવી તેને યોનિમુદ્રા કહે છે. આ મુદ્રાને એકવાર પણ જે કોઇ સેવે તો સાધનાર પુરુષ સિદ્ધ થઇ જાય. તેનાવડે ઘણી જ જલ્દીથી સમાધિ પ્રાપ્ત થઇ જાય છે

જે યોનિમુદ્રાને સાધે છે તે સર્વ પાપોને નષ્ટ કરી શકે છે.

**વજ્રોલીમુદ્રા**—બંને હાથની હથેળીયો જમીન ઉપર રાખી બંને પગને ઉપર ઉંચા કરે અને માથું પણ આકાશ તરફ ઉંચું રાખે. માત્ર હાથ ઉપર જ ઉભો રહે તેને વજ્રોલીમુદ્રા કહે છે. આ મુદ્રાના અભ્યાસથી શરીરમાં શકિત આવે છે અને સદા જય મળે છે અને અમર થવાય છે

આ મુદ્રા સાધનરૂપ યોગમાં સર્વ યોગોમાં ઉત્તમ છે. યોગીયોને મુકિતનું કારણ છે. આ યોગથી કામાસિદ્ધિ, વીર્યનું સ્તંભન થાય છે. વીર્યનું સ્તંભન થતાં સર્વ સિદ્ધિ મળે છે.

**શકિતચાલીની**મુદ્રા—નાભિ નીચે મુલાધાર ચક્રમાં આત્મશક્તિ કુંડલિની સર્પાકારે સાડાત્રણ આંટાનું ગુંચળું વાળી સુઇ રહેલી છે.

ાં સુધી તે સુતેલી રહે છે ત્યાં સુધી જીવ પશુની માફક અજ્ઞાન છે અને સત્ય તથા અસત્ય તેને કાંઇ સમજાતું નથી. ત્યાં સુધી કોટિ પ્રકારે અભ્યાસ કરે પણ સત્ય જ્ઞાન થતું નથી, જેથી જેમ ગાથી બંધ કરેલું કમાડ, કુંચીથી તાળુ ઉઘાડી ઉઘાડવાથી બારણું ડી અંદર જઇ શકાય છે, તેવી રીતે કુંડલિની કે જે બ્રહ્મદ્વારમાં ાં બારણું બંધ કરી સુતેલી છે તેને જગાડવાની રીત જાણવાથી મદ્વાર ઉઘડે છે, અને સત્ય જ્ઞાન થઇ શકે છે.

એક વસ્ત્ર નાભી દબાય તેમ ઉપર બાંધી જેમ કેઢે પગો બાંધે કે કેડ બાધે છે તેમ વસ્ત્ર કઠણ બાંધવું પછી ગુપ્ત મકાનમાં બેસી કેતચાલીની મુદ્રાનો અભ્યાસ કરવો પણ નાગ થઇને કે બહારના ગમાં રહીને યોગનું સાધન કરવું નહિ. એક આંગળ લાંબે અને ૨ આંગળ હોગા કોમળ અને ધોળા કપડાના કડકાથો ન ભિ ાર આવે તેમ કઢ બાંધવી નાભી દબાય તેવી રીતે કેઢ બાધવી. છી શરીર ઉપર વિભુતિ ચોગવી અને સિદ્ધાસન વાળી બેસવું પછી કના બંને છિદ્રદ્વારા બહારના પ્રાણ વાયુને અંદર ખેંચવો અને બળથી પાનવાયુની સાથે મેળવવો જયાં સુધી વાયુ સુષુમ્ણા નાડીનો અંદર ઇ પ્રકાશિત બળથી ન થાય ત્યાં સુધી અશ્વિનીમુદ્રા દ્વારા ધીરે રે ગુદને સંકેચવી.

આ પ્રકારે શ્વાસને રોકી કુંભક પ્રાણાયામ ધારણ કરે તો વધુ ભ્યાસ થતાં કુંડલિની ભુજંગાકાર કુંડલિની શક્તિ જાગીને ઉપરની ઢ જાય છે અને સહસ્ત્રદલકમલ સ્થિત પરમાત્મામા મળી જાય છે. િ ચાલન મુદ્રાનો અભ્યાસ કર્યા વગર યોનિમુદ્રા કદી પણ સિદ્ધ ઇ શકતી નથી જેથી પ્રથમ શકિતચાલીની મુદ્રાનો અભ્યાસ કરવો છી યોનિમુદ્રાનો અભ્યાસ કરવો.

આ શકિતચાલીની મુદ્રાનો યત્નથી રોજ અભ્યાસ કરવો અને અભ્યાસ કરવાની વાત ગુપ્ત રાખવી, પ્રસિદ્ધ ન કરવી. આ મુદ્રાથી ધ્ધાવસ્થા અને મૃત્યુ નષ્ટ થઇ જાય છે તેનો સિધ્ધિની ઇચ્છનાર ગીએ જરૂર અભ્યાસ કરવો, જે યોગી આ મુદ્રાનો રોજ અભ્યાસ ે છે તેના હાથમાં સિદ્ધિ આવી જાય છે અને તે જે કોઇ કામ ર છે તે ઝટ પુરૂં થઇ શકે છે, તેના રોગ દુર થાય છે.

તડાગીમુદ્રા—છતા સુઇ જવું પછી પેટને પોચું કરી તળાવની

માફક પેટમાં ખાડો કરવો અને કુંભક પ્રાણાયામ કરવો તેને તડાગી-મુદ્રા કહે છે. આ મુદ્રાથી પણ વૃદ્ધાવસ્થા અને મરણ જીતાય છે.

**માંડુકીમુદ્રા**—મુખને બંધ કરી જીભને ઉલ્ટાવી તાળવાની ઉપરની તરફ લઇ જવી અને ધીરે ધીરે સહસ્રદલ કમળમાં રહેલા ચંદ્રના અમૃતનું પાન કરવું તે માંડુકીમુદ્રા છે. આ મુદ્રાનો જે રોજ અભ્યાસ કરે તેને વલિપલિત દૂર થાય છે ( ધોળા વાળ કાળા થાય છે, શરીરની કરચલી મટે છે ) તથા માંસ ગળીને હાડકાં માત્ર રહ્યાં હોય તો પણ સદા જુવાન બને છે. મરણ આવતું નથી વાળ ધોળા થતા નથી.

**શાંભવીમુદ્રા**—બંન્ને નેત્રોને સ્થિર રાખી એકાગ્રદ્રષ્ટિથી કોઇ પણ સામેની વસ્તુ તરફ એકી ટસે જોઇ રહેવું અને મનને એકાગ્ર કરી આત્મારામના અંદર જોવા નેત્ર ઉઘાડાં રહે અને સ્થિર રહે પણ ધ્યાન અંતરમાં પરમાત્માનું થાય અને હૃદયસ્થ સચ્ચિદાનંદને જોયા કરી તેમાં વૃત્તિયોને તલ્લીન કરવી તેને શાંભવીમુદ્રા કહે છે. આ શાંભ-વીમુદ્રા સ્થિત કરી હોય તે આદિનાથ છે, તેજ સ્વયં નારાયણ સ્વરૂપ થઇ શકે છે તે મૂર્તીમાન પરમાત્મા છે.

**પંચસાધારણમુદ્રા**—પંચસાધારણમુદ્રા પાંચ પ્રકારની છે જે આ પાંચ મુદ્રાને પ્રાપ્ત કરી શકે છે તેને સર્વ સિદ્ધ થાય છે, તે પાંચ પાર્થિવી,આંભસી,વાયવી, આગ્નેયી અને આકાશી એ પાંચ મુદ્રાઓ છે.

**પાર્થિવી ધારણા**—પૃથ્વીતત્વનો વર્ણ હરતાલ જેવો પીળો છે. પૃથ્વીતત્વનું બીજ લકાર છે તેનો આકાર ચોખુણ છે. તેના દેવતા બ્રહ્મા છે. યોગના પ્રભાવથી એ સર્વ બીજો સહીત હૃદયમાં ધ્યાન ધરે એ વખતે પ્રાણવાયુને ખેંચી કુંભકદ્વારા પાંચ ઘડી મન નડગા-વતાં એકાગ્રચિત્તે ધારણા કરે. આ શ્વાસને સ્થિર રાખવાવાળી ક્રિયાને પાર્થિવી ધારણા કહે છે. તેનું બીજું નામ અધોધારણા પણ છે. આ ધારણા સિદ્ધ થતાં પૃથ્વી જીતાય છે એટલે પૃથ્વી સંબંધી કાંઇ પણ હરકત આવે તે વખતે આ ધારણા કરવાથી કાંઇ પણ વિઘ્ન આવતાં નથી.

જે મનુષ્ય રોજ આ પાર્થિવી ધારણાને કરે છે તે જાતે મૃત્યું-જય થાય છે અર્થાત મૃત્યુના ઉપર જય મેળવે છે તે સિદ્ધ થઇ જમીન ઉપર વિચર્યાં કરે છે.

**આંભસી ધારણા**—જલતત્વનો વર્ણ શંખ તથા ચંદ્રમા તુલ્ય વિમલ અને કુંદપુષ્પની માફક ઉજ્વલ છે અને શોભન છે, તેની સંજ્ઞા

અમૃત છે અને વકાર તેનું બીજ છે અને વિષ્ણુ તેના દેવતા છે. યોગના પ્રભાવથી હૃદયના વચ્ચમાં એ જલતત્વના સમુદાયનું ધ્યાન ધરે અને તે સમયે પ્રાણવાયુને અંદર ખેંચી પાંચ ઘડી સુધી ચિત્ત સ્થિર રાખીને કુંભક પ્રાણાયામમાં સ્થિર રહે તેને આભસી ધારણા મુદ્રા કહે છે. આ મુદ્રા મહા દુઃસહ તાપત્રય તથા પાપનો નાશ કરે છે. જે આ મુદ્રાને જાણે છે તે યોગવિત છે તે જો મહા ભયાનક અને ગંભીર પાણીમાં જો પડે તોપણ મરતો નથી અર્થાત શ્વાસ સાધનથી પાણીમાં ડુબી પણ જતો નથી.

**આગ્નેયમુદ્રા**—અગ્નિતત્વનું સ્થાન નાભિસ્થલમાં છે, તેનો રંગ ગોકળગાયના જેવો લાલ છે તેનું બીજ રકાર છે તેનો આકાર ત્રિકોણ છે, તેના દેવતા રૂદ્ર છે. એ તત્વ તેજના ભંડારરૂપ છે, એ દિપ્તિમાન અને સિદ્ધિદાયક છે, યોગબલથી એ અગ્નિતત્વનો ઉદય કરાવીને એકાગ્રચિત્ત થઇ પાંચ ઘડી સુધી કુંભક પ્રાણાયામથી પ્રાણવાયુને અંદર ધારણ કરે તેનું નામ આગ્નેય ધારણા છે. એની ધારણાથી સંસારના ભય મટે છે અને અગ્નિદ્વારા સાધકનું મૃત્યુ કદી પણ થતું નથી.

આ મુદ્રા કરનાર સાધક સળગતા અગ્નિમાં પડે તોપણ તે આગ્નેય ધારણ મુદ્રાના પ્રસાદથી જીવતો રહે છે, કદી મૃત્યુ પામતો નથી.

**વાયવી ધારણામુદ્રા**—વાયુતત્વનો રંગ ધુમાડા જેવો છે તેનું બીજ યકાર છે અને ઇશ્વર તેના દેવતા છે એ તત્વ સત્વગુણમય છે. યોગના પ્રભાવથી આ વાયુતત્વને ઉદિત કરી એકાગ્રચિત્ત થઇ પ્રાણવાયુને ખેંચી કુંભક પ્રાણાયામ દ્વારા પાંચ ઘડી સુધી ધારણ કરે તેનું નામ વાયવીમુદ્રા છે. એ મુદ્રાનું સાધન કરનાર વાયુથી કદી પણ મૃત્યુ થતું નથી અને સાધકમાં આકાશમાં જવા આવવાનું સામર્થ્ય આવે છે. આ મુદ્રા વૃદ્ધાવસ્થા અને મરણનો નાશ કરે છે. એને સિદ્ધ કરનાર વાયુના કોપથી મરતો નથી, આ મુદ્રા આકાશગમનનું સામર્થ્ય આપવાવાળી છે.

મૂર્ખ અને ભક્તિ વગરના મનુષ્યો આ વાતો સમજી શકતા નથી.

**આકાશી ધારણા**—આકાશ તત્વનો રંગ સમુદ્રના વિશુદ્ધ જળની માફક પ્રકાશિત થાય છે. સદાશિવ તેના દેવતા છે હકાર તેનું બીજ છે. એ આકાશતત્વનું સદાશિવ સહિત યોગપ્રભાવથી ઉદિત એકાગ્રમન થઇ ધ્યાન કરે અને તે વખતે પ્રાણવાયુને ખેંચી કુંભક પ્રાણાયામથી

પાંચ ઘડી સુધી વાયુનું ધારણ કરે તેને આકાશી ધારણા કહે છે, એ મુદ્રા મોક્ષને આપનારી છે.

જે મનુષ્ય આ નારદમુદ્રાને જાણે છે તે યોગને જાણવાવાળો છે, તે મૃત્યુ ઉપર જય મેળવે છે. પ્રલયમાં પણ તે જીવી શકે છે, એ પંચધારણા મુદ્રાના પાંચ ભેદ જણાવ્યા.

**અશ્વિનીમુદ્રા**—સાધકે વારંવાર પોતાની ગુદાના મુખને સંકોચવુ અને વિકસાવવું–( ઘોડાની માફક ) તેને અશ્વિનીમુદ્રા કહે છે, આ મુદ્રા શક્તિને વધારનારી છે એથી ગુદાના રોગ મટે છે, બળ અને પુષ્ટિ વધે છે અને અકાલ મરણને હરનાર છે.

**પાશિની મુદ્રા વિધિ**—બંને પગ ગળાની પાછળ લઈ જવા. જેમ પાશથી બાંધવામાં આવે તેમ દૃઢબળથી બાંધે એને પાશિનીમુદ્રા કહે છે, એ પણ શક્તિને વધારે છે. આ પાશિનીમુદ્રા બળ, પુષ્ટિ તથા સિદ્ધિની ઇચ્છા રાખનાર સાધકે જરૂર સાધવી.

**કાકીમુદ્રા**—પોતાના મુખને કાગડાની ચાંચના જેવી બનાવી ધીરે ધીરે વાયુ અંદર પીવો તેનું નામ કાકીમુદ્રા છે એ સર્વ પ્રકારના રોગ દૂર કરે છે એ કાકીમુદ્રા ઉત્તમ છે જેથી મનુષ્ય કાગની માફક રોગરહીત થાય છે.

**માતંગિનીમુદ્રા**—પાણીમાં ગળા સુધી પાણી આવે તેવી રીતે બેસી પ્રથમ નાકથી પાણીને અંદર ખેંચી મુખથી બહાર કાઢવું. પછી મુખથી પાણી અંદર ખેંચી પાછું નાકનાં બંને છીદ્રોથી બહાર કાઢવું એ પ્રકારે વારંવાર ખેંચવું. વારંવાર કહાડવું તેને માતંગીની મુદ્રા કહે છે. એ મુદ્રા વૃદ્ધાવસ્થા અને મોતનો નાશ કરે છે. આ મુદ્રા સિદ્ધ કરનાર હાથીની માફક બળવાન થાય છે. આ મુદ્રા સિદ્ધ કરનાર યોગી જ્યાં જ્યાં સ્થિત રહે ત્યાં ત્યાં તેને બહુ સુખ મળે છે.

**ભુજંગિનીમુદ્રા**—મુખને કાંઇક ઉઘાડી મુખદ્વારા વાયુને પીયા કરે, ગળામાં પવનનો ધક્કો જોરથી વાગે તેમ વાયુ અંદર ખેંચવો તેને ભુજંગીની મુદ્રા કહે છે તે વૃદ્ધાવસ્થા તથા મોતને જીતે છે. જેટલા ઉદરરોગ છે તથા અજીર્ણ છે તેને આ ભુજંગીની મુદ્રા જલ્દી દુર કરે છે.

આ મુદ્રાઓ જે ઉપર કહેવામાં આવી તે વૃદ્ધાવસ્થા અને મોતનો નાશ કરે છે.

જે મુર્ખ અને ભક્તિહીન હોય અર્થાત જે ભક્તિવાન ન હોય તેને

આ મુદ્રાઓ બતાવવી નહિં એવું શાસ્ત્રકાર કહે છે. સર્વ મુદ્રાઓ ભોગ, મોક્ષ બંને આપનારી છે. સર્વ રોગનો નાશ કરે છે અને જે તેનો નિત્ય અભ્યાસ કરે છે તેની જઠરાગ્નિ વધી જાય છે. વૃધ્ધાવસ્થા અને મરણને જીતે છે, તેને અગ્નિની, જળ, પવન કશાની બીતી રહેતી નથી.

મુદ્રાનું સાધન સિદ્ધ કરવાથી કાસ, શ્વાસ, પ્લીહા, કોઢ, કફરોગ મટે છે. આ મુદ્રાઓ જેવી બીજી કોઇ વસ્તુ સિદ્ધિ દેનારી નથી.

## પ્રકરણ ૧૪ મું.

### પ્રત્યાહાર-પ્રાણાયામ પ્રયોગ.

પ્રત્યાહારના જ્ઞાનથી કામાદિ વેરી નાશી જાય છે; જેજે વિષયમાં મન ચંચળ થઇને ભ્રમણ કર્યા કરે છે, તે તે વિષયમાં મનને પાછું વાળી પ્રત્યાહારથી આપણે વશ કરવું તે પ્રત્યાહાર છે. ગમે તેવા સારા કે ખોટા વિષયમાં મનને આપણી મરજી વગર ભમવા દેવું નહિં પણ આપણે પોતાને વશ રાખવું જોવાના, સાંભળવામાં, સુગંધ દુર્ગંધમાં મનને તેની ઇચ્છા પ્રમાણે જોડાવા ન દેવુ પણ પોતાને વશ કરવું. ખારા ખાટા ગળ્યા વિગેરે છએ રસોપ્રતિ મન દોડે તો ત્યાંથી પાછું ફેરવી મનને આત્મામાં જોડવું તેનું નામ પ્રત્યાહાર છે.

પ્રાણાયામ માટે પ્રથમ સ્થાન નકકી કરવું જોઇએ, પછી વખત નકકી કરવો જોઇએ, પછી નિયમસર ભોજન કરવું. પછી પ્રાણાયામ કરવો. દૂર દેશમાં, અરણ્યમાં રાજ્યદ્વારમાં. ઘણા માણસો હોય ત્યાં પ્રાણાયામનું સાધન કરવાથી સિદ્ધ થતું નથી. દુર દેશમાં અવિશ્વાસ રહે, વનમાં શરીરનું રક્ષણ થઇ શકે નહિં, શહેરમાં ઘણો ઘોંઘાટ હોય તેવી જગાઓમાં યોગની સિદ્ધિ ઇચ્છનારે પ્રાણાયામ સાધવા નહિ.

ઉત્તમ દેશમાં, ધર્મિષ્ટ રાજાના રાજ્યમાં ઉત્તમ પ્રકારનાં ભોજન થતાં હોય ત્યાં, જ્યાં કાંઇ પણ ઉપદ્રવ ન હોય તેવી જગામાં એક પર્ણકુટી બનાવી તેની ચારે બાજુ ભીંતો ચણી લેવી, અંદર પાણીનું સાધન હોય અથવા નજીકમાં વાવ, કુવો કે તળાવ હોય તેવી જગોમાં, તે જગ્યા બહુ ઉંચી ન હોય કે બહુ નીચી ન જોઇએ, કોઇ જાનવર અંદર આવી શકે નહિં તેવી બનાવી અંદર ગાયના છાણથી લીંપી

સ્વચ્છ બનાવવી આવી જગો જાહેરમાં ન હોય તેવ જગાએ પસંદ કરવી પછી ત્યાં પ્રાણાયામનું સાધન સધવું.

હેમંતઋતુ, શિશિરઋતુ, ગ્રીષ્મઋતુ અને વર્ષાઋતુમાં જો યોગનો આરંભ કરવામાં આવે તો રાગ પેદા થાય છે એટલે એ રૂતુઓમાં યોગનો આરંભ કરવો નહિ. જેથી વસંતરુતુ કે શરદરુતુમાં યોગનો આરંભ કરવો. તેમાં જો યોગારંભ કરે તો યોગની સિદ્ધિ થઇ સર્વ પ્રકારના રોગ જરૂર મટે છે.

ચૈત્રથી ફાગણ માસના અંત સુધીમાં બાર માસમાં છ રૂતુઓ છે તથા મહાથી ફાગણના અંત સુધીમાં બે રૂતુઓ છે. એમ બબે મહીનામાં એકેક રૂતુ રહે છે. ફાગણ અને ચૈત્ર વસંતરૂતુ છે, વૈશાખ અને જેઠ ગ્રીષ્મઋતુ છે, જેમાં ગરમી ઘણી પડે છે. અશાડ અને શ્રાવણ, વર્ષા ભાદ્રપદ અને આસો શરદરુતુ । અનુભવ થાય છે કાર્તિક, માગશર હેમંતરૂતુ અને પોષ, મહામાં શિશિરરુતુનો અનુભવ થાય છે.

વસંતરુતુમાં અથવા તો શરદરુતુમાં યોગનો આરંભ કરવાથી વગર પરિશ્રમે યોગની સિદ્ધિ મળે છે એવું યોગીઓ કહે છે.

યોગમાં મિતાહાર લેવો, જે લોકો મિતાહાર સેવતા નથી કોઇ વખત વધુ તો કોઇ વખત થોડું જમે છે તેઓ યોગનો આરંભ કરે છે તો બહુ રોગોના ભોગ થઇ પડે છે અને તમને યોગની સિદ્ધિ મળતી નથી. યોગનો આરંભ કરવા ઇચ્છનારાએ ચોખા, જવની બાટવી ઘઉંની રોટલી, મગ અડદ કે ચણાની દાળ ઝાટકેલી હોય તેની રાધીને ભોજન કરવું. પરવળ, ફણસ કંકોડાં, કારેલાં, કાકડી, કેળાં, ઉમરડાં, ચીલની ભાજી વિગેરેનાં શાક ખાવાં, કેરી કાચી કે પાકી, કેળના દંડ, રીંગણ એનું શાક ખાવું. શાક કાચી વસ્તુઓનું તેમજ પાકી વસ્તુઓનું બનાવવું, પરવળનાં પાનનું શાક યોગીઓને હીતકર છે. સ્વચ્છ, મીઠાં, ચીકણાં ભોજન, થોડું પેટ ઉણું રહે તેવી રીતે જમવું, પેટ ભરીને જમવું નહિ તે મિતાહાર છે. અર્ધું પેટ ભરાય તેટલું જમવું, ત્રીજા ભાગનું પાણી પીવું અને ચોથો ભાગ પેટમાં પવનની હરફર કરવા માટે ખાલી રાખવો. કડવું, ખાટું, ખારૂં, તીખું, દહીં, દહીંનો મઠો, સાગનું શાક, મદ્ય, ફણસ કાથી, મસુરની દાળ, કોળાનું શાક ભોંયકોળુ, તુંબડી, બીલી ખાખરો, કદંબનાં ફુલ, મોટાં લીંબુ, વાંસ, લસણ, વિષ, કમરખ, ડુંગળી, હીંગ, શેમળો એટલી

વસ્તુઓ યોગીઓએ ખાવામાં ન વાપરવી, તેની ચળી પાળવી, તેમજ પરસ્ત્રી અને અગ્નિનું સેવન ન કરવું બ્રહ્મચર્ય પાળવું.

માખણ, ઘી, ખીર, ગોળ, સાકર વિગેરે ગળી ચીજો, પાંચ પ્રકારનાં કેળાં, દાડમ, વિલ્લારી, દ્રાક્ષ, અંબળાં ખાટા રસ સેવવા નહિ.

ઇલાયચી જાવંત્રી, લવીંગ, બળ આપનારી દવા, જાંબુ, પારસજાંબુ, હરડે, ખજુર એ વસ્તુઓનો યોગીએ ભોજનમાં ઉપયોગ કરવો. જલ્દી પાકી શકે તેવી, મનને પ્રિય હોય તેવી ચીકાશવાળ અને ધાતુને પોષણ આપે તેવી જે મનને સારી લાગે તેવી વસ્તુઓનો યોગીએ ભોજનમાં ઉપયોગ કરવો.

કઠણ પદાર્થ, ખરાબ, પાપ થાય તેવી, સડેલી, વાસી, તથા બહુ ઠંડી, તેમ બહુ ગરમ એવી વસ્તુઓનો યોગીએ ભોજનમાં ઉપયોગ ન કરવો: સવારમાં સ્નાન કરવું.

ઉપવાસ કરવા નહિં, શરીરને દુઃખ આપે તેવું કામ કરવું નહિ, વિધિરહીત વર્તવું નહિ એક વખત ખાવું અથવા ન ખાવું, જમ્યા પછી એક પ્રહર પછી જમવું નહિં.

આ પ્રમાણે વિધીપૂર્વક પ્રાણાયામ કરવા. પ્રથમ પ્રાણાયામ કરી પછી દુધ ઘી રોજ ભોજન વખતે ખાવું જોઇએ અને બપોરે તથા સંધ્યાકાળે એ બે વખતે યોગીએ ભોજન કરવું જોઇએ.

નાડી શુદ્ધિ—પ્રાણાયામનું સાધન કરતા પહેલાં નાડીની શુદ્ધિ કરી લેવી, પછી પ્રાણાયામ કરવા. પુર્વ તરફ કિંવા ઉત્તર તરફ મુખ રાખીને દર્ભાસન કે મૃગચર્મ કે વાઘંબર કે કામળીનું આસન પાથરી તે ઉપર બસવું. નાડી શુદ્ધિ બે પ્રકારે થઇ શકે છે, એક તો સમનુ અને બીજી નિર્મનું એ બે રીત છે. સમનુ તો બીજમંત્રના જાપથી નાડીની શુદ્ધિ કરવામાં આવે છે તે અને ધૌતિકર્મથી જે નાડીની શુદ્ધિ કરવામાં આવે છે તે નિર્મનું કહેવાય છે.

## બીજમંત્રો

પ્રથમ છ કર્મના સાધનમાં ધૌતિકર્મ કહેવામાં આવ્યું છે તે રીતે નાડીની શુદ્ધિ કરવી. પછી યોગીએ પદ્માસન વાળીને બેસવું અને ગુરુ આદિના બતાવેલા માર્ગે ન્યાસ કરી પછી નાડીની શુદ્ધિ કરી પછી પ્રાણાયામ કરવા પછી ધ્યાન કરવું. વાયુ બીજ ( य ) છે, તેનો રંગ ધુમાડા જેવો તેજ સહિત છે, એ મંત્રને સોળવાર

જપતાં સુધીમાં નાકના ડાબા છિદ્રમાંથી શ્વાસ અંદર લેવો પછી એ મંત્રને ૬૪ વાર જપતાં સુધી પવનને અંદર રોકી રાખી કુંભક કરવો, અને તે મંત્રને ૩૨ વાર જપતાં સુધીમાં જમણા છિદ્રદ્વારે પવનને બહાર કાઢવો.

નાભિનું મૂળ એ અગ્નિતત્વની જગ્યા છે, ત્યાં તેનું ધ્યાન કરી તેને દીપ્ત કરવો, પછી પૃથ્વીતત્વને તેમાં મેળવી પછી અગ્નિબીજ જે ( रं ) મંત્ર છે, તેનો ૧૬ વાર જપ કરતાં સુધીમાં નાકના જમણા છિદ્રમાંથી પવનને અંદર ખેંચવો, પછી ૬૪ વાર તેજ रं મંત્રનો જપ કરતાં સુધી પવનને અંદર રાખવો. આ વખતે નાકનાં બંને છિદ્રો દબાવી રાખવાં પછી વાયુ મંત્ર यं ને ૩૨ વાર જપતાં સુધીમાં પવનને નાકના ડાબા છિદ્રમાંથી ધીમેથી બહાર કાઢવો.

પછી નાકના અગ્રભાગે કિરણો સહિત ચંદ્રનું ધ્યાન કરતા ठं બીજનો ૧૬ વાર જપ કરતાં સુધીમાં નાકના ડાબા છિદ્રદ્વારા પવનને અંદર ધીમે ધીમે પૂરવો અને ૬૪ વાર वं બીજ મંત્રનો જપ કરતા સુધી પવનને અંદર રોકી રાખવો; તે વખતે નાકનાં બંને છિદ્રો દબાવી રાખી નાકના અગ્ર ભાગમાં ચંદ્ર બિંબમાંથી જાણે અમૃત શ્રવતું હોય અને તેનાથી શરીરની સઘળી નાડી ધોવાતી હોય તે પ્રકારે ધ્યાન ધરવું. પછી लं બીજમંત્રનો ૩૨ વાર જપ કરતા સુધીમાં પવનને નાકના જમણા છિદ્રમાંથી બહાર કાઢવો

આ પ્રકારે નાડી શુદ્ધિ થઇ શકે છે, તેવી રીતે નાડી શુદ્ધિ કરી મજબુતીથી આસન વાળીને પછી પ્રાણાયામનો અભ્યાસ કરવો.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### પ્રાણાયામ

**પ્રાણાયામ**--આઠ પ્રકારના કુંભક પ્રાણાયામ છે. સુર્યભેદી, ઉજ્જાયી શીતલી, ભસ્ત્રિકા, ભ્રામરી, મૂર્છા અને કેવલી.

તે પ્રાણાયામ બે પ્રકારના છે એક સગર્ભ અને બીજો નિગર્ભ. જે કુંભકમા બીજ મંત્ર બોલીને સાધન કરવામાં આવે તે સગર્ભ કહેવાય છે અને જેમાં બીજમંત્ર ન બોલવામાં આવે તે નિગર્ભ કહેવાય છે.

સગર્ભ પ્રાણાયામ—પ્રથમ કહીએ છીએ. પુર્વ તરફ કે ઉતર તરફ મુખ રાખી સુખાસને બેસી અને પછી બ્રહ્માનું-રજોગુણ સહિત લાલ રંગ છે તેને અવર્ણ સ્વરૂપ જાણી ધ્યાન ધરવું નાકના ડાબા છિદ્રમાંથી અ મંત્રને સોળવાર જપતાં વાયુને અંદર ખેંચવો અને તે સમયે ઉડ્ડીયાનબંધ કરવો. પછી સત્વગુણમય હરિ શ્રી વિષ્ણુનું ધ્યાન કરી ઉ કારરૂપ જેનો કાળોરંગ છે તેવા ઉ મંત્રનો ૬૪ વખત જપ મનમાં જપતાં સુધી નાકનાં બંન્ને છિદ્રોને બંધ કરીને પવનને અંદર રોકી રાખવો પછી તમેગુણ શિવ-મહાદેવજીનું ધ્યાન ધરી અને મ કાર-નો સફેદ રંગ છે તે મંત્રને ૩૨ વાર જપતાં સુધીમાં નાકના જમણા છિદ્રદ્વારા પવનને ધીમે ધીમે બહાર કાઢવો પછી નાકના જમણા છિદ્રદ્વારા વાયુને અંદર ખેંચવો જે વખતે પ્રથમ કહ્યા પ્રમાણે બીજ મંત્રને જપ ૧૬ વખત કરવો અને અંદર પવનને ૬૪ વાર બીજ મંત્રનો જપ કરતાં સુધી રોકવો અને પછી ડાબા છિદ્રદ્વારા પવનને ૩૨ વાર મંત્ર જપતાં સુધીમાં બહાર કાઢવો

આ પ્રમાણે અનુલોમ વિલોમ પ્રાણાયામનું વારંવાર સાધન કરવું એટલે નાકના ડાબા છિદ્રદ્વારા પવનને ૧૬ વાર મંત્ર જપતાં સુધીમાં અંદર ખેંચવો પછી જમણા છિદ્રદ્વારા બહાર કાઢવો, પછી જમણા છિદ્રદ્વારા પવન અંદર ખેંચવો અને ડાબા છિદ્રદ્વારા બહાર કાઢવો. અને બંને પવન અંદર પુરતાં એક છિદ્ર આંગળી વડે દબાવવું. કુંભકમાં બંને છિદ્રા અંગુઠા અને અંગુઠાની પાસેની મધ્યમા તથા તર્જનીથી દબાવવાં અને પવન બહાર કાઢતાં પણ એક છિદ્ર દબાવી રાખવું આ બીજમંત્રોના જાપ પુર્વક જે પ્રાણાયામ કરવામાં આવે તે સગર્ભ પ્રાણાયામ કહેવાય છે.

નીગર્ભ પ્રાણાયામ—ની વિધિ કહેવામાં આવે છે. તે બીજ મંત્રના જપ વગર કરવામાં આવે છે તે પુરક કુંભક અને રેચક એ ત્રણ પ્રાણાયામ મળીને ૧૧૨ માત્રા સુધી છે. તેમાં ઉત્તમ ૨૦ માત્રાવાળો છે, મધ્યમ ૧૬ માત્રાવાળો છે અને અધમ ૧૨ માત્રાવાળો છે. એવા પ્રાણાયામ ત્રણ પ્રકારના છે.

અધમ પ્રાણાયામથી પરસેવો થાય છે, મધ્યમ પ્રાણાયામથી પીઠમાં કંપારી થાય છે અને ઉતમ પ્રાણાયામથી તો શરીર પૃથ્વીથી અદ્ધર આકાશ તરફ ઉંચું થઇ શકે છે એવા ત્રણ પ્રકારના પ્રાણાયામની સિદ્ધિનાં લક્ષણ છે.

પ્રાણાયામના સાધનથી આકાશમાં ઉડવાની તાકાત આવે છે, અને પ્રાણાયામથી પ્રાણના તથા દેહના રોગ નાશ પામે છે, પ્રાણુયામથી બુદ્ધિ શકિત વધે છે, પ્રાણાયામથી જ્ઞાનનો લાભ થાય છે અને પ્રાણાયામથી મનમાં આનંદ પ્રાપ્ત થાય છે. પ્રાણાયામ કરનાર સુખી થાય છે.

સુર્યભેદક કુંભક—સુર્ય ભેદક કુંભક પ્રાણાયામ આ પ્રકારે થાય છે. પ્રથમ નાકના જમણા છિદ્રથી વાયુને અંદર જોરથી ખેચવો અને શકિત પ્રમાણે જાલંધરબંધ મુદ્રા ધારણ કરવી, નાકના બંન્ને છિદ્રો બંધ કરી પવનને અંદર રોકી રાખવો.

## પાંચ પ્રાણ.

પ્રાણ, ( હૃદયમાં રહે છે તે પવનને પ્રાણ કહે છે ) અપાન. સમાન,ઉદાન,વ્યાન એ પાંચ પ્રકારના પવન(વાયુ) શરીરની અંદર રહે છે, અને નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય એ પાંચ પ્રકારના પવન શરીરની બહાર રહે છે, પ્રાણ-હૃદયમાં રહે છે, અપાન વાયુ ગુદા મંડલમાં રહે છે, સમાનવાયુ નાભિ ( ડુંટી ) ના મુળમાં રહે છે અને ઉદાન વાયુ કંઠમાં રહે છે, વ્યાન વાયુ આખા શરીરમાં રહે છે એ પાંચ વાયુ અર્થાત પાંચ પ્રાણ મુખ્ય ગણાય છે અને નાગ વિગેરે પાંચ વાયુ ગૌણ ગણાય છે.

તે પાંચ પ્રકારના પવન જે જગ્યાએ છે તે કહીએ છીએ. નાગ વાયુ ઓડકાર લેવામાં આવે છે, કૂર્મ નામનો પવન આંખનાં પોપચાં ઉઘાડ મિંચ કરવાનું કામ કરે છે, કૃકલ વાયુ છીંક ઉપજાવે છે અને દેવદત્ત નામનો પ્રાણ વાયુ હિંચકી લાવે છે, તે બગાસુ પણ લાવે છે. ધનંજય નામનો પવન મર્યા પછી પણ શરીરમાં રહે છે.

નાગ વાયુ ચૈતન્યતાને ગ્રહણ કરે છે, કૂર્મ પવન આંખોના પલકારા મારવાનું કામ કરે છે, કૃકલ ભુખ તરસ લગાડે છે અને દેવદત્ત નામનો પવન બગાસુ લાવે છે અને ધનંજય શરીરમાંથી એક ક્ષણ પણ બહાર નીકળતો નથી તે બોલવાનું કામ કરે છે.

* સૂર્યભેદક પ્રાણાયામ ડુંટીના મુળમાંથી ઉઠાડી પછી ધીરજથી વેગપુર્વક નાકના ડાબા છિદ્રદ્વારા પવનને બહાર કાઢી પછી નાકના જમણા છિદ્રથી પવનને અંદર ખેંચી અને નાકનાં બંને છિદ્રોને ડબાવી પવનને અંદર રોકી રાખવો, પછી પવનને ધીમે ધીમે ડાબા છિદ્રદ્વારા

બહાર કાઢવો, વળી તેજ છિદ્રદ્વારા પવનને અંદર ખેંચી ( પુરક કરી ) કુંભક કરી પાછો જમણા છિદ્રદ્વારા બહાર કાઢવો એ એક પ્રાણાયામ ગણાય. આ સૂર્યભેદક કુંભક વૃદ્ધાવસ્થા તથા મૃત્યુને જીતે છે. કુંડલી-શક્તિને તેજ કરે છે અને શરીરના અગ્નિને વધારે છે. આ સૂર્ય-ભેદક ઉત્તમ પ્રાણાયામ છે.

**ઉજ્જાયી**—નાકથી પવનને અંદર ખેંચી મુખમાં લાવી રોકવો અને હૃદય, કંઠના પવનને પણ મુખના વાયુની સાથે ધારણ કરવો પછી મુખ ધોઇને વંદના કરી જાલંધરબંધમુદ્રા કરવી અને કુંભક પ્રાણાયામ જ્યાં સુધી બળ રહે ત્યાંસુધી કરવો પછી પવનને બહાર કાઢવો. ઉજ્જાયી કુંભક સર્વ કામને સિદ્ધ કરે છે. તે કરનારને કફના રોગ થતા નથી. મેદ વાયુ, તાવ, બરોળ, વૃદ્ધાવસ્થા તથા મોતનો નાશ કરનાર છે.

**શીતલી કુંભક**—જીભદ્વારા પવનને અંદર ખેંચી પેટ પવનથી ભરી લેવું પછી અંદર પવનને ક્ષણભર રોકી પછી નાકદ્વારા તેને બહાર કાઢવો એ શીતલીકુંભક છે.

શીતલીકુંભક સદાય સાધવો જોઇએ. યોગીજનને શુભ જે શીતલીકુંભક કરનારને કફ, પિત્ત અને અજીર્ણના રોગ કદી થતા નથી.

**ભસ્ત્રિકા કુંભક**—જેવી રીતે લવારની ધમણ વારંવાર વાયુને ખેંચે છે અને છોડે છે તેવી રીતે પવનને નાકનાં બંને છિદ્રોદ્વારા જોરથી અંદર ખેંચીને પેટમાં ભરવો અને છોડવો એવી રીતે વીસ વખત પવનને અંદર ખેંચી અને બહાર કાઢી પછી કુંભક કરવો એટલે પવનને અંદર રોકવો પછી પ્રથમ માફક વિધિથી વાયુને બહાર કાઢવો. આ પ્રમાણે બુદ્ધિમાને ત્રણવાર આ પ્રાણાયામ કરવો ભસ્ત્રિકા કુંભક કરનારને રોગ થાય નહિ, ક્લેશ થાય નહિ રોજ શરીર આરોગ્યવાળું રહે, તે મરે નહિ

**ભ્રામરી કુંભક**—જ્યારે અરધી રાત વિતિ જાય ત્યારે યોગીએ એકાન્ત જગામાં જવું જ્યાં જીવજંતુનો શબ્દ પણ ન સંભળાય તેવા સ્થાનમાં બેસવું બંને હાથથી કાન બંધ કરી પવનને અંદર ખેંચી પુરક કરવો, પછી પવન અંદર રોકી કુંભક કરવો; ભીતરનો જે નાદ છે તે સુંદરનાદને બંન્ને કાનદ્વારા સાંભળવો. પ્રથમ ઝીંઝર જેવો નાદ સંભળાશે પછી બંશી જેવા નાદ આવશે તે પછી વાદળની ગર્જના જેવો નાદ

આવશે તે પછી ઝાંઝરો વાગતાં હોય તેવો નાદ સંભળાશે પછી ભુંગળ વાગતી હોય તેવો, પછી ઘંટા તથા કાંસાનાં પાત્ર વાગતાં હોય તેવો ઘોષ સંભળાશે પછી તુરઈનો શબ્દ તથા ભેરી, મૃદંગ અને નગારાનો શબ્દ સંભળાશે. આવા નાના પ્રકારના રાગ રોજના અભ્યાસથી સાંભળવામાં આવશે અને તે શબ્દ તેની મેળેજ થતા હોય છે. તે શબ્દની ધ્વનિ અદ્ભુત છે અને તે ધ્વનિથી જ્યોતિ પેદા થાય છે. તે જ્યોતિની અંતર્ગત મન છે, અને જ્યારે મન તેમાં મળી જાય છે. તેજ પરમ ભગવાન વિષ્ણુનું પરમ પદ છે. એવી રીતે ભ્રામરી કુંભકથી સમાધિ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. જપથી આઠગણું મન ધ્યાનમાં અને ધ્યાનથી આઠગણું મન તપમાં અને તપથી આઠગણું મન ગાનમાં લિન્ન થાય છે. ગાયનથી પર કોઈ પણ નથી.

મુર્છા કુંભક વિધિ–સુખપુર્વક કુંભક કરીને અને મનને ભ્રકુટીની મધ્યમાં જોડી સર્વ વિષયને છોડી મનને મુર્છિત કરી દેવું આવી રીતે મનમાં યોગથી ( પરમાત્મામાં લય કરવાથી ) જરૂર આનંદની પ્રાપ્તિ થાય છે.

કેવલી કુંભક—શ્વાસ જ્યારે અંદરથી બહાર આવે છે ત્યારે हं ઉચ્ચાર કરે છે અને જ્યારે શ્વાસ અંદર જાય છે ત્યારે स વર્ણ બોલે છે. એ બને વર્ણ સમૂહ (हंस) મંત્રના ૨૧,૬૦૦ મંત્ર રાત દિવસમાં શ્વાસવાર જપાય છે. એ બંને વર્ણોનું નિદાન એવી રીતે કર્યું છે કે हं એ શિવ છે અને सः શકિત છે. તેને અજપા નામની ગાયત્રી ગણી છે અને તેના સર્વ જીવ જાપ જપે છે. લિંગ અને ગુદાની વચ્ચે જ્યાં મુલાધાર ચક્ર છે ત્યાં, તથા હૃદયકમળમાં અને નાકના બંને છિદ્રમાં (ઈંડા પિંગલા નાડીમાં) એમ ત્રણે સ્થાનમાં આ અજપા જાપ પોતાની મેળે ચાલ્યાં કરે છે.

• વાયુની ગતિ છ આંગળ સમાન શરીરના કર્મના રૂપ છે અને શરીરથી બહાર નીકળ્યા પછી પવનનો સ્વભાવ ૧૨ આંગળ દુર રહેવાનો છે; ગાયનમાં ૧૬ આંગળ ભોજનમાં ૨૦ આંગળ અને રસ્તે ચાલવામાં ૨૪ આંગળ અને ઉંઘમાં ૩૦ આંગળ તેમ રતિ વિષય વખતે ૩૨ આંગળ અને પરિશ્રમથી વધુ પ્રમાણમાં ગતિ હોય છે. સ્વાભાવિક રીતે જો તેની ગતિ થોડી થાય તો પરમાયુ વધે અને અંતરમાંનો શ્વાસ બહુજ ચાલે તો આયુષ્ય ઘટી જાય એવું યોગીજનો

કહે છે. જ્યાં સુધી પ્રાણવાયુ કે જે હૃદયમાં રહે છે તે શરીરમાં હોય છે ત્યાં સુધી મોત આવતું નથી અને તેથી શરીરના રક્ષણને માટે અથવા પ્રાણવાયુનો સંગ કેવલ કુંભક છે. મનુષ્ય જ્યાં સુધી કેવલ અજપા મંત્રનો સંખ્યાબંધ જાપ જપે છે. જેમ પહેલાં સંખ્યા કહી તેને વિભ્રમ અને કેવલી કરે તેવા એ કેવલી પ્રાણાયામ કરવા જોઇએ અને અજપાને બમણા જપથી કરે તો મનમાં ઘણો આનંદ થાય. નાકના બંને છિદ્રોથી પવન ખેંચી એક ખાલી કુંભક કરે અને પ્રથમ દિવસે જ્યાં સુધી ૬૪ મંત્ર જપે ત્યાંસુધી પવનને અંદર ધારણ કરે, પ્રથમ કહ્યા પ્રમાણે કેવલી કુંભકને રોજ દિવસમાં આઠ વખત જાપ કરવો અથવા આઠ પ્રહરમાં આઠવાર કરવો તથા રોજ પાંચ કે ચાર વખતે કરવો સવારે, બપોરે, સંધ્યાકાળે, અર્ધી રાત્રે ચોથા પહોરમાં, અથવા ત્રણ સંધ્યા કરતી વખતે કરવો. એમ જે પહેલાં કેવલી પ્રાણાયામ કહ્યો છે તેમ રોજનો રોજ કરવો. જ્યાં સુધી આ કેવલી કુંભક સિદ્ધ ન થાય ત્યાં સુધી રોજ અજપાનું પ્રમાણ એક વખત તથા પંચવાર એમ ક્રમથી વધારતા જવું

જ્યારે મનુષ્ય કેવલી કુંભકનું સાધન સાધી લે છે ત્યારે તે યોગવિદ્યાને જાણનારો થાય છે. કેવલી કુંભક સિદ્ધ થતાં પૃથ્વિમાં કોઇ ચીજ નથી કે જે સિદ્ધ ન થાય.

---

## પ્રકરણ ૧૬ મો.

### ધ્યાન

ધ્યાન ત્રણ પ્રકારનાં છે. સ્થુલ ધ્યાન, જ્યોતિ ધ્યાન અને સૂક્ષ્મ ધ્યાન. સ્થુલ ધ્યાનમાં મૂર્તિનું ધ્યાન કરવામાં આવે છે તે સ્થુલ ધ્યાન છે. તેજોમય જ્યોતિનું ધ્યાન કરવામાં આવે છે તે જ્યોતિ ધ્યાન અને બ્રહ્મનું ધ્યાન કરવામાં આવે તે સૂક્ષ્મધ્યાન છે.

**સ્થુલ ધ્યાનની વિધિ**—સમાધિને સાધવા ઇચ્છનાર યોગી હૃદયમાં એવું ધ્યાન કરે કે જાણે હૃદયમાં અમૃતનો સમુદ્ર છે તેની વચમાં રત્ન, હિરા જડીત રત્નદ્વિપ છે. તેમાં રત્નમય રેતી ચારે બાજુ પથરાયલી છે તેમાં ચારે તરફ લીમડાનાં ઝાડ બહુ જ ફુલોવાળાં શોભાયમાન થઇ રહેલા છે અને જાણે કિલ્લાની ખાઇ હોય તેવી

લીમડાઓની શોભા જણાય છે. ત્યાં માલતી, મલ્લિકા, ચમેલી, કેશર, બકાન, કમળ, મોગરો, ગુલાબ એની સુગંધી દશે દિશાએ મ્હેકી રહેલી છે. તેની વચમાં જાણે એક કલ્પવૃક્ષ છે. તેને મનને હરણ કરનારી ચાર શાખાઓ ચાર વેદરૂપે ફળફુલ સહિત ખીલી રહેલી છે તેમાં ભ્રમર, કોયલ બોલી રહ્યાં છે અને ઉપદેશ આપી રહ્યાં છે કે તમે આ કલ્પતરૂના વૃક્ષ નીચે બેસી સ્થિર થઇ ધ્યાન કરો કે જાણે માણિકયનો મંડપ છે, તેમાં જાણે રત્નમય, મનને હરનારો એક પલંગ છે, તે પલંગ ઉપર આપણા ઇષ્ટદેવ બેઠેલા છે, એમ માની ગુરૂના બતાવેલા માર્ગે તેમનું ધ્યાન ધરો. તે ઇષ્ટદેવનું ઉત્તમ ગૌર સ્વરૂપ છે. ઉત્તમ ભૂષણ ધારણ કરેલાં છે, ઉતમ સવારી છે એવા પ્રકારે તેમના રૂપનું ધ્યાન કરવું તેને સ્થૂલ ધ્યાન કહે છે.

**બીજી રીતે સ્થૂલ ધ્યાનની વિધિ**—બ્રહ્મરંધ્રમાં એક સહસ્રદલ કમલ નામનું મહાપદ્મ છે તેમાં યોગીએ પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરવું કિંવા એ મહાપદ્મ સહસ્રદલ પદ્મની વચમાં જે કર્ણિકા છે, તેની બાજુમાં બાર પાંદડીનું એક કમલ છે, તે કમળનો રંગ સફેદ છે, તે મહા તેજથી ચમક ચમક થાય છે. તેના બારે પાંદડીમાં ક્રમથી આ બીજ મંત્રો દેખાય છે. ह, स, क्ष, म, ल, व, रं, यं, ह, स, ख, फें એ બીજ મંત્રો છે. તેની મધ્યમાં જે કર્ણિકા છે તેની મધ્યમાં, अ, क, थ, એ ત્રણ અક્ષર ત્રણ રેખા અને ह ल क्ष, એ ત્રણ અક્ષરને જોડાઇને વચમાં ૐકાર વિરાજે છે. યોગીએ ત્યાં એવું ધ્યાન ધરવું કે જાણે ત્યાં નાદ બિંદુમય એક મનોહર સિંહાસન બિછાવેલું છે તેની ઉપર એક હંસનું જોડું બેઠું છે અને તે સ્થળે પાદુકા પણ વિરાજે છે ત્યાં ગુરૂદેવનું એવું ધ્યાન ધરવું કે જાણે તેમને બે હાથ છે, ત્રણ આંખ છે, શ્વેત અંબર ધારણ કરેલાં છે, ધોળું ચંદન લેપન કરેલું છે, સફેદ પુષ્પની માળા ધારણ કરેલી છે, લાલ વર્ણની તેમની શક્તિની સાથે ત્યાં વિરાજેલા છે. એ પ્રકારે સ્થિત ગુરૂનું ધ્યાન ધરવું એ પણ સ્થૂલ ધ્યાન છે.

**જ્યોતિર્ધ્યાન વિધિ**—હવે તેજોમય ધ્યાનનું વર્ણન કરીએ છીએ. જેના ધ્યાનની સિદ્ધિ થતા આત્મા પ્રગટ થઇ શકે છે, કિંવા આત્મસાક્ષાત્કાર થઇ શકે છે.

મુલાધારચક્રની વચમાં કુંડલીની શક્તિ સાપના રૂપે અને આકારે રહેલી છે ત્યાં દીપકની જ્યોતિની માફક જીવાત્મા વિરાજમાન છે, તેમાં

જ્યોતિર્મય ( તેજોમય ) જે પરમાત્મા વિરાજી રહેલા છે તેના તેજનું ધ્યાન ધરવું.

બીજી રીતે જયોતિર્ધ્યાન—બંને નેત્રોની પાંપણો વચ્ચે જે ભ્રકુટી છે, તેની મધ્યે અથવા તેના ઉર્ધ્વભાગે મનના ઉપર જે ૐકારમય તેની વહ્નીયુકત જે શિખા છે ત્યા પ્રકાશમાન જ્યોતિનું ધ્યાન ધરવું તે જયોતિર્ધ્યાન છે.

**સૂક્ષ્મ ધ્યાન**—તેજોમય ધ્યાન કહ્યું હવે સુક્ષ્મ ધ્યાન કહીએ છીએ. જેનુ ધ્યાન ધરવાથી કુંડલીની જાગ્રત થાય છે એવો યોગી પણ મહા ભાગ્યશાળી ગણાય છે.

આંખોને સ્થિર કરવી, તેની ચંચળતા દૂર કરી નિમિષોન્મિષ રહિત સ્થિર કરી ત્રાટકની સિદ્ધિ કરવી પછી તે નેત્રરંધ્રદ્વારા અંદર વૃત્તિ નાંખી આત્માની સાથે જોડી દેવી એવી રીતે આંખો ઉઘાડી હોવા છતાં જયારે તેની વૃત્તિ અંદર આત્મા સાથે એવી મળી જાય કે તે બહારના કોઇ પદાર્થને દેખે નહિ, તેને **શાંભવીમુદ્રા** કહે છે, આ સૂક્ષ્મ ધ્યાન શાભવી મુદ્રાના યોગથી આત્માનું ધ્યાન કરે તો સિદ્ધ થાય છે. આ સૂક્ષ્મ ધ્યાન ઘણુંજ ગુપ્ત છે અને દેવતાને પણ દુર્લભ છે.

સ્થૂલ ધ્યાનથી સોગણું તેજોમય ધ્યાનનું ફળ છે અને તેજોમય ધ્યાનથી લાખ ઘણુ સૂક્ષ્મ ધ્યાનનું ફળ છે, તે ધ્યાન દુરથી પણ દુર છે આ દુર્લભ ધ્યાનયોગ છે એવી રીતે આત્માનું ધ્યાન ધરવાથી આત્મા પ્રકટ થઇ જાય છે. અર્થાત આત્મનો સાક્ષાત્કાર થઇ જાય છે.

## પ્રકરણ ૧૭ મું

## યોગસમાધિ

સમાધિ યોગથી પર કોઇ બંજો યોગ નથી અને તે મહા ભાગ્ય હોય તો જ સિદ્ધ થઇ શકે છે. તે ગુરૂની કૃપા, ગુરૂ ભકિત અને ગુરૂ અનુગ્રહથી સિદ્ધ થાય છે.

જેને યોગ વિદ્યામાં શ્રદ્ધા હોય અને પોતાના ગુરૂની હાજરી હોય જેને પોતાના આત્મામાં વિશ્વાસ હોય અને મનને વશ રાખી શકે તેવો યોગીરાજ આવા સુંદર અભ્યાસને કરી શકે છે.

શરીરમાંથી પોતાના મનને જુદુ પાડી પરમાત્માની સાથે તે મનને

એકાગ્ર કરી રેવું તેને સમાધિ જાણવી. સમાધિ સિદ્ધ થતાં આ દશા છુટી જઇ મુકિત પ્રાપ્ત થાય છે. તે વખતે તેને अहं ब्रह्म નું ભાન થાય છે. એટલે પછી તેને અનુભવ થાય છે કે હું જ બ્રહ્મ છું બીજું કોઇ છેજ નહિ. શોક થાય તો તેનો ભાગી હું નથી, એવો નિશ્ચય કરી બ્રહ્મની સાથે ત્રણે કાળમાં એકસમ થઇ રહે તથા હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું સ્વભાવથી નિત્ય મુકત છું, એવો અનુભવ થઇ રહે છે.

**સમાધિ ભેદ**—ધ્યાનયોગ સમાધિમાં શાંભવી મુદ્રા, નાદયોગ સમાધિમા ખેચરી મુદ્રા, અને રસાનંદ યોગ સમાધિમાં ભ્રામરી મુદ્રા લય સિદ્ધિ યોગ સમાધિમાં યોનિ મુદ્રા, ભકિત યોગ સમાધિમાં મનોમૂર્છા સિદ્ધ થાય છે. એ ઉપરાન્ત મુદ્રાને ધારણ કરી સિદ્ધ કરવી એવી રીતે રાજયોગ સમાધિ સર્વેએ ધારણ કરવા જોઇએ.

**ધ્યાનયોગ સમાધિ**—પ્રથમ શાંભવીમુદ્રા ધારણ કરી આત્માને પ્રત્યક્ષ માની પછી બિંદુમય બ્રહ્મનાં એક વખતે દર્શન કરી ત્યાંજ મનને જોડી રાખવું. પછી મસ્તકમાં રહેલ બ્રહ્મલોકમય આકાશની વચ્ચે પોતાના જીવાત્માને સ્થિર કરી અને એવી જ રીતે પોતાના આત્માની વચ્ચે મસ્તક ધની બ્રહ્મલોકમય આકાશને પણ ત્યાં સ્થાપન કરી પછી પોતાના આત્માને આકાશમાં જોવો. તે પુરૂષે કોઇ પણ વસ્તુમાં મન પરોવવું નહિ પણ સદા આનંદમય થઇ સમાધિમાં બેસી જવું. તેને ધ્યાનયોગ સમાધિ કહે છે.

અર્થાત પોતાના આત્માને આકાશની મધ્યે સ્થાપી, તેમ આત્મા મધ્યે આકાશને સ્થાપી આત્માને આકાશમય જોવે અને વૃતિ કિંચિત પણ ત્યાંથી ખસેડવી નહિં: પણ સદાનંદમય રહી સમાધિમાં સ્થિત થવું એ ધ્યાનયોગ સમાધિ છે.

**નાદયોગ સમાધિ વિધી**--ખેચરી મુદ્રાને સાધી જીભને ઉપરની તરફ બેવડી વાળે અર્થાત તાળવાના ખાડામાં જે અમૃત કુપ છે ત્યાં જીભને લઇ જાય ત્યારે સમાધિ સિદ્ધ થાય છે એ રીતે સર્વ છોડી આ સાધારણ ક્રિયાથી નાદયોગ સમાધિ સિદ્ધ કરવી.

**રસાનંદ સમાધિ વિધી**—ભ્રામરી નામના કુંભકને સિદ્ધ કરીને ધીરે ધીરે વાયુને ધીમે ધીમે બહાર કાઢવો અર્થાત રેચક કરવો. જે વખતે શરીરની અંદર ભમરાઓના જેવો અવાજ સંભળાય છે ત્યારે ત્યાંજ પોતાના મનને જોડી દેવું. જ્યાં શરીરની અંદર ભમરીના જેવો

નાદ સંભળાય છે. તે વખતનો આનંદ તેજ આનંદ બ્રહ્મમાં છે તે જ્ઞાન થાય તેને નાદયોગ સમાધિ કહે છે.

**લયસિદ્ધિ સમાધિ વિધી**– પ્રથમ યોનિમુદ્રાને સાધે કે પોતાને શક્તિમય માનીને સાધવી તેની સિદ્ધિના અંતે પોતાને શક્તિ ( સ્ત્રી ) રૂપ માની મનમાં એમ માને કે પુરૂષ પરમાત્મા સાથે પોતે સ્ત્રી રૂપ થઇ શ્રંગાર રસ સંબંધી વિહાર કરે છે પછી તે વિહાર રસમાં મગ્ન થઇ પરબ્રહ્મ સહિત ભાવથી કારમાં લઇ જઇ એ યોગ દ્વારા હુંજ બ્રહ્મ છું બીજો નથી એવો જે અનુભવ થાય તેને સમાધિ-લયયોગ કહે છે.

**ભક્તિયોગ સમાધિ વિધી**—પોતાના હૃદયમાં ઇષ્ટ દેવના રૂપનું ધ્યાન કરી, ચિંતન કરી ભક્તિયોગથી આનંદપૂર્વક પરમ આલ્હાદનો અનુભવ કરે, તે આનંદમાં આસુ વહે, રોમાંચ ખડાં થઇ જાય તથા તે આનંદમાંને આનંદમાં અચેત થઇ જાય તથા મન બ્રહ્મમાં એકાગ્ર થઇ જાય તેને ભક્તિયોગ સમાધિ કહે છે.

**રાજયોગ સમાધિ**—પ્રથમ મનોમૂર્ચ્છા નામક કુંભકને સાધકે સિદ્ધ કરી પછી મનને પરમાત્મામાં જોડી દે જેથી પરમાત્માના સંયોગથી સમાધિની પ્રાપ્તિ થઇ જાય છે.

**સમાધિ યોગ ફળ**—સમાધિ યોગમાં સાધક મુક્ત થઇ શકે છે. યોગ સમાધિ રાજયોગ, અને ઉન્મનિ તથા સહજાવસ્થા એ સર્વ યોગમાં એકાત્મા થઇ સાધન કરવું.

જલરુપ હું વિષ્ણું પૃથ્વીરુપ હું વિષ્ણું છું, પર્વતના મસ્તકરૂપ હું વિષ્ણું છું. અગ્નિની જ્વાળારૂપ હું વિષ્ણું છું, અને એવી રીતે આખું જગત એ વિષ્ણુ રૂપ છે. પૃથ્વીમાં વિચરનાર સર્વ પ્રાણિમાત્ર, આકાશમાં વિચરનાર પ્રાણિઓ અને સર્વે જીવજંતુ છે. વૃક્ષો, લતા, વેલ, ઘાસ, પાણી પર્વત એ સર્વને હરિરુપ જાણો અને તે સર્વને આપણા પોતાના આત્મસ્વરૂપ જાણવાં.

આપણા શરીરમાં ચૈતન્ય અદ્વિતિય છે. સર્વ મય, નિત્ય વિરાજમાન, નાશ રહિત છે. તે આત્માને શરીરથી જુદો માનવાથી બંધનમાથી મુક્ત અને વાસના રહિત થવાય છે. એવી રીતે સમાધિમાં સર્વ સંકલ્પ માત્રનો ત્યાગ કરીને પોતાનું શરીર, પુત્ર, સ્ત્રી બાઇ. ધન વિગેરે સર્વની મમતા ત્યાગી સમાધિન સિદ્ધ કરવી.



# श्री चमत्कृतिज्ञानदर्शकविद्या

## ભાગ ૨ જો.

### બ્રહ્મયોગ વિદ્યા

### પ્રકરણ ૧૮ મું.

પ્રથમ ભાગમાં યોગવિદ્યાથી મનુષ્ય સમાધિ પર્યંતનું જ્ઞાન પ્રાપ્ત કરી ત્રિકાળજ્ઞાની થઇ ઇશ્વર સક્ષાત્કારનો અનુભવ કરે છે એ કહેવામાં આવ્યું. હવે આ બીજા ભાગમાં બ્રહ્મચિંતન કરી તત્ત્વ વિચાર દ્વારા મનુષ્ય બ્રહ્મયોગ સાધી આત્માની સાથે શી રીતે એકાગ્ર થઇ શકે તે કહેવામાં આવે છે.

આત્મ સાક્ષાત્કારને માટે ત્રણ મહાન માર્ગો શાસ્ત્રોએ કહ્યા છે. કર્મ, ઉપાસના અને જ્ઞાન. હઠયોગ સાધવો એ કર્મ માર્ગ છે, ઉપાસના એ ભકિત માર્ગ છે અને બ્રહ્મનું ચિંતન કરી આત્મ સાક્ષાત્કારનો અનુભવ કરવો એ જ્ઞાન માર્ગ છે. જેમ પવન શાંત થતાં તળાવનું જળ સ્થિર થાય છે તેમ અજ્ઞાન શાંત થતાં ચિત્તની ચપળતા ક્ષીણ થાય છે. સંસારમાંથી તરી પાર ઉતરવાની જે યુકિત તે યોગ છે. ચિત્તનું શાંત થવું એ યોગ છે. યોગ શબ્દ પ્રાણના નિરોધ રૂપ પ્રકારમાં વધુ વપરાયલો છે. આત્મજ્ઞાનનો માર્ગ અને પ્રાણના ચલનનો નિરોધ બંન્ને ઉપાયો મોક્ષ આપનારા છે.

જ્ઞાન અને અજ્ઞાનમાં ઘણું અંતર છે. જો વિવેક પ્રગટે તો જ્ઞાન થાય. યોગમાં મહેનત છે, તેમાં ચંદ્ર તથા હૃદય વગેરે ધારણાના

પ્રદેશમાં ચિત્તની એકાગ્રતા કરવાની. આસન, પ્રાણાયામ વિગેરેની જરૂર છે. જ્ઞાન સુસાધ્ય છે, યોગ કષ્ટ સાધ્ય છે. આવો વિચાર ઉદ્યોગીને થતો નથી ઉદ્યોગમાં મંડ્યો રહેનાર ધીર પુરુષ જ્ઞાન કે યોગ બંને સાધી શકે છે. વિચારમાત્રથી જ્ઞાન સિદ્ધ થાય છે, યોગમાં પ્રાણ અને અપાનની સમતા કરવાની જરૂર છે. શરીર દઢ હોય તો યોગ સિદ્ધ થાય છે. યોગ સિદ્ધિઓની ઇચ્છા રાખનારને સિદ્ધિઓ અને અજ્ઞાનની ઇચ્છાવાળાને જ્ઞાન આપે છે.

મનુષ્યો મનમાં સંકલ્પ કરવાની પ્રવૃત્તિ કરે છે. સંકલ્પ એ મનનો ક્રમ છે. મનના ક્રમથી ચિત્તની મલિનતા થાય છે.

સંકલ્પથી જીવપણાને પામેલી જીવશક્તિ પોતાના દેહાદિકની નહિં પણ નિઃસંકલ્પ રૂપપણાથી પોતાના વાસ્તવિક બ્રહ્મભાવની ભાવના કર્યા કરે તો તેને બ્રહ્મજ્ઞાન થાય છે. જીવ એ બ્રહ્મ ચૈતન્યનો રથ છે, જીવનો રથ અહંકાર છે, અહંકારનો રથ બુદ્ધિ છે, અને બુદ્ધિનો રથ મન છે. મનનો રથ પ્રાણ છે. પ્રાણનો રથ જ્ઞાનેંદ્રિયોનો સમૂહ છે, જ્ઞાનંદ્રિયોના સમૂહનો રથ દેહ છે અને દેહનો રથ કર્મેન્દ્રિયોનો સમૂહ છે. એ સઘળા રથો સંસારમાં ભ્રમણ કરાવે છે. મનનો રથ પ્રાણ છે, કારણકે જ્યાં પ્રાણ વાયુ હોય ત્યાંજ કલ્પના દેખાય છે, ત્યાંજ સંકલ્પ હોય છે. મન હૃદયાકાશમાં લિન થઇ જતાં પ્રાણ કંઇ પણ ચેષ્ટા કરતો નથી. જ્યાં પ્રાણવાયુ જાય ત્યજ મન રહે છે. માટે એ પ્રાણનો નિરોધ કરવાથી મન ક્ષય પામે છે. સઘળાં કાર્યોનું મુળ કારણ જે મન છે તેજ લિંગ શરીર છે

આ સઘળું જગત્ ચૈતન્યમાંજ ઉદય પામે છે ચૈતન્યમાં જ રહે છે અને ચૈતન્યમાં જ લય પામે છે. મન જ દેહ રૂપ થઇ ભમે છે. સર્વ વ્યાપક બ્રહ્મ ચૈતન્ય બુદ્ધિમાં પ્રતિબિંબિત થએલા અંશથી જીવરૂપ થઇને મનરૂપ થાય છે, માણસ સંકલ્પ કરવાથી દુઃખનો અનુભવ કરે છે, સંકલ્પ ન કરે તો અક્ષય સુખને મેળવે છે. મન સંકલ્પથી રહિત થાય તો શાંતિ સુખ મળે, સંકલ્પની રચના કરવામાં પરિશ્રમ પડે છે, પણ સંકલ્પનો નાશ કરવામાં પરિશ્રમ પડતો નથી. જગતરુપી વૃક્ષ સંકલ્પથી ઉઠે છે, સંકલ્પનો ત્યાગ કરવાથી એ શમી જાય છે, મનુષ્યની તૃષ્ણા જો મટે તો સંકલ્પરૂપી મૂળ ઉખડી જાય.

જે જ્ઞાનશક્તિ છે તે જ આત્મ ચૈતન્ય છે. જ્ઞાન શક્તિ અથવા ચિદાત્મા નિરાકાર છે. માટે દેહના સાક્ષીભૂત જે પરમ પવિત્ર

ચૈતન્ય છે તેનું ધ્યાન કરવું એજ દેવ પુજન છે. આત્મા કે જે સુર્યની ભાવનાનો વિસ્તાર કરનાર સુર્ય રૂપે ઉદય પામે છે, શરીરનાં દ્વારોથી પોતાના આભાસોને વિષયના પ્રદેશમાં પ્રાપ્ત કરે છે. મોંમાં પ્રાણુ રૂપે રહેલ છે, તે મન તથા અપાનરૂપી રથમાં બેઠેલો છે. ગુઢ રીતે અંદરની ગુફામાં રહેલ છે, સઘળાં કર્મો કરનાર છે, સર્વ વિષયો ભોગવનાર છે. અત્યંત પ્રકાશ રૂપ છે. સર્વમાં વ્યાપક છે, એ આત્માનું ચિંતન કરવું એ આત્મા મનની મનન શક્તિમાં રહેલ છે. ભ્રકુટીના તથા નાસિકાની પીઠમાં રહેલ છે. તે મન રૂપી પક્ષીને પ્રેરે છે. હૃદયકમલ રૂપ એક પ્રદેશમાં તથા સઘળા દેહમાં પણ રહેલ છે. ચૈતન્યમાન છે, નિર્મલ પ્રકાશ વાળો છે. મન તેનો દ્વારપાલ છે, જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ એ તેની રાણીઓ છે. જ્ઞાનેંદ્રયો તથા કર્મેન્દ્રિયો તેનાં દ્વારો છે. એવા આત્માનું ચિંતન કરવું

પ્રારબ્ધથી જે પ્રાપ્ત થાય તે ભોગવવું, વર્ણાશ્રમની પદ્ધતિથી, શાસ્ત્રને અનુસરતા વ્યવહારથી મળે તેનો ઉપયોગ કરવો. દુષ્ટ લોકો ઉપર ઉપેક્ષા કરવી, દીન લોકો ઉપર કરૂણા રાખવી, ક્રોધાદિકનો નિગ્રહ કરવો, જે જતુ રહે તેની નિર્વિકારપણાથી ઉપેક્ષા કરવી, સત્વદા ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થોની પ્રાપ્તિમાં અંતઃકરણની સમતા રાખવી જે કાંઇ છે તે સર્વ બ્રહ્મમય છે એમ માની તેનું ચિંતત કરવુ. જેમ સમુદ્રને કશો રાગદ્વેષ હોતો નથી પણ દૈવગતિથી પ્રાપ્ત થતી નદીઓને ભોગવે છે તેમ બ્રહ્મવેત્તા પુરૂષે કશો રાગદ્વેષ ન રાખતાં દૈવગતિથી જે પ્રાપ્ત થાય તે ભોગવવું, બહાર વ્યવહારનાં કાર્યો કરવાં પણ અંદરથી નિર્લેપ રહેવું આસક્ત વગરનું ચિત્ત રાખવું. સંસારના સર્વ દેખાવો નશ્વર છે, વિષયોની ગતિ મનને વ્યાકુળ કરનારી છે એમ માનવું.

મુમુક્ષુ પુરૂષો ફળની આસક્તિ છોડી દઇને માત્ર ચિત્ત શુદ્ધિને માટે જ કાયાથી મનથી, બુદ્ધિથી અને ઇંદ્રિયોથી કર્મ કરે છે. એટલે તેમનુ તે કાર્ય ચિત્તશુદ્ધિ દ્વારા જ્ઞાનનો ઉદ્દ્ભવ કરે છે. સઘળા સંકલ્પો શાંત થતાં સઘળી વાસનાઓ વગરનું જેમાં કાંઇ ભાવના જન્ય આકાર રહે નહિં એવું પ્રત્યગાત્મ સ્વરૂપ અવશેષ રહે તે પરબ્રહ્મ કહેવાય છે. તે સ્વરૂપની પ્રાપ્તિ માટે જે ઉપયોગ કરવામાં આવે તેને વિદ્વાનો જ્ઞાન કહે છે. યોગ પણ તેને જ કહે છે. આ સર્વ બ્રહ્મમય છે, હું પણ બ્રહ્મ છું, એવી ભાવનથી અહંકારનો બાધ થાય એજ બ્રહ્માર્પણ છે. બ્રહ્મનું સ્વરૂપ શાંત, સ્વચ્છ, અને

અદૃશ્ય છે. શાંત બ્રહ્મમય થઇ બ્રહ્મમય કર્મ કરો. સઘળાં કર્મોને બ્રહ્માર્પણ કરી દેવાની પદ્ધતિથી તુરત બ્રહ્મમય થવાય છે.

આ જગત્ વાસના રૂપી લાંબી લાંબી રજ્જુથી બંધાયું છે જે પુરુષ સઘળા ધર્મોમાં તત્પર છતાં અને સર્વત્ર છતાં પણ વાસનાથી રહિત ન થયો હોય તે પુરુષ પાંજરામાં રહેલા સિંહ માફક બંધાયલો છે. વાસના રૂપી બીજ અભ્યાસને લીધે હૃદયમાં દૃઢ થયેલા તરત બોધ રૂપ અગ્નિથી નિઃશેષ રીતે બળી ગયું હોય તો પાછું ઉઠતું નથી અન્ય જન્મ માટે વાસનાનો ત્યાગ કરવો. આત્મતત્ત્વના બોધથી વાસના ક્ષીણ થાય છે તે ક્ષીણ થતાં ભોગોનું અચિંતન થય છે, તે જીવન્મુકતનું ઉત્તમ લક્ષણ છે. જીવનમુકત પુરુષોની સ્વભાવિક રીતે ભોગો ઉપર રૂચી હોતી નથી. જે મનુષ્ય અત્યન્ત તૃપ્ત થયો હોય તે તુચ્છ અન્નની ઇચ્છા કરે ખરો ? સ્વભાવિક રીતે ભોગોની ઇચ્છા ન થાય એ જીવન્મુકિતનુ લક્ષણ છે. જીવન્મુકતને માનાપમાનનું દુઃખ પણ થતું નથી.

મુનિ બે પ્રકારના છે કષ્ટ તપસ્વી અને બીજો જીવન્મુકત. કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ શુષ્ક ક્રિયાઓ આગ્રહથી કરનારો, હઠથી ઇન્દ્રિયોના સમૂહને જીતનારો જે મુનિ છે તે કષ્ટ તપસ્વી ગણાય છે. અને આ જગત્ના તત્વને સમજી આત્મામાં જ રહેનારો, વ્યવહારમાં બીજા તપસ્વિની માફક વર્ત્તવા છતાં પણ અંદર નિરતિશય આનંદથી તૃપ્ત રહેનારો જે પુરૂષ હોય તે જીવન્મુક્ત મુનિ કહેવાય છે.

એ શાંત મુનિઓના ચિત્તના નિશ્ચયરૂપ જે ભાવના થાય છે તે મૌન કહેવાય વાઙ્મૌન, અક્ષમૌન, કાષ્ટમૌન, અને સુષુપ્ત મૌન એ ચાર પ્રકારનું મૌન છે વાણીને રોકી રાખવી બોલવું નહિ એ વાઙ્મૌન છે. બળાત્કારથી ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ અક્ષમૌન છે, શરીરની ચેષ્ટાઓનો ત્યાગ કરવો એ કાષ્ટમૌન છે અને જગત્ના બાધપુર્વક આત્માનું જ અનુસંધાન કરવું એ સુષુપ્તમૌન છે. આત્મતત્વનો અનુભવ થતાં જે સુષુપ્તમૌન છે તેને જીવન્મુક્ત પુરૂષોજ ધરે છે. પ્રથમના ત્રણ પ્રકારનાં જ્ઞાન કાષ્ટ તપસ્વી ધરે છે. ચોથા જ્ઞાનનો અધિકારી જીવન્મુક્ત છે. એ સુષુપ્તજ્ઞાન નામની અવસ્થા છે તે તુર્યાવસ્થા છે.

સુષુપ્તજ્ઞાન જે જીવન્મુકતોના અનુભવમાં રહેલું છે તેનું વિશેષ વર્ણન આ પ્રમાણે છે. આ જ્ઞાનમાં પ્રાણનો સંયમ કરવો પડતો

નથી. સઘળી ઇંદ્રિયો વિષયના લાભના હર્ષથી ઉલ્લાસ પણ પામતી નથી. તેમ નિરોધના ક્લેશથી ગ્લાનિ પણ પામતી નથી. ચિત્ત સમ તથા શાંત રહે એ સુષુપ્તજ્ઞાન છે. આ જગત શાંતિ માત્ર છે જ્ઞાન માત્ર છે. એવી સમજણ ને સ્થિતિમાં રહે તેને સુષુપ્તજ્ઞાન કહે છે. તેમાં વૃત્તિઓ વગરના ચિત્તથી અત્યંત સમતા રહે છે. જે છે તે માત્ર નિર્વિષય જ્ઞાન માત્ર જ છે. તેમા ચિત્તની બ્રહ્માકાર એકલી વૃત્તિ પણ શૂન્ય જેવી થઇ જાય છે આવા પ્રકારની અખંડ સ્થિતિ એ સુષુપ્તજ્ઞાન છે એ સુષુપ્તજ્ઞાન આ વિદ્યાના બોધથી તુર્યાવસ્થા કહેવાય છે.

સુષુપ્ત સમાધિ, તુર્ય સમાધિ, અને તુર્યાતીત સમાધિ કે જે જ્ઞાનની સાત ભૂમિકા માં પાંચમી છઠ્ઠી અને સાતમી ભૂમિકાઓ કહેવાય છે તે જીવન્મુક્ત પુરુષો પ્રાપ્ત થાય છે જીવન્મુક્ત પુરુષ વ્યવહાર કરતો હોય, સમાધિવાળો વ્યવહાર છોડી દેતો હોય, દેહના ભાન વગર રહેતો હોય છતા તે સદા તુર્યમાંજ રહે છે અને વિદેહજ છે. કારણ અંતરમાં તેની સઘળી વૃત્તિઓ નિર્મલ અને શાંત હોય છે. આ સ્થિતિ બ્રહ્મરૂપ થયેલાનો જ હોય છે. જીવન્મુક્ત પુરુષને શાસ્ત્રમાં કહેલી ક્રિયાઓ કરવાનો નિયમ નથી. અજ્ઞાની પુરુષ રાગ દ્વેષ તથા લોભ આદિ હજારો દોષોથી ભરેલા હોવાથી જો ક્રિયાઓના નિયમ વિના ચાલે તો જાળમાં પકડાયેલા માછલાંની પેઠે જન્મ-મરણ કે નરકપાત આદિ પરમ દુઃખને પામે છે. જીવન્મુક્ત મનુષ્યો તો જીતેંદ્રિયપણાને લીધે. જ્ઞાની હોવાથી વાસનાઓથી રહિત થએલ હોય છે. તેઓ સારી વસ્તુમાં રાગ કરતા નથી ને નઠારી વસ્તુમાં દ્વેષ ધરતા નથી. તેતો માત્ર ફાકત લીંલ પ્રમાણે આવી પડેલી ક્રિયાઓને કરે છે. તેમનામાં આસક્તિ હોતી નથી.

ચૈતન્યાત્મક આત્માકાશ જે અત્યંત સ્વચ્છ છે તેની પ્રાપ્તિ થવી એ પરમ પુરૂષાર્થ છે. તેની પ્રાપ્તિના ઉપાયો નીચે પ્રમાણે છે. પરમ પુરૂષાર્થના પ્રાપ્તિના સાંખ્ય અને યોગ એમ બે જુદા જુદા ઉપાય છે. જેઓ વિવેકથા તથા વિચારથી પ્રાપ્ત થએલા રાજયોગથી બ્રહ્મતત્વને સંપૂર્ણ રીતે જાણી તેનુ જ એકલાથી નિરંતર અનુસંધાન કરે છે તેઓ સાંખ્યયોગી છે. જેઓ હઠયોગથી પ્રાણ આદિ પવનોને શાંત કરી નિદ્રા અને આદિ તથા અંતથી રહિત પરમપદને પામે છે તે યોગ-યોગી કહેવાય છે. બંને યોગીઓને તત્વસાક્ષાત્કારથી પામવાનું પદ તો એકજ છે જે પદ શાંત છે, અને અકૃત્રિમ છે. બંને

ક્રિયાઓથી મહાપુરૂષો જીવન્મુક્ત પદને મેળવે છે. જે સ્થિતિમાં પ્રાણની કે મનની વૃત્તિનો પત્તો જ મળતો નથી અને વાસના રૂપી જાળ નષ્ટ જ થઇ જાય છે તે સ્થિતિને પરમપદ સમજવું. વાસનાઓનો જે પુંજ ( સમૂહ ) છે તેજ ચિત્ત છે. એ ચિત્તજ સંસારનું કારણ છે. એ ચિત્ત સાંખ્યથી અથવા યોગથી લય પામે ને ઇંદ્રિયોના તથા પ્રાણ વગેરેનો વ્યાપારરૂપ સંસારનું કારણ રહેતું નથી. દેહમાં અહંતનું દર્શન થવા પછીજ સઘળો સંસાર થાય છે તે અહંતના દર્શનનું મૂળ મન છે. માટે મનની શાંતિ થાય તો સઘળા સંસારની શાંતિ થઇ જાય છે. એક આત્મતત્વનું જ શ્રવણ મનનાદિક અનુસંધાન, પ્રાણનો લય અને મનનો નિરોધ એ ત્રણ મોક્ષના જુદા જુદા ઉપાયો છે. તેમાં મનનું પ્રશમન મુખ્ય સાધ્ય છે. મનનો નાશ થાય તો મોક્ષ થાય છે. એ મન જ્ઞાનને પકડ્યા વગર પ્રાણને છોડતું નથી. જ્યાં મન હોય ત્યાં પ્રાણ હોય જ જ્યારે જ્ઞાનના પ્રભાવથી વાસના વગરનું મન થાય ત્યારે નષ્ટ થાય છે. વાસનાઓને જીતનાર મનને જીતે છે. વાસના છે તેજ મન છે. જે ચિત્ત છે તે વાસના માત્રજ છે. વાસનાનો અભાવ થતાં પરમપદ પ્રાપ્ત થાય છે.

આત્મતત્વનો શ્રવણાદિથી અભ્યાસ, પ્રાણનો રોધ અને મનનો નાશ એમાંથી એક સિદ્ધ થતાં બીજાં બે પોતાની મેળે સિદ્ધ થઇ જાય છે. આત્મતત્વના ઘાટા અભ્યાસથી દૃઢ વાસનાનો બાધ થતાં મન અત્યંત શાંત થઇ જાય છે. મન શાંત થતાં પ્રાણ પણ શાંત થાય છે મનનો આત્મતત્વમાં લય થાય ત્યારે આત્મતત્વ સ્થિર થાય છે. વાસનાઓથી રહિત થયેલો અવિદ્યાથી રહિત થએલો અને સત્વમાં રહેલો વિરલ પુરુષ પરમ જ્યોતિને જુએ છે અને તરત શાંત થાય છે. જેમ સોનું બની ગયેલું તાંબું પાછું તાંબુ થતું નથી તેમ વાસનારૂપ બીજ શક્તિના દાહથી પરબ્રહ્મપણાને પામેલુ ચિત્ત પાછું રાગ દ્વેષાદિક કલ્પનાઓથી મલિનતાવાળા સંસારીપણાને પ્રાપ્ત થતું નથી.

સંપૂર્ણ શાંત મનવાળા, અત્યંત તૃપ્ત વૃત્તવાળા, અને સમ તથા સુખમય આત્મસ્વરૂપની અંદર રહેનારા પુરુષના મનોરથો અત્યંત દુર્લભ હોય તો સિદ્ધ થાય છે. અહંકારનો ઉપશમ થાય તો રાગનો તથા દ્વેષનો ક્ષય કરનારું સંસારરૂપી રોગના ઔષધરૂપ જ્ઞાન પ્રાપ્ત થાય છે. ભોગોના સમૂહની વાસનાને છોડી દઇ જે પુરુષ શુદ્ધ આત્માકારપણાને પ્રાપ્ત થઇ રહે તેનો અહંકાર નષ્ટ થાય છે.

શાસ્ત્ર શ્રવણુ અને સત્પુરૂષોના સત્સંગથી બુદ્ધિને વધારવી એ યોગની પ્રથમ ભુમિકા છે.

વિચારણા એ બીજી ભુમિકા છે જેમાં શ્રવણુ કરેલા વિષયોનું મનન કરવાનું હોય છે.

અસંગ ભાવના એ ત્રીજી ભુમિકા છે. તેમાં એક અસંગ આત્માની નિરંતર ભાવના કરવી એટલે નિદિધ્યાસન એ આદિનો સમાવેશ થાય છે.

વિલાપિનીએ ચોથી ભુમિકા છે. જેમાં તત્વનો સાક્ષાત્કાર થવાથી વાસનાઓનો મૂળ શુદ્ધાં નાશ થાય છે.

પાંચમી ભુમિકા સમાધિનો પરિપાક થઇ જવાને લીધે અનુભવાતા ઉત્તમ આનંદવડે શુદ્ધ ચિન્મય આનંદરૂપ છે કે જેની અંદર નિદ્રાશેષ રહી ગયાથી, અર્ધ ઉંઘતા અને અર્ધ જાગતા પુરૂષની પેઠે જીવન્મુકત પુરૂષ રહે છે.

છઠ્ઠી ભુમિકા અનુભવાત્મક બ્રહ્માકાર વૃત્તિરૂપ છે કે જેમાં આનંદના જ એક ધાટા આકારવાળી યોગીના ચિત્તની સ્થિતિ સુષુપ્તિ અવસ્થાવાળાના જેવી થઇ જાય છે તેજ શાંત અવસ્થા, તુર્યપદ વડે કહેવાય છે કે જે કેવળ મોક્ષરૂપજ છે.

**સાતમી** ભુમિકા તુર્યાતીત કહેવાય છે. જે પરમ નિર્વાણરૂપ છે. એ સાતમી ભુમિકાજ જયારે પરિપકવ દશામાં આવે ત્યારે વિદેહ મુક્તિરૂપ કહેવાય છે.

આમાં પ્રથમની ત્રણુ ભુમિકાઓ જાગ્રત કહેવાય છે, ચોથી ભુમિકા જગત્ સ્વપ્નના જેવું પ્રતિતિમાં આવવાથી સ્વપ્ન એવા નામથી કહેવાય છે. પાંચમી ભુમિકા એક આનંદમાં જ ધાટાપણુ થઇ સર્વનો લય થતાં સુષુપ્ત જેવી દશા થઇ જવાને લીધે તે સુષુપ્ત એવા નામથી કહેવાય છે. છઠ્ઠી ભુમિકામાં અખંડ બ્રહ્માકાર વૃત્તિ રહેવાને લીધે ઇતર પદાર્થો સંબંધી કાંઇ સંવેદન ( સંકલ્પ ) નહિ સ્ફુરવાથી તે અસંવેદન રૂપ કહેવાય છે તેને તુર્યા એવું નામ આપ્યું છે. અને સર્વથી ઉતમ એવી સાતમી ભુમિકાને તુર્યાતિત એવું નામ નામ આપ્યું છે.

'હું કાંઇ નથી માત્ર એક ચિદાત્મારૂપ છું ' એવી ભાવના કરવાથી, " હું નિર્લેપ છું અજર છું, વાસના વગરનો છું, નિર્મલ

છું, આસક્તિ રહિત છું ચિદાકાશરૂપ છું એમ માનવાથી. " હું શુદ્ધ બુદ્ધ અજરામર શાંત છું, સર્વમાં જે સત્યરૂપે રહેલ છે તેજ આત્મતત્વ છે અને હું પણ તેજ છું " એવા અખંડ ભાવના કરનાર જ્ઞાનને મેળવે છે.

જીવન્મુક્તિની સ્થિતિ પશ્યંતી, તુર્યા અને તુર્યાતીત એ ત્રણ ભૂમિકાઓમાં થાય છે.

સ્વરૂપમાંજ વિશ્રાંત થયેલી જીવન્મુક્તની જે સ્થિતિ તેને પશ્યંતિ કહે છે. મન ક્ષય થતાં આ પ્રથમ ભુમિકા સિદ્ધ થાય છે.

પશ્યંતી ભુમિકા અભ્યાસને લીધે મનથી રહિત થઇ જાય, ચૈતન્ય શક્તિના શાંતિવાળી થાય, સિંધવામાં રહેલા રસની પેઠે, વાયુમાં રહેલ ચલન શક્તિની પેઠે, ચપલતાને છોડી દે, કોઇ પણ દશ્યની કલ્પના ન કરે નિર્દોષ, નિષ્કલંક સર્વ નિમિત્તોથી સર્વ કાળોમાં સર્વ દેશોમાં થતા પ્રકાશોથી તથા આનંદોથી અધિક ઉત્કર્ષવાળી સાક્ષીના પેઠે રહેલી કોઈ સત્તાને ધરે ત્યાર એ તુર્યા નામની જીવન્મુક્તના બીજી ભુમિકા કહેવાય છે.

બ્રહ્માકાર અખંડવૃત્ત, સર્વ વિકારોથી રહિત, પોતાના સ્વરૂપથી નિષ્કલંક, વિચ્છેદથી રહીત જે ચૈતન્યમાં પવિત્ર સ્થિતિ થાય છે તે તુર્યાતીત નામની ત્રીજી ભુમિકા છે. આ ત્રીજી ભુમિકામા અખંડ સ્થિતિ ઉપાસનાઓના સઘળા માર્ગોથી પણ દુર છે. તેનું ઋષિ મુનિઓ વર્ણન કરી શકતા નથી.

## મૃત્યુ ઉપર જય મેળવવો

જે મનુષ્યોના હૃદયમાં દોષોરૂપી મોતીઓથી પરોવાયલી વાસના દોરી ગુંથાયેલી ન હોય તે પુરુષો મૃત્યુ ઉપર જય મેળવી શકે છે. મનુષ્યો ચિંતાઓથી રહિત હોય કે જે ચિંતાઓ શરીરરૂપી લતાને નાના જીવડાંની પેઠે કોતરી નાખે છે; તે ચિંતાઓ જેને ભેદી શકતી નથી તેવા મનુષ્યો મૃત્યુ ઉપર જય મેળવી શકે છે. શરીરરૂપી ઝાડના કોતરમાં રહેનારી અને માથે ચિંતાઓ રૂપી ફણાને ધરનારી આશાઓ રૂપી નાગણીઓ જેના અંતઃકરણમાં દાહ ઉત્પન્ન કરતી નથી તે પુરૂષને મૃત્યુ નડતું નથી.

રાગદ્વેષ રૂપી ઝેરથી ભરેલા મનરૂપી રાફડામાં રહેનારો લોભરૂપી સર્પ જેને કરડે નહિ તે મૃત્યુ ઉપર જય મેળવે છે. વિવેકરૂપી જગને

પીનારો ક્રોધરૂપી વડવાગ્નિ જેને બાળનો નથી તેને મૃત્યુ નડતું નથી. જેમ તલના ઢગલાને ઘાણી પીલી નાખે છે તેમ કામદેવ જેને વ્યાકુલ કરી પીલી શકતો નથી તેને મૃત્યુ નડતું નથી

પરમપવિત્ર અને નિર્મલ એક પરમપદમાં જ જેના ચિત્તને વિશ્રાંતિની પ્રાપ્તિ થઇ હોય તે પુરુષને મૃત્યુ નડતું નથી. મનરૂપી વાંદરો ચંચલતાને છોડી દે તો, ચિત્ત જો સમાહિત થયું હોય તો સંસારરૂપી વ્યાધિને ઉત્પન્ન કરનારા એ મોટા દોષો ચિત્તને જરાપણ વ્યથિત કરી શકતા નથી. જેનું ચિત્ત સમાહિત થયું હોય તેનો અસ્તપણ થતો નથી અને ઉદય પણ થતો નથી, તૃષ્ણા તથા ક્રોધના વિકારોથી ઉત્પન્ન થનારી ચિંતાઓ પીડી શકતી નથી.

જેઓ સર્વદા આત્મજ્ઞાનરૂપ સંતોષમાં જ રહેલા છે તેઓ આ મિથ્યા સંસારના વિભ્રમોમાં મુઝાતા નથી. પરપીડન ન કરનાર દુષ્ટ કૃત્યો ન કરનાર, જેઓનું મન સાર અસારના વિવેકવાળું છે, ચપળતાથી રહિત છે શાંત અને અત્યંત સ્થિર છે, નિમલ બુદ્ધિવાળા છે, બ્રહ્માકાર વૃત્તિવાળા છે, સઘળી તૃષ્ણાઓને છોડી દેનારા છે. તેઓ સર્વોત્તમ સારરૂપ જ્ઞાન પ્રાપ્તિ કરે છે તેઓ મૃત્યુ ઉપર જય મેળવી શકે છે.

## આકાશગમન આદિ સિદ્ધિઓ શી રીતે મળે તેનો વિધિ.

જેનામા કામ, ક્રોધ, લોભ, મોહ અને શોક પ્રતિદિન અત્યંત ક્ષય થઇ જાય છે તે જીવન્મુક્ત પુરુષનું મુખ્ય લક્ષણ છે. મંત્રની સિદ્ધિવાળા, તપની સિદ્ધિવાળા અને તંત્રની સિદ્ધિવાળા પુરુષો આકાશગમન કરી શકે છે. અણિમાદિ ઐશ્વર્ય પણ મેળવી શકે છે. પણ આત્મદર્શી પુરૂષને એ સિદ્ધિઓ લોભાવી શકતી નથી.

દેશ, કાલ, દ્રવ્ય અને ક્રિયા એ ચાર સાધનોથી સર્વ સિદ્ધિઓ મેળવી શકાય છે. એ સિદ્ધિઓ માણુસના મનને પ્રફુલ્લ બનાવી દેછે. તે ચાર સાધનોમાં ક્રિયા એ મુખ્ય સાધન છે, કારણકે સઘળા કર્મો ક્રિયાને આધારેજ થાય છે. આકાશ ગમનાદિક સિદ્ધિઓને માટે સિદ્ધ ગુટિકા, સિદ્ધાંજન, સિદ્ધખડગ સિદ્ધપાદુકા ઇત્યાદિ ક્રિયાનો ક્રમ તંત્ર ગ્રંથોમાં નિરૂપણ કરેલો છે. એ સિદ્ધિઓ માટે મણિ, મંત્ર, તપ, ઔષધ ઇત્યાદિ ક્રિયાઓ જાણવી પડે છે. વળી શ્રીશૈલ અને મેરૂ પર્વત આદિ સિદ્ધ દેશોમાં નિવાસ કરવાથી પણ સિદ્ધિ મળે છે.

પ્રાણાદિ પવનના—પ્રાણાયામના અભ્યાસથી પણ સિદ્ધિઓ મળે છે. સાધ્વ સંબંધી અને સાધન સંબંધી સર્વ માનસિક વાસનાઓને છોડી દઇ સિદ્ધાસનાદિક આસન વગેરે યોગ શાસ્ત્રોક્ત ક્રિયાના કર્મો વડે ગુદાદિ દ્વારને સંકુચિત કરી ભોજન, આસન આદિની શુદ્ધિવડે શુભ શાસ્ત્રોના અર્થનું સારી રીતે પરિશિલન કરવાથી, સુખાસનથી પ્રાણાયામના ઘાટા અભ્યાસથી કોપ, લોભ, ઇત્યાદિ છોડી દેવાથી, ભોગોનો ત્યાગ કરવાથી, પુરક, કુંભક અને રેચક પ્રાણ યામના અત્યંત અભ્યાસ કરવાથી યોગીના પ્રાણાદિક સર્વ વાયુઓ તેના તાબ માં આ જવાને લીધે રાજાને જેમ સર્વ નોકરો આધીન રહે તેમ યોગી પુરુષને સર્વ પ્રાણાદિક પવનો સ્વાધીન થઇ જાય છે. રાજ્યથી માંડી મોક્ષ પર્યંત સર્વ સિદ્ધિઓ દેહના પ્રાણ આદિ વાયુ આધીન હોવાથી સર્વ યોગ્ય અધિકારીથી મેળવી શકાય છે.

ચારે તરફ નાડીઓથી વીંટાયલી વલયના જેવા આકારવાળી, સર્વ મર્મસ્થાનોમાં રહલી શતનાડીઓના આશ્રયરૂપ, વીણાના મૂળમાં રહેલ તુંબાના જેવી, અથવા જળમાં પડતા આવર્તના જેવી લ મધ્યમાં અર્ધ ૐકારના આકાર જેવી અને કુંડલના આવર્તની પેઠે રહેલી, આતરડાઓથી વીંટાએલી હોવાથી અત્ર વેષ્ટનિકા એવા નામથી ઓળખાતી એક નાડી છે કે જેને સુષુમ્ણા કહે છે એ નાડી દેવ, અસુર મનુષ્ય મૃગ ઝુંડ, પક્ષિ આદિના અને કીટથી માંડી બ્રહ્મા પર્યંત સર્વ પ્રાણિયોમાં રહેલી છે ટાઢથી પીડાયેલા ગુંચળુ વળી સુતેલા સર્પના દેહના માફક ગુંચળુ વળી રહેલી ધોળી પ્રલયાગ્નિનો સંપર્ક થવાથી સ્રવતા ચંદ્રમાના જેવા વલયાકાર વાળી મૂલાધારથી માંડી ભ્રકુટીના મધ્ય ભાગ સુધી તમામ છિદ્રોમાં અનુસ્યુત એવી એ નાડી અંદર મનેવૃત્તિ વડે અને બહાર પ્રાણાદિક વડે ચંચળ રહે છે.

એ નાડીના કેળના ગર્ભ જેવા કોમળ, અંદરના ભાગમાં, વીણાના વેગના જેવી અસ્ફુટ ગતિવાળી જે પરમ ચિદશક્તિ કુંડલી એવા નામથી કહેવામાં આવે છે. સર્વ પ્રાણિમાત્રની એ શક્તિ છે અને પ્રાણ ઇંદ્રિયો ઇત્યાદિ સર્વ શક્તિઓને સત્તા, સ્ફુર્ત્તિ પ્રવૃત્તિ વગેરેથી એજ વેગ આપે છે. પ્રાણને ઉપર લઇ જવાથી અને અપાનને નીચે લઇ જવાથી છંછેડાયલી સર્પિણીની માફક નિરંતર નિઃશ્વાસ નાંખતી ઉંચા મુખવાળી એ કુંડલી સત્તા સ્ફુર્ત્તિરૂપ રહેલી છે જ્યારે પ્રાણવાયુ હૃદયમાં કુંડલિનીના સ્થાનમાં પહોંચે છે ત્યારે અપંચીકૃત ભૂતના

કાર્યરૂપ અંતઃકરણમાં પ્રતિબિંબિત થયેલ જીવ ચૈતન્ય સ્મૃતિ સંકલ્પ, નિશ્ચય, અભિમાન, રાગ, આદિ અનેક વૃત્તિઓ રૂપે ઉદય પામે છે. રૂપાદિક વિષયો ા મૃદુ સંબંધથી ઉદય પામી એ કુંડલિની કમળમાં ભમરીની પેઠે જેવી જેવી રીતે દેહમાં સ્ફુરે છે તેવી તેવી રીતે અંદર જીવ ચૈતન્યદ્વારા રૂપાદિ વિષયની સ્ફુર્તિ અને ફલભોગ આદિ અનેક રૂપે પ્રકાશે છે.

કુંડલિની એવી રીતે વેગથી સ્ફુરે છે. કે પ્રથમ ચક્ષુ આદિ મૃદુ ઇન્દ્રિયો સાથે રૂપાદિક વિષયનો સંબંધ થાય છે અને પછી દેહયંત્રને ચલાવનાર પ્રમાતા વૃત્તિદ્વાર બહાર નીકળી વિષય સાથે મળે છે કે જેથી આવરણનો ભંગ થઇ ઘટાદિ જ્ઞાનનો સ્ફુટ ઉદય થાય છે. હૃદય-દેશ સાથે સંબંધ રાખનારી સર્વ નાડીઓ એ કુંડલિની સાથે જ બંધાયલી છે. એ નાડીઓ કુંડલિનીમાંથી ઉત્પન્ન થાય છે. અને જેમ નદીઓ છેવટ મહાસમુદ્રમાં મળી જાય છે તેમ એ સર્વ નાડીઓ છેવટ કુંડલિનીમાં મળી જાય છે પ્રાણરૂપે નિરંતર ઉર્ધ્વગમન કરવાથી અને અપાનરૂપે નિત્ય અધોગમન કરવાથી સર્વના સાધારણ કારણરૂપ એ કુંડલિનીજ પ્રાણશકિત, ઇન્દ્રિયશકિત, બુદ્ધિશકિત, ઇત્યાદિ સર્વ સંવિદના બીજ રૂપ છે.

સર્વત્ર સર્વકાલ બધુ સંવિતરૂપ ચિન્માત્ર છે. ચૈતન્યનો ઉદય કવચિત સ્થૂલ દેહ અને સૂક્ષ્મ દેહના આકારે પરિણામ પામેલ પંચ તન્માત્રાએ લીધેજ થાય છે. ચૈતન્ય સત્તા સર્વત્ર વ્યાપ્ત છતાં પણ સ્થુલ દેહરૂપ અને સુક્ષ્મ દેહરૂપ ઉપાધિમાંથી જ વિશેષ પ્રતીત થાય છે એ સર્વ વ્યાપી ચૈતન્ય માટી, પથ્થર આદિ વસ્તુઓમાં અવિદ્યાના જાડયાંશથી દેખાતું નથી, પણ દેવ, મનુષ્ય આદિમાં સ્પષ્ટ દેખાય છે. વૃક્ષાદિમાં અસ્પષ્ટપણે છતાં બહાર દેખાતું નથી મનુષ્ય દેહમાં તથા પશુ સ્થાવરાદિ દેહમાં તેનો આવિર્ભાવ છે.

આ જગત ચિન્માત્ર સત્તારૂપ સર્વ ધર્મથી શુન્ય, આકાશ જેવું અસંગ સર્વ વ્યાપક, પરમ સૂક્ષ્મ પરબ્રહ્મ જ છે. તે અધિષ્ઠાન ચૈતન્યજ કોઈ ઠેકાણે પંચતન્માત્રરૂપ બની જઇ પ્રાણ, મન, બુદ્ધિ, જ્ઞાનેંદ્રિયો એમ પાંચ પ્રકારે કલ્પાયલા લિંગ શરીરમાં પ્રતિબિંબીત થઇ, માયાના અધ્યાસવડે દ્વૈત ભાવને પામી અનેક જીવરૂપ બની જાય છે. પણ વસ્તુતઃ ચિદ્રુપનાજ એ સઘળો વિવર્ત્ત છે. જ્ઞાનસંપન્ન પુરૂષોની દષ્ટિમાં વાસનાનો ક્ષય થવાથી, પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી

તેને મેરૂ આદિ જેટલા સુવર્ણના ઢગલાઓ પણ તણખલા જેવા તુચ્છ ભાસે છે. જીવો વાસના ક્ષય થયા પછી વિવેકદૃષ્ટિમાંજ રહ્યા કરે છે. તેઓ પાછા ફરીવાર આ સંસાર ચક્રમાં ભમવા જન્મતા નથી.

આ સ્થુલ દેહની અંદર મૂલાધાર ચક્રમાં રહેલ કુંડલિની વિષે લિંગ શરીરના ઉપાદાનરૂપ ભૂતસૂક્ષ્મ પ્રથમ પ્રાણ પવનરૂપે નિરંતર સ્ફૂર્યા કરે છે. અંદર પ્રાણરૂપે સ્ફુરેલી કુંડલિની શક્તિ સ્પંદ, સ્પર્શ. સંવિત, કલા એવાં નામવડે અનેક રીતે કહેવામાં આવે છે. કલ્પના કરે છે માટે તેને કલા કહે છે. ચેતનપણાથી ચિત્ત કહેવાય છે, જીવનપણાને લીધે જીવ કહેવાય છે. મનન કરવાથી મન કહેવાય છે, સંકલ્પ કરવાથી સંકલ્પ રૂપે કહેવાય છે, નિશ્ચય કરવાથી બુદ્ધિ કહેવાય છે. અહંભાવ થવાથી અહંકાર કહેવાય છે, એ સર્વોત્તમ કુંડલિની જીવશક્તિ સર્વદા દેહમાં રહે છે. અને પુર્યષ્ટક એવા નામે પણ ઓળખાય છે.

કુંડલિની નિરંતર અપાનવાયુરૂપે નીચે રહે છે, સમાન વાયુરૂપે નાભિમાં રહે છે અને ઉદાન વાયુરૂપે ઉપરના ભાગમાં કંઠાદિ પ્રદેશમાં રહે છે. નીચે અપાન વાયુરૂપે અને ઉપર ઉદાન વાયુરૂપ રહેવાથી વચમાં પોતાને એ બન્નેનું આકર્ષણ થયા છતાં પણ પોતે નિરંતર નિશ્ચલ બળવાન અને સ્વસ્થજ રહે છે. જો એ જીવસંચિત સમાન વાયુવડે યત્નથી ન ધારણ કરી શકાય અને અપાન વાયુવડે સર્વ યત્નવડે નીચેની તરફ ખેંચાય તો તે નીચે જાય છે અને અધોમાર્ગદ્વારા બલાત્કારથી બહાર નીકળી જતાં માણસ મરણને શરણ થાય છે. જો યુક્તિથી ન ધારણ થઇ શકાતા સમસ્ત યત્નથી ઉદાન વાયુવડે ઉર્ધ્વ ભાગમાં ખેંચાઇ ઉપર ચડી જાય તોપણ તે બલાત્કારથી બહાર નીકળી જતાં પુરૂષ મૃત્યુ વશ થાય છે ઉર્ધ્વ ભાગ તથા અધો ભાગ તરફ જવું આવવું છોડી દઇ સર્વથા એ કુંડલીની દેહને વિષે સમાન વૃત્તિવડે રહે તો અંદર પવનના નિરોધ થવાથી **પ્રાણાયામ વડે મનુષ્યનો જે કાંઇ વ્યાધિ હોય તે સર્વ નષ્ટ થઈ જાય છે.** એકસો નાડીઓ શરીરમાં મુખ્ય ગણાય છે અને બાકીની બીજી નાડીઓ સામાન્ય ગણાય છે. સામાન્ય નાડીમાં કફ પિત્તાદિ દોષ વધી જવાથી તેમાં અન્નરસ પહોંચાડનારી પ્રાણશક્તિનો વ્યાપાર બંધ પડી જાય તો સામાન્ય વ્યાધિ થાય છે. અને મુખ્ય નાડીઓમાં તેમ થવાથી જો વ્યાપાર બંધ પડી જાય તો પ્રધાન વ્યાધિ (મહા વ્યાધિ થાય છે).

## આધિઓ અને વ્યાધિઓ કેવા ઉપાયથી નાશ પામે છે ?

આધિ અને વ્યાધિ એ બન્ને દુઃખનું કારણ છે. ઔષધાદિક વડે તેની તત્કાલ શાંતિથી શુપ થાય છે અને જ્ઞાનવડે આત્યંતિક નિવૃત્તિ થાય તો તે મોક્ષ કહેવાય છે. આધિ અને વ્યાધિ બન્ને કોઈ વખતે એક બીજાના નીમિત્તરૂપ થઇ શરીરમાં ક્રમે રહીને થાય છે. કોઇ વખતે એક કાલે એવાં સાધનો મળી આવવાથી શરીરમાં બને સાથે પેદા થાય છે, અને કોઇવાર ક્રમવાર પણ થાય છે.

દેહસંબંધી જે કાંઇ દુઃખ છે તે વ્યાધિ કહેવાય છે. અને વાસનામય માનસિક વ્યથાને આધિ કહે છે, એ બન્નેનું મૂળ અજ્ઞાન જ છે. તત્ત્વજ્ઞાનથી તેનો ક્ષય થાય છે. અજ્ઞાનને લીધે ઇંદ્રિયોનો નિગ્રહ ન થવાથી ચિત્તમાં સ્વસ્થ ન રાખનારા સૂક્ષ્મ ભાવ ઊઠી દઇ અહર્નિશ રાગદ્વેષમાં રૂંધાઇ જઇ આ મળ્યું અને આ ન મળ્યું એવી ચિંતાથી મોટા મોહને આપનારી આધિઓ વર્ષાઋતુમાં ઝાકળની પેઠે વગર અજ્ઞાથી જ આવી પડે છે. અત્યંત ઇચ્છાઓ સ્ફુરવાથી, ચિત્ત ન જીતાવાથી, દુષ્ટ અન્ન જમવાથી, સ્મશાન આદિ નઠારા સ્થળોમાં ફરવાથી, સંધ્યાદિક નિષિદ્ધ વખતે ભોજન, મૈથુન આદિ કરવાથી દુષ્ટ કર્મોનું ચિત્તમાં સ્ફુરણ કરવાથી, દુર્જનોના સંગ કરવાથી, વિષ, સર્પ વ્યાઘ્ર આદિની શંકાઓ મનમાં આવવાથી નાડીઓનાં છિદ્રોમાં અન્નરસ ન જવાને લીધે તે ક્ષીણ થઇ જઇ ને કિંવા બમણો રસ ચડવાથી બહુ પૂર્ણ થઇ જઇ કફ પિત્તાદિ દોષથી પ્રાણ વ્યાકુલ થઇ જવાને લીધે શરીર વિકલ થઇ જવાથી દોષોની અસ્વસ્થતાના કારણરૂપ વ્યાધિ શરીરમાં ઉત્પન્ન થાય છે. એ આધિઓ અને વ્યાધિઓ નાશ પામે તે માટે હવે વિવેચન કરીએ.

વ્યાધિ બે પ્રકારનો છે—એક સામાન્ય અને બીજો દઢતર, ક્ષુધા તૃષા—સ્ત્રી પુત્રાદિકની ઇચ્છા, એ વગેરેથી થયેલો વ્યાધિ સામાન્ય ગણાય છે અને જન્મઆદિ વિકાર આપનાર વાસનામય—વ્યાધિ દઢતર ગણાય છે. અન્નપાન, સ્ત્રીપુત્રાદિક મળી જવાથી વ્યવહારનો સામાન્ય વ્યાધિ નષ્ટ થાય છે. આધિઓનો નાશ થવાથી આધિજન્ય વ્યાધિઓ પણ મટે છે પરંતુ આત્મજ્ઞાન થયા વગર દઢતર જન્મમરણાદિ આપનાર વાસનામય વ્યાધિ મટતો નથી.

જે વ્યાધિઓ આધિવિના ઉત્પન્ન થાય છે તે તો વૈદ્યકિક

શાસ્ત્રોમાં કહેલા ઔષધ અને મંત્ર આદિના પ્રયોગોથી કે વૃદ્ધ પરંપરાના ઉપાયોથી નિવૃત્ત થાય છે. ચિત્ત આધિવડે પીડાવાથી શરીરમાં ક્ષોભ થાય છે. શરીરમાં ક્ષોભ થવાથી પ્રાણાદિ પવનો પોતાના સમાન ભાવને છોડી આડે અવળે માર્ગે ગમે તેમ ગતિ કરવા માંડે છે. તેથી પ્રાણ આડે અવળે ઉછળવાથી સઘળી નાડીઓ કફ પિત્તાદિ દોષોથી પુરાઇ જવાને લીધે વિષમતાને પામે છે. કેટલીક નાડીઓ અન્ન રસથી પૂર્ણ ભરાઇ જાય છે, અને કેટલીક તદ્દન ખાલી રહે છે. પ્રાણના સંચારનો ક્રમ વિપરીત થવાથી અન્નરસ ખરાબ થાય છે, અને અન્ન નહિં પચવાથી અજીર્ણ થાય છે, કે અન્નરસ બહુ જીર્ણ થઇ જાય છે. પ્રાણવાયુઓ ખાધેલા અન્નને રસરૂપ બનાવી દેહ અંદર પોતપોતાના સ્થાનમાં પહોંચાડે છે પણ જો અન્ન પ્રાણવાયુના વિષયપણાથી શરીરના અંદરના ભાગમાં કયાંઇ રૂંધાઇ જાય છે તે સ્વભાવિક રીતે રસ રકત આદિ ધાતુઓ દૂષિત કરી વ્યાધિના કારણરૂપ થાય છે.

આ પ્રમાણે આધિ—માનસીક પીડામાથી વ્યાધિ ઉત્પન્ન થાય છે, અને આધિ મટી જવાથી વ્યાધિ પણ મટી જાય છે.

**મંત્રોથી વ્યાધિઓ નાશ પામે છે તેનો** ક્રમ—જેમ સ્વભાવથી હરડે જુલાબ આપે છે, તેમ ય, ર, લ, વ ઇત્યાદિ મંત્રાત્મિક વર્ણો તેવી તેવી શ્રદ્ધાવાળી ભાવનાઓથી તેવાં તેવાં કાર્ય કરી આપે છે. શુદ્ધ અને પુણ્યકર્મ કરવાથી, સત્પુરુષોની સેવાથી ચિત્ત નિર્મલ થાય છે. ચિત્ત શુદ્ધ થવાથી શરીરમાં આનંદ વધવા લાગે છે. ચિત્ત શુદ્ધ રહેવાથી પ્રાણવાયુઓ પોતાના ક્રમ પ્રમાણે સંચાર કરે છે. અને આત્માને બરોબર પકાવી દે છે જેથી વ્યાધિ નાશ પામે છે. એ પ્રમાણે આધિ તથા વ્યાધિ નાશ પામે છે.

## સિદ્ધિઓ શી રીતે મળે ?

**પહેલી સિદ્ધિ ગિરિમા**—આ શરીર તે સ્થુલ શરીર છે, બીજું સૂક્ષ્મ શરીર છે. એ સૂક્ષ્મશરીરને લિંગ શરીર પણ કહે છે. એ લિંગ શરીરના નામથી ઓળખાતા જીવની પ્રાણ એવા નામથી કહેવામાં આવતી કુંડલિની જ મુખ્ય આધારરૂપ છે. એ કુંડલિનીને પૂરક પ્રાણાયામના અભ્યાસથી કંઠકૂપથી નીચે રહેલી કૂર્મ નાડીમાં લઇ જઇ તેમાં મનનો સંયમ કરી બરોબર રાખવામાં આવે તો શરીરનું ભારેપણું અને મેરૂના જેવી સ્થિરતા પ્રાપ્ત થાય છે તેને ગિરિમા નામની પહેલી સિદ્ધિ કહે છે.

**આકાશગમન**—પ્રાણને જ્યારે પૂરક પ્રાણાયામથી પૂર્ણ થયેલા દેહની અંદર મૂલાધારથી માંડી બ્રહ્મરંધ્ર પર્યંત લંબાયમાન કરી પ્રાણ નિરોધથી થતી ગરમીને અને તેથી થતા શારીરિક તથા માનસિક શ્રમને સહન કરતા એ કુંડલિનીને ઉર્ધ્વ ભાગમાં લઇ જવામાં આવે ત્યારે તે લાકડીની પેઠે લાંબી થઇ સર્પિણીની પેઠે ઉતાવળી થઈ, લતાની પેઠે કોમળ આ દેહમાં બંધાયેલ સર્વ નાડીઓને સાથે લઇ ઉર્ધ્વભાગમાં જાય છે. કુવામાંથી ઉંચે ખેંચવામાં આવતી ચામડાની મોખ પોતાની અંદર રહેલા પાણીને જેમ ઉંચે લઇ જાય છે તેમ નાડીદ્વારા અવકાશ વગરના પવનથી પૂર્ણ અને હલકા થઇ ગયેલા આખા દેહને આ કુંડલિની ઉંચે ઉડાડે છે. કે જેને **આકાશગમન** નામની બીજી સિદ્ધિ કહે છે.

**સિદ્ધ પુરૂષોનાં દર્શન કેવી રીતે થાય**—આ પ્રમાણે સંયમના અભ્યાસના વિનાસરૂપ અને આકાશગમનમાં ઉપયોગી એવા યોગવડે યોગીઓ જેમ દીન પુરુષો પુરુષાર્થથી ઇદ્રપદને મેળવે તેમ આકાશગમનાદિક ઉર્ધ્વગતિને પહોંચી શકે છે. બીજી નાડીઓમાં નહિં જવા દેતાં ફકત સુષુમ્ણામાં જ રેચક પ્રાણાયામ વડે પ્રાણનો પ્રવાહ ચાલુ રાખી કુંડલિની શક્તિને જ્યારે મસ્તકની અને કપાલની સંધિરૂપ કપાટની બહાર બાર આંગળ ઉપરના ભાગમાં રહેલ મૂર્દ્ધ જ્યોતિમાં, મુહુર્ત પર્યંત સ્થિર રાખવામાં આવે તો આકાશચારી **સિદ્ધ પુરૂષોનાં દર્શન થાય છે** આવી રીતે વાયુરૂપે ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા સિદ્ધ પુરુષો અજ્ઞાનના આવરણથી યુક્ત અને ભૂલોકવાસી પ્રાણિયોનાં ચક્ષુ આદિક ઇંદ્રિયોવડે કે દિવ્ય ઉપાય વિના બીજા ઉપાયવડે જોવામાં આવતા નથી. યોગાભ્યાસવડે સંસ્કાર પામેલા ચિત્તથી બુદ્ધિરૂપી નેત્રવડે પોતાનો અભીષ્ટ અર્થ આપનાર સિદ્ધ પુરુષો સ્વપ્નની પેઠે જોવામાં આવે છે. જેમ સ્વપ્ન જોવામાં આવે છે તેવીજ રીતે સિદ્ધોનાં દર્શન પણ થાય છે. માત્ર એમાં એ તફાવત છે કે: સ્વપ્નમાં જોવામાં આવતો વ્યવહાર ચિરસ્થાયી હોતો નથી અને સિદ્ધોનાં દર્શનમાં થયેલો વરદાન ફલ પ્રાપ્તિ આદિ વ્યવહાર ચિરસ્થાયી હોય છે.

**૩ પરકાય પ્રવેશ**—રેચક પ્રાણાયામના અભ્યાસની યુક્તિથી મુખથી બહાર છેટે ૧૨ આંગળ પરિમાણના પ્રદેશમાં ચિરકાલ સુધી પ્રાણની સ્થિતિ રાખવામાં આવે તો પરકાય પ્રવેશ થઇ શકે છે.

જેમ કાષ્ટનો અને કરવતનો સંયોગ થવાથી તે કાષ્ટના બે ભાગ થાય છે, પાછાં તે બંને કાષ્ટ પરસ્પર સંઘર્ષ થવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ પ્રાણ અને અપાનનો પરસ્પર સંઘર્ષ થવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે નીચેના ભાગમાં અને ઉપરના ભાગમાં સંબંધ રાખનાર પરસ્પર મળેલા મુખવાળો આમાશય અને પક્વાશય એવા નામથી ઓળખાતો સ્થુલ માંસપિંડ દેહયંત્રના જઠરના ભાગમાં છે અને તે આકાશમાં રહેલા ઉપરના ભાગથી તથા જલમાં રહેલા નીચેના ભાગથી મધ્યમાં ખેંચાતા નેતરના કુંજની પેઠે કંપાયમાન હોય છે. એ માંસ-પીંડના નીચેના ભાગમાં મૂલાધારમાં પોતાના સ્થાનમાં સર્વની શોભારૂપ એ કુંડલિની પદ્મરાગ મણિના સંપુટમાં જેમ મોતીઓનો ગુચ્છ શોભે તેમ શોભે છે. જરા વખતે ફેરવવાની માળાની પેઠે તે નિરંતર પ્રાણના ઉંચે લઇ જવાથી અને અપાનને નીચે લઇ જવાથી કંપિત થઇ અવ્યક્ત શબ્દ કરે છે. અને દંડ વાગવાથી જેમ સર્પિણી ઉર્ધ્વ મુખ થઇ જાય તેમ એ પણ ઉર્ધ્વમુખ થઇ ફરે છે. એ કુંડલિની પ્રાણને તથા અપાનને ઉર્ધ્વગતિ તથા અધોગતિ આપનારી છે.

હૃદયરૂપ કમળપુટમાં ભ્રમરીની પેઠે રમણ કરનારી એ કુંડ-લિની જ સૂર્યની પેઠે ચક્ષુરાદિ જ્ઞાનરૂપ મકરંદને પ્રકાશિત કરે છે જેમ બહારનો વાયુ વૃક્ષનાં પાંદડાંને હલાવે છે તેમ જ્ઞાનેન્દ્રિયશક્તિ. કર્મેન્દ્રિય શક્તિ એ વગેરે શક્તિયોને તથા હૃદયકમળ અને નાડી સમૂહ ઇત્યાદિ સર્વને એ કુંડલિનીજ પ્રાણાદિક વાયુઓ વડે ચલાવે છે. હૃદયકમળ અને નાડી વ્યુહ આદિ સઘળો યંત્ર પ્રાણાદિ વાયુને લીધેજ ધમણની પેઠે ધમાવાથી ચંચલ રહે છે. અને તેની ચંચલતાથી હૃદયમાં અન્નનો રસ પ્રવિષ્ટ થઇ જેમ વસંત ઋતુમાં પૃથ્વીમાં ભૂમિનો રસ જવાથી તેજ પલ્લવ, પુષ્પ આદિ પરિણામ પામે તેમ તેજ રસ, રક્ત, માંસ, આદિરૂપે પરિણામ પામે છે.

પ્રતિદિન શરીરમાં સર્વ રસોનો રક્ત માંસ, મેદ, મજ્જા અસ્થિ આદિરૂપે પરિણામ લાવવાની ક્રિયા પ્રાણાદિ પવન જ કરે છે. એ એ પ્રાણ આદિ પવનો પરસ્પર સંઘર્ષ પામી જઠરાગ્નિને ઉત્પન્ન કરે છે. શરીરમાં એ જઠરાગ્નિની ગરમી ફેલાઇ જવાથી દેહ શીત વાતપ્રધાન છતાં પણ ઉષ્ણ થઇ જાય છે શરીરમાં જઠરાગ્નિરૂપી તેજ આખા શરીરમાં ચારે તરફ પોતાની પ્રભાવડે વ્યાપ્ત છે. યોગી લોકો તેનું તારાના આકાર ધ્યાન કરે છે. એ તેજનું પ્રકાશમય જ્ઞાન સ્વરૂપે ધ્યાન કર-

વાથી વ્યવહારના દૂરના પદાર્થો પણ જોવામાં આવે છે. લક્ષયોજન દૂરની વસ્તુ પણ જોઇ શકાય છે. એ જઠરાગ્નિનું શરીરમાં ઉત્પન્ન થયેલ અન્નરસરૂપ જળજ શુષ્ક ઇંધનરૂપ છે.

શરીરમાં જે કંઇ શીતલપણું જોવામાં આવે છે તે ચંદ્રમાનું રૂપ છે. અને ઉપર જણાવ્યા પ્રમાણે તેનો સંઘર્ષ થવાથી તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે. જેથી આ શરીર અગ્નિ સેમીય કહેવાય છે. બહાર જગત્માં સૂર્ય, અગ્નિ વગેરેનું તેજ જોવામાં આવે છે, તે અગ્નિરૂપ કહેવાય છે અને જે કંઇ શીતરૂપ જોવામાં આવે છે તે સોમરૂપ કહેવાય છે. આ જગત્ અગ્નિ અને સોમથી ઉત્પન્ન થયેલું હોવાથી અગ્નિ સોમીય કહેવાય છે.

સદ્રૂપ પ્રકાશમય ચૈતન્યરૂપે અસદ્રૂપ જડ સ્વરૂપે બ્રહ્મજ જગદાકારે બની૦ થયેલું માનીએ આપણુ આત્મસ્ફુરણ, બ્રહ્મજ્ઞાન, સૂર્યાદિક જે કોઇ સદ્રૂપ અને પ્રકાશમય છે તે અગ્નિરૂપે કહેવામા આવે છે. અને જે કંઇ જડરૂપ, અસદ્રૂપ અને તમોરૂપ અજ્ઞાન આદિ છે તે સોમરૂપ કહેવાય છે. જેથી જગત્નુ અગ્નિ સોમિયપણું સિદ્ધ છે.

અગ્નિ ( સૂર્ય ) અને સોમ ( ચંદ્ર—શીતલતા ) એ બન્ને અન્યોઅન્ય કારણ રૂપ છે. એ બન્નેનો જન્મ બીજમાંથી અંકુર અને અંકુરમાંથી જેમ બીજ થાય છે તેમ દિવસ અને રાત્રિની પેઠે એક બીજામાંથી થાય છે. પ્રાણ ઉષ્ણ પ્રકૃતિવાળો છે તેથી તે અગ્નિ રૂપ છે. અને અપાન શીતલ પ્રકૃતિવાળો હોવાથી ચંદ્રરૂપ છે. બન્ને મુખ માર્ગમા ગતિ કરવાવાળા છે. અને જ્યારે બહારનો શીતલ અપાન વાયુ અંદર દાખલ થાય છે ત્યારે તે ઉષ્ણ પ્રાણાગ્નિમા મળી જઇ તદ્રુપતાને પ્રાપ્ત થાય છે અને જ્યારે ઉષ્ણ પ્રાણાગ્નિ હૃદય સ્થાનમાંથી બહાર નીકળી મુખથી બાર આંગળ દૂર બહારના પ્રદેશમા જાય છે ત્યારે શીતલ અપાનમાં મળી જઇ તદ્રુપ બની જાય છે જેમ બહારનો સૂર્ય ભીંત ઉપર પ્રકાશ ઉત્પન્ન કરે તેમ ચૈતન્યરૂપ અગ્નિ આધાર આદિ ચક્રોમાં રહેલ ચતુર્દલ આદિ કમળોની પાંખડીએમાં રહેલ વાયુરૂપી સોમને અર્ધપ્રકાશ કરવાના સામર્થ્યથી સ્ફુર્તિદ્વારા ઉત્પન્ન કરે છે.

જે પ્રદેશમાં અંતઃસ્થ પ્રાણરૂપ સૂર્યે બાહ્યસ્થ અપાનરૂપ સોમની કળાઅસ્ત કરી નથી તે પ્રાણાપાનની સંધિમાં મુખથી બાર આંગળ છેટેના પ્રદેશમાં બાહ્યકુંભકવડે મનની ધારણા રાખી તેના સ્થિર થતું.

હૃદયાકાશમાં બહારનો અપાનરૂપ સોમ અંદરના પ્રાણ પવનરૂપ સૂર્ય ભાવને પ્રાપ્ત થાય છે, તેમાં કેવળ ચિદ્દપણાની સ્થિતિ વડે તમે સ્થિર થઇ રહો પ્રાણ ચૈતન્યરૂપી સૂર્યનો જે કંઇ ઉષ્ણ ભાવ છે તે અગ્નિરૂપ છે, અને અપાનનું જે શીતળપણું છે તે સોમરૂપ છે. એ બન્નેનું જે સ્થળમાં અન્યોન્ય મેળ થઇ પ્રતિબિંબની પેઠે તુલ્યરૂપતા થઇ જાય તે સૂક્ષ્મ ચૈતન્યાકાશમાં મનને સ્થિર કરવું.

## અણિમાદિ સિદ્ધિઓ મેળવવાના ઉપાય.

યોગીઓનો દેહ જે ક્રિયાથી અણુતાને, અને સ્થુલતાને પ્રાપ્ત થાય છે તેનું વિવેચન હવે કરીએ.

હૃદયકમળના ચક્રની ઉર્ધ્વ ( ઉપલી ) પાંખડી ઉપર સુવર્ણના ભમરા જેવો અને વર્ષા ઋતુમાં સંધ્યાકાળે ચમકતી વીજળીના જેવો કાંતિમાન અને પીળો અગ્નિકણ રહે છે, જેમ વાયુવડે બહારનો અગ્નિ વૃદ્ધિ પામે છે તેમ એ અંદર રહેલો અગ્નિકણ પણ તેની વૃદ્ધિના ઉપાયના જ્ઞાનથી વધી શકે છે. એ જઠરાગ્નિ ચેતનરૂપ હોવાથી વૃદ્ધિ પામ્યા છતાં પણ બાહ્ય અગ્નિની પેઠે દેહને નહિં બાળતાં સૂર્યની પેઠે અત્યંત પ્રકાશને પ્રાપ્ત થાય છે સુવર્ણને જેમ અગ્નિ ગાળી નાંખે તેમ ક્ષણ માત્રમાં આખા દેહને અવયવો સહિત ગાળી નાખે છે. અર્થાત દેહના પાર્થિવ ભાગને તેના ઉપાદાનરૂપ જળ ભાગમાં લીન કરી દે છે. ઉપર પ્રમાણે શિખાથી ઠેઠ પાદાગ્ર પર્યંત દેહ ગળી જાય છે. પછી તે અગ્નિકણ પોતાનો ઉષ્ણ સ્વભાવ હોવાથી જળ ભાગની શીતતાને નહિ સહન કરતાં ગરમીવડે એ જળ ભાગનું પણ શોષણ કરી પોતે જુદોજ ચિત્તરૂપ આતિવાહિક શરીરમાં રહે છે. પાર્થિવ અને જલીય શરીર પોતપોતાના ઉપાદાન કારણમાં લીન કરી અવશેષ રહેલો એ અગ્નિકણ જેમ પવનના ઝપાટાથી ઝાકળ કયાંય જતો રહે તેમ પ્રાણમ ક્ષોભ થવાથી પોતે પણ કયાંય લીન થઇ રહે છે. તે વખતમા કેવળ અગ્નિમાંથી નિકળતી ધુમ લેખા પેઠે સુષુમ્ણા નાડીની જુદી પડેલી યોગિની કુંડલિનીશક્તિ ( જીવશક્તિ ) સંસ્કારરૂપે રહેલ અતિવાહિક દેહાકાશમાં અવશેષ રહે છે.

મન, બુદ્ધિ, જીવ આદિથી સંયુક્ત લિંગ શરીરમાંજ અહંકારને સંકેલી ( સૂક્ષ્મરૂપ રાખનારી ) રંધ્રથી ઉર્ધ્વપ્રદેશમા બહાર નીકળેલી ધુમ લેખાની પેઠે ચૈતન્ય ચમત્કારથી યથેષ્ટ ગતિ કરવાની શક્તિ

વાળી એ યોગિની કુંડલિની શકિત કમળ, શૈલ, તૃણ, પાષાણ સ્વર્ગ-લોક, ભૂલોક આદિમા જ્યાં જ્યાં પ્રવેશ કરી નીકળી જવા માટે યોજ-વામાં આવે ત્યાં ત્યાં તે પ્રવેશ કરી બહાર નીકળી જાય છે.

એજ યોગિની કુંડલિની શકિત અગ્નિમાં પ્રથમ લીન કરી દીધેલા જળ ભાગને જ્યારે પાછો ક્રમ પ્રમાણે તેમથી પ્રકટ કરે છે ત્યારે જેમ કૂવામાં નાંખેલી ઓખ જળથી ભરાઇ જાય તેમ તે રસથી ભરાઇ જાય છે. રસથી પૂર્ણ થયેલી એ કુંડલિનીશકિત પ્રથમ ખેંચી લીધેલા પાર્થિવ ભાગને પાછો સ્થૂલ કરી જેવો જેવો આકાર કરવાની ભાવના કરે તેવો તેવો આકાર થઇ જાય છે. માતાના ઉદરમાં રહેલ ગર્ભમાં અતિ સૂક્ષ્મરૂપે રહેલી બીજશકિત જ જેમ અસ્થિ હસ્તપાદ આદિ સ્થુલ ભાગને પ્રાપ્ત થાય છે. તેમ એ કુંડલિનીજ અંદર અસ્થિ આદિ ભાવને પ્રાપ્ત થાય છે. યોગિ પુરુષની જીવશકિત પોતાની ઇચ્છાને અનુસાર મેરૂ આદિ મોટા પ્રમાણના આકારની કે તૃણ આદિ નાના પ્રમાણના આકારની, જેવી દૃઢ ભાવના કરે તેવા આકારને પ્રાપ્ત થાય છે.

અણિમાદિ સિદ્ધિઓ યોગથી સિદ્ધ થાય છે તેમ જ્ઞાનથી પણ મળી શકે છે.

**અણિમાદિ સિદ્ધિઓ જ્ઞાનથી શી રીતે પ્રાપ્ત થાય ?–** શુદ્ધ, નિર્વિકાર, અલક્ષ્ય, સૂક્ષ્માકાર અને શાંત એક સર્વત્ર છે. જગત્ કે જગતની ક્રિયા કશું તેમાં છે જ નહિં. એ ચેતન સત્તા જ જ્યારે સંકલ્પરૂપે સ્ફુરેલા પોતાના આત્માને અધ્યાસથી વધારે છે, ત્યારે સંકલ્પરૂપી મેલથી મલીન થઇ જવાને લીધે તે જીવ એવા નામથી કહેવાય છે. જેમ મૂઢ બુદ્ધિવાળાં અજ્ઞાની બાળકના મનમાં યક્ષ અસત્ય છતા ભયથી સત્ય ભાસે છે. તેમ આ દેહ અસત્ય છતાં જીવની દૃષ્ટિમાં માત્ર સંકલ્પની ભ્રાંતિથીજ સત્ય જેવો લાગે છે. જ્યારે જ્ઞાનરૂપ દીપકથી પ્રકાશનો પૂર્ણ રીતે ઉદય થાય છે. ત્યારે સંકલ્પથી થયેલું જીવનું સઘળું અજ્ઞાન શરદ ઋતુના વાદળાની પેઠે ક્ષીણ થઇ જાય છે. જેમ તેલનો નિઃશેષ ક્ષય થઇ જવાથી દીવો ઠરી જાય તેમ સર્વ સંકલ્પના નાશ થઇ જવાથી દેહ પણ બાધિત થઇ જાય છે. જેમ નિદ્રા નાશ થતાં સ્વપ્ન જણાતું નથી તેમ સત્ય પરમાત્માના સાક્ષાત્કાર થવાથી દેહ પણ જોવામાં આવતો નથી. અતત્ત્વમાં તત્ત્વની ભ્રાંતિથી જીવ દેહમાં બંધાઇ રહે છે અને માત્ર એક પરમાત્માની ભાવના કરવાથી દેહના બંધન વગરનો થઇ સુખી અને પરમ શોભાયમાન

થાય છે દેહાદિ અનાત્મપદાર્થમાં આત્મબુદ્ધિ થવા રૂપ જે હૃદયનો અંધકાર તે એવો તો દારૂણ કે બહાર ના સૂર્યાદિ પ્રકાશ તેને ભેદી શકતો નથી પોતાના આત્મામાં જ એક આત્મબુદ્ધિ થવાથી સર્વમાં વ્યાપ્ત થઇ રહેલું નિર્મળ. નિરંજન. શુદ્ધ અધિષ્ટાન ચૈત યજ હું છું. એવો જ્ઞાનરૂપ સૂર્ય જયારે ઉદય પામે ત્યારે જ તે હૃદયનો અંધકાર કિંવા અજ્ઞાન નાશ પામે છે. જેવી ભાવના કરવામાં આવે તેવું જણાય છે. દૃઢ સંકલ્પથી જે ભાવના કરવામાં આવે તે તત્કાલ તેમ સિદ્ધ થાય છે. અણિમાદિ સિદ્ધિઓ મેળવવા માટે ઉપરની યુકિત છે તેમજ બીજી યુકિત એ છે કેઃ જેમ બહાર વાયુમા રહેલો પુષ્પગંધ તેમાથી આકર્ષણ કરી નાસિકામાં લેજવામાં આવે તેમ રેચક પ્રાણાયામના અભ્યાસના યોગથી જીવને જયારે કુંડલિની શકિતરૂપ ઘરમાંથી જુદો પાડી બાજાના દેહમા જીવમા કે બુદ્ધિમાં વૈભવ ભોગવવા માટે પ્રવિષ્ટ કરવમા આવે ત્યારે ચેષ્ટા વગરનો એ દેહ લાકડા જેવો જડ થઇ જાય છે. એ જીવને સ્થાવરમાં કે જંગમમાં જે પદાર્થમ પોતાને ઇચ્છા થાય તેની અંદર સારી રીતે વૈભવો ભોગવવાને યોગી શકાય છે. એ પ્રમાણે પરકાયા પ્રવેશ કરી સિદ્ધિના વૈભવો ભોગવી રહ્યા પછી એ જીવ પોતાનુ પૂર્વનુ શરીર વિદ્યમાન હોય તો તેમાં અથવા બીજું જે કાઇ પોતાને રૂચે તમાં જેટલા કાલ સુધી ઇચ્છા થાય તેટલા કાલ સુધી પ્રવિષ્ટ કરાવી શકાય છે અથવા એ યોગિ પુરુષ પરકાયા પ્રવેશ કરી વૈભવો ભોગવ્યા પછી સર્વમાં વ્યાપ્ત થઇ રહેલા પોતાના ચૈતન્ય ચમત્કારથી સર્વસ્થાવર જંગમ દેહોમાં તેના જીવોમ અને સત્વાદિ ગુણોમાં સંપૂર્ણ રીતે વ્યાપ્ત થઇ રહે છે. યોગથી મળેલા ઐશ્વર્યથી સંપન્ન થયેલો એ જીવ નિત્ય સ્વપ્રકાશ અને નિર્દોષ પોતાના આત્મસ્વરૂપને ઓળખી જે જે ઇચ્છા કરે તે તે તત્કાલ પ્રાપ્ત થાય છે.

આ રીતે પ્રાણાયામાદિ યોગનો અભ્યાસ કરવાથી અણિમાદિ સિદ્ધિઓનું ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે પછી તેની મોહની નિવૃત્તિ થઇ જાય છે તે યોગસામર્થ્યથી આકાશમાર્ગમાં પણ ફરી શકે છે. ગુરુ ઉપદેશના ક્રમથી શ્રવણાદિ દ્વારા પરોક્ષ જ્ઞાનનું અન્વેષણ કરવા જતા મનન નિદિધ્યાસન દ્વારા અપરોક્ષ જ્ઞાનનો લાભ થાય છે. ગુરુના ઉપદેશ માત્રથી આત્મતત્વની પ્રાપ્તિ થતી નથી. પણ ગુરુ ઉપદેશ દ્વારા તો શ્રવણ થાય છે પણ સાક્ષાત્કાર તો મનન નિદિધ્યાસન આદિથી અત્યંત સ્વચ્છ થયલી બુદ્ધિથીજ સાધ્ય છે.

# પ્રકરણ ૧૯ મું.

## બંધ અને મોક્ષ.

વિષયાસક્તિને લીધે વાસનાઓનું-હુંપણું એજ બંધ છે. અને વિષયાસક્તિ તૂટી જવાને લીધે વાસનાઓને ક્ષય થવો એજ મોક્ષ છે. જ્ઞાનવડે વાસનાઓનો ક્ષય થાય છે. જ્યાંસુધી ચિત્તમાં વાસના રહે ત્યાં સુધી તે મન કહેવાય છે, મન વાસના વગરનું થઇ જાય તો તે પોતેજ જ્ઞાનરૂપ છે. અને એ જ્ઞાનવડે આત્મસ્વરૂપનો અનુભવ થાય છે. જ્ઞાન વડેજ અત્યંત દુઃખની નિવૃત્તિ થાય છે. પદાર્થો ઉપરનું મમત્વ છુટી જાય તો સર્વ ત્યાગ સિદ્ધ થાય છે. એ મમત્વ જ દુઃખરૂપ છે. મમતા મૂકી દે છે, તે સર્વ ત્યાગી થઇ શકે છે. જેમ જેમ આ પ્રમાણે ત્યાગ સિદ્ધ થતો જાય છે તેમ તેમ ચિત્ત પરમ આનંદનો અનુભવ કરવા લાગે છે. એ ચિત્તનો ત્યાગ કરનાર સર્વ ત્યાગ કરે છે. ચિત્તનો ત્યાગ નહિ કરે અને બીજું બધું ત્યાગ કરે પણ એ ચિત્ત રુપી બીજ વડે તેને પુનર્જન્મ પ્રાપ્ત થાય છે. ચિત્તનો ત્યાગ કરવાથી દ્વૈત બુદ્ધિ અને ઐક્યબુદ્ધિ સર્વ બાધિત થઇ જાય છે અને પરમ શાંત સ્વચ્છ નિર્વિકાર એક બ્રહ્મતત્વ જ અવશેષ રહે છે. જેમ કોઇ બ્રાહ્મણ શુદ્ર સ્ત્રીની કામના થતાં તેના સહવાસની દુષ્ટ ઇચ્છાથી પોતાને ઉચિત સાત્વિક બ્રાહ્મણ ધર્મને ધીમે ધીમે ભુલી જઇ શુદ્રતાનો અંગીકાર કરે તેમ જીવ પોતે ઇશ્વર રૂપ છતાં પોતાનું શુદ્ધ સ્વરૂપ ભુલી જઇ જીવ ભાવનો અંગીકાર કરી દે છે. દેહાદમાં આત્મબુદ્ધિ થવાથી ઉત્પન્ન થયેલો સંકલ્પ જ કર્મનું કારણ છે. સંકલ્પ થવો એજ બંધનનું કારણ છે માટે સંકલ્પનો ત્યાગ કરી નિઃસંકલ્પ દશા રહેવી એજ મોક્ષ છે. જે જે વિષય તરફ ઇંદ્રિય સમૂહ જાય તેમાં જો પ્રીતી થઇ તો જીવ બંધાય છે. તેમાં વૈરાગ્ય રહે તો મૂકાય છે. જો કોઇ વસ્તુ તમને રૂચિકારક હોય તો તમે આ સંસારની સ્થિતિમાંથી મુક્ત છો.

સત્યપુરૂષો જે થઇ ગયું હોય તેનો શોક કરતા નથી. ભવિષ્યને માટે વિચાર કરતા નથી પણ વર્તમાન કાળમાં પ્રારબ્ધ યોગથી જે આવી મળે તે હર્ષશોકાદિ વડે ખંડિત નહિં થતાં ગ્રહણ કરે છે. તૃષ્ણા, મોહ; મદ એ આદિ વિકારો મનમાં જ રહેલા છે. માટે જ્ઞાની પુરુષે મનથી મનનું છેદન કરવું. વિવેક દ્વારા મનનું મૂળ શુદ્ધાં છેદી નાંખવું.

**જીવનનાં ત્રણ રૂપ**–સ્થૂલ, સૂક્ષ્મ અને પર એ જીવનનાં ત્રણ રુપછે. તેમાં પર રૂપનો આશ્રય કરી પ્રથમનાં બે રૂપને છોડી દો. હાથ પગવાળો આ દેહ ભોગો ભોગવવા માટે જે ચેષ્ટા કરે છે. તે ભોગ રૂપી અર્થને સિદ્ધ કરનાર જીવનું જે રૂપ તે સ્થુલ રૂપ છે. પોતાના સંકલ્પરૂપી આકારથી ધારણ કરનારૂં સંસારની સ્થિતિ પર્યંત રહેનારૂં ચિત્ત એ જીવનું બીજું અતિવાહિક સૂક્ષ્મરૂપ છે. આદિ અને અંતથી રહિત સત્ય નિર્વિકલ્પ ચિન્માત્ર જે છે તે જીવનું ત્રીજું રૂપ પર છે. જે જગતને સત્તા અને સ્ફુર્તિ બેય આપનાર છે. એ તુર્યપદ છે. પ્રથમનાં બે સ્થુલ અને સૂક્ષ્મ રૂપનો ત્યાગ કરી આ ત્રીજા પર રૂપમાં સ્થિર થઈ રહેવું.

જાગ્રત અને સ્વપ્નમાં રહેનારો અહંકાર રૂપી વિક્ષેપ અને સુષુપ્તિમાં થતું તેનુ મૂળ ભૂત અને અહંકાર રુપી આવરણ એ બન્નેને તથા કારણ રૂપે સત્તા અને કાર્યના રૂપે અસત્ જણાતા આ સદસદ ભેદને છોડી દેતાં જે નિર્લેપ સ્વચ્છ અને સમાન પદ સર્વનો સાક્ષી રૂપે અવશેષ રહે છે તે તુર્ય કહેવાય છે. વ્યવહારમાં જીવન્મુક્ત પુરૂષોને વિષે રહેનારી જે સ્વચ્છ સમાનતા વાળી અને શાંત સાક્ષી ની અવસ્થા છે તેજ તુર્ય અવસ્થા કહેવાય છે.

અહંકારના અંશનો ત્યાગ કર્યાથી સમાનતાની ઉત્પત્તિ થવાથી અને ચિત્ત પરમતત્વમાં જ લીન કરી દીધાથી **તુર્યાવસ્થા** પ્રાપ્ત થાય છે. જાગ્રત અવસ્થામાં સુષુપ્તિ અવસ્થા વાળાની પેઠે રહી કામ કરવું. અંદરથી સર્વના ત્યાગ રાખી બહાર યથાપ્રાપ્ત કર્મ કર્યા જવાં. સારી નઠારી કોઇ વસ્તુને જોઇ પાષાણની પેઠે સમાન સ્થિતિવાળા થઇ રહેવુ એવા પ્રયત્નથી સંસાર જીતાય છે.

અવિદ્યારૂપ પવનથી ઉત્પન્ન થએલ 'હું અમુકરૂપ છું' એવો અહંકારજ અજ્ઞાન રૂપી સમુદ્રનો મોટો તરંગ છે. મમતારૂપી મોટો આવર્ત્ત પોતાની મેળે તેમાં પડ્યા કરે છે. રાગ દ્વેષરૂપી બે મોટા મગરો તેમાં રહે છે. તેના સપાટામાં રુપડય તો અનર્થરૂપી પાતાળમાં પ્રવેશ કરાવી દે છે. તેમાંથી બચવા માટે જગદ્ગુરુ પરમાત્માનુ ભજન કરવું. જ્યાં સુધી મનુષ્યનું ચિત્ત શુદ્ધ થાય નહિં ત્યાં સુધી પરમેશ્વરના સાકાર રૂપનું ભજન કરવું. પછી એ ભક્તિના પ્રભાવથી નિરાકાર પરમતત્વમાં સ્વભાવિક જ સ્થિતિ થાય છે.

પરમેશ્વરની ઉપાસનાથી શુદ્ધ થયેલા ચિત્તના બળથી તમે આ મહા પ્રબળ અજ્ઞાનની મોહક શક્તિનો પરાજય કરી શાસ્ત્ર ગુરૂ વા-

ક્રિયોમાં વિશ્વાસવાળા ચિત્ત વડે ઇંદ્રિયોને અને મનને નિયમમાં રાખવા રૂપી યોગમાર્ગને અનુસરો, પછી ક્ષણુ માત્રમાં સમાધિનો આશ્રય કરી આત્માવડે જ પ્રત્યગાત્માનું અવલોકન કરવું. આત્મ સાક્ષાત્કારવડે જ અજ્ઞાન રૂપી અંધકાર નષ્ટ થાય છે. અને જ્ઞાનરૂપી પ્રકાશ થાય છે.

પુરુષ પ્રયત્ન પણુ સાચો છે અને પ્રારબ્ધ પણુ સાચું છે બાકી પ્રાપ્તવ્ય જે પ્રાપ્ત કરવાનું છે તેતો મહેશ્વરના અનુગ્રહથી જ મેળવી શકાય છે. ઇશ્વરના અનુગ્રહ વગર, માત્ર સદાચાર કુલિનતા કે પરાક્રમ તેનો પરાજય કરી શકતાં નથી. ક્ષણુ માત્ર નિશ્ચય રહી સાક્ષીરૂપે આ સંસારરૂપી નાટકને જોવાનો અભ્યાસ કરો. જ્ઞાન મેળવવામાં મદદગાર થાય તેવો વૈરાગ્ય જેવો બીજો કેઇ બંધુ નથી અને જ્ઞાન પ્રાપ્ત ન થવામ સંસાર જેવો બીજો શત્રુ નથી. પોતાની મેળેજ તત્વનો વિચાર કરવો. પોતાની મેળે તત્વ શુદ્ધ થઇ જતાં તે વડે પરમતત્વ પમાય છે. ચિન્મય તત્વની વૈરાગ્ય યુક્ત પુરૂષ સત્સંગતિ, સચ્છાસ્ત્રો અને વિવેકવડે વારંવાર ભાવના કરવી.

---

## પ્રકરણ ૨૦ મું.

## યોગનું ગુહ્ય રહસ્ય અને વિધિ.

નિષિદ્ધ કર્મથી ઉપશમ પામી, વિષયો અને ઇંદ્રિયોના સુખથી વિરક્ત થઇ, શ્રદ્ધાવાન અને શમદમવાળા બની કોમળ આસન ઉપર બેસી ચિત્તના અને ઇંદ્રિયોના વ્યાપારોને જીતી લઇ જ્યાં સુધી ચિત્ત પ્રસન્ન થાય ત્યાં સુધી પ્રણવ (ૐ) નો ઉચ્ચાર કરવો. પછી અંતઃકરણની શુદ્ધિ માટે પ્રાણાયામ કરવા. પછી ધીરે ધીરે ઇંદ્રિયોને વિષયો તરફથી ખેંચી પોતાના મૂળ કારણમાંજ શમાવી દેવી એટલે પ્રત્યાહાર કરવો.

દેહ, ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ એ સર્વ જેમાંથી થતાં હોય તે શ્રુતિ આદિ દ્વારા જાણી લઇ પછી તેમાં તેનો લય કરી દેવો પ્રથમ અકારના અર્થ રૂપ વિરાટમાં-હું વિરાટરૂપ છું એવી ભાવના વડે સ્થિતિ રાખી પછી વિરાટનો ઉકારના અર્થ રૂપ હિરણ્ય ગર્ભમાં લય કરી, તેમાં સ્થિર થઇ તેનો મકારના અર્થરૂપ અંતર્યામિમાં લય કરી તેમાં સ્થિતિ કરવી. પછી તેનો સર્વના અધિષ્ટાનરૂપ અર્ધમાત્રા-

ત્મક તુરીય શુદ્ધ બ્રહ્મમાં લય કરી શુદ્ધ ચિન્માત્રમાં જ સ્થિર થઇ રહેવું

માંસઆદિ પાર્થિવ ભાગનો પૃથ્વીમાં લય કરવો, રક્તઆદિ જલીય ભાગનો જળમાં લય કરવો, તૈજસ ભાગનો તેજમાં લય કરવો વાયવીય ભાગનો મહાવાયુમાં લય કરવો, આકાશ ભાગનો આકાશમાં લય કરી દેવો, ઇંદ્રિયોનો પણ પોતપોતના કારણ પૃથિવ્યાદિકમાં લય કરવો. કર્ણ આદિ ગોલકમ અંતરૂપે પ્રવિષ્ટ થઇ રહેલ દિશારૂપ દેવતાને પાછી દિશામાં લય પમાડી દેવી. ત્વચાનો પવનમાં લય કરવો ચક્ષુરિંદ્રિયનો સૂર્ય બિંબમાં, જીહવા ઇંદ્રિયનો વરૂણમાં લય કરી દેવો. પ્રાણનો મહાવાયુમાં, વાણીનો અગ્નિમાં, હસ્તેન્દ્રિયનો ઇંદ્રમાં લય કરવો, ચરણેન્દ્રિયનો વિષ્ણુમાં, પાયુઇંદ્રિયનો મિત્રમાં, ઉપસ્થનો પ્રજાપતિમાં, મનનો ચંદ્રમામાં. બુદ્ધિનો બ્રહ્મામાં લય કરી દેવો. શ્રુતિ. વાકયાનુસાર દેવો જ ઇંદ્રિયો રૂપ થયેલા છે. બાકી ઇંદ્રિયો કાંઇ જુદી વસ્તુ નથી.

ઉપર પ્રમાણે દેહનો તેના મૂળ કારણમાં લય કરી દઇ હું વિરાટરૂપ છું એવું ચિંતન કરવું એ બ્રહ્માંડરૂપ વિરાટની અંદર અર્દ્ધ નારીશ્વર પરમાત્મા રહેલા છે. તેજ સર્વ પ્રાણીમાત્રના આધાર રૂપ છે. પંચીકૃત ભૂત અને અપંચીકૃત ભૂત કે જે ચારે તરફ વ્યાપી રહેલ છે, તેનાથી આ જગત્ વીંટાએલ છે. એટલે પૃથ્વીનો જળમાં લય કરવો, જળનો અગ્નિમાં,અગ્નિનો વાયુમાં, અને વાયુનો આકાશમાં લય કરવો. અને તે આકાશનો સર્વની ઉત્પત્તિના કારણરૂપ મહાકાશમાં લય કરી સમષ્ટિનું લિંગ શરીર કે જેને વાસના ભૂત, સૂક્ષ્મ કર્મ, અવિદ્યા, દશ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એ રૂપે જાણેલ છે તે સમષ્ટિ અભિમાની-લિંગ શરીરને ધારણ કરી યોગી પુરૂષે ક્ષણ માત્ર એ સ્થિતિમાં રહેવું. પછી સ્થુલ ઉપાધીનો લય થવાથી જાણે સાવ અર્દ્ધ થઇ રહેલ હોય તેમ બ્રહ્માંડથી બહાર નીકળી જઇ હું સર્વના આત્મારૂપ અધિષ્ટાતા રૂપ હિરણ્યગર્ભ છું એવું ચિંતન કરવું.

ભૂતસૂક્ષ્મમાં અભિમાનીપણાથી રહેલ એ હિરણ્યગર્ભ જ પ્રથમ બ્રહ્મારૂપે થઇ રહ્યા હતા. પછી બુદ્ધિમાન યોગીએ સમષ્ટિલિંગ દેહના અભિમાની હિરણ્યગર્ભનો તેના કરતાં પણ સૂક્ષ્મ અવ્યક્ત અને અવ્યાકૃત માયાવી અંતર્યામીમાં ચિત્ત ભાગનો ચૈતન્યમાં લય કરી દેવો. આ જગત જેમાં રહે છે તેને કેટલાક પ્રકૃતિ કહે છે, કેટલાક

માયા કહે છે. તુરીયાપદ કે જે સર્વના અધિષ્ઠાન રૂપ ચિન્માત્ર છે તેની પ્રાપ્તિ થવા માટે તેનું ધ્યાન કરવું. લિંગ શરીરને સમાધિદ્વારા લય કરી દઇ પરમપદમાં પ્રવેશ કરવો. સ્થૂલ અને સૂક્ષ્મ ભૂતો, ઇંદ્રિયો મન, બુદ્ધિ, વાસના, કર્મ પ્રાણ આદિ વાયુઓ અને અજ્ઞાન એ સર્વનું રહેવાનું સ્થાન લિંગ શરીર છે. લિંગ દેહ રૂપ બેડીથી છુટા થઇ હું ચિત્તનો અંશ હોવાથી ચૈતન્યરૂપી આનંદ સાગરમાંજ લીન થઇ રહ્યો છું એવી ભાવના કરવી. તૃણ આદિ વસ્તુ લવણની ખાણમાં નાંખવામાં આવે તો તે ગળી જઇ લવણ રૂપ થઇ જાય છે તેમ જડ જગતનો ચૈતન્યમાં લય કરી દેવામાં આવે તો તે પણ ચિદ્રૂપજ થઇ જાય છે. મીઠાનો ગાંગડો સમુદ્રમાં નાંખ્યો હોય તો જેમ નામ રૂપથી રહિત થઇ સમુદ્ર ભાવને પામે છે તેમ જળમાં જળ નાંખવાથી જળ રૂપ થઇ જાય તેવીજ રીતે ચિદ્રૂપ સત્ય બ્રહ્મ જે નિત્ય આનંદરૂપ છે, સર્વ સાક્ષી રૂપ છે સર્વના કારણ રૂપ છે, સર્વથી પર છે તેમાં લીન થઇ રહેવું.

એવી રીતે બ્રહ્મમાં લિન થઇ રહેલા આત્માનું પોતાનાં કર્મો કરતા રહી મુમુક્ષુઓએ ધ્યાન ધરવું. એમ રોજ અભ્યાસ કરનારાનું મન ક્ષય પામી જાય છે. અને મનનો ક્ષય થવાથી આત્માનો પ્રકાશ એની મેળેજ થાયછે. આત્માનો પ્રકાશ થવાથી દુઃખ માત્રની નિવૃત્તિ થાય છે. સત્ય સુખની પ્રાપ્તિ થાય છે. મુમુક્ષુ પુરુષોએ જે કર્મ કરવાથી કાંઇ દોષ ન લાગે તેવાં કર્મો કરવા. વિશેષે કરી કામ્ય કર્મ, નિષિદ્ધ કર્મ, અને જેથી ચિત્તમાં વિક્ષેપ થાય તેવાં કર્મો ન કરવાં. જીવ જ્યારે બ્રહ્મના ગુણોથી મુકત થઇ મનના ગુણોનો ત્યાગ કરી જેનો ઇંદ્રિયોનો સમૂહ શાંત થઇ ગયો છે એવો થાય ત્યારેજ તે સર્વ વ્યાપી પરમાત્મારુપ થઇ જાય છે. આનંદમય કોષ કે જે અન્નમય, પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમય કોષથી પર છે. તેનું જે પરબ્રહ્મ અધિષ્ઠાન છે તેજ હું છું. એમ જ્યારે તે ધ્યાન ધરે ત્યારે જીવનમુક્ત થઇ જાયછે. સર્વ પ્રાણીઓમાં આત્માને અને આત્મામાં સર્વ પ્રાણી ઓનો જ્યારે અભેદ બુદ્ધિથી જુએ છે ત્યારે જીવ મુકત થાય છે.

. જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાને મૂકી દઇ જીવ જ્યારે તુરીય અવસ્થા કે જે આનંદરૂપ છે તેમાં પ્રવેશ કરે છે ત્યારે તે મુકત થાય છે. મનનો ક્ષય થઇ જાય એટલે પુરુષને પરમાત્મા વિના બીજું જુદું કશું જણાતું નથી. શાંત અમૃતમય તરંગવાળા અમૃત સમુદ્રમાં નિમગ્ન થાઓ. અનેક રૂપ ધારણ કરનારા જગદ્‌ગુરુ પર-

આત્માની ભક્તિ કરો. અભ્યાસથી સર્વ સિદ્ધ થાય છે, માટે અભ્યાસમાંજ મનને સ્થિર કરો.

જે ગુરુ દર્શનથી સ્પર્શથી અને શબ્દથી અનુગ્રહ દ્દષ્ટિથી શિષ્યના દેહમાં કુંડલિનીનો સુષુમ્ણા માર્ગેથી ષટચક્રો ભેદી બ્રહ્મરંધ્રમાં પ્રવેશ કરાવી યોગશાસ્ત્રમાં બતાવેલ શિવશક્તિનો સંયોગ કરાવી દઈ ક્ષણ માત્રમાં ગુરૂપણું બતાવી આપે છે, દેહ આદિ ઉપાધીના ત્યાગ દ્વારા શુદ્ધ બ્રહ્મના રૂપ પરબ્રહ્મભાવ ઉત્પન્ન કરાવે છે તેજ યથાર્થ સદ્‌ગુરુ છે.

---

## પ્રકરણ ૨૧ મું.

---

## યોગનો અભ્યાસક્રમ–સપ્તભૂમિકા.

---

### યોગની સાત ભૂમિકાઓનો અભ્યાસ શી રીતે કરાય?

વેદ માર્ગમાં રહેનાર પુરુષ બે પ્રકારના છે. એક પ્રવૃત્ત અને બીજો નિવૃત્ત. તેમાં પહેલો સ્વર્ગમાં જનારો અને બીજો મોક્ષને મેળવનાર હોય છે. જે નિત્ય, નૈમિત્તિક અને કામ્યકર્મ કર્યા કરે છે તે પ્રવૃત્ત કહેવાય છે. અને અનેકવાર મૃત્યુ અને જન્મનાં દુઃખથી પુરુષ વિવેકી થાય છે, આ સંસારની સ્થિતિ નિઃસાર છે, ક્રિયાથી થનારા વિકારો વિનાનું પરમ વિશ્રાંતિ સ્થાન શું હશે, એનો વિચાર કરી આપણે તો એજ પરમપદ સંપાદન કરવાનું છે એવો જે અંદર નિશ્ચય બાંધે તે પુરુષ નિવૃત કહેવાય છે. એ શુભ બુદ્ધિવાળો પુરુષ હું વૈરાગ્યવાન થઈ શી રીતે આ સંસારસાગરને તરી જઉં એમ જ્યારે વિચારે ત્યારે તેના ચિત્તની અંદરના ભોગો અને તે સંબંધી ચિંતાઓમાં વૈરાગ્ય થવા માંડે છે. એટલે તે ચિત્શુદ્ધિ કરનારી સત્સંગતિ, ઇશ્વરોપાસના, મંત્ર, જપ, પવિત્રતા આદિ ઉત્તમ ક્રિયાઓ કરવામાં મંડ્યો રહે છે અને તેમાં રાજી રહે છે. ગ્રામ્ય જડ ચેષ્ટાઓ કરતો નથી, પુણ્ય કર્મોનું સેવન કરે છે. પાપથી બ્હીતો રહે છે, ભોગને ઇચ્છતો નથી. યમ નિયમાદિને સેવે છે. સ્નેહ અને વિવેકથી ભરેલાં ઘટતાં સત્ય, પ્રિય અને હિતકર વચન બોલે છે. આ પ્રમાણે પુરુષ જ્યારે શુભ ગુણ સપન્ન થાય ત્યારે તે એક પ્રથમ ભૂમિકાને પ્રાપ્ત કરે છે.

મન, વચન, કર્મથી શમ, દમ, જ્ઞાન, વિજ્ઞાન આદિથી સંપન્ન મહા પુરુષોની સેવા કરે તેમની પાસે જ્ઞાન શાસ્ત્રોનું શ્રવણ કરી અવલોકન કરે આ પ્રકારની સ્થિતિ તે પ્રથમ ભૂમિકા છે.

૨ **વિચારણા**—બીજી ભૂમિકાનું નામ વિચારણા છે. તે યોગ, શ્રુતિ, સ્મૃતિ અને સદાચારનું તથા યમ નિયમ આદિ બીજાં સાધનરૂપ અંગો સહિત ધારણા અને ધ્યાનરૂપ કર્મને પ્રતિપાદન કરનારા યોગ માર્ગનું પોતે અનુષ્ટાન કરવું અને બીજાઓને કરાવવું. ગુરુ મુખથી શાસ્ત્ર શ્રવણ કરી કર્મકાંડના તથા જ્ઞાનકાંડના અર્થને જાણી લે છે. મદ, અભિમાન, માત્સર્ય, મોહ, લોભના વેગને જેમ સર્પ કાંચળીને છોડી દે તેમ એ યોગી પુરુષ છોડી દે છે. પછી એ મુમુક્ષુ પુરુષ ત્રીજી યોગ ભૂમિકામાં જાય છે.

૩ **અસંસંગ કિંવા અસંસક્તિ**—એ ત્રીજી ભૂમિકાછે. શાસ્ત્ર વાક્યોના અર્થ ઉપર બુદ્ધિને નિશ્ચલ રાખી તપસ્વી । આશ્રમમાં મળતી વિશ્રાંતિઓથી આત્મા સંબંધી, અધ્યાત્મશાસ્ત્ર સંબંધી ચર્ચા ચલાવવાના ક્રમથી તેમ સંસારની નિંદા કરવાના વૈરાગ્ય ઉત્પન્ન કરનારા ક્રમથી શિલારૂપ શય્યા ઉપર બેસી પોતાનું આયુષ્ય પુરૂ કરે છે. ચિત્ત ઉપરામ પામવાથી અસંગપરા । સુખથી સુંદરતાવાળા વનવાસના વિહારથી પોતાનો કાળ કહાડે છે. શુભ શાસ્ત્રોના અભ્યાસ અને પુણ્ય કર્મો કરવાથી મનુષ્યને બરાબર તત્વજ્ઞાન થાય છે. એમ ત્રીજી ભૂમિકાને પ્રાપ્ત થયા પછી તે પોતાની મેળે બે પ્રકારના અસંગપણાનો અનુભવ કહે છે. હું કર્તા પણ નથી અને ભોક્તા પણ નથી તેમ બાધ્ય કે બાધક પણ નથી એવા નિશ્ચયથી સર્વ દૃશ્ય પદાર્થોમાં અસંગપણું રહેવું એ સામાન્ય અસંગ કહેવાય છે. સુખ કે દુઃખ એ પૂર્વ કર્મથી રચાયલું છે, કિંવા ઇશ્વરને આધિન છે. સંપતિઓ પરમ આપત્તિરૂપ છે. જે જે સંયોગો થાય છે તે પણ પરિણામે વિયોગવાળાજ છે. બુદ્ધિને અનેક આધિઓ અને વ્યાધિઓ વળગે છે. કાળ સદા પદાર્થોને ગળી જવા તાકી રહ્યા છે. મહા વાક્યોના અર્થમાં ચિત્ત લાગી જઇ અંદર કોઇ ભાવના જ ન થાય તો એક સામાન્ય અસંગ છે. સર્વ શબ્દોના અર્થોની ભાવના ઘણે દૂર મેલી શુદ્ધપણાથી મન, વાણી, ચક્ષુ આદિની ચેષ્ટાથી રહિત થઇ નિદિધ્યાસનની પરિપક્વ અવસ્થામાં થનાર નિર્વિકલ્પ સમાધિમાં જ સ્થિતિ રાખવી તે શ્રેષ્ટ અસંગ છે. જે જન્મ રહિત છે. મહા મનોહર

આકાશના જેવી નિર્વિકાર છે તે નિર્વિકલ્પ સમાધિમાં રહેવું એ શ્રેષ્ટ અસંગ કહેવાય છે.

શુદ્ધ તત્વવેત્તાઓના સમાગમથી પુણ્ય કર્મોના સંચયથી કંઇ કાકતાલીય યોગથી પ્રથમ ભૂમિકા શુભેચ્છાનો ઉદય થાય છે. એ પ્રથમ ભૂમિકાની વિવેકરૂપી જળવડે સિંચન કરી રક્ષા કરવી. જે અંશથી પ્રથમ ભૂમિકા ઉદય પામે તે અંશને વિચારોવડે પ્રતિદિને વધારતા જવો. પ્રથમ ભૂમિકા અંદર બરાબર ખેડાયલી હશે તો બીજી બધી ભૂમિકાઓની પ્રસવ ભૂમિરૂપ તે થશે. અને પછી યત્નથી બીજી અને ત્રાજી ભૂમિકાને પ્રાપ્ત થવાય છે. અસંગ રૂપી ત્રીજી ભૂમિકામાં પહોંચતાંજ સર્વ સંકલ્પોની કલ્પનાથી રહિત થઇ જવાય છે.

રાગ આદિ દોષોથી આરૂઢ થયેલા મૂઢ પુરુષને જ્યાં સુધી સત્પુરુષોની સંગતિથી વૈરાગ્યનો ઉદય થયો નથી ત્યાં સુધી સંસાર કાયમનોજ છે. વૈરાગ્યનો ઉદય થવાથી મનુષ્યના આ શુભેચ્છા આદિ ભૂમિકાઓનો ઉદય થાય છે.

હરકોઇ ભૂમિકામાં રહ્યા છતાં ઠેઠ સુધી પહોંચ્યા વિના વચમાંજ જેનું જીવિત જતું રહે તેનું પૂર્વનું પાપ પ્રાપ્ત કરેલી ભૂમિકાને અનુસાર ક્ષીણ થાય છે. પછી દેવોના વિમાનમાં, દીકપાલોના પુરોમાં મેરૂપર્વતના બગીચાઓમાં ચિત્તને રમાડનારી પ્રિયા સાથે તે ક્રિયા કરે છે ત્યાર પછી અનેક ભોગો ભોગ ભોગવ્યાથી પોતાનો પૂર્વે કરેલો પુણ્ય સમૂહ અને આનુષંગિકપણે યત્કિંચિત દુઃખને ભોગવાવનારૂં કાંઇક કૃત પાપ એ બન્ને ક્ષીણ થઇ જતાં એ યોગી પૃથ્વીમાં પવિત્રતા વાળા સમૃદ્ધિવાન અને ગુણવાન કોઇ સત્પુરુષના અનુચર આદિ વર્ગે રક્ષાયલા ઘરમાં જન્મ લે છે ત્યાં જન્મ લઇ પૂર્વવાસનાને લીધે પાછો યોગનો જ અભ્યાસ કરવા માંડે છે.

આ ઉપર બતાવેલી ત્રણ ભૂમિકા જાગ્રત એવા નામથી ઓળખાય છે. જે પુરુષ પ્રકૃત આચારમાં રહી કર્ત્તવ્ય કર્મોનું સારી રીતે આચરણ કરે અને જે કર્ત્તવ્ય છે તેથી દૂર રહે તેમ પ્રકૃત આચરમા સ્થિત રહે તે આર્ય કહેવાય છે. યોગીનું આર્યપણું પ્રથમ ભૂમિકામાં અંકુરિત થાય છે, તેનો બીજી ભૂમિકામાં વિકાશ થાય છે, ત્રીજી ભૂમિકામાં તે ફળીભૂત થાય છે.

૪ **ચોથી ભૂમિકા જ્ઞાન**-ભૂમિકા ત્રણ ભૂમિકાઓનો અભ્યાસ કરવાથી અજ્ઞાનનો ક્ષય થઇ જતાં જ્ઞાનનો ઉદય થતાં ચિત્ત પૂર્ણ ચંદ્ર-

માના ઉદયની પેઠે પ્રકાશમય અને આ હમય થઇ ગયાથી યોગયુક્ત ચિત્તવાળા યોગી પુરુષો **ચોથી** ભૂમિકાને–પ્રાપ્ત થઇ આ સર્વ વિભાગ વિનાનું આદિ અંત રહિત અને સદા સમાન એક બ્રહ્મ રૂપ જ દેખે છે. અદ્વૈત ભાવ સ્થિર થઇ ગયાથી અદ્વૈત દેખે છે. બુદ્ધિ શાંત થઇ જવાથી ચોથી ભૂમિકામાં રહેલા યોગી પુરુષો આ લોકને સ્વપ્ન વત સમજેછે. પ્રથમજ ત્રણ ભૂમિકામાં વ્યાવહારિક સત્તાથી જાગ્રત અવવસ્થાની પેઠે જગતનું ભાન હોવાથી જાગ્રત કહેવાય છે. ચોથી ભૂમિકામાં જગત્ પ્રતિભાસિક સત્તાવડે સ્વપ્ન અવસ્થાના જેવું જણાયાથી તે સ્વપ્ન એવા નામથી કહી શકાય છે.

૫ **પાંચમી ભુમિકા સુષુપ્ત**—પ્રાતિભાસિક સત્તાથી સ્વપ્નવત પ્રતિતિમાં આવતી દષ્ટા, દર્શન. અને દશ્ય રૂપ ત્રિપુટી પણ પાંચમી ભૂમિકામાં લય પામી જાય છે. અને સુષુપ્તીની પેઠે સર્વ લય થઇ જવાને લીધે તે ભૂમિકાને સુષુપ્ત એવું નામ આપવામાં આવે છે, એ ભૂમિકામાં ગયેલ યોગી કેવળ ચિત્તસત્તા રૂપે જ અવશેષ રહે છે. આંમાં આવ્યા પછી દ્વૈત બુદ્ધિ ગલિત થાય છે. પોતપોતાના સ્વરૂપને પ્રાપ્ત થયેલો આ પાંચમી ભૂમિકામાં ગયેલો યોગી સુષુપ્તની પેઠે પર બ્રહ્મમાં એક સ્વરૂપ થઇ જાય છે. નિરંતર અંતર્મુખપણાથી કાંઇ કાર્યવશથી વૃત્તિને બહાર લઇ આવે તો પણ પરમ શાંતપણાને લીધે કેમ જાણે નિદ્રાવાળો હોય તેવો દેખાય છે.

છઠ્ઠી ભૂમિકા–તુર્ય––આ પાંચમી ભૂમિકામાં અભ્યાસ કરનારો વાસના રહિત યોગી મ કરી છઠ્ઠી ભૂમિકામાં જાય છે કે જે તુર્ય એવા નામથી કહેવાય છે. જેમાં સદ્રુપતા અને અસદ્રુપતાનો વિભાગ રહેતો નથી. અહંકારનો અભાવ એય નથી. સર્વ સંકલ્પરૂપ મનનમાત્ર ક્ષીણ થઇ દ્વિ-ત્વ એક-ત્વ આદિભાવ પણ જતાં રહી કેવળ આત્મામાં જ સમાહિત થઇ રહેવાય છે. એ છઠ્ઠી ભૂમિકામાં હૃદયની સર્વ ગ્રંથીઓ ભેદાઇ જાય છે. સંદેહ માત્ર શાંત થઇ જાય છે. એ પુરૂષ જીવનમુક્ત થઇ જેની વાસના છેદાઇ ગઇ છે એવો થઇ જાય છે. એ યોગીનું શરીર પ્રારબ્ધ શેષને લીધે રહ્યા છતાં પણ આભાસ માત્ર છે જેથી તે મુક્તજ છે.

**સાતમી ભુમિકા–વિદેહ મુક્ત**—છઠ્ઠી ભૂમિકા સિદ્ધ થતાં તે સાતમી ભૂમિકાને પ્રાપ્ત થાય છે. જેને વિદેહ મુક્ત કહે છે. એ વાણી

વડે વર્ણન કરી શકાય તેમ નથી. કોઈ શિવ કહે છે, કોઇ તેને બ્રહ્મ કહે છે.

એ પ્રમાણે જ્ઞાન યોગની સાત ભૂમિકા છે. આ યોગ ભૂમિકાના અભ્યાસમાં બરાબર એકાગ્રપણે જોડાયાથી પછી દુઃખનો અનુભવ કરવો પડતો નથી,પરંતુ અત્યંત મદોન્મત્ત, બે દાંતવાળી અત્યંત અનર્થ કરનારી હાથણી એ સર્વ ભૂમિકાઓને રોકી બેઠી છે. જો તેનો વધ કરવામાં આવે તો સર્વ યોગ ભૂમિકામાં મનુષ્ય જઇ શકે. અમુક વસ્તુ મને પ્રાપ્ત થાઓ, એવી ઇચ્છા—નામની એ હાથણી છે. તે શરીર રૂપી જંગલમાં મદોન્મત્ત થઇ વિહાર કરે છે. તેને મદોન્મત્ત ઇન્દ્રિયો રૂપી મહા ક્રોધી બચ્ચાંઓ છે. રસનેન્દ્રિય તેની ગર્જનાનું સાધન છે. મનરૂપી જંગલના ગુપ્ત પ્રદેશમાં તે સતાઇ રહે છે. તેના શુભ અને અશુભ કર્મ રૂપ બે દાંત છે. વાસનાનો સમૂહ એ તેનો મદ છે. એ ઇચ્છા રૂપ હાથણી કૃપણ જીવને મારી નાંખેછે. વાસના,મન,ચિત્ત, સંકલ્પ,ભાવના,સ્પૃહા એ સર્વ સમુદાય ઇચ્છાનાજ પેટામાં છે.એ સર્વત્ર પ્રસરી રહેલી ઇચ્છા રૂપી હાથણીને સર્વ પ્રકારે જડી લેવી જોઇએ.

અમુક પદાર્થ મને પ્રાપ્ત થાઓ એમ મન થવું એજ સંસાર છે, તેની શાંતિ થવી એ મોક્ષ છે. ઇચ્છારહિત નિર્મળ ચિત્તમાં પ્રસન્નતાને ઉત્પન્ન કરનારી સ્વચ્છ ગુરૂશાસ્ત્રની ઉપદેશ વાણી બરાબર લાગી જાય છે. સંકલ્પદ્વારા જો વિષયોનું સ્મરણ જ ન કરવામાં આવે તો ઇચ્છા રૂપી સંસાર વૃક્ષનો અંકુર જ ઉદય પામતો નથી. માટે ઇચ્છા ઉદય પામે કે તરત તેને અસંકલ્પરૂપી શસ્ત્ર વડે છેદી નાંખવી. ચિત્તનું અંદર મહા મૌન વડે વ્યાપાર રહિત થવુ એજ સંકલ્પ ક્ષય થવામાં મુખ્ય પ્રયત્ન રૂપ છે. પ્રત્યાહાર વડે ઇચ્છાને આકર્ષણ કરો. અમુક વસ્તુ મને મળો એવુંજે ચિત્તનુ દોડવું એનેજ કલ્પના કહે છે કોઇ પણ પદાર્થનું સ્મરણજ ન લાવવું એ કલ્પના ત્યાગ કહેવાય છે.

સંકલ્પ થવો એ બંધ રૂપ છે અને સંકલ્પ ન થવો એ મોક્ષ રૂપ છે. કાંઇ પણ સંકલ્પની સ્ફુર્તિજ નથી તેને યોગ કહે છે. જેમાં સર્વ ચિત્તવૃત્તિઓનો નિરોધ થઇ જવાથી ચિત્તનો ક્ષય થઇ જાય છે. જે શાંત છે, જ્ઞાન સ્વરૂપ છે, જન્મ રહિત છે, શુભ મોક્ષ રૂપ છે તે પરમતત્વની અહર્નિશ એકજ ભાવના રાખવી એ સર્વ ત્યાગ છે. માટે તમારે નિરંતર એવી ભાવના રાખી પોતાનું કર્તવ્ય કર્મ કર્યા કરવું.

અખંડાકાર ચિત્તવૃત્તિમાં આનંદ સ્વરૂપ આત્મતત્વનો આવિર્ભાવ થવાથી સુષુમ્ણા માર્ગથી ષટ્ચક્રો ભેદી બ્રહ્મરંધ્રમાં પ્રવેશ થતાં યોગશાસ્ત્ર રીતે જણાવેલ શિવશક્તિનો સંયોગ થવાથી, અવિદ્યાનો ઉઘાડ થતાં ચૈતન્યઘન પોતાના નિર્મળ સ્વરૂપનો અપરોક્ષ કરનારા ચૈતન્ય રૂપી આનંદ સાગર રૂપી બીજા સ્વરૂપમાંજ સ્થિર થવાનો અભ્યાસ રાખવો.

---

## પ્રકરણ ૨૨ મું

---

### શરીરમાંની નાડીયો અને ચક્રો

આ દેહ રૂપી ઘર વાત, પિત્ત તથા કફ રૂપી મોટા થાંભલાઓ વાળુ છે. મુખ આદિ નવ દ્વારોથી સંયુક્ત છે, લિંગ શરીરરૂપી સ્ત્રી વાળા, તથા લિંગ શરીરરૂપી કુટુંબવાળા, અહંકાર રૂપી ગૃહસ્થે ચારે કોર પાળેલું કાનની ખુટોવાળી અગાશીવાળુ, કેશોરૂપી છાજવાળુ, નેત્રોરૂપી ગોખવાળું, મ્હોંરૂપી મુખ્યદ્વાર વાળુ, હાથ, પડખાંરૂપી ઉપગ્રહોવાળું, દાંતોની પંક્તયો રૂપ માળાવાળુ, ચક્ષુ, જીભ્હા તથા ત્વચા આદિ દ્વારપાળોવાળુ, શરીરદ્વારા સર્વત્ર ફેલાએલ આત્મ પ્રકાશથી વ્યાપ્ત છે. આંખોની કીકીયોરૂપી ગોખોમા બેસનાર જીવરૂપ સ્વામી વાળું છે. રૂધિર, માંસ, વસા એના પ્રલેપ વાળું, નાડીઓ રૂપી દોરડાંઓના સમૂહવાળુ, જાડાં અસ્થિઓ રૂપ કાષ્ટોથી બંધાએલું મજબુત અને સારી રીતે ગોઠવાએલુ છે.

આ શરીરની અંદર ડાબા પડખામાં ઇડા નામના કોમળ સૂક્ષ્મ નાડી રહેલી છે, એ બે નાડીઓ સૂક્ષ્મ હોવાથી આખા દેહમાં અસ્ફુટ છે. માત્ર નાકના પુટોમાં પ્રાણના સંચારરૂપ ચિન્હથી જણાય છે. હૃદયમાં કોમળ, એક બીજાની સાથે મળતાં કુમળાં પત્રો વાળાં અસ્થિઓથી તથા માંસથી ગોઠવાએલાં અને ઉંચા નાળો વાળાં-કમળોની ત્રણ જોડીઓ રૂપ ત્રણ યંત્રો છે. એ કમળોની પાંખડીઓ સઘળા દેહના આકાશમાં ફરતા નિઃશ્વાસ વાયુરૂપ અમૃતના સેચનથી જરા ઉઘાડે છે. અને ઉચ્છ્વાસ રુપે વાયુથી જરા બીડાઇ જાય છે. અર્થાત પ્રાણવાયુથી વ્યાપ્ત થઇને જરા સંકોચાઇ જાય છે, અને અપાન વાયુથી વ્યાપ્ત થઇને જરાક ઉઘડે છે. પ્રત્યેક પ્રશ્વાસમાં તેઓનું જરાક બીડાવું થાય છે અને પ્રત્યેક નિશ્વાસમાં

તેઓનું જરાક ઉઘડવું થાય છે. હૃદયકમળની પાંખડીઓ ચલિત થતાં અંદરનો વાયુ વૃદ્ધિ પામે છે. વૃદ્ધિ પામેલો એ વાયુ ઉંચી નીચે રહેલી નાડીઓમાં અનેક પ્રકારનાં પોતાનાં સ્થાનકો કરીને એ દેહમાં પસરે છે, એ હૃદયનો વાયુ એ પ્રકારે જુદાં જુદાં ઠેકાણાંમાં સ્થાનકોમાં કરીને જુદાં જુદાં પ્રકારની ચેષ્ટાઓ કરે છે કે જે ચેષ્ટાઓ ઉપરથી વિદ્વાન લોકોએ તેને પ્રાણ, અપાન, તથા સમાન આદિ જુદાં જુદાં નામો આપેલાં છે. જેમ ચંદ્રના બિંબમાંથી કિરણો ઉંચે નીચે ફેલાય છે તેમ હૃદયકમળોના એ ત્રણ યંત્રોમાંથી સઘળી પ્રાણ શકિતઓ દેહમાં ઉંચે નીચે ફેલાએલી છે. એ પ્રાણ શકિતઓ અન્નના રસને દેહમાં વ્યાપ્ત કરવાને વાસ્તે જાય છે, આવે છે, ખેંચે છે, હરે છે, વિહાર કરે છે, ઉંચે ચઢે છે અને નીચે પણ ઉતરે છે. હૃદયકમળમાં રહેલા એ વાયુને પંડિતો પ્રાણ કહે છે.

પ્રાણની કોઇ શકિત નેત્રોને ઉઘાડ મીંચ કરે છે, કોઇ શકિત સ્પર્શનું ગ્રહણ કરે છે. કોઇ ગંધનું ગ્રહણ કરે છે. કે અન્નને પચાવે છે, કોઇ વચનો બોલે છે. જેમ યંત્રનો સુત્રધાર યંત્રમાં રહેલી પ્રતિમાઓ વગેરેની ચેષ્ટાઓને ઉત્પન્ન કરે છે તેમ એ મહા સમર્થ પ્રાણ વાયુ શરીરમાં સઘળી ચેષ્ટાઓને ઉત્પન્ન કરે છે. તેમાં ઉચ્છ્વાસ અને નિશ્વાસથી પ્રખ્યાત છે, અને પ્રકટ થાય છે તેઓમાં શ્વાસ અંદરથી ઉપર આવે છે અને નિશ્વાસ ઉપરથી અંદર જાય છે.

એ બે પવનો કે જે અનુક્રમે ઉષ્ણ તથા શીતલ છે, તે સદા દેહરૂપી આકાશમાં ફર્યા કરે છે. દેહ રૂપી યંત્રને ચલાવ્યા કરેછે, છતાં શ્રમથી રહિત હોય છે. હૃદયરૂપી આકાશમાં તે અનુક્રમે સુર્યનું તથા ચંદ્રનું કામ કરે છે. અનુક્રમ અગ્નિ સ્વરૂપ તથા ચંદ્ર સ્વરૂપ છે. શરીરરુપી રથનું પાલન કરનારા મનના રથના પઇડાઓ રુપ છે. અને અહંકાર રુપી રાજાના વખાણવા યોગ્ય પ્યારાઓ ઘોડાઓ રુપછે. તેઓની ગતિને સદા અનુસરી રહેવું એટલે ઉચ્છ્વાસ તથા નિઃશ્વાસ એઓ પાપથી અને વિષયોમાં આસકિતથી રહિત છે તેમ પાપથી અને વિષયોમાં આસકિતથી રહિત રહેવું અને સમષ્ટિ પ્રાણરુપ હું છું એવી ધારણા કરવી એ તેઓના ગતિને અનુસરી રહેવું એ છે.

ઉશ્વાસ અને નિશ્વાસ એ બે પવનો શરીરની સ્થિતિ પર્યંત અવચ્છિન્ન રહે છે અને જાગ્રતમાં, સ્વપ્નમાં તથા સુષુપ્તિમાં સર્વદા સમરૂપેજ રહે છે. તો એની ગતિને અનુસરવું.

નિરંતર ચાલ્યા કરતા આ હૃદયના પવનોની ગતિ કે જે શ્રુતિ-ઓમાં વર્ણવેલી છે તેને અનુસરવામાં આવે તો પુરુષ મનમાં સર્વદા આનંદ યુક્ત રહે છે મૃત્યુના પાસથી મુક્ત રહે છે, અને તેનો કદી પુનર્જન્મ થતો નથી.

## પ્રકરણ ૨૩ મું

### પ્રાણાપાનની ગતિ-પ્રાણાયામ ઉપાસન

એ પ્રાણ (પવન) સર્વદા ચલન શક્તિવાળો છે. અને સર્વદા ગતિવાળો છે. દેહમાંથી ગતિ કરનારો (ઉશ્વાસ) જે પવન છે તે પ્રાણ કહેવાય છે. આ દેહમાં બહારથી પાછો મ્હોંમાં પેસી અંદર ગતિ કરનારો પવન (નિશ્વાસ) છે તે અપાન કહેવાય છે. એ અપાન પણ સર્વદા ચલન શક્તિવાળો અને સર્વદા ગતિવાળો છે. જાગ્રતમાં, સ્વપ્નમાં અને સુષુપ્તીમાં પણ એ ઉચ્છવાસ નિશ્વાસની ગતિથી યત્ન વગરજ જે રીતે ઉત્તમ પ્રાણાયામ થયાં કરે છે તેની રીત આ પ્રમાણે છે.

કશો યત્ન કર્યા વગર પોતાની મેળે જ હૃદય કમળોના કોતરો-માંથી પવન ઉચ્છવાસ રૂપે બહાર નીકળવામાં ઉન્મુખ થાય છે કે જેથી અંદરનું આકાશ ખાલી થાય છે, તેને ધીર પુરુષો રેચક પ્રાણાયામ કહે છે. ઉચ્છવાસ મોંમાંથી બહાર નીકળી નીચે બાર અંગુલી સુધીના પ્રદેશને દબાવે છે કે જેથી બહારના આકાશનો પ્રદેશ પુરાઇ જાય છે તેને ધીર પુરુષો પૂરક પ્રાણાયામ કહે છે. એવી રીતે બહારથી યત્ન વગર નિશ્વાસ અંદર પેસતાં તથા અંદરના આકાશનો પ્રદેશ પૂરાઇ જાય છે તેને ધીર પુરુષો પૂરક પ્રાણાયામ કહે છે. બહારથી અંદર આવેલો નિશ્વાસ અસ્ત પામ્યા પછી જ્યાં સુધીમાં ઉચ્છવાસ હૃદયમાં ઉદય પામ્યો ન હોય ત્યાં સુધીની અવસ્થા કુંભક કહેવાય છે કે જે યોગીઓના અનુભવમાં આવે છે. બહાર પણ રેચક કુંભક અને પૂરક એમ અયત્ન સિદ્ધ પ્રાણાયામની ત્રણ અવસ્થાઓ થાય છે. નાસિકા-ઓના અગ્રથી બહારનો બાર આંગળ સુધીનો પ્રદેશ કે જે નિશ્વાસના ઉદયનું સ્થાનક છે તેમાં પણ સર્વદા યત્ન વગરજ પૂરક કુંભક તથા રેચક નામના ત્રણ સ્વભાવો થવાનું વિદ્વાનો કહે છે.

બાર અંગુલના છેડામાંથી જે નિશ્વાસ નામનો પવન ઉદય પામે છે તે પવનની તે બહારના પ્રદેશમાં થતી પૂરક આદિ અવસ્થાઓનું નીચે પ્રમાણે ચિંતન કરવું.

નાસિકાના અગ્રથી બહાર બાર આંગળ સુધીના નીચેના આકાશમાં જે બાર આંગળનો છેડો નાસિકાના અગ્રની સામો હોય છે તેમાં માટીની અંદર રહેલા પણ ઉત્પન્ન નહિ થએલા ઘડાની પેઠે નિશ્વાસની જે સ્થિતિ હોય છે તેને વિદ્વાનો કુંભક કહે છે. હૃદયમાંથી બહાર નીકળતા ઉચ્છવાસની નાસિકાના અગ્ર પર્યંત જે ગતિ થાય છે તેને યોગી લોકો પહેલો બાહ્ય પૂરક કહે છે. અને નાસિકાના અગ્રમાંથી નીકળેલા ઉચ્છવાસની બાર આંગળ સુધીના પ્રદેશમાં જે ગતિ થાય છે તેને યોગી લોકો બીજો બાહ્યપૂરક કહે છે નિશ્વાસ નાસિકાના અગ્રમાંથી બહાર નીકળી બાર અંગુલને છેડે અસ્ત પામ્યા પછી જ્યાં સુધીમાં નિશ્વાસ ઉદય પામ્યો ન હોય ત્યાં સુધીમાં પૂર્ણ સ્થિતિવાળો કુંભક થાય છે એમ યોગીઓ કહે છે નિશ્વાસનું નીચે બારમા આંગળના છેડામા ચલનથી પહેલાં ક્ષણમાં જે ચલનમાં ઉન્મુખપણું થાય છે તેને યોગીઓ બાહ્ય રેચક કહે છે. નિશ્વાસનું બારમા આંગળના છેડામાંથી ઉઠીને જે પુષ્ટરૂપ પણું છે તેને યોગીઓ અપાનનો બીજા પ્રકારનો પૂરક કહે છે. આ ઉશ્વાસના બહાર તથા અંદર જે નિરંતર કુંભક આદિ સ્વભાવો થયા કરે છે તેઓની ઉપાસના કરવામાં આવે તો ફરીવાર જન્મ થતો નથી. દેહના પવનોના જે આ દશ સ્વભાવો છે તેઓનું રાત દિવસ અનુસંધાન કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે.

સ્વાભાવિક રીતે અત્યંત ચંચલતાવાળા આ દશ સ્વભાવેના સ્મરણનો ચાલતાં બેસતા જાગતાં સૂતાં પણ અભ્યાસ રાખવામાં આવે તો સમય પ્રાપ્ત થતાં પવનના ચલનનો નિરોધ પણ કરી શકયા છે. આ કુંભક આદિ સ્વભાવોનું બુદ્ધિથી સારી પેઠે સ્મરણ રાખવામાં આવે તો જે કાંઇ કરવામાં આવે કે જે કાંઇ ભોગવવામાં આવે તેમાં પોતાને કશું કર્ત્તા-ભોક્તાપણું પ્રાપ્ત થતું નથી, આ પ્રાણ ચિંતનના કામમાં આસકત રહેનારૂં મન બહારના વિષયોને પોતાની મેળેજ છોડતું જાય છે. તેથી કેટલાક દિવસે પોતાની મેળેજ કેવળપદની પ્રાપ્તિ થાય છે. જેમ બ્રાહ્મણ ચામડાની કોથળીમાં ભરેલા દુધ વગેરે પદાર્થોમાં રૂચિ કરતો નથી તેમ આ પ્રાણ ચિંતનનો અભ્યાસ કરનારા પુરૂષનું

મન બહારના વિષયોમાં રૂચિ કરતું નથી. જે વિદ્વાનો આ પ્રાણ ચિંતનનો અભ્યાસ રાખીને રહે છે તેઓ શોકથી રહિત થઇ ચૂક્યા છે. અને જે પામવાનું છે તે તેઓ સંપૂર્ણ રીતે પામી ચુક્યા છે એમ સમજવું.

બેસતાં, ચાલતાં, ઉભા રહેતાં, સુતાં, જાગતાં આ પ્રાણ ચિંતનનો અભ્યાસ રાખવામાં આવે તો બંધન પ્રાપ્ત થતું નથી પ્રાણ ચિંતનના અભ્યાસથી જેઓને બોધ પ્રાપ્ત થયો હોય છે એવા પુરુષોનું મલોથી તથા મોહથી રહિત થએલું ચિત્ત સ્વસ્થ થઇ પ્રત્યગાત્મામાંજ સ્વસ્થ થઇને રહે છે. હૃદયમાં રહેલા કમલ પત્રમાંથી ઉચ્છવાસનો ઉદય થાય છે અને એ પ્રાણ બહાર નીકળીને બાર આંગળના પ્રદેશના છેડામાં અસ્ત પામે છે. અપાન ( નિશ્વાસ )નો ઉદય બહારના બારમા અંગળના છેડામાંથી થાય છે અને હૃદયમાં રહેલા કમળમાં તેનો અસ્ત થાય છે બારમા અંગુલના છેડા સુધીના આકાશમાં જયાં સુધી અસ્ત પામે છે ત્યાંથી તરતજ અપાન ઉદય પામે છે.

પ્રાણ અગ્નિની શીખની બહારના આકાશ તરફ ચાલ્યા કરે છે અને અપાન હૃદયના આકાશ તરફ નીચા પ્રદેશમાં જલની પેઠે ચાલ્યા કરે છે. અપાન રુપ ચંદ્રમા બહારથી આવીને દેહને તૃપ્ત તથા શીતલ કરે છે અને પ્રાણરૂપ સૂર્ય અથવા અગ્નિ શરીરના અંદરના ભાગને તપાવે છે. પ્રાણરૂપ ઉતમ સૂર્ય પ્રત્યેક ક્ષણમાં હૃદયના આકાશને તપાવીને પછી મ્હેડાના અગ્રરૂપ આકાશને તપાવે છે, અપાન રુપ ચંદ્રમા મ્હેડાના અગ્રને ભીંજવી દઇને પછી તરતજ હૃદયના આકાશને ભીંજવી દે છે. અપાન રુપ ચંદ્રના છેલ્લા ભાગને પ્રાણરૂપી સૂર્ય જે ઠેકાણે ગળી જાય છે તે પદને પામી ફરી વાર શોક કરવો પડતો નથી.: પ્રાણરૂપ સૂર્યના છેલા ભાગને અપાનરૂપી ચંદ્રમા જે ઠેકાણે ગળી જાય છે તે પદને પામીને મનુષ્ય પાછો જન્મ પ્રાપ્ત કરતો નથી. પ્રાણજ અંદરના તથા બહારના આકાશમાં સુર્ય પણાને પામીને પાછો પોતેજ આહલાદ આપનારા ચંદ્ર પણાને પ્રાપ્ત થાય છે. અને એ પ્રાણ જ શરીરને આહલાદ આપનારા ચંદ્રપણાને છોડીને ક્ષણ માત્રમાં શોષણ કરનારા સૂર્યપણાને પ્રાપ્ત થાય છે. અર્થાત પ્રાણ પણું અને અપાન પણું એ એકજ પવનના ધર્મો છે.

પ્રાણ ઉષ્ણપણાને છોડીને જ્યાં સુધી શીતપણાને ન પામ્યો

હોય ત્યાં સુધીની સંધીની અવસ્થામાં દેહથી બહાર પ્રાણનો ભય થવાને લીધે આત્માના નિર્દેહપણું નિષ્ક્રિય પણું અને મન રહિતપણું ઇત્યાદિ વાસ્તવિક સ્વભાવો વિચારી શકાય છે. હૃદયની અંદર જેમાં પ્રાણના તથા અપાનના નિત્ય ઉદય અસ્તો થયાં કરે છે એવું જે મનનું અધિષ્ટાન બ્રહ્મ છે તે જો જાણવામાં આવે તો મન ફરીવાર ઉત્પન્ન થતું નથી. હૃદયમાં પ્રાણના, અપાનના, તેઓના ઉદયના, અસ્તના અને તેઓને જવાના અધિષ્ટાનભૂતને સ્વયં પ્રકાશ દેવ આત્મા છે તેને દેખનારા પુરૂષોજ દેખતા છે, હૃદયના અંધકારનો ક્ષય કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે. આત્મ સ્વરૂપનો પ્રકાશ થાય છે.

પ્રથમ પ્રાણરૂપ સુર્યના ઉદયનું અને અસ્તનું અવલોકન કરવું જોઇએ. હૃદયકમલની ગુહામાં જ્યાં અપાન રૂપી ચંદ્ર અસ્ત પામે છે તેજ સ્થાનકમાં બહાર ઉન્મુખતા વાળો પ્રાણરૂપ સુર્ય ઉદય પામે છે, જેમ છાયા અસ્ત પામતાં તેજ સ્થલમાં તરત તડકો ઉદય પામે છે તેમ અપાન અસ્ત પામતાં તેજ સ્થલે હૃદયકમળમાં પ્રાણ ઉદય પામે છે. જેમ તડકો નષ્ટ થતાં છાયા ઉદય પામેછે તેમ પ્રાણ બહારના પ્રદેશમાં અસ્ત પામતાં ક્ષણ માત્રમાં અપાન ઉદય પામે છે. પ્રાણની જન્મભૂમિમાં અપાન નષ્ટ થાય છે અને અપાનની જન્મ ભૂમિમાં પ્રાણ નષ્ટ થાય છે. પ્રાણ અસ્ત પામતાં અને અપાન ઉદય પામવામાં ઉન્મુખ થતાં બહારના પ્રદેશમાં જે કુંભક થાય છે તેનું લાંબા કાળ સુધી અવલંબન કરવામાં આવે એટલે અપાનનું ઉન્મુખ પણું રોકવામાં આવે તો ફરીવાર શોક કરવો પડતો નથી.

અપાન અસ્ત પામતાં અને પ્રાણ ઉદય પામવામાં ઉન્મુખ થતાં અંદરના પ્રદેશમાં જે કુંભક થાય છે તેનું લાબા કાળ સુધી અવલંબન કરવામાં આવે એટલે પ્રાણનું ઉદય પામવામાં ઉન્મુખ પણુંજ રોકવામાં આવે તો ફરીવાર શોક કરવો પડતો નથી. અપાનના ઉદયના સ્થાનથી દૂર ભાગમાં પ્રાણનો જે રેચક થાય છે તેનો ટેકો લઇ પ્રાણને નિઃશેષ ખાલી કરી નાંખતાં સ્વચ્છ કુંભકનો અભ્યાસ કરવામાં આવે તો ફરી વાર પરિતાપ પ્રાપ્ત થતો નથી. અપાન બહારના પ્રદેશને ખાલી કરી અંદર પેસતાં પ્રાણની ગતિથી પહેલાં દેહની અંદર જે પૂરક થાય છે તેની ઉપાસના કરવામાં આવે તો પણ ફરીવાર જન્મ લેવો પડતો નથી.

પ્રાણ અને અપાન એ બન્ને જેની અંદર લય પામે છે તે શાંત

આત્મારૂપ પદનું અવલંબન કરવામાં આવે તો ફરી વાર પરિતાપ પ્રાપ્ત થતો નથી. અપાન પ્રાણનું ભક્ષણ કરી જવામાં ઉન્મુખ થતાં અથવા પ્રાણ અપાનનું ભક્ષણ કરી જવામાં ઉન્મુખ થતાં એટલે બહાર અથવા અંદર તેઓની સંધીની અવસ્થામાં દેશકાલાદિક સઘળું ચૈતન્ય માત્ર રહી જાય છે, તેનું સંધાન કરવાથી મન ફરીવાર ઉત્પન્ન થતુંજ નથી.

પ્રાણનો અસ્ત થયા પછી અપાનના ઉદય વગર । જે ક્ષણ રહે છે તે અયત્ન સિદ્ધ બહારનો ઉત્તમ કુંભક છે. અને અપાનનો અસ્ત થયા પછી પ્રાણનો ઉદય વગરનો જે ક્ષણ રહે છે તે અયત્ન સિદ્ધ અંતરનો ઉત્તમ કુંભક છે એમ યોગીઓએ નિશ્ચય કર્યો છે. એ કુંભકજ આત્માનું રૂપ છે, પરમ ચૈતન્ય છે, સર્વના અધિષ્ટાન રૂપ છે. જેમ પુષ્પની અંદર સુગંધ રહે છે તેમ પ્રાણની અંદર રહેલા અને પ્રાણથી પણ રહિત તથા અપાનથી પણ રહિત એવા ચૈતન્ય રૂપ આત્માની ઉપાસના કરવી. જેમ જળની અંદર રસ રહે છે તેમ અપાનની અંદર રહેલા તેના અધિષ્ટાનરૂપ પ્રાણથી પણ રહિત અને આપાનથી પણ રહિત એવા ચૈતન્યરૂપ આત્માની ઉપાસના કરો. ચિદાત્મા પ્રાણના પણ પ્રાણ રૂપ છે, જીવના પણ જીવન રૂપ છે, વાસ્તવિક સત્ય છે તે મનના પ્રાણ મન રૂપ છે, જેમાં સઘળું રહેલું છે તે સર્વ સ્થળમાં રહેલા છે, સર્વમય છે, નિત્ય છે, પ્રકાશના પણ પ્રકાશ રૂપ છે, પવિત્ર છે, સર્વ પવિત્ર વસ્તુઓને પવિત્ર કરનાર છે. ચૈતન્ય તત્વ રૂપ દેવ હૃદયમાં તથા બહાર પ્રાણના અને અપાનના કુંભક રૂપ છે. જે જે સર્વ દેવો પ્રણામ કરે છે તે ચૈતન્ય તત્વ પરમાત્માની ઉપાસના કરો.

---

## પ્રકરણ ૨૪ મું

---

### ત્રણ મહા વૃત્ત

પૂર્વે મહાદેવજીએ પોતાના નંદીગણને ત્રણ વૃત્ત બતાવ્યા હતાં એ ત્રણ વૃત્ત—મહાકર્ત્તા, મહાભોક્તા અને મહા ત્યાગી એ છે. જે પુરુષ ધર્મ અને અધર્મ એ બન્ને દૈવયોગથી જેવી રીતે પ્રાપ્ત થાય તેવી રીતે ચિત્તમાં કાંઈ શંકા રાખ્યા વગર કર્યે જાય તે મહાકર્ત્તા કહેવાય છે. રાગદ્વેષ, સુખદુઃખ, ધર્માધર્મ અને ઇષ્ટાનિષ્ટ ઉત્પન્ન કરનારાં કર્મોને જે નિષ્કામ મનવડે કરે છે તે મહાકર્તા કહેવાય

છે. જે મનુષ્ય નિર્મળ, મત્સર વિનાનો, અને અહંકાર રહિત થઇ ફળની અસિદ્ધિ થાય તોપણ તેમાં ઉદ્વેગ લાવ્યા વિના પ્રાપ્ત કર્મ કર્યે જાય, શુભાશુભ કર્મોમાં દુષ્ટ શંકા વડે ધર્મ અને અધર્મથી જેની બુધ્ધિને લેપ લાગતો નથી, જે સ્નેહ રહિત હોવાથી કોઇ જાતની ઇચ્છા રાખ્યા સિવાય સાક્ષીની પેઠે રહી કાર્યમાં પ્રવૃત્તિ કરે છે તે મહાકર્ત્તા કહેવાય છે. જે શુભાશુભ કર્મ કરતો છતાં સ્વભાવે શાંત હોવાથી પોતાની સ્વાભાવિક સમાનતાને છોડતો નથી તે મહાકર્ત્તા કહેવાય છે.

જે પુરુષ કશાનો દ્વેષ કરતો નથી, કાંઇ ઇચ્છા પણ કરતો નથી, અને પ્રારબ્ધયોગથી જે આવી મળે તે સર્વ ભોગવી લે છે તે મહાભોકતા કહેવાય છે. જેનું ચિત્ત પૂર્ણ આત્મામાંજ ચોટેલું હોય, જે ખેદ લાવ્યા વગર સાક્ષીની પેઠે નિષ્કામપણાથી લોક વ્યવહાર કરે છે, સુખ, દુખ, લાભ હાનિથી જેની બુધ્ધિમાં વિક્ષેપ થતો નથી, અહિંસા, સર્વત્ર સમાન ભાવ અને સંતોષથી જે જુદો પડતો નથી, શુભ અશુભમાં જેની બુધ્ધિ સમાનતાથી સ્થિર થઇ રહે છે, આપત્તિ અને સંપત્તિ, મોહ, આનંદ, અધમ અનવસ્થ આદિમાં સમાનતાથી જે રહે છે તે મહાભોકતા કહેવાય છે.

ધર્મ અને અધર્મ. સુખ અને દુ:ખ, મરણ અને જન્મ સર્વનો જેણે બુધ્ધિવડે ત્યાગ કર્યો છે તે મહાત્યાગી કહેવાય છે. સર્વ ઇચ્છાઓ, સર્વ શંકાઓ, સર્વ ચેષ્ટાઓ, સર્વ નિશ્ચયોનો જેણે બુદ્ધિ વડે ત્યાગ કર્યો છે, દેહ, મન અને ઇંદ્રિયોની તથા સંકલ્પની, સુખ દુ:ખોની સત્તાનો જેણે ત્યાગ કર્યો છે તે મહાત્યાગ છે. હું કે જે ચિન્માત્ર છું તેને દેહ નથી, જન્મ નથી વિહિત કે નિષિદ્ધ કર્મ સાથે પણ કંઇ સંબંધ નથી, એવો જેને ચિત્તની અંદર દૃઢ નિશ્ચય થઇ ગયો હોય તે મહા ત્યાગી છે. જેટલી આ સર્વ દશ્ય કલ્પના જોવામાં આવે છે તે સત્ય જ્ઞાનવડે ભ્રાંતિવડે સમજી તેનો જેણે સારી રીતે ત્યાગ કર્યો છે તે મહા ત્યાગી કહેવાય છે.

એ પ્રમાણે ત્રણ વ્રત મહાદેવજીએ કહ્યાં છે. માટે અન્નમય આદિ પાંચ કોશો અને જાગ્રત આદિ ત્રણ અવસ્થા આને મિથ્યા સમજી માત્ર નિષ્કલંક સાક્ષીરૂપે રહી અવશેષ રહેલ નિત્ય પ્રકાશ રૂપ, નિર્મળ અનંત આદિ સર્વનું એક બ્રહ્મજ સર્વત્ર છે. તે વિના બીજી કલ્પના કાંઇપણ થયેલીજ નથી એવી તમે ભાવના રાખો. ભાવ-

નાનો પરિપાક થવાથી સર્વ કલ્પના રૂપીમેલથી રહિત નિર્મળ શાંત વૃત્તિવાળા નિર્વાણને પ્રાપ્ત થવું.

અહંકાર રૂપિ ચિત્ત જ્યારે ગળવા માંડે છે અને પાપો જ્ઞાનાગ્નિવડે બળવા માંડે છે ત્યારે લોભ મોહ આદિ દોષો ભલે બલાત્કારથી ઉત્પન્ન થાય તો પણ જેમ જળ કમળને લેપ નથી કરી શકતું તેમ એ શુધ્ધ ચિત્તને કાંઇ પણ લેપ કરી શકતા નથી. અને શોભા આપનારી મૈત્રી કરૂણા, અને મુદિતા કોઇ દિવસ ચ્હેરાને છોડી જતી નથી. વાસનારૂપી ગ્રંથીઓ તુટી જઇ કપાઇ જાય છે. કોપ ઘટી જાય છે, મોહબંધ પડી જાય છે, કામ કરમાઇ જાય છે, લોભ ભાગી જાય છે, ઇંદ્રિયો મોટા રૂપે પ્રકાશતી નથી, ખેદ સ્ફુરતો નથી સર્વત્ર શીતળતા ઉત્પન્ન કરનારો સમાન ભાવ ચિત્તમાં ઉદય પામે છે. ચ્હેરા ઉપર સુખદુઃખ દેખાય તે તો પણ દેખાવા માત્ર છે. ચિત્ત ગળવા માંડે છે ત્યારે તે સમાનતા રૂપી શીતળ ચંદ્રની ઉદય પામે છે.

ગલિત ચિત્તવાળો પુરૂષ શાંત, મનોહર, બીજાઓને સેવવા યોગ્ય નમ્ર, કોઇના અભિષ્ટ કાર્યમાં પ્રતિબંધ ન કરનાર હોય છે સંસારરૂપી ભ્રાંતિ વૈભવોથી અને દરિદ્રતાથી વિષયી છતાં જેનો અહંકાર ગળી ગયો છે તેવાને તે આનંદ કે ખેદ ઉપજાવી શકિત નથી. જેમ રસ્તામાં ચાલતાં રાગ દ્વેષ રહિત બુદ્ધિવડે બીજા મુસાફરોને જોઇએ તેમ રાગ દ્વેષ વિનાની બુધ્ધિવડે પોતાના ઇંદ્રિય દેહ આદિને પણ સાક્ષીરૂપે જોવાં. અહંકાર અને મોહનો ક્ષય થતાં આ સર્વ દશ્ય રચનાને પણ લય થઇ જતાં આત્માનું સ્વાભાવિક સ્વરૂપનું પાછું અનુસંધાન થતાં નિદિધ્યાસનની પરમ વૃત્તિવડે આત્મતત્વનો સાક્ષાત્કાર થઇ આત્મ સાક્ષાત્કાર એવું નામ ધારણ કરે ત્યારે તે પોતેજ મોક્ષ રૂપ છે.

---

## પ્રકરણ ૨૫ મું

---

## સમાધિ.

ઉત્કટ વૈરાગ્ય એજ સમાધિ રૂપી કલ્પવૃક્ષનું બીજ છે. પુણ્યવડે ખેડાયેલું, વૈરાગ્ય રૂપી રસ વડે સીંચાયલું, પ્રાણવાયુરૂપી ધોરીયાવાળું મનજ સમાધિરૂપી કલ્પનાને ઉગવાનું ક્ષેત્ર છે. સંસાર સંબંધી વૈરાગ્ય એ સમાધિરૂપી કલ્પવૃક્ષના બીજરૂપ છે. તે પોતાની મેળેજ વિ કી પુરૂષ રૂપી વનની અંદર વિવેકવડે શોધી એમ ચિત્ત ભૂમિમાં પડે છે.

મધુર, શીતલ, શુદ્ધ, સ્નિગ્ધ, પવિત્ર, અને પોતાનું હિત કરનારા સત્સંગરૂપી ક્ષીરવડે તેનું સિંચન કરવું. કેવળ આત્મ તત્વનોજ બોધ કરનારા, પૂર્ણતાવાળાં સ્વચ્છ અમૃતના જેવાં મધુર અને શીતળ, ગુરુના હૃદય દેશમાં રહેલ પરબ્રહ્મરૂપી સરોવરમાંથી વ્યાખ્યાનદ્વારા શ્રવણ મનન આદિ શાસ્ત્રાર્થરૂપી જળવડે તેનું સિંચન કરવું સંસારને વિષે વૈરાગ્ય પોતાની ચિત્ત ભુમિમાં પડેલ છે એમ સમજી તેની રક્ષા કરવી. પછી ચિત્ત ભૂમિમાં તેને અંકુરિત કરવા તપ રૂપી ખાતર નાંખવું. પછી તીર્થસ્થાન આદિ પુણ્યભૂમિમાં નિવાસ કરવારૂપી કાંટાની વાડ કરવી. એ પ્રમાણે વૈરાગ્યરૂપી બીજને અંકુરિત બનાવી દઇ એ બીજના રક્ષણના ઉપાયમા અતિ નિપુણ અને પોતાની મુદિતા નામની પ્રિયાવડે યુક્ત એવો સંતોષ નામના પુરુષને તેની સંભાળ રાખવા માટે રાખવો. પછી એ સમાધિના અંકુર ઉપર ઝડપ મારનારાં આશારૂપી પક્ષીઓને સંતોષ રૂપી પુરુષથી રક્ષણ કરાવવું. તેમ બીજાં પુત્ર, મિત્ર, ધન આદિમાં અનુરાગ થવા રૂપી પક્ષીઓનું ઝડપ મારવાને ટપી રહેલાં કામ-ગર્વ આદિ ગીધ પક્ષીઓનું નિવારણ કરવું. એ અંકુરના ક્ષેત્રમાંથી અહિંસા મુખ્ય હોવાથી કોમળતાવાળી યમ, નિયમ, આસન, પ્રાણાયામ, ઇશ્વરોપાસના આદિ શુભ કર્મો રૂપી ખંપાળી વડે અવગુણ રૂપી કચરાને દૂર ફેંકી દો. અને વિવેકરૂપી વિવેકી પુરુષની ઉત્તમ ચિત્તભૂમિમાં ઉગેલાં એ વૈરાગ્ય રૂપી બીજના નવા ફુટતા અંકુરની ઉપર પાપરૂપી વાદળાંઓએ નીચે નખેલ અને તરંગના જેવા અતિશય ચપળ, સંપત્તિઓ અને સ્ત્રીઓ રૂપી વજ્રોના પ્રહારો પડવા માંડે છે. એ પ્રહારોનું પ્રણવના અર્થરૂપી ત્રિશુળને ધારણ કરી રાખી ધૈર્ય, ઔદાર્ય, અને દયારૂપી મન્ત્રોવડે તથા જપ, સ્નાન, તપ અને ઇંદ્રિયોનું દમન કરવા વડે નિવારણ કરવું એમ વૈરાગ્ય રૂપી સમાધિ બીજની રક્ષા કરવી. એટલે એ વૈરાગ્યરૂપી બીજમાંથી અત્યંત સુદર, પુષ્ટિવડે સુશોભિત, એવો વિવેક નામનો નવો અંકુર પડે છે. એ વિવેકરૂપી અંકુર ફુટતાં ચિત્તભુમિ પ્રકાશ વડે મનોહર બની વિકસિત થાય છે. એ વિવેકરૂપી અંકુરમાંથી પોતાની મેળે શાસ્ત્રાવલોકન, અને બીજું સત્સંગ એ નામનાં બે પાંદડાં ફુટે છે, પછી એ અંકુરનું થડ બંધાય છે. જેને સંતોષરૂપી ત્વચા, હોય છે તે વૈરાગ્ય રસવડે રંગાયેલ છે. દૃઢ મૂળ થઇ જઇ સારી રીતે વૃદ્ધિને પામે છે

શાસ્ત્ર વિચાર, સત્સંગતિ અને વૈરાગ્યરૂપી રસવડે દૃઢ મૂળ અને થડવાળો થયેલો એ વિવેકરૂપી મહાન અંકુર રાગદ્વેષ રૂપી વાંદરાઓ તેને કંપાવે છતાં પણ કંપતો નથી. પછી તે શ્રવણ મનન આદિથી થયેલા પરોક્ષ જ્ઞાનવડે સુંદર દેખાવા લાગે છે. તેમાંથી રસવડે ભરપુર અને સત્યતા, આત્મનિષ્ટા, ધીરતા નિ:સંકલ્પના, સમાનતા, શાંતતા, મૈત્રી, કરૂણા, કીર્તિ, આર્યતા, એ રૂપી શાખાઓ નીકળવા માંડે છે, પછી સદ્‌ગુણ રૂપી પત્રોવાળુ યશરૂપ પુષ્પને ધારણ કરનારી શાખાઓ વડે વિસ્તારમાં વધી ગયેલું જીતેંદ્રિય વિવેકી પુરુષનું સમાધિરૂપી વૃક્ષ પારિજાત વૃક્ષ જેવું રમણીય જણાય છે. તે અપરોક્ષ બ્રહ્મ સાક્ષાત્કાર રૂપી ફળને આપનારૂં યશરૂપી ફુલોવાળું, સદ્‌ગુણ રૂપી પલ્લોવાળું, વૃક્ષ મનુષ્યની સર્વ આશાઓને શીતળ કરી દે છે. સંસારના સર્વ તાપોને એ સમાધિ વૃક્ષ સમાવી દે છે. એ સમાધિરૂપી વૃક્ષની શીતળ છાયામાં મનરૂપી મૃગ સુખેથી વિશ્રામ લે છે.

એ મન રુપી હરિણ સમાધિ રૂપી કલ્પ વૃક્ષમાંજ વિશ્રામ લઇ ત્યાંજ આનંદમાં રહેવા લાગે છે. એ પછી વિવેક રૂપી અંકુરમાંથી વૃદ્ધિ પામેલું એ વૃક્ષ પોતાના આત્મરૂપે અનુભવ મોક્ષ રૂપી ફળને પ્રગટ કરે છે. પછી એ મનરૂપી મૃગ બીજે ભટકવાનું છોડી એ વૃક્ષ ઉપર ચઢવા લાગે છે એ વૃક્ષ ઉપર દઢ પણે પગ ભરવી સંસારરૂપી ભૂમિમાં નીચે લાગેલી દેહાદિક વિષેની અહંમમત્વ ઇત્યાદિ વૃત્તિ છોડી દે છે અને ઉન્નત દને પ્રાપ્ત થઇ નીચે દૃષ્ટિ પણ કરતો નથી. પછી જેમ સાપ કાંચળી છોડી દે તેમ સમાધિ રૂપી વૃક્ષ ઉપર ચઢી પોતાના પૂર્વ સંસ્કારને છોડી દે છે. અને એ વૃક્ષથી કરૂણા આદિ બીજી શાખાઓમાં ફરતો રહી લોભ રૂપી સર્પને નીચે ફેંકી દેછે. અને દુર્ભેદ લોહ શુંખલા રૂપી તૃષ્ણાઓને તે છોડતો જાય છે, ઇશ્વરેચ્છાથી જે પ્રાપ્ત થાય તેની ઉપેક્ષા કરતો નથી અને જે અપ્રાપ્ત છે તેને ઇચ્છતો નથી. સર્વ વ્યવહારમાં ચંદ્રમાની પેઠે શીતલ રહે છે. અને સમાધિ વૃક્ષ ઉપરજ સ્થિર થઇ રહે છે. સદા આનંદિત રહે છે. સંતોષ રૂપી અમૃતવડે પોષણ મેળવી સદા પ્રસન્ન રહે છે.

પરમપદમાં વિશ્રાંત થવાનો એક ઉપાય અધ્યાત્મશાસ્ત્રનો આદરપૂર્વક નિરંતર અભ્યાસ કર્યા કરવો એ છે, બીજો ઉપાય સત્સંગતિ છે. ત્રીજો ઉપાય ધ્યાન છે, આજ્ઞા કે વૈરાગ્ય એમાંથી એકની સિદ્ધિ થવાં બન્નેની સિદ્ધિ થઇ જાય છે.

સમાધિ વૃક્ષ ઉપર ચઢી પરમાર્થ રૂપી ફળો સાક્ષાત અનુભવ થતાં ચિત્ત મોક્ષને વિષે પરિણામ પામી છેવટની આત્મ સાક્ષાત્કારની વૃત્તિને અનુભવે છે. એમ મનરૂપી મૃગ આત્મા કે જે પરમ પુરૂષાર્થ રૂપે છે તે રૂપ થઇ જાય છે. સમાધિરૂપ કલ્પ વૃક્ષના પરમાર્થ રૂપી ફળની પ્રાપ્તિ થતાં આત્માકાર રહેવાને લીધે આત્મભાવને પ્રાપ્ત થયેલું મન પાંખો વિનાનું થતાં પર્વત જેવું સ્થિર રહે તેમ વજ્રના જેવી અચળ સ્થિતિને ધારણ કરેછે. મનપણું કે જે બાહ્ય પદાર્થોનું મન કરે છે તે ક્યાંય નાસી જાય છે, સર્વ પરમાર્થ પરમતત્વ સાથે એક રૂપતા થતાં મન ક્યાં જતું રહે છે, વાસના ક્યાંય જતી રહે છે. હર્ષ ક્રોધ આદિ વિકારો ક્યાંય જતા રહે છે તે જાણવામાં આવતું નથી માત્ર યોગી કેવળ ધ્યાનનિષ્ટ પણાને પ્રાપ્ત થઇ દૃઢ સમાધિમાં સ્થિર રહે છે.

શીતળતાને લીધે ધ્યાનની અંદર બળાત્કારથી વિષયોનું વિરસપણું જણાવવું એજ સમાધિ છે. વિષયો વિષે દૃઢ વૈરાગ્ય થવું એજ ધ્યાન કહેવાય છે. ભોગ સંબંધી વૈરાગ્ય રૂપી બીજ અંકુરિત થતાં ધ્યાન રૂપ કહેવાય છે. તે પોતાનાં ઉંડાં મૂળ નાંખી પ્રૌઢ અવસ્થાને પ્રાપ્ત થતાં સમાધિ રૂપ કહેવાય છે. નિરંતર વાસનાનો ક્ષય થવાથી સાક્ષાત્કાર વૃત્તિવડે અનુભવમાં આવતું બ્રહ્મજ, અવિદ્યાનો ક્ષય કરવાથી જ્ઞાન વાસનાનો ક્ષય થવાથી ધ્યાન અને સર્વ દુઃખનો ક્ષય કરનાર પરમ આનંદને પ્રકટ કરવાથી નિર્વાણ કહેવાય છે. જો ભોગો વિષે વૈરાગ્ય હોય તો પછી ધ્યાન રૂપી બુદ્ધિ વડે શું કરવાનું છે. પણ ભોગો વિષે વૈરાગ્ય ન હોય તો પણ ધ્યાન રૂપી બુદ્ધિ વડે શું કરવાનું છે?

દૃશ્ય સંબંધી આસક્તિથી રહિત થઇ ગએલ અને સારી રીતે જ્ઞાન સંપન્ન એવા તત્વજ્ઞ પુરુષને અવિચ્છિન્નપણે નિર્વિકલ્પ સમાધિ રહેવા માંડે છે. ચિત્તને સમાન અને શાંત રાખી અંદર શરદ ઋતુનાં વાદળાંના જેવા નિર્મળ થઇ સુષુપ્તિ અવસ્થાની પેઠે કશા વિક્ષેપને ન પામતાં વૃત્તિ એક ચિદાકાર જ કરી રાખી સમાધિનિષ્ઠ થઇ રહેવું.



## પ્રકરણ ૨૬ મું

# અભ્યાસથી સર્વ સિદ્ધ થાય છે.

રાગ, દ્વેષ, કામ, લોભ, મોહ આદિ દોષો કે જે માત્ર ખળ પુરૂષમાં જ ઉચિત છે તે વડે રહિત થઇ શુદ્ધ ચિત્તવાળા થવું. મનુષ્ય વૈરાગ્યથી પોતે પોતાના મનની સહાયતાથી મનને જીતવા સમર્થ થાય છે.

ખેચરી મુદ્રા સિદ્ધ થતાં આકાશગમન રૂપી સિદ્ધિથી મન શાંત થાય છે, સાવ અજ્ઞાન પણ ધીરે ધીરે અભ્યાસ વડે મહાજ્ઞાની બની જાય છે. ધીમે ધીમે અભ્યાસથી પર્વતના પણ ભૂકા કરી શકાય છે. આધિભૌતિક દેહ જે સ્થુલ દેહ રૂપે છે તે ધારણાના અભ્યાસના બળથી પક્ષીની પેઠે આકાશની અંદર ઉડે છે. કરેલો અભ્યાસ કદી નિષ્ફળ થતો નથી. નિરંતરના અભ્યાસના યોગે દુ:સાધ્ય કાર્યો પણ સિદ્ધ થાય છે. શત્રુઓ મિત્ર બને છે, ઝેર અમૃત થાય છે, જેણે અભ્યાસનો ત્યાગ કર્યો તે અધમ છે. વાંઝણી સ્ત્રીને જેમ પુત્ર કોઇ દિવસ ન મળે તેમ પુરૂષ પોતાની ઇષ્ટ વસ્તુને કોઇ પણ દિવસ અભ્યાસ વગર પ્રાપ્ત કરી શકતો નથી.

ધન, સ્ત્રી પુત્ર, મિત્ર આદિ વસ્તુઓ જે હજારો પ્રયત્નવડે મળે છે તેનો પ્રખર વૈરાગ્ય થતાં સુધી સહસા ત્યાગ કરવાનો નથી. પરંતુ ક્રમે કરી વિવેકી પુરૂષે વ્યવહારિક અભિષ્ટ વસ્તુઓમાંથી આસક્તિ છોડી દેવી. જે અધમ નર ઇષ્ટ વસ્તુ મેળવવા અભ્યાસ નથી કરતો તે અનિષ્ટને મેળવે છે. ધારેલ અભીષ્ટ કાર્યને વારંવાર કર્યા કરવું તે અભ્યાસ છે. અભ્યાસ એજ પુરુષાર્થ છે. યત્નથી જ સર્વ સિદ્ધ થાય છે, નિર્જન પર્વતની ગુફાઓમાં સિંહ, વ્યાઘ્ર આદિ હિંસક પ્રાણીઓ પણ અભ્યાસના બળથી વશ થાય છે કે જે પછી ભય ઉત્પન્ન કરનારાં થતા નથી. માટે આત્મા કે જે પરમ પ્રેમના આશ્રય રૂપ છે તેનો વિચાર કરવાના અભ્યાસ રૂપી સૂર્ય પ્રકાશ આપ છે. વિવેકી પુરુષો આત્મવિચાર રૂપી અભ્યાસને નથી છોડતા, તેઓ જ આ માયા રુપી વિશાળ નદીને તરી જાય છે.

સર્વનો નાશ થઇ ગયા છતાં નાશને પ્રાપ્ત થતાં સુવર્ણ અને આકાશ એ બન્નેનું રુપ વખાણવા જેવું છે. કેમકે પ્રલયકાળના અગ્નિમાં એ સુવર્ણ અને બીજું આકાશ એ બેજ અવિનાશી રહે

છે. આકાશ વિભુ છે. માટે તેનો નાશ થતો નથી. સુવર્ણનો મેલ બળી જવાથી તે શુદ્ધ રસ રૂપે અક્ષય રહે છે. આવી રીતે રજોગુણ અને તમોગુણ રુપી મેલથી રહિત શુદ્ધ સત્વગુણ જ બ્રહ્માનંદનો અનુભવ કરાવવાને લીધે સુખના સાધન રુપ છે. રજોગુણ અને તમોગુણથી ખરું સુખ કદી મળતું નથી.

વાસનાનો ક્ષય થતાં દ્રષ્ટ, દશ્ય, અને દર્શન એ ત્રિપુટી રુપી રોગ નાશ પામે છે અને શુદ્ધ સત્વગુણનો ઉદય થાય છે. એ વાસનાનો ઉદય હોય તો સંસાર રુપી પિશાચીનો ઉદય થાય છે. પ્રથમ બ્રહ્મને **एकोहं बहुस्याम्** એમ સંકલ્પ સ્ફુરે છે પછી તે જગતને આકારે ઉદય પામે છે. પછી વાસના ઉત્પન્ન થાય છે. એ વાસનાની શાંતિ થવી એ મોક્ષ છે.

### રૂદ્રનું સ્વરુપ

મહા સમર્થ એવા જે રૂદ્ર ચિદાકાશની અંદર રહેલા વિશાલ આકાશની અંદર અને સર્વ પ્રાણીઓના દેહની અંદર નિરંતર પવનની પેઠે રહે છે. જ્યારે પ્રલયકાળે સર્વ પ્રાણી માત્ર તેનો ત્યાગ કરી દે છે ત્યારે તે ક્ષણ માત્રમાં ક્ષોભ પામી જઇ ચિદાકાશ રુપ ધારણ કરી પરમ શાંતિને પ્રાપ્ત થઇ જાય છે. ત્રણ ગુણો, ત્રણ કાળ, ચિત્ત અહંકાર અને બુદ્ધિ એ ત્રિપુટી, પ્રણવના ત્રણ વર્ણ અને ત્રણ વેદ એ રુદ્રનાં ત્રણ નેત્ર રૂપ છે. ત્રૈલોક્ય રૂપી ત્રિશુળ તેણે પોતાની મુઠીમાં પકડી રાખેલું છે. સર્વ પ્રાણી માત્રના સમૂહોમાં એ રૂદ્ર વિના બીજું કાંઇ નથી. તે સર્વ દેહોના આત્મરૂપ થઇ રહેલ છે. રૂદ્રનું ખરૂં સ્વરૂપ તો નિર્મળ શુદ્ધ ચિદાકાશ રૂપ છે અને એ ઇશ્વર રૂપ રૂદ્રને જ કાળા રંગે વર્ણવેલું છે.

---

## પ્રકરણ ૨૭ મું

---

## શિવશાકતના સ્વરૂપનું વર્ણન

ચિદાકાશરૂપ ભૈરવ એ શિવ કહેવાય છે. અને કાલી એ તેની એક સ્ફુર્ત્તિવાળી શકિતછે એ બેઉ સદા એકરૂપ જ છે. તે નિર્વિકાર નિર્મલ, શાંત, ચિન્માત્ર, પરમતત્વ કે શિવ એવા નામ વડે કહેવાય છે, તે સ્ફુર્ત્તિવાળી પોતાની માયાશકિત વડે જ લક્ષ્યમાં આવે છે.

શિવ પોતે નિરાકાર છે, તેની ઇચ્છા કે જે માયારૂપ કિંવા શકિતરૂપ છે. શકિત પ્રચંડરૂપ હોવાથી ચંડિકા પણ કહેવાય છે. કમળના જેવો તેના વર્ણ હોવાથી ઉત્પલા પણ કહેવાય છે, સર્વત્ર જય કરવાથી તે જય કહેવાય છે, સર્વત્ર સિદ્ધિ પામનારી હોવાથી તે સિદ્ધિ કહેવાય છે. વિજય પામવાથી તે વિજયા, જયંતી અને જય કહેવાય છે. કોઇ ઠેકાણે પરાજય જ ન થાય, એવાં પરાક્રમને લીધે તે અપરાજીતા કહેવાય છે. તેનું સ્વરૂપ દુર્ગ્રહ હોવાથી દુર્ગા કહેવાય છે. ૐકારની પરમસાર શકિત હોવાથી તે ઉમા કહેવાય છે. જપ કરનારા વિવેકી પુરુષોને પરમ પુરૂષાર્થ આપનારી હોવાથી તે ગાયત્રી કહેવાય છે. જગતની ઉત્પત્તિ તેમાં થવાથી તેને સાવિત્રી કહે છે. સર્વ પ્રકારનાં જ્ઞાન કર્મ, ઉપાસના આદિના વિચારો તેનાથી જગત્માં પ્રસરવાને લીધે તે સરસ્વતી કહેવાય છે. તેના અવયવો ગોર હોવાથી અને મહાદેવજીના દેહ સાથે તેનો સંબંધ હોવાથી તે ગૌરી કહેવાય છે. શિવશકિત એ બન્નેનું સ્વરૂપ આકાશરૂપ હોવાથી તેને કૃષ્ણ રૂપે વર્ણવવામાં આવેલ છે.

જેમ પવનમા ચલનશકિત રહેલી છે, તેમ શિવની અંદર ઇચ્છા કે જે ચિચ્છકિત રૂપ છે તે રહેલ છે. જેમ પવ માથી ચલન શકિત શાંત થતા તે પોતાના સ્વરૂપમાં જ રહે છે તેમ ઇચ્છા શાંત થતાં પરમ શિવ પણ પોતાના સ્વરૂપમાં જ સ્થિર રહે છે. ચિચ્છકિતરૂપ પરમેશ્વરની ઇચ્છા પ્રકૃતિ શબ્દ વડે કહેવામાં આવે છે. જગન્માયા પણ તેજ કહેવાય છે. ક્રિયા શકિતવાળી ચિચ્છકિત કે જે પરમાત્માની એક ઇચ્છારૂપ છે તે જ્યાં સુધી નિત્યતૃપ્ત, નિર્વિકાર અજર, અનાદિ, અદ્વિતિય અને પર એવા શિવને નથી દેખતી ત્યાં સુધી તે પ્રકૃતિને રૂપે સંસારમાં ભમ્યા કરેછે. પણ શિવના સ્પર્શ થતાં તે તેમ તન્મય થઇ ગયેલ હોય તેમ પોતાના ભિન્ન સ્વરૂપને મૂકી દઇ તેમ લીન થઇ જાય છે. જેમ નદીનું રૂપ સમુદ્રમાં મળતાં સમુદ્ર સાથે એકતાને પ્રાપ્ત થઇ જાય તેમ પ્રકૃતિ પુરૂષનો સ્પર્શ થતાં પોતાના પ્રકૃતિ ભાવને છોડી દેછે.

## ઇંદ્રિયોનું સ્વરૂપ

આકાશ ચિચ્છકિતવડે ચિત્તરૂપ થઇ જાય છે. પછી તેમાંથી અહંકાર પેદા થાય છે, તેજ નિશ્ચયરૂપે ઘાટાપણાને પ્રાપ્ત થતાં બુદ્ધિ કહેવાય છે. અને તે બુદ્ધિ સંકલ્પ વિકલ્પ આદિ રૂપે ઘાટાપણાને

પામતાં મન કહેવાય છે. પછી તે મન શબ્દ તન્માત્રાને અને બીજી પણ સ્પર્શ તન્માત્રા વગેરે તન્માત્રાઓને કલ્પી લે છે. અને સ્થૂલતાને પ્રાપ્ત થતાં પાંચ ઇંદ્રિયોરૂપ બને છે. એવી રીતે ઈંદ્રિયોનો સમુદાય ઉદય પામે છે નિર્વિકાર ચિદાત્માને ક્ષણવારમાં જગતરૂપી દશ્ય રૂપે ઉદય પામી જઇ સુખ દુઃખ પ્રાપ્ત થાય છે.

જે રંધ્રવડે જોવાની પ્રવૃતિ થાય છે તે ચક્ષુ કહેવાય છે, જે જોવાનું હોય તે દશ્ય કહેવાય છે. બન્નેના સંયોગનું જે ફળ તે દર્શન કહેવાય છે. જે સમયે એ રૂપનું દર્શન થાય એ સમયને કાળ કહે છે. જે પ્રકારે એ રૂપનું જોવામાં આવે તેને ક્રમ કહે છે. પ્રથમ તો હું કંઇક જોઉં એવો કંઇક મનમાં સંકલ્પ ઉઠે છે, તેથી બન્ને ચક્ષુ ગોલકોથી જોવા લાગે છે, પછી કાંઇક હું સાંભળું એવા સંકલ્પની સ્ફુર્તિ થતાં તે કાનથી શબ્દ સાંભળવા માંડે છે પછી સ્પર્શ કરવાની ઇચ્છા થતા ત્વક ઈંદ્રિયથી સ્પર્શ કરે છે, પછી રસાસ્વાદની ઇચ્છા થતાં જીહવા ઇંદ્રિયથી તેનો અનુભવ લે છે, આમ ઇંદ્રિયો સંકલ્પ થતાં ખડી થઇ જાય છે. અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોના ભોગનો અનુભવ લે છે. ઇંદ્રિયો, વિષયો વગેરે સમૂહમાં અભિમાન બંધાઇને જે હું અમુક રૂપ છું એવા જે ભાવના ખડી થાય છે તેનેજ વિવેકી પુરૂષો અહંકાર કહે છે. અને અહંકાર નિશ્ચયરૂપે ઘટ્ટપણાને પ્રાપ્ત થતા બુદ્ધિ એવા નામથી કહેવાય છે. બુદ્ધિ ઘાટાપણાને પ્રાપ્ત થતા મન કહેવાય છે.

---

## પ્રકરણ ૨૮ મું

---

### જીવન્મુકતનાં લક્ષણ-તત્વજ્ઞાની દશા.

યોગીઓને પણ સર્વ વિષયમાં મનની એકાગ્રતા વિના ભૂત, ભવિષ્ય આદિ બાબતનું જ્ઞાન થતું નથી. જે પુરૂષો વિવેકી વિરક્ત અને પરમપદમ જ વિશ્રાંત હોય છે, તેઓનામાં લોભ, મોહ આદિ રિપુઓ થેડાપણાને પ્રાપ્ત થાય છે. હર્ષ કે ક્રોધ કરતા નથી. ચંદ્રમાનાં કિરણો માફક સંગ માત્રથી જ તે અંદર આનંદને ઉત્પન્ન કરે છે. સર્વની સાથે બંધુભાવ રાખે છે. બહારથી બીજા પ્રાણીઓ જેવા આચાર સેવે છે. પણ અંદરથી સર્વ બાબતમાં શીતલ હોય છે.

મનુષ્યોના સમૂહને પોતાના સદ્ગુણોથી વશ કરી લે છે. વર્ષાઋતુમાં પ્રસન્ન રહેનારાં સુંદર વાદળાંની પેઠે તેઓ સદા પ્રસન્ન રહે છે. પ્રાણીઓને તેઓ વિપત્તિમાં ઉત્સાહ આપે છે અને સંપત્તિનાં સુખ ઉપજાવે છે.

જીવન્મુક્ત પુરૂષો ચંદ્રબિંબની પેઠે શિતલ અને શાંત હોય છે. પતિવ્રતાની પેઠે રૂપ અને સ્નેહ, મધુરતા આદિ ગુણોને તેઓ ધારણ કરે છે. માટે વિવેકી પુરુષે સજ્જનોનો સમાગમ કરવો. કોઇ પણ સમયે સજ્જનથી દૂર થઇ રહેવું નહિં. મહાત્માઓની શુશ્રુષા કરવી, જીવન્મુક્ત સજ્જનોને રાગ દ્વેષ હોતો નથી, તેમને કોઈ પણ વિષયમાં હર્ષ કે શોક થતો નથી. તે સર્વ અવસ્થામાં હૃદયમાં સુખ દુઃખને અધીન ન થઇ જતાં શાંત થઇ રહે છે. શમ દમ આદિ સાધનસંપન્ન હોય છે. શાસ્ત્રના અર્થનું અપમાન કરનારા અવિચારી આત્મહત્યારા પુરૂષો સાથે વિવેકી પુરૂષે કોઇ દિવસે અજ્ઞાનથી, મત્સરથી કે મોહથી મૈત્રી કરવી નહિં.

જેની બુદ્ધિ ચિદાકાશમાં અચલ સ્થિતિ રાખી તેમાંથી વ્યુત્થિત થતી નથી તે મુક્ત કહેવાય છે. જેનું ચિત્ત ચિન્માત્ર આત્માને વિષે વિશ્રાંત થવાથી તેમાંથી ચંચળ ન થતાં તેમાં જ પ્રીતિ બાંધી સ્થિર થઇ રહે તે જીવન્મુક્ત કહેવાય છે. જેનું ચિત્ત રાગવાળું થતું નથી તે અંદર રહેલ આત્મસ્વરૂપમાં વિશ્રાંત રહે છે. લોભરૂપ અંધકારથી ઉપરામ પામેલ લોકમાં દેખીતા લંપટપણાને છોડી રહેલ અને નિરાકાર આનંદકરસ પરમાત્મામાંજ પ્રબલ આસ્વાદને અનુભવનો આત્મજ્ઞ પુરુષ સુખેથી સુઇ રહે છે. વિવેકી પુરુષની દૃષ્ટિમાં સારી રીતે જ્ઞાનનો ઉદય થતાં સર્વ દૃશ્ય ભ્રાંતિ માત્ર ભાસે છે જીવનમુકતપણાનો ઉદય થવો તેજ વાસ્તવિક રીતે નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે, અને તેજ અનંત નિર્વાણ રૂપ છે તેજ મોક્ષ કહેવાય છે. તુરીય અવસ્થા પણ તેને જ કહે છે.

જીવન્મુકત પુરુષને કાંઇ ઉદ્વેગ કરનારૂં નથી કે જેનો તેમણે ત્યાગ કરવો પડે. તઓ જે વર્ણાશ્રમને ઉચિત હોય તેજ યથાસ્થિત પણે કર્યા કરે છે. તેઓ નિઃસંગ બુદ્ધિવડે યથાપ્રાપ્ત વ્યવહાર કરી સુખેથી વિહાર કરે છે. કથામાં બુદ્ધિને આસક્ત થવા ન દેતાં તાપથી રહિતદશામાં રહે છે. ઘણા પોતપોતાના વર્ણાશ્રમની તરફ ધ્યાન દેવું એ

આદિ ક્રિયાઓનું અનુષ્ટાન કરતાં વિવિધ ચેષ્ટાઓને કરે છે. અંદરથી સર્વનો ત્યાગ કરી બહારથી સર્વ કર્મ કરતા રહી જ્ઞાનવાળા છતાં અજ્ઞાન જેવા થઈ રહે છે. ઘણા ધ્યાનનિષ્ઠ થઇ રહે છે. એવા જીવન્મુક્ત પુરૂષો ધન્ય છે.

બ્રહ્મયોગ વિદ્યા—કિંવા બ્રહ્મની સાથે એકાગ્રતા સાધવાથી જીવન્મુક્ત થવાય છે. તે જીવનમુક્ત પુરૂષો સત્ય સંકલ્પ હોય છે. તેમના જે સંકલ્પો થાય તે સિદ્ધ થાય છે. તેઓ ત્રણે કાળની વાત માત્ર એકાગ્ર થતાં જાણી શકે છે

ચારિત્ર્યની શુદ્ધિ થતાં આગળ વિવેક, વૈરાગ્ય આદિ સાધનો દ્વારા જ્ઞાન થતાં બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકે છે. જેઓની ચારિત્ર્યની શુદ્ધિ હોતી નથી તેઓ આ મહાન પદને મેળવી શકતા નથી. જીવન્મુક્ત દશા પ્રાપ્ત થયા પછી તેઓને વિષયો વિષ જેવા લાગે છે. તે તો બ્રહ્મ જ્ઞાન રૂપી અમૃતનું જ પાન કરે છે. અને આત્મામાં મસ્ત રહે છે.

---

વડોદરા હાઈકોર્ટના માજી જડજ સાહેબ પણ હાલ નાયબ દિવાન સાહેબ રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ. બી. એ એલ એલ બી. લખે છે કે હિંદુસ્તાનની તીર્થયાત્રાનું મોટું અને સુશોભીત છપાઈ તથા બાંધણીવાળું પુસ્તક હું ઘણી ખુશીથી વાંચી ગયો છું. આવા એક જાત્રાળુના ભોમીયા તરીકે ગરજ સારે એવા પુસ્તકની દેશી ભાષામાં ખોટ હતી તે આપે પુરી પાડી છે. રેલ્વે રસ્તા વિગરેની માહિતી સંપૂર્ણ છે.

**ભાવનગરસ્ટેટના માજી વિદ્યાધિકારી સાહેબ મે કોશીકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ. લખે છે કે:—**

હિંદુસ્તાનની તીર્થયાત્રા એ પુસ્તક વાંચી આનંદ થયો, યાત્રા કરવા ઇચ્છનારને તેમજ સામાન્ય વાચકવર્ગને આપનું પુસ્તક અવશ્ય બહુજ ઉપયોગી થઇ પડશે એમ હું માનું છું. અમારા રાજ્ય માટે ૭ નકલો મોકલાવશો.



# શ્રી चमत्कृतिज्ञानदर्शकविद्या

## ભાગ ૩ જો.

### આકર્ષક ગુપ્ત સિદ્ધિયોગ

### આકર્ષણ વિદ્યા—સિદ્ધ કરવાની ચાવી

### પ્રકરણ ૨૯ મું.

### વિચાર શક્તિનું મહાત્મ્ય

આ વિશ્વમા પરમાત્માની અદ્ભૂત શક્તિ સર્વત્ર પ્રસરી રહેલી છે. પ્રાણી માત્રમાં આ શકિત છે અને તે શકિતના બળેજ સર્વ કોઇ કાર્ય કરી શકે છે. યોગથી, ભકિતથી તેમ તત્વજ્ઞાનથી આ શકિત ખીલવી શકાય છે. એ શકિત ચૈતન્યશકિત છે. જે વડે વિચારો પણ ઉત્પન્ન થાય છે. પ્રથમ વિચાર ઉત્પન્ન થાય છે પછી ક્રિયા થાય છે. વિચાર શકિતને જો બરાબર કેળવવામાં આવે તો તે દ્વારા અનેક મહાન કાર્યો થઇ શકે છે. જગત્ પણ આ વિચારશકિતનું જ પરિણામ છે. એ વિચાર શકિત વસ્તુ ઉપજાવે છે. આખા જગતને ગતિમાં મૂકનાર આ ચૈતન્યશકિત છે. મનુષ્ય તે દ્વારા વિચાર કરી શકે છે, તે શકિતવડે ગતિ કરી શકે છે.

આ શક્તિનું કાર્ય કરવાનું સાધન વિચારશક્તિ છે. જેમ વિચાર દૃઢ તેમ કાર્ય ઉત્તમ થઇ શકે છે. વીલ પાવર પણ એજ વિચારશકિતનું બીજું નામ છે. મનુષ્ય પોતાનું સર્વ કાર્ય વિચાર શકિતવડે જ કરે છે. એ વિચાર કરનાર મન છે, મનને સ્થિર કરવાના ઉપાયો યોગવિદ્યા, બ્રહ્મવિદ્યા યોગમાં આવી ગયા છે. મન સંકલ્પ વિકલ્પ કરે

છે. એ જો સંકલ્પ વિકલ્પ કરતું અટકે અને માત્ર એક સંકલ્પ કરતાં જ શીખે તો તેના સંકલ્પો સિદ્ધ થાય છે. આત્મશકિત દરેક મનુષ્યમાં છે; એ આત્મશકિતને બહાર પ્રગટાવનાર વિચારશકિત છે. એને જો કેળવવામાં આવે તો તે ચૈતન્યશકિત બની અનેક કાર્ય કરી શકે છે.

વિચાર એ કાંઇ જેવી તેવી વસ્તુ નથી. મનુષ્યને ઘડીમાં સુખી બનાવી દે છે, ઘડીમાં દુઃખી કરી મૂકે છે. મગજમાં મનનું સ્થાન છે, મનનો ધર્મ વિચાર કરવાનો છે; તે જેવા વિચારો કરે છે તેવું ફલ મનુષ્યને મળે છે. વિચારના પ્રવાહની પ્રથમ હૃદય ઉપર અસર થાય છે. જો મનુષ્યનું હૃદય પ્રફુલ્લ હશે; ખુશમિજાજમ હશે, આનંદમા હશે તો તેનું મુખ પણ આનંદી અને ખીલેલા કમળ જેવું રતાશ પડતું હસતું જણાશે; પણ જો મનુષ્ય શોકનો વિચાર કરતો હશે તો તેનું હૃદય સંકોચાઇ જતાં તેના મુખ ઉપર ઉદ્વેગની છાયા જણાશે; લોહી ઉડી ગયેલું જણાશે અને મુખ ફીકું લાગશે. એક મનુષ્ય બેઠો હોય આનંદમાં હોય પણ તેજ વખતે એક માણસ આવીને શોકના સમાચાર આપે અથવા તો એક પત્ર આવે તેમાં કોઇના મરણના સમાચાર આવે.આ સમાચાર સાંભળતાં તે મનુષ્યના મન ઉપર,હૃદય ઉપર અને મુખ ઉપર કેવી અસર થશે ? તરતજ તેના હૃદય ઉપર આઘાત થતાં હૃદય સંકોચાશે, મુખ ઉદ્વિગ્ન થશે. લોહી ફરવાની ગતિ ધીમી પડશે, મુખ ઉપર ફીકાશ લાગશે. આવીજ રીતે શોકમાં ડુબેલા મનુષ્યને કોઇ આવી આનંદના કે લાભ મળ્યાના સમાચાર આપે, અથવા પરદેશથી કાગળ આવે તેમાં અમુક રકમનો નફો થયાની વાત લખી હોય એ જાણી એ મનુષ્યના હૃદય ઉપર કેવી અસર થશે ? તેનું હૃદય પ્રફુલ્લ થશે; તેનામા હર્ષ પ્રકટશે અને મુખ ઉપરથી શોકની છાયા ઊડી જઈ તરત આનંદી સુખ જણાઇ આવશે. આમ એકજ ઘડીમાં,એકજ ક્ષણમાં માત્ર એક વિચાર સાંભળતાંજ મનુષ્યમાં કેટલો બધો ફેરફાર થઇ જાય છે ? એવું વિચારનું મહાન સામર્થ્ય છે. જેને મનુષ્યો હજુ સુધી જાણતા નથી. એ વિચાર મનુષ્યમાં છે. સર્વ માગી વસ્તુઓ આપી શકે એવી આ વિચારશકિત મનુષ્ય માત્રમાં છે તેને કેળવવાથી સર્વ કાંઇ મળી શકે છે. સર્વ કાંઇ જાણી શકાય છે. એજ વિચાર શકિતનાં બળે ચમત્કારિક કાર્યો થઈ શકે છે.

આ વિશ્વ પુરુષ અને પ્રકૃતિ એ બેના સંયોગથીજ ઉત્પન્ન થયું છે. એના સંયોગ વગર કાંઇ ઉત્પન્ન થતું નથી. પુરૂષ અને સ્ત્રી,

ગરમી અને શરદી તેમ નેગેટીવ અને પોઝીટીવ, આકર્ષણ અને નિરાકર્ષણ એમ બંનેનો સંયોગ થતાં રસાયનશાસ્ત્રના નિયમાનુસાર ત્રીજી વસ્તુ ઉત્પન્ન થાય છે. એ સંયોગ કરાવનાર પણ વિચારશક્તિ જ છે, પુરુષ અને સ્ત્રી માત્ર વિચારથી લગ્નથી જોડાય છે. સંયોગ પણ વિચારથી થાય છે જેના પરિણામે પ્રજા જન્મે છે. આ વિશ્વમાં જે કાંઇ ઉત્પન્ન થાય છે તે સર્વનું કારણ માત્ર વિચારશક્તિ જ છે.

---

## પ્રકરણ ૩૦ મું

---

## મગજની સ્થિતિ.

આપણા શરીરમાં મગજ એ મનને રહેવાનું મુખ્ય સ્થાન ગણાય છે. મનની અસર શરીર ઉપર થાય છે, તેમ શરીરની અસર મન ઉપર થાય છે. મગજમાં રહી મન આખા શરીર ઉપર સત્તા ચલાવે છે. એ મગજના બે ભાગ માનવામાં આવે છે. પહેલા ભાગને એકટીવ કિંવા કામ કરનાર ભાગ કહે છે. તે વ્યવહારના વિચારો, બુદ્ધિ, હોંશિયારી વિચારશક્તિદ્વારા શરીરમ સામ્રાજ્ય ચલાવે છે. તેમાં ઇચ્છાશક્તિ ઉત્પન્ન થાય છે. ઇચ્છા કરનાર આ ભાગ છે. બીજા ભાગને પેસીવ ભાગ કિંવા ઇચ્છા ન કરનાર ભાગ કહે છે. તે ઇચ્છાશક્તિ વગરનો ભાગ તે છે ભૂતકાળમાં થયેલા વિચારોને તે સંગ્રહી રાખે છે એ રીતે મનના બે ભાગ છે. તે બન્ને ભાગ સાથે મળી શરીર સામ્રાજ્ય ભોગવે છે. જે ભાગમાં ઇચ્છાશક્તિ રહેલી છે તે એકટીવ ભાગ જ્યારે ચિંતાના, શોકના, ભયના, રોગના વિચારો કરે છે ત્યારે પેસીવ ભાગ કે જેમાં ઇચ્છાશક્તિ રહેલી નથી તે પણ તેને તાબે થઇ એના કહ્યા પ્રમાણે કાર્ય કરે છે. એકટીવ ભાગનો પેસીવ ભાગ ઉપર મજબુત કાબુ છે. જેથી તે તેની આજ્ઞા પ્રમાણે ચાલે છે. અર્થાત એકટીવ ભાગ જેવા વિચાર કરે છે તેવા વિચારને તે કરે છે. અને આ બન્ને મન વિચારોને શરીરમાં ઠેકઠેકાણે દોડાવે છે, અને તે વિચારો પ્રમાણે કાર્ય કરવા શરીર ગતિમાન થાય છે. જો તે શુભ વિચારો કરે છે, ઉત્સાહ આનંદના વિચારો કરે છે તો શરીર શુભ કાર્યો કરવા ઉત્સાહી થઇ આનંદથી તે કરે છે; પણ એ જો અશુભ વિચારો કરે છે તો શરીર દુરાચાર કરવા તત્પર થાય છે.

જાગ્રત મનનું કાર્ય કામ કરવાનું છે. તે વિચાર કર્યા કરે છે. અને સુષુપ્ત મન જે વિચાર કરતું નથી તેનું કામ શરીરની તંદુરસ્તી વધારવાનું છે દિવસે એકત્રીત મન કામ કરે છે પણ રાત્રે તે નિદ્રામાં પડે છે. રાત્રે સુષુપ્ત મન પોતાનું કામ બમણી ત્વરાથી કરે છે. અને દિવસે જાગ્રત મનનાં કરેલાં કાર્યોથી શરીર થાકી ગયું હોય છે તેને રાત્રે સુષુપ્ત મન શાંત પાડે છે. આ પ્રમાણે સુષુપ્ત મન શરીરમાં શક્તિ ભરી દે છે.

આ બે મન ઉપર આત્મા સામ્રાજ્ય ભોગવે છે. એ આત્માની આત્મિક શક્તિથી શરીર આરોગ્ય રહી શકે છે. આ વિચાર શક્તિને આત્મિક શક્તિની મદદ મળે, એ બેને એક કરી દેવામાં આવે તો જીવન લાંબો સમય ટકી શકે છે.

આ વિચાર શક્તિને નષ્ટ કરનાર ચિંતાના, ભયના, ઉદ્વેગના વિચારોથી મનુષ્યનું જીવન નષ્ટ થાય છે, આવા વિચારોથી મનુષ્ય હતાશ થઇ જાય છે, આળસુ બને છે નિરાશા વાદી બને છે અને શરીરમાં રોગ પણ થાય છે. મનુષ્યને ભય અને ચિંતા નિર્માલ્ય બનાવી દેનારછે રોગ ચાલો ચાલતો હોય તે વખતે પણ જો મનુષ્ય હિંમત ન રાખતાં ભયભીત બની જાયતો તે માર્યોજ ગયો સમજગો. કોલેરા અને પ્લેગના વખતમાં ભયથી ઘણાં મૃત્યુ થાય છે. એ પ્રમાણે વિચારમાં મનુષ્યના જીવનને બચાવવાનું તેમ મારવાનું પણ સામર્થ્યછે. માટે જે મનુષ્યોએ પોતાનામાં આત્મિક શક્તિઓ પ્રકટાવવી હોય તેમણે ભયના વિચારોનો, ચિંતાના વિચારોનો ત્યાગ કરવો. ફિકર ચિંતાથી મનુષ્ય નબળો પડે છે, નિરાશ થઇ જાય છે, અને શરીરમાં વ્યાધિ થાય છે માટે મનુષ્યોએ હંમેશાં હિંમતવાળા થઇ આશાવાદી થવું.

જે શક્તિ મનુષ્યમાં કામ કરી રહી છે તેજ શક્તિ આ વિશ્વમાં પણ કામ કરી રહી છે. એ શક્તિ તેજ આત્મશક્તિ છે. વિચાર શક્તિ જેવા વિચારો કરે છે તેજ અસર આત્મશક્તિ ઉપર થાય છે. આત્મશક્તિનું કિંવા ચૈતન્યશક્તિનું જ્ઞાન અને સામર્થ્ય વિચારશક્તિમાં પ્રગટે છે ત્યારે મનુષ્યનામાં અદ્ભુત ચમત્કારિક કાર્યો કરવાનું સામર્થ્ય આવછે. એવી વિચારશક્તિવાળા સત્યસંકલ્પ સિદ્ધ અને આકર્ષણ શક્તિવાળા હોય છે. આ શક્તિ શરીરદ્વારા જગતમાં અનેક કામો કરી શકે છે. એ વિચારશક્તિને જો બરાબર કેળવવામાં આવે તો તે દ્વારા અનેક મનુષ્યોનાં દુઃખો દૂર કરી શકાય છે, બહારની અ-

નેક વસ્તુઓને માત્ર સંકલ્પ કરતાં જ પોતા તરફ આકર્ષી શકાય છે. આ શક્તિને કેળવનારા સિદ્ધો પોતાને જોઇતી સર્વ વસ્તુઓ માત્ર સંકલ્પ કરતાં જ મેળવી શકે છે.

વિશ્વમાં પરમાત્માની અનંત શક્તિ ભરેલી છે. તે અનંત શક્તિ મનુષ્યમાં પણ છે. તે મનુષ્યમાં વિચારશક્તિ અને ઇચ્છાશક્તિવડે પ્રગટ થઇ ઓળખાય છે. એ બે શક્તિઓને અમિય શક્તિમાથી બળ મળેછે. તેનું મૂળ આત્મશક્તિ છે આ વિચારશક્તિ ઉત્પન્ન થતાં ઇચ્છાશક્તિ જાગ્રત થાય છે. તેમાં સર્વ મેળવવાનું બળ છે તે સર્વ વ્યાપક છે તેમ સર્વનાશક પણ છે. મનુષ્ય આ વિચારશક્તિ અને ઇચ્છાશક્તિના બળે પોતાનામાં સારા કે નરતા ફેરફાર કરી શકે છે. એ વિચારશક્તિમાં અદ્ભૂત બળ છે. કામ કરવાની આશ્ચર્યજનક શક્તિ છે તેને મનુષ્યો જાણતા નથી. એ માનસિક ચૈતન્યશક્તિ છે તેનામાં ઇશ્વરીય શક્તિનો અંશ છે, તે શરીર દ્વારા તેમ શરીરની બહાર આ વિશ્વમાં પણ આકર્ષણના નિયમાનુસાર પોતાની તિવ્ર ઇચ્છાશક્તિ જાગ્રત કરી દૃઢ ક્રિયાથી જોઇતી અસર સર્વત્ર કરે છે જે શક્તિ આખા વિશ્વમાં કામ કરી રહી છે, તેજ શક્તિ મનુષ્ય શરીરમાં પણ વિચારશક્તિ દ્વારા કામ કરી રહી છે. મનુષ્યને પ્રમાણમાં આ વિચારશક્તિને કેળવી દૃઢ બનાવે છે. તે પ્રમાણમાં તે કાઇ કાર્ય કરનાર થઇ શકે છે.

મનુષ્યમાં જે અનંત શક્તિ રહેલી છે તે જ શક્તિ આ વિશ્વમાં પણ વ્યાપી રહેલી છે. એ શક્તિ આ જગત્ ઉપજાવે છે, તેનું રક્ષણ કરેછે અને તેનો સંહાર પણ કરે છે. એ શક્તિ તે આત્મશક્તિ છે. તે આત્મશક્તિને મનુષ્ય પોતાનામાં પ્રગટાવી શકેછે. તેને ઇચ્છાશક્તિના નામે સર્વ કાંઇ જાણી શકે છે. તેનામાં આકર્ષણ શક્તિ છે. જે લોકો આ વિચારશક્તિ કિંવા વાતાવરને દૃઢ બનાવી શકે છે મક્કમ રાખી શકે છે. તે સર્વ કાંઇ કાય કરી શકે છે, તેણે હમેશાં હિંમત રાખવી, પોતાની આત્મશક્તિમાં શ્રદ્ધા રાખવી, અને ધારવું કે હું ગમે તેવું કઠીન કાર્ય પણ કરી શકીશ. મારામાં કઠીનમાં કઠીન કાર્ય કરવાનું બળ રહેલું છે. આવા વિચારમાં મક્કમ રહેવું. અને એ કામ તો મારાથી નહિ બને, એવો વિચાર આવવા દેવો નહિં દુઃખના, શોકના ભયના, ચિંતાના, નિરાશાના વિચારો ન કરવા, રાગદ્વેષ પણ છોડવા. સંસારમા પાપી વિચારોજ દુઃખનું મૂળ છે, માટે શુભ વિચાર કરવા,

સદાચાર એ મનુષ્ય જીવનના સાફલ્યનો પગથિયો છે. દુઃખો તો દુરાચારથીજ પ્રાપ્ત થાય છે. માટે આ માનસિક વિદ્યા દ્વારા આકર્ષણ શક્તિને જાગ્રત કરવાની ઇચ્છાવાળાએ હંમેશાં પવિત્ર જીવન ગાળવું. શુભ વિચાર અને સદાચારનું સેવન કરવું.

પ્રથમ ભાગમાં યોગ વિદ્યા. બીજા ભાગમાં બ્રહ્મયોગ વિદ્યામાં જણાવ્યા પ્રમાણે ઉચ્ચ ચારિત્ર્ય ગાળવું. સર્વ સત્ય વિદ્યા. અને સત્ય શક્તિ પ્રાપ્ત કરવા માટે સર્વથી પહેલાં ચારિત્ર્યની શુદ્ધિ કરવી જોઇએ. રાજમહેલમાં વસવા ઇચ્છનારે ઝુંપડામાં રહેવાની ઇચ્છા ન રાખવી નિર્મળ જળ પીવાની ઇચ્છા રાખનારે કાદવવાળા મલિન જળની ઇચ્છા ન કરવી. તેમ આવી દૈવી વિદ્યા પ્રાપ્ત કરવા માટે પ્રથમ સદ્વિચારોનું સેવન કરવું, સદાચાર પાળવા. અને ચારિત્ર્ય નિર્મળ રાખવું. આ દૈવી વિદ્યા છે. સંકલ્પ સિદ્ધિ એ કાંઇ જેવી તેવી વિદ્યા નથી. સર્વને પ્રાપ્ત થતી નથી. જેઓ નિર્મળ અને પવિત્ર જીવન ગાળે છે અને વિચારની મક્કમતાને કેળવે છે તેઓ આ વિદ્યાને પ્રાપ્ત કરી શકે છે.

આ વિશ્વમાં આકર્ષણશક્તિથી એક બીજાને આકર્ષણ કરી સર્વ પદાર્થો રહેલા છે. જેમકે સૂર્યના આકર્ષણથી તેની આસપાસ પૃથ્વી ફરે છે. ગ્રહો પણ નક્ષત્રમંડળમાં એકબીજાના આકર્ષણથી આઘા પાછા થયા વગર નિશ્ચિત દિશામાં ફર્યા કરે છે. આ વિશ્વમાં સર્વ વસ્તુઓ પોતપોતાની ઇચ્છાશક્તિ કિંવા વિલપાવરથી પોતાને જોઇતા પદાર્થોનું આકર્ષણ કરી શકે છે. તેમ મનુષ્ય પણ પોતાની વિચારશક્તિદ્વારા પોતાને જોઇતા પદાર્થોનું આકર્ષણ કરી શકે છે. મનુષ્ય પોતાના વિચાર જ્યાં ધારે ત્યાં મોકલી શકે છે. તમે વિજળીનું કારખાનું જોયું હશે ત્યાંથી વિજળીક પાવર શહેરમાં બધે પહોચતો કરવામાં આવે છે. ત્યાં ચાંપ દબાવે તો શહેરમાં બધે દીવા થાય, ચાંપ બંધ કરે તો દીવા બંધ થાય. તેમ મનુષ્યમાં પણ આ ચૈતન્યશક્તિ એ ઇલેક્ટ્રિક બેટરીનું કામ કરેછે. તેમાં વિચાર ઉત્પન્ન થાય તોજ મનુષ્ય કામ કરવા તત્પર થાયછે, આ વિચારશક્તિ અત્યંત વેગ વાળી છે. કોઇ પણ શક્તિનો પ્રવાહ તેને અટકાવી શકતો નથી. દિવસે વિચારના વેગને સૂર્યનાં કિરણો વિખેરી નાંખે છે, પણ અંધારામાં વિચારોનો વેગ ઘણો ઝડપથી વહન કરે છે, તે અન્ય મનુષ્યના વિચારો, અન્ય પદાર્થો, અને ધારેલી સર્વ વસ્તુઓને સખ્ત રીતે પોતાતરફ આકર્ષણ કરી શકેછે. અન્યના વિચારોને સંક્ર-

રૂપ દ્વારા બદલી શકે છે, અન્યના વિચાર જાણી શકે છે. એને માટે વિચારને દૃઢ કરતાં, મક્કમ કરતાં શીખવું.

મનુષ્યો અનેક વિચાર કરે છે, અનેક વિચારો કરનારામાં આ આકર્ષણશકિત હોતી નથી, ઘડીમાં એક વિચાર ઉત્પન્ન થયો વળી તે અળપાઇ બીજો વિચાર થયો,એમ વારંવાર અનેક વિચારોનાં ગુંચળાં વણનારામાં વિલ પાવરનું સાચું સામર્થ્ય હેતું નથી, તે માટે વિચારમાં સ્થિર રહેવું જોઇએ એકજ વિચારને વળગી રહેનાર મક્કમ અને દૃઢ વિચારના થઇ શકે છે. અને આવા દૃઢ વિચારવાળા જ વિચાર શકિત દ્વારા અન્યનુ પોતા પ્રતિ આકર્ષણ કરી શકે છે.

મનુષ્યનામાં આ વિચારશકિતની જે પ્રમાણમાં દૃઢતા, તે પ્રમાણમાં તેની આકર્ષણશકિતનું બળ સમજવું મનુષ્ય જો આવા દૃઢ વિચાર કરે તો તે જેવા વિચાર કરે છે તેવું ફળ તેને મળે છે. તે જો દુઃખ કે શોકના વિચાર કરે તો તેને દુઃખ અને શોકના જ પ્રસંગો પ્રાપ્ત થાયછે, સુખના સામર્થ્યના વિચારો કરે તો તેને તે તે વસ્તુ પ્રાપ્ત થાય છે. એ વિચારોને એકાગ્ર કરવાની કળા યોગશાસ્ત્રમાં વર્ણવી છે. ચિત્તવૃત્તિનો નિરોધ એ યોગ, આ વિચારો જેટલી એકાગ્રતાથી દૃઢપણે કરવામાં આવે છે તેટલી ઝડપથી તે કામ કરનારા અને કરેલી ઇચ્છાને પુરી પાડનારા બને છે.

---

## પ્રકરણ ૩૧ મું

---

## શાંત થવાનું મહાત્મ્ય

**શાંત થવાની જરૂર**—મનુષ્યે જેમ બને તેમ શાંત રહેતાં શીખવું જોઇએ. જેઓ શાંત છે તેમના વિચાર દૃઢ હોય છે. અકળામણ કરનારા મનુષ્યોના વિચારો સ્થિર હોતા નથી. વિચાર કરવાનું કામ મનનું છે. મન એક મિનિટમા ૫૦ થી ૬૦ વિચારો કરે છે. દરેક શ્વાસે તે ત્રણચાર વિચાર કરે છે. શ્વાસ અને મન બન્નેનું સ્વરૂપ સરખુ છે. પ્રાણ અને મન એકરૂપ છે. એક વશ થતાં બીજો વશ થાય. યોગમાં પ્રાણયામ સાધી પ્રાણનો કુંભકવડે નિરોધ કરવો, તેથી મન સ્થિર થાય છે એમ કહ્યું છે. બ્રહ્મયોગ વિદ્યામા મનને આત્માના વિચારમાં જોડી રાખવું જેથી પ્રાણ આપો આપ સ્થિર થાય છે. એમ પ્રાણ કે મન એમાંથી એક સ્થિર થતાં બીજું આપોઆપ શાંત

પડે છે. મનુષ્ય જે શ્વાસ લે છે તેની અસર મન ઉપર પણ થાય છે. મનુષ્ય કામ કરવા છતાં મન અનેક વિચારે કર્યા જ કરે છે. માટે દીર્ઘ શ્વાસ પ્રશ્વાસની ક્રિયા દ્વારા કિંવા પ્રાણાયામ દ્વારા પ્રાણનો નિરોધ કરતાં શીખવું. પ્રાણનો નિરોધ કરવાના અભ્યાસ કરતાં મન સ્થિર થતું જાય છે. અને જેમ જેમ મન સ્થિર થતું જાય છે તેમ તેમ મનુષ્ય શાંત અને દૃઢ વિચારનો થતો જાય છે. એક વિચારને વળગી રહેવાનો અભ્યાસ શાંતિથી કર્યા કરવો. અને જેમ જેમ અભ્યાસ વધશે તેમ તેમ વિચારશક્તિ એકાગ્ર થશે. અને તે ધાર્યું કાર્ય કરી શકે તેવા સામર્થ્યવાળા થશે.

મનુષ્ય જેવા વિચારો કરે છે તેવી વસ્તુને તે પોતાના તરફ આકર્ષી શકે છે, જે સત્યના અહિંસાના, દયાના, પરોપકારના વિચારો કરે છે તેવા વિચારના મનુષ્યોને પોતે આકર્ષી શકે છે જેઓ અન્ય મનુષ્ય પ્રતિ ક્રોધના, તિરસ્કારના. નિંદાના, આદિ વિચારો કરે છે તેમના પાસે તેવા વિચારો કરનારૂ મંડળ આકર્ષાઈ આવે છે. આવા મનુષ્યોના સંગથી તેનામાં દુર્ગુણો ઉત્પન્ન થાય છે. અને પાપમાર્ગે દોરાતા દુઃખી થાય છે. આ વિચારશક્તિના સામર્થ્યને મનુષ્યો જાણતા નથી, માટેજ તેઓ અયોગ્ય વિચાર કરી દુઃખી થાયછે. એનામાં વિશ્વ વ્યાપી સત્તાછે, ઇશ્વરની સત્તા જેમ નજરે જણાતી નથી તેમ આ વિચારશક્તિના અદ્ભૂત શક્તિ પણ નજરે જોવાતી નથી પણ તે મનુષ્યમાં અનેક પ્રકારનાં મહત્વનાં કામ કરી રહી છે. વિચારશક્તિ વડે અદ્ભૂત કામ કરી શકાયછે, તે શક્તિનું આકર્ષણ તત્કાલ અસર કરનારૂ અને અત્યંત શક્તિવાળું છે. જેમ લોહચુંબક લોહને આકર્ષી શકે છે તેમ મનુષ્યમાં રહેલી આ શક્તિ પણ આ ચુંબક રૂપ છે. તે અન્ય વસ્તુઓને પોતાપ્રતિ આકર્ષી શકે છે.

આ શક્તિ મનુષ્યને સુખી, સંપત્તિશીલ કે દુઃખી કે દરિદ્ર બનાવી શકે છે મનુષ્યની આખી જીંદગી આ વિચારશક્તિના આધારેજ નભે છે, આ વિચારશક્તિને દૃઢ, મક્કમ, એકાગ્ર બનાવવા માટે મનને કેળવવાની જરૂર છે. મન કેળવાય, મન સ્થિર થાય તો આ વિચારશક્તિ દ્વારા મહાન કાર્યો મનુષ્ય કરી શકે છે.

મનુષ્યમાં ઇચ્છા-શક્તિ છે, તે દ્વારા તે ઇચ્છા કરી શકે છે. એ ઇચ્છા થાય છે, આશા પ્રકટે છે માટેજ મનુષ્ય કર્તવ્યશીલ રહે છે. મનુષ્ય આશાવાદી છે માટેજ તે પોતાને જોઇતી વસ્તુઓ મેળવી

શકે છે. જેઓ આશાવાદી નથી તેઓની વિચારશક્તિ નિષ્ફળ બને છે. જેને કંઇ કંઇ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે હંમેશાં આશાવાદી થવું. તમારે કોઇ વસ્તુ જોઇતી હોય તો તે વસ્તુ મેળવવાની આશા રાખશો તો તે ઇશ્વર તમને આપશે. અને નિરાશાવાદી થવું તે વસ્તુ મળશે કે નહિ અથવા નહિ મળે તો, એવા વિચારો કરવા એ આપણાજ હાથે તે વસ્તુ ન મળે એવું વાતાવરણ રચીએ છીએ. શંકાવાળા વિચારથી આશા કરવી એથી તે વસ્તુ મળતી નથી. મનુષ્ય જેવા વિચાર કરે છે તેવો તે થાય છે જો તે સુખને ઇચ્છે છે તો સુખ મેળવે છે, દુઃખને ઇચ્છે છે તો દુઃખ મળશે. માટે મનુષ્યે પોતાના સુખ દુઃખનો બીજા ઉપર આધાર રાખવો નહિં પણ પોતાના વિચાર ઉપર આધાર રાખવો.

મનુષ્યના સુખ દુઃખનો આધાર જેવા તેના વિચાર તેના ઉપર આધાર રાખે છે માત્ર પોતાના વિચારો ઉપર જય મેળવો કોઇ પણ કાર્ય કરવાની ઇચ્છા થાય ત્યારે એ કામ હું કરી શકીશ જ એવી હિંમત રાખી તે કામ શરૂ કરવું. હંમેશા હિંમતવાળા બનો ધૈર્યથી કામ કરવું સાચી આત્મ શ્રદ્ધાળુ થવું. હું એ કામ નહિ કરી શકું, હું તો લાચાર છું, મારાથી તે એવું કામ થાય ? એતો નસીબદાર કરી શકે આવા આવાં વાક્યો બોલો નહિ. આથી નાહિંમત થઇ જશો. વિચારનું બળ ઘટી જશે, ભયના વિચારો, ફીકરના વિચારો તમારા વિચારોનું બળ તોડી નાખે છે. અને એવા વિચારો કરનાર કદાપી ઉત્તમ કાર્યો કરી શકતા નથી. માટે હું એ કામ કરી શકીશ નહિં એવા વિચારને દુર કરજો તમે તો કામ કરવા માટે, ફતેહ મેળવવા માટે, સિદ્ધિઓ પ્રાપ્ત કરવા માટે જ જન્મ્યા છો, તમારા પ્રારબ્ધમાં તમે જે ધારો તે મેળવી શકવાનું છેજ એમ માની વ્યવહારમા આગળ વધો.

મનુષ્યને જન્મારા સુધી દુઃખી કરનાર, નિષ્ફળતા આપનાર તેની ચિંતાઓજ છે. ભયના વિચારો, ફીકરના વિચારોથીજ તે નાસીપાસ થાય છે. હંમેશાં પવિત્ર જીવન ગાળો, જે નીતિથી મળી શકે તે મેળવવા મથો, દુરાચારમા ન ફસાશો એક પાપ કર્મ કરશો તો અનેક પાપ કર્મ કરવા પડશે, ચોરી કરશો તો તે છુપાવવા જુઠું બોલવું પડશે, એક પાપ કર્મ છુપાવવા અનેક પાપ કર્મ કરવા પડે

છે, તેથી જીવન ભ્રષ્ટ થાય છે, જીવન ભ્રષ્ટ થતાં વિચારોનું બળ વિખરાઈ જાય છે. માટે જો સુખજ મેળવવું હોય તો સત્યતાથી. નમ્રતાથી અને પવિત્રતાથી રહો. જે કદી પાપ કર્મ કરતો નથી. જે હંમેશાં સત્યજ બોલનારો છે, તે ભય કયાંથી? જે નમ્ર, વિવેકી. દયાળુ, પરોપકારી છે. મનુષ્ય માત્ર ઉપર પ્રેમ રાખનારો છે સત્યથી ધર્મનું પાલન કરનારો છે તે પછી બીક શી? તેને ભયચિંતા કે ફીકર સતાવી શકતા નથી તેની વિચારશક્તિ દૃઢ અને એકાગ્ર બને છે. હંમેશા સુખમાં રહેવા માટે પવિત્ર જીવન ગાળો, આશાવાદી થાઓ તમારા વિચારને એકાગ્ર કરતાં શીખો, પાપી જીવન ગાળનારા દ્રવ્યને માટે બીજાને દુઃખી કરતાં ન ડરનારા લોભ, લાલચ અને મોહ વશ થઈ બીજાને દુઃખી કરનારા પોતે કદાપી સુખી થતા નથી.

ઇશ્વર તો તમે સુખી થઓ એવું ઇચ્છે છે. તમારે જે વસ્તુ જોઈએ તે તમે દૃઢ વિચારદ્વારા તીવ્ર ઇચ્છા કરી પરમાત્મા પાસે માગો જો તમે પવિત્ર જીવન ગાળનારા હશો તો તે વસ્તુ તમને જરૂર તે આપશે. તમે ધારો તે મેળવી શકો એવી દૈવીશક્તિઓ ઇશ્વરે તમને આપેલી જ છે. તેને શોધી કાઢો, એ દિવ્ય શક્તિદ્વારા તમે ધારશો એ મેળવી શકશો તમે જેવા વિચાર કરશો તેવા થશો એ સૂત્ર ખાસ લક્ષમા રાખી તમારે શુભ વિચાર સેવવા આશાવાદી થવું અને જે વસ્તુની ઇચ્છા થાય તે મેળવવા તેજ વિચારમાં મક્કમ રહેવું. આ માટે વિચારને દૃઢ, એકાગ્ર બનાવવો. જેમ તેમ તમે શાંતિ મેળવતા જશો, ધીરજ, હીંમત, શ્રદ્ધા, પવિત્રતા સત્યતા, વિગેરે સદગુણો ધારણ કરતા થશો તેમ તેમ તમારા વિચારો દૃઢ, બળવાળા અને મક્કમ થતા જશે. જેમ જેમ તમે લોભ, શોક, મોહ, લાલચ, કામક્રોધ, અદેખાઇ, કપટ, એનો ત્યાગ કરતા જશો, તેમ તેમ તમારામાં સદગુણો પ્રવેશ કરવના અને પછી તમે જે માગશો તે વસ્તુ પરમાત્મા તમારી પાસે રજુ કરી દેશે. તમે પવિત્ર હૃદયથી નિર્મળ જીવન ગાળતાં શીખો. જેમ જેમ તમારૂં જીવન પવિત્ર થતું જશે તેમ તેમ તમારામા આકર્ષણશકિત વધુ પ્રકટતી જશે. પછી તમે જે વિચાર કરશો. જે ઇચ્છશો તે તમને પ્રાપ્ત થશે. પૈસાની ઇચ્છા કરો, પૈસા મળવાના અનેક માર્ગો તમને જડી આવશે. જેમ જેમ જીવનની પવિત્રતા વધે છે તેમ તેમ ઇચ્છા શકિતનું વીલપાવરનું બળ વધે છે.

હવે જયારે સુખ મેળવવું તામારા હાથમાં છે તેમ દુઃખ મેળવવું

એ પણ તમારા હાથમાં છે તો પછી શા માટે દુઃખી થાઓ છો? આજથી તમારા જીવનની દશા ફેરવો. પવિત્ર જીવન ગાળતા થઇ જાઓ ગમે તેવા વિચારો કરતા બંધ થઇ જાઓ, પવિત્ર, આશાવાદી મક્કમ વિચાર કરનારા થાઓ, નિષ્ફળ, નિષ્પ્રયોજન અનેક વિચારો ન કરો. અને માત્ર એક પણ ઉત્તમ. સાદો અને પવિત્ર વિચાર કરો, તે વિચારને વળગી રહો, તે પછી તમે સારા વિચાર પણ જો એકાગ્ર થઇ કરશો તો તે તમને ફળ આપનાર નીવડશે. હંમેશાં શુભ વિચારો કરો, અન્યનું ભલું કરવા દાનતવાળા થઇ સર્વનું શુભ થાય એવા વિચારો કરો. જેમ જેમ તમે આવા શુભ વિચારો કરતા જશો તેમ તેમ તમને પછી એવા શુભ વિચારો કરવાની ટેવ પડી જશે. અન્યનું અહિત કરનાર વિચારો કદાપી પણ ન કરો તેથી તમને પોતાને જ હાની છે. વિચારમાં ઘણું બળ રહેલું છે એમ માનો. તમારા વિચારોનું વાતાવરણ એવું પ્રકટાવો કે તમારી પાસે આવનાર મનુસ્ય પણ તમારા વિચારને વશ થઇ રહે

મનુષ્ય જેવા વિચાર કરે છે તેવું વાતાવરણ તે પોતાની આજુબાજુ પ્રકટાવી શકે છે જેમ દુરાચારી મનુષ્ય દુષ્ટ વિચારોનું સેવન કરનાર હોવાથી તેને દુરાચારી મનુષ્યોની જ સોબત થાય છે સદાચારી મનુષ્ય શુભ વિચારો સેવનાર હોવાથી તેની પાસે સદાચારી મનુષ્યો જ આવે છે, જુગારીને જુગારીઓની સોબત થાય છે ચોરને ચોરની, વ્યભિચારીઓને વ્યભિચારીઓની અને પાપીને પાપીઓની સોબત થાય છે. માટે વિચાર કરવા તે જોઇ વિચારી કરવા. મનુષ્યના જીવના સુખ દુઃખનો બધો આધાર તેના વિચાર ઉપર છે. વિચારો એજ કાર્ય સિદ્ધિ કરાવનાર છે, વિચારો એજ નિષ્ફળતા પ્રકટાવનાર છે. એકને એક વિચાર વારંવાર કર્યા કરવાથી તે વિચારોનાં આંદોલનો બીજા મનુષ્યના વિચાર મંડળમાં દાખલ થઇ તેમને આપણી મરજી મુજબ વર્ત્તવાની ફરજ પાડી શકે છે. જે મક્કમ વિચારોની એકાગ્રતા જેમણે સાધી છે તેમના વિચારો સિદ્ધિ અર્પનારા છે. તે જેના સંબંધી વિચાર કરે છે તેના મનમાં એમના વિચારો પ્રવેશ કરી વિચારાનુસાર ક્રિયા કરવા ફરજ પાડે છે આ એક અદ્ભૂત માનસિક તાર કિંવા ટેલીફોન વિદ્યા છે. માત્ર તેને કેળવવાની જરૂર છે.

———•———

## પ્રકરણ ૩૦ મું

## માનસિક ટેલીફોન

મનુષ્ય ટેલીફોન અને તારથતો માહિતગાર છે. વગર દોરડાના તાર પણ થયા છે; ટેલીફોન કરવા માટે ભુંગળું હાથમાં લઇ એક એક છેડો કાનમાં ને એક છેડો મેં આગળ રાખી બોલ્યા કે તરત જવાબ આપવાનો. તારમાં પણ તારના સ્ટેશને જઇ તાર કર્યો એટલે તાર માસ્તરે યંત્ર ઉપર ટક, ટક, ટક, એમ યંત્ર દબાવ્યું કે જ્યાં તાર કરવાનો ત્યાં ખબર પહોંચી ગઇ. આ પ્રમાણે મનુષ્યનું મગજ એ તાર કરવાનું કિંવા ટેલીફોન મોકલવાનું એક કેન્દ્ર છે. વિચાર દ્વારા પોતાનો સંદેશો બીજે મોકલી શકે છે. અને જેને સંદેશો મોકલ્યો હોય તે આ માણસના વિચારના ટકોરાથી જાગ્રત થાય છે. તેના મનમાં પણ તેવાજ વિચાર ઉત્પન્ન થાય છે. અને વિચાર મોકલનારના વિચાર અનુસાર કામ કરવાનું તેને મન થઇ આવે છે, આ વિદ્યા જાણવી જોઇએ, શીખવી જોઇએ. તાર માસ્તરને પણ તાર કરવાનું કામ રીતસર શીખવુ પડે છે. તેમ વિચાર દ્વારા ટેલીફોન કરવા ઇચ્છનારે પણ આ કાર્ય શીખવું પડે છે. તે શીખતાં પછી તેને વિચાર દ્વારા ગમે ત્યાં સંદેશો મોકલતાં આવડી જાય છે તેમ બીજાના વિચાર સમજવાની શકિત પણ તેનામાં આવે છે. આ વિદ્યાને માનસિક ટેલીફોન વિદ્યા, કિંવા થૉટ રીડીંગ—બીજાના વિચારો જાણવા એમ કહે છે.

મહા પુરૂષો અન્ય મનુષ્યના મનની વાત જાણી જતા, એ માત્ર તેમની માનસિક વિચારોની એકાગ્રતાથી. પોતાની ઇચ્છા થતાં સર્વ વસ્તુ પ્રાપ્ત કરતા તે પણ આ માનસિક ટેલીફોન વિદ્યાથી. આ વિદ્યા દરેક મનુષ્ય શીખી શકે છે. તેણે તે માટે અભ્યાસ કરવો પડે છે. અભ્યાસ વગર કોઇ કાર્ય સિદ્ધ થતું નથી. બી—એ થતા કેટલાં વર્ષ અભ્યાસ કરવો પડે છે? તેની કોને ખબર નથી. તેમ આ અધ્યાત્મ-વિદ્યા શીખવા માટે પણ દરરોજ નિયમસર અભ્યાસ કરવાની જરૂર છે. એ અભ્યાસ સિદ્ધ થતાં પછી આ વિદ્યાની પણ સિદ્ધિ થાય છે.

આને માટે પવિત્ર જીવન અને દૃઢ, મકકમ વિચાર કરતા થવું જોઇએ. મનની એકાગ્રતા જેણે સિદ્ધ કરી હોય છે તેવાને આ વિદ્યા સહજ સિદ્ધ થાય છે આથી જે વિચાર બીજા મનુષ્ય પ્રતિ મોકલવામાં

આવે છે તેના મનમાં આપણા વિચાર અનુસાર વિચાર ઉદ્દભવે છે, અને આપણા વિચારાનુંસાર કાર્ય કરવા તે તત્પર થાય છે. આમ વિચાર દ્વારા અનેક કાર્ય થઇ શકે છે. વિચાર દ્વારા શાંત કે અશાંત વાતાવરણ રચી શકાય છે. આ પ્રમાણે જે મનુષ્યના વિચારો દ્દઢ હોય છે તે બીજા ઉપર પોતાના વિચારોની અસર ઉપજાવી શકે છે અને વિચારનાં આંદોલનો દ્વારા અનેક કાર્ય તેની પાસે કરાવી શકે છે તળાવમાં સ્થિર જળમાં એક કાંકરો નાંખીએ તો તેની આજુબાજુ કુંડાળું થઈ જળના તરંગો થશે, તે તરંગો થતાં થતાં કિનારા સુધી આવે છે. સતારના તારને એક ટકોરો મારતા તેનો ઝણકાર અને ધ્રુજારો થશે. તેમ મનુષ્ય પોતાના મગજમાં જે વિચાર કરે છે તે વિચારનો વેગ ફેલાય છે. જેમ કોઇ બોલે છે તેનો અવાજ પવનમાં ધ્રુજારા ઉત્પન્ન કરી આપણા કાનમાં અથડાય છે તેમ આપણે જે વિચારો કરીએ છીએ તે વિચારોની ધ્રુજણી કિંવા તરંગો ઉત્પન્ન થઇ જેના સંબંધી વિચાર હોય છે તેના મગજ સુધી પહોંચી જાય છે. અને વિચાર મારફતે બીજાના વિચારોને ફેરવી શકાય છે, બીજાઓ પાસે ધાર્યું કાર્ય કરાવી શકાય છે.

આને માટે વિચાર શક્તિને કેળવો. ઇચ્છાશક્તિને મજબુત કરો. તમે તમારા મક્કમ વિચારથી, સત્ય સંકલ્પ વાળા બનો છો, બીજાઓને આકર્ષણ કરી શકો છો. જેમ તમે અન્ય મનુષ્યને મોંથી વાત કરીને તમારી વાત સમજાવી શકો અને તેને તમારે અનુકુળ કરી શકો તેમ તમે એકાગ્રતાપૂર્વક વિચાર કરી તેને તમારે અનુકુળ વર્તાવી શકો છો. તમે દ્દઢ વિચાર કરી વિચારનાં આંદોલનો દ્વારા બીજા મનુષ્ય ઉપર તમારી વીલ પાવરની શક્તિ મોકલ્યા કરો. અને તેના પરિણામે તે તમારી ઇચ્છાનુસાર વર્તવા તૈયાર થશે. એવી રીતે મનુષ્ય વિચાર દ્વારા અન્યને પોતા પ્રતિ આકર્ષી શકે છે. અને પોતાની ઇચ્છા પૂર્ણ કરે છે. અન્ય મનુષ્યોના પ્રેમને વિચાર દ્વારા મેળવી શકે છે, પોતાનાં કાર્ય અન્ય પાસે કરવી શકે છે.

મનુષ્ય આ વિચારશક્તિ દ્વારા પોતાનું જીવન ઉચ્ચ બનાવે છે. પોતાનામાં જે સદ્ગુણો ન હોય તે મેળવી શકે છે; બળવાન બની શકે છે, વ્યાવહારના પદાર્થો મેળવી શકે અને મેળવવાની ઇચ્છા થાય છે તે વસ્તુ ઇચ્છાશક્તિ દ્વારા મેળવી શકાય છે. વિચાર એ કાર્યને સિદ્ધ કરી આપનાર છે, એ વિચારેને કાર્ય સિદ્ધ કરનારા કરવા કે

નિષ્ફળ બનાવવા એ મનુષ્યની પોતાની ઉપર છે. આપણે એકનો એક વિચાર વારંવાર કરીએ છીએ ત્યારે તે દૃઢ થાય છે. જેમ નાનાં છોકરાં આંક વારંવાર ગોખે કે અંગ્રેજીના સ્પેલીંગો વારંવાર ગોખે તો તે યાદ રહી જાય છે તેમ એકને એકજ વિચાર વારંવાર કર્યા કરવાથી તે દૃઢ થાય છે. અને આમ તે વિચાર જેટલો દૃઢ થયો હશે તેટલું ઉત્તમ કાર્ય કરી શકશો. તેણે પોતાનામાં શ્રદ્ધા હોવી જોઈએ. અશ્રદ્ધાળુ મનુષ્યો વિચારના ફળને મેળવી શકતા નથી. એક વિચાર કરે કે અમુક કાર્ય મારે માટે સિદ્ધ થશે, અને આ વિચારને તે મક્કમ પણે શ્રદ્ધાથી વળગી રહે તો તેનું કાર્ય સિદ્ધ થશે. પણ તેને જો વચમાં ભય થાય કે મારું કાર્ય થશે કે નહિ. વળી તો નહિ આવે એવા ડગુમગુ વિચાર હોય તો કંઈ સિદ્ધ થતું નથી. કોઈ પણ કાર્યમાં શંકા રાખવી એ કાર્યને નિષ્ફળ કરી દેનાર છે. માત્ર એ કાર્ય થઈ શકશે જ, મારે માટે એ કાર્ય સિદ્ધ કરવાનું જ છે. એ જ પ્રકારની જે મક્કમતા, શ્રદ્ધા, આત્મબળ એજ કાર્યને સિદ્ધ કરાવી દેનાર છે.

આપણે અગાઉ કહી ગયા કે મનુષ્યના મગજ બે પ્રકારનાં છે. તેમ મન પણ બે પ્રકારનું છે. એક આંતરમન અને બીજું બાહ્ય મન, એક શંકાવાળું મન અને બીજું શંકા વગરનું મન. શંકા વગરનું મન એ અંતર મન છે. શંકાવાળું મન એ બાહ્યમન છે. આપણે આખો દિવસ કામકાજમાં જે વિચાર કરીએ છીએ તે બાહ્ય મનથી કરીએ છીએ. બાહ્ય મનથી કરેલા વિચારોની આંતર મન ઉપર ઊંડી છાપ પડે છે. આંતર મન રાત્રે નિદ્રામાં કામ કેમ પ્રકારે કરે છે. આ આંતર મન ઉપર જે છાપ પડે છે તે સાચી પડે છે તે ભૂંસાતી નથી. તેમાં મનુષ્યને જીંદગીમાં જે જે અનુભવો થાય છે તેના સંસ્કારો પડી રહે છે, બાહ્ય મનથી જે સત્યનો વિયોગ થાય છે, જે માટે તેની ખાત્રી થાય છે તેની છાપ આંતર મનમાં પડે છે આ આંતર મન એ મનુષ્યના આત્મિક શક્તિને પ્રગટાવનાર છે.

આંતરમન એ આત્મિકશક્તિનું સ્થાન છે. અને તેને પ્રકટ થવાનું સાધન એ બાહ્ય મન છે. મનુષ્યના આંતરમનમાં જેવા સંસ્કારો હોય છે તેવાં લક્ષણો તેનામાં હોય છે. મનુષ્ય ઘણી વાર વગર વિચારનું મૂર્ખાઈ ભર્યું અથવા તો ઉત્તમ જ્ઞાન વાળું કામ કરી બેસે છે તેનું કારણ તેનું આંતર મન છે. માટે આ આંતર મનને કેળવવામાં આવે તે દ્વારા એકાગ્રતાવાળા વિચારો કરવાની ટેવ પડી એતા આપણાં કાર્ય

સિદ્ધ થાય અને મન ઉપર આધાર ન રાખવે. આમાંથી મનુષ્ય અવિશ્વાસુ થઇ જાય છે.

મનુષ્યનાં બે મગજ છે, બે મન છે. તેમ વિચારોના પણ બે પ્રકારના ભેદ છે. એક સંશયાત્મક કિંવા નેગેટીવ થોટ અને બીજું નિઃસંશયાત્મક કિંવા પોઝીટીવ થોટ એમ બે પ્રકારના વિચાર છે. તે નિઃસંશયાત્મક વિચાર કરનારા થશો તો તમારામાં શ્રદ્ધા, હિંમત, આશા, ઉત્સાહ, આનંદ પ્રગટ થશે. અને તમે તમારી ઇચ્છેલી દરેક વસ્તુ મેળવી શકશો અને સંશયાત્મક કિંવા નેગેટીવ વિચારવાળાઓ ઉપર તમે સત્તા પણ મેળવી શકશો. સંશયાત્મક વિચારવાળા મનુષ્યો નિઃસંશયાત્મક વિચારવાળાની આજ્ઞા પાળે છે. તેઓ કહ્યા પ્રમાણે વર્તે છે, તેઓ ચલાવે તેમ ચાલે છે, સંશયાત્મક વિચારવાળા મનુષ્યોને દરેક કાર્યમાં સંશય કિંવા શંકા જ ઉત્પન્ન થાય છે, તેઓ સદા બીજાના ઉપર આધાર રાખનારા હોય છે અને નિઃસંશયાત્મક વિચારવાળાઓ આત્મશ્રદ્ધાળુ હોય છે. સંશયાત્મક વિચારવાળા મનુષ્યો ભોળા, લાંબી અક્કલ વગરના, શંકાશીલ, કાચા કાનવાળા, લપલપીયા, કોઇ કહે તે ખરું માની જાય તેવા, બેવડા, અધુરા મનના, બીકણ, ઘડી ઘડીનાં વિચાર ફેરવનારા, ડામાડોળ મનવાળા, હોય છે તેમનામાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ હોતી નથી, અને આકર્ષણ શક્તિ પણ નરમ પડી ગયેલી હોય છે. તેમના ઉપર નિઃસંશયાત્મક કિંવા પોઝીટીવ વિચારવાળા આજ્ઞા ચલાવી શકે છે. તેમના હથીયારરૂપ આવા મનુષ્યો બની રહે છે.

મનુષ્યમાત્રમાં મુખ્યત્વે આ ગુણ હોય છે. પણ જ્ઞાનથી, વિચારથી તે પોતાના સંશયાત્મક મનને નિઃસંશયાત્મક બનાવી શકે છે. મનુષ્ય નિઃસંશયાત્મક કિંવા પોઝીટીવ વિચારથી અન્ય મનુષ્યોને પોતાના હુકમ પ્રમાણે વર્તનાર બનાવી શકે છે. હંમેશ પોઝીટીવ વિચારવાળા મનુષ્યો નેગેટીવ વિચારવાળા ઉપર સત્તા ચલાવી શકે છે. તેમના વાક્યમાં બળ, હિંમત દમામ, આંખની આકર્ષણ શક્તિ, દૃઢતાથી અન્યને વશ કરી તેના ઉપર સામ્રાજ્ય ભોગવી શકે છે. આ નિઃસંશયાત્મક વિચાર એ ઇશ્વરી બક્ષીસ હોય છે. તે પોતાના મનમાંથી દૃઢતાપૂર્વક, આશાવાદી વિચારો બહાર પાડે છે. અને સંશયાત્મક વિચારવાળો કિંવા નેગેટીવ સ્વભાવવાળો માણસ

પોતે બીજાના ઉપર આધાર રાખી બીજાના મોં સામે તાકી રહેનારો, પોતાની બુદ્ધિ અને હોશીયારી ગુમાવી દે છે. દરેક મનુષ્યમાં આ પ્રકારના પોઝીટીવ કે નેગેટીવ ગુણ હોવા એ ઇશ્વરીય બક્ષીસ છે. કોઇ મનુષ્ય પોઝીટીવ હોય છે તો કોઇ નેગેટીવ હોય છે. અને હંમેશાં પોઝીટીવ સ્વભાવ વાળો મનુષ્ય નેગેટીવ મનુષ્યને પોતાપ્રતિ આકર્ષી શકે છે. અને પોતના કહ્યા પ્રમાણે તેની પાસે કામ કરાવી શકે છે.

નિઃસંશયાત્મક વિચારવાળા કરતાં સંશયાત્મક વિચારવાળા મનુષ્યો ઘણા છે. આ સંશયાત્મક વિચારવાળા મનુષ્યો ધારે તો વિચારબળને કેળવી નિઃસંશયાત્મક બની શકે છે. સંસાર વ્યવહારમાં ઉચ્ચ નીચ સ્થિતિ પ્રાપ્ત થવી, સ્વતંત્રતાથી કે ગુલામીથી રહેવું એ આ બે પ્રકારના સ્વભાવ ઉપર આધાર રાખે છે. સાધારણ રીતે મનુષ્ય પોતાનાથી ચઢતી સ્થિતિવાળા મનુષ્યથી દબાય છે. બ્હીવે છે. જેમકે સાધારણ સ્થિતિવાળો માણસ ઉચ્ચ સ્થિતિવાળાથી, ગરીબ પૈસાદારથી, નોકર શેઠથી, સ્ત્રી પુરૂષથી, ઉંદર બીલાડીથી, સાપ નોળીઆથી, બાળક બાપથી, ચોર અમલદારથી, વાઘ દેવતાથી, એમ એક બીજાથી દબાયલા કિંવા બીકથી રહે છે. જે જેનાથી બ્હીવે છે તે નેગેટીવ કિંવા સંશયાત્મક છે. જે બ્હીતા નથી તે નિઃસંશયાત્મક છે.

જે મનુષ્યોએ સુખ, સંપત્તિ શાંતિ અને આનંદ મેળવવો હોય જેમણે બીજાને પોતાના પ્રતિ આકર્ષવા હોય તેમણે હંમેશાં નિઃસંશયાત્મક વિચારવાળા કિંવા નેગેટીવ થવું. પોઝીટીવ વિચારવાળામાં આકર્ષણ શક્તિ વધારે હોય છે. તે નેગેટીવ વિચારવાળાને પોતા પ્રતિ આકર્ષી શકે છે. જ્યારે બે મનુષ્યો એક બીજાને મળે છે ત્યારે જો બંને પોઝીટીવ વિચારના હશે તો એક બીજાની સાથે મળતા થઇ શકતા નથી, પણ જો એક પોઝીટીવ વિચારવાળો અને એક નેગેટીવ વિચારનો હશે તો પોઝીટીવ વિચારવાળા નેગેટીવ વિચારવાળા તાબે થઇ શકે છે, તેના વિચારને મળતો થઇ શકે છે. આપણે આજે એક મનુષ્યની પાછળ ઘણા મનુષ્યો તેની હાજીહા કરી ફરતા જોઇશું. તે માત્ર પોઝીટીવ વિચારવાળા પાછળ નેગેટીવ વિચારવાળા ફરે છે. ઘણી વખતે પોઝીટીવ વિચારવાળો મનુષ્ય નેગેટીવ વિચારવાળાની સાથે મળતાં નેગેટીવ બની જાય છે. અને જો આ તકનો લાભ લઇ નેગેટીવ વિચારવાળો ધારે તો પોઝીટીવ વિચારવાળો થઇ શકે. પોઝી

ટીવ મનુષ્ય મક્કમ વિચારના હોય છે. તે એક વિચાર કરે છે. તેને વળગી રહે છે, ફરી વારંવાર તેને ફેરવતા નથી.

જેમ રામનું વચન એક, બાણ એક અને પત્નિ એક, તેમ પોઝીટીવ વિચારવાળાનું વચન એક હોય છે. તે જે વચન કહે છે તે પ્રમાણે પાળે છે, જે બોલે છે, એકવાર વિચાર કર્યો તે વિચારને પછી મરણાતે ફેરવતા નથી. સત્યવાદી હરિશ્ચંદ્ર જેમ પોતાના એક સત્ય વચનના ખાતર ભીખારી બન્યા હતા. તેનું નામ ટેક પાડવો. જુગારમાં હાર્યા પણ આપેલા વચન પ્રમાણે વનવાસ ભોગવ્યો તેનું નામ ટેક, આ પોઝીટીવ વિચારવાળા એકવાર જે વિચાર કર્યો તે ફેરવે નહિ, એ વાર જે વચન બોલ્યા તે પાળે જ. એવી ટેવવાળા, વચનની જેને કિંમત છે, બોલવાની જેને કિંમત છે, તે પોઝીટીવ વિચારવાળા મનુષ્યે સુખી થવા માટે; વિચારને કાર્ય સાધક બનવવામાટે પોઝીટીવ વિચારવાળા, મક્કમ વિચારવાળા નિઃસંશયાત્મક વિચારવાળા, આત્મશ્રદ્ધાળુ થવાની જરૂર છે.

મનુષ્ય મનને સ્થિર કરતાં શીખે, વિચારને વળગી રહેતાં શીખે, ચિત્તવૃત્તિનો નિરોધ કરતા શીખે તો તે જ્ઞાની થઇ શકે છે, પોઝીટીવ થઇ શકે છે. નિઃસંશયાત્મક વાદી વિચારવાળો સુખી થાય છે, પોતાને જે જોઇએ તે વસ્તુ આકર્ષણ શકિત દ્વારા મેળવી શકવાના સામર્થ્યવાળો થાય છે. જ્યારે નેગેટીવ વિચારવાળા દુખી, પરતંત્ર અને નિરાશાવાદી હોય છે. હમેશાં આશાવાદીઓનો, પોઝીટીવ શકિતવાળા પોતાનામાં એવી ચુંબક શકિત ધરાવે છે કે તે સંકલ્પ કરતાં અન્યને પોતાપ્રતિ આકર્ષી શકે છે. બાહ્યમનમાં ફરનારા શંકાશીલ કિંવા સંશયાત્મક વિચારવાળા એટલે નેગેટીવ હોય છે, અને આંતરમનનો અભ્યાસ કરનારા નિઃસંશયાત્મક વિચારવાળા, અન્ય વસ્તુને આકર્ષણ કરવાની શકિતવાળા, જેમાં ને તેમાં સિદ્ધિ મેળવનારા થાય છે. બીજાની પાસે કાંઇ શીખવાની ઇચ્છા હોય ત્યાર નેગેટીવ વિચારના થવું, અને આકર્ષણ શકિતને ખીલવવી હોય ત્યારે પોઝીટીવ થવું.

વિચારનાં આંદોલનો હંમેશાં ઉત્તમ કાર્ય સાધક છે મનુષ્ય જે વિચાર કરે છે તે વિચાર મનુષ્યને સુખી કરી શકે છે તેમ દુઃખી પણ કરી શકે છે. આ વિશ્વમાં આ વિચારનાં આંદોલનો પ્રવર્ત્યાજ કરે છે. મનુષ્યની વાણીનો અવાજ સામાન્ય થડકારાનો અવાજ ઘંટા

નાદનો અવાજ, ગરમી. તેજ શરદી એ સર્વના વેગને આપણે જાણી શકીએ છીએ. મનુષ્ય જે બોલે છે તે શબ્દોના બોલે બોલનો રણકારો વાતાવરણમાં પ્રકટ થાય છે. અને એ વાતાવરણ દ્વારા અન્ય મનુષ્ય સાંભળી શકે છે એથી વાતાવરણમાં એક પ્રકારનો કંપારો ઉત્પન્ન થાય છે તે વાતાવરણ દ્વારા તે અવાજને બીજે લઇ જાય છે તેમ મનુષ્યની ઇચ્છાશકિતથી વીલપાવરથી પણ આ વાતાવરણમાં એક પ્રકારનો કંપારો કિંવા વેગ ઉત્પન્ન થાય છે. તેને આંદોલન કહે છે. એ આંદોલનો દ્વારા તે બીજા ઉપર અસર કરી શકે છે

આપણા મંત્રશાસ્ત્રો, ભજનોથી પણ એક પ્રકારનાં વાતાવરણમાં આંદોલનો ઉત્પન્ન થાય છે. અને તેથી તેતે મંત્રો દ્વારા ઉત્તમ કાર્યો થઇ શકે છે. જેમ એક વાસણમાં પાણી ભરેલું હોય ને સ્થિર હોય છતા તેમા વચ્ચે એક કાંકરો નાંખતાં તેમાં આજુ બાજુ કંપારો થતાં ગોળ ગોળ કુંડાળાં થશે અને મોજાં ઉત્પન્ન થઇ તે ગોળ કુંડાળાં કથરોટના કિનારા સુધી પહોંચી જાય છે કિંવા પાણીની મર્યાદા સુધી પહોંચી જાય છે. તેમ આ વિશ્વમાં મનુષ્ય જે વિચાર કરે તેનાં પણ વાતાવરણમાં આંદોલનો ઉત્પન્ન થાય છે અને તે જેના સબંધી વિચાર હોય છે ત્યાં જઇ અટકે છે. આપણે મંત્રશાસ્ત્ર જુઓઃ તેમાં જે મંત્રનો જપ કરવાનો હોય છે તે મંત્રનો અર્થ "અમુક થાઓ." એ પ્રકારનાં ભાવનાવાળા હોય છે. આમાં શબ્દ રચના પણ એવા પ્રકારના હોય છે કે જેથી તે કાર્ય સિદ્ધ થાય એવાં આંદોલનો ઉત્પન્ન થાય છે અને આ મંત્રોનો જપ કરવાથી કરાવવાથી ધાર્યા પ્રમાણે કાર્ય સિદ્ધ થાય છે.

કોઇ માણસને પોતાની વાત સમજાવવા માટે તેના મનમાં બરોબર ઠસાવવા માટે જેમ સારી રીતે તે વાત જણાવવી પડે છે તેમ આપણા વિચારોમાં આંદોલનો ઉત્પન્ન કરવા માટે એકના એક વિચાર શાંતપણે દૃઢ મનથી ક્રમપણે કરવો પડે છે. જેમ દોરડાને વધુ વળ દીધાથી તે વધુ મજબુત થાય છે તેમ દૃઢપણે શક્તિથી એકનો એક વિચાર વારંવાર કરવામાં આવે છે ત્યારે તેનું પરિણામ ઘણું ઉત્તમ આવે છે. જો કોઇ કોઈ વસ્તુ ન માનતું હોય તો તેને તે વારંવાર સમજાવવાથી તે વાત તે માનતો થઇ જાય છે એકવાર કોઇને કોઇ વાત સમજાવી તે ના કહે તો વળી સમજાવવી. સારી રીતે સમજાવવી. દૃઢ પણે સમજાવવી તેથી તે મનુષ્ય તે વાત માની જાય

છે. વેપારીઓમાં આ રીત ઘણાના જોવામાં આવે છે. જે વેપારીનામાં આની આદત હોય છે તે ઘરાકની ના મરજી છતાં તેની પાસે ધાર્યું કામ કરાવે છે. અને તેને માલ ન ખરીદવો હોય છતાં ખરીદવાની ફરજ પાડે છે. કેટલાક સેલ્સમેનો એવા હોય છે કે તે કોઇમ ખ ા ર ા નીકળે છે. ઘરાકને ત્યાં જાય છે. ઘરાક તે માલ લેવા ના પાડે છે. છતાં તે તેને એવી રીતે સમજાવે છે કે પેલાને માલ ન ખરીદવાની મરજી છતાં તેને ઓર્ડર આપે છે. આ પ્રકારે વિચારની એકાગ્રતા એ-કના એક વિચારને શાંતિથી ધૈર્યતાથી વળગી રહેવાથી ઉત્તમ આકર્ષણ શકિત પ્રાપ્ત થઇ શકે છે. આ પ્રકારનું વારંવાર સમજાવવું અથવા સૂચના કરવી એ જો બરોબર કરતાં આવડે તો તે કાર્ય સિદ્ધ થાય છે. મનમાં આ પ્રકારના વિચારો વારંવાર કરવા તે ભાવના છે. અમુક પ્રકારે કાર્ય થાઓ, અમુક થાઓ એવી ભાવના કરવી. મંત્રો ભાવ-નાત્મક હોય છે, આ ભાવના કરતાં આવડવી એ પણ આકર્ષણ શ-કિત ખીલવવા ઇચ્છનાર માટે ખાસ અગત્યનું છે.

---

## પ્રકરણ ૩૧ મું.

### વિચારની આકર્ષણ શકિત એકત્ર કરવાની કળા

વિચારને દઢ કરવા માટે હમેશાં એક વિચારને વળગી રહેવાની ટેવ પાડવી. કોઇ પણ વિચારને તરત વળગી ન પડવું. ઘડી ઘડીમાં વિચાર ફેરવવા નહિં. ઘડીમાં કોઇને માટે કાઇ વાત સાંભળી સારો અભિપ્રાય બાંધી દેવો, વળી તરત કોઇના કહેવાથી તે અભિપ્રાય ફેરવી ખરાબ અભિપ્રાય બાંધવો. ઘડીમાં એક જણની નિંદા કરવી, વળી તેનાં જ ઘડીમાં વખાણ કરવાં એવો ઘડી ઘડીમાં વિચાર ફેરવાઇ જાય તેવી ટેવ ન રાખવી. નિઃસંશયાત્મક વિચારવાળા કિંવા પોઝી-ટીવ વિચારવાળા બનો કોઇ પણ વાતનો તાત્કાલિક કોઈ વાત સાંભ-ળી સારો કે ખોટો અભિપ્રાય બાંધી દેવો નહિં. કોઇ વાત જાણવા અધીરા ન થવું તાલાવેલીયો સ્વભાવ છોડવો. ઉતાવળ કરવી નહિં. તમે તમારો અભિપ્રાય એકદમ જેના તેના આગળ જાહેર ન કરો. હંમેશાં મનની વાત મનમાં રાખવાની ટેવ પાડવી. તમે જે જાણતા હો, જે કરવા માગતા હો તો તે વાત ગુપ્ત રાખતાં શીખો. મનમાં

આવ્યું તેવી બોલી નાંખવાની ટેવ છોડી દો બીજાની વાતો સાંભળવી ખરી પણ તરત તે ઉપર અભિપ્રાય ન આપવો. ભવિષ્યમાં પોતે કેવી રીતે કામ કરનાર છે તે વાત ગુપ્ત રાખતા શીખવી.

બીજાની વાત કિંવા અભિપ્રાય તેને જણાવવો નહિં. પોતાના કાર્ય કરવાની રીત બનતા સુધી ગુપ્ત રાખવી, તમારી ઇચ્છા બીજાને જણાવો નહિં તમારા ઉત્સાહને બીજા આગળ કહી દો. નહિં પણ તમારા મનની ઇચ્છા અને કામ કરવાના ઉત્સાહને તમે તમારામાં ગુપ્ત રાખતા શીખો. હલકા મનના ન થવું, છીછરા ન થવું. એકદમ મનમાં આવેલી વાતનો ઉભરો જાહેર કરવાની ટેવ ન રાખવી. જેમ જેમ તમે તમારો વિચાર, તમારો અભિપ્રાય ગુપ્ત રાખતા શીખશો, તેમ તેમ તમારી વિચારશક્તિ કેળવશે તમારા વિચાર મક્કમ દૃઢ એકાગ્ર થતા જશે, આથી તમારી આકર્ષણ શક્તિ જાગ્રત થશે. તમારામાં લોહ ચુંબકના માફક વિચાર શક્તિ એકાગ્ર થતાં મન સ્થિર થતાં આકર્ષણ શક્તિ વધતી જશે. જેથી અન્ય મનુષ્યો તમારા પ્રતિ આકર્ષાઇ આવશે. સંશયાત્મક વિચારવાળા, ઉતાવળીયા સ્વભાવવાળા, ભય અને શંકાશીલ સ્વભાવવાળા મનુષ્યો તમારા તરફ આકર્ષાશે તમારી આજ્ઞા પાળવા તૈયાર થશે માટે તમે હમેશાં આવી રીતે તમારા વિચારને તમારા મનમાં ગુપ્ત રાખવાની ટેવ પાડી પોઝીટીવ વિચારવાળા બનો.

તમારી પાસે કોઇ માણસ આવે અને કંઇ સમાચાર કહે અથવા કંઇ વાત કહે તે વખતે તમારે તે વાત સાંભળવાની અધીરાઈ ન જણાવતા માત્ર શાંતિથી ગંભીરપણે તેની વાત સાંભળી લેજો. અને જાણે તે વાત સાંભળવાની તમને બહુ દરકાર ન હોય તેમ રહેજો. તમારે તેની વાત સાંભળી અધીરા થઇ ઉપરાઉપરી તેને સવાલો પૂછવા નહિં. આથી તે તમારા માટે તે ગંભીર વિચારમાં પડી જતાં તેનું મક્કમ પણું તમારામાં આવી જશે. અને તમે તમારા વિચારને દૃઢ બનાવતા શીખશો. તમે જે વાત જાણતા હો છતાં તેની વાત સંબંધી તમારે શો અભિપ્રાય છે તે તમારે તેને જણાવવો નહિં. તમે જે જાણતા હો તે વાત તરત બીજાને જણાવવાની વૃત્તિ ન રાખો, તમારે ત્યાં માણસ કંઇ કહેવા આવે તે વાત બરોબર કાંઇ પણ વચ્ચે બોલ્યા વગર સાંભળી લેવી, અને જેમ જેમ તમે શાંતિથી સાંભળ્યા કરશો તેમ તેમ તે સઘળી વાત તમને કહેશે. જેમ જેમ આવા પ્રસંગે

તમે શાંત અને ગંભીર રહેવાની તથા ન બોલવાની ટેવ પાડતા જશો તેમ તેમ તમારી ઇચ્છાશક્તિ કિંવા વિલપાવરનું બળ વધતું જશે અને આકર્ષણશક્તિ વધી જશે.

તે જાણનારને નેગેટીવ બનાવી પોતાના જ્ઞાનથી દબાયલો રાખવા ઇચ્છે છે. માટે જો તમારે આકર્ષણશક્તિની બરોબર ખીલવણી કરવી હોય તો પોઝીટીવ બનો, બીજાની વાત શાંતિથી, જાણે ઇચ્છા ન હોય તેમ ગંભીરતાથી સાંભળો. પણ સાંભળતી વખતે "હેં શું થયું ?" આવા આશ્ચર્યજનક સવાલો પૂછી નેગેટીવ ન બનો. એક નિયમ એ રાખવો કે બીજાનો પૂરપુરો અભિપ્રાય જાણ્યા વગર આપણી વાત તેને જણાવવી નહિં. આપણી વાત તો ગુપ્ત રાખવાની જ ટેવ રાખવી.

હંમેશાં સ્વભાવ સત્યશીલ, નમ્ર, વિનયી રાખવો, બીજાનું ભલું કરવાની વૃત્તિ રાખવી, અભિમાન છોડવું છતાં તમારે તમારા દુઃખનાં રોદડાં બીજા આગળ કદી પણ રડવાં નહિં. તેમ બીજાની સહાયની પણ ઇચ્છા ન કરવી. બનતા સુધી તમારે તમારા પગ ઉપર ઉભા રહેતાં શીખવું. તમારે તમારી વાત બનતા સુધી ગુપ્ત રાખતાં શીખવું, તમે શું કરવાના છો તે બીજાને જણાવો નહિં. તમારો શો વિચાર છે, તમે શું કરો છો, કે અમુક માટે તમારો શો અભિપ્રાય છે એ વાત બનતા સુધી તમારા નજીકના ખાસ મિત્રને પણ ન કરો. તમે તમારી વાત, તમારો વિચાર અને તમારી કામ કરવાની ધારણા હંમેશાં ગુપ્ત રાખો. આથી તમારી આકર્ષણશક્તિ ખીલતી જશે. મનુષ્ય-નામાં ગંભીરતા, મનની વાત ગુપ્ત રાખવાની શક્તિ, એ જો હોય તો તે વધુ માણસોને પોતા પ્રતિ આકર્ષી શકે છે. આથી ઉદાસ થવાનું નથી સદા ઉત્સાહી અને આનંદી રહો, પણ વધુ શાંત થતા જાઓ. હસવું, પ્રસન્નતા જણાવવી, પણ શાંતિ જાળવવી, ઉચ્છૃંખલ ન થવું, તાલાવેલીઓ, ધાંધલીઓ સ્વભાવ ન રાખવો, પુષ્કળ હસાહસ કે ધમા-ધમ કરવાની ટેવ ન રાખવી. હંમેશાં મન ઉપર કાબુ રાખવો. કોઇની ખુશામત કરવી નહિં, તમે જે વખતે જે વિચાર કરો તે વિચારને દૃઢ કરતા જાઓ, તે વિચારને વારંવાર ફેરવવો નહિ; એવો મક્કમ બનાવતા જાઓ, અને તમે જે ઇચ્છા કરો તે દૃઢ ઇચ્છા, તિવ્રેચ્છા કરો. તમે જે ધારશો તે મેળવવાનું સામર્થ્ય તમારી ઇચ્છાની દૃઢતા ઉપર આધાર રાખે છે.

જાતે મોટાઇ મેળવવાની ઇચ્છા રાખવી નહિં, તમારો ભેદ તમારે

ગુપ્ત રાખવાની ટેવ પાડવી. સાધારણ રીતે એવું છે કે: જે વસ્તુ તરફ આપણે વધુ ખેંચાઇએ છીએ તે વસ્તુ આપણાથી વધુ દુર રહે છે. જે માનકિર્તિ, પૈસા મેળવવાની બહુ હાયવરાળ કરે છે; તેને તે વસ્તુ મળતી નથી, એવી રીતે તમારી શી ઇચ્છા છે તે જો તમે બહાર પ્રકટ કરશો તો તે ઇચ્છા સિદ્ધ નહિં થાય જે વસ્તુ જાણી હોતી નથી ત્યાંસુધી તે જાણવાની જીજ્ઞાસા વધારે હોય છે, ત્યાં સુધીજ તેનું મહત્વ છે. તે વસ્તુ જ્યારે જાણવામાં આવે છે; ત્યારે તેની કિંમત ઓછી થઇ જાય છે. આવી રીતે દરેક વસ્તુનો ભેદ ખુલ્લો થતાં તેનું આકર્ષણ અને જીજ્ઞાસા જતી રહે છે માટે બનતા સુધી તમારે તમારી વાત ગુપ્ત રાખતાં શીખવું.

એક સંન્યાસી પાસે સાપ ઉતારવાની દવા હોય, ઘણાને તે સાપ ઉતારે પણ ખરો, એ કઇ દવા છે તે જ્યાં સુધી જાણ્યું હોતું નથી ત્યાં સુધી તે જાણવા માટે ઘણા હજારો રૂપિયા ખર્ચે છે. ઘણા તે સન્યાસીની જીવજાનથી સેવા કરે છે. પણ જયારે તે સન્યાસી તે વાત પ્રકટ કરે છે કે: એતો અમુક વનસ્પતિનું મૂળ છે. ભાઇ, તે ઘસીને પાવ એટલે સાપ ઉતરી જશે આ વાત જાણ્યા પછી જાણનારને થાય છે કે: "ઓહો, એ તો મારા ખેતરમાંની વાડ જોઇએ તેટલાં મૂળીયાં મળી શકે છે." આમ થતાં તેનો મોહ ઉતરી જાય છે. જે વસ્તુ જ્યાં સુધી જાણી હોતી નથી ત્યાંસુધી તેની કિંમત છે. દવાનું પણ તેમ છે, હુન્નરનું પણ તેમ છે. અત્યારે આયુર્વેદમાં કેટલીય કિંમતી દવાઓનો ભંડાર ભર્યો છે. અમે રોજ વંચીએ છીએ. તેમાં એવા એવા ગુણ છે કે: શાસ્ત્રમાં લખ્યું હોય છે કે: "આ દવાથી ગમે તેવો અસાધ્ય દરદી સાજો થાય છે." છતાં પણ એ દવા અમે તૈયાર કરતા નથી અને તેનો અનુભવ કરતા નથી. આવીજ રીતે એક માણસ એક વસ્તુ જાણતો હોય છે, તે વસ્તુ જયાંસુધી પ્રકટ હોતી નથી ત્યાંસુધી જ તેની કિંમત છે. તે પ્રકટ થતાં તેનું મહત્વ ઘટતું જાય છે. માટે હંમેશાં તમારી આકર્ષણ શકિતનું જોર વધારવા માત્ર તમારે તમારી વાત, તમારાં કાર્ય ગુપ્ત રાખતાં શીખવું. તમારે ક્રોધનો ત્યાગ કરવો, ચીડીયાપણું છોડવું, લોભ, લાલચ, ઉદ્વેગ એ સર્વ દુર્ગુણો ત્યજવા, કોઇ વાતની અધિરાઇ ન રાખવી, તમારે એ સર્વ ઉપર જય મેળવવો. તમારી શાંતિમાં ક્રોધ ઉત્પન્ન થઇ તમને વિવ્હલ બનાવી દે તેની કાળજી રાખજો. જેમ જેમ તમે દુર્ગુણો છોડી શાંત

થતા જશો, જેમ જેમ તમે તમારી વાતને ગુપ્ત રાખવાનો અભ્યાસ વધારતા જશો તેમ તેમ તમારો વિચારો દૃઢ, મક્કમ અને એકાગ્ર થતાં તમારી ઇચ્છાશક્તિની આકર્ષણશક્તિ વધતી જશે.

હંમેશાં તમે તમારો વિચાર ગુપ્ત રાખો, તમારી ઇચ્છા બહાર પ્રકટ ન કરો, કોઇની ખુશામત ન કરો, કોઇથી પણ ડરવું નહિ, તમે ધારેલી વસ્તુ મેળવવા તેની પાછળ દોડો નહિ, પણ તે વસ્તુ તમારા પ્રતિ આકર્ષાઇ આવે તે માટે તમારી આકર્ષણ શક્તિને મજબુત બનાવો. આપણા વ્યવહારમાં પણ આપણી વાત, આપણો કાર્યક્રમ બનતા સુધી પહેલેથી જાહેર ન કરતાં ગુપ્ત રાખવાનો અભ્યાસ રાખવો. સાધારણ રીતે સ્ત્રીઓ કોઇ પણ વાત મનમાં ગુપ્ત રાખી શકતી નથી. તેથી કહેવત છે કે બિલાડીના પેટમાં ખીર ટકે તો સ્ત્રીઓના મનમાં વાત ટકે. આથી શાસ્ત્રકારોએ સ્ત્રીઓને કોઇ પણ ગુપ્ત વાત ન જણાવવી એવી આજ્ઞા કરેલી છે. એથી સ્ત્રીઓ તરત ચાલતી વાતને પકડી લેનારી હોય છે. તેમનામાં વિચારની મક્કમતા હોતી નથી, અને એક વાત જો તેના જાણવામાં આવે તો તે વાત તરતમાં ઘણે સ્થળે પ્રસિદ્ધ થઇ જવાની. આ પ્રમાણે તમારે જો તમારી વિચારશક્તિને મક્કમ બનાવવી હોય આકર્ષણશક્તિ ખીલવવી હોય તો તમારા મનની વાત મનમાંજ શમાવી દેવાની ટેવ પાડવી. એક વાત જાણી કે તે જેના તેના મ્હોંડે કહેવાની ટેવ ન રાખવી. જાણેલી વાત ગુપ્ત રાખવાનો અભ્યાસ પાડો. જેમ જેમ અભ્યાસ પડતો જશે તેમ તેમ તમારી આકર્ષણશક્તિ ખીલતી જશે.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### આંખની આકર્ષણ શક્તિ

આપણે યોગવિદ્યાવાળા પ્રકરણમા વાંચી ગયા કે ત્રાટક એ એક મુદ્રા છે. એ ત્રાટક સિદ્ધ થતાં આંખની આકર્ષણશક્તિ વધે છે. અને ત્રાટક સિદ્ધ થતાં શાંભવી મુદ્રા સિદ્ધ થતાં જીવ શીવરૂપ બને છે. કિંવા તે ત્રિકાળજ્ઞાની મહાત્મા બની જાય છે. મન, પ્રાણ કે નેત્ર એમાંથી એક સ્થિર થતાં બીજાં આપોઆપ સ્થિર થાય છે. પ્રાણનો નિરોધ કરવાથી મન સ્થિર થાય છે. એ માટે પ્રાણાયામ કરવાની

જરૂર યોગ વિદ્યામાં બતાવી છે. મન સ્થિર થતાં પ્રાણ સ્થિર થાય છે. એ માટે બ્રહ્મયોગ વિદ્યામાં કહેવામાં આવ્યું છે. અને નેત્ર સ્થિર થતાં મન અને પ્રાણ બન્ને સ્થિર થાય છે, એ ત્રાટક મુદ્રાનું વર્ણન યોગવિદ્યાવાળા ભાગમાં આવ્યું છે.

વિચારને સ્થિર કરવા માટે મનને સ્થિર કરવાની જરૂર છે. વિચારને એકાગ્ર મક્કમ કરવા, દૃઢ બનાવવા માટે મનને સ્થિર કરવાની જરૂર છે. અનેક વિચાર ન આવે પણ માત્ર એકજ વિચારને વળગી રહેવા માટે મનની ચંચળતા મટાડી તેને સ્થિર કરવાની જરૂર છે. તે માટે નેત્રોને સ્થિર કરવાનો અભ્યાસ કરવો. આ વિદ્યા તે ત્રાટક છે. ત્રાટક સિદ્ધ થતાં નેત્રની આકર્ષણશક્ત વધે છે. નેત્રનું તેજ વધે છે. નેત્રમથી એક પ્રકારનો દિવ્ય તેજસ્વી પ્રવાહ વહે છે, કે જે સામા મનુષ્યને ભેદી શકે છે. તેને આકર્ષી શકે છે. દરેક પ્રાણીની આંખમાં એક પ્રકારની આકર્ષણશકિત રહેલી છે. એ આકર્ષણશકિતને બરોબર ખીલવવામાં આવે તો નેત્રાવડે વિકાળ હિંસક પશુને, લુંટારાને દુષ્ટ મનુષ્યોને માત્ર તેના સામું જોતાંજ વશ કરી શકાય છે. તેને આપણાપ્રતિ આકર્ષી આપણી આજ્ઞાનુસાર વર્ત્તવાની ફરજ પાડી શકાય છે. આ નેત્રશકિતને ત્રાટક દ્વારા ખીલવી શકાય છે. હિપ્નોટીઝમ અને મેસ્મેરીઝમ વિદ્યાનો સઘળો આધાર નેત્ર શકિત ઉપર છે. પ્રથમ નેત્રની શકિત વધારવી, ત્રાટક સિદ્ધ કરવો એટલે જ્યાં નેત્ર સ્થિર થયાં, એટલે મન સ્થિર થવાનું. પ્રાણ સ્થિર થવાનો,શ્વાસોશ્વાસની ગતિ મંદ પડવાની અને મન સ્થિર થતાં વિચાર એકાગ્ર થવાના, એકાગ્ર વિચાર થતાં દૃઢ સંકલ્પ. સત્ય સંકલ્પ અને આકર્ષણ શકિત વધુ બળવાન થવાની. જેમ લોહચુંબક લોહને પોતાપ્રતિ આકર્ષી શકે છે. તેમ આપણાં નેત્રોમાં એક પ્રકારની અદભુત લોહચુંબક શકિત છે.

વિચારશકિતદ્વારા તિવ્રેચ્છા પ્રકટાવી, અન્ય વસ્તુઓને આપણે આપણા પ્રતિ આકર્ષી શકીએ છીએ તેમ આ નેત્રશકિત દ્વારા જેના પ્રતિ દૃષ્ટિ નાખવામાં આવે છે. તેને આપણે આપણા પ્રતિ આકર્ષી શકીએ છીએ. વિચારોને સ્થિર કરવાથી આકર્ષણ શકિત વધુ ખીલે છે, તેમ નેત્રોને સ્થિર કરવાની કલા જે ત્રાટક તેને સિદ્ધ કરવાથી નેત્રોનું આકર્ષણ બળ વધે છે. વિચારો અને મન સ્થિર થતાં, નેત્રો સ્થિર થતાં, શાંત વાતાવરણ પ્રકટે છે, પવિત્ર પ્રવાહ વહેવા લાગે છે,

આત્મશક્તિનું તેજ નેત્રશક્તિદ્વારા બહાર પડે છે. અને પવિત્ર જીવન રહી શકે છે.

પૂર્વે ઋષિમુનિયો, સિદ્ધો અને યોગીઓમાં આ આકર્ષણુશક્તિ ભરેલી હતી. તેમણે યોગથી તત્વવિચારથી આ વિદ્યાને સિદ્ધ કરી હતી. આપણે પણુ સત્ય, પવિત્ર, નિર્મળ જીવન ગાળી, શાંતિથી આ વિદ્યાનો અભ્યાસ કરીએ તો આપણામાં શુભ ભાવના દ્વારા, નેત્ર શક્તિદ્વારા એકાગ્રતા સિદ્ધ કરી આકર્ષણુ શક્તિ પ્રકટાવી શકીએ છીએ. એકને એકજ વિચારને વળગી રહેવું, એકજ પ્રકારના વિચારને ઘોલ-રાવવા, વારંવાર એકનો એકજ વિચાર કરવો, પરિણામે સ્થિર વિચાર થતાં એ વિચારમાં બળ પ્રકટે છે. એક માણુસને એકની એક વાત વારંવાર સમજાવી તેના મનમાં તે વાત ઠસાવી શકાય છે. તેને આપણા કહ્યા પ્રમાણે વર્ત્તાવી શકાય છે. એ પ્રકરે એકની એક વાત એક જણુને ઠસાવવા વારંવાર કહેવી, વારંવાર એકની એક જ વાતનો વિ-ચાર કરવો એ આકર્ષણુશક્તિને ખીલવનાર છે. તેમ નેત્રોને સ્થિર કરવાથી, નેત્રોની આકર્ષણુશક્તિ તેથી પણુ વધુ બળવાન બનાવી શકાય છે. આપણા શરીરમાં આંખ એ નેત્ર છે. આપણા ચક્ષુદ્વારા પરમાત્મા બહાર જોઇ શકે છે. આત્માનું સ્થાન નેત્રોમાં છે. અને કરો. આ વખતે બીજો કંઇ વિચાર આવવા દેશો નહિં. માત્ર તમારી ધ્યેય મૂર્ત્તિનોજ વિચાર કરો. તે તમારા ઉપર પ્રસન્ન થયા છે. એવી ભાવના કરો, તેમના ચારિત્ર્યનો, સામર્થ્યનો વિચાર કરો. આમ પંદર વીસ દિવસનાં અભ્યાસ કરશો ત્યાં તમારી આંખો પલકારા મારવાની ટેવ છોડશે. અને નેત્રો સ્થિર થશે. આ પ્રમાણે સિદ્ધ થતાં વળી તમારે તે તકતાને કે તમારી ધ્યેયમૂર્ત્તિને તમારા સામેથી સ્હેજ જમણી તરફ રાખો અને માત્ર તમારાં નેત્રો ફેરવી ત્યાં જોઇ રહેવાનો અભ્યાસ કરો, વળી થોડા રોજ ડાબી તરફ રાખી ત્યાં જોઇ રહેવાનો અભ્યાસ કરો, આથી નેત્રોની શક્તિ વધશે. આ વખતે તમારે મુખ તો સીધુંજ રાખવું માત્ર નેત્રોજ આમતેમ ફેરવવાં, આથી નેત્રોને કસરત પહોંચશે અને તેની શક્તિ વધશે તેજ વધશે. અને આકર્ષણુશક્તિ વધુ ખીલશે.

આ અભ્યાસ પૂરો થાય, નેત્રો સ્થિર થાય, ઉઘાડમીંચ કરવાની પોપચાંની ટેવ બંધ થાય એમ એમ વખત વધારતા જવું પછી ઘરમાં સાધારણુ બેઠા હો ત્યાં ભીંતની સામે એક જગ્યાએ પા અર્ધો કલાક

જોઇ રહેવાનો અભ્યાસ પાડો, ત્યાં કશું ચિન્હ, મૂર્ત્તિ કે ટપકું પણ ન રાખવું, પણ માત્ર એક જગ્યાએ નેત્રોના ડોળા હલાવ્યા વગર જોઇ રહેવું, માથું હલાવવું નહિ, આમ અભ્યાસને આગળ અને આગળ ખીલવો, જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ નેત્રો સ્થિર થતાં જશે. તેમ તેમ મન સ્થિર થતાં જાય, આકર્ષણ શક્તિ વધતી જશે. આ અભ્યાસમાં બહુ આંખો તાણવી નહિં, સ્હેલાઇથી જેટલો વખત નેત્રો સ્થિર રહી શકે તેટલીવાર સ્થિર રહેવું, વળી ધીમે ધીમે ટાઇમ વધારવો.

આથી આંખને કંટાળો ન આવવા દેવો જોઇએ. ક્રિયા કરી ઉઠયા પછી ઠંડા પાણીથી આંખો હંમેશાં ધોવી અને જમણા હાથનાં આંગળાં આખો ઉપર ફેરવવાં. તેમ બે આંખોની વચ્ચે ભ્રકુટિ અને નાકના મૂળ આગળ જરા જરા ઘસવાનો અભ્યાસ રાખવો, આ વખતે નેત્રો મીચવાં, અને આખનું તેજ વધે છે તેવી ભાવના કરવી, એથી થાક ઉતરી જશે. અને નેત્રોનું તેજ વધશે. આ વખતે તમારામાં આકર્ષણ શકિત વધે છે એવી ભાવના પણ કરવી, આવી રીતે ત્રાટકની સિદ્ધિ થતાં મનુષ્યની આકર્ષણશક્તિ વધી જાય છે. તે જેના સામું ધારીને એકી નજરે જુવે છે, તેને વશ કરી શકે છે.

આ આખની આકર્ષણશકિતનો શી રીતે ઉપયોગ કરવો તેનો કાંઇક ખુલાસો આ નીચે આપીએ છીએ. મનુષ્ય પોતાની આંખના તેજ દ્વારા સામા મનુષ્ય ઉપર કાબુ ધરાવી શકે છે. તેને પોતા પ્રતિ આકર્ષી શકે છે. એ માટે નેત્રશકિતનું આકર્ષણ વધારવું. તે ઉપરાંત મનની સ્થિરતા થતાં વિલપાવરની ઇચ્છાશકિતનું બળ પણ વધારવું, પોતાના વિચારની પોતાની આંખો દ્વારા સામા મનુષ્યને અસર ઉપજાવવી, કોઇ બોલીને, કોઇ માત્ર વિચારની ભાવના કરીને, નેત્રો દ્વારા સામાને આકર્ષી શકે છે. ત્રાટક સિદ્ધ થતાં મન સ્થિર થતાં વિચારો અક્રમ થાય છે, ઇચ્છા તિવ્ર બને છે અને તેથી મનુષ્યમાં વીલ પાવર વધે છે. સામો મનુષ્ય મળે ત્યારે તેને તમારાં નેત્રોવડે આકર્ષણ કરો. તેથી નેત્રો એ મજબુત આકર્ષણશક્તિથી ભરેલાં લોહચુંબક રૂપે છે એ નેત્રોની આકર્ષણશક્તિ પ્રકટ થાય તે માટે તેને સ્થિર કરવાનો અભ્યાસ સેવવો.

## પ્રકરણ ૩૩ મું

### દૃષ્ટિ સ્થિર કરવા ત્રાટકસિદ્ધ કરવાની કળા

### નેત્રોનું બળ

આકર્ષણશક્તિનો સંયમ કરવા માટે દૃષ્ટિને સ્થિર કરવાની જરૂર છે, દૃષ્ટિ સ્થિર થતાં મન અને પ્રાણ સ્થિર થાય છે. મન સ્થિર થતાં વિચાર એકાગ્ર થઇ શકે છે. વિચાર એકાગ્ર થતાં તે આકર્ષણશકિત વાળા બળવાન બને છે. માટે દૃષ્ટિને સ્થિર કરવા મનુષ્યે પવિત્ર થઇ રોજ થોડો થોડો અભ્યાસ કરવાની જરૂર છે. અભ્યાસ માટે પ્રાતઃકાલમાં સૂર્ય ઉગતા પહેલાં બ્રાહ્મ મૂહુર્ત્તે ઉઠવું. સ્નાનાદિથી પરવારી શુદ્ધ થવું. સંધ્યાદિ નિત્યકર્મ કરવાના સમયે પવિત્ર, શાંત, એકાન્ત સ્થાનમાં. પવિત્ર આસન પાથરી, નિર્મળ હવા આવજા કરી શકે તેવા સ્થાને બેસવું. પ્રણાયામ આવડતા હોય તો તે કરવા, નહિતો દીર્ઘ શ્વાસ લેવા મૂકવાની ક્રિયા થોડી કરવી તેથી સ્વસ્થતા પ્રાપ્ત થશે.

એક પાટલા ઉપર પવિત્ર ઉનનું આસન પાથરી બેસવું. સામે એક મોટો તકતો રાખવો. એ તકતામાં આપણું મુખારવિંદ બરોબર સીધું પડે તેવી રીતે તેને બે ત્રણ ફુટને છેટે બરોબર મસ્તકની સામે ટાંગવો. બન્ને આંખની મધ્યમાં ભ્રકુટીનું સ્થાન છે. એ આજ્ઞાચક્ર કહેવાય છે. એ સ્થાને કેસરનું ઝીણું બિંદુ કરવું; એ બિંદુનું પ્રતિબિંબ તકતામાં પડશે. નીચે ઉંચે જોયા વગર બરોબર સમાન્તર લીટીમાં સ્થિર થઇ તકતામાં પડેલા ભ્રકુટિની મધ્યના પ્રતિબિંબ સામે બંને નેત્રોને એકાગ્ર કરી સ્થિર થઇ જોયાં કરવું. આંખો ઉઘાડ મીંચ કરવી નહિં. પણ એકી નજરે પ્રતિબિંબમાં ભ્રકુટિની મધ્યના કેસરના ટપકા સામે જોઇ રહેવું. આમ પાંચેક મિનીટ જોઇ રહેવું. નેત્રો થાકી જાય તો પછી બંધ કરવું. પછી આંખો ઉપર ઠંડું પાણી છાંટી જરા હાથ ફેરવવો. જેથી નેત્રોનો થાક મટી જશે. આ પ્રમાણે દિવસમાં એક બે વખત કરવું. આમ અભ્યાસ વધતાં પાંચથી દસ મિનીટ સુધી ઉઘાડાં નેત્રોથી એકજ ટપકામાં જોયા કરવાનો અભ્યાસ કરવો. આ વખતે નેત્રો ઉઘાડ મીંચન કરવાં, કે બિંદુ ઉપરથી દૃષ્ટિ આઘી પાછી ન કરવી. નેત્રો બહુ તાણવાં નહિં. ધીમે ધીમે અભ્યાસ વધાવો, આ ક્રિયાને યોગશાસ્ત્રો ત્રાટક કહે છે. મેસ્મેરીઝમ કે હિપ્નોટિઝમની સિદ્ધ

માટે પણ આ પ્રમાણે નેત્રને સ્થિર કરવાની ક્રિયા પ્રથમ શીખવી પડે છે. આ એક યોગશાસ્ત્રની ગુપ્ત ક્રિયા છે. કારણ કે ત્રાટક સિદ્ધ થતાં મન સ્થિર થાય છે, મન સ્થિર થતાં આત્માની સાથે એકાગ્રતા સાધી શકાય છે, જે વખતે નેત્રો ઉઘાડાં હોવા છતાં પણ મન આત્મામાં સ્થિર થઇ જાય છે. એટલે બહારનું ભાન રહેતું નથી, આંખો ઉઘાડી છતાં બહારની કોઇ વસ્તુ દેખી શકાતી નથી કારણ નેત્રવૃત્તિ કે આત્મામાં તલ્લીન થઈ જાય છે, એ ક્રિયા શાંભવી મુદ્રા ગણાય છે. અને જેને આ શાંભવિ મુદ્રા સિદ્ધ થાય છે તેને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. તે જીવનો શિવની સર્વજ્ઞ અને સર્વ શકિતમાન બને છે. તેના એકેએક સંકલ્પ પછી સિદ્ધ થાય છે, આવી પરમ પુરુષાર્થને સિદ્ધ કરાવનારી આ શાંભવી મુદ્રાનું ત્રાટકની ક્રિયાએ પ્રથમ પગથીયું છે.

સિદ્ધો અધિકારીઓને જ આ ક્રિયા બતાવે છે. અનધિકારીને ના બતાવવાની શાસ્ત્રમાં આજ્ઞા છે. ગુરુ દ્વારા જો આ ક્રિયા બતાવવામાં આવે તો તે ઉત્તમ રીતે સિદ્ધ થાય છે. અમે પરોપકારાર્થે આ ક્રિયા શીખવાની ઇચ્છા હશે અને તેઓ જો પવિત્ર હૃદયના જણાશે તો ઇશ્વરાજ્ઞાનુસાર અમે આ પવિત્ર ક્રિયા તેમને રૂબરૂમાં પણ બતાવી શકીશું. છતાં પણ દરેકે જાણવું જોઇએ કે આ મહાન ફળ આપનારી પવિત્ર ક્રિયા કાંઇ સહેજમાં સિદ્ધ થઇ શકતી નથી કે સ્હેજમાં જાણી શકાતી નથી. અમે એક મહાપુરુષની ઘણાં વર્ષો તન, મન અને ધનથી સેવા કરી. તેમની સુશ્રુષા કરી તેમની પ્રીતિ મેળવી ત્યારે તેમણે પ્રસન્ન થઇ અમને આવી આવી ફળ આપનારી ક્રિયાઓ બતાવી. અમે તેના ફળનો અનુભવ કર્યો તો અમને તેના ચમત્કારોની ખાત્રી પણ થઇ. અને આ ક્રિયાઓની સિદ્ધિ થતાં મનુષ્ય સર્વ શક્તિમાન, સર્વજ્ઞ બની જીવનો શિવ થઇ જાય છે એવી ખાત્રી પણ થઇ.

આકર્ષણ શકિત ખીલવવા માટે આ પ્રમાણે નેત્રોને સ્થિર કરવાની ત્રાટક ક્રિયા રોજ શીખવી. દરરોજ થોડો થોડો અભ્યાસ કરવો. અભ્યાસથી સર્વ સિદ્ધ થાય છે. એકદમ નેત્રોને બહુ જોર પડે તેમ ખેંચવા નહિ, નેત્રો થાકી જાય તેમ દૃષ્ટિ વધુવાર ખેંચવી નહિ, પણ રોજ થોડો થોડો સમય વધારવો. તેથી વગર અડચણે આ ક્રિયા સિદ્ધ થઇ શકશે, પંચથી દશ મિનિટ શરૂઆતમાં સ્થિર થઇ જોઇ રહેવું, વળી થોડી થોડી મિનીટો વધારી વીસ મિનીટ સુધી પહોંચવું. થોડા રોજ ત્રીસ મિનીટજ જોઇ રહેવું, વળી રોજ થોડી થોડી મિનીટ

# ભાગ ૩ જો

## ચિત્ર નં. ૨

### દષ્ટિ સ્થિર કરવાની કળા

દ્રષ્ટિ સ્થિર કરવા માટે આસન પાથરી ઉપર બેસવું, સામે એક મોટો તકતો રાખવો તેમાં વચ્ચે એક ટપકું કરવું અને તેની સામે એકી નજરે જોવાથી ત્રાટક સિદ્ધ થાય છે ને તેથીજ દ્રષ્ટિ સ્થિર થાય છે તે નીચેના ચિત્રથી સમજ પડશે. આંખને વધારેવાર ઉઘાડ મીંચ ન કરવી.



આકર્ષણ શક્તિ ખીલવવા માટે આ ત્રાટકનો પ્રયોગ હંમેશ કરવો, જેથી સિદ્ધ થશે.

ત્રીકાળદર્શક દર્પણ માટે

# સરટીફીકેટ

---

ધાંટવડ ( કોડીનાર ) થી સૈયદ આજમ મીયાં આ-લમ મીયાં લખે છે કે આપનું ત્રિકાળ દર્શક દર્પણ નામનું પુસ્તક વાંચી હું ખરેખર ખુશી થયો છું. આપ ખરેખર ઉપકારક છો. ઉપરના પુસ્તકની કીમત રૂ. પાંચ ઘણીજ ઓછી છે એમ મારી માન્યતા છે આપને હું ધન્યવાદ આપું છું. આપજ ખરેખર ચમત્કારીક વિદ્યાઓના ભંડાર રૂપી છો, વાંચનાર બંધુને ભલામણ કરૂં છું કે આ પુસ્તક ખુશીથી ખરીદ કરી મનને દૃઢ બનાવો.

મુંબઈથી નાગજી મેઘજી લખે છે કે—આપનું ત્રિકાળદર્શક દર્પણ અમો વાંચીને આપને સર્ટીફીકેટ આપીએ છીએ કે એની અંદર ગુપ્ત વિદ્યાઓ એટલી અસરકારક છે કે બાબર દીવા પાણી માફક ખરાબ કરવાથી પણ મહા મુશીબતે એ વિદ્યાઓ શીખે તે આ પુસ્તક ઉપરથી ફક્ત આઠ દહાડાની અંદર શિખાય છે તે માટે હું તમારો ઘણો આભાર માનું છું અને દરેક બંધુને તે લેવા ભલામણ કરૂં છું.

ધટાડી ( મોડાસા ) થી કરસનદાસ રેવાભાઈ પટેલ જણાવે છે કે—આપનું ત્રિકાળ દર્શક દર્પણ નામનું પુસ્તક વાંચીને બહુ મોહ પામ્યો છું. આપે લોકોની ચેતવણી માટે પુસ્તક જુજ કીમતમાં બહાર પાડ્યું છે તો તે માટે આપનો ઉપકાર માનું છું.

નારગોલથી સુલેમાન જમાલ લખે છે કે—તમારૂં પુસ્તક નામે ત્રિકાળદર્શક દર્પણ વાંચી ઘણોજ ખુશી થયો છું અને તમારા શ્રમને ધન્યવાદ આપવો ઘટે છે.

કેશરાજી ફકીરજી બાર મુવાડાથી લખે છે: ત્રીકાળ-દર્શક દર્પણ મેં વાંચ્યું તેમાંથી માત્ર એકજ મંત્ર મેં સિદ્ધ કર્યો છે તેનાથી મને ફાયદો થયો છે. તેથી આ પુસ્તક સાચું માનવામાં આવે છે.

મોલથી બાઓ બાજી રાજબા મહેરવાલા લખે છે કે તમારી મોકલેલ ચોપડીઓ ભવીષ્યવેત્તા અને ત્રિકાળદર્શક દર્પણ મળેલ છે પ્રથમ કરતાં આ પુસ્તકમાં ઘણો સુધારો વધારો કરી છપાવેલ છે. આ પુસ્તકથી તો પુરૂષની સાથે સ્ત્રીઓનો પણ આશીર્વાદ મેળવશો.

વધારી ત્રીસેક મિનીટ સુધી જોઇ રહેવું. એમ વધારતાં વધારતાં એક કલાક સુધી સ્થિર થઇ નેત્રાંને એકજ સ્થાન પ્રતિ સ્થિર રાખી જોઇ રહેવાની ટેવ પાડવી. આથી મન એકદમ સ્થિર થઇ જશે, અનેક વિચારો ઉઠતા અટકી જશે અને નેત્રોનું તેજ વધશે, નેત્રાંમાં આકર્ષણશક્તિ ઘણી વધી જશે અને ધીમે ધીમે ભેદકદષ્ટિ પ્રાપ્ત થશે.

જે વસ્તુ પ્રતિ તમારી દૃષ્ટિ એકાગ્ર કરો તે વસ્તુ સિવાય બીજી કોઇ આજુબાજુની વસ્તુ દૃષ્ટિ સ્થિર થતાં નહિ જણાય આ પ્રમાણે પંદરેક દિવસ બરોબર ખંતથી અભ્યાસ કરશો તો દૃષ્ટિ સ્થિર થતી તમને જણાશે. આ ક્રિયા ચાલતી હોય ત્યારે બ્રહ્મચર્ય પાળવું, પવિત્ર જીવન ગાળવું, સર્વનું ભલું કરવાની વૃત્તિ રાખવી. હંમેશાં સત્ય બોલવું કોઇનું પણ અહિત કરવાની વૃત્તિ રાખવી નહિ અને સદા પ્રસન્ન રહેવું, ગુસ્સે થવું નહિ, મગજ ખોઇ કોઇની સાથે ચીડાઇને વાત કરવી નહિં, જેમ બને તેમ મગજ શાંત રાખવું આ પ્રમાણે પ્રથમ પવિત્ર અને નિર્મળ જીવન ગાળવાનો અભ્યાસ કરી પછી જો આ ક્રિયા કરવામાં આવે છે તો તે ઝટ સહેલાઇથી સિદ્ધ થઇ શકાય છે. યોગ વિદ્યામાં કહેલા યમ નિયમનું બરોબર પાલન કરવું. આવી ક્રિયાઓ સાધવા માટેના પ્રથમ પગથીયા રૂપ છે. એ દિવ્ય મહાલય ઉભો કરવા માટેના ચુના ગચ્છીના પાયા છે. એ પાયા મજબુત હશે તો આવાં શુભ અને દૈવી ફળ આપનારી ક્રિયાઓ સિદ્ધ થશે. બીજાનું અહિત કરવાની ઇચ્છાવાળા કુકર્મ કરવા ઇચ્છનારા કદાપી આ ક્રિયા સિદ્ધ કરી શકતા નથી. વિષયોને વિષવત સમજી તે પ્રતિ જેઓને વિરાગ પ્રકટે છે તેમને આવી દૈવી ક્રિયાઓ સરળતાથી સહજમાં સિદ્ધ થઇ જાય છે.

આપણા યોગશાસ્ત્રોમાં ધારણા ધ્યાનનો વિધિ છે, એ સિદ્ધ થતાં સમાધિ થાય છે. સમાધિ થતાં જીવ આત્મમય બને છે, જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી આત્મા જીવ ગણાય છે. અજ્ઞાન નષ્ટ થતાં જ્ઞાનનો ઉદય થતાં જીવ શિવરૂપ બની જાય છે આ ક્રિયા પણ જો બરોબર સાધે તો તે જીવના શિવરૂપ બનાવી દેનાર રહેલી અને ગુપ્ત ક્રિયા છે. ગુરુની કૃપા વગર સિદ્ધિ થવી મૂશ્કેલ છે. શાસ્ત્રો રસ્તા બતાવે છે, પણ તે તે માર્ગે સહેલાઇથી પ્રયાણ કરવાની કુચીઓ તો ગુરુજ બતાવે છે. ગુરુની કૃપા હોય તો આવી દૈવી વિદ્યાઓ સિદ્ધ થાયછે. શંકરાચાર્ય જેવા સમર્થ સર્વજ્ઞ સર્વ શક્તિમાન

જગદ્‌ગુરુની સેવાથી અભણ તોટક પણ મહા વિદ્વાન અને સમર્થ આચાર્ય થયો. તેને વિદ્યા સિદ્ધ થઈ પણ તે સેવાનું ફળ તે ભણ્યો નહોતો પણ શંકરાચાર્યનાં કપડાં ધોવાં, વાસણ ઉટકવાં, પગ દબાવવા તેમની આજ્ઞાનું પાલન કરવુ એ સેવા ધર્મ તે ખરા અંતઃકરણથી પાળતો તેથી તેના ઉપર ગુરુની કૃપા થઇ એટલે ગુરુના આશિર્વાદથી તેની જીહાગ્રે સરસ્વતી દેવીએ નિવાસ કર્યો અને કપડાં ધોવા ગયેલો ત્યાંથી ત્રાંટક છંદમાં તત્વવિચારનું સંસ્કૃતમાં મહાકાવ્ય બોલતો બોલતો ઘેર આવ્યો. આવો ગુરુ સેવાનો ચમત્કાર છે. આ સંબંધમાં શ્રી શંકરાચાર્ય એ અમારૂં પુસ્તક વાંચી જોવું. બાબા રામદાસ કાઠીયાનું જીવનચરીત્ર ભાગ્યોદયમાં છપાય છે તેમજ તેનું ગુજરાતી પુસ્તક અમે બહાર પાડ્યું છે તે વાંચી ખાત્રી કરી જોવી કે દૈવીવિદ્યા શીખવા માટે ગુરુની કૃપા કરેલી બધી ઉપકારક છે.

તમે આવી વિદ્યાઓ ગુરુ પાસેથી શીખો, સાચા ગુરુને મેળવવા, તે તે વિદ્યાના જાણકાર સદ્‌ગુરુ પાસે જઇ તેમની તન, મન, ધનથી સેવા કરો, તેમની પ્રસન્નતા મેળવો તો તે દૈવી અને ચમત્કારિક વિદ્યાનો લાભ તમને થશે. આવા ગુરુ શોધતાં તમને મળી આવશે, માટે પવિત્ર જીવન ગાળી આવી દૈવી ક્રિયાઓ શીખતા જાઓ, અને ભારતનો અભ્યુદય કરો.

ત્રાટક માટે બીજા ઘણા માર્ગો છે. આ ક્રિયા સાધવા માટે એક સુંદર સ્થાન હંમેશ માટે નક્કી કરવું. નિયમિત સમયે નિયમિત સ્થાને નિયમિત ક્રિયા કરવી. સ્થાન વારંવાર ફેરવવું નહિં, તેમ સમય પણ ફેરવવો નહિ. રોજ તમે સ્હવારમા પાંચ વાગે આ ક્રિયા સાધવા બેસતા હો તો હંમેશાં પાંચ વાગેજ બેસજો. સ્થાન એકાંત જગ્યામાં પવિત્ર વાતાવરણમાં, મનની પ્રસન્નતા જળવાય તેવા સ્થળે રાખવું. એક પાટલા ઉપર બેસવું, સામે સુદર પાટલો મૂકવો અને બરોબર તમે સામે જોઇ શકો, નીચું જોયા વગર બરોબર નેત્ર સામેજ જોઇ શકે તેવી રીતે એક સુંદર રેશમી વસ્ત્રનો પડદો ટાંગવો, તે વસ્ત્રનો રંગ કાળો, લીલો ભૂરો કે સોનેરી રાખવો. તેની મધ્યમાં બરાબર તમારાં નેત્રાંની સામેજ એક ઝીણું બીજા રંગનું ગોળ ટપકુ કરવું. ગમે તો પીળું, લાલ, લીલુ, કાળુ, ભૂરૂં ગમે તેવું ટપકું પણ કરી રાખવું. એ ટપકા સામે સ્થિર થઇ નેત્રો સ્થિર રાખી ટગરટગર જોયા કરવાનો અભ્યાસ કરવો. તમારી ભ્રકુટિ અને એ ટપકું બરો-

બર સામે સામે સમાન્તર લીટીમાં હોય અને આ વખતે આજુબાજુ જોવું નહિ કે આંખ ઉઘાડ મીંચ કરવી નહિં કે આંખના ડોળા આમ તેમ ફેરવવા નહિં, માત્ર પેલા ટપકા સામે ટગર ટગર જોયા કરવું. નેત્રો થાકે ત્યાં સુધી, નેત્રોમાંથી પાણી નીકળે ત્યાં સુધી; જોયાં કરવુ. શરૂઆતમાં એક બે મિનીટ જોતાં નેત્રોનાં પોપચાં ઉઘાડમીંચ થવા પ્રયત્ન કરશે, તેને ઉઘાડ મીંચ નહિં થવા દો એટલે આંખો-માંથી પાણી નીકળશે, આંખો બળવા લાગશે. આવું થાય તો આ ક્રિયા બંધ કરવી. રોજ એક મિનીટથી ચઢતે ચઢતે પાંચેક મિનીટ સુધી પહોંચવું. વળી તેટલી મીનીટ એક બે દિવસ સ્થિર થવું, વળી એક બે મિનીટ રોજ વધારવી એમ પંદરેક દિવસમાં વીસેક મિનીટ સુધી પહોંચી જવું. અને બરોબર વીસ મિનીટ સુધી નેત્રો ઉઘાડમીંચ કર્યા વગર એકજ જગ્યા ઉપર જોઇ રહેવું. આથી નેત્રોને સ્થિર થવાનો અભ્યાસ થશે. પછી તો એની મેળે વગર પ્રયત્ને નેત્રો સ્થિર રહી શકશે, તેની ચંચળતા મટશે. આ ક્રિયા રોજ વધારવી.

આ જગ્યાએ શ્રદ્ધાળુ જનો પોતાના ઇષ્ટની મૂર્તિ મૂકી તેની સામે ટગર ટગર જોઇ ત્રાટક સિદ્ધ કરવાનો અભ્યાસ સાધી શકે છે. વૈષ્ણવો શ્રી કૃષ્ણની મૂર્તિ, લાલજીની, રણછોડજીની કે પોતાના ઇષ્ટ-દેવની મૂર્તિ મૂકી શકે છે. બ્રાહ્મણાદિ શિવલિંગ મૂકી શકે છે. બીજા પંથવાળા પોતપોતાના ઇષ્ટદેવની મૂર્તિ મુકી શકે છે, હવે તે મૂર્તિ બરોબર આંખની સામે રહે તેવી રીતે ઉંચે ગોઠવવી. પાટલા ઉપર નીચે મૂકી મુખ નીચું રાખી તે સામે જોવાની ટેવ ન પાડવી. પણ તમે બેઠા હો તેની સામે બરોબર તમારી આંખ સુધી ઉંચુ રહે તેવું આસન ગોઠવી તે ઉપર મુર્તિ કે છબી ગોઠવવી. અને તેની પાછળ એક સુંદર રેશમી રંગીન સુશોભિત પડદો ટાંગવો, અથવા ભીંત હોય તો તે ભીંત સુંદર રીતે રંગેલી હોવી જોઇએ. આ સ્થળનું વાતાવિરણ શુદ્ધ સુવાસિત બનાવવું. ધુપ દીપ પણ કરવો. અને પછી તમારી ધ્યેયમૂર્તિ સામે શરૂઆતમાં એક બે મિનીટ સામે જોઇ રહો. નેત્રનો જરા પણ પલકારો મારો નહિં. વળી આંખો થાકી જાય તો ભીંની આંગળીયો કરી આંખ ઉપર ફેરવો, થોડીવાર આંખ મીંચી રાખો, વળી ઉઘાડી પાછા તમારી ધ્યેયમૂર્તિ સામે જોઇ રહો. આમ રોજ અભ્યાસ કરો. દિવસમાં જ્યારે જ્યારે સમય મળે ત્યારે બે ચાર વખત આ અભ્યાસ કરો. આપણા કહ્યા પ્રમાણે વર્ત્તવાની

ફરજ પાડવા માટે આપણાં નેત્રોનું બળ બહુ જરૂરનો ભાગ ભજવે છે.

સાધારણ કહેવત છે કે સ્ત્રીના નેત્ર કટાક્ષથી ભલભલા વીર પુરુષો પણ તેની આગળ નિર્બળ બની જાય છે, તે તેના પ્રતિ આકર્ષાય છે. બે માણસો મળશે ત્યારે પ્રથમ દરેક માણસની દૃષ્ટિ સામા મનુષ્યના નેત્રો ઉપર પડે છે. અને જ્યાં એક બીજાની દૃષ્ટિ મળે છે ત્યાં એક બીજાની આકર્ષણશકિત ખેંચતાણુ કરે છે. તેમાં જે સ્થિર દૃષ્ટિવાળા હોય છે તેમજ સ્થિર મનના મક્કમ વિચારના અને તિવ્રઇચ્છાશકિતવાળા હોય છે, તેઓ સામા મનુષ્ય સામે સ્થિર દૃષ્ટિથી જોઇ રહે છે, નેત્રો મીંચી દેતા નથી, અને જેમની ઇચ્છાશકિત નબળી છે, જે સ્થિર દૃષ્ટિના નથી તેઓની દૃષ્ટિ સ્થિર રહી શકતી નથી અને સામે સામી નજર થતાં તે પોતે નજર ફેરવે છે ચાંતુ નેત્રો મીંચી દે છે. અને વિચારો પણ નવા નવા કરે છે, આ વખતે જે પોઝીટીવ વિચારવાળા સ્થિર દૃષ્ટિવાળા છે તે તીવ્રઇચ્છા શકિતથી તેના પ્રતિ જોઇ દૃઢ ભાવનાથી તેને પોતાને તાબે થવા વિચાર પ્રેરે છે. અને તેની સામા મનુષ્ય ઉપર સારી અસર થાય છે.

નજર સ્થિર કરવાનો અભ્યાસ થતાં પછી એની મેળેજ સ્થિર રહેશે. અને પછી તે જ્યારે બીજા માણસને મળશે ત્યારે તે તેની બંન્ને આંખની મધ્યમા ભ્રકુટિમાં સ્થિર દૃષ્ટિથી મકકમ વિચારથી જોઇ રહેશે, આંખના પલકારા બીલ્કુલ મારશે નહિ. આ વખતે તેણે ક્રૂરભાવ બીલ્કુલ ન બતાવવો પણ નમ્ર અને માયાળુપણું જણાવવું, આંખની કીકીને હલાવવી નહિ. સામો માણસ તેની નેત્રોની કીકીઓ સામે જોઇ તરત પોતાની નજર આમ તેમ ફેરવી લેશે, તેનાથી તેનાં નેત્રોનું તેજ સહન નહિં થાય, આમ છતાં પણ તે માણસ પોઝીટીવ વિચારવાળો માણસ તો તે સામા મનુષ્યના નેત્રોની મધ્યની કીકીઓ સામે જ જાણે કંઇ શોધતો હોય તેમ સ્થિર દૃષ્ટિથી એકી નજરે જોઇ રહેશે. આથી સામો મનુષ્ય નજર ફેરવી વળી પાછો તેનાં નેત્રો સામે જોશે, અને તે હજુ પણ તેને પોતાની કીકી સામું જોઇ રહેલો છે એમ જોશે એટલે તે દન ઢચુપચુ મનવાળો, ડામાડોળ વિચારવાળો બનીજશે. આ વખતે તે પોઝીટીવ વિચારવાળો મનુષ્ય પોતે કહેવા ધારેલો વિચાર મનમાં દૃઢપણે નકકી કરી તેની આગળ રજુ કરશે, પછી તે તેને જે કહેવા ઇચ્છશે એ કહેશે. તેનો સંતોષકારક જવાબ તે માણસ તેને આપશે. આ વખતે સામા મનુષ્યને તેનું વર્તન અયોગ્ય

ન જણાય તેની ખરેખર કાળજી રાખે છે. અને તેથી નેત્રો સ્થિર છતાં મુખનો ભાવ નમ્ર રાખે છે.

આ એક પ્રકારની રીત થઇ, તમે ત્રાટક સિદ્ધ કરી નેત્રોની આકર્ષણ શકિત વધારો. પછી તમારે જે માણસ પાસે પોતાનું કામ કરાવવું હોય તે મળે એટલે તેનાં નેત્રો સામે બરોબર કીકીની મધ્યમાં જાણે કંઇ શોધતા હો તેમ તમારાં નેત્રો સ્થિર રાખો. અને શરૂઆતમાં તે તમારા નેત્રોનું તેજ સહન નહિ કરે એટલે તમારી આંખ સામેથી આંખ દુર લઇ જશે, વળી થોડીવાર આમ તેમ જોયા પછી તમારા સામું જોશે આ વખતે પણ તમારી નજર તો તેનાં નેત્રો સામેજ ચોટેલી છે એમ જ્યારે તે જોશે એટલે તે ડગુમગુ વિચારનો બનશે. આ વખતે તમારે મનમાં દૃઢ પણે ભાવના કરવી કે આ માણસ મારા કહ્યા પ્રમાણે કરવાની હા પાડશે જ. એ તમારી મરજી પ્રમાણે વર્ત્તવા તૈયાર થઈ રહ્યો છે. આમ થોડી વાર માનસિક ભાવના દૃઢ પણે કરવી, આથી તેના ઉપર નેત્રોનું તેમ ભાવનાનું એમ બમણા જોરથી આકર્ષણ થશે, એકતો નેત્રોના તેજથી તેનાં નેત્રો દ્વારા તમારી મજબુત આકર્ષણશકિત તેને ઘેરી રહી છે. અને તેથી તે ડગુમગુ વિચારનો બની રહે છે ત્યાં તમારી તીવ્ર ઇચ્છાશકિત વાળી વીલપાવરવાળી દૃઢ ભાવના થતાં તે નેગેટીવ બની તમારી મરજીને તાબે થશે, અને જેમ મેસમેરીઝમ કરનાર સામા મનુષ્યને પોતાની તીવ્ર નજરથી અને દૃઢ વિચાર ભાવનાથી બેભાન કરી પોતાને કબજે કરી શકે છે. તેમ તમે આ માણસને તમારા કહ્યા પ્રમાણે વર્ત્તવાની ફરજ પાડી શકશો. આથી તેને તમારે માટે માન ઉત્પન્ન થશે. તમારી વાત તે હા પાડશે, તેના ઉપર તમારી આકર્ષણશકિતની પૂરેપૂરી તેના ઉપર અસર થાય છે. તેને તમારી વાતમાં શંકા થવાનું રહેશે નહિ, તે એમ વિચાર કરશે કે એમની વાત સાચીજ હશે. અને પોતાની વાત ભૂલ ભરેલી માની તમારૂં કહ્યું કબુલ કરશે. વ્યવહારમાં પણ આવી તીવ્ર નજરવાળો, આકર્ષણશક્તિવાળો ફરી જાય છે, તે ઘણા ઓર્ડર મેળવી શકે છે ઘણાને પોતાની મરજી પ્રમાણે ચલાવી શકે છે.

આવા માણસે વાત કરવામાં પણ શાંતિ રાખવી, વિચારની દૃઢતા બતાવવી, ઉત્સાહી, ઉમંગી થઇ વાત કરવી, જે વાત કરવી તે મક્કમ વિચારથી કરવી, આમાં નેત્રશકિત અને દૃઢ ભાવના ઉપયોગી

થઇ પડે છે. આવા માણુસો દીવા જેવા બને છે, જેમ દીવા પાછળ પતંગીયાં ફરે તેમ આવાં માણુસો પાસે પણુ મનુષ્યો આકર્ષાઇ આવે છે. કેટલાકનામાં નેત્રની સ્થિરતા અને વિચારની મક્કમતા કુદરતી જ હોય છે. તે પોતાના મક્કમ વિચારથી ધાર્યાં કામ કરી શકે છે. આવા માણુસોને આકર્ષણુ શાકતના નિયમનું જ્ઞાન હોતું નથી પણુ કુદરતી તેનામાં આ ગુણુ રહેલો છે. આકર્ષણુશકિત મેળવવા તિવ્ર ઇચ્છાશકિતને કેળવવી, દ્રઢભાવના કરતાં શીખવું અને નેત્રોની સ્થિરતાથી સામા મનુષ્યનાં નેત્રોની મધ્યમાં સ્થિરપણે જોવાનો અભ્યાસ રાખવો. આવી તે જેના પ્રતિ જોશે તે તેને વશ થઇ રહેશે, તેની પાસે તે પોતાનું કાર્ય કરાવી શકશે.

જે માણુસો વધુ બળવાન આકર્ષણુશકિતવાળા હોય છે તે બીજા પ્રતિ વધુ ફાવે છે. તમારે તેવા બળવાન આકર્ષણુશકિતવાળા મનુષ્યની અસર તમારા ઉપર થવા ન દેવી હોય તો તમારી નજર તેની આંખો સામેથી દૂર રાખવી, અને મનમાં ભાવના કરવી કે તે મારા ઉપર કદી ફાવવાનો નથી, અને છતાં તેમને તેની મરજીને તાબે થઇ જવાનું મન થતું હોય તો તમારી જીભી અવળી પાછી વાળી તાળવે અડકાવવી, અને થોડીવાર તાળવાને અડકાડી રાખવી એથી સામા મનુષ્યની આકષણુ શકિત તમને વધુ અસર કરી શકશે નહિ.

આવી રીતે મનુષ્યે નેત્રોને સ્થિર કરી ત્રાટકની સિદ્ધિ કરી આકર્ષણુશક્તિનો પોતાનામાં સંચય કરવો, તેનો શી રીતે ઉપયોગ કરવો તે પણુ આગળ જણુાવ્યું. નેત્રો સ્થિર થતાં મન સ્થિર થશે, એટલે મન અનેક વિચારો કરવું બંધ પડશે અને માત્ર એક વિચારને વળગી રહેવાની તેને ટેવ પડશે. આમ આકર્ષણુશકિત ખીલવવા નેત્રોની સ્થિરતા અને માનસિક દ્દઢ ભાવના એબે અગત્યનાં સાધન કેળવાય છે. ત્રીજું મોઢે બોલીને પણુ સામા મનુષ્યને વશ કરી શકાય છે. મનુષ્ય જે બોલે છે તેથી પણુ વાતાવરણુમાં એક પ્રકારનો કંપારો ઉત્પન્ન થાય છે, એ બોલવામાં પણુ આકર્ષણુશક્તિ રહેલી છે. એમ નેત્રોમાં, વિચારમા અને વચનમાં ત્રણેમાં આકર્ષણુશક્તિ રહેલી છે.

# પ્રકરણ ૩૪ મું.

## વાણીનું બળ–વચન સિદ્ધિ.

જે મનુષ્યોએ આકર્ષણશક્તિ બરોબર કેળવી હોય છે તે મનુષ્ય ની નેત્રશક્તિથી, દઢ ભાવનાથી તેમ દઢ વચનથી સિંહ વાઘ જેવા હિંસક પશુઓ પણ તેને વશ થઇ શકે છે. આ પ્રકારે મંત્રો જપવ.થી ધાર્યાં કાર્ય થઇ શકે છે. મંત્રોની શબ્દ રચના, તેના સ્વરો એવી રીતે ગોઠવાયલા હોય છે, કે તેનો જપ થતાં વિચારથી ચાલુ વાણીથી એક પ્રકારનાં આંદોલનો ઉત્પન્ન થાય છે અને તેની ધારેલી અસર પણ થાય છે. મનુષ્ય જે બોલે છે તેની સામા મનુષ્યને જરૂર અસર થાય છે. આ પ્રકારની વાણીની આકર્ષણશકિત પણ કેળવવાની જરૂર છે. દઢ વિચારને વળગી રહેવું અને એકની એક દઢ વાત બીજા મનુષ્યના મનમાં ઠરાવવાની પદ્ધતિ તેને સૂચના કહે છે. અમુક થાઓ એ પ્રકારનું કહેવાથી તે પ્રમાણે બને તો તે મજબુત આકર્ષણ શકિત ગણાય. પૂર્વે સિદ્ધો, યોગીઓનાં વચન સત્ય ઠરતાં, તે જે વચન આપતા, વરદાન આપતા તે પ્રમાણે થતું. એ વાણીનું બળ. વાણીમાં એ પ્રકારનું દઢ બળ, અને આકર્ષણશકિત રહેલાં છે. તેને કેળવવા હંમેશા સત્ય વચન બોલવાની ટેવ પાડવી, જેઓ સત્ય બોલનારા છે તેમને વાકસિદ્ધિ પ્રાપ્ત થાય છે. મશ્કરીમં, હાસ્યમાં કે સ્વપ્ન માં પણ અસત્ય ન બોલવું. જેમ જેમ સત્ય બોલવાનો અભ્યાસ વધતો જશે તેમ તેમ વાણીના સિદ્ધિ મળતી જશે.

તમારે તમારા વિચારબળની કિંમત ગણવી, ગમે તેવા વિચાર કરવાથી વિચારનું બળ હણાઇ જાય છે, માટે સત્ય વિચાર કરવા, એકજ વિચારને વળગી રહેતાં શીખવું, તેથી વિચારનું બળ પ્રાપ્ત થાય છે, તેમ વાણીના બળની પણ કિંમત આંકતાં શીખવું ગમે ત્યારે ગમે તે બોલવું, મિથ્યા બોલવું, અસત્ય વદવું એથી વાણીની કિંમત ઘટી જાય છે, તેનું બળ જતુ રહે છે. આમ વિચાર અને વાણીમાં જે અપૂર્વ સામર્થ્ય છે, જે દિવ્ય બળ છે તે મેળવવા માટે તમારે દઢ વિચારના, વચન પાળનારા અને સત્ય વદનારા થવું. એક મનુષ્યને દુઃખમાં દીલાસો આપી તમારી વાણીથી તમે તેને સંતોષ આપી શકો છો, વિચાર અને વાણીની સામા મનુષ્ય ઉપર ઘણી જ અસર થાય છે.

તમે વિચારથી અમુક મનુષ્યનું શુભ થવાની ભાવના કરો, તેનામાં સદ્દગુણો સ્થપાય તેવી ભાવના કરો, તો તે વિચારથી તે માણસનું શુભ થવાનું, તેનામાં સદ્દગુણો સ્થપાવાના આવી અસર તે માણસ જ્યારે ઉંઘમાં હોય ત્યારે તમે કરશો તો વધુ થશે. કારણ કે તે વખતે તેનું બાહ્ય મન ઉંઘતું હશે; આંતરમન જાગ્રત હશે, તમારા વિચારને આંતરમન તરત ગ્રહણ કરશે અને તે અનુસાર તેનામાં ફેરફાર કરશે. એટલે બનતા સુધી આ વિચાર ભાવનાઓ જો રાત્રે કરવામા આવે છે તો વધુ ફળી ભૂત થાય છે. વિચાર આંતર મન ઉપર અસર કરે છે, વળી બાહ્ય મન ઉપર અસર કરે છે. જો તે જાગ્રત હોય તે વખતે તેને માટે કંઈ ભાવના કરવામાં આવે છે તો તે વખતે તેનું બાહ્યમન જાગ્રત હોવાથી તે વિચારને અંદર આંતરમન સુધી પ્રવેશ કરવા દેતું નથી, તે તમારા વિચારોની સામે થાય છે. આવી રીતે કોઇ મનુષ્ય જ્યારે તમને મળે ત્યારે તમે તેને તેનાં નેત્રો સાથે તમારાં નેત્રો મેળવી, તમારા મનમાં દ્દઢ ભાવના કરી, અને છેવટે તેની સાથે વાત કરી તમે તમારા પ્રતિ તેને આકર્ષી શકો છો. કિંવા તમારી વાત તેની પાસે કબુલ કરાવો છો, અને તે રૂબરૂ ન રૂચે તો રાત્રે જ્યારે તે ઉંઘતો હોય ત્યારે તમે તમારા મનને સ્થિર કરી દ્દઢ વિચારને તેના પ્રતિ દોડાવો, વારંવાર એકનો એક વિચાર છોડો, તે વિચારનાં આંદોલનોની તેના આંતરમન ઉપર અસર થશે, અને તેને તમારાં કામ કરવાનું, તમારા પ્રતિ ધસડાઇ આવવાનું મન થઇ આવશે. તેના મનમાં જ તમારા પ્રતિ આવવું એવો તીવ્ર વેગ ઉઠશે, અને તમે નહિં ધારો તેવી રીતે તે બીજી સવારે તમારી પાસે આવી ઉભો રહેશે. આ પ્રકારે તે ઉંઘમાં હોય ત્યારે તમે દ્દઢ ભાવના કરી તેને સુધારવાનો પ્રયત્ન કરી શકો છો, તમારાં કાર્ય કરવા તેને ફરજ પાડી શકો છો, અને તેની અસર તેને ઘણી સારી થશે. આ બધા આધાર તમારા વિચારની દ્દઢતા ઉપર છે. જેમ જેમ તમારા વિચાર દ્દઢ વધુ હશે, ભાવના કરવાની, તીવ્ર ઇચ્છા કરવાની શક્તિ તમે વધુ ખીલવી હશે તે ઉપર આ આકર્ષણશક્તિનો આધાર રહેશે.

જેમ એક માણસને રૂબરૂ મળતાં તેને એકની એક વાત વારંવાર સમજાવી, આપણી ધારી અસર કરી શકીએ છીએ, તેમજ આપણે તેની ગેરહાજરીમાં એકનો એક વિચાર તેના પ્રતિ મોકલી

આપણે તેના મન ઉપર ઉત્તમ અસર કરી શકીએ છીએ. આ વિચારો જેમ વધુ શાંતિથી વધુ દૃઢ પણે થશે તેમ તેની અસર સારી થશે. દોરા કરી આપવા, તાવીજો કરી આપવાં, આ પણ વિચારની ભાવનાનાંજ ફળ આપેછે. તેથી મનુષ્યો ઇ દરદો સાજાં થાય છે, આમાં પણ તાવીજ કરનારની વિચારશકિત અને દૃઢ ભાવનાજ કામ કરે છે, અને તાવીજ કરાવનારની શ્રદ્ધા ફળે છે, આ પણ વિચારશકિતના બળેજ કાર્ય થાય છે. શાસ્ત્રો, મંત્રો, યંત્રો વગેરે વડે કાર્ય સિદ્ધિ થવાનું કહે છે, એ વાત સાચી છે, તેથી વિચારનાં અને વાણીનાં આંદોલનો ઉત્પન્ન થાય છે અને તે આંદોલનોવડે તે માણસનું કાર્ય થાય છે. આમાં માત્ર વિચારની એકાગ્રતાજ કારણરૂપ છે, મન સ્થિર થતાં, એકાગ્ર થતાં જે દૃઢ વિચાર થાય છે તે ફળ આપનાર છે. આ એકાગ્રતા સિદ્ધ કરવા જ યોગશાસ્ત્ર, બ્રહ્મ વિચાર અને ભકિતનાં સાધનો શાસ્ત્રોમાં વર્ણવ્યાં છે.

ત્રાટકનો રસ્તો એકાગ્રતા સિધ્ધ કરનાર સ્હેલામા સ્હેલો છે. યોગીઓ યોગ સાધે છે તેમાં પ્રાણાયામથી, ધારણા ધ્યાનથી ચિત્તની એકાગ્રતા સિદ્ધ થાય એટલે સમાધિ થાય બ્રહ્મ વિચારમાં પણ આત્મભાવના વડે ચિત્ત પરમાત્મા સાથે એકાગ્ર થાય એટલે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય અને ભકિતમાં પણ ધ્યેયની સાથે તાદાત્મ્ય ભાવ પ્રકટે એટલે એકાગ્રતા સિદ્ધ થાય. સર્વમા એકાગ્રતાનું મુખ્ય બળ છે. આકર્ષણશકિતમાં પણ એકાગ્રતા, મુખ્ય કામ કરે છે. જેમ જેમ વિચારની એકાગ્રતા વધુ થાય છે. તેમ તેમ આકર્ષણશકિત વધુ પ્રકટે છે.

ત્રાટકથી સ્હેલામાં સ્હેલી રીતે એકાગ્રતા સિદ્ધ થાય છે. શરીરની સ્થિરતા વધારવી, અને વારંવાર વિચારો એકાગ્ર કરવાની, કોઇ એકજ વિષય ઉપર ઘણો વખત સુધી એકનો એક વિચાર કર્યા કરવાની ટેવ પાડવી તેથી એકાગ્રતા વધે છે, પ્રાણાયામથી મન સ્થિર થતાં એકાગ્રતા સિદ્ધ થાય છે. વિચારથી, બ્રહ્મ વિચારથી, તેના તેજ વિચાર કર્યા કરવાથી એકાગ્રતા સિદ્ધ થાય છે. અભ્યાસથી સર્વ સિદ્ધ થાય છે. આસનથી શરીર સ્થિર થાય છે. પ્રાણાયામથી મન સ્થિર થાય છે, અને ધારણા ધ્યાનથી ચિત્ત એકાગ્ર થાય છે, જેમ એકાગ્રતા વધુ ઉત્તમ તેમ આકર્ષણશકિત વધુ બળવાન થાય છે.

## પ્રકરણ ૩૫ મું.

### મનની આત્મામાં એકાગ્રતા સિદ્ધ કરવાની કળા.

હંમેશાં એકાગ્રતા એ બળ છે. મન આત્મામાં એકાગ્ર થાય તે માટે શાસ્ત્રોએ અનેક ઉપાયો બતાવ્યા છે. ચિત્તવૃત્તિનો નિરોધ એ યોગ. આમ દરેક દૈવી બળ મેળવવા માટે એકાગ્રતા સાધવાની જરૂર છે. એકાગ્રતા સિદ્ધ કરવા માટે શાસ્ત્રોએ અનેક માર્ગો બતાવ્યા છે. તેમાં નેત્રોને સ્થિર કરવાને ત્રાટકની ક્રિયા કરવી એ સર્વોત્તમ માર્ગ છે. ત્રાટકની ગણના પણ યોગમાંછે. પશ્ચિમના વિદ્વાનોએ આપણીજ વિદ્યા લઇ તેને બીજું રૂપ આપી પ્રસિદ્ધ કરી છે, પૂર્વની માફક હવે આપણે આપણી વિદ્યાનો લાભ લઇ શકતા નથી. જ્યારે પશ્ચિમના વિદ્વાનો ઉત્સાહી, કર્તવ્યશીલ બની આપણી વિદ્યાનો સારો લાભ લઇ રહ્યા છે. તેઓ કામ કરી જાણે છે, અખતરા કરે છે. જાણ્યું તે કરવું એવા સ્વભાવવાળા છે માટેજ અત્યારે આગળ વધ્યા છે અને નવી નવી શોધો જાહેર કરે છે.

તેમણે આપણાં વૈદ્યકશાસ્ત્રો જોયાં, અને તેમાંથી એકે એક પ્રયોગ અજમાવી નવી નવી શોધો કરવા લાગ્યા. આપણે તો બધું અમારા શાસ્ત્રોમાં છે એમ કહી બેસી રહેનારા થયા પણ તે શાસ્ત્રનાં અજમાયશ કરવાનું ભૂલ્યા. યોગશાસ્ત્રો રચાયાં, પણ યોગ સાધનારા થોડા મળ્યા તે માત્ર ગણ્યા ગાંઠ્યા. કોઇક સિદ્ધો, બાકી ભગવાં પહેરી સાધુ ઘણા થયા, પણ તેમણે વાદ વિવાદમા, મત મતાંતરોમાં પોતાનો ઘણો કાળ ગુમાવ્યો. પાશ્ચિમાત્યોએ જાણેલું આચારમાં મૂકી નવી નવી શોધો કરવા માંડી, અખતરા કરવા માંડયા, જીવનાં જોખમે પણ સાહસ કર્યાં. યોગશાસ્ત્રમાંથી તેમણે ત્રાટકનો પ્રયોગ કરી, નેત્રોની સ્થિરતા સાધી મેસ્મેરીઝમના અને હિપ્નોટીઝમના પ્રયોગો કરવા માંડયા, એ વિદ્યા તે આપણીજ વિદ્યાનું રૂપાંતર થઇ આ દેશમાં આવી ત્યારે આપણે તેને વખાણવા લાગ્યા. તેમણે અખતરા કર્યા, આપણી નજરે નેત્રોની આકર્ષણશક્તિથી સામા મનુષ્યને બેભાન કરી તેને અંતર્દષ્ટિ સુધી લઇ જઇ તેની પાસે ભૂત ભવિષ્યની વાતો કહેવરાવી. ત્યારે આપણે આશ્ચર્ય પામવા લાગ્યા. આ પ્રમાણે આપણી સત્ય વાત ભૂલી પારકા ઉપર આધાર રાખનારા થયા છીએ. દરેક વિદ્યામાં તેવું થયું છે.

આપણાં શાસ્ત્રો યોગવિદ્યાથી જે સિદ્ધિઓનું વર્ણન કરે છે તે સિદ્ધિઓ મેળવવા પ્રયત્ન પણ કરતા નથી. અને આ લોકો પ્રયત્ન કરે છે. આથી આપણી કેટલીય દૈવી વિદ્યા ગુપ્ત પડી રહી છે. આપણા પૂર્વજોએ શોધો તો ઘણી કરી આપણે માટે તે પ્રસિદ્ધ પણ કરી ગયા છતાં હજુ આપણી આંખો ઉઘડતી નથી. એકાગ્રતા સાધવાનો સારામાં સારો માર્ગ યોગમાર્ગ છે.

એકાગ્રતા સિદ્ધ કરવા માટે શાંત થવું. આપણે આપણા શરીર ઉપર અને મન ઉપર કાબુ ધરાવતાં શીખવું. મન ગમે ત્યારે ગમે તે વિચાર કરે તેમ થતું અટકાવો. તેને ગમે ત્યાં દોડતું બંધ કરી તમારી ઇચ્છા પ્રમાણે વર્ત્તનારૂં બનાવો. શરીરને શાંત રાખતાં શીખો, મનને શાંત રાખતાં શીખો. નેત્રશકિતને સ્થિર કરવાની ક્રિયા માફક તમારે તમારા શરીરના તમામ અવયવોને સ્થિર કરવાની ટેવ પાડવી. પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયોને ગમે ત્યાં ભટકતી અટકાવો. તમે બેસો ત્યારે સ્થિર બેસો. હાથ હાલે તેમ હલાવવા, પગ ગમે તેમ હલાવવા. તણુખલાં તોડવા. ભોંય ખોતરવી, બેઠા બેઠા નખ મોંયે કાપવા. અમુક જગ્યાએ ખણવું. આંગળીના ટચાકા ફોડવા, ટકોરા મારવા, મુછોએ હાથ ફેરવ્યા કરવા. પગ થબકાવવા એ વિગેરે નકામી ક્રિયાઓ કરવાની ટેવ છોડવી. તે માટે શાસ્ત્રોમાં આસનોને સિદ્ધ કરવાનું પ્રયોજન બતાવ્યું છે. જેમ જેમ શરીરના અવયવોને સ્થિર કરતાં શીખશો, શાંત રહેતાં શીખશો, તેમ તેમ તમારી ઇચ્છાશકિત બળવાન થશે, વિલપાવર વધશે, મન સ્થિરતા પકડશે. આમ જ્યારે બેસો ત્યારે શાંતિથી સ્થિર થઇ બેસવાની ટેવ પાડો, નકામી ક્રિયાઓ કરતા હાથ, પગ, મુખ, નેત્રોને અટકાવવાં.

નેત્રોને સ્થિર કરવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર બીજા અવયવોને સ્થિર કરવાની છે, હાથ, પગ, મુખ એની ક્રિયા બેઠા બેઠા નકામી ન કરવી. ઘણાને બેઠા બેઠા વાતો કરવા છતાં આંગળીઓ વડે જમીન ખોતરવાની, તણુખલાં તોડવાની, કે એવી ટેવ હોય છે, કે તે ટેવ છોડવી, તે ટેવો મનની અસ્થિરતા જણાવે છે. કેટલાક ખુરશીપર બેઠા બેઠા બે પગ આમ તેમ હલાવ્યાંજ કરે છે તે ક્રિયા પણ ન કરવી. એ પણ અસ્થિર મનના માણસનું કામ છે. કેટલાક વારવાર નેત્રો આમ તેમ ફેરવે છે. ડોકું આમતેમ હલાવે છે, મુછો પર, મોં પર

વારંવાર હાથ ફેરવ્યા કરે છે. આ બધી નબળા મનની નિશાનીઓ છે. એકાગ્રતા સિદ્ધ કરવા સ્થિર અને શાંત થવું.

શાંત થઈ કોઇ પણ એક વાતનો વિચાર કરવાનો અભ્યાસ પાડવો. તમારી પાસે કૃષ્ણની કે એવી કોઇ મૂર્ત્તિ હો, એ મૂર્ત્તિમાં જેની છબી છે, તે કયાં જન્મ્યા. તેમણે શાં શાં પરાક્રમો કર્યાં ઇશ્વરાવતાર કેમ કહેવાયા, તેમને કેમ માનવા, તેમની ઉપાસના કેવી રીતે કરવી. તેમનામાં શા શા ગુણ હતા, તેમનામાં કેવું બળ હતું, વિગેરે એકને એક વિચાર તેમના સબંધી ૦। કે ૦॥ કલાક કરવાની ટેવ પાડવી.

આ ક્રિયા વાંચતાં તેમને સ્હેલી લાગશે પણ ઘણી અઘરી છે. જો તમારૂં મન સ્થિર હશે તોજ તમે એકની એક બાબતના વારંવાર વિચાર કર્યા કરશો. નહિંતો એક વિચારમાંથી અનેક વિચાર ઉત્પન્ન થશે. કૃષ્ણના વિચાર કરતા કરતા પાંડવોનાજ વિચાર કરવા મંડી પડશો, પાડવોના વિચાર કરતાં, દેવયાનીના વિચાર આવી જશે. આમ એક વિચાર બદલતા તમે ક્ષત્રિયોની પાયમાલીના અને દેશની દુર્દશાના વિચાર કરવા મંડી પડશો. અને મૂળ કૃષ્ણના વિચાર ભૂલી જશો. તમને ખબરજ હશે કે તમારા મનમાં એક વિચાર ઉદ્દભવ પામે છે. તે ઉત્પન્ન થયો કે તેમાંથી બીજો ને તેમાંથી ત્રીજો એમ અનેક વિચાર ઉત્પન્ન થતાં તમે મૂળ વિચાર ભૂલી જાઓ છો. આ મનની અસ્થિરતાને લીધે છે. માટે જો મનને સ્થિર કરવું હોય તો ત્રાટક ઉપરાંત વિચારને એકજ વિચારને વળગી રહેવાની ટેવ પાડવી બ્રહ્મ વિચારનો માર્ગ છે. તે બીજા ભાગમાં સારી રીતે સમજાવ્યો છે. એ માર્ગ પણ આકર્ષણશકિત ખીલવવા માટે સારો ઉપકારક થઇ પડે છે. એકજ વિચારને વળગી રહેવાનો અભ્યાસ પડતાં વિલપાવર વધશે. એકાગ્રતા સધાશે, અને તમે દ્દઢ મક્કમ વિચારના બની જશો.

---

## પ્રકરણ ૩૬ મું.

## ભાવનાની સિદ્ધિ.

મનુષ્યે બીજાને આકર્ષણ કરવા માટે પોતે પોતાનામાં આકર્ષણ શકિત વધારવી. એ વાત કહેવામાં આવી, તેમાં નેત્રની સ્થિરતા, મનની એકાગ્રતા, વાણીની સ્થિરતા એ મુખ્ય માર્ગ છે. તે પ્રમાણે

આપણામાં અમુક બળ છે, એ પ્રકારની ભાવના કરી આપણી યોગ્યતા વધારવી. જેમ અન્ય મનુષ્યને માટે આપણે શાંત થઇ તે આપણે વશ થાય કિંવા આપણા પ્રતિ આકર્ષાઇ આવે તેવી ભાવના કરવામાં આવે છે તે પ્રમાણે આપણે આપણી મેળે શાંત થઇ આપણામાં અમુક ગુણનો, બળનો ઉદય થાય તે માટે ભાવના કરતાં શીખવું. જેમ કે “ હું સર્વ કાર્ય સિદ્ધ કરી શકોશ જ, મારામાં સર્વ કાર્ય કરવાનું બળ છેજ, હું સઘળે શુભજ જોઇ શકું છું, હું સર્વનું ભલુંજ ઇચ્છું છું, હું હંમેશાં શાંત રહી શકું છું ક્રોધ કદી પણ મારામાં ઉદય પામતો જ નથી. મારૂં કામ સ્વતંત્રપણે કરવાની મારામાં શકિત છેજ. હું કોઇનાથી ડરી શકું તેમ છુંજ નહિ, મારામાં પૂર્ણ ધૈર્ય છે હિંમત છે; ઉત્સાહ છે, ભય. ચિંતા, શોક મ્હને સતાવી શકતાંજ નથી, મારૂં જીવન ઉત્સાહી અને ઉમંગી છે. મારા વિચારો દૃઢ અને મક્કમ છે. હું સત્ય વચન બોલનાર, અને મારૂં વચન પાળનાર છું. દરેક કાર્ય સિદ્ધ કરવાનું મારામાં બળ છેજ. સર્વ પ્રતિ હું પ્રેમ રાખું છું. સર્વ કોઇ મારા પ્રતિ આકર્ષાઇ આવે છે, હું ઇશ્વર સ્વરૂપ છું હું જીવ નથી પણ શિવ છું શિવની સર્વ શકિતઓ મારામાં વિદ્યમાન છે, જે વસ્તુની મને ઇચ્છા થાય છે તે વસ્તુ મારા પ્રતિ આકર્ષાઇ આવે છેજ. હું અન્યની પાછળ કે અન્ય વસ્તુઓની પાછળ ઘસડાતો નથી પણ તે સર્વ અને સર્વ વસ્તુઓ મારા પ્રતિ આકર્ષાઇ આવે છે, હું હંમેશાં પૂર્ણ વિચાર કરી પછી જ અભિપ્રાય બાંધી શકું છું. દરેક વસ્તુ સંબંધી પૂર્ણ વિચાર કરવાની મને ટેવ છે જ, મારા પ્રતિ સર્વ પ્રેમ રાખે છે. હું ઇશ્વરના અંશ રૂપ છું, હું ઇશ્વરીયશકિત મારામાં પ્રગટાવી શકું છું. ઇશ્વરના ગુણો મારામા છે જ. એ પ્રગટ કરવા હું પ્રયત્ન કર્યા કરૂં છું ”

આવી આવી ભાવના હંમેશાં કરવી. કોઇ પણ એક ભાવના શાંતપણે સ્થિર થઇ ૦। કે ૦॥ કલાક કરવી તે સિદ્ધ થયે બીજી કરવી. આમ એકજ વિચાર પર સ્થિર થવાની ટેવ પડશે. હંમેશાં આશાવાદી થવું ફતેહના વિચાર કરવા, અશ્રદ્ધાના, ઉદ્વેગના. નિષ્ફળતાના વિચાર કદાપી ન કરવા. કદી ગુસ્સે થવું નહિ, કોઇનું ખરાબ ન ઇચ્છવું, કોઇની નિંદા ન કરવી સર્વનું ભલું ઇચ્છો, સર્વ તમારૂં ભલું કરવા; તમારા તરફ આકર્ષાઇ આવવા પ્રેરાશે, આવી શુભ ભાવના કરવી, તે પ્રમાણે વિચાર કરવા તે પ્રમાણે બોલવુ અને તે પ્રમાણે

વર્ત્તવું. આથી ચારિત્ર ઘડાશે અને આકર્ષણશકિત વધુ બળવાન બનશે.

પ્રાર્થના શુભ ફળ ઉપજાવે તેવાં આંદોલન ઉત્પન્ન કરવાં. આમાં મંત્રોની, કાવ્યોની, પ્રાર્થનાની શબ્દ રચના, સ્વર એ બધાં ઉચ્ચ આંદોલનો ઉત્પન્ન કરે તેવી પધ્ધતિથી રચાયલાં છે. અને તે તત્વ જ્ઞાનીઓએ રચેલાં હોવાથી વધુ બળદાયક પરિણામ નિપજાવે છે. આવી રીતે માનસિક વિચારથી શુભ આંદોલનો ઉત્પન્ન કરી આકર્ષણ શકિતદ્વારા ધાર્યાં કામ કરવાની મુખ્ય ચાવી આ શુભ ક્રિયામા સમયલી છે.

આ ક્રિયા સિધ્ધ કરવા માટે સર્વનું ભલું કરવાની ઇચ્છા રાખવી. આ ક્રિયા બીજાને નુકશાન કરવા માટે કરવામાં આવશે. સામાન્ય રીતે આકર્ષણશકિત એવી છે કે જે જેવા વિચાર કરે છે તેવો તે થાય છે, જે જેવો થવા ઇચ્છે છે તેવો તે થાય છે. તે જો અન્યનું ખરાબ કરવાનો વિચાર કરે તો તે પોતાનું ખરાબ કરે છે. બીજાનું ખરાબ ઇચ્છનાર પોતાનું જ ખરાબ કરે છે. અન્યનું અશુભ કરવા માટે અશુભ વિચારની ભાવના કરવી પડે છે પરિણામે આપણુંજ અશુભ થાય છે. માટે આ ક્રિયા સિધ્ધ કરવામા એક ખાસ લક્ષમાં રાખવું કે અન્યનું શુભ કરવાની ઇચ્છા રાખવી. ઇશ્વરીય નિયમોનું ઉલ્લંઘન કરવા ઇચ્છવું નહિં, પાપ કાર્ય કરવાની ઇચ્છા કરવી નહિં. આવી રીતે અશુભ વિચાર કરવાથી તે વિચાર ધાર્યું કામ ન કરતાં પાછો પડે છે અને વિચાર કરનારને જ નુકશાન કરે છે.

આપણે હવે નેત્રોની સ્થિરતા, વિચારનું મહાત્મ્ય અને વાણીનું મૂલ્ય સમજ્યા તેને ગમે તેમ વ્હેવરાવી દેવુ નહિં. તેનો દુરુપયોગ કરવો નહિં. તેની અસર થાય છે તેપણ આપણા જાણવામાં આવ્યું. નેત્રોનો વિચારોનો અને વાણીનો શી રીતે ઉપયોગ કરવો તેનુ બળ વધે, તે માટે તેનામાં કેવી રીતે આકર્ષણશકિતનો સંગ્રહ કરવો તે પણ જણાવ્યું છે. આપણે આ ત્રણેના દુરૂપયોગ ન કરવો, નેત્રોને ગમે તેમ ડાફોરાં મારવાજ દેવો, વિચારોને ગમે તેમ વ્હેતા મૂકવા નહિ અને વાણીથી ગમે તેમ સાચું જુઠું ભરડવું નહિ. તે મૂલ્યવાન રત્નો છે, આકર્ષણ શકિતવાળાં છે, તેનો સદુપયોગ કરવો. હિંદુઓનાં મંત્રશાસ્ત્રો યંત્ર શાસ્ત્રો અને ભાવનામય કાવ્યો, મુસલમાનોની પ્રાર્થના કરવાની, નિમાઝ પઢવાની પધ્ધતિ, તાવીઝ કલમો વિગેરેની રૂઢી, પારસીઓના ધર્મમાં કરવામાં આવતી બંદગી, ખ્રીસ્તીઓને કરવાની પ્રાર્થના વિગેરે બાબતોમાં માત્ર ઉચ્ચ વિચારોની ભાવના એકાગ્ર વિચારથી શાંત થઇ કરવી અને ઉચ્ચ વાતાવરણ રચી કરેલી ભાવના જરૂર સિદ્ધ થાય.

## પ્રકરણ ૩૭ મું

### મણિપુરચક્ર કિંવા સૂર્યચક્રમાં ઉત્પન્ન થતી ચૈતન્ય શક્તિનો આકર્ષણ શક્તિમાં ઉપયોગ.

આપણા મસ્તકમાં મગજ ઉત્તમ કાર્ય કરી રહ્યું છે. યોગ શાસ્ત્રોમાં શરીરનાં ચક્રોનું વર્ણન આવ્યું છે. એ સંબંધી વધુ વિસ્તારથી અમારા આત્મ જ્યોતિ કિંવા બ્રહ્મદર્શન એ પુસ્તકમાં જોવું. શરીરમાં એ ચક્રો અગત્યનો ભાગ ભજવે છે. મસ્તકમાં બ્રહ્મરંધ્ર. ભ્રકુટિમાં આજ્ઞાચક્ર મુખ્ય ભાગ ભજવે છે. શરીરમાં હૃદયમાં અનાહત ચક્ર છે. ડુંટી નીચે કુંડલિનીનું સ્થાન છે. આ કુંડલિની એ શરીરમાં મુખ્ય સ્થાન છે. તેનું ઉત્થાન કરવા યોગ શાસ્ત્રીમાં કુંચી બતાવી છે. મસ્તકમાં મગજ મુખ્ય કામ કરનાર છે. શરીરમાં આ કુંડલીનીનું મુખ્ય સ્થાન છે. એના ઉપર શરીરનું બંધારણ છે. પ્રાણાયામથી કુંડલીનીનું ઉત્થાન થાય છે એટલે સુષુમ્ણા નાડીનું દ્વાર ઉઘાડતાં જીવ આત્મા સાથે સંલગ્ન થઇ જાય છે.

મનુષ્ય પોતે જો પોઝીટીવ હોય છે તો પોતાના વિચાર પ્રમાણે વર્તે છે. પણ નેગેટીવ હોય છે તો તેને વારંવાર બીજાની સલાહ લેવી પડે છે. તે પોતાના અંતઃકરણના અવાજને માન આપતો નથી. આવી રીતે જેઓ પોતે બીજાના ઉપર આધાર રાખનારા છે તે ઘણે ભાગે નિષ્ફળ થાય છે. પણ જેઓ પોતાના અંતઃકરણના અવાજને માન આપી વર્તનારા છે તે ઘણાં કાર્યો સિદ્ધ થાય છે. જગતમાં સૂર્ય સદા પ્રકાશિત થઇ પ્રાણીમાત્રને જીવન અર્પે છે તેમ મનુષ્ય શરીરમાં ડુંટી નીચે સૂર્યનું સ્થાન છે. તે સદા પ્રકાશિત રહી શરીરમાં ગરમી આપી જીવનશક્તિ વધારે છે. જેમ અગ્નિ પવનથી પ્રકાશે તેમ શ્વાસોશ્વાસની ક્રિયાથી આ સૂર્ય સદા પ્રકાશિત રહે છે. અને એ સૂર્ય જેમ વધુ પ્રકાશિત તેમ મનુષ્યમાં વધુ આકર્ષણ શક્તિ સમજવી. જેઓ પોતાના અંતઃકરણના અવાજને માન આપનારા છે તેમનામાં આ સુર્ય વધુ તેજ રહે છે. જેઓ પોતે પોતાના અંતઃકરણના અવાજને ગ્રહણ કરી શકતા નથી. પોતાનામાં શ્રદ્ધા રાખતા નથી અને વારંવાર પોતાના કાર્ય માટે બીજાની સલાહ પ્રમાણે ચાલે છે તેમનામાં આત્મબળ, આકર્ષણશક્તિ હણાઇ જાય છે. અને આ

સૂર્યચક્રનું તેજ ઓછું થાય છે. તેને અંધારાવાળો બનાવીએ છીએ. જેમ અંધારામાં-સૂર્યનો પ્રકાશ ન હોવાથી નિષ્ફળતા મળે છે તેમ આપણે આપણા શરીરના સૂર્યના તેજને ઓછું કરી દેતાં નિષ્ફળતા પામીએ છીએ. આપણો આ આસૂર્ય સદા વધુ પ્રકાશિત રહે છે તો મનુષ્યના દુઃખ દારિદ્રય સર્વ વિલાય છે. આપણો આ સૂર્ય જેમ વધુ બળવાન તેમ આપણું અંતઃકરણ વધુ દઢ અને વિચારો એકાગ્ર તેમ સ્થિર રહી શકવાના.

આ સૂર્યને વધુ પ્રકાશિત કરવા પ્રાણાયામ કિંવા દીર્ઘશ્વાસ-પ્રશ્વાસની ક્રિયાઓ તેમજ તેમજ ક્રોધાદિ દુર્ગુણો ઉપર જય મેળવવો, કદી ગુસ્સે થવુ નહિ, કોઇની અદેખાઇ કરવી નહિં, લોભથી કોઇનું અશુભ ઇચ્છવું નહિં; આ બધા દુર્ગુણો આપણા શરીરમાં રહેલા સૂર્યને ઢાંકી દેનાર વાદળોરૂપ છે. જેમ મનની સ્થિરતા વધુ તેમ આ સુર્ય વધુ પ્રકાશિત રહે છે. સાધારણ રીતે મનુષ્ય રહેજ રહેજ બાબતમાં પોતાના મનનું ધાર્યું કામ ન થતાં ગુસ્સે થઇ જાય છે; કોઇ કંઇ પોતાને ન રૂચતી વાત કહે તો ગુસ્સે થઇ જાય છે, અકળાઇ જાય છે, ન રૂચતી વાત સાંભળતાં મનમાં ઉદ્વેગ પેદા થાય છે; તે કહેનાર ઉપર ખોટું લાગે છે. અને એકદમ મનમાં ઉકળાટ પેદા થતાં તે તપી જાય છે, તેનું લોહી ઉકળી આવે છે અને ગુસ્સે થઇ જાય છે. આ વખતે ઉત્પન્ન થયેલા જુસ્સાને દબાવી શાંત રહેવું, એ જુસ્સો ઉત્પન્ન થતાં શાંતિનો ભંગ થાય છે, બીજાપ્રતિ વેર લેવાના: નિંદાના વગેરે અનેક દુર્ગુણો ઉત્પન્ન થાય છે; અને શરીરમાં સુર્યના પ્રકાશને આ દુર્ગુણો તપારો, ઉકળાટ રૂપી વાદળો ઢાકી દઇ અનેક પ્રકારનાં દુઃખ ઉત્પન્ન કરે છે. માટ આ વિશ્વમાં સુર્ય છે તે સદા નિયમસર પ્રકાશિત રહે છે; તેના પ્રતિ ધુળ પણ ઘણા નાખે છે; ઘણા તેને નિંદે પણ છે. છતાં તે નિયમિત પ્રકાશ આપ્યાં કરે છે, તે પ્રમાણે આપણે પણ રાગ દ્વેષ છોડી શરીરની સમતા જાળવવી, સદા શાંત રહેવું, શાંતિનો ભંગ કરનારી ક્રિયા ન કરવી. કદી ગુસ્સે ન થવું. દુર્ગુણોનો ત્યાગ કરવો એટલે શરીરનો સુર્ય સદા પ્રકાશિત રહી આપણી આકર્ષણ શકિતનો પોષક બનશે.

મનુષ્યના મન ઉપર કોઇના કહેવાથી, કાંઇ વાંચવાથી, પોતાને રુચની ન હોય તેવી વાત કોઇ કહે તો તેથી પોતાનું કામ ધાર્યું ન થાય તો તેથી તરત અસર થાય છે. અને જેમ સમુદ્રમાં ભરતી આવે તેમ

મન ઉછળી જાય છે, અકળાઇ જાય છે. આવા મન વાતામાં સ્થિરતા નથી પ્રકટતી. ગમે તેવા ન રૂચતા પ્રસંગે કોઇ આપણી નિંદા કરે; આપણને અરૂચતી વાત કરે. છતાં પણ ગુસ્સે થઇ મનની સ્થિરતા ન ખોવી ગુસ્સે થવાની ટેવ છોડવી. મનમાં દુ:ખી થવું નહિ. આ ઉપરાંત આપણે બનતા સુધી દરેક કાર્ય આપણા અંતઃકરણના અવાજને માન આપી કરવું. જેમાંને તેમાં આપણી સ્વતંત્રતા ગુમાવો બીજાની સલાહ લેવાની ટેવ છોડવી, બીજાની સલાહ લેવાથી આપણામાં રહેલ સૂર્યનુ તેજ ક્ષીણ થાય છે. અને જેમ ચંદ્ર સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થાય છે તેમ આપણે આપણા સૂર્યને ચંદ્રની જગ્યા આપી દઇએ છીએ.

માટે આપણા સૂર્યને સદા પ્રકાશિત રાખવો, સદા શાંત રહેવું. મનમાં ઉત્પાત થાય તેવું કાર્ય ન કરવું. હંમેશાં હિતચિંતનગામા. શ્રદ્ધાળુ આશાવાદી, અને ધૈર્યશીલ થવું સંતોષ સદા સેવવો. આપણે માટે કોઇ ગમે તે બોલે નિંદા કરે તેની દરકાર કરવી નહિં. જો આ વખતે આપણે ગુસ્સે થઇ જઇશું તો આપણા સૂર્યનું તેજ ક્ષીણ થશે. અને ગુસ્સાના વાદળાંથી તેનો પ્રકાશ ઢંકાઇ જશે. આ તો સ્વભાવિક રીત છે. મનુષ્યનો આ સૂર્ય અન્યની નિંદા સાંભળી ગુસ્સો ઉત્પન્ન થવાથી તેજ થઇ સદા બેસે છે. માટેજ દુ:ખી થાય છે માટે આપણે સદા શાંત, પ્રસન્ન રહી આપણા સૂર્યને પ્રકાશિત રાખવો. એ સૂર્યના પ્રકાશથી શરીરમાં જીવનશકિત, ચેતન્યશકિત દોડયા કરે છે, અને જો ગુસ્સાથી તેના ઉપર અંધકાર છવાશે તો ચૈતનશકિત કામ કરતી બંધ થશે એટલે શરીરનું આરોગ્ય બગડશે અને મન અસ્થિર થશે. આ સૂર્ય ડુંટી નીચે છે. બરડાની કરોડ અને ડુંટી બેની મધ્યમાં આ સૂર્યચક્ર છે જેને આપણાં શાસ્ત્રો મણિપુર ચક્ર કહે છે તે શરીરમાં જીવનશકિત પ્રેરે છે, અહીં જીવનશકિત એકઠી થઇ શરીરની નાડીઓમાં વહે છે. આ એક જ્ઞાનતંતુઓનું જાળી માફક ગુંથાયલું ગુંચળું છે. શરીરનું મગજ એ આ મણિપુર ચક્ર કિંવા સૂર્યચક્ર છે. શરીરનું આ મધ્યબિંદુ જીવનશકિત ઉત્પન્ન કરનાર તેમ શરીરનું પોષણ કરનાર છે. મસ્તકમાં મગજ એ અગત્યનો ભાગ ભજવે છે. શરીરમાં જ્ઞાનતંતુઓ દરેક સ્નાયુઓ અને સર્વ શરીરના અવયવોમાં હોય છે, તે જ્ઞાનતંતુઓમાં જીવન શકિતને મોકલવાનું કામ મસ્તકમાં રહેલું મગજ કરે છે. આ

મગજ એ શરીર ઉપર સામ્રાજ્ય ભોગવતું એક બુદ્ધિનું અને મનનું સ્થાન છે.

શરીરની ડુંટી આગળ બાળકને જન્મતાં નાળ હોય છે. એ નાળ વડે માતાના શરીરમાંથી બાળક ગર્ભમાં પોષણ પામે છે. એ આપણે જાણીએ છીએ. શરીરમાં આ સૂર્યચક્ર સંકોચાઇ જાય છે ત્યારે તેનો પ્રકાશ ઓછો થાય છે, જેથી જીવનશકિત શરીરમાં પુરતી મળી શકતી ન હોવાથી મનુષ્ય નિર્બળ અને રોગી થાય છે. અરડો ફાટવો, ડુંટી નીચે દુઃખાવો ઉપડવો, એ બધાં, ડુંટીમાંથી નીચું નમી જવું એ બધાનું કારણ સૂર્યચક્રનો પ્રકાશ ઓછો થઇ જવો એ છે. સૂર્યચક્ર સંકોચાઇ જવાથી જીવનશકિત શરીરમાં ફરી શકતી નથી માટે શરીર રોગી થાય છે, મન નિર્બળ થાય છે, અને મનુષ્ય ઘણુંવાર ચીડાઇ જઇ ચીડીયા સ્વભાવનો થઇ જાય છે.

જેમ ધમણ ધમવાથી અગ્નિ પ્રકટ થાય એ અગ્નિનો પ્રકાશ વધુ તીવ્ર બને તેમ દીર્ઘશ્વાસ પ્રશ્વાસની ક્રિયાથી, પ્રાણાયામથી સૂર્ય ચક્રમાં વધુ તેજ ઉત્પન્ન થાય છે. ગતિ ઉત્પન્ન થાય છે અને જીવન શકિત વધુ ઉત્પન્ન થઇ શરીરમાં પ્રસાર થઇ ચૈતન્ય આપે છે, મનુષ્યના મુખ ઉપર આ સૂર્યચક્રના પ્રકાશનું તેજ પ્રસરતું જણાય છે. જે મનુષ્ય ઉચ્ચ ચારિત્ર્યવાળો હોય છે તેનામાં પ્રકાશ ક્ષીણ થતાં તેના મુખ ઉપર ઉદ્યોગની મલીન છાયા જણાય છે, જેમ સૂર્યમાંથી કિરણો નીકળી તે કિરણો દ્વારા જગતમાં પ્રકાશ વ્યાપી રહે છે તેમ મનુષ્ય શરીરમાં રહેલ આ સૂર્યમાંથી પણ પ્રકાશનાં કિરણો નીકળી શરીરને તેજસ્વી કરી મૂકે છે. આ પ્રકારે સિદ્ધો મહાત્માઓ યોગીઓના શરીરમાં આ મણિપુરચક્ર એટલું બધું પ્રકાશિત રહે છે કે જેથી તેમનામાં જીવનશકિત પ્રબળ હોય છે, તેમનાં શરીર નીરોગી અને મુખ ઉપર તેજનો પ્રકાશ છવાઇ રહેલો દેખાય છે. મનુષ્યની તેજસ્વી મુખ મુદ્રાજ તેનામાં કેવા સદ્દગુણો છે, તેના મનની કેવી સ્થિતિ છે તે જણાવી આપે છે.

મનુષ્યના શરીરમાં રહેલ આ સૂર્યચક્રનો પ્રકાશ વધુ કરવા માટે પ્રાણાયામની યોજના યોગવિદ્યામાં છે, યમ નિયમોને, શમ, દમને પાળવાના હોય છે. જેઓ અશુભ વિચારનું સેવન કરનારા છે, અન્યની નિંદા કરનારા છે, અશ્રદ્ધાળુ, નિરાશાવાદી હોય છે તેમનું સૂર્યચક્રનું તેજ ક્ષીણ થતાં તેમના મુખ ઉપર પણ શોકની મલીન

છાયા, છાય રહેલી રહેછે. આકર્ષણશકિત વધુ બળવાન બને તે માટે આ પેટની નીચે રહેલા સૂર્ય ચક્રના પ્રકાશને પણ વધુ ખીલવવાનો છે. આ પ્રકાશ જેમ વધુ તેમ ચૈતન્યશક્તિ અને આકર્ષણશક્તિ વધુ બળવાન બને છે, ઇચ્છાશક્તિ—વીલપાવર વધુ કાર્ય સાધક બને છે.

વિચારદ્વારા મનુષ્ય અન્યને આકર્ષી શકે છે. અને જો સૂર્ય ચક્રને વધુ પ્રકાશિત બનાવ્યું હોય તો તેના વિચારો અદભૂત અસર ઉપજાવે છે. આત્મવિચાર શીઘ્ર દૈવી પુરૂષોના શુભ વિચારથી તેની આજુબાજુ વાતાવરણ પણ દૈવી શાંત અને આકર્ષક રચાય છે. એવા મનુષ્યો વીલપાવર વડે પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેવાં કાર્ય સિદ્ધ કરી શકે છે. સુર્યચક્રનો કિંવા મણિપુર ચક્રનો મન સાથે પણ વધુ સંબંધ છે, મગજમાંથી જે આજ્ઞા થાય તે તેણે બજાવવાની હોય છે, મગજમાંથી મન જે વિચારો કરે છે તેની તરત અસર આ સૂર્ય-ચક્ર ઉપર થાયછે, માટે વિચારદ્વારા સુર્યચક્રને વધુ પ્રકાશિત કરવું જોઇએ તે વધુ પ્રકાશિત હોય છે તો વધુ ઉત્તમ પ્રકારે કાર્ય કરી શકે છે.

'જે જેનું ચિંતન કરે તે તેમય થઇ જાય' એ મહાપુરૂષનું વચન છે. દુર્ગુણોને જીતવા,દુર્ગુણોનું ચિંતન કરવું નહિં, પણ શુભનું સદ્ગુણોનું ચિંતન કરવું, સદગુણો સૂર્યચક્રને વધુ પ્રકાશિત કરનારા છે. દુર્ગુણોની સામે થવું નહિં, પણ તેનાપ્રતિ આંખમિચાંમણાં કરવા, તેનું ચિંતન કરવું નહિં. તેના વિચાર જ ન કરવા. તેનું વિસ્મરણ કરવું. અને તેને બદલે સદ્ગુણોનું ચિંતન કરવું. મનુષ્યના દોષ બતાવી તેને ગુણવાન બનાવી શકાતો નથી, જો તમે તેને સુધારવા કોશીશ કરો કે તારામાં આ દુર્ગુણ છે તે છોડી દે, તો તે કાણાને કાણો કહેવાથી જેમ ગુસ્સે થાય તેમ તે તમારા પ્રતિ ગુસ્સે થશે, અથવા તેને તમારા પ્રતિ અણગમો ઉત્પન્ન થશે, બાકી જો તમે તેને દુર્ગુણો કથન ન કરતાં અમુક શુભ ગુણોનું તેનામાં આરોપણ કરશો તો તે તમારૂં ભલું ઇચ્છશે, તમારાપ્રતિ પ્રેમ રાખશે અને તેનામાં શુભ ગુણો વધારવા યત્ન કરશે. તેમ તમારે તમારા દુર્ગુણો છોડવા તેના વિચાર કર્યા કરવા નહિ પણ તેને બદલે તમારામાં અમુક અમુક સદગુણો ખીલી રહ્યા છે તેનુંજ ચિંતન કરવું. એટલે સ્વભાવથી તમે સદ્ગુણી થવાના અને સદગુણી થતાં સૂર્યચક્રનો પ્રકાશ વધુ તેજસ્વી થવાનો અને આપણા પ્રતિ શુભ વિચારો તેમ સદ્વિચારો આકર્ષાઇ આવશે.

આ વિશ્વમાં સૂર્યદ્વારા દરેક પ્રાણીને પ્રકાશ અને જીવનશક્તિ મળે છે. મનુષ્યના શરીરમાં રહેલું સૂર્યચક્ર પણ આ સૂર્યદ્વારા પ્રકાશ અને તેજ પામે છે. મનુષ્ય હંમેશાં શ્વસોશ્વાસની ક્રિયા કર્યાજ કરે છે. આ શ્વાસ દ્વારા તે સૂર્યના પ્રકાશ, તેજ અને જીવનશક્તિને શરીરના સૂર્યમાં એકત્ર કરે છે. અને તેમાંથી જીવનશક્તિ, તેજ, અને ગરમી બહાર પ્રકટાવે પણ છે. આની અસર મન ઉપર પણ થાય છે, શરીરમાં અનેક છિદ્રો છે, તે દ્વારા પણ બહારના સુર્યનો પ્રકાશ, ગરમી, જીવનશક્તિ શરીરમાં હવા દ્વારા પ્રવેશ કરે છે. આ સર્વ શરીરમાં રહેલ સૂર્યચક્રની આકર્ષણશક્તિથી આકર્ષાઇ આવે છે. અને તે જીવનશક્તિ રૂપ બને છે. આ ક્રિયામાં વિક્ષેપ ન થવા દેવો. શાંતપણે રહેવાથી, ગુસ્સો કે દુરાચારના ભોગ ન થવાથી આ ક્રિયા શાંતિથી ચાલ્યાંજ કરે છે. પણ જ્યારે મનુષ્ય દુરાચારોનો ભોગ થઇ ગુસ્સાને વશ થાય છે ત્યારે તેના શરીરમાં રહેલા આ સુર્યની ગતિ મંદ પડે છે, આકર્ષણશક્તિ ઘટી જાય છે તેથી તે બરાબર પ્રકાશ આપી શકતો નથી. જેથી તે સંકોચાય છે, તે સંકોચાવાથી શરીરનાં છિદ્રો સંકોચાય છે, શ્વાસ ધીમો પડે છે, વિચારો અધુરા અને ઉછાંછળા બને છે, આથી તે પોતાના ઉપર કાબુ રાખી શકતો નથી. જેથી જીવનશક્તિનો દુરૂપયોગ થાય છે. જેથી શરીર નારોગી બને છે, આકર્ષણશક્તિ ઘટી જાય છે, મન અસ્થિર બને છે. માટે હંમેશાં આકર્ષણશક્તિ ટકાવી રાખવી, જીવનશક્તિ વધારવી, ચૈતન્ય શક્તિ વધુ તીવ્ર બને તે માટે સુર્યચક્રના કાર્યની આડે આવવું નહિં. ચિંતાના, ભયના, દુઃખના, અશુભના અહિતના વિચારો કરવા નહિં.

મનુષ્યની શ્વસોશ્વાસની ક્રિયા હમેશાં ચાલ્યાજ કરે છે જેથી તેનું જીવન ટકે છે, તે ક્રિયાથી સૂર્યચક્રને જીવનશક્તિ મળે છે, મન વિચાર કરી શકે છે અને વિચાર દ્વારા શરીર કાર્ય કરી શકે છે, મનુષ્ય કોઇ પણ કાર્ય વિચાર કર્યા વગર કરી શકતો નથી, પ્રથમ વિચાર ઉત્પન્ન થાય છે, પછી તે કાર્ય કરવા તત્પર થાય છે, દીર્ઘ શ્વાસોશ્વાસની ક્રિયા એ મન ઉપર, શરીર ઉપર વધુ ફેરફાર કરી શકે છે. યોગશાસ્ત્રોમાં પ્રાણાયામની ઘણી અગત્ય બતાવી છે, જેમ ઉંડા શ્વાસ લેવાય, છાતી ટટાર રાખી ઉંડા શ્વાસ લેવાય તેમ શરીરનો સુર્ય વધુ ખીલી નીકળે છે. દીર્ઘ શ્વાસ પ્રશ્વાસથી સુર્યચક્ર

સંકોચાવાને બદલે વધુ ખીલી નીકળતાં, જીવનશક્તિ વધુ સંગ્રહ કરી શકે છે, અને જેમ જીવનશક્તિ કિંવા ચૈતન્યશક્તિ વધુ પ્રકાશિત હોય છે તેમ તેનમાં શરીર નીરોગી, કામ કરવાનું બળ આત્મવિશ્વાસ, દૃઢ વિચાર, આકર્ષણશક્તિ વધુ સમજવાં.

આ દીર્ઘ શ્વાસ પ્રશ્વાસની ક્રિયા શાંત, એકાંત સ્થાનમાં સ્વચ્છ અને ખુલ્લી હવામા કરી શકાય છે. આસન ઉપર બેસી, ખારી આગળ ટટાર ઉભા રહી, સુઇ રહીને પણ આ ક્રિયા કરી શકાય છે. આ વખતે શરીર કઠણુ ન રાખવુ પણ શિથિલ રાખવું, ધીમે ધીમે ઉંડો શ્વાસ લેવા, થોડો વાર અટકવું અને એ શ્વાસને ધીમેથી છોડવો. આ વખતે શરીરમાં શ્વાસ રોકતી વખતે પોતામાં જીવનશક્તિ વધે છે, ચૈતન્યશક્તિ પ્રાપ્ત થાય છે, ઇચ્છાશક્તિ બળવાન બને છે આ પ્રકારની ભાવના કરવી, એમ વારંવાર દીર્ઘ શ્વાસો શ્વાસની ક્રિયા કરવી, જેને પ્રાણાયામ આવડતા હોય તેણે તે કરવા વધુ ઉત્તમ છે, શ્વાસ દીર્ઘ ઉંડો લેવો, પછી તેને અંદર રોકી ઉત્તમ ભાવના કરવી, ધીમે ધીમે શ્વાસ અંદર રોકવાનો સમય વધારતા જવું. પછી ધીમે ધીમે શ્વાસ બહાર કાઢવો. આ વખતે નાક દ્વારા શ્વાસ લેવો તથા મુકવો, મુખતો બંધજ રાખવું આ ક્રિયા શરીરમાં બળ વધારનાર છે, શરીર નીરોગ રાખનાર છે.

તે શ્વાસ લેવો તે પૂરક, અંદર રોકવો તે કુંભક અને શ્વાસ પાછો બહાર કાઢવો તેને રેચક કહે છે. શ્વાસ લેવા ગમે તો ઝડપથી, કુંભક વખતે એટલે અંદર શ્વાસ રોકતી વખતે શુભ ભાવના કરવી જેમ કે ઇશ્વરની દિવ્યશક્તિ મારામાં પૂરાય છે, આ શ્વાસને ડુંટી તળે મણિપૂર ચક્ર આગળ રોકવો તે વખતે આપણને જે મેળવવાની ઇચ્છા હોય તે ઇચ્છા પાર પડે છે, અમુક વસ્તુ મારા પ્રતિ આકર્ષાઇ આવે છે, અમુક વસ્તુ મને મળે છેજ એ પ્રકારની દૃઢ મનથી ભાવના કરવી. અને પછી તે શ્વાસને નાકદ્વારા ઘણોજ ધીમેથી બહાર કાઢવો; શ્વાસ બહાર કાઢવામાં બીલકુલ ઉતાવળ કરવી નહિ. અને આ વખતે જાણે આપણા વિચારો અને આપણું કાર્ય તાકીદે સિદ્ધ કરી લાવવા બહાર મોકલતા હોઇએ તેવો વિચાર કરી તે વિચારો કિંવા ઇચ્છા તાકીદે કાર્ય સિદ્ધ કરી પાછી આવો એવી ભાવના કરવી. આ ક્રિયા બનતા સુધી રાત્રે કરવાથી વધુ ફળવાળી થાય છે. કારણ કે રાત્રે મનુષ્યો ઉંઘતાં હોય છે, તેમનાં બાહ્ય મન નિંદ્રાધિન બને છે,

આંતર મન જાગ્રત રહે છે તેથી આપણા વિચારો તે આંતરમનો ગ્રહણ કરે છે, જેના પ્રતિ વિચારો મોકલ્યા હોય છે તેનું આંતર મન આપણા વિચારને ગ્રહણ કરી પછી મનુષ્ય જાગતાં બાહ્યમનને તે વિચારાનુસાર કાર્ય કરવા પ્રેરે છે.

રાત્રે બારથી બે વાગ્યા સુધી આ ક્રિયાઓ કરવી અથવા પરોઢીએ ચાર વાગે કરવી. આ વખતે અનેક વિચારો ન કરવા માત્ર એકજ વિચાર વારંવાર બે ચાર પાંચ વખત કરવો, એમ રોજ રાત્રે એની એ ઇચ્છા કરવી, તીવ્ર ઇચ્છા પ્રકટાવવી, એટલે તે ઇચ્છા થોડા રોજમાં સિદ્ધ થયેલી તમે જોશો પણ તે ઇચ્છાનુસાર ફળ મેળવવાની તમારી યોગ્યતા હશે તો તે કાર્ય સિદ્ધ થશેજ અથવા તે કાર્ય સિદ્ધ કરવાનો માર્ગ તમને બતાવશે. ઇશ્વરના નિયમ વિરૂદ્ધ, અનીતિની ઇચ્છા કરી હશે તો તે સિધ્ધ થાય નહિ, નીતિ, ન્યાયની અને ઇશ્વરી નિયમાનુસાર કરેલી ઇચ્છા સિદ્ધ થશે. પૈસો મેળવવા ઇચ્છા કરી હશે તો તે સિદ્ધ થશે, શત્રુને મિત્ર બનાવવાની ઇચ્છા કરી હશે તો તે સિધ્ધ થશે, સામર્થ્ય મેળવવાની ઇચ્છા સિદ્ધ થશે, સુખ મેળવવાની ઇચ્છા સિદ્ધ થશે. પણ કોઇનું દ્રવ્ય હણી લેવાની અન્યનું અહિત કરી તમારૂં હિત કરવાની ઇચ્છા સિદ્ધ નહિં થાય.

તમે જેટલી યોગ્યતાને પાત્ર હશો તેટલી ઇચ્છા સિદ્ધ થશે. તમે રાજા થવાની ઇચ્છા કરશો તો તે સિદ્ધ થાય એવો સંભવ નથી. તમે ગરીબ હશો તો પણ ધનવાન થઇ શકશો, તમને ધનવાન થવાના માર્ગ જડતા નહિં હોય તેની હરકત નહિ. તમને ધન ક્યાંથી મળશે તેનો વિચાર કરવાની જરૂર નહિં, માત્ર તમારે તમારી આ ઇચ્છાને દૃઢ બનાવવી, વીલપાવરનો ઉપયોગ કરો તમારી ઇચ્છા સિદ્ધ કરવી એ ઇશ્વરનું કાર્ય છે, તે ગમે તે રીતે જો તમારી તીવ્ર ઇચ્છા હશે તો તમને ધનવાન બનાવી દેશે. ધન મળે તેવા માર્ગે પ્રયત્ન કરવા તમને પ્રેરણા કરશે. તમે ધંધો કરતા હશે. તો તમારી દુકાને ઘણા માણસો માલ લેવા આવે તે પ્રેરણા કરશે. માત્ર સઘળો આધાર તમારી વિચાર શક્તિ ઉપર છે, જો મક્કમ વિચારો હશે, તીવ્ર ઇચ્છા પ્રકટી હશે તો તે ઇચ્છા જરૂર ધાર્યું કામ કરશે.

પ્રથમ વિચારશક્તિ કેળવવી, અનેક વિચારોને બદલે એક પણ દૃઢ મક્કમ વિચાર કરતા થવું સુર્યચક્રને પ્રકાશિત કરવું. નેત્રોની શ-

ક્તિ વધારવી અને વાણીનું બળ મેળવવું એ આકર્ષણશક્તિને ખીલવવાનાં ઉપયોગી સાધનો છે.

પ્રથમ વિચારશક્તિ કેળવવી, અનેક વિચારોને બદલે એક પણ દૃઢ મક્કમ વિચાર કરતા થવું. સૂર્યચક્રને પ્રકાશિત કરવું, નેત્રોની શક્તિ વધારવી અને વાણીનું બળ મેળવવું એ આકર્ષણશક્તિને ખીલવવાનાં ઉપયોગી સાધનો છે.

આ સંબંધી તમે શરૂઆતમાં નેત્રોથી, વિચારથી અને વાણીથી પ્રયોગો કરી તમારી આકર્ષણશક્તિ કેળવવાનો અનુભવ કરી શકો છો. તમે કોઇની સામે જુઓ, તેને તમારા સામે જોવા મનમાં દૃઢ વિચાર કરો, તે તમારા પ્રતિ જોશે, કોઇ આગળ ચાલતો હોય, તમે પાછળ હોતો તેની ગરદન આગળ તમારી દૃષ્ટિ રાખી તેને તમારા મોં સામે પાછું વળી જોવા મનમાં દૃઢ વિચાર કરો, તે તરત તમારા સામે પાછો વળી જોશે. રસ્તે જતા હો, સામો માણસ આવતો હોય તેના પ્રતિ વિચાર પ્રેરો કે જમણી બાજુ વળ, તરત તે તમારાથી જમણી તરફ વળી ચાલશે, આમ થોડો થોડો અનુભવ લેતા જાઓ, સામા મનુષ્યને તમારા વિચાર દ્વારા માનસિક સૂચના આપતા જાઓ, શરૂઆતમાં આ કામમાં વિલંબ લાગશે પણ અભ્યાસ થતાં નેત્રોની સ્થિરતા સિદ્ધ થતાં, ભાવના કરવાની રીત આવડતાં આ ક્રિયા સહેજ જણાશે. અને વીલપાવર વધતી જશે. જેમ જેમ આ ક્રિયા વધુ કરતા જશો. તેમ તેમ તમારી તીવ્ર ઇચ્છાનુસાર અન્ય મનુષ્યો કાર્ય કરતા તમને જણાશે. તમે બેઠા હો, સામા મનુષ્ય જે પાસે બેઠો હોય તેને વગર બોલાવ્યે વિચાર કરો કે "તમારે અહીં આવવું" તરત તેને ઉઠવાનું મન થશે અને તે તમારી પાસે આવશે. આમ નેત્રોની સ્થિરતાથી કાર્ય થાય છે.

ઉપરાંત વાણીથી પણ તમારો પ્રભાવ સામા મનુષ્ય ઉપર પડે છે. તમે જે માણસને મળો તેનાં નેત્રો સામે બરોબર એકી નજરે સ્થિરતાથી જુઓ, અને મનમાંથી વિચાર પ્રેરો અને જાણે તેની આંખની કીકીને કાંઇ કહેતા હોઇએ તેવી રીતે વિચાર છોડો, આમ અભ્યાસ વધારતા જાઓ. અભ્યાસથી વિદ્યા સિદ્ધ થાય છે. આથી તમે તમારો વ્યવહાર સારી રીતે સાધી શકશો. જોઇતી વસ્તુ સ્હેલાઇથી મેળવી શકશો. ઉતાવળા કે અધીરા ન થશો. તરતમાં આ ક્રિયા સિદ્ધ થયેલી ન જણાય તો અવિશ્વાસુ ન થશો. ધીમે ધીમે અભ્યાસ વધતો

જશે તેમ તેમ તમારામાં આકર્ષણ શક્તિ વધુ ખીલતી જશે. આમ થોડે થોડે અભ્યાસનો આરંભ કરો. અભ્યાસ વધતાં આ આકર્ષણ શક્તિ તમારામાં ખીલશે, વીલપાવર વધશે, અને પછી ઝટઝટ તમે અખતરા કરી શકશો. કોઇ મળે તો નેત્રોદ્વારા તેની પાસે તમારી વાતની હા પડાવો, મનમાં વિચાર પ્રેરી દઢ વાણીથી તેની પાસે તમારૂં કામ કરાવો. તેમ રાત્રે એકાગ્ર થઇ તમારી ઇચ્છા પુરી કરવાની ભાવના કરો, અભ્યાસ પરિપક્વ થતાં તમે ન ધાર્યા તેવી રીતે તમારી ભાવના સિદ્ધ થયેલી અનુભવશો.

આ પ્રમાણે મનુષ્ય આકર્ષણશક્તિ ખીલવશે તો દેવતુલ્ય ચમત્કારિક કાર્યો કરી શકશે. આમ વ્યવહારમાં જોઇતી વસ્તુઓ આકર્ષણ શક્તિદ્વારા મેળવી શકશે ઉપરાંત દૈવી શક્તિનો પોતાનામાં સંચય કરી શકશે. તે દૈવીશક્તિ દ્વારા તે આત્મતત્વનો સાક્ષાત્કાર પણ કરી શકશે. યોગવિદ્યા, બ્રહ્મયોગવિદ્યા જેવી જ આ આકર્ષણ વિદ્યા છે. આ વિદ્યામાં પણ મનુષ્યે દૈવી ગુણોને સંગ્રહવાના છે. દરેક એક બીજી વિદ્યાને ઉપકારક છે, સર્વનો પાયો ઉચ્ચ ચારિત્ર્ય અને મનની સ્થિરતા ઉપર છે. મનરૂપી હાથી સ્થિર થતાં, મનુષ્ય શાં શાં દૈવી સામર્થ્યોનો અનુભવ નથી લઇ શકતો.

તમે અહીં બેઠાં અમુક વિચાર કરો, અને તે વિચાર પ્રમાણે કાર્ય સિદ્ધ થાય, તમારી દષ્ટિ જેના ઉપર પડે તે તમારા પ્રતિ આકર્ષાઇ આવે, સિંહ વાઘ આદિ હિંસક પશુઓ પણ તમારી આ ભેદક દષ્ટિથી વશ થઇ રહે, તમને જે મળે તે તમારે વશ થઇ તમારૂં કાર્ય કરે, એ દૈવી વિદ્યાનું પ્રાબલ્ય કાંઇ ઓછું છે. આમ છતાં મળેલી વિદ્યા જતી ન રહે તે માટે ચારિત્ર્યની શુદ્ધતા જાળવવી. મનની શાંતિ ગુમ થવા ન દેવી, સર્વ પ્રતિ પ્રેમ રાખવો. અને મળેલી વસ્તુને જાળવી રાખવા, તેમાં વધારો કરવા યત્ન કરો.

સિદ્ધોમાં, યોગીઓમાં આ વિદ્યા સિદ્ધ હોય છે. પ્રયત્નથી તમે તેને સિદ્ધ કરી શકો છો, પણ તેનો દુરુપયોગ ન કરો, દુરુપયોગ કરશો તો તમારી શક્તિ હણાઇ જશે અને તમનેજ નુકશાન થશે. આ ત્રાટક વિદ્યા ગુપ્ત વિદ્યાછે. તેમાં આગળ વધવાથી શાંભવીમુદ્રા સિદ્ધ થાય છે અને ઇશ્વરનો સાક્ષાત્કાર થઇ જીવ શિવરૂપ બની જાય છે.



# श्रीचमत्कृति ज्ञानदर्शक विद्या.

## ભાગ ૪ થો.

### આત્મશક્તિ—વિલપાવર સિદ્ધ કરવાની કળા

### પ્રકરણ ૩૮ મું.

#### આત્મસજેશન એટલે શું ?

**आत्मनः सर्वद्रव्येषु, श्रेष्ठता भाविता शुभा ।**
**सहजानन्दभावेन, चारित्र्यमद्भूतं स्फुटम् ॥ जिनाचार्य**

અર્વાચીન માનસશાસ્ત્રજ્ઞો અને પ્રાચીન યોગવિદ્યા વિશારદો એ બંનેની વર્ણનશૈલિમાં તો ઘણો તફાવત માલમ પડે છે. પણ માનસશાસ્ત્રના વિષયમાં બોલતી વખતે બંને જણા આત્માની ગૂઢ સત્તા તરફ અંગુલિનિર્દેશ કરવા માંડે છે. વાસ્તવિક રીતે એ વાત સૂર્યપ્રકાશ જેટલી સ્પષ્ટ છે કે સર્વદ્રવ્યમાત્રમાં આત્માજ શ્રેષ્ઠ છે અને તેનીજ દ્વારા સહજ શુદ્ધ આનંદદાયી સ્વભાવને લીધે અદ્ભુત ચારિત્ર્યનું પ્રદર્શન થાય છે. વેદાંતની પર્વતગુફામાં પ્રવેશ ન કરતાં, આત્મા એટલે મન એટલાજ દૃષ્ટિબિંદુથી આપણે આત્માના સ્વરૂપને નિહાળીએ. આત્મસંદર્શિત થએલો એવો આ, અધ્યાત્મ-માનસ-શાસ્ત્ર પ્રતિપાદન કરેલો વિષય આપણે વિચારવા માટે લઇએ છીએ; માટે આત્મજ્ઞાન એજ માનસશક્તિનું, અધ્યાત્મ વિદ્યાનું જ્ઞાન એમ કહેવામાં કાંઇજ ખોટું નથી. પશ્ચિમના લોકોએ, વ્યવહારની સગવડ ખાતર સોલ એટલે માઇન્ડ એવો ટુંકો અર્થ કલ્પીને ઠેકેઠેકાણે મધુરભાષામાં અધ્યાત્મચર્ચા

કરેલી છે. બ્રહ્મસત્ય કે જગત મિથ્યા એ વિવાદમાં ન પડતાં પ્રાપ્ત થએલી સ્થિતિજ અત્રિક સુખદ કેમ થાય એ વાતનો ખુલાસો કરવાથી સામાન્ય લોકોને ખરેખર ઘણો લાભ થવાનો સંભવ છે, માટે એજ આત્મદૃષ્ટિથી આ વિષયનો આરંભ કરીએ છીએ.

માનસશાસ્ત્ર એ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર કરતાં વધારે કઠણ તથા પરમ ઉપયોગી શાસ્ત્ર છે. એ શાસ્ત્રમાં પારંગત થએલો સાધક ઐહિક દૃષ્ટિથી ભાગ્યવાન છે એટલુંજ નહિ પણ કાળાંતરે મોક્ષસ્થિતિમાં પહોંચવા યોગ્ય અધિકારી પુરુષ થશે. સંસારવહેવારમાં સુખ તથા સ્વાસ્થ્ય મેળવવા માટે જેમ મનોવ્યાપારની ગુપ્ત ખુબીઓ જાણવાની જરૂર હોય છે, તેમ મોક્ષની પ્રાપ્તિ માટે પણ તે ખુબીઓમાં પારંગત થવું જરૂરી છે. માનસવિદ્યાનું આ શાસ્ત્ર સાચેજ શ્રદ્ધાત્મક છે. ભૂમિતિશાસ્ત્રની જેમ અહીં પણ કેટલીક વાતો માની લેવી પડે છે. પણ આગળ જતાં પ્રત્યક્ષ આચરણમાં પણ તે વાતો સાબિત કરી શકાય એવી છે. આ શાસ્ત્ર દરેક દૃષ્ટિબિંદુથી હિત પરિણામી અને સંસારી જનને આખરે ચિન્મયતાના માર્ગ તરફ ખેંચી જાય એવું પરમ પાવન હોવાને લીધે સાધકને સર્વરીતે ફાયદાકારક છે. આટલું કહ્યાં છતાં કેટલાએક સંશયી વાંચકો ફરી પૂછશે કેઃ—

## આ શાસ્ત્રનો લોકોને ખરેખરો ઉપયોગ શો ?

જેઓને પોતાનો જીવનવ્યવહાર સુખમય બનાવવાની ઇચ્છા હોય, નસીબ પર ભરોંસો રાખી જન્મારો બગાડવો નથી એવો નિશ્ચય જેઓએ કર્યો હોય, " **મારી પરિસ્થિતિ માટે હુંજ** જવાબદાર છું માટે હું તે બદલી નાંખીશ " એ દિવ્યવાણીનો ઘોષ જેઓની ઇચ્છાશક્તિ ( વિલપાવર ) કરી રહી હોય, તેવા, સમાજમાં રહેલાં દરેક સ્ત્રી અથવા પુરુષને માટે આ વિદ્યાનો ઉહાપોહ કરવો એ ખાસ અગત્યનું છે.

## પણ આત્મદ્યોતન એટલે શું ?

આત્મદ્યોતન આનો ગુજરાતી અર્થ આ પ્રમાણે કરી શકાય.

આત્મ=આપણે પોતાના આત્માને—પોતાને દ્યોતન=સત્તાપૂર્વક સુચના કરવી તે; એટલે કે આત્મદ્યોતન એટલે પોતાની ઇચ્છિત વસ્તુ પોતાને કહેવાની, અધિકારથી ઠસાવવાની ક્રિયા. પણ આતો આત્મદ્યોતનનો સંક્ષેપમાં અર્થ થયો. આ આત્મદ્યોતન વિધિમાં મુખ્યત્વે કરીને

ત્રણ પ્રકાર છે. કેટલા એક અમેરિકન શાસ્ત્રજ્ઞો આ વિષયના બે ભાગ પાડે છે. આપણે તે ત્રણે પ્રકારોનું વિવરણ કરીએ.

## આત્મદ્યોતનનો પહેલો પ્રકાર

આને સ્વૈચ્છિક એટલે પોતાની ઇચ્છા પ્રમાણે કે જ્ઞાન પ્રમાણે પોતાના મનને કોઇ વસ્તુ કે કલ્પના વિષે સુચના કરનાર આત્મઘોતન કહે છે. જેમ કે, મારે કાલે પરોઢિએ રેલ્વે ગાડીમાં જવું છે માટે મારે ચાર વાગે ઉઠવું જ જોઇએ એ પ્રમાણે સુચન કે દ્યોતન આપણા મનને રાત્રે સુતી વખતે કરવું, એ સ્વૈચ્છિક દ્યોતનક્રિયાનો સરળ દાખલો છે. એકાગ્ર મનથી રાત્રે આ પ્રમાણે આત્મસૂચન લઇએ તો નિશ્ચિત વખતે જાગી જવાય છે. આનો ઘણાને અનુભવ છે.

## આત્મદ્યોતનનો બીજો પ્રકાર

પોતાની મરજી અગર ઇચ્છા ન છતાં, બહારની કોઇપણ બીના અગર વિચાર આવી મળતાં જ આપણા મનને એકદમ જે સૂચન કે દ્યોતન મળે છે તે અનૈચ્છિક આત્મઘોતન કહેવાય છે. આ આત્મદ્યોતનનો બીજો પણ એક પ્રકાર છે. દાખલા તરીકે—' રામલાલ એકવાર ગોવિંદલાલને ઘેર વાતો કરતો બેઠો હતો. એવામાં હરિભાઇની ઘડીઆળમાં અગિઆર વાગી ગયાની વાત સાંભળતાં વેંતજ રામલાલનું માથું દુખવા માંડયું. રામલાલ તરતજ ઘેર જેવા ઉપડયો. કારણ કે દરરોજ સાડાદસ વાગ્યા પહેલાં જમવાની રામલાલને ટેવ હતી. ઘેર જતાં રસ્તામાં ખાસ કામ માટે તેને રોકાવું પડયું, અને તેથી તેને પિત્તવિકાર થઇ આવ્યો તથા તેનું માથું વિશેષ દુઃખવા માંડયું." આ આગંતુક રોગનું કારણ રામલાલે ગોવિંદલાલનું અનૈચ્છિક આત્મદ્યોતન સ્વીકાર્યું એ છે. એટલે કે બીજાએ ઉચ્ચારેલા વાક્યસમૂહનો દ્યોતનરૂપે સ્વીકાર કરતાંવેંતજ રામલાલનું પિત્ત ચઢીને માથું દુઃખવા માંડયું તે પોતાની મરજી ન છતાં પણ કેવળ અનૈચ્છિક સૂચનક્રિયાનો સ્વીકાર કરવાને લીધેજ. શરીર અને મનથી દુર્બળ એવા માણસો ઉપર એને લીધે ખરાબ પરિણામો થાય છે. પ્લેગ, કૉલેરા તથા બીજા ચેપી રોગો ઉત્પન્ન થવાનાં બીજાં ઘણાંય કારણો હોય છતાં તેમાં "અનૈચ્છિક આત્મદ્યોતનનો ભરપૂર પ્રસાર" એ પ્રમુખ કારણ છે. આવા ચેપી રોગોના વખતમાં કામનાવૃત્તિવાળાં માણસો ખાતરીથી હોમાઇ જાય છે અને સ્વૈચ્છિક દ્યોતનવાળા માણસો બચી જાય છે. ચેપી રોગો અપ-

મૃત્યુને તેડે છે. બાકી જન્મેલા દરેક પ્રાણીને કુદરતી મોતને માટે તો કોઇને કોઇ કાળે તૈયાર રહેવુંજ જોઇશે.

## આત્મઘોતનનો ત્રીજો પ્રકાર

ઉપરના બે પ્રકારની મેળવણીથી આ ત્રીજો પ્રકાર બને છે એટલે કે આ ત્રીજા ભેદની અંદર ઉપલા બે પ્રકારોનો સમાવેશ હોવાને લીધે આને "સ્વૈચ્છિક અનૈચ્છિક આત્મઘોતન" એ નામ આપીશું. ઉપલકીઆ દ્રષ્ટિથી જોનારને આ નામ ગમશે નહિં પણ પૂરો વિચાર કર્યા પછી તેના ગુણ પ્રમાણે તેને આ નામ મંગળપ્રદ માલુમ પડશે.

આનો સ્પષ્ટ ખુલાસો થાય તે માટે દવાવાળા ડોકટરની પદ્ધતિનું ઉદાહરણ કહું છું. પ્રખ્યાત એલોપથી એમ. ડી. મારા વ્યકિતગત પરમ મિત્ર છે. બીજા રોગો પ્રમાણે જ્ઞાનતંતુની અશકિતથી નિદ્રાભંગ થનારો રોગી આવે ત્યારે હંમેશના રિવાજ મુજબ દવા આપ્યા પછી ડોકટર સાહેબ એમ કહેતા કે, "જુઓ, ફલાણાભાઇ, આ બાટલીમાંથી દરેક ભાગ બે બે કલાકે લેવો. આ પ્રમાણે આખો દિવસ કરવાથી તમારા જ્ઞાનતંતુઓ બલવાન થઇને આજ રાત્રે તમને નક્કી ઉંઘ આ શે." તે દરદી ડોકટરનું આ કથન વેદવાક્ય પ્રમાણે માનીને તે પ્રમાણે દવા લેતો અને તેને રાત્રે ઘસઘસાટ ઉંઘ આવતી. હવે આમાં ખરેખરી હકીકત શું થાય છે તે જુઓ. આ રોગીને ઓટોસજેશન અથવા આત્મઘોતન એ શબ્દોની ખબર પણ હોતી નથી. પણ તે ત્રીજા પ્રકારના આત્મઘોતનનો પૂરેપૂરો અમલ કરે છે. ડોકટરના કહેવા પ્રમાણે દર બે કલાકે તે દવાનો ડોઝ-ભાગ-લે છે ત્યારે અજ્ઞાનપૂર્વક-અનૈચ્છિક રીતથી-તેના મનમાં નીચે પ્રમાણે ભાવનાઓ ઉત્પન્ન થાય છે.

"મારા અશકત જ્ઞાનતંતુઓ બલવાન થવા સારૂ અને માટેજ ઘસઘસાટ ઉંઘ આવે તેમાટે હું આ દવાનો દરેક ભાગ લઉં છું."

આ પ્રકારના વિચારપરિભ્રમણમાં તે રોગી પોતાની મનોભૂમિ-ઉપર, ઇચ્છાપૂર્વક ઉપરમાફક સંસ્કાર બીજો, ઔષધપ્રાશનના મદદથી પ્રેરે છે અને માટેજ આ પ્રકારને સ્વૈચ્છિક-અનૈચ્છિક આત્મઘોતન કહે છે. આજ દાખલાની સાબિતિ હોમીઓપેથી, ઇલેકટ્રોહોમિઓપેથી બાર અક્ષરવાળી ટિસ્યુરેમેડી વગેરે અલ્પૌષધિ પ્રયોગમાં જોવામાં આવે છે. આ ત્રણે પેથીમાં ઔષધનું પ્રમાણ થોડુંજ હોય છે. પાંચસો કે હજાર પાવરની હોમિઓપથી દવામાં આ પ્રમાણ એટલું સૂક્ષ્મતર હોય છે કે તેની

તપાસણી કરવી એ શ્રદ્ધાનો આશ્રરો લેવા બરાબર છે. પણ આટલું અત્યલ્પ ઔષધ તે પાણીમાં છતાં તે જલપ્રાશનથી હજારો રોગીઓ સારા થાય છે, તેનું કારણ ઉપરના આત્મઘોતનવિધિનો અજાણપણે ઉપયોગ એજ છે.

હવે ઓટોસજેસ્ટોથેરેપી એનું ગુજરાતી રૂપાંતર આત્મઘોતનોપચાર" એ શબ્દમાં આપણી દૃષ્ટિએ પડે છે. પોતે પોતાનાજ મનદ્વારા ઉપચાર કરાવી લેવો એનોજ અર્થ આત્મઘોતનોપચાર કરવો એ છે. આ પદ્ધતિ અમેરિકન દેખાતી હોય છતાં તે આપણી યોગવિદ્યાના એક મુખ્ય વિભાગની વિચારવા લાયક શાખ છે સંત તુકારામ મહારાજે "જવું મનતણા મનપાસે" એમ સ્પષ્ટ કહ્યું છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં મનનું બળ કેવું પ્રચંડ હોય છે એ પણ સ્પષ્ટ કર્યું છે, અને તે મનનું સામર્થ્ય ઓછું થતાં રોગ, સંકટો, દુઃખો એ જરૂર આવવાનાજ માટે મનની પ્રસન્નતા પ્રથમ થવી જોઇએ. આનંદમય સંસાર બનાવવો હોય તો આ પ્રસન્નતાની જરૂર છે. પારલૌકિક સિદ્ધિ મેળવવા માટે આ મનદેવના ખુશમિજાજની સાચી આવશ્યકતા છે. આ બાબતો કેટલાકને નકામી લાગશે પણ મહેરબાની કરીને તેઓ તેમ ન ધારે

## મનનું અદભુત સામર્થ્ય

ઉપલક દષ્ટિએ વિચારીએ તો પણ મનની સર્વગામી સત્તા તમારે કબુલ કરવી પડશે. મનની મહત્તા વિષે દુનિઆમાં પંડિતો એકમત છે. કારણ જગતની ઉત્પત્તિ બ્રહ્માએ પ્રથમ પોતાના મનમાંજ કરી, વિષ્ણુ માનસબળના પ્રભાવથીજ આજલગી આ મહા વિશ્વમંદિરનું સંરક્ષણ કરી રહ્યા છે, અને છેવટે શિવ શંભુ માનસિકશક્તિના દષ્ટિપાતથીજ આ દશ્ય વિશ્વનો સંહાર કરશે એમ ભવિષ્યવેત્તા પ્રાચીન મહર્ષિઓનું અટ્ટહાસપૂર્વક કથન છે. તો પછી મનુષ્યના મનનું સામર્થ્ય, એ વિશાલ દષ્ટિએ કેટલું પ્રચંડ હોવું જાઇએ એનો વાંચકોએ વિચાર કરવો.

## મનની અમર્યાદ સત્તા.

કેવી પ્રચંડ છે એનું યથાર્થ જ્ઞાન બીજા કોઇને નથી પણ તે એકલા મનને જ છે. સૃષ્ટિમાંના નાનાવિધ પદાર્થો, વિચિત્ર વસ્તુઓ, વિવિધ આકૃતિઓના પ્રાણીઓ વગેરે જોતાંજ જોનાર દિંગ થઇ જાય

છે; પણ આ સર્વ વસ્તુઓનો જન્મ પ્રથમ તો કોઇની મનોભૂમિકામાંજ થયું છે એ જાણુ થતાં અને એજ વિચારમાં બુદ્ધિને એકાગ્ર થવા દેતાં જ મનના અતકર્યપણા વિષે જરાએ સંશય રહેતો નથી.

" मनमें चंगा । तो कथरोट में गंगा । "

આ કહેવત પણ આ તત્વનું જ પ્રતિપાદન કરતી નથી શું ? તમારૂં મનોબળ એટલું તીવ્રતર થાય તો ઘરની કથરોટમાં સાક્ષાત્ ગંગાજીનું જલ પોતાની ખુશીથી હાજર થશે પછી ગંગા સ્નાન માટે નાશક કે કાશી જવાની જરૂર નથી. પણ આ જાતના બલિષ્ટ મનોબળનો નિવાસ આરોગ્યવંત એવા બલવાન શરીરમાંજ હોય છે. રાજા જેમ રાજમહેલમાં જ દેખાય છે; તમારી કે મારી માફક ગલ્લીઓ કે શેરીઓમાં રહેતો નથી, તેજ રીતે ' સારૂં મન સારા શરીરમાં જ રહે છે. '' આ વાત આત્મદ્યોતનોપચારકોએ ધ્યાનમાં રાખવી. મોક્ષપ્રાપ્તિ માટે જો ઉત્તમ શરીરની જરૂર છે તો ઐહિક સુખની સંપૂર્ણ પ્રાપ્તિ માટે ખટપટ કરવાની ઇચ્છા રાખનારાઓને '' સુદ્દઢશરીરના '' કેટલી જરૂર છે એનો વિચાર દરેકે પોતેજ કરી લેવો ઘટે છે.

## શારીરિક આરોગ્ય.

એ કાંઇ અપ્રાપ્ય વસ્તુ નથી. માત્ર તે કષ્ટસાધ્ય ક્રિયા છે. મૂળમાં વિચાર કરીએ તો '' આરોગ્ય એ નૈસર્ગિક છે. '' તે બગડી જઇ આપણું શરીર રોગવાળું થાય એ નૈસર્ગિક નથી. માણસના જીવનને પોષણ આપનારી વસ્તુઓમાં જ્યાં લગી કમતરતા નથી હોતી ત્યાં સુધી આપણા શરીરમાં વ્યાધિનો પ્રવેશ થવો શક્ય નથી. દેહની માફક સૂક્ષ્મદેહ–મનોતનું પણ રોગના બીજોનો સ્વીકાર કરતા નથી, માટે શરીર તંદુરસ્ત રહે તે માટે વિચાર તથા આચાર એ બેઉમાં સમાનતા હોવી જોઇએ; આ વાતનો અમલ કરવો એ એટલું કઠણ નથી કે તે કામ વિશિષ્ટ માણસથીજ થઇ શકે. સામાન્યતઃ આરોગ્યનું રક્ષણ કરવું એ દરેક જણનું દૈનિક કર્તવ્ય જ છે, અને તે કર્તવ્ય અમલમાં આણતી વેળા મનુષ્ય જીવનને પોષક વસ્તુઓ આપણે સંપૂર્ણપણે ઉપયોગ કરીએ છીએ કે નહિં એ વાતપર દરેક ધ્યાન આપવું જોઇએ. કારણ આ ત્રણ વસ્તુઓ હવા પાણી અને આહાર છે. આ ત્રણે વસ્તુઓ ઉપર સ્થુલ તેમજ સૂક્ષ્મ શરીરના આરોગ્યનો

સંપૂર્ણ આધાર છે. પ્રાપ્ત થએલ આરોગ્યનો મજબુત પાયો આ ત્રણ વસ્તુઓ ઉપરજ અવલંબીને રહ્યો છે. સહુ પ્રાણીમાત્રનો જીવન-પ્રવાહ અખંડિત રાખવા માટે આ ત્રણે વસ્તુઓનું સામર્થ્ય દરેક જણ કબુલ કરશે. માટે આરોગ્ય વૃદ્ધિ માટે આ ત્રણેની કેટલી અગત્ય છે એ કહેવાની કાંઇ જરૂર નથી: પણ દુનીઆના ઘણા માણસો આ મહત્ત્વની બાબત વિષે બેદરકાર રહે છે. કારણ તેઓ આ બાબત અગત્યની માનતા નહિં હોય. ઘણીવાર નકામી જણાતી બાબતો સાથે અત્યંત મહત્ત્વની બાબત સંકળાઇ ગએલી માલમ પડે છે અને સાધારણ માણસ ખાસ તેજ બાબતને ભૂલી જાય છે.

## ગૃહસ્થાશ્રમ સુખમય થશે કે નહિં ?

આ પ્રશ્ન દરેક યુવાન મનુષ્યના મનમાં ઉભો થાય છે પણ એ સુખ ભોગવવાની લાયકાત પોતાની છે કે નહિં એ વાતનો તે પહેલેથી વિચાર કર્યા કરે છે? બેઠેલાં ડાચાં વાળું મુખકમલ હાડકાં દેખાય આવે એવી છાતી, બરૂના સાંઠા સાથે હરિફાઇ કરે એવા હાથ, હંમેશાં, પાણી ટપકે એવી એવી બે આંખો વગેરે ચિન્હો વાળાં તરૂણોનાં શરીરો આપણને શું સુચવે છે? જેઓને શારીરિક તંદુરસ્તી રાખતાં આવડતી નથી તેઓનો માનસ મંદિરમાં કયાંથી પ્રવેશ થાય? આરોગ્ય રક્ષણ કરવું એટલે ધાતુ વૃદ્ધિ થવી અને તે શરીરના મહારાજાને કબજામાં રાખવા માટે બ્રહ્મચર્યનો સવાલ ઉભો થાયજ. લગ્નજ ન કરવું, જીવનપર્યંત અવિવાહિત રહો; એમ કહેતા નથી, કારણ જેઓનું મનોબળ અત્યંત હીન થયેલું હોય અને તેથી કરીને જેઓનું શરીર અનેક રોગોએ કોચી નાંખ્યું હોય તેવાઓને તો "વિવાહ કરો" એવોજ ઉપદેશ અમે નાઇલાજે કરીશું. કેમ કે ભાઇઓ? કાંઈ નહિતો પરિમિત આચરણ રાખીને પણ વીર્ય રક્ષણ કરો. વીર્ય સમૃદ્ધિ જેમ થતી જશે તેમ તેમ આરોગ્ય ધનની વૃદ્ધિ ચક્રવૃદ્ધિવ્યાજે થતી જશે અને એવાજ શરીર મંદિરમાં દિવ્યતર ધ્યાન સબળ પ્રગટ થએલું માલમ પડે છે. એવાજ પવિત્ર સ્થળે તમારા મનને જે કાંઇ કરવાની આજ્ઞા કરશો સ્વયં સુચના કરશો. આત્મ ઘોતન લેશો, એ બધું સ્થુલ સૃષ્ટિમાં વર્તી રહ્યું છે એમ તમારી નજરે આવતાંજ તમારી મતિ આશ્ચર્યથી દિંગ થઇ જશે

## ચિત્તથી પણ ચિંતા વધારે તાપદાયક.

છે. ચિંતા નિર્જીવ વસ્તુને બાળે છે. પણ ચિંતા તો સજીવનો

હોમ કરવા મેં ફાડી રહે છે. કોઇ પ્રસંગે સંસારી માણસના મનમાં અમુક કાળ સુધી કાર્યની ચિંતા ઉત્પન્ન થાય એટલે તે વખત જતાં તેના અંતર્મનસુધી પહોંચે છે. માણસ વધારે એકાગ્રતાથી અમુક બાબતનો વિચાર કરવા માંડે કે તરતજ તેના અંતરમનના મંદિરનાં કમાડ ઝટ ઉઘડી જાય છે. અને પછી ત્યાં કોઇ પણ વાતનો નિશ્ચય થાય કે તરતજ અંતર્મન બાહ્યમનને આજ્ઞા કરે છે! અને સમગ્ર વિચારનું પરિવર્તન આચરણમાં થએલું નજરે પડે છે. આતીજ ક્રિયા દરેક સારી નરસી બાબતમાં હર હંમેશ થયાં કરે છે.

**આ એક જાતની સ્વયંભૂ આત્મઘોતન ક્રિયાજ છે**

નહિ તો બીજું શું? મંત્ર ભૂત અને શંકા ડાકણ એ કહેવતમાં જે રહસ્ય ભરેલું છે તે વિષે વિચાર કરતાં માલમ પડે છે કે સહેજ થનારૂં આત્મઘોતન કોઇ કોઇ વાર કેવું હાનિકારક છે, અને તેથીજ જાણીજોઇને પોતાને ઇષ્ટ એવુ જ આત્મ ઘોતન લેવું એજ સાચા સુખનો માર્ગ છે. ઘણીવાર સાધારણ માણસને આ ગુઢ વાતની ખબર ન હોવાને લીધે તેઓ પોતાની ઉપર સંકટો ખેંચી લાવે છે, અને તે માટે ઇશ્વર અથવા નસીબનો વાક કાઢે છે. દરેક જણ પોતાની સ્થિતિ માટે જવાબદાર છે. બીજાઓને શા માટે દોષ દેવો?

" आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः "

એ ભગવાન શ્રી કૃષ્ણની દિવ્યવાણી શું સુચવે છે? તમારા મિત્ર તમેજ અને તમારા શત્રુ પણ તેમજ છો. જે મનોબળવડે તમે એકાદને મિત્ર સમજો છો તેજ મનોબળવડે બીજા એકાદને કટ્ટો દુશ્મન ગણો છો. કલ્પનિક સંકટોને મનોભૂમિ ઉપર ઉતરીને વર્પાસ્તઓનું તાંડવ નૃત્ય જોવાનો ઘણાને શોખ હોય છે, વેપાર રોજગારવાળા લોકો પણ પોતાનો ધંધો શરૂ કરતી વખતે આમાં ખોટ આવે તો " આ પ્રકારનું સૂચન સજેશન કાંઇ પણ કારણ સિવાય લે છે. પ્લેગ ઇન્ફ્લુએંઝાના સમયમાં કેટલાક લોકો સ્વાભાવિકરીતે મરણ પામે છે ત્યારે કેટલાક દુબલા માણસોએ નિષિદ્ધ પ્રકારના ઘોતનો પોતાના મનમાં લઇને યમપુરીનો રસ્તો લીધેલો મેં જાતે જોયો છે. આ માણસો સ્વેચ્છાપૂર્વકના મરણુનેજ શરણ થયા છે આકસ્મિક મૃત્યુના મુખમાં પડીને જ મોત પામ્યા એમ મેં પછીથી પ્રમાણ સહિત બીજાઓને આપ્યું અને તેઓના પાસે કબુલ કરાવ્યું. કારણ સત્ય વાત ગમે ત્યાંથી આવી હોય પણ સ્વીકાર પામે છે.

## જન્મ પામેલો દરેક જણ ક્યારે મરવાનોજ.

એ વાત નક્કીજ છે. પણ મરણ એ નૈસર્ગિક હોવું જોઇએ. આકસ્મિક ન હોવું જોઇએ. આ આકસ્મિક શબ્દની અંદર અનેક જાતની કહાણીઓ કહી શકાય એમ છે. માનસિક દુઃખો આગળ જતાં શારીરિક અવસ્થાઓમાં પ્રત્યક્ષ દેખાવા માંડે છે. એકવાર ચિંતાના ઝપાટામાં માણસ વઆવી ગયો એટલે પછી તે માનસિક કક્ષામાંજ વધારે પરોવાઇ જાય છે. પછી તે ચિંતા માણસના ચહેરા ઉપર દેખાઇ આવે છે, આજ ચિંતા આહારાદિ વસ્તુ નિયમસર લેવામાં બેદરકારપણું ઉત્પન્ન કરે છે. આહાર એટલે ખાનપાનની અંદર બેદરકારપણું, ખોડ આવે ત્યાં વિહાર વિષે કહેવાપણું જ શું હોય ? આહાર વિહાર વિષે જ્યાં બેદરકારપણું ઉત્પન્ન થયું એટલે પછી વ્યાયામ માટે અવકાશજ કયાં રહ્યો ? મતલબ કે આવી રીતે માનસિક ચિંતા શારીરિ સુખની ખરાબી કરવા માંડે એટલે તે માણસના બાહ્ય શરીર ઉપર દુબળાપણાની, નિસ્તેજપણાની, ઘનઘોર છાયા ફેલાવે છે. જૂદા જૂદા રોગોની નિશાનીઓ દશે ઇન્દ્રિયો ઉપર દેખાવા માંડે છે. આ વખતે રોગ ઉપર, તે ચિંતારોગ ઉપર રામબાણ ઇલાજ કરીએ તોજ મટવાની આશા ? પણ આ વખતે એક જણ ને અપચનનો વ્યાધિ થયો છે, એમ જણાય છે, વળી બીજો કહે છે એને જીર્ણજવર લાગુ પડ્યો છે, જ્યારે ત્રીજા પંડિતોનો મત આ ક્ષયરોગની પ્રથમ અવસ્થા છે એમ છડેચોક પોકારે છે ? કારણ એટલી મુદતમા તે ચિંતા ગ્રસી મનુષ્યની અવસ્થા બદલાતી જાય છે અને હંમેશાં વૈદ્ય અને ડાકટરોના ચિકિત્સારૂપી એટોસજેશન્સને લીધે તેના અંતે તે કાલ્પનિક રોગો પોતે પોતાનું કાયમનું આસન જમાવી બેસે છે ? આ વખતે તે બિચારા ચિંતાતુર માણસે ખરી સલાહની કોની પાસે આશા રાખવી.

## "ચિંતા છોડ" એમ કહેવાથી શું ?

તેમજ આ ચિંતા ચિંતનમાં જ " હવે મર " એમ કહેવાથી પણ શું લાભ ! આ ખરેખર અણીનો વખત હોય છે. આ પ્રસંગે તે ચિંતાગ્રસ્ત માણસે કોઇ માનસશાસ્ત્રજ્ઞ, અધ્યાત્મશાસ્ત્રીની સલાહ લેવી એ જરૂરનું છે. પશ્ચિમના દેશોમાં અધ્યાત્મોપચારક મંડળો દરેક મોટાં મોટાં શહેરોમાં હોય છે. આપણા દેશમાં હવે આવાં મંડળો વખતને અનુસરીને પેદા થાય છે.

## દવા કે ઔસડીયા.

જ્યારે રોગ મટાડવામાં અસમર્થ થાય છે ત્યારે માનસોપચાર રોગીને માટે હિતકર છે. પણ તે ઉપચાર કુશળ માણસને હાથે થવો જોઇએ. છતાં દરેકને કુશળ માણસ સ્પેસ્યાલિસ્ટ ક્યાંથી મળે ? માટે પાશ્ચાત્ય માનસોપચારકોએ ઓટોસજેસ્ટોથેરેપી એટલે અધ્યાત્મની રીતે "આત્મદ્યોતનોપચાર" કરવાની જે પદ્ધતિ ધરી કાઢી છે, તેનો ઉપયોગ દરેક માણસ કરી શકે એવી તે સહેલી તથા લાભકારક છે અને એજ પધ્ધતિ વિષે આપણે આવતા બીજા દ્યોતનમાં વિચાર કરીશું.

---

## પ્રકરણ ૩૯ મું

---

## ભાવના, વિચાર અને આચાર.

**न देवो विद्यते काष्ठे पाषाणे न च मृण्मये ॥**
**भावे हि विद्यते देवस्तमात् भावोहि कारणम् ॥**

ભાવનામય ભાવનાનું આ કેવું મહાત્મ્ય છે વારૂ ! આજ ભાવના વડે માતાએ પતિ તરીકે સ્વીકારેલ માણસને એટલે કે પોતાના પિતાને—આપણે જનક બાપ કહીએ છીએ ! અને બીજાઓ 'આજ તારી જન્મદાત્રી " એમ કહેતાંજ તેની પ્રત્યે માતૃદેવતાની આપણી ભાવના જાગૃત થાય છે. વાસ્તવિક રીતે આ દોરંગી દુનિઆમાં એકાદ પ્રસંગે ખરો જનક કોઇ જુદોજ હોય છે ! ખરી માતા પણ કોઇ કોઇવાર જૂદીજ હોય છે. છતાં પણ બાળક તે કહેવાતો પુત્ર એ બનાવટી માતાપિતાને, ખરેખરાં માબાપ સમજી લે છે. આ દુનીઆમાં બધાંજ માબાપ નકલી નથી હોતાં એ હું કબુલ કરૂં છું. પણ અપવાદ તરીકે આવા બનાવો બનતાજ નથી એમ નથી. પરંતુ આ કૃત્રિમતા કેવળ ભાવનાને લીધે ઢંકાઇ જાય છે, એટલીજ વાત અહીં ધ્યાનમાં રાખવા જેવી છે. જે દુનિઆમાં પિના જેવા જનકદેવને શ્રદ્ધાપૂર્વક ભાવના વડેજ માનવામાં આવે છે, એજ દુનિઆમાં કાષ્ડપાષાણાદિ મૂર્તિઓમાં ભાવ રાખવાથી દેવત્વ પ્રગટ થઇને આપણું ઇષ્ટ કામ સિદ્ધ થાય છે, એ વિષે શંકા શી હોય ? ભાવના આવી પ્રચંડ સત્તા છે. માટે તેનો નિઃસંશય ઉપયોગ કરવામાં કાંઇ હરકત નથી.

આટલું પ્રારંભમાં માની લેવાય તો તેમ આત્મદ્યોતનોપચારમા ચિંતનીય ઉપયોગ થશે.

બીજા પ્રાણીઓ કરતાં માણસના આયુષ્યની દિનમાલિકામાં એક જાતની છૂપી સત્તા રહેલી છે, તે સત્તાને લીધે આપણા જીવનક્રમમાં સતત પ્રગતિ કે પીછે હઠનો પ્રવાહ સતત વહ્યાં કરે છે. આજ ગુઢ સત્તાને કેટલાક શાસ્ત્રજ્ઞ આત્મીય ભાવના નામ આપે છે. આનું મૂળ રહેઠાણુ માણસના અંતર્મનમાં રહેલો વિશાળ પ્રદેશ છે. આ ભાવના જેટલી દૃઢ હોય એટલા પ્રમાણમાં તેનું સ્થૂલ વિચારોમાં રૂપાંતર થાય છે; અને વિચારમાં જે ભાવના સ્થિર થાય છે તેને આચારમાં પ્રવેશ કર્યા વિના છૂટકોજ નથી. આથી વધારે સ્પષ્ટ કહીએ તો આ-પણા મનની પ્રથમની ભાવના ગણી ઉપર ચઢી આવેલી વરાળ સમ ન છે. આ વરાળને બંધ જગામાં રોકીએ તો તેમાં રાક્ષસી સત્તા ઉત્પ-ન્ન થાય છે. મિલોનાં બોયલરોમાં બંધ કરેલી વરાળ કેટલું અશ્વબલ ઉત્પન્ન કરે છે એ આપણને અજાણ્યું નથી. એજ પરીક્ષણની દૃષ્ટિએ આપણે આપણી ભાવના વિચાર સત્તા વગેરે બાબતોનો વિચાર ક-રવો જોઇએ.

## એકાગ્રતાપૂર્વક વિચાર કરતાં

આ વાત કોઇને પણ ઝટ સમજાય એવી સહેલી છે દાખલા તરીકે કોઇ પણ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવું. આવી તમને ઇચ્છા થાય તો તે ભાવના સ્વમનની અંતર્ભૂમિકા ઉપર સજ્જડ બેસી જાય એવી રીતે સ્થિર કરો. એ ભાવનાને ત્યાં કાયમ સ્થિર કરવાને લીધે, બે પદાર્થોના સંમેલનથી ત્રિજી ક્રિયા જે ઉષ્ણતા, તે ઉત્પન્ન થશે, ઉષ્ણ-તાના પ્રત્યેક પરમાણુંમાં પ્રકટીકરણની સત્તા હોય છે. એ ભાવના જેમ વધારે વખત ટકે તેમ તેમ દૃઢ થાય છે, અને તેનું વિચારમાં પરિવર્તન થશે અને વિચાર દૃઢ થતા તેનું આચારમાં રૂપાંતર થવામા કોઇ વસ્તુ આડે આવી શકતી નથી. આ બાબતનું વધારે મનન ક-રવાથી તમને તે સ્પષ્ટ સમજાશે.

## શ્રદ્ધાયુકત ભાવના રાખો

• એટલે તમને ઝટ સમજાશે કે, દૃઢ થએલો વિચાર જેમ વધારે ઉષ્ણ એટલે બળવાન હોય તેમ વધારે જલદીથી આચારમાં આવે છે. પણ એમાં એક મુદ્દાની બાબત છે, તે જો ખુલ્લા દિલથી અહીંજ કહી દેવામાં ન આવે તો શ્રદ્ધાળુ વાંચકોની વૃત્તિમાં ગેરસમજણ ઉભી થશે.

## કુદરતી રીતેજ સંગતિ પ્રિય હોય છે.

માટેજ શિવપાર્વતી, લક્ષ્મીનારાયણ, સીતારામ, રાધાકૃષ્ણ વગેરે જોડકાં હજી પણ જડવસ્તુરૂપે સમાજનાં દેવાલયોમાં દેખાય છે, દુનિઆની પ્રગતિ થાય એવી પુરૂષોત્તમ ભગવાને ભાવના કરતાં છતાં તેને પ્રકૃતિની મદદ લેવી પડે છે. વધારે શું કહેવું તેમ પોતાનું અન્ય સ્વરૂપ એટલે સંતાન મેળવવા ઇચ્છા રાખતા હો તો પણ તે ભાવના સાથે સ્ત્રી દેવતાની મદદ લેવીજ પડે છે. આનો સરલ અર્થ એ છે કે આ સૃષ્ટિમાં એકલા કામ કરવું સહેજ રીતે થશ્કાતી નથી. એકને બીજાની જોડી જોઇએજ. માત્ર અંતર્મન કાર્ય કરી શકતું નથી. તેને જેમ બાહ્ય મનની જરૂર પડે છે. તેવીજ રીતે બાહ્ય મનને પણ અંતર્મનની મદદ જોઇએ છીએ.

## એકલી ભાવના, એકલો વિચાર, અને એકલો આચાર

એ ત્રણેમાંથી એક પણ એકલું ફળ આપી શકતું નથી. માત્ર કાર્ય કુશળતાજ એકાદ વસ્તુની પ્રાપ્તિ માટે બસ છે એમ જો કોઇ માનશે તો તે ખોટું છે. એમાં ઐકયની સંઘશકિતની જરૂર છે. પ્રથમ ભાવના દઢ થતાં વિચાર સાથે એનો સંયોગ કરવો જોઇએ. વિચારની સ્વસ્થાને તપશ્ચર્યા સમાપ્ત થતાં તે ભાવનાનું આચારમાં પરિવર્તન થવુંજ જોઇએ; અટલે કે ભાવના, વિચાર એ ત્રિપુટીના એકરાગની વિશેષે કરીને જરૂર છે.

દુનિઆમાંના ઘણા લોકોને પોતાની પાસે રહેલી આ સત્તાની બિલકુલ ખબર હોતી નથી, તેથી જ રાજપુત્ર હોય અને પણ હીનસ્થિતિવાળા માણસોના સહવાસને લીધે પોતે કોઇ કંગાલ માણસ છે એમ ભાસ થાય છે અને તે ભાસ એક વાર ભાવના સાગે જોડાય એટલે પછી યંત્રશાળામાં જેમ એક યંત્રને બીજા યંત્ર સાથ જોડવું પડે છે તેમ તે ભાવના વિચાર તથા આચારમાં પ્રગટ થઇને, પોતાના સૂક્ષ્મતત્વનું સંપૂર્ણ રૂપાંતર સ્થુલ રૂપમાં કરાવી શકે છે.

માનસિક ક્રિયાવડે એટલે દવા વિના રોગો મટાડવાની વાતમાં કેટલાક લોકો હજુપણ નથી માનતા. એવાઓને તમારા રોગો, તમારી દુઃખાવસ્થા તમેજ મટાડો, તથા એ મટાડવાનું કામ આત્મદ્યોતન ક્રિયાથી—ઓટોસજેસ્ટેશથેરેપીથી થઇ શકે એમ છે એમ સપ્રમાણ સિદ્ધ કરી આપીએ છતાં તેઓ મનમાં આ વિષે—આ સત્ય તત્વો વિષે—સંદે-

હની નજરે જોશે. કેમકે તેઓની પરિસ્થિતિના કામની શિક્ષણ પદ્ધતિએ તેઓને એજ પ્રકારનું આત્મદ્યોતન સ્વીકારવાની ફરજ પાડી હશે ! હાલના માનસશાસ્ત્રીઓનાં કથનોમાં તેઓને વિશ્વાસ ન હોય, તો એરિસ્ટોટલ જેવા પ્રસિદ્ધ વિદ્વાનનું આ વિષે શું કહેવું છે તે વાતનું મનની કરવાની હું સપ્રેમ સુચના કરૂં છું.

મહાત્મા એરિસ્ટોટલ કહે છે " દરેક વિચાર માણસના મનો-મંદિરમાં દાખલ થતાં પહેલાં તેની કાંઇક ઝાંખી આકૃતિ અથવા ભાવનાભાસ ઉત્પન્ન થતો હોવો જોઇએ. જે વસ્તુઓ ઇન્દ્રિયગ્રાહ્ય હોય છે તેઓનો અનુભવ ઇન્દ્રિયગ્રાહ્ય ભાસરૂપેજ થવાનો; અને જે વસ્તુઓ બુદ્ધિગ્રાહ્ય હોય તેઓની સ્મૃતિ કે અનુભવ આગળ જતાં આભાસ-દ્વારાજ ગોચર થાય છે. વધુ સ્પષ્ટ કહીએ તો નરમ મીણ ઉપર એકાદ મુદ્રાકૃતિ કે સીલ જોરથી દાબવાની સાથે તે ઉપર આબેહુબ પ્રતિબંબ કે છાપ પડે છે. પછી તે મુદ્રા ન હોય ત્યારેપણ તે નમુનો અસલની માફકજ નજરે પડે છે, તેજ રીતે આભાસરૂપે દેખાતી દરેક સ્થિતિની આપણી મનોભૂમિ ઉપર સ્થુલતાવિહીન દરેક ખરેખરી આબેહુબ આકૃતિ ઉઠેલી હોય છે. "

ઉપરના અવતરણમાં આવેલા મુદ્દાનો સ્થુલ વિચાર કરતાં આભાસ એ પ્રથમ ભાવનામય હોય છતાં ભાવી સ્થિતિનું ઝાંખું પ્રતિબિંબ તેમાં પડેલું હોય છે. પછી તે વિચારની સૃષ્ટિમાં આવતાંવેતજ તેનું ચિત્ર ઉજ્જ્વલ દેખાવા માંડે છે. ભાવના એ મનસિય ચિત્ર છતાં તે સિનેમાં હાલતાં ચિત્રો પ્રમાણે ચંચલસ્વરૂપની હોય છે વિચારની સાથે એ ભાવના સંલગ્ન થતાંજ તે સ્થિર થઇ જાય છે. માટે વાંચકોએ આ વાતનો વારંવાર વિચાર કરવો જોઇએ. એટલા મહત્વની આ મનન કરવાલાયક બાબત છે.

## રોગ, દુઃખ તથા સંકટની ભાવના

જ્યારે મનમાં પ્રથમ ઉત્પન્ન થાય છે, અને જ્યારે એકવાર તે મનોભૂમિકામાં દઢ થઇ કે પછી તેનું અસ્તિત્વ શરીર ઉપર દેખાવા માંડે છે. મનુષ્યના શરીરમાં પ્રથમ રોગ ઉત્પન્ન થતો નથી પણ પ્રથમ ભાવના રૂપેજ તેનો મનમાં પ્રવેશ થાય છે. આને માટે ટાઢીઆ તાવથી પીડાતા દરદીનોજ દાખલો લઇશું. ટાઢ ચઢતાં પહેલાં ભાવના તાવ રોગીની ભાવનામાં, હુકુમની રાહ જોઇ રહેલા બંદુકવાળા સૈનિકની માફક, પૂરેપુરો તૈયાર હોય છે. " આજે મારે ટાઢનો વારો છે. " આ

આત્મસૂચન તેણે લીધેલું હોય છે, અને એજ પ્રમાણે નિશ્ચિત વેળાએ ભાવનાનુસાર ટાઢ ચઢી આવે છે અને પોતાનું કાર્ય કરી જાય છે. ટાઢનું આ આત્મદ્યોતન નીકળી જવાને માટે માનસોપચારની સુચના ચિકિત્સાવિધિ, દોરો બાંધવો, વગેરે પ્રયોગો સફળતાથી ઉપયોગમાં આવે છે. આનો અર્થ એ છે કે વિરુદ્ધ દ્યોતનમાંથી દરદી પ્રથમ મુક્ત થાય છે અને પછી ભાવનામાંથી તાવ જતની સાથે તે શરીરમાંથી પણ અદૃશ્ય થાય છે. "કવીનાઇન કે અમુક મિકશ્ચર લેતાંજ તાવ જાય છે" આ ભાવનાથી લીધેલું ઔષધ, તાવ કે બીજાં દરદો મટાડવામાં સમર્થ હોય છે. આનું પણ રહસ્ય ઉપલા પ્રકારમાં આવી જાય છે.

## મનના માયાની ખેલ

આજ પ્રમાણે આખી દુનિઆમાં થઇ રહ્યું છે. તે ખેલનો ઉપયોગ આપણા લાભમાં કરી લેવો એટલુંજ આપણું કામ છે મનના વિશેષ પરિણામને લીધે રાયના રંક તથા રંકના રાય થએલા મહા પુરુષો દુનઆના ઇતિહાસમાંથી મળી આવે છે. નેપોલીઅન એ એક હલકો સિપાઇ શિવાજી રાજા એ સાધારણ સરદારનો પુત્ર; પણ આ બે મહાપુરુષો કયા બળથી જગપ્રસિદ્ધ થયા વારૂ? તેઓને કંઇ ઇશ્વરે અધીજ રીતે અનુકુળતા કરી આપી ન હતી. દરેક તસુ જમીન સંકટ-રૂપી કાંટાના વનનો નાશ કરીનેજ તેઓ કબજે કરતા, અને "હું સ્વીકારેલા કાર્યમાં સફળ થઇશજ" એ ભાવના તેમના અંતઃકરણમાં હોવાથી તેઓના વિચાર સત્ય આકૃતિમાં બહાર પ્રતિબિંબરૂપે થતા. આ વિચારશ્રૃંખલિકામાંથી જરા પાછળ હઠતાંની સાથેજ શિવાજીને દિલ્હીની નજરકેદ મળી! શિવાજીએ મહાન મુત્સદ્દી અને તેના સલાહકારો તો વળી તેનાથી વધારે આત્મદ્યોતનજ્ઞ હોવાને લીધે આગળ જતાં મહારાષ્ટ્રનું સ્વરાજ્ય નાશના પંજામાંથી બચી જવા પામ્યું! નેપોલીઅને, પોતે એલ્બા બેટમાં જે અધ્યાત્મબળ અજમાવ્યું, તેજ ભાવનામય બળ વાટર્લુના રણમાં, વિચાર અને આચાર એ બંનેને સમપ્રમાણમાં ન રાખી શકવાથી કાંડાના જોરથી ચક્રવર્તી બનેલા નેપોલીઅનને સેંટહેલિનાના નરકાગારમાં આખરે કમોતે મરવું! આ ઐતિહાસિક ઘટનાઓનાં બીજાં કોઇ સબળ કારણો હોય, તો તે સબળ કારણોમાં 'અતિ વિચારણીય કારણ આત્મદ્યોતન ક્રિયાની સમતોલતાનો અભાવ એ છે! આજે પણ આ ચક્રમય જગતમાં "જરાક જ ભૂલ થઇ; નહિ તો ફાવી જાત" એમ હતાશબુદ્ધિથી કહેતાં આપણે ઘણાને સાંભળીએ

છીએ, પણ "જરાક જ" એટલે તો? "જરાક જ" જે હોય : છે તેજ હંમેશાં ગૂઢાવસ્થામાં હોય છે અને આ "જરાક" જો અણીને વખતે આપણે પ્રકટીકરણમા આણી શકીએ તો મૂર્તિમંત ઇચ્છાશકિત આપણી આગળ દાસીભાવે ઉભી રહે! એ ભગવતી આપણી દાસી થઇને કામ કરવા લાગી જાય!

**मन एव मनुष्याणां कारण बंधमोक्षयोः ॥**

આ શ્રી કૃષ્ણ ભગવાનની ઉક્તિમાં વળી મનનું જે ઐશ્વર્ય બતાવે છે તે માનસ સત્તા કાંઇ પશ્ચિમના લોકોએ નવી શોધેલી વસ્તુ નથી. માણસનું બંધન તેનો મોક્ષ તેની સદગતિ કે દુર્ગતિ વગેરે હજારો બાબતોનો પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ સબંધ આ માનનીય મનની સાથેજ છે. આવા વિશ્વ વ્યાપી મનને જે કાબુમાં આણશે, તે પોતાનું ધાર્યું કરશે. સાધક જે એવું બળ મેળવ્યું તો પછી ધારે તો તે સ્વર્ગની અપ્સરાઓને આ લોકમાં નચાવશે. શેષશાઇ ભગવાન વિષ્ણુને લક્ષ્મીસાથે હાથ જોડીને ઉભા કરશે? યોગનિદ્રાનો ભંગ કરાવીને પાર્વતી પરમેશ્વરને આજ મૃત્યુલોકમાં તાંડવ નૃત્ય કરાવશે? મનનું આ પ્રકારનું દિવ્ય અને વિશ્વવંદનીય સામર્થ્ય. તે શું માણસના ક્ષુદ્ર રોગો દૂર ન કરી શકે? જે મનની પ્રગુઢ સત્તાથી પ્રતિત માણસ પણ સાયુજ્ય મુકિતને પામે છે, તેને માટે રોગ મટાડવા, દુઃખો, અડચણો, સંકટો વગેરે દુઃખદ પરિસ્થિતિ દૂર કરાવી એ અશક્ય છે શું? સજ્જન વાંચકો આનો પ્રથમ પોતાના મનમાં ઠીક ઠીક વિચાર કરી લ્યો અને પછી જવાબ આપો.

## આ વિશ્વવ્યાપી પ્રચંડ સત્તા

બીજા કોઇ પ્રાણીને ન આપતાં માત્ર માણસનેજ આપવામાં પ્રભુએ ભૂલ કરી છે કારણ કે આ મનવી પ્રાણી પોતે કલ્પવૃક્ષની છાયામા છતાં, પોતાની કેડમાં ચિંતામણિ હોવા છતાં, પોતાના વાડામા કામધેનુ બાંધેલી છતાં પોતાનાં દુઃખ દુર કરવાને બહારની દુનિઆના મેદાન ઉપર કૂદાકૂદ કરી રહ્યો છે. દેખાવને શી ઉપમા આપવી જોઇએ? આ વિધિના ખેલ જોઇને હસવું કે રડવું? તે તમેજ કહો.

પ્રીય વાંચકો? તમે ગરીબ હો કે શ્રીમંત, ભણેલા હો કે વિદ્યાના દુશ્મન, તમે શનિના ગ્રહથી પીડાએલા હો કે બીજા જીવતા ગ્રહોથી ઘેરાએલા હો, તમારો છુટકારો કરનાર જો કોઇ હોય તો તે

તમેના તરેજ છે. દેવ અને દૈવ એ બંને માટા લોકોને બુદ્ધિવાન તેમજ બલવાન લોકોને મદદ કરનારાં હોય છે. દુનિઆમાં મોટા માણુસોની વંશપરંપરાની પ્રતિષ્ઠા હોય છે. માટે તપ પણુ એવું મોટાપણું વચની બાબતમાં ન હોય છતાં વર્તનમાં તે રાખવુંજ, તમારામાં ભાવના, વિચાર અને આ બંનેની જોડી સિદ્ધ થયેલી હોય તો પછી સ્થૂલ રૂપ પ્રગટ થઇને તમારા મનોરથ સફળ થશે.

---

## પ્રકરણુ ૪૦ મું

---

### અંતર આત્માનો સ્થુલની સાથે સંબંધ.

पिंडा मधून आत्मा जातो ॥ तेव्हां निघाडा कळ्ळेन येतो ॥ देह जड हा पडतो ॥ देखत देखता ॥

દાસબોધ (દાશક ૨૦ સમાસ ૭).

આત્મા જો કે દેહથી ભિન્ન હોય છતાં દેહની મહેરબાની અનેક આશ્રય વડેજ પોતાની કરામત તે બતાવી શકે છે એ વાત આત્મઅભ્યાસી લોકોને પણુ માન્ય કરવી પડે છે. કેમકે અમુક માણુસનો દેહ પડયો એટલે કે દેહમાંથી આત્મા ગેરહાજર થતાંજ સર્વ ઠેકાણે અંધારૂં ઘોર થયુંજ જાણુવું ફાનસને શરીરની ઉપમા આપીએ તો તેમાંની જ્યોતની ગેર હાજરીમાં એકલો દીવો શું પ્રકાશ આપવાનો હતો ? એટલે કે જ્યોત તથા ફાનસ એ બે મળીને પ્રકાશનું સાધન તૈયાર થાય છે તેજ રીતે આત્મા અને શરીર એટલે સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીર એ બંને મળીને ઉપયોગને લાયક એક યોગ્ય સજીવ તનુ " ધારી દેહ તૈયાર થાય છે. આ દેહ મનુષ્ય પ્રાણીને, ઇશ્વરે આપેલી બક્ષીસ છે. એ બક્ષીસને સાવધાન પણે સાચવી રાખવી જોઇએ. પણ ઘણા માણુસો આ વાત તરફ બેદરકાર રહીને પોતાની ઉપર આ દુનિઆમાં મોટું નુકસાન વહોરી લે છે. આ દુનિઆમાં જે " રોગી, દુઃખી, દરિદ્રી, અપજશવાળો " ઇત્યાદિ વિશેષણોથી બીજાઓ દ્વારા સંબોધાય છે, તેને પરલોકમાં શું માન મળવું હશે એ સમજવું કાંઇ બહુ મૂશ્કેલ નથી.

### બંધુઓ ! માટેજ આરોગ્ય સાચવો !

એવો પ્રચંડ અવાજ ડાહ્યા લોકોના મુખદ્વારા હંમેશાં સંભળાય છે.

" शरीरमाद्यं खलुधर्मसाधनम् " આ કથનમાં પણ દેહનાજ આરોગ્યનું મહત્વ ગવાએલું છે. પણ કેટલાક લોકો આરોગ્ય રાખવું એ મહા મુશ્કેલ છે એમ માને છે. કારણ તેઓ રેગી માબાપનાંજ સંતાન છે. જો આમ હોય તો એવી પરિસ્થિતિમાં તેઓને માટે આરોગ્ય રાખવું એ બીજાઓના કરતાં અત્યંત વધારે અગત્યનું છે. પણ આ બાબતમાં તેઓ બેદરકાર રહીને મોડેથી માત્ર કહે છે કે.

## " આરોગ્યવાનનું નસીબજ ઉત્તમ હોય છે"

જ્યાં સુધી સ્થુલ દેહ કુદરતી રીતે પોતાનાં બધાં કામો કરી રહ્યા છે, ત્યાં સુધી બીજી છુપી કે પ્રકટ બાધાઓ તેને કંઇ કરી શકવાની નથી. એવા દેહની અંદર રોગનાં બીજો પેસીજ શકતાં નથી. નવગ્રહની બાધાઓ પણ તેનાથી દૂર ભાગશે ! સંકટો, દુઃખો અને અડચણો તેનાથી ભય પામશે! આમ થવાનું કારણ એ છે કે અંતરાત્માનું બળ શું કરામત કરી શકે એ વાત તે પવિત્ર દેહધારી માણસ જાણે છે. કોઇ મહાન અધ્યાત્મશાસ્ત્રી તેના માનસિક પ્રદેશનું સંશોધન કરે તો તેને જરૂર માલમ પડશે કે આ ભાગ્યવાન સાધકને માટે ઇષ્ટફલની પ્રાપ્તિ જીવ અને બ્રહ્મનું ઐક્ય બહુ દુર નથી.

## માનસિક પ્રદેશ એ કાલ્પનિક પ્રાંત છે.

એમ સમજશો નહિ. આ કાંઇ સાહિત્યાચાર્યોની, કવીશ્વરોના કલ્પનાતરંગોની પ્રણયભૂમિ નથી ! આ તો અધ્યાત્મશાસ્ત્રીઓનો, અધિકારયુક્ત વાણીથી પ્રતિપાદન કરવા લાયક વિષય છે. છતાં તે પ્રાકૃત સામાન્ય જનોને સમજાય એવી રીતેજ વર્ણવાય છે. કારણ કે ગૂઢ વસ્તુઓને સ્પષ્ટ કરવીએ તો લેખકોનું કામજ હોય છે.

## માનસશાસ્ત્રવેત્તાઓ અને યોગકલાપ્રવીણો

આ બંને ભિન્ન માર્ગના દેખાતા હોય છતાં તેઓ એકઠનું વર્તી છે એ પ્રસિદ્ધ છે. માટે અતિ ઉચ્ચ પ્રકારનું, વ્યાયામ પ્રાણાયામાદિ ક્રિયાઓથી મુક્ત એવું આરોગ્ય જે સ્થૂલદેહધારીઓનું હોય એવાઓના માનસ પ્રદેશનું નિરીક્ષણ કરવું એ કાંઇ ઉત્તર-ધ્રુવની સફર જેટલી મુશ્કેલ બાબત નથી. આ અજ્ઞાત પ્રદેશની શોધ, આ વિશ્વ એજ મારૂં ઘર, એમ તો કોઇ વિરલજ કહી શકે. બીજાઓને આ માર્ગ અગમ્યજ લાગશે, સ્થૂલનો સૂક્ષ્મ સાથે અંતરા-

ત્માની સાથે જ્યાં સંયોગ થાય છે તેજ એ પરમ મંગલમય રહસ્ય સ્થાન છે એમ તેઓ કહેવાના.

પ્રખ્યાત માનસશાસ્ત્રીઓ, ડબ્લ્યુ. હોમ્સ તો દંગ થઇને એમજ કહે છે કે આ દશ્ય જગતને ઉત્પન્ન કરનાર તથા વિવિધ જ્ઞાન આપનાર તત્ત્વ એ ચિત્સત્તા આપણામાં છે એમ લાગે છે. પણ તે વાસ્તવિક રીતે આપણામાં નથી એમ ભાસ થવા છતાં તે ચિત્સત્તાના અસ્તિત્વનો અનુભવ જીવમયક્રમમાં આપણને પગલે પગલે થાય છે. એજ ચિત્સત્તાને લીધે સંભાળતો ધ્વનિ આપણને શ્રવણ ગોચર થાય છે. એજ ચિત્સત્તા આપણે શું સ્વીકારવું એ વિષે સૂચના કરે છે, અને તેજ આપણી વાણી રૂપે પ્રસ્ફુટ થનાર વાકયરચનાને જોડે છે. એજ શકિત જયારે આપણા મસ્તકમાં નિઃસંશય નિવાસ કરે છે. ત્યારે આપણે ખરેખર આશ્ચર્યચકિત થઇએ છીએ.

આ સ્થુલ સૂક્ષ્મ સંમેલન ભૂમિ ઉપર એવાં અનેક ગુઢ સ્થાનો છે કે જેમની શોધ અધ્યાત્મશાસ્ત્રીઓએ જ થોડી ઘણી કરી છે. કારણ તે તેજ અજ્ઞાત સ્થલમાંથી કવિની પ્રતિભા, માનસશાસ્ત્રીનું દૈવી સ્ફુરણ યોગ્ય વિદ્યાવિશારદનું પ્રગુઢ સામર્થ્ય વગેરે કલાવિકલાના આંદોલનો દેશકાલાનુરૂપ આ સ્થૂલ સૃષ્ટિ ઉપર અથડાય છે.

અંતરાત્માનું સ્થુલની સાથે સંઘટ્ટન કેવી રીતે થાય છે એનો વિચાર કરતાં કરતાં હું ઘણોજ ઊંડો ઉતરી ગયો એ ખરૂં, પણ હવે એનાથી આગળ જવાની જરૂર ન હોવાથી આપણે પાછા આવીને આ ણુ પ્રસ્તુત વિષયની અંદર એકાગ્ર થઇએ કારણ કે

## સ્થૂલનો અને અંતરાત્માનો

એટલો નિકટ સંબંધ છે કે, જે સંબંધનું ભાન દરેક વિચક્ષણ માણસને કોઇને કોઇ વાર તો થતું હોવું જોઇએ. પણ આપણે સંસારમગ્ન માણસો આ બાબત તરફ એટલી વિચક્ષણતાથી લક્ષજ આપતા નથી. જો એ ઘટનાના વેળાએ અમે કાળજીપુર્વક જોતા રહીએ તો ઉપલી બાબત આપણા ધ્યાનમા ઝટ આવે. આપણે એ વાત નકકી જાણીએ છીએ કે, કોઇવાર આપણું ચિત અમુક કારણથી વ્યગ્ર થયું હોય અથવા કોઇ બાબત વિષે શંકાશીલ થયું હોય ત્યારે આપણે એકાદ ક્ષણમાટે અચેતનના માફક સ્થિર બેસી રહીએ છીએ! હવે શું કરવું એ કોઇ રીતે સૂઝતુંજ નથી. પણ આ સ્થિર બેસી રહેવામાંથીજ આપણને એકાદ યુકિત જડી આવે છે અને સ્વિકારેલા કાર્યમાં મગ્ન

થઇ જઇએ છીએ ! પણ આ યુક્તિ અણીને વખતે કોણે સુઝાડી ? તમારા સ્થુલ કાનમાં આ ગુપ્ત સંદેશ કોણે કહ્યો ? અપ્રસન્ન અને ચિંતામગ્ન અવસ્થામાં, આ અમૃતકહાણી કોણે કહી ? પ્રિય વાંચકો ! તમે આ વિષે કદી છુટથી વિચાર કર્યો છે ? ન કર્યો હોય તો નમ્રતાથી હું બેધડક કહું છું કે તમને અણીને વખતે. મદદ કરવા માટે તમારા અંતરાત્માએજ એ યુક્તિ, એ સંદેશ, તે અમૃત વાણી તમને કહી ! આ બધી ક્રિયા અંદરને અંદરજ થઇ ! પણ આ સત્તા આપણામાં ન હોઇને, એ પ્રેરણા બહારથી થઇ હોવી જોઇએ એમ કેટલાકને લાગે છે પણ આ તેમનો તદન ભ્રમ છે. શ્રી તુકારામ મહારાજે

तुझे आहे तुजपाशी । परि तु जागा चुकलाशी ॥

આ સાદી વાણીમાં કેટલો સ્પષ્ટ ખુલાસો કર્યો છે વારુ ? જે વસ્તુ આપણી પાસે, આપણા ઘરમાં—પેટીમાં—છે તેની શોધ બહારના જગતમાં કરવી એ આપણી કેટલી મૂર્ખાઇ છે વારુ ?

તમે એકાંતમાં હો કે સમાજમાં હો, ગમે તે પ્રસંગે, કોઇપણ સ્થિતિમાં અનપેક્ષિત રીતે તમને વિના માગ્યે સહાય કરવા માટે હૃદયમાં રહેનાર અંતરાત્મા હંમેશાં તૈયાર હોય છે ! તમારે ફકત જોઇએ ત્યારે તે મદદ યોગ્ય રીતે લેવી જોઇએ. સ્વયંસ્થિર માણસ આ કાર્ય સહેલાઇથી કરી શકે છે. માટેજ તે નિષ્કામપણાની સ્તુતિ કરતો હોય છે. અંતરની પ્રેરણા પ્રમાણે વર્તન કરવું એ તેનું બીરૂદ હોય છે. આને પણ એક જાતની યૌગિક સ્થિતિજ કહીએ તો ખોટું નથી. સર્વની અંદર રહેનાર અંતરાત્મા, સર્વ વિશ્વમાં વ્યાપેલી પરમાત્મસત્તાનો વ્યૌક્તક પ્રતિનિધિ હોવાને લીધે, તેના તાબાના સ્થાવર દેહની દરકાર લેવી એ તેનુ કામજ છે. માટેજ તે અંતરાત્મા આપણી આટલી બધી દરકાર રાખે છે. પણ તે વાતનું આપણામાંના ઘણાને અજ્ઞાનને લીધે કે કોઇપણ કારણને લીધે ભાન નથી હોતું. તેથી કરીને આ સંસારક્રમમાં અહીં તહીં બધે ઘોંટાળો ફેલાઇ રહેલો છે ! અને તેનું કારણ અમેના અમેજ !

## મોટા લોકોની વર્તણુકજ વિચિત્ર !

આ વાતનું આપણને હરઘડી ભાન થાય છે. એટલા માટે આપણા કલ્યાણાર્થે આ અંતરાત્મા, કોઇવાર ધમકીથી, કોઇવાર સંકટમાં નાંખીને તો કયારેક ભયંકર અડચણમાં ધકેલવાનો ભાસ કરાવીને આ-

ખરે સુખનો માર્ગ બતાવી આપે છે! ભાવો દુઃખ ટાળવા માટે પત્નીશોક, પુત્રશોક, અને બીજા પૂજ્ય માણસોના વિયોગ માટે થનાર દુઃખ પરંપરા આજ અંતરાત્મા આપણા ઉપર નાંખે છે! કોઇવાર કઠોર વાણીવડે કાર્ય કરાવે છે, તો કોઇ વેળા અત્યંત મધુરવાણીથી ખુશામત કેમ કરવી એ વિષે આ અંતરાત્મા રાજારૂપે આપણને દીક્ષા આપે છે! આ પ્રમાણે અંતે સુખ આપવા માટે તેની જુદી જુદી યોજનાઓ હોય છે. પણ તેનો ખરો અર્થ અને દુરદર્શી બોધ ન જાણવાથી સામાન્ય લોકો પોતાના નસીબનો તથા ઇષ્ટદેવનો વાંક કાઢે છે. વિચારના કેન્દ્રમાંથી સમત્વબુદ્ધિ ખસતંજ વિકારરૂપી સેતાનના પંજામાં તે સપડાય છે. પછી તે વિકારવશ બુદ્ધિ કોના ઉપર શા શા આરોપ મૂકશે અથવા કોના ઉપર શું ગજબ કરી નાંખશે તે કાંઇ કહેવાય નહિ!

## અત્યન્ત મહત્ત્વની બાબત

ધ્યાનમાં રાખવાની તો એ છે કે તમારા કોઇ કાર્યમાં તમને ભયંકર ઠોકર વાગે—એટલુંજ નહિં પણ તમારો મૃત્યુદિન નક્કી તમને માલમ પડે—છતાં તે પણ તમારી ભાવી સ્થિતિનો વિચાર કરતાં તમારા જીવનક્રમમાં અત્યંત હિતકારી જ છે એમાં બીલકુલ શંકા કરવી નહિં. કારણ કે અંતરાત્માનું પ્રકટીકરણ સંપૂર્ણ જાણવું એ શકય ન હોવાથી, ઉપર ઉપરથી દેખાતી બાબતો જોઇને તમે જે વાત સારી નરસી માની લો છો તે સાચી શી રીતે હોઇ શકે?

## અંતરાત્મા સાથે ખુલ્લા દિલથી વાત કરો!

આનો અર્થ, ઓટોસજેશન અથવા આત્મઘોતનની ક્રિયા વિષે સારી રીતે વિચાર કરો એજ છે. આ ગુપ્ત કાર્ય તેવીજ છુપી રીતે કરવાનું હોવાથી મને આ દ્રાવિડી પ્રાણાયામ જેવો લાંબો માર્ગ સ્વીકારવો પડયો. કારણ કે એકાદ વસ્તુનું સરલ માર્ગે વર્ણન કરવામાં કંઇ આનંદ આવતો નથી. સાંપ્રદાયિક પદ્ધતિએ તેની ચર્ચા કરવાથી તેનું મહત્વ વધતાં તે પ્રમાણે તેનું લોકોની દૃષ્ટિએ ઉમદાપણું સિદ્ધ થાયછે. સુવર્ણ સાથે સુગંધ હોય તો તે બધાને ગમે છે. સોનું સુગંધવાળું હોતું નથી એ જુદી વાત છે.

## એકાંત તથા મૌનવિધિ.

એની મતલબ એ છે કે, દરેકને પોતાના અંતરાત્માનો શબ્દરહિત સ્વર સાંભળવાની ટેવ પડે. આ કાર્યપ્રાપ્તિનું સાધન છે. તમારા દરેક

સુખદુઃખના પ્રસંગે, તમારાથી થતા પાપપુણ્યોની વેળાએ, તમારા પુરેપૂરા એકાન્ત સ્થળે પતિપત્નીની વચ્ચેના ખાસ પ્રસંગે, ગર્ભાધાનના વખતે, તમારા મૃત્યુના ક્ષણે પણ આ અંતરાત્મા તમારી છેક નજીક હોય છે. આપણાં સર્વ કાર્યોની નોંધ, રૂહમાં રહેલો ચિત્રગુપ્ત નામે દૈવી દુત લે છે એમ સામાન્ય લોકોમાં દઢ ભાવના છે. પણ એ ચિત્રગુપ્ત દુતની હિલચાલ ઉપર આ અંતરાત્મા દેખરેખ રાખે છે; આ ઉપરથી તે તમારી કેટલી નજીકમાં છે એ ધ્યાનમાં લાવો. આ આપણે આજે

## સંતાકુકડીનો ખેલ

ખેલાઈ રહ્યો છે તેવોજ તમારા અને તમારા અંતરાત્માની વચ્ચે ચાલી રહ્યો છે. આને લીધે તમે અનેક પ્રકારનાં સુખોથી વેગળા રહી સેંકડો જાતના દુઃખોને વહોરી લીધાં છે. આ અંતરાત્માની હિલચાલ ઉપર બારીક દષ્ટિએ જુઓ એટલે તમને માલુમ પડશે. પાછળ કહ્યા પ્રમાણે કોઇ એકાદ બાબતમાં ખુલાસો ન થવાથી તમે સચિંત અવસ્થામાં બેસી રહો છો, ક્ષણે ક્ષણે તમારી આતુરતા વધતી જાય છે, આ પ્રસંગે કોઇ મિત્ર આવીને તમને યોગ્ય સલાહ આપે છે, એવા એકાદ પ્રસંગને સ્મરણમાં લાવો એટલે અંતરાત્માનું કામ તમે જાણી શકશો? તમને જે બાબતની, જે જ્ઞાનની, જે માહિતીની ઇચ્છા થતી હોય તે ઇચ્છા પૂરી પાડવાનું કાર્ય કોઇ પણ માણસ દ્વારા તથા ગમે તે રીતે અંતરાત્મા પૂર્ણ કરે છે, ક્યારેક ભિન્ન મતિને લીધે અવળે માર્ગે તમે જતા હો ત્યારે તમને સત્ય માર્ગનું દર્શન કોણ કરાવે છે વારૂ? કોઇવાર સંકટની ઉંડી ખાણને કાંઠે, આગગાડીના પાટાની વચ્ચોવચ્ચ ઉભા છતાં તેમને દૂરથી ધકેલી દે તેવી રીતે સહીસલામત ઠેકાણે કોણ મુકી જાય છે? તમારો દુશ્મન પત્થર મારતી વેળા તમારી આંખને તાકે છે પણ તે નિશાન ચુકાવીને તમારી આંખનું રક્ષણ કોણ કરે છે? ઘણો લાંબો રસ્તો વટાવ્યા પછી, હવે આગળ જવાને બદલે પાછા ફરવાની મનોસૂચના તમને કોણ કરે છે? આવો વિચાર તમે કરી રહ્યા હો એટલામાં આગળને રસ્તે અકસ્માત થએલો તમે સાંભળો છો, તે વખતે આ ભાવી અકસ્માત વિષે અગાઉથી દ્યોતન કરનારી કોઇ એકાદ ગૂઢ સત્તા તમારી છેક નજીક વાસ કરતી હોવી જોઇએ એવું તમને લાગતું નથી? નેત્ર સ્ફુરણ, હસ્ત બાહુનું સ્ફુરણ તથા અપશકુન વગેરે ભાવી

અશુભ ક્રિયાના પૂર્વ ચિહ્નો કોની મદદથી થાય છે એનો વિચાર તમારે જરૂર કરવો જોઇએ.

## અંતરાત્મની સામે પીઠ ફેરવીને

બેસવાને લીધે તેના તરફથી મળનારી સૂચનાઓનો જોઇએ તેટલો ફાયદો આપણે ઉઠાવી શકતા નથી, અને સંશયવસ્થામાં ગમે તેમ જીવનક્રમ હાંકયે જઇએ છીએ. પહેલેથી સ્થળ નિશ્ચય કર્યા વિના રસ્તો ફૂટે તે તરફ ગમન કરનાર પ્રવાસી જેમ ઊંધે માર્ગે ચઢીને દુઃખમાં ફસાય છે તેજ સ્થિતિ, અંતરાત્માની સલાહ ન સમજવાથી સેંકડો લોકોની થઇ રહી છે. આમાં ખરેખરો વાંક કોનો કહેવાય? આ દેહવાળો માણસ કે પરમાત્મા સ્વરૂપી અંતરાત્મા?

## ધ્વનિરહિત શબ્દશ્રવણ

કરવાની કલા, પ્રખર માનસશાસ્ત્રીઓ વિરકત પુરુષો તપસ્વીજનો, સાધુઓ, ભકતજનો અને યોગીઓને સ્વાભવિક રીતેજ આવડે છે. " તમે ગમે તેમ કહો, પણ મારો અંતરાત્મા આ વાત કબુલ કરતો નથી. " આમ કહેતાં તમે કોઈ નિશ્ચયી પુરુષને સાંભળ્યો છે કે નહિ? અંતરાત્મા કબુલ કરતો નથી. એનો અર્થ હવે તમારી જાતને પૂછો એટલે આ પ્રકારના ધ્વનિ રહિત શબ્દો ધીરે ધીરે તમારા ધ્યાનમાં આવશે. આ વાત સિદ્ધ થાવ " એવું આત્મસૂચન આત્મારથીલ્યો, અને તેનું મનન કરતા રહો. કાંઇક વખત જતાં અંતરાત્માનું મૃદુ ભાષણ જીહવાથી ન બોલાયલું અને કાનવડે ન સંભળાય એવું ભાષણ પ્રથમ અસ્પષ્ટ અને પછીથી સ્પષ્ટપણે તમને સંભળાશે? આ સ્વાનુભવની વાત છે.

તમે એકજ ભાવના સ્થિર કરો. એટલે તેનું વિચારમાં પરિવર્તન થશે. મનો મંદિરમાં આ ભાવનાના સ્વરૂપનું નિદિધ્યાસન કરતાંજ ક્રિયારૂપે તે આપણી આગળર ખડી થઇજ જાશે. અંતરાત્માનો મંજુર ધ્વનિ એ તમારી વૈખરી વાણીનો મધુર તથા દિવ્ય ઉદગાર છે, એવો સાક્ષાત્કાર તમને થશે તમારો અતરાત્મા તથા તમારો સ્થુલ દેહ એ બે જેમ જેમ નિકટના સબંધમાં આવશે તેમ તેમ તમારી વિરોધી સ્થિતિ નાશ પામીને તેને બદલે વિજય, સૌખ્ય અને સંપત્તિ વગેરેનો તમારામં ચિરકાલ વાસ થશે. માટે આ અનુસંધાન તમારા ધ્યાનમાં સદા રહેવા દો.

# પ્રકરણ ૪૧ મું.

## વ્યકિતગત ઓજસ કિંવા પર્સનલ મેગ્નેટિઝમ

"संकल्प मात्रादित सिद्धयः" "संतोषोनुत्तम सुखलाभः"

આ અગમ્ય વિશ્વમાં આત્મસ્વરૂપથી રંગાએલી વસ્તુઓ અનંત છે. દરેક દ્રવ્યસ્વરુપનું એકજ જાતનું આત્માસ્વરૂપ સર્વ સ્થળે વ્યાપ્ત હોવા છતાં દરેક પદાર્થનું ભિન્ન સ્વરૂપ હોઇ શકે છે. એ ઇશ્વરી ચમત્કારોની માફક જ વખણાવા લાયક છે ખરો. એના કારણનું કદી ભાન થતાંજ જૂદી જૂદી વ્યકિતઓમાં જૂદાં જૂદાં સ્વરૂપનું ઓજસ કે તેજ કેમ હોય છે એ વાતનો ખુલાસો થશે.

અત્યંત તીવ્રતર વિચારણા ચાલુ હોય ત્યારે એમ લાગે છે કે પરમેશ્વરીય તેજસ પદાર્થનો, સર્વ પ્રાણીઓમાં, સત્વ રજ અને તમ એ ત્રણે ગુણોની સાથે, કમી અધિક અથવા અધિકાધિક કે અત્યંત કમી સંયોગ થાય એવી કુદરતની મૂળથી જ પ્રવૃત્તિ હોવી જોઇએ.

"એકનું જ અધિક થવું" "एकोऽहं बहु स्याम्"

એ તો આત્મારામનો જગતની ઉત્પત્તિથીજ હક છે! પણ આ કાર્ય થતાં થતાંજ મૂળ સ્વરૂપની અંદર ભિન્નતા આવે છે. અસલ એ નકલનાં માફકજ દેખાય તો પછી મૂળ સ્વરૂપની મહત્તા શું રહે? કેટલીક વાર સમાન સ્વરૂપના મનુષ્યો નજરે પડે છે. પણ તેઓમાં અણુ જેટલો પણ ફેર હોવાથી એકનાથી બીજો જૂદો છે એમ આંખને સ્પષ્ટ દેખાય છે. એકજ માતાપિતાનાં સંતાન. તેમાં એક ભોળો હોય, તો બીજો દૂરદર્શી, ત્રીજો ગૌરવર્ણનો હોય ત્યારે ચોથો કાળો છતાં પણ અત્યંત બુદ્ધિમાન, આમ ફેર થવાનું કારણ શું? ઘઉંમાંથી બાજરી કેમ ઉત્પન્ન થાય? ચણા વાવ્યાં છતાં અડદ કેમ ઉગે? પણ વાસ્તવિક રીતે વનસ્પતિની દુનિઆમાં આમ કદી બને છે શું? વનસ્પતિએ પોતાનો અન્યાય વિચાર કુદરતની વિરુદ્ધ ચલાવ્યો નથી દીધો. ગુલાબના છોડને જુઇનાં ફુલ કદી નહિ આવે, મોગરાના છોડને પારિજાતકનાં ફૂલ થએલાં તમે કદી જોયાં છે? પરંતુ આ વર્ણશંકર વનસ્પતિમાં પણ પેદા કરવાની માનવોની ખટપટ ચાલુ છે. આ સર્વ વિષમ ઘટના, બુદ્ધિ તથા સ્વરૂપજન્ય વર્ણસંકર

"નરના નારાયણ બની શકે એવા" માનવ સમાજમાંજ જ્યાં ત્યાં નજરે પડે છે. કારણ માણસ સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે અને તેથી પોતે બીજાઓ કરતાં વધારે ડાહ્યા હોવાનો ગર્વ તેને હોય છે. પણ "બહુ ડાહ્યો વધારે ખરડાય" એ કહેવત પાછળથી યાદ આવે છે. આવા મહત્વાકાંક્ષી માનવોએ પોતાના જગતમાં વર્ણશંકર એટલો બધો ફેલાવ્યો છે કે હવે "બાપ ડાહ્યો તો દીકરો મૂર્ખ" "માતા ગૌરવર્ણી અને સુંદર અને તેનીજ દીકરી બેડોળ બાધા જેવી" આવી ઘણી વિરુદ્ધ ઘટનાઓ આ દુનિઆમાં તમને દેખાશે. ઇચ્છા મુજબ સંતતિ કેમ નથી થતી? આનું કારણ બે જવાબદાર ગર્ભપ્રદાન કરનારા જનક, તથા માતા તરીકેની જવાબદારીથી અજાણ એવી માતા! આવી પરસ્પર ભિન્ન અવસ્થાની અંદર ગૌર,બુદ્ધિવાન પ્રજા, તદ્દન સંસ્કાર યુક્ત એવી કયાંથી નીપજે? કાકતાલીય ન્યાયે કેટલાંક માબાપો સારીસંતતિ પેદા કરે છે એટલું જ; પછી એમાં કુદરતના નિયમો પળાયા હોય કે ન હોય આવા સંકરપ્રિય માણસોએ "ઝાડ ઉપર કલમ કરવાની" યુકિત કાઢીને વનસ્પતિની સૃષ્ટિમાં બંડખોરી શરૂ કરી છે. પણ આને લીધે જન્મસિદ્ધ ગુણોનો સમૂળ નાશ થાય છે એ વાત તેમની કલ્પનામાં પણ કયાંથી આવે?

## આવી વિપરીત પરિસ્થિત.

સ્પષ્ટ દેખાતી હોવાને લીધે નિયમબદ્ધ ઓજસ બળ મનુષ્યોમાં વધારવું અને વૃદ્ધિ પામેલું સમૃદ્ધિ કરવું એ મૂશ્કેલ કામ નથી શું? આવી પરિસ્થિતિમાં પરમાણુઓને ઇચ્છિત આકાર, ઇચ્છિત રંગ, તથા રૂપ આપવાનો પ્રયત્ન કરવો એ સુખકર છે શું? જો તમારી સંતતિ તમારા મનોબળપૂર્વક થઇ હોય તો તેમાં ઓજસ ગુણોનો ઇચ્છિત પ્રભાવ તમે આણી શકશો. સજાતીય પરમાણુ હંમેશાં સજાતીય તરફ આકર્ષાય છે એટલે કે બીજો પહેલાંની આજ્ઞાનું ક્રમ-પૂર્વક પાલન કરે છે.

## વ્યકિતગત ઓજસ એટલે અંતરાત્માનું જંગમરૂપ.

આ જંગમ રૂપ સ્થાવરની માફક એકજ સ્થળે ચોંટીને બેસી રહેતું નથી. વધારવું કે તેમાં ઘટાડો થવો એ બધું તમારે આધીન છે. આ વ્યકિતગત ઓજસને કોઇ પંડિતો વ્યકિતગત તેજોબળ કહે

છે. આનેજ પાશ્ચિમાત્ય માનસશાસ્ત્રીએ "પર્સનલ મેગ્નેટિઝમ" કહે છે. આ ઓજસ કે તેજોબળ દરેક જીવમાં, પ્રાણીમાં, માણસમાં, જનાવરમાં, લતવૃક્ષમાં, કીડી મંકોડાથી તે ઊંટ હાથી સુધી પશુઓમાં, એટલું જ નહિ પણ જડ ગણાતા પદાર્થોમાં પ્રકટ કે છૂપી રીતે ઓતપ્રોત સંપૂર્ણપણે ભરીજ રહેલું છે. એ જો આપણામાં ઓછું હોય તો વધારી શકાય છે. એમ સપ્રયોગ સાબીત થએલું છે.

આજ બાબતમાં એક વાત મને યાદ આવી છે. એક જિજ્ઞાસુ ગૃહસ્થ મને મળવા આવ્યા. ત્યારે આ આકર્ષણ બળ વિષે વાત નીકળતાં આ પદવીધર ગૃહસ્થ આતુરતાથી બોલી ઉઠયા 'પર્સનલ મેગ્નેટિઝમ' જો એટલું બધું આવશ્યક બળ હોય તો તે મારાથી વધારી શકાય ખરું ! આ આકસ્મિક પ્રશ્ન સાંભળી મેં સ્મિતપૂર્વક વિચાર કર્યો અને પછી તેમને નીચે પ્રમાણે જવાબ આપ્યો, એ મને આજે પણ યાદ આવે છે. મારો જવાબ આ પ્રમાણે હતો. "શાસ્ત્રીય રીતે શબ્દોના આડંબર સિવાય તદ્દન સહેલી ભાષામાં કહેવા જઇએ તો પર્સનલ મેગ્નેટિઝમ એટલે "બીજાઓને ખુશ કરી નાંખવાની ગુપ્ત કળા" આ મારો જવાબ સાંભળી તેને સંતોષ ન થયો પણ પછી વિચારને અંતે તેણે તે વાત સ્વીકારી, એમ તે કહેતો હતો.

## પ્રસન્નતા અને આકર્ષણ.

આ બંને ક્રિયાઓ પરસ્પરાવલંબી છે. કોણ આકર્ષાય છે ? જે મનથી અનુકૂળ કે પ્રસન્ન હોય છે તે. વશીકરણમાં પણ એજ પ્રમાણે થાય છે. "એક જણ બીજાને વશ છે" એનો વ્યાવહારિક અર્થ એ છે કે બીજાએ પહેલાને વશ કરી લીધો છે ! ગમે તે લફંગો ધુતારો, આપણા સ્નેહીજનોને આ વિદ્યાના બળથી વશ ન કરી લે એવી ઇચ્છા દરેક સંસારી જનને હોયજ ! પણ આ વિદ્યા મેળવનાર માણસે પોતાની લાયકાત કુદરત આગળ સાબીત કરવી જોઇએ. પણ આ દિવ્ય કળા વિષે આ વિદ્યા વૃદ્ધિ વિષે સામાન્ય લોકો અજાણ હોવાથી તેઓનું ઘણું નુકસાન થતું જાય છે. અજ્ઞાન હંમેશાં નુકસાન કર્તા હોય છે. આત્મદ્યોતન વિધિમાં આ વિદ્યાની મદદ ધ્યાનમાં લેવા યોગ્ય હોય છે. તેથી આ વિષય પોતાની મેળે જાણી લેવાની ખાસ જરૂર છે.

## કલહનો વિનાશ એટલે સુખનો ભાગ્યદિન !

કે લાક લોકો આ આકર્ષણવિદ્યાનો ઉપયોગ પોતાની વાસના પુર્ણ કરવામાં કરે છે, માટે આ વિદ્યાનું મહત્ત્વ એછું નથી. તરવાર વડે વધ કરી શકાય છે તેટલાજ માટે તે તજવા લાયક છે એમ તમે કહેશો ? એજ તરવાર વડે શત્રુઓનું જડમૂળ કાઢી શકાય છે એ વાત કેમ ભૂલાય? કુદરતી આહાર વિહાર કરનાર સ્ત્રી પુરૂષોને આ વાતોનું રહસ્ય સમજાય તો તેઓ પોતાના શત્રુઓને વિશેષ અનુકૂળ સગાં સંબંધીએને વિશેષ આદરયોગ્ય, તથા મિત્રવર્ગને તથા કુટુંબી-જનોને અતિશય પ્રેમાળ માલમ પડશે ! તેઓના આ અજાણપણે પ્રગટ થતા સજાતીય આકર્ષણને લીધે અણસમજ કે ગેરસમજને લીધે ઉત્પન્ન થએલા મતભેદો તત્તજ નાશ પામીને ભવિષ્યની તકરારો કે લડાઇઓ જન્મવા નહિ પામે, અને તેથી બધે ઠેકાણે સુખ, આનંદ અને સંપ એ ત્રણેની વૃદ્ધિ થશે.

ઉત્તમ પ્રકારે આરોગ્ય સાચવવું એ તપશ્ચર્યા છે. આ તપશ્ચર્યા કરવાની હોંશ બધાં સ્ત્રીપુરુષોને ન હોવાથી દરેક રાજ્યમાં ધર્માર્થ દવાખાનાં કાઢવાં પડે છે. પણ જે સંસ્થામાં ઘણી ભીડ તથા બેદરકારી દેખવાથી આપણો ભોળો સમાજ સેંકડો પેટભરૂ વૈદો, હકીમો અને ડાક્ટરોનું પેટ ભરવાનું સાધન થઇ પડયો છે, રોગીઓમાં સ્વયંપ્રકા-શિત તેજ ન હોવાથી તેઓ આમ તેમ દોડના ફરે છે. સામાન્ય આરોગ્ય દાયક તેજ જેઓના ચહેરા ઉપર દેખાતું નથી તેઓ બીજાઓને શું આકર્ષી શકે? આરોગ્યવાન સ્ત્રી પુરુષો હોય તેઓમાંજ આ પર્સનલ મેગ્નેટીઝમ વ્યક્તિગત આકર્ષણ બળનો ગુપ્ત કે પ્રકટ રીતે વાસ હોય છે. એજ અધિકારી પુરૂષોમાં તે ઓજસબળનો વિકાસ, ધ્યાનન વિધિવડે ખાત્રીપૂર્વક કરી શકાય છે. કેટલાક જન્મ-રોગી પણ સ્વાભાવિક રીતે સુંદર અને કોમળ દેહવાળા માણસોમાં આ તેજ આપણને નજરે પડે છે કેટલીક સ્ત્રીઓ અનેક રોગોથી પીડાતી હોવા છતાં બાહ્ય પોષાકથી પોતામાં આ ઓજસ હોવાનો ડોળ કરે છે. પણ તે આ ઓજસબળ કદી ખરૂં હોતું નથી. ખરા ઓ-જસની તે કેવળ નકલ હોય છે. ઉમદા આરોગ્યવાળી સ્ત્રી એજ અસલ નમુનો છે. અને સ્ત્રીવેષ ધારણ કરીને ખરી યુવતીઓને પણ ક્ષણવાર હલકી પાડે છતાં તે પુરૂષ આખરે તો રામલો કે કરસનીયોજ

છે.? માટે કેટલાક અશક્ત માણસોને કે બહુરૂપી લોકોને ઓજસનો વેષ ભલે ભજવતાં આવડે, પણ તે કાંઇ ખરૂં આત્મીય સ્વરૂપ નથીજ વેષ તે વેષજ. એ કહેવાની કાંઇ જરૂર નથી.

અત્યુત્તમ આરોગ્યનો સંબંધ બ્રહ્મચર્ય સાથે સંકળાએલો છે. તે આરોગ્યવાન પુરૂષનું દર્શન પણ પવિત્રતાનું વાતાવરણ પેદા કરી શકે છે, તેના વિચાર સમાન હોય છે. તેનો સંયમ વિલક્ષણ હોય છે. તે ક્ષુદ્ર વાસનાઓને સહેજે વશ થતો નથી. તેની વાણીમાં, તેની આંખોમાં, આત્મતેજના આકર્ષણનું પાણી રમી રહેલું હોય છે. આવા મહાન પુરૂષની અંદર, ઓજસ બળ, પોતાની મેળે વાસ કરે છે ?

એ બેમાં મુખ્ય ભેદ છે તે તરતજ દેખાઇ આવે છે. તંદુરસ્ત માણસ હસમુખો, સ્વચ્છ કપડાં પહેરેલો, તથા શાંતવૃત્તિનો હોય છે. રોગી માણસ દીલગીર ચહેરાવાળો, ચિઢિઓ અને સ્વચ્છતા તરફ બેદરકાર હોય છે. તંદુરસ્ત માણસે બીજા તરફ તેજસ્વી નજરે જોતાં તેના મનમા સહેજે ભય સાથે આદર ઉત્પન્ન થાય છે. તંદુરસ્ત માણસનું તેજ તેની આંખોમાં એકત્ર થએલું હોય છે અને તે નિર્બળ માણસને—રોગી માણસને તરતજ દેખાય છે. તંદુરસ્ત માણસ સંપુર્ણ માનુષપણાનો પ્રત્યક્ષ નમુનો હોવાને લીધે તે ક્ષમાશીલ વીર ભાસે છે; બીજા સાથે વર્તતી વખતે વિનય, વિવેક અને નમ્રતા બતાવવામાં જરાએ પાછી પાની કરતો નથી. અતિ માનુષીય વિચાર અને આચાર આ બેનુ પારપાલન કરનાર પુરુષ ઉદાસ, દ્વેષી, મત્સરવાળો અગર ચિઢિઓ કદી હોતો નથી. સર્વનું ભલું થાય, સર્વત્ર કલ્યાણનો વાસ થાય, સર્વે ઠેકાણે આનંદ, આરોગ્ય રહે, સવ લોકોના પોતે સેવા કરે પરમાર્થ દ્રષ્ટિએ કલ્યાણ થાય, એવુ તે અનુકરણીય પુરુષ ઇચ્છે છે. આટલી સામગ્રી જેની પાસે હોય છે તે તરફ વ્યક્તિક આકર્ષણ પોતાની મેળેજ ખેંચાઇ જાય છે એ કહેવાની જરૂર નથી. તમે તે ક્યારનુંયે જાણી ગયા હશો ? તમારા મનમાં આ વાત સારી રીતે દૃઢ થાય એ માટે સંસારિક પુરુષોની વ્યક્તિગત ઓજસ્વિતા બાજુએ રહેવા દઇ, આપણે હવે એકાદ ઋષિતુલ્ય એવા અત્યંત ધાર્મિક સત્પુરુષના વ્યક્તિત્વ વિષે વિચાર કરીશું.

આપણે એ વાત જાણીએ છીએ કે, આપણા શરીરના છેડામાંથી એટલે હાથ પગના આંગળાંમાંથી હમેશાં [illegible] [illegible] તત્વ ઝરે

છે. તે અત્યંત સૂક્ષ્મતર હોવાથી સામાન્ય આંખો તે જોઇ શકતી નથી, છતાં તે વહેતું હોય છે એવો માનસશાસ્ત્રીઓનો સિદ્ધાંત છે. તમે કદી કોઇ યોગવિદ્યાસંપન્ન મહાત્માને મળ્યા છો? પરબ્રહ્મસ્વરૂપમાં મગ્ન થએલ કોઇ મહાપુરુષનાં તમને દર્શન થયાં છે? હિમાલયની ગુફાઓમાં સદા વાસ કરી રહેલા તેજોનિધાન નરસૂર્યની પાસે રહેવાનો એક ક્ષણ માટે પણ તમને કદી લાભ થયો છે?

જો સદભાગ્યે તમને એ લાભ મળ્યો હોય અને તે મહાપુરુષના ચરણકમલમાં તમે લીન થયા હો તો તે વખતે તમારા મસ્તક ઉપર તે મહાપુરુષે પોતાના પરમ પાવનીય હસ્તનો સ્પર્શ કર્યો હોય, તો વ્યક્તિગત તેજોબળ કેવું હોય છે એના અનુભવની સ્મૃતિ આ ક્ષણે પણ તમને થશે. આવા દિવ્ય સ્પર્શનો અનુભવ થવો.

## એ મહાન ભાગ્યની ઉત્તમ મંગલ સંધિ છે

સદાને માટે પરમાત્માના સ્વરૂપમાં મગ્ન થએલા મહાન પુરૂષનો અલ્પ માત્ર સમાગમ થાય તો તે મંગળકારી જ થાય છે. સામાન્ય જનોને જેની ઇચ્છા હોય છે તે કલ્યાણકારકજનોને આવા સુમંગલ દેહની હંમેશાં રહેછે. આવા પુન્ય અને મંગલમય શરીરમાં રહેલું પુણ્યાત્મક ઉષ્ણતામાન સામાન્ય માણસોને આરોગ્યદાયક હોય છે. ભાસે છે. આવા મહાન પુરૂષોના કરકમળનો સ્પર્શ આપણને વિદ્યુત સંચાર થતો હોય તે પ્રમાણે વધુ કોમળ અને વધુ આલ્હાદકારક અને અતિશય પ્રસનતા દાયક જણાશે, તેમના વિચાર પુણ્ય પ્રદ હોય છે, વીજળીની ધન અને રૂણ એ બે અંગો હોય છે. તે ધનને પોઝીટીવ અને રૂણને નેગેટીવ કહે છે. એ બે વિરૂદ્ધ ગુણવાળા તારમાં પણ એકજ વિદ્યુત તેજનો જેવી રીતે આપણને અનુભવ થાય છે તેવી રીતે આ મહાપુરૂષોનો ચરણ સ્પર્શ કરવાથી આપણામાં ઉત્તમ પરિણામ થાય છે તેથી આપણામાં મહા પુરૂષોની વિદ્યુતશકિત સ્પર્શ કરે છે, અને આપણું ઇચ્છા પ્રમાણે કાર્ય સિદ્ધ કરે છે. મહા પુરૂષોનાં દર્શન, તેમના આશિર્વાદથી અનેક લોકોને લાભ થાય છે. કારણ કે તેમનામાં પરમ શકિત રહેલી છે. એવી મહાન શક્તિ મેળવવા દરેક મનુષ્યે આકર્ષણશકિત પોતામાં કેળવવી.



# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૫ મો.

### માઇન્ડરીડીંગ કિંવા બીજાના મનની વાત જાણવાની વિદ્યા

### પ્રકરણ ૪૨ મું.

### બીજાના મનના વિચારને જાણી જવાની કળા

આપણે આગલાં પ્રકરણમાં મનને સ્થિર કરવાની કળા સારી રીતે શીખી શકયા. પ્રાણાયામથી પ્રાણ વશ થતાં મન સ્થિર થાય છે. બ્રહ્મ વિચારથી કિંવા બ્રહ્મનુંજ ચિંતન કરવાથી. એકજ વિચારને વળગી રહેવાથી મન અને પ્રાણ બન્ને સ્થિર થાય છે, અને નેત્રોને ત્રાટકથી સ્થિર કરવાથી મન અને પ્રાણ બન્ને સ્થિર થાય છે. એ પ્રમાણે મન સ્થિર થતાં વિચાર મક્કમ બને છે. હવે એ વિચારને એકાગ્ર કરવાથી, અન્ય મનુષ્યના મનની વાત આપણે કઇ રીતે જાણી શકીએ. તેમજ આપણે વિચારદ્વારા અન્યના ઉપર સંદેશા શી રીતે મોકલીએ તે કળા જાણવા માટે અત્રે વિવેચન કરીશું.

આ વિચારો મોકલવા માટે મનની એકાગ્રતાની, વિચારની સ્થિરતાની અને શાંતિની વધુ જરૂર છે. તમે શાંત રહેતાં શીખશો તોજ દરેક ક્રિયા સિદ્ધ થશે. શાંત રહેવાનો ૨૪ સે કલાક અભ્યાસ રાખો. મન શાંત હશે તો આ ક્રિયા સહેલાઇથી સિદ્ધ થશે. આમાં માત્ર વિચારશકિત બળવાન હોવાની જરૂર છે. વિચાર શકિત બળવાન હશે તો તે વિચાર દ્વારા સંદેશો મોકલી શકાશે, તેમ બીજાના મનની વાત જાણી શકાશે. આ પ્રમાણે થોટ પાવરથી વિચાર આકર્ષણ શકિત દ્વારા બહાર મોકલી શકાય છે. તેમ બીજાના વિચારને જાણી

શકાય છે. આમાં શાંત મનની ખાસ આવશ્યકતા છે. આ ક્રિયા સિદ્ધ કરવાનો પણ અભ્યાસ કરવાની જરૂર છે. શરૂમાં સ્થિર થવું. શરીર તંગ ન રાખતાં ઢીલું રાખવું, મન શાત રાખવું, અને પછી વિચાર દ્વારા સંદેશો મોકલવાનો પ્રયત્ન કરવો કે બીજાના મનની વાત જાણવાના પ્રયોગો કરવા. જો આ વખતે અસ્વસ્થ મન હશે, શરીર તંગ ખેંચતાણુવાળું હશે, હાલંડોલા કરવામાં આવશે, મનમાં ઉકળાટ ચિંતા કે અશ્રદ્ધા હશે તો વિચારનો પ્રવાહ વેરાઇ જશે. આંદોલનો વિખરાઇ છુટાં પડી જાય છે, જેથી તે મોકલેલા વિચારની સામા ઉપર અસર થતી નથી. તેમ સામાના વિચાર જાણી શકાતા નથી.

વિચારદ્વારા સંદેશા મોકલવા કે, વિચાર દ્વારા અન્યના મનની વાત જાણવા માટે આપણું મન તદ્દન શાંત રાખવું, એકજ વિચારને વળગી રહેવું, બીજો કોઇ પણ વિચાર મનમાં આવે નહિં તે ખાસ ધ્યાન રાખવું, આ વિદ્યામાં અશ્રદ્ધા રાખવી નહિ આમ વિચારથી સંદેશો પહોંચશે કે કેમ તે માટે શંકા રાખવી નહિં. કદાચ શરૂઆતમાં વિચાર દ્વારા સંદેશો પહોંચી ન શકે કે બીજાના મનની વાત આકર્ષણ શકિત દ્વારા આપણા જાણવામાં ન આવે તો અધીરા થવું નહિ, કદાચ આમ બનતું હશે કે નહિં તે સંબંધી અવિશ્વાસ ધરવો નહિં. પણ શ્રદ્ધા રાખવી. અભ્યાસ થતા ક્રિયા સહેલાઇથી શીખી શકાય છે. દરેક વિદ્યામાં અભ્યાસની જરૂર છે. તે તરત આવડી જતી નથી, આ તો દૈવી વિદ્યા છે. જેમ જેમ અભ્યાસ વધતો જશે, ધીરજથી રોજ પ્રયોગ કરતા જશો તેમ તેમ તમને આ વિદ્યામાં સિદ્ધિ જણાશે. મનમાં કશોય શક કે અવિશ્વાસ ન રાખવો. વિદ્યા સાચી છે, તમને તેનો પ્રયોગ કરતાં આવડવો જોઇએ, તે અભ્યાસથી આવડશે. એટલે જરૂર આ વિદ્યા સિદ્ધ થયેલી જોશો. મુખ્ય આધાર શાંત મન અને વિચારની એકાગ્રતા ઉપર છે.

શરૂઆતમાં જેના ઉપર આપણી પ્રીતિ હોય, અને જેની આપણા ઉપર પ્રિતિ હોય તેવા માણસનો આ કાર્યમાં ઉપયોગ કરવો કેમકે જેઓને એક બીજા વચ્ચે સ્નેહ હોય છે, તેમના વિચારોનું પરસ્પર સહેલાઇથી આકર્ષણ થઇ શકે છે. અને તેથી તેમને શરૂઆતમાં આ કાર્ય સહેલાઇથી સિદ્ધ થયેલું જણાશે. વિરોધી વિચારવાળા ઉપર તરત અસર નહિં થાય. આ સંબંધમાં હંમેશાં દૂર દેશાવર રહેતા આપણા કોઇ સગાના અનિષ્ટની ખબર મળતાં આપણા મનમાં ઉદ્વેગ

# ભાગ ૫ મો

## ચિત્ર નં. ૩

## માઇન્ડ રીડીંગ

પ્રથમ એક સ્નેહિ માણસને છેટે બેસાડવો અને પોતે એક પોલી વાંસની નળીને નેત્રો આગળ રાખીને એક વસ્તુ ઉપર જોવું અને તે વસ્તુ ઉપર દ્રષ્ટિ રાખી તેના સંબંધી વિચાર કરવા અને તે વસ્તુના વિચારોમાં તુંમારૂં મન એકાગ્ર થશે, તે પછી તમારા સ્નેહીને કે જે તમારાથી દુર બેઠો હોય તેના મનમાં તમારા વિચારની છાપ પડશે. આથી તમારા મોકલેલા વિચારનો તેના મગજમાં વેગ પ્રગટશે, પછી જે વિચારો આવ્યા હોય તે લખી લેવા. વધુ સમજુતી નિચેના ચિત્રથી સમજાશે.



• આમ અભ્યાસ કરવાથી આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી રીતે તમે બીજાના મનની વાત જાણી શકશો.

# ત્રિકાળદર્શક દર્પણ માટે અભિપ્રાય.

---

કુકરવાથી મીસ્રી ઇશ્વરલાલ વીઠ્ઠલદાસ લખે કે—આપે ત્રિકાળદર્શક દર્પણ નામનું પુસ્તક મોકલ્યું તે વાંચી હું ઘણો ખુશી થયો છું. એની કીંમત પાંચથી વધુ રાખી હોત તોપણ થોડીજ છે.

મોસી—સાઉથ આફ્રીકા ટાંગનીકા ટેરીટરીકથી મીસ્રી ભીખભાઇ ખુસાલભાઇ લખે છે કે આપનું મોકલેલ પુસ્તક ત્રિકાળ દર્શક દર્પણ વાંચી ઘણોજ આનંદ થયો છે આપનો જેટલો ઉપકાર માનીયે તેટલોજ ઓછો છે આપ મહાન વિદ્વાન પુરૂષ છો, તો તમોને તથા તમારી મહેનતને ધન્ય ધન્યવાદ આપું છું.

શ્રી ગામ મેરાકુવાથી ઠાકોર ફતેસીંગ ગુલાબસીંગ લખે છે કે ગઇ સાલે તમારી ચોપડી નામે " ત્રિકાળદર્શક દર્પણ " પુસ્તક અમોએ મંગાવ્યું હતું તેમાંના કોઇપણ પ્રયોગથી અમોને હજારો રૂપીયાનો ફાયદો થયો છે માટે તમારા પુસ્તકની કીમત રૂ. ૫) રાખી છે પણ આ પુસ્તકની કીમત કોઇથી થઇ શકે [illegible] માટે આ પુસ્તક દરેક માણસોને રાખવા લાયક છે એવો મારો અભીપ્રાય છે. મુ. મેરાકુવા તાલુકે સાવલી પોસ્ટ ક્લોલ.

ગામ વીરપુરથી મહેતા શંકરલાલ દલસુખરામ લખે છે કે ત્રિકાળદર્શક દર્પણ નામના પુસ્તકથી અમોને ઘણો ફાયદો થયો છે.

ગામ ડભોલથી નથુરામજી લખે છે કે આપનું ત્રિકાળદર્શક દર્પણ મારા પાસે છે તે વાંચ્યા બાદ મેં જોયું તો તેમાંથી હકીકતો જાણવા મળી છે. તમારા પુસ્તકમાં વિદ્યા બુદ્ધિ [illegible] વિગેરે ઘણું છે તેથી મને ઘણો આનંદ થાય છે.

રૂપાલથી વ્યાસ શિવશંકર લલ્લુભાઇ લખે છે કે તમારાં પુસ્તકો ઉત્તમ છે ભવીષ્યવેત્તા તથા ત્રિકાળદર્શક દર્પણ બને પુસ્તકો વાંચ્યાં ને આપ કોઇ મહાત્મા પુરૂષ લાગો છો અને આપની બુદ્ધિ ચાતુર્યને ધન્ય છે.

મુંબઇથી પટેલ જોઇતારામ નાથાલાલ ઘણા માનથી લખે છે કે-ત્રિકાળદર્શક દર્પણ આપે જે પુસ્તક મોકલ્યું તે વાંચીને હું ઘણો આનંદ પામ્યો છું અને તેની દર કલાકે વાચવાની ફી રૂ. ૧) રાખી હોય તોપણ થોડી છે તેમાંના એક બે પ્રયોગો કરવાનો આપના અને સત્યનારાયણના પ્રતાપથી કરવાનો વિચાર છે.

થતાં તેની ચિંતા પ્રગટતા પહેલી જણાય છે. આ એક પ્રકારની વિચાર શકિતનું બળ છે. જેમને પરસ્પર પ્રેમ હોય છે તે એક બીજા પ્રતિ સ્વભાવથી સ્નેહથી આકર્ષાય છે માટે શરૂઆતમાં આ વિદ્યા શીખવા માટે જેના ઉપર આપણી પ્રિતિ હોય તેવા માણસોનો ઉપયોગ કરવો.

શરૂઆતમાં ઘરમાં પ્રયોગ કરવો, પ્રયોગ કરતી વખતે મન શાંત રાખવું, ચિત્તને સ્થિર કરવું, એક જગ્યાએ સ્થિર થઇ બેસવું. બીજા માણસને થોડે છેટે બેસાડવો, અને તેને પણ એકાગ્ર ચિતે શાંત થઇ બેસવા કહેવું. તે પછી એક કાગળની ભૂંગળી જેવું અથવા પોલી વંસની નળી રાખવી, તે નેત્રો આગળ રાખી તમારી પાસે પડેલી ચાર પાંચ વસ્તુમાંની માત્ર એકજ વસ્તુ સામું તાકીને જોઇ રહેવું અને તે વસ્તુ સંબંધી વિચાર કરો. એ વસ્તુ ઉપર જોવાથી તમારૂં મન તે વસ્તુના વિચારમા ગુંથાઇ એકાગ્ર થશે. એ પછી એ જે વસ્તુ હોય તેનો તમારા મનમાં વિચાર કરવો, જેમકે આ ઘડીઆળ છે, અથવા આ છબી છે, અથવા આ કલમ છે. એ પ્રમાણે તમારી પાસે પડેલી ઘણી વસ્તુઓમાંથી માત્ર એકજ વસ્તુ ઉપર તમારી નજર ચોટાડી રાખો અને તેનાજ વિચાર કરો આમ મન એકાગ્ર કરી પાંચ દસેક મિનીટ સુધી તે વસ્તુ સંબંધી વિચાર કરો. તે જોતા જવું ને તે સબંધી વિચાર કરતા જવું. આ વખતે મન શાંત રાખવું. બીજા વિચારને અંદર પ્રવેશ કરવા દેવો નહિં, શરીરના અવયવો પણ શીથીલ અને સ્થિર રાખવા. આ વખતે તમારો સ્નેહી કે જે તમારાથી થોડે દૂર અવળુ મોં રાખી બેઠો હોય તેના મનમાં તમારા વિચારની છાપ પડશે. તેને પણ શાંત અને શરીર શિથીલ રાખી બેસાડવો અને આંખો બંધ કરવી, અને તમે શો વિચાર મોકલો છો તે ગ્રહણ કરવા મનને એકાગ્ર કરવું, આથી તમારા મોકલેલા વિચારનો તેના મગજમાં વેગ પ્રગટશે; તેના હાથમાં એક કોરા કાગળનો કટકો રાખવો, એટલે તેને તમારા વિચારના વાતાવરણ અનુસાર ધુમાસ જેવું તે કાગળ ઉપર જણાશે. અને પછી તમે જે વસ્તુનું ચિંતન કરતા હશો તે વસ્તુ તે કાગળ ઉપર છે. એમ તેને જણાશે. અને પાંચ દસ મિનીટે, તેને પણ તેનો તેજ વિચાર આવશે. તમારા વિચારનાં આંદોલનો તેના મનમાં દાખલ થઇ તમે શો વિચાર કરો છો તે કહી શકશે. આમ દસ બાર મિનિટ કરવું, અને પછી થોડી વિશ્રાંતિ લેવી, વળી બીજી વસ્તુનો વિચાર કરવો, અને તેની સામે એકીટસે

જોઇ રહેવું. તે વિચાર પણ સામો મનુષ્ય કહી શકશે. આમ દિવસમાં બે ચાર વખત આ ક્રિયા કરવી. પછી પેલા માણસને તમારા જે વિચાર જણાયા હોય તે તેને લખી આપવા કહેવું. તે તમે ચિંતન કરેલી વસ્તુનુંજ નામ લખી તમને આપશે. શરૂમાં કદાચ જવાબ ખોટા પડે તો અવિશ્વાસુ ન બનવું. ધીમે ધીમે અભ્યાસથી જેમ જેમ વિચારની એકાગ્રતા વધશે, મન શાંત હશે તેમ તેમ તમારા મોકલેલા વિચાર બીજા ગ્રહણ કરશે, પછી બે માણસોએ નજીક બેસી પ્રયોગ કરવાને બદલે દૂર બેસવું, વળી બીજા ઘરમાં બેસવું, વળી તેથી દૂર જવું, એમ અંતર વધારતા જવું, આથી તમારા વિચાર તમારો સ્નેહી જાણી શકશે, તમારા સ્નેહીએ મોકલેલો વિચાર તમે જાણી શકશો અભ્યાસ, ખંત અને ધીરજથી આ વિદ્યા સિદ્ધ થઇ શકે છે.

આવી રીતે બે જણાએ સાથે બેસવું, એક જણને કહેવું કે તું તને યોગ્ય લાગે તે વિચાર કર, તે હું કહી શકીશ તેણે કોઇપણ એક ટુંકો વિચાર કરવો, મનમાં તેનો તે વિચાર કરવો, બીજાએ તેની પાસે બેસી મનને સ્થિર અને શાંત રાખી તે શો વિચાર કરે છે તે સાંભળવા પ્રયત્ન કરવો, પેલો મનુષ્ય જે વિચાર કરે છે તેજ વિચારો તમારા શાંત મનમાં અથડાશે, વારંવાર તમારા મનમાં પણ તેજ વિચાર આવશે, એટલે તમને ખાત્રી થશે કે આ વિચાર તે કરે છે તે તમે તેને કહી બતાવશો તો ખરોજ પડશે. શરૂઆતમા કદાચ જવાબ ખોટો પડે તો ચિંતા નહિં પણ અભ્યાસ વધતાં આ જવાબ ખરા જણાશે. આમ અભ્યાસ વધતાં નવી નવી વાતો અને વિચારો જાણવા પ્રયત્ન કરવો; પછી નજીક ન બેસતાં થોડે દૂર બેસવું. વળી બીજા ઘરમાં બેસવું, બીજે ગામ જઇ સંદેશા મોકલવા, લેવા એમ અભ્યાસ વધારવો. આથી આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી રીતે તમે બીજાના મનની વાત જાણી શકશો.

આમાં શાંત મનની અને ધૈર્યથી દરરોજ અભ્યાસ કરવાની જરૂર છે. રાતના એકાંત સ્થાને બેસવું, શાંતિથી, સ્થિરતાથી, વિશ્રાંત થઇ બેસવું, શરીર શિથીલ રાખવું. તેમાં આંખો મીંચવી, પાસે પડેલી એક બુક લઇ ઉઘાડવી, તે પુસ્તકનું કયું પાનું છે તેનો આંખો મીંચી થોડીવાર વિચાર કરવો. પછી તેનો જે નંબર તમારા મનમાં સ્ફુરે તે કાગળ ઉપર લખવો અને ચોપડીનું પાનું જોવું, શરૂઆતમા કદાચ નંબર હારફેર જણાશે પણ પછીથી ખરો નંબર આવશે.

આવી રીતે નેત્રો મીંચીને સામા મનુષ્યના હાથમાં કઇ વસ્તુ છે તે પણ શાંતિથી વિચારને એકાગ્ર કરતાં તમે કહી શકશો. અમુકના ગુંજામાં શી વસ્તુ છે તે પણ વગર જોયે કહી શકશો. આ બધામાં તમારા મનની શાંત સ્થિતિ અને વિચારોની એકાગ્રતાની વિશેષ જરૂર છે.

અભ્યાસ વધતાં તમે આશ્ચર્યજનક ચમત્કારો કરી શકશો. જેમ શરૂઆતમાં એકડો વારંવાર ઘુંટતાં પછી તે વાંચતાં લખતાં શીખી શકે છે તેમ તમને શરૂઆતમાં કદાચ આ વિદ્યા અઘરી જણાશે. કોઇ જવાબ ખોટા પણ પડશે પણ પછીથી જ્યારે તમારો અભ્યાસ બહુજ વધી જશે ત્યારે તમે આશ્ચર્યજનક વાતો જાણી શકશો. આમ સામા મનુષ્યની મનની વાત તમે જાણી શકશો. તમારા મનની વાત સામા મનુષ્યને જણાવી શકશો, અમુક જગ્યાએ શું છે તે જાણી શકશો. આમ જેમ જેમ અભ્યાસ વધશે તેમ તેમ તમે સામા મનુષ્યના મનમાં શું વિચાર ચાલે છે તે કહી તેને આશ્ચર્ય ઉપજાવી શકશો. ઘણા મહાપુરુષોમાં આ સામર્થ્ય હોય છે. તેમને કોઈ મળવા આવે ત્યારે તે તેને કહે કે: " તમે અમુક કામ માટે આવ્યા હો, અમુક પ્રશ્ન પૂછવાની તમારી ઇચ્છા છે, અમુક ગામથી તમે આવ્યા હો." આવી આ મનની વાતો કહી આ મહાપુરૂષ તે ઘણા મનુષ્યને આશ્ચર્ય પમાડે છે. તેની મહા પુરૂષ ઉપર શ્રધ્ધા બેસે છે, અને આવી દૈવી વિદ્યા પ્રાપ્ત થવી એ કાંઇ રહેલી વાત નથી. વધુ અભ્યાસ, ધૈર્ય અને ખંતની જરૂર છે. શીખવા બેસે કે તરત ના પણ આવડે, પણ જો અવિશ્વાસ ન રાખે અને ખંતથી, ધૈર્યથી અભ્યાસ ચાલુ રાખે તો જરૂર આ વિદ્યા સિદ્ધ થાય છે.

---

## પ્રકરણ ૪૩ મું.

---

## વ્યવહારમાં ધારેલી ઇચ્છા સિદ્ધ કરવી.

આ વિદ્યાનો બધો આધાર મનની સ્થિરતા ઉપર છે. શાંત રહેનારા, ઘડી ઘડીમાં ગુસ્સે નહિં થઇ જનારા, આ વિદ્યા સ્હેલાઇથી સિધ્ધ કરી શકે છે. વ્યવહાર પણ આ વિદ્યાથી સિધ્ધ થઇ શકે છે. ધારેલી ઇચ્છા સિધ્ધ કરવા માટે આ વિદ્યા વધુ ચમત્કારીક ફળ આપનારી છે. તમારે ધન મેળવવું હોય, તમારે અનેક મિત્રો કરવા

હોય, તમારે અનેક મનુષ્યોને તમારી ઇચ્છાપ્રમાણે કામ કરવા ફરજ પાડવી હોય તો પણ આ વિદ્યા તમને લાભકર્તા થઇ પડશે.

આ માટે તમારે શાંત, એકાંત સ્થાનમાં બેસવું. સ્થિર થઇ, શરીરના અવયવો શિથિલ રાખી બેસવુ. ગમે તો પાટલા ઉપર બેસો, ખુરશી ઉપર બેસો કે આરામ ખુરશી ઉપર બેસો, મન શાંત રાખો, મનને જરા પણ તંગ થવા દેવું નહિ, પછી શાંત એકાગ્ર વિચાર કરી તમારે જે વસ્તુની ઇચ્છા હોય તે ઇચ્છા સિધ્ધ થાય તેવો વિચાર કરો. એક કાગળના કકડા ઉપર એ વિચાર ટુંકમાં લખી કહાડો. "મારી અમુક ઇચ્છા સિધ્ધ થાઓ," એ પ્રકારનું વાકય લખો જો કોઇની સાથે સ્નેહ વધારવો હોય તો લખો કે "મને અમુક માણુસની સાથે મિત્રતા થાય" "અમુક માણસ મારી ઇચ્છા પ્રમાણે વર્તે" આ પ્રકારે તમારે જે ઇચ્છા સિધ્ધ કરવી હોય તે ઇચ્છાની મતલબ એક કાગળમાં લખો. પછી આરામખુરશીમાં શાંત થઇ સુતા સુતા એકાગ્ર ચિત્તે એ કાગળ વાંચો. તેના અર્થનું મનમાં ચિંતન કરો, તે વાકય પ્રતિ જોઇ તેનાજ વિચાર કર્યા કરો, શાંત રીતે વિચાર કરતા તેજ વાકય વાંચી તેનું ચિંતન કરવું. આમ દિવસમાં એક બે વાર પા અર્ધો કે પોણો કલાક એકાંતમાં બેસી એમ શાંત પણે વિચાર કરો. એ ઇચ્છા સિદ્ધ થતાં સુધી રોજ એ ક્રિયા કર્યા કરો. જો એ ઇચ્છા પ્રમાણે તમે યોગ્ય હશો એ ઇચ્છા વ્યાજબી હશે તો તમે જરૂર થોડા દિવસમાં તમારી એ ઇચ્છા સિદ્ધ થયેલી જોશો. આ વાતની કોઇને ખબર પડવા દેવી નહિં, તમે શો વિચાર કરો છો, શી ઇચ્છા કરો છો, શું ચિંતન કરો છો, કે શી ક્રિયા કરો છો તેની કોઇને ખબર પડવા ન દેવી. ગુપ્તપણે આ ક્રિયા કરવી. આથી વિચારનાં મજબુત આંદોલનો ઉત્પન્ન થશે. અને તે કાર્ય સાધક બની તમારી ઇચ્છા સિદ્ધ કરાવશે, જે વસ્તુ મેળવવાની તમને ઇચ્છા હશે તે તમારા પ્રતિ આકર્ષાઇ આવશે.

આ ઇચ્છા કરતી વખતે બરોબર વિચાર કરીને ઇચ્છા કરવી. જે વસ્તુ મેળવવા માટે તમે તમને પોતાને લાયક માનતા હો અને કોઇનું પણ અહિત ન થાય તેવી ઇચ્છા કરજો, જો અઘટીત ઇચ્છા કરશો, કે તમારી યોગ્યતા ન હોય તેવી ઇચ્છા કરશો તો તે સિદ્ધ નહિ થાય. માટે વ્યાજબી પવિત્ર ઇચ્છા કરવી. ઇશ્વરી નિયમનું ઉ-

# ભાગ ૫ મો

## ચિત્ર નં. ૪.

## વ્યવહારમાં ધારેલી ઇચ્છા સિદ્ધ થાય

ઇચ્છા સિદ્ધ કરવા માટે એકાંત સ્થાનમાં જવું, ત્યાં જઈને ખુરશીમાં બેસવું અને જે ઇચ્છા સિદ્ધ કરવી હોય તેનું એક કાગળ ઉપર લખવી ને તે એક ચિત્તે તેને વારંવાર વાંચવું ને તેના વિચારો કરવા, તે નીચેના ચિત્રમાં જોવાથી વધુ સમજાશે.



ઉપર મુજબ કરવાથી ધારેલી ઇચ્છા સિદ્ધ થાય છે.

## ભવિષ્યવેત્તા માટે તેનો લાભ લેનારા શું કહે છે ?

મુંબઇથી હોરમસજી ક્રા. દમણીઆ લખે છે કે; આપનું ભવિષ્યવેત્તા પુસ્તક ધ્યાનથી વાંચ્યું. પુસ્તક ઘણુંજ કામનું થઇ પડશે એમ હું ધારું છું.

મુંબઇથી બાબુભાઇ સુખલાલ લખે છે કે આપનું ભવિષ્યવેત્તા પુસ્તક અમને ઘણુંજ ઉપયોગી થઇ પડયું છે.

ડભોઇથી મંગળભાઇ હાથીભાઇ દેસાઇ લખે છે કે; ભવિષ્યવેત્તા વાંચી જોતાં જણાય છે કે તેમાં ચાલુ કાળને જોઇ મનુષ્યના અનુકુળ પડે તેવી રીતે જ્યોતિષ વિદ્યાનું સ્વરૂપ વર્ણન કરવામાં આવેલું છે તેથી સજ્જનોને જ્યોતિષનું જ્ઞાન સંપાદન કરવા અતિ ઉપયોગી છે આશા રાખું છું કે ધર્મજીજ્ઞાસુ સજ્જનો ગ્રંથકર્તાને ઉત્તેજન આપશે.

રાણાપોરથી વિઠલજી લખમીચંદ લખે છે; આપના તરફથી ભવિષ્યવેત્તાનુ પુસ્તક આવ્યું તે વાચી જોતાં આપે ઘણો શ્રમ લઇ સંતોષકારક બનાવેલું છે. આર્યભૂમિમા આપ જેવા વિદ્વાન પુરૂષોના શ્રમથી આર્ય લોકોને ઘણો લાભ થયો અને થશે એમ આશા રાખીએ છીએ.

ઘોઘાથી—સૈયદ ફેજુમીયાં દાઉદમીયાં લખે છે કે; આપનું ભવિષ્યવેત્તા અમોને ઘણું ઉપયોગી થઇ પડયું છે, હું મુસલમાન છુ તો પણ બ્રાહ્મણ કરતાં સારૂં કામ આપના ભવિષ્યવેત્તાના પ્રતાપથી કરી શકું છું. મેં મારા મિત્રોનાં કામ ભવિષ્યવેત્તા ઉપરથી કરેલાં છે. મેં તેની નજુમની કીતાબની બરોબરી કરી હતી તે જોતા તે ખરી નજુમ છે. હૂં તેના ઉપરથી જે જે કામ કરૂં છું તે સાચાં અને ખરાં થાય છે, આપનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. હું આપની મહેનતને ધન્યવાદ આપું છું.

કોડીનારથી શીવશંકર દયારાંમ લખે છે કે; આ પુસ્તક ઉપરથી ભવિષ્યની વાત જાણી શકાય છે. તેને કામદુર્ગા માય કહી શકાય. ભવિષ્યવેત્તા ઘણુંજ ઉપયોગી છે. જેથી તેને દરેક લેવું જોઇએ.

ઘોઘાબંદરથી શા જયન્તિલાલ દુર્લભદાસ લખે છે, આપનું ભવિષ્યવેત્તા વાંચી તેમાના ઘણા પ્રશ્નો અમે ધારેલા કામ પ્રમાણે ઘણા ઉપયોગી થઇ પડયા છે. મેં મારા મિત્રના છોકરાની જન્મોતરી આ પુસ્તક ઉપરથી કરી તો તે સર્વે વાતે સિદ્ધ અને બરોબર છે.

ભવિષ્યવેત્તા—લીંબડીથી શુકલ ચુનીલાલ શામળજી લખે છે. ભવિષ્યવેત્તા પુસ્તક પહોંચ્યું તો ઘણુંજ ઉપયોગી તથા સારૂ છે.

ઉલ્લંઘન થાય તેવી પાપી ઇચ્છા સિદ્ધ નહિં થાય, પણ જે ઇશ્વરી નિયમાનુંસાર હશે તે તમને મળશે. આ ક્રિયા તમે સિદ્ધ કરો, પવિત્ર થઇ માગણી કરો તો તમારી મનની વાત સિદ્ધ થશે. તમે દ્રવ્ય મેળવવા ઇચ્છા કરશો તો તે તમને મળશે; દ્રવ્ય મેળવી આપનાર અનેક માર્ગો તમારી પાસે રજુ થશે. તમે કોઇને તમારી પાસે બોલાવવા ઇચ્છશો એટલે તે તમારી પાસે આવશે, તમારૂં કામ કોઇની પાસે કરાવવા ઇચ્છશો તે તો તમારૂં કાર્ય કરી આપશે, એમ આ વિદ્યાથી તમે ઘણું ઘણું મેળવી શકશો. આ સાચી વિદ્યા છે.

બીજાના મનની વાત જાણવાની. આપણા વિચાર દ્વારા બીજાને સંદેશો પહોંચાડવાની આ પવિત્ર વિદ્યા છે, ધારેલી વસ્તુ મેળવી લેવાની આ ચમત્કારિક વિદ્યા છે. આ વિદ્યા અભ્યાસથી સિદ્ધ થશે. તેમ વિચારની સ્થિરતા પ્રકટાવી મનને શાંત અને સ્થિર કરો. આ વિદ્યાનો બધો આધાર વિચારશકિત ઉપર છે. જો તમારી ઇચ્છા શકિત તીવ્ર હશે તો તમને આ વિદ્યા સાધવી સ્હેલી જણાશે.

આ પ્રમાણે માઇન્ડ રીડીંગની અથવા તો સામા મનુષ્યના મનની વાત જાણી લેવાની આ વિદ્યા તમે સિદ્ધ કરી દૈવી લાભ મેળવી શકશો.

આ વિદ્યાના પ્રતાપથી તમે તમારી સ્થિતિ ઉચ્ચ બનાવી શકશો. વ્યવહારમાં સર્વોત્કૃષ્ટ સિદ્ધિ મેળવી શકશો. આ કાંઇ સામાન્ય વિદ્યા નથી, આ વિદ્યાના ચમત્કારો તો તમે જ્યારે આ વિદ્યા સિદ્ધ કરશો ત્યારેજ જણાશે આ વિશ્વમાં જે ઇશ્વરી તત્ત્વ પ્રસરી રહ્યું છે, ઇશ્વરી વ્યવસ્થા કરી રહ્યું છે તેજ તત્ત્વ તમારામાં પણ છે અને તે તત્ત્વ તમારી આ ઇચ્છા સિદ્ધ કરાવશે તમારા સંદેશા તે બીજે લઇ જઇ તેને તમારા પ્રતિ આકર્ષીને આવવા પ્રેરણા કરશે. અને આ વિદ્યાનો જેમ જેમ અભ્યાસ વધારશો તેમ તેમ તમે ન સમજી શકો, ન જાણી શકો, ન અનુભવી શકયા હો તેવી રીતે તમારાં કાર્ય સિદ્ધ થતાં જશે. જેને મળવાની ઇચ્છા કરશો તે તમારી પાસે હાજર થશે, જે મેળવવાની ઇચ્છા કરશો તે વસ્તુ તમારી પાસે હાજર થઇ જશે તે જેની પાસે હશે તેને તે વસ્તુ તમારી પાસે લઇ આવવાની આંતર પ્રેરણા થશે. અને એવી રીતે આ વિદ્યાથી આવાં આવાં ચમત્કારીક કાર્યો સિદ્ધ થયેલાં તમે જોશો, તમારો વ્યવહાર અને પરમાર્થ ઉત્તમ પ્રકારે સધાશે. આ દૈવી વિદ્યા છે. તે ગુપ્ત વિદ્યા છે તમે તેને ગુપ્ત રાખજો જેમ ગુપ્ત રાખશો તેમ તેના ચમત્કાર તમને વધુ જણાશે અમે તો માત્ર પરોપકારાર્થે તેને પ્રકાશિત કરીએ છીએ.

---



# શ્રી ચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૬ ઠો

### અંતર્દષ્ટિથી ભૂત ભવિષ્ય વર્ત્તમાન ત્રણે કાળની વાત જાણવાની કળા

### પ્રકરણ ૪૪ મું

### આત્મશક્તિની દિવ્ય દૃષ્ટિ

વિચારશક્તિને એકાગ્ર કરવાની કળા આગલા ભાગોમાં આવી ગઇ જેઓ મનને સ્થિર કરી આત્મા સાથે તેને એકાગ્ર કરે છે તેમનામાં આત્મશક્તિ જાગ્રત થાય છે. આત્મશક્તિની દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થતાં તે ભૂત ભવિષ્ય અને વર્ત્તમાનની વાત જાણી શકે છે, તે માણસ અહીં બેઠો હોય તેમ છતાં દૂર દેશાવરમાં અત્યારે શું બને છે. તે નજરે જોઇ કહે તેવી રીતે જાણી શકે છે; આ વિદ્યા પણ અભ્યાસથી સિદ્ધ થઇ શકે છે. જેમ મનને શાંત રાખી એકાગ્ર કરવાથી બીજાના મનની વાત જાણી શકાય છે તેમ મનને શાંત રાખી જેમ જેમ એકાગ્રતા વધારવામાં આવે છે તેમ તેમ તેની અંતરદૃષ્ટિ ખુલતી જાય છે. અને ઘણે દુરની વસ્તુ જોઇ શકે છે, ભૂત કાળમાં શું બન્યું હતું, ભવિષ્ય કાળમાં શું બનશે તે સર્વ તે જાણી શકે છે.

મહા પુરુષો, સિદ્ધો, યોગીઓમાં આ વિદ્યા આપણે જોઇ શકીએ છીએ, યોગથી ચિત્તવૃત્તિને એકાગ્ર કરી તેમણે પોતાની અંતર્દષ્ટિને ઉઘાડી હોય છે. તેમનાં જ્ઞાન ચક્ષુ ખીલી ગયેલાં હોય છે. દૂર દૂર બનતા બનાવો તે નજરે જોતા હોય તેવો અનુભવ કરી આપણને કહી શકે છે. ભવિષ્યમાં શું બનશે, ભૂતકાળમાં શું બની ગયું તે

સર્વ તે એકાગ્ર થતાં જોઇ જાણી શકે છે. આ અંતરદૃષ્ટિ જેની ઉઘડી છે તે ત્રિકાળજ્ઞાની બની શકે છે.

સર્વ કાર્ય અભ્યાસથી સિદ્ધ થાય છે એ વાત આપણે જાણી આગલા પ્રકરણોમાં બતાવેલી ક્રિયાઓ તમે સિદ્ધ કરી હશે તો આ ક્રિયા તમને સ્હેલી જણાશે.

શરૂઆતમાં પહેલા પગથીયાથી ચઢવું. કોઇ પણ વસ્તુને પારખી કાઢવાની શક્તિ કેળવવી. આંખો બંધ કરી પછી તમે તમારા હાથમાં કોઇ વસ્તુ લ્યો, અને તે શી ચીજ છે તે કહેવાની કળા શીખો આ માટે તો પ્રથમ તમારે દરેક વસ્તુનો અભ્યાસ કરવો. દરેક બાબતના મનમાં સંસ્કારો પડે છે એ આપણે જાણીએ છીએ. તમે કોઇ વસ્તુ જુઓ એટલે તે વસ્તુ શી છે, શાની બનેલી છે. શા તેના ગુણ છે વિગેરે ઉપરાઉપરી તમને વિચાર આવશે, તેની છાપ મન ઉપર પડશે આવી રીતે મનુષ્ય કોઇ પણ વસ્તુ હાથમાં લે છે, એટલે તેનો સ્પર્શ થતાં તે કઇ વસ્તુ છે તે જાણી શકે છે. જે વસ્તુ ખધી હોય તે વસ્તુ ખાવામા આવે તો તેના સ્વાદથી તે શી વસ્તુ છે તે કહી શકાય છે, જેનો રાત દિવસ હાથે સ્પર્શ કર્યો હોય તે વસ્તુનો આંખો બંધ કરીને સ્પર્શ કરવામાં આવે તો તે ઓળખી શકાય છે કે તે શી વસ્તુ છે આમ જે જે વસ્તુ જેવામાં આવે. ખાવામાં આવે કે જેનો જેનો સ્પર્શ કરવામાં આવે તે વસ્તુ શી છે તેના મન ઉપર વારંવાર સંસ્કાર પડે છે. પછી તે વસ્તુ આંખો મીંચીને હાથ વડે કે જીભ વડે પારખી શકાય છે.

આંધળાઓ વધુ અભ્યાસથી ચોપડી હાથ ફેરવી તેના ટાઇપને હાથનાં આંગળાથી સ્પર્શ કરીને વાંચી શકે છે. આવી રીતે આંધળા મનુષ્યો સતાર કે હારમોનિયમ પણ વગાડી શકે છે, આમ સ્પર્શથી મનમાં લાગણી થાય છે, અને એ લાગણીથી તે અક્ષરો ઓળખી શકે છે. આવી રીતે એક વસ્તુ ઘણી વાર આપણા હાથમાં આવી હોય તેને આંખો મીચ્યા છતાં પણ આપણે ઓળખી શકીએ છીએ. આમાં વસ્તુને સ્પર્શ કરીને ઓળખી કાઢવાનો વારંવાર અભ્યાસ કરવો. તે માટે અનેક વસ્તુઓ મેળવવી. તેનો સ્પર્શ કરવો, તેનું અવલોકન કરી, વિચાર કરવો. પછી તે વસ્તુ આંખો મીંચી ઓળખી કાઢવા પ્રયત્ન કરવો. તેવી રીતે અનેક ચીજોનો અભ્યાસ કરવો, પથ્થર, કકડા, લોખંડની કે પીતળની સળી, કાપડ, ગરમ, સુતરાઉ કે રેશમી,

આમ અનેક ચીજોનો સ્પર્શ કરી તેને પારખી કહાડવાની શકિત કેળવવી, જેમ જેમ વસ્તુનો સ્પર્શ કરશો, તેનો વિચાર કરશો તેમ તેમ તમારા મન ઉપર તેની અસર થશે, તે હાથમાં આવતાં તમને ખબર પડશે કે આ શી વસ્તુ છે. આમ નજરે જોઇ. વળી આંખો મીંચીને તે પારખી કાઢવાનો અભ્યાસ કરો.

આવી રીતે કોઇના કાગળ તમારા ઉપર આવે તે જોઇ વાંચી શી અસર થાય છે તે તપાસો, પછી બીડેલા કવરો આવે તે ઉઘાડયા વગર તે પત્રથી તમારા મન ઉપર શી અસર થાય છે તે જુઓ. એમ અભ્યાસ કરતાં એ પત્રની તમારા મન ઉપર લાગણી થશે. ઘણી વાર આવો પત્ર હાથમાં આવતાં હર્ષ થાય તો તેમાં હર્ષની વાત લખેલી છે એમ માનો, તે જોઇ ખેદની લાગણી થાય તો તેમાં ખેદની વાત છે એમ માનો, શરૂઆતમાં ભૂલ થાય પણ વારંવાર વિચાર કરવાની, તેનાથી તમારા મનમા શી લાગણી થઇ તે પારખી કાઢવાની શકિત કેળવશો તો તમને તેની અસર થયા વગર નહિં રહે.

આ માટે પણ શાંત જગ્યામાં બેસી અભ્યાસ કરવાની જરૂર છે. તે પત્ર કે વસ્તુ હાથમાં લેતાં આનંદ થાય તો નીરોગી કે આરોગ્યના સમાચાર જાણવા. પ્રથમ કાંઇ વસ્તુ હાથમાં લ્યો, તેથી તમારા મન ઉપર શી અસર થાય છે તે પારખી કાઢો, આ રીત જો બંધ બેસી જાય છે તો તે પત્રની અંદર શું લખ્યું છે તે પણ જાણી શકાય છે. વસ્તુ હાથમાં ઝાલતાં મન ઉપર શું અસર થઇ તે તરત કહેવાની ટેવ રાખવી. પછી ખાત્રી કરવી, શરૂમાં તમારી વાત સાચી ન જણાય પણ અભ્યાસ વધતાં તમારી વાત સાચી પડશે.

કોઇ વસ્તુ માટે કોઇ તમને કંઇ પ્રશ્ન પૂછવા આવે તો તેનો પણ તમે આ વિદ્યાથી સાચો જવાબ આપી શકો છો. જો કોઇ વસ્તુ તમારા હાથમાં આવે. પત્ર આવે કે બીજી વસ્તુ તમે પકડો અને તેથી તમારા મનમાં ઉદાસી પ્રકટે તો સમજજો કે કાંઇ ખરાબ વાત બનવાની છે, જો, ભય ઉપ્તન થાય તો સમજજો કે કંકાસ થવાનો સંભવ છે, એકદમ આનંદ થઇ આવે તો કાંઇ આશા સાચી પડવા સંભવ છે, મોં ફીકું પડી જાય તો કોઇનું મરણ નજીક છે સમજવું, જો ઓચિંતો નિસાસો નંખાઇ જાય તો લોભના સમાચાર જાણવા, આમ તે તે વસ્તુથી તમારા મનમાં જે લાગણી થાય તે પ્રમાણે તમારે વિચાર કરી તેનું પરિણામ સમજવું. કોઇ પ્રશ્ન પૂછે તો તેને અનેક

વસ્તુમાંથી એક લઇ તમને આપવા કહેવું. તે વસ્તુ તમારા હાથમાં આવતાં તમારા મનમાં સારી, ખોટી જે લાગણી થાય તે ઉપરથી તેનું પરિણામ જણાવજો.

આમ સ્પર્શશકિત પારખવાની કળા વધુ ખીલતી જશે એટલે તરત તરત તમારા મન ઉપર તેના સારા ખોટાની અસર થશે, અને તેથી તમે તેના ખરા જવાબ આપી શકશો. પત્રમાં શું લખ્યું છે તે પણ કહી શકશો.

આ વિદ્યાનો રાત્રે શાંત સ્થળે અભ્યાસ કરવો એકાદ કલાક હમેશાં પ્રયોગો કરો. પછી તેની ખાત્રી કરવી, એકાગ્રતાથી શાંત થઇ પૂર્ણ વિચારથી પ્રયોગ કરજો. કોઇ પણ પત્ર હાથમાં લઇ આંખો મીંચી તે કોના તરફથી આવ્યો છે તેનો વિચાર કરજો. શાંત વિચારના તમે હશો તો જેના તરફથી તે પત્ર આવ્યો હશે તેનું નામ તમારા મનમાં સ્ફુરશે, એટલે તેની ખાત્રી કરજો. આમ કાગળની વાત તમે કહી શકશો. રોગો પણ આ વિદ્યાથી પારખી શકાય છે.

આ વિદ્યાનું આ પ્રથમ પગથીયું છે. નાની નાની વસ્તુઓ પારખયા પછી આગળ જ્ઞાન મેળવી શકાય છે. આંખો મીંચી પ્રથમ તો કઇ વસ્તુ છે તે પારખતાં શીખવું, અનેક વસ્તુમાંથી એક વસ્તુ પારખી કાઢતાં શીખવું, કાગળમાં શું લખ્યું છે તે કહેતા શીખવું જેમ જેમ વિદ્યા સિદ્ધ થતી જાય તેમ તેમ આગળ વધવું.

## પ્રકરણ ૪૫ મું.

### ભવિષ્યની વાત જાણવાની કળા.

મન વધુ એકાગ્ર થતું જશે તેમ તેમ તેની શકિત વધતી જશે. તે પછી ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાતો પારખતાં શીખશે. તે પછી કઇ વસ્તુ કયાં છે, કયે સ્થળે હાલ શું બને છે, અમુક દિવસે શું બનશે વિગેરે વાતો જાણી શકાશે. શેર સટ્ટામાં લાભ થશે કે નહિ તે જાણી શકાશે. કયો વેપાર કરવાથી લાભ મળશે, ધંધો સ્વતંત્ર કરવો કે ભાગમાં કરવો, ધધામાં વિઘ્ન આવશે કે કેમ, આફતમાંથી શી રીતે બચવું, ચોરાઇલી મિલ્કત કયાં છે, તે કેવી રીતે મળશે, અમુક રોગ ઉપર શી દવા કરવી વિગેરે સંબંધી સાચા જવાબો

તમને સ્ફુરી આવશે. શરૂઆતમાં જવાબ સાચા ન પડે પણ અભ્યાસ વધતાં જવાબ સાચાજ મળશે. આમાં જેમ જેમ મન શાંત થતું જાય છે, અને વિચાર એકાગ્ર થાય છે તેમ તેમ સારૂં પરિણામ આવે છે. કોઇ પ્રશ્નનો વિચાર કરી શાંત થઇ જવાબની રાહ જોવી એટલે તમારા મનમાં તે જવાબ સ્ફુરશે, ચોકકસ માણસોનાં નામ, વખત જે બનવાનું હોય તે તમને સ્ફુરશે. અને તે સાચાજ પડશે.

મનુષ્યને પરમાત્મએ મગજ આપ્યું છે. એ મગજમાં રહેલી જ્ઞાનશકિતને ખીલવવાથી આવી અદભૂત વિદ્યા શીખી શકાય છે. જેઓ મનને કેળવે છે, સ્થિર કરે છે, તેઓ સારી રીતે ભૂત ભવિષ્યની વાત કહી શકે છે. આ વિદ્યાથી અંતરદષ્ટિ ઉઘડી જાય છે પછી દરેક બનાવ જાણે નજરે જોતા હોઇએ તેવી રીતે જણાય છે. અનુમાનની વાત પછી હોતી નથી. જેમ સ્વપ્નમાં કોઇ દેખાવ જોઇએ તેમ ચિત્ત એકાગ્ર થતાં તરત જે પ્રશ્ન પૃછયો હોય છે, કે જે જાણવાની ઇચ્છા હોય છે તેનું દશ્ય મનમાં ઉભું થાય છે, અને તે સાચુંજ પડે છે. ઘણા જ અભ્યાસના અંતે આ દષ્ટિ ખુલે છે અને પછી તે યોગી અને સિદ્ધની માફક એકાગ્ર થઇ ભૂત ભવિષ્યના પ્રશ્નોના સાચા જવાબ આપી શકે છે.

આમાં વિચારની સ્થિરતા, મનની શાંત સ્થિતિ એ બહુ ઉપયોગી છે, પ્રથમ મન સ્થિર થતાં તે આત્મા તરફ વળે છે, અને આત્મા તરફ વળતાં જગતના સંબંધ છોડે છે. આત્માની સાથે એકાગ્રથતાં આત્માની દૈવી શકિતઓ પ્રકટ થાય છે, નિરાવરણ દષ્ટિ પ્રાપ્ત થાય છે. અને જેમ આંખોથી સર્વ જોઇ શકીએ તેમ સર્વ નિરાવરણ દષ્ટિથી જોઇ શકાય છે. આ વિદ્યા સ્હેલી નથી, પણ આગલાં પ્રકરણોમાં કહ્યા પ્રમાણે વિચારની સ્થિરતા થઇ હશે. મનની શાંતિ જાળવી રાખી હશે એ અભ્યાસ બરોબર પરિપકવ થયો હશે. તો તમે આ અંતર્દષ્ટિને ખીલવી શકશો, આ અભ્યાસ રાત્રે કરવો ઠીક પડશે. તે વખતે એકાંત સ્થાને, શાંત રીતે બેસી પછી મનના વિચારો કાઢી નાંખવા. થોડી વાર સંકલ્પવિકલ્પ કરવા છોડી નિઃસંકલ્પ બની જવું. કોરા કાગળ માફક મનમાં એક પણ વિચાર આવવા ન દેવો. આમ બે મિનિટ, પાંચ મિનિટ જેમ વધુ રહી શકો તેમ રહેવાનો અભ્યાસ કરવો.

આમ નિઃસંકલ્પ સ્થિતિ થવી એ અંતર્દષ્ટિને જલ્દી ઉઘાડ-

વાની ઉપયોગી કળા છે. વિચાર એક પણ આવવા દેવો નહિં. પ્રથમ બેસતા પહેલાં જે વસ્તુ જાણવા ઇચ્છા હોય તે ઇચ્છા કરી પછી બેસવું. થોડી વારે તમારા નિઃસંકલ્પ મન ઉપર તમારી ઇચ્છાનો જવાબ સ્ફુરી આવશે. જેમ ટકોરાવડે વારંવાર વાત કહેવામાં આવે તેમ એ જવાબ વારવાર તમારા મનમાં સ્ફુરશે. એના મેળે, એટલે તમે સમજી શકશો કે આ જવાબ આવ્યો.

અમુક સ્થળે અત્યારે શું બને છે તે જાણવા પણ તમે આવી રીતે અભ્યાસ કરી શકશો. અને પરિણામે સાચી વાત જાણી શકશો. જેમ અંતરની એકાગ્રતા વધુ તેમ આવી ભવિષ્યની વાતો જાણવાની તમારી શકિત વધતી જશે. સઘળો આધાર અંતરની એકાગ્રતા ઉપરથી મનની સ્થિરતા, શાંતિ અને ચિત્તવૃત્તિની એકાગ્રતા સિદ્ધ થતાં તમે ભૂત, ભવિષ્યને વર્ત્તમાન કાળની વાત જાણી શકો છો. આ માટે રોજ થોડો થોડો અભ્યાસ કરતા જાઓ. શરૂઆતમાં સાચી વાત ન જણાય તો ગભરાવું નહિ, અવિશ્વાસુ બનવું નહિ. વિદ્યા સાચી છે. તે પ્રયત્નના અંતે તમને સિદ્ધ થયેલી જણાશે.

આપણા ત્રિકાળજ્ઞાની મુનિઓ તે જાણતા તેમણે તે પોતાનામાં સિદ્ધ કરી હતી જેમ શરૂઆતમાં એકડો ઘુંટતાં વાર લાગે પણ વધુ અભ્યાસ થતાં સ્હેલાઈથી ઝપાટા બંધ લખી શકે છે પછી તેને વિચાર કરી કરીને અક્ષરો લખવાના નથી હોતા. તેમ શરૂઆતમાં આ વિદ્યા અઘરી જણાય. તમારા જવાબ સાચા ન પડે તો ચિંતા નહિં. વધુ અભ્યાસ વધતાં તમે સર્વ સારી રીતે સાચું જાણી શકશો અંતર્દષ્ટિ ઉઘડતા તમારી દૃષ્ટિ નિરાવરણ બનશે. તમે કાચની પેલીપારની વસ્તુ જેમ જોઈ શકો તેમ વચમાં ભીંત હોય છતાં પાર શું છે તે જોઇ શકશો. ભવિષ્યમાં શું બનશે તે પ્રત્યક્ષ અનુભવી કહી શકશો.

આ વિદ્યાથી તમે અનેક વાતો જાણી શકશો, વ્યવહારનાં અનેક મુશ્કેલીનાં કાર્યો સાધી શકશો, કારણ તે સિદ્ધ કરવાનો સાચો માર્ગ તમને જણાશે. અનેકનું ભલું કરી શકશો ને કરો તે અન્યનું ભલુ કરવાની ઇચ્છાથી કરજો. કોઇના અહિતની વાત તેને કહી અત્યારથી ગભરાવી ન મૂકશો, પણ તેનું હિત થાય તેવા માર્ગો તમે આ વિદ્યા દ્વારા જાણી તે તેને કહેજો.

આમ આ વિદ્યાથી ભૂત ભવિષ્યને વર્ત્તમાનની વાત જાણી શકાય છે. તેને માત્ર અભ્યાસથી ખીલવવાની જરૂર છે.



# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૭ મો.

### પ્રેતાત્મશાસ્ત્ર

### પ્રકરણ ૪૭ મું.

### પ્રેતલોક-સિદ્ધયોગ

### પરલોક સત્ય છે, મનુષ્યની મૃત્યુ પછીની સ્થિતિ

एको देवः सर्व भूतेषु गूढः सर्वव्यापि. सर्व भूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्व भूताधिवासः साक्षीचेताः केवलो निर्गुणश्चा ॥

શ્વેતાશ્વતરી ઉપનિષદ

આ વિશ્વના કર્તા વિશ્વંભર પરમાત્મા છે, તે સર્વ શક્તિમાન, સર્વજ્ઞ, એક, અદ્વિતિય, સનાતન અને અનંત છે. તેજ અનન્ત જ્ઞાન. અનન્ત શક્તિ, સર્વાશ્રય, સર્વવ્યાપી પરમાત્મા છે. તે પ્રેમ સ્વરૂપ છે.

જીવ અનેક યેનીઓમાં જન્મ લઇ ક્રમથી ઉન્નત દશાને પ્રાપ્ત થતાં આ જડજગતમા મનુષ્યરૂપે જન્મે છે. જડદેહનો ત્યાગ કર્યા પછી તે આ આંખોથી ન જોઇ શકાય તેવા અધ્યાત્મ જગતમા સૂક્ષ્મશરીર ધારણ કરે છે.

હિંદુધર્મશાસ્ત્ર પિતૃઓને માને છે. પિતૃઓના સદ્‌ગતિ માટે તેના મરણ પાછળ શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરે છે આજકાલ પશ્ચિમના સંસ્કારો જેમનામાં જડ ઘાલી બેઠા છે તેવા મનુષ્યો મરનારની પાછળ શ્રાદ્ધ કરવું એને મિથ્યા ધતિંગ માને છે. જેઓએ કહેવાતી ઉંચી કેળવણી લીધી હોય છે તેઓમાંના ઘણાના મન ઉપર પાશ્ચિમાત્ય સંસ્કારોએ સારી અસર કરેલી હોય છે. અને જેમ જેમ તેમનામાં પશ્ચિમના સુધારાની અસર વધુ થઇ ગઇ છે તેમ તેમ તેઓ હિંદુધર્મ

શાસ્ત્રો તો પાખંડથી ભરેલાં છે, તેમાં લખેલા નિયમો બ્રાહ્મણોએ સ્વાર્થ સાધવા લખ્યા છે એમ માની લોકોને મનાવવા પ્રયત્ન કર્યો છે.

સનાતન હિંદુધર્મના સિદ્ધાંતો સનાતન સત્ય છે. તેમને પાખંડી કહેનારા આપણાજ લોકો અન્યની બુદ્ધિને વશ થઇ તેમ કહે છે. તેમને આપણા શાસ્ત્રનું જ્ઞાન નથી, પરધર્મનો અભ્યાસ તેમણે કરેલો હોય છે. પરધર્મના લોકોના સહવાસમાં વધુ જીવન ગાળ્યું હોય છે એટલે તેમના મન ઉપર પરધર્મના સંસ્કારો જામી ગયા હોય છે. જેથી આપણા ધર્મના સિદ્ધાંતોને ખોટા જણાવે છે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે પરલોક સત્ય છે, પ્રેતયોનિ સત્ય છે. મનુષ્ય જો અવગતિને પામે તો તે પ્રેત યોનિને પ્રાપ્ત થાય છે. તેનો પ્રેતલોકમાંથી છુટકારો થાય તે અર્થે શ્રાદ્ધાદિ કેટલીક સત્ક્રિયાઓ મરણારની પાછળ કરવામાં આવે છે. જેથી તેની સદ્‌ગતિ થઇ શકે. આ વાત ભણ્યા ગણ્યા સુધરેલા માનતા નથી.

પરલોક સત્ય છે દેવલોક સત્ય છે, એ હિંદુધર્મશાસ્ત્રો કહે છે. આપણા જુના વિચારના ધર્મનિષ્ટ ભાઈઓ તે માને છે, પણ વધુ ભણેલા આગળ વધેલાના માનવામાં તે વાત આવતી નથી. મનુષ્ય આ લોકમાં મનના અત્યંત ગુપ્ત પ્રદેશમાં સારા કે ખોટા, પવિત્ર કે અપવિત્ર જેવા વિચારનું સેવન કરે છે, મુખથી સત્ય કે અસત્ય, કઠોર કે મધુર જે શબ્દો બોલે છે જીવનની દરેક ક્ષણે જે જે કર્મો કર્યા કરે છે; સર્વની આકૃતિ અધ્યાત્મ જગતમાં નિરંતર અંકિત થયાં કરે છે. તે જ્યારે પરલોકમાં જાય છે. ત્યારે પોતાનાં કરેલાં કર્મ પટોને જોઈ તે કર્માનુસાર સુખથી શીતળતા કે દુઃખથી દગ્ધ થયા કરે છે. અર્થાત આ જન્મના કરેલાં કર્મનું સારૂં કે ખોટું ફળ ત્યાં ભોગવવું પડે છે.

મનુષ્ય જો આ જન્મમાં ચરિત્ર નિર્મળ રાખે તો જ તે મોક્ષને પામી શકે છે. જેઓ નાસ્તિક છે તે પણ જો સરલ ચિત્તના, સત્ય પરાયણ, સચ્ચરિત્ર અને સર્વજનનું હિત કરનારા હોય છે તો તે દુશ્ચરિત્ર અને દુરાચારી આસ્તિકો કરતાં પરલોકમાં સારૂં ફળ મેળવી શકે છે. ઇશ્વરમાં અંતઃકરણપૂર્વક ભકિત મનુષ્ય માત્રમાં પ્રેમ પિતા માતા અને ગુરુજનોની સેવા, ઉપકાર કરનાર જનો પ્રતિ કૃતજ્ઞતા, કર્ત્તવ્ય પાલન, ચિત અને ચરિત્રની શુદ્ધિ સાધવી, સર્વ પ્રયત્નોથી સત્યનું રક્ષણ કરવું અને સ્વભાવિક રીતે સત્કાર્યો કર્યાં કરવા એ જીવનો

નિત્યધર્મ છે. મનુષ્ય માત્રે ઇશ્વરમાં ચિત્ત જોડી રાખવું, તેની ભક્તિ કરવી, પ્રીતિ મેળવવી, નમ્ર થવું, ન્યાય પરાયણ રહેવું, સ્નેહી કરુણાળુ, કોમળ, અને સત્યનિષ્ટ, થવું. સાધુ સ્વભાવ રાખવો, સચ્ચરિત્રવાન બનવું. આવું ઉચ્ચ વર્ત્તન રાખનાર ઉપર જ તેના પ્રતિ દેવાત્મા આકર્ષાય છે.

જેઓ આ સંસારમાં લોભ લાલસા અથવા તો કોઇ નિકૃષ્ટ પ્રવૃત્તિને માટે બીજાઓનું અનિષ્ટ કરે છે, અપમાન કરે છે, ધર્મભ્રષ્ટ કરે છે તે પરલોકમાં જઇ દેવાત્માઓના પ્રબંધથી એ અપમાનિત કરેલી વ્યક્તિઓની સામેજ અત્યંત દીન મુદ્રાથી દુઃખને ભોગવે છે, દેવોનો ન્યાય બહુજ કઠોર છે. ત્યાં કરેલાં કર્મનું ફળ જરૂર મળે છે. એથી મનુષ્ય જો આ જન્મમાં ઉચ્ચ આચાર વિચારનું સેવન કરી પવિત્ર રહી, હૃદયને નિર્મળ રાખી જે કાંઇ સત્કાર્યો કરે છે તેનું ઉત્તમ ફળ તેને મળે છે. તેવુ એક પણ અનિષ્ટ કર્મ તેનું ફળ આપ્યા વગર રહેતું નથી માટે અનીતિથી બચવું.

જે મનુષ્યો પરલોકને માને છે તેઓ અનીતિથી બચે છે, આ જન્મમાં કરેલાં કર્મનું ફળ આવતા જન્મે ભોગવવુંજ પડશે એમ માનનારા સત્યથો ચાલે છે. હિંદુ ધર્મિષ્ટ પ્રજા પોતાના માતા પિતાને મૃત્યુ પછી સ્વર્ગમાં શાંતિ અને સુખ મળે. તેમની અવગતિ ન થાય પણ સદ્દગતિ થાય તે માટે યથાવિધિ શ્રાદ્ધ—તર્પણાદિ કાર્ય કર્યા કરે છે. જેઓના ઉપર પશ્ચિમના સંસ્કાર પડેલા છે, જેઓ પારકાનું અનુકરણ કરવાવાળા છે તેવા સુધારા વાળાઓ, તેમજ વેદ ધર્મ, સનાતન ધર્મને ન સમજનારા આપણાજ ભાઇઓ, આર્ય સમાજીઓ શ્રાદ્ધ—તર્પણને માનતા નથી, અને તે કરનારની મશ્કરી કરવા મચી પડે છે, તે કહે છે કે: " ભાઇ, જે હાથે કર્યું તે ખરૂં, તમે કરો અને તેનું ફળ તમારાં માબાપને મળે એમ બને નહિં. આવું ઉંધુ સમજાવી ભાવિક ભોળી પ્રજાને આડે માર્ગે દોરી ગયા છે. આવા લોકો તો જે પશ્ચિમની પ્રજા માને તેને માનનારા છે તે જો હંબગ કહે છે તેને એ પણ હંબગ કહેવા મચી પડે છે.

જૈનો વિગેરે પણ શ્રાદ્ધને માનતા નથી, આવી રીતે હિંદુઓ, આર્યસમાજીઓના સંસર્ગથી શ્રાદ્ધ વિગેરે સત્ક્રિયાઓ ન કરાવવા લાગ્યા. આપણે ગામડે ગામડે, શેહેરે શહેરમાં જો તપાસ કરીશું તો તો ઘણા મરનાર મનુષ્યો અવગતિયા થયાના સમાચાર મળી આવશે

અમુક સ્ત્રીને તો ભૂત વળગ્યું છે, તે ધુણે છે, અમુક ઘરમાં તો ભૂત રહે છે, ત્યાં કોઇથી રહેવાતું નથી, અમુક સ્ત્રીને તો તેની શોકય જન થઇ વળગી છે, તે તેનું લોહિ ચૂસી લે છે, અને દુઃખ દે છે. અમુક ઘરમાં તો ભુત હાજરા હાજર છે, અમુકને ખાટલામાંથી ગબડાવી દીધો, આવી ભૂતપ્રેતની અનેક વાતો આપણે સાંભળીએ છીએ. જૈનો જેવી શ્રાદ્ધને ન માનનારી પ્રજા પણ આ ભૂતને માને છે, અને પોતાના કુટુંબમાં જે સ્ત્રીને ભૂત વળગ્યું હોય છે તેનું ભુત કઢાવવા, ભુવા, જતી અને ફકીરો પાસે દોડે છે. મીયાં દાતારની ઉંઝા પાસે પીરની જગા છે. ત્યાં સેંકડો સ્ત્રીઓ ધુણવા, ભૂત કઢાવવા જાય છે. નર્મદાએ જાય છે. આવા બનાવ ન બન્યા હોય તેવું એક પણ ગામ નથી ભૂત લોક છે એતો આપણે માનીયે છીએ.

ઘણે સ્થળે વાતો ચાલે છે કે અમુકને ભૂત વળગ્યું છે, અમુકને બ્રહ્મરાક્ષસ વળગ્યા છે, અમુકને ઝંડ વળગ્યો છે અમુકને જક્ષ વળગ્યો છે. શાસ્ત્રોમાં આ વાતો છે. આપણા અનુભવમાં પણ તેવી વાતો આવે છે. આથી સમજાય છે કે મનુષ્ય મૃત્યુ પછી અવગતિને પામે છે તો તે ભૂત, પ્રેત કે ઝંડ થાય છે. આવી વાતો ભાગવતમાં, મહાભારતમાં પણ મળી આવે છે, શાસ્ત્રો ભૂત યોનિ સ્વીકારે છે. આવા વળગેલાં ભૂત પોતે અમુક વસ્તુની માગણી કરે છે, તે તેને આપવામાં આવે છે તો તે જતાં રહે છે. જેમ એક મનુષ્યને તે વળગે છે તેમ ઘણા મનુષ્યને સૂક્ષ્મ દેહે ભુત દેખાયાં છે, રાત્રે ફરનારને ઘણાને જણાયું છેઃ કે ઘડીમા બીલાડું, ઘડીમાં ભુંડ, ઘડીમાં સ્ત્રી વેશે, ઘડીમા બકરાને ઘડીમાં ઉંચા તાડ જેવું બની ભૂતે દેખાવ દીધો છે. આ વાતને સુધારાવાળા માનતા નથી. અને તેને વ્હેમ કરી કુટી મારે છે.

તો પણ એટલું તો સાચું છે કેઃ પ્રેતયોનિ તો છેજ. તે આ આકાશ તત્ત્વમાં સૂક્ષ્મ શરીરને ધારણ કરી મનુષ્યને દેખાય છે. એ વાત પણ સાચી છે. હવે આપણી ધાર્મિક પ્રજાતો માનતી આવી છે તે એવી પ્રેતયોનિ મરનાર ન પ્રાપ્ત થાય તે માટે તેના મૃત્યુ પછી તેની પાછળ શ્રાદ્ધ આદિ સત્કર્મ કરવાં એ વાત હવે પશ્ચિમની પ્રજા માનવા લાગી છે, અને તેનાં દૃષ્ટાંતો ઘણાં છે. તે દૃષ્ટાંતોથી આપણે એ વાત સિદ્ધ કરી શકીએ છીએ કે હિંદુધર્મના સિદ્ધાંતો સાચા છે. પરલોક સત્ય છે, મરનારની પાછળ શ્રાદ્ધાદિ સત્કર્મ ન કરવામાં

આવે તો તેથી મરનારને નુકશાન છે. કારણકે કેટલાકને પ્રેતયોનિને પ્રાપ્ત થવું પડે છે.

મનુષ્ય સાંસારિક સુખ લાલસા અને પાશવી પ્રવૃત્તિની દુર્નિવાર પિપાસાથી પોતાના આત્માની વિસ્મૃતિ કરે છે, છતાં પણ તેણે સમજવું જોઇએ કે તેને એક વખત મરવાનું છે. આજે છે એ કાલે નથી. ઇતિહાસ વાંચો. ચક્રવૃત્તિ રાજાઓ ચાલ્યા ગયા, ક્ષત્રિય રાજાઓ જે હિંદને પોતાનો માનતા હતા, તેની સ્વતંત્રતા માટે પ્રાણ આપતા હતા તે ચાલ્યા ગયા, બાદશાહો પણ ગયા, જેઓ સૈન્યથી રક્ષિત સુવર્ણના સિંહાસન ઉપર, ચંદ્રમા સમાન રૂપ અને વૈભવની છટાવાળા બેસતા હતા તેઓ તે સિંહાસનને છોડી ચાલ્યા ગયા છે. એક ગરીબ ઝુંપડીમાં પડી રહેનાર ભિખારી જે અન્ન માટે ધનવાનો પાસે લાંબા હાથ કરી કરગરી ભીખ માગતો હતો તે પણ ચાલ્યો ગયો. બાળક પોતાની માના ખોળામાં બેસી આનંદથી ખેલતો હતો તે પણ માબાપના કાર્ય દોષથી અકાલે ચાલ્યું જાય છે, યુવક પોતાની નવયૌવના સુંદરી પત્નીની સાથ એકાંતમાં પ્રણયની ચર્ચા કરતો હતો તે પણ પોતાના જ્ઞાન કે અજ્ઞાત કર્મોના ફળથી અકાળે ચાલ્યો જાય છે. એમ આ સંસારને છોડી સર્વ ચાલ્યા જાય છે, સર્વ જવાના રસ્તામાં જ છે. એ સર્વ આ સંસાર છોડી કયાં જાય છે એ પ્રશ્ન છે. શરીરમાંથી કાંઇક એવી વસ્તુ જતી રહે છે. પછી શરીર જડ થતાં તેને અગ્નિમાં બાળી દેવામાં આવે છે.

આપણાં શાસ્ત્રો તો હજારો વર્ષ પહેલાંથી કહે છે કેઃ

नैनंछिन्दन्तिशस्त्राणिनैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥२३॥

ભ. ગી.

જીવાત્માનો કદી નાશ થતો નથી. તે અવિનાશી પદાર્થ છે, શસ્ત્ર તેને કાપી શકતું નથી, અગ્નિ તેને બાળી શકતો નથી, જળ તેને ડુબાવી શકતું નથી, અને વાયુ તેને સુકાવી શકતો નથી પરંતુઃ

वासांसि जीर्णानि यथा विहाय. नवानिगृह्णाति नरोऽपराणि। तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥ ભ. ગી. અ. ૨

જે પ્રકારે ફાટેલાં જુનાં (જીર્ણ) કપડાં ફેંકી દઇ મનુષ્ય નવાં કપડાં પહેરી લે છે. તેજ પ્રકારે મનુષ્ય દેહનો દેહી (શરીર) અર્થાત

જીવાત્મા શરીર છોડયા પછી (સૂક્ષ્મતર) નવીન દેહ ધારણ કરીને અન્યત્ર જીવનના કાર્યમા અગ્રેસર થાય છે.

આ જ્ઞાન તો હજારો વર્ષ પહેલાંથી—જે વખતે યુરોપ, અમેરિકા, આફ્રિકા, આસ્ટ્રેલિયા, વિગેરે રાજ્યો હિંસક જાનવરોની માફક વનચર મનુષ્યોની નિવાસ ભૂમિ હતી તે પહેલાંથી હતું અને આ ઉપદેશ મેઘની માફક ગંભીર સ્વરથી સમસ્ત જગતને આપ્યો હતો.

વાલ્મીકિના હૃદયારાધ્ય શ્રી રામચન્દ્રને જાનકીની અગ્નિ પરીક્ષા વખતે સૂક્ષ્મશરીર ધારણ કરી દશરથે દર્શન આપ્યાં હતાં, અને તેમની સાથે વાતચીત કરી હતી. મહાભારતમાં લખ્યું છે કે: કુરુક્ષેત્રમાં યુદ્ધ બંધ થયા પછી અનેક કૌરવવીરોએ ગંગાને કિનારે પોત પોતાની શોક-કુલિત સહધર્મિણિઓની સમક્ષ સ્પર્શ યોગ્ય મૂર્ત્તિથી પ્રકટ થઇ તેમના હૃદયમાં વિસ્મય અને શાંતિ કરી હતી. લોકો આવી કથાને અસ્વાભાવિક અને અશ્રધ્ધેય સમજી તેની ઉપેક્ષા કરે છે, કારણ કે તેનું પ્રમાણ અધ્યાત્મિક વિજ્ઞાન સાથે છે. પણ હવે યુરોપ અને અમેરિકાના વૈજ્ઞાનિક પંડિતો આવી આવી વાતોને માનવા લાગ્યા છે. આપણા ધર્મશાસ્ત્રોનાં સૂક્ષ્મ તત્ત્વોને સંકલિત કરી, આપણા ઋષિ મુનિઓએ યોગ અને જ્ઞાનદ્વારા પ્રાપ્ત કરેલા આધ્યાત્મિક સત્યની સત્યતાને માનવા લાગ્યા છે, ત્યારે તેનું જોઇ આપણા આ દેશના પશ્ચિમના સંસ્કારવાળા સુધરેલા પણ માનવા લાગ્યા છે.

ઋષિઓ પરલોક ગત માતાપિતાથી સંભાષણ કરતી વખતે કહેતા હતા કે:

आकाशस्थ निरालम्ब वायुभूत निराश्रय ।
इदं नीरं इदं क्षीरं स्नात्वा पीत्वा सुखीभव ॥

એટલે—આ સમયે તેમ આકાશિક દેહને ધારણ કર્યો છે, હવે આ પૃથ્વીની કોઇ પણ વસ્તુ તમને આધાર નથી. જેવી રીતે વાયુ નેત્રોથી જણાતો નથી, એ પ્રકારે આજ તમે પણ અમારી દૃષ્ટિથી અદૃશ્ય છો. તમારે માટે અમે આ જળ, અને દુધથી ભરેલી અંજલી અર્પીએ છીએ તેથી તમે પરિતૃપ્ત થાઓ.

આપણે શ્રાદ્ધ કરી મરનારની સદ્દગતિ ઇચ્છીએ છીએ, તેની પાછળ પુણ્યદાન કરી તેનું ફળ તેમને મળે એવો સંકલ્પ કરીએ છીએ, ત્યારે પાશ્ચિમાત્યો ભકિતપૂર્ણ હૃદયે તેમનું ધ્યાન કરી કહે છે કે: “ હે પિતા, હે માતા, આ વખતે તમે આકાશિક શરીરમાં વિરાજમાન છો,

આજ હું તમને મારાં નેત્રોથી જોઇ શકતો નથી, પણ તમે મને જુઓ છો. અને મારા જીવનના સત્કાર્યોને જોઇ તમે જેવી રીતે પુલકિત થાઓ છો, તેવીજ રીતે તમે મારાં દુષ્કર્મોને જોઇ દુ:ખથી વિષણ્ણ અને લજ્જાથી શરમાઈ જાઓ છો. હું સાચા દીલથી તમારી પાસે પ્રાર્થના કરૂં છું કે: તમે મને સત્પંથના માર્ગે ચાલવાને શક્તિ આપો. હું પણ ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું કે: તમે પણ તેની કૃપાથી ઉચ્ચ ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત કરો. ''

આ સ્થળે જે આકાશિક દેહની ચર્ચા કરવામાં આવી તેનું વિજ્ઞાન સંમ્મત નવું નામ ઇથરીયલ બોડી છે. અર્થાત ઇથર નામના સૂક્ષ્મ પદાર્થ દ્વારા રચાયલું સૂક્ષ્મશરીર છે. જેઓ આ પૃથ્વીને છોડી ચાલ્યા ગયા છે અને જગતની ભાષામાં તેને પરલોક વાસી થયા છે એવું કહેવાય છે, તે પરલોકમાં સૂક્ષ્મ શરીરથી વિદ્યમાન રહી જીવનનાં કર્મ-ફળ ભોગવતા અને જીવનીય શક્તિના ઉચ્ચતર વિકાશ નિયમાનુસાર ઉન્નતિ કર્યા કરે છે. ને આપણા શાસ્ત્રોમાં વાલ્મિકીએ વર્ણેલ દશરથની માફક કે વ્યાસે વર્ણેલ દુર્યોધનાદિની માફક કોઈ આધ્યાત્મિક નિયમનું અનુસરણ કરી કોઇ પ્રયોજનથી પોતાનાં સ્ત્રી, પુત્ર, મિત્ર આદિ અથવા કોઇ સંબંધી શુન્ય વ્યક્તિને દર્શન આપી શકે છે કે નહીં, તેનો નિર્ણય તો વાંચકોએ આ લેખમાં આપેલા અનેક પ્રમાણો અને દૃષ્ટાંતો અને વૃતાંતોથી કરી લેવો.

આધુનિક જગતના યશસ્વી પંડિત ઇતિહાસના રચનાર બ્યુકલે સાહેબે પોતાના એક ગ્રંથમાં લખ્યું છે કે: મનુષ્ય પાર્થિવ દેહ છોડી દીધા પછી નવીન દેહ ધારણ કરી જીવનના ગંતવ્ય માર્ગમાં ક્રમ વિકાશના નિયમાનુસાર ધીરે ધીરે અગ્રેસર થાય છે કે નહિં એ મહાન સત્યની સાથે સંબંધ રાખનાર પ્રશ્નની સાથે પૃથ્વીના કોઇ બીજા પ્રશ્નની તુલના થઇ શકતી નથી. મનુષ્ય જીવનની સર્વ વાતો જુદી છે અને એ પ્રશ્ન એક જુદી બાબત છે.

જે મનુષ્ય આ પરલોકની વાત ન માની સાંસારિક સુખદુ:ખના ફેરામાં ફર્યા કરે છે તેનું જીવન વ્યર્થ છે.

પરલોકમાંથી મરનારના આત્માને બોલાવી તેની સાથે વાતચિત કરવાની વિદ્યા પાશ્ચિમાત્યોએ શોધી છે. પ્લેંચેટ દ્વારા તેમના સાથે વાતો કરે છે. અને એવી રીતે હાલમંજ દેશનેતા ગોખલે, લોક માન્ય

તીલક, સ્વામી શ્રદ્ધાનંદ, સ્વામી દયાનંદ સરસ્વતિ, દેશ બંધુ દાસ વિગેરેની સાથે વાતો થયેલી વર્ત્તમાનપત્રો દ્વારા ઘણાએ વાંચી છે, એ પ્લેંચેટ અને પ્રેતાવાહનવિદ્યા સંબંધી અમારા પુસ્તક ત્રિકાળ દર્શક દર્પણમાં અમે ઘણું લખ્યું છે. એવી મરનારના આત્મા સાથે પરદેશમાં વાતો થાય છે અને તે વર્ત્તમાન પત્રોમાં છપાય છે. તેવાં કેટલાંક દૃષ્ટાંતો આ લેખમાં આપીએ છીએ.

પ્રત્યેક પ્રાણિ માત્રમાં આત્માનો નિવાસ છે. જેને આપણે જીવાત્મા કહીએ છીએ. મનુષ્ય શરીર એ જીવાત્માનું બાહ્ય આવરણ છે, આત્માજ જુદો છે. સાંભળે છે અને વ્યકતિઓ સાથે પ્રેમ કે દ્વેષ ગણે છે. આત્માજ ધર્માનુષ્ઠાન કરે છે. પરમાત્માની ઉપાસના કરી જીવન્મુક્ત મહાત્મા બની શકે છે. એ જીવાત્મા જો મનુષ્ય શરીરમાં રહી ખરાબ કાર્યો કરે છે. તો પિશાચાદિ પ્રેતયોનિને પ્રાપ્ત થાય છે. કેટલાક લોકો પરલોકમાં ગયેલા આત્માને પ્રેતાત્મા કહે છે પણ તેમનું એ કહેવું ખોટું છે. આપણાં શાસ્ત્રો મહાભારત, અને પુરાણોમાં તો જે અધઃપતિત આત્માઓ છે તેનેજ પ્રેતાત્મા નામથી વર્ણવેલ છે. આમરકોષમાં તો પ્રેતશબ્દનો અર્થ નરકગામી પ્રાણી છે. પદ્મ પુરાણમાં પ્રેતનું સ્વરૂપ આ પ્રમાણે બતાવ્યુ છે કે:

विकराल मुखं दीनं दिशङ्ग नयनं भृशामा उध्वर्व मूर्ध्वज कृष्णाङ्गं यमदूतमिवा परम ।

चलज्जिह्वश्च लम्बाष्टं दीर्घजङ्घ शिराकुलम दीर्घाङ्घि शाक टुण्डश्च गर्ताक्षं शुष्कपञ्जरम ॥

અર્થાતઃ પ્રેતનું મોં મોટું અને ભયાનક, શરીર કૃશ અને દીન તથા નેત્ર અંદર પેસી ગયેલાં. અને પીળા રંગનાં હોય છે. માથાના વાળ ઉપરની તરફ ઉભા થઇ ગયેલા, શરીરનો રંગ કાળો, જીભ લાંબી લપલપતી અને જાંગો મોટી તથા નસોથી ભરેલી હોય છે. તેનુ આખું શરીર શુષ્ક અસ્થિપંજર માત્ર અને જોગમાં બીજા યમના દૂત સમાન જણાય છે.

પુરાણોમાં સર્વ પ્રકારના પ્રેતને અત્યંત પાપિષ્ટ અને અસ્પર્શ્ય કહેલા છે. તેમની ખાવા પીવાની વસ્તુઓ પણ મનુષ્યોને કહેવા કે સાંભળવા જેવી નથી. જેથી પરલોક ગત પ્રાણિઓ સર્વ પ્રેતયોનિને પાત્ર થતા નથી. જેમની અસદગતિ થાય છે તેજ પ્રેત–ભૂત–પિશાચનું રૂપ લે છે.

મરનાર મનુષ્યો જો પોતાની વાસના આ જગતના પદાર્થોમાં કે સગાં વ્હાલાંમાં રહી ગઇ હોય છે તો તે વાસના પુરી થાય તે માટે પ્રેતયોનિને પ્રાપ્ત થય છે. અને ભૂત-પ્રેત રૂપે તે પોતાના સગા વ્હાલાં કે મિત્રોને મળી તેને પોતાની વાત કહે છે. ઘણાય એવા દાખલા આપણા દેશમાં બન્યા છે જેમણે પોતે દાટેલું ધન જો હયાતીમાં પોતાના પુત્રને બતાવવું રહી ગયું હોય, તો તે મૃત્યુ પછી ભૂતરૂપે આવી ને બતાવી જાય છે. આવા દાખલા પશ્ચિમની પ્રજામાં પણ બન્યા છે. તેમાંના કેટલાક દૃષ્ટાંતો આ લેખમાં આપીએ છીએ.

---

## પ્રકરણ ૪૮ મું.

---

## મૃત્યુ પછી પ્રેતરૂપે પ્રત્યક્ષ દેખાયાનાં સાચાં દષ્ટાંતો

---

### લોર્ડ બ્રુહમ

૧૯ મી શદીની અધવચમાં ઇંગ્લંડમાં લોર્ડ બ્રુહમ એક પ્રખ્યાત પુરુષ થઇ ગયો છે. તે વિદ્વાન, બુદ્ધિશાળી, અને ઉચ્ચ ચારિત્ર્યશીલ હતો. તે વખતે બ્રુમ જે ગાડીમાં બેસતો તે જાતની ગાડીને લોકો બ્રુહમ કે 'બ્રુમ' ગાડી કહેતા અને આપણા દેશમાં પણ એવી ગાડીને 'બ્રુમ' કહે છે. બ્રુમ એક પ્રસિદ્ધ વૈજ્ઞાનિક, તર્ક વિશારદ દાર્શનિક અને કાર્યદક્ષ બેરીસ્ટર હતો. તેના સત્યવાદીપણાથી લોક તેનું ગૌરવ સાચવતા. તે પ્રથમથી છેવટ સુધી પૂર્ણ વિચાર કર્યા વગર કોઇ વાત ઉપર સહસા વિશ્વાસ કરતો નહિ. જે વાત ઉપર તેને વિશ્વાસ હોય તે વાત્ત જગત્ સમક્ષ મૂકવામાં સંકોચ પણ રાખતો નહિં. એવા પ્રતિષ્ઠિત પુરુષે પોતાની સત્ય હકીકતને પોતાના હાથે પોતાના આત્મ ચરિત્રમાં લખી છે તે આ પ્રમાણે છે.

તે લખે છે કેઃ " મારા જીવન ચરિત્રમાં એક આશ્ચર્યજનક બનાવ બન્યો હતો. એ બનાવ એટલો બધો આશ્ચર્યકારક છે કે મને સત્યતાના સંબંધમાં સાક્ષી આપવાને માટે તેને આદિથી અંતસુધી પૂર્ણ વિવરણ લખવાની જરૂર પડે છે. એડિન્બરોની સ્કૂલમાં ભણી રહ્યા પછી મેં મારા બાળ મિત્ર જોર્જની સાથે વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ શરૂકર્યો. અહિં ધર્મનું શિક્ષણ આપવાનો કાંઇ વધુ પ્રબંધ હતો નહિ પરંતુ અમે બંને રોજ શહેરમાં

કરતા જતા અનેક ગંભીર તત્ત્વોની ચર્ચા અને તર્ક વિતર્ક કર્યા કરતા હતા. અન્ય વિષયોની સાથે મનુષ્ય આત્માના અમરત્વ અને પરલોકના અસ્થિત્વ સંબંધી પણ અમે ચર્ચા કરતા હતા.

મનુષ્યનો આત્મા, પાર્થિવ દેહનો ત્યાગ કર્યા પછી અર્થાત સરક્ષ્મ દેહ ધારણ કરીને પૃથ્વીના મનુષ્યોને દેખા દે છે કે નહિં એ વિષે અમે ઘણીવાર ચર્ચા કરતા હતા. એક દિવસે અમે એવી પ્રતિજ્ઞા પણ કરી કે: જો મરી ગયા પછી આત્માનું અસ્તિત્વ હોય, અને તે આત્મા જીવતા મનુષ્યોને દર્શન આપવાને સમર્થ હોય તો આપણા બન્નેમાંથી જેનું પ્રથમ મૃત્યું થાય, તેણે બીજાને દર્શન આપીને આ પારલૌકિક જીવન સંબંધી સંદેહને દૂર કરવો.

આ પછી તો અમે કોલેજનો અભ્યાસ પૂર્ણ કરી બન્ને મિત્રો જુદા જુદા દેશમાં રહેવા લાગ્યા. જાર્જ આઇ. સી એસ થઇ સિવિલ સાર્વિસમાં દાખલ થઇ હિંદમાં નોકરી કરવા ગયો અને હું દેશમાંજ રહ્યો. જાર્જે હિંદમાં ગયા પછી કેટલાક વખત સુધી તો મારી સાથે પત્ર વ્યવહાર જારી રાખ્યો. પણ ઘણા વર્ષ વિતતાં પત્રવ્યવહાર બંધ થયો, અને આજે જેમ કોલેજના મિત્રો એક બીજાની દરકાર કે ઓળખાણ રાખતા નથી તેમ હું પણ તેને બિલકુલ ભૂલી ગયો. એડિનબરોમા જોર્જના કુટુંબીઓ સાથે મારો પરિચય નહોતો તેથી તેમની માર્ફત પણ મને તેની કાંઇ ખબર મળતી નહોતી ઘણા વખત પછી તો તેની સાથેની મારી નાનપણની મિત્રતાની વાત પણ મારા હૃદયમાંથી બિલકુલ ધોવાઇ ગઇ.

ઘણા વર્ષે હું અહીં થંડીની મોસમ આવી એટલે હું સ્વીડન હવા ખાવા ગયો. સ્વીડનમાં પણ ટાઢ ઘણી હતી. એક દિવસે હું બહાર ફરી આવી ઘેર આવ્યો. અને ટાઢ હોવાથી ગરમ પાણી ટબમાં ભરી ન્હાવા માટે ટબમાં બેસી પાણીની ગરમીથી ટાઢ ઉડવાથી આનંદનો અનુભવ કરવા લાગ્યો. સામે એક ખુરસી ઉપર મારે પહેરવનાં કપડાં મૂકયાં હતાં. હું સ્નાન કરી રહ્યા પછી ઉઠવાના વિચારમાં હતો. એવામાં મારી નજર સામેની ખુરશી ઉપર પડી. તો મેં સ્પષ્ટ રીતે જોયું કે મારો બાળપણાનો મિત્ર, હિંદમાં ગયેલો જોર્જ ખુર્શી ઉપર બેઠો બેઠો સ્થિર ગંભીર અને શાંત દ્રષ્ટિથી મારી તરફ જોઇ રહ્યો હતો.

એ પછી હું કયારે કેવી રીતે સ્નાનની ઓરડીમાંથી ઉઠયો તેના

મને ખબર નથી. પણ જ્યારે મને ભાન આવ્યું ત્યારે મને લાગ્યું કે હું ટબની બહાર પડેલો હતો. આ વખતે મારો બાળમિત્ર એ સ્થળે જણાયો નહિં. આથી મારા હૃદયમાં એક ભારે આઘાત થયો પરંતુ આ વિષે કોઇને એક શબ્દ પણ હું કહી શક્યો નહિ. આ હકીકત મેં તા. ૧૯ ડીસેંબર સને ૧૭૯૯ ના રોજ મારી નોટ બુકોમાં નોંધી લીધી.

મને લાગ્યું કે એકાએક ઉંઘી ગયો હોઉં અને એ ઉંઘમાં સ્વપ્નમાં મેં જાર્જને જોયો હશે, પરંતુ ત્યાં સ્વપ્ન આવે શી રીતે ? ઘણા વર્ષોથી જોર્જની સાથે પત્રવ્યવહાર પણ બંધ છે. તેનું સ્મરણ પણ થયું નહોતું છતાં આવું વિચિત્ર સ્વપ્ન આવે શી રીતે ! આ પ્રકારે વિચાર કરતાં મને યુવાવસ્થાના પ્રારંભ કાળની અમે બંન્નેએ કરેલી પ્રાતજ્ઞાનું સ્મરણ થઇ આવ્યું જેથી મને ભાસ્યું કે જરૂર જોર્જનું મૃત્યું થયું હશે અને પારલૌકિક જીવનનું પ્રમાણ આપવાને માટે તેણે મને દર્શન આપી તેની પ્રતિજ્ઞા પાલન કરી હશે.

આ પછી કેટલાક દિવસે મને હિંદમાંથી જોર્જના મૃત્યું સમાચાર મળ્યા, તે પત્રમાં લખ્યું હતું કે, જોર્જનું મરણ તા ૧૯ ડીસેંબરના રોજ થયું." આવી રીતે જોર્જનું જે દિવસે મરણ થયું તેજ દિવસે તેણે સૂક્ષ્મ દેહે બ્રુહમને દર્શન આપ્યાની વાત બ્રુહમની નોટ બુકમાથી મળી આવે છે, જાર્જ પાર્થિવ પરમાણુંઓથી સંગ્રીત પ્રત્યક્ષ મૂર્તિ ધારણ કરીને બ્રુહમની પાસે વધુ વખત સુધી બેસી શકયો નહિ. એવી રીતે પરલોક ગત આત્મા પણ પાર્થિવ પરમાણુઓને સંગહીત કરી મનુષ્યદેહ ધારણ કરે છે ખરા પણ ઘણા સમય સુધી તે દેહને ટકાવી શકતા નથી. જાર્જ પોતે નાનપણમાં કરેલી દૃઢ પ્રતિજ્ઞાનુસાર જેટલા સમય સુધી સૂક્ષ્મદેહે બેસી શકાય તેટલો સમય બ્રુહમ પાસે બેસી શકયો. તેનો દેહ સ્પર્શ થઇ શકે તેવો હતો. કારણ કે તે જીવતા મનુષ્યની માફક તે ખુરશી ઉપર બેઠા હતો. પરંતુ પોતાની ઇચ્છાનુસાર તે ત્યાં વધુ બેસી શકયો નહિ તેમ વાતચીત પણ થઇ શકી નહિ, તેનું શું કારણ ? પારલૌકિક વિજ્ઞાનની આવી વાતો વાંચકો આગળ ક્રમથી રજુ કરવામાં આવશે, જેથી તેમને આગળ ઉપર સર્વ વાતો સમજાશે. આ વાત લોર્ડ બ્રુહમ જેવા ચરિત્રવાન અને તત્ત્વપ્રિય, વૈજ્ઞાનિક, જાતે અનુભવના પ્રસંગ રૂપે જણાવી છે. કાંઇ પ્રકૃત તત્ત્વની સાથે ઉપન્યાસ ભેળવી સત્ય શોધક વાંચકોની આંખોમાં ધૂળ નાંખવા માટે ઉપજાવી કાઢેલી નથી.

આ વાત રેવરંડ ફ્રેડરીક જોર્જ નામના પ્રસિદ્ધ પાદરી કે જે પહેલાં સૂક્ષ્મ દેહને માનતો નહોતો તેણે પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા એ વિદ્યા માન્યા પછી એવી એવી અનેક વાતોનો સંગ્રહ કરી એક પુસ્તક રચ્યું છે તેમાંથી લીધેલી છે. આવી અનેક પશ્ચિમની પ્રજામાં બનેલી સત્ય વાતો હવે પછી આપવામાં આવશે

## પ્રકરણ ૪૯ મું

## ફિશારના પ્રેતાત્માની કહાણી

ઓસ્ટ્રેલીયાની પાસે ન્યુસાઉથ વેલ્સ નામનો પ્રાંન્ત છે. તેમાં મહાસાગરના તટપર સિડની કે પોર્ટ જેક્શન નામનુ બંદર છે. ત્યાં પહેલાં કેદીયોને રાખવામાં આવતા. તેની પાસે બોટાની-બે નામનુ સ્થાન છે. પ્રથમ કેદીઓને અહીં મોકલતા હતા. આસ્ટ્રેલીયામં સાધારણ રીતે પક્ષીને મારનારને પણ કેદની શિક્ષા થતી. અહિં પહેલા ફિશાર નામનો જમીનદાર રહેતો હતો. એ ફીશારને ત્યાં જેમ્સ નામનો નોકર હતો. જેમ્સ ઉપર ફિશારની ઘણી પ્રીતિ હતી. ઘરનું તેમ બજારમાંથી કંઇ લાવવા મૂકવાનું તમામ કામ જેમ્સ કરતો, ફિશારનો તેના ઉપર ઘણોજ વિશ્વાસ હતો.

કેટલાક દિવસ પછી જેમ્સ બધું કામ કરતો થયો એટલે ફિશારે બજારમાં જવા આવવાનું છોડી દીધું. કેટલાક દિવસ પછી લોકોએ જેમ્સને પૂછ્યુ કે ફિશાર કેમ જણાતા નથી, ત્યારે તેણે કહ્યું કેઃ તે ઇંગ્લંડ જવાની તૈયારી કરે છે, જેથી ઘરના કામમાંથી નવરા જ થતા નથી. વળી થોડા દિવસ ગયા, અને લોકોએ ફિશારના સમાચાર પૂછ્યા એટલે તેણે કહ્યું કેઃ તે તો હાલ ઇંગ્લંડ ગયા છે. સિડનીથી વહાણ લઇ લંડન ચાલ્યા ગયા.

ફિશારના ઘર પાસે જાન્શન નામનો એક જમીનદાર રહેતો હતો તેને અને ફિશારને મિત્રતા પણ હતી. તેણે જાણ્યું કે ફિશાર લંડન ગયો ત્યારે તેને વ્હેમ પડયો. તેને ખાત્રી હતી કે તે તેને પૂછ્યા વગર કાંઇપણ કામ કરતો નહિં. અને આ વખત તેને કહ્યા વગર લંડન ગયો એમ કેમ બને? તેને પહેલાં તો પોતાના મિત્ર ઉપર ખોટું લાગ્યું. તેણે પોતાની સ્રીને કહ્યું કેઃ ફિશાર મને કહ્યા વગર લંડન

જાય જ નહિં. કેમ ગયો હશે? આ વાતને ઘણા દિવસ વિત્યા પણ ફિશારની લંડનથી પણ ખબર ન મળી. જાનસનને આ વાત પર વિશ્વાસ ન આવ્યો. તે ધારતો કે મને પૂછયા વગર તે વિલાયત જાય જ નહિં. અંતે તેને લાગ્યું કે ફિશાર આસ્ટ્રેલીયા છોડી કંઇ ગયો હોય એ વાત માનવામાં આવતી નથી. ગમે તો કોઇ અગત્યના કામ માટે છાનો રહેતો હશે. જાન્સન બજારમાં તો રોજ જતો, ફિશારના ખેતરમાં થઇ બજારમાં જવાનો રસ્તો હતો. પણ એ રસ્તે ઘણા થોડા જતા હતા. પણ જાન્સન તો તે માર્ગેજ હંમેશાં બજારમાં જતો.

એક દિવસે જાન્સન આ માર્ગે થઇ બજારમાંથી આવતો હતો સૂર્ય અસ્ત થયો હતો, સંધ્યાકાળ પડી હતી પણ અજવાળું હતું. જાન્સન ફિશારના ખેતરમાં થઇ આવતો હતો. સામે એક દરવાજો હતો. આ દરવાજામાં થઇને તેને જવાનું હતું. અચાનક તેણે ઉંચું જોયું તો દરવાજાની પાસે તેનો પરમમિત્ર ફિશાર ઉભો છે. પણ તેના મુખ ઉપર પહેલાં જેવી પ્રસન્નતા નથી, તેનું મુખ વિશાદથી મલિન થઇ રહ્યું છે. આંખો ઉપર કાંઇક ગંભીર ભાવની છાયા પડી છે. તેના મુખ પર દુઃસહ યંત્રણાનો ભાવ ઝળકી રહ્યો છે. જાન્સનને તેને જોઇ વિસ્મય ન થયો. કેમકે તે માનતો હતો કે તે લંડન ગયો નથી પણ દેશમાંજ છે. અને કોઇ કામ માટે ગુપ્તપણે રહેતો હશે. આજે અકસ્માત તેને જોઇ તેણે વિચાર કર્યો કેઃ હમણાં જ તેને બધી વાત પુછવાથી સર્વ રહસ્ય સમજાશે. હું તેને સર્વ વાતો પુછી લઉં. એવો વિચાર કરી ને ફિશારના તરફ ઉતાવળથી જવા લાગ્યો. પણ તેને જોજોતામાં તો પાસે જતાં જણાયો નહિં. જાન્સન તેની પાસે ગયો કે તરતજ ફિશારનું પ્રત્યક્ષ જણાતું શરીર જલ્દી વાયુરૂપમાં ભળી ગયું. જાન્સનને આશ્ચર્ય થયું. તે જડવત ઉભો થઇ રહ્યો. તેના પગ નીચે ધરતી ફરવા લાગી. આંખમાં અંધારાં આવી ગયાં. તેણે આમ તેમ જોયું પણ ફિશારનું શરીર ન જણાયું. તેણે વિચાર કર્યો કે આશું? મેં હમણાં ફિશારને જોયો હતો ને તે કયાં ગયો? શું સ્વપ્ન હશે?

તે વિચાર કરતો ઘેર આવ્યો, તેનું ચિત્ત અસ્થિર બન્યું. તે થાકેલો હતો, પણ શાંતિપૂર્વક બેસી જમી પણ ન શકયો. તેની સ્ત્રીએ પૂછયું તમે આમ વિકળ કેમ થયા છો? એટલે તેણે કહ્યુંઃ મરેલા માનુષ્યનું ચિત્ર જોઇ આજે મને વિકળતા પ્રગટી છે, હું ઉન્મત જેવો બની ગયો છું. એમ કહી ફિશારની વાત કહી. તેની સ્ત્રીએ આ વાત

સાંભળી કહ્યું: ના, ના, એતો માત્ર તમારી દૃષ્ટિનો ભ્રમ છે, ફિશારની વાતોનું બહુ ચિન્તન કરો છો તેથી કલ્પિત છાયા જણાઇ હશે આપ જરા આરામથી સુઇ જાઓ, એટલે મન સ્વસ્થ થશે.

થોડા દિવસ પછી વળી જાન્સન બજારમાં ગયો, સંધ્યાકાળ થતાં પાછો એજ માર્ગે થઇ પાછો આવ્યો, સુર્ય આથમવાની તૈયારી કરતો હતો, તે સમયે તે ફિશારના ખેતરમાં થઇ આવતો હતો, ત્યાં તેને પેલા દરવાજા પર ફિશારની છાયા જોયેલી તે વાત યાદ આવી અને દરવાજા સામે જોયું, આજે પણ તે દરવાજા પાસે ફિશારની મૂર્ત્તિ તેના જોવામાં આવી, જાન્સને બે હાથે આંખો મસળી જોયું કે વખતે સ્વપ્ન તો નથી, કે દૃષ્ટિનો ભ્રમ તો નથી. પણ ના, તેમ કાંઇ નથી, ફિશાર તેની તરફ જોઇ રહ્યો છે. તે રોજ જેવાં વસ્ત્ર પહેરતો તેવાં વસ્ત્ર તેણે આજે પણ પહેર્યાં છે. ફિશારે જાન્શનની તરફ જોઇ કાંઇ કહેવાની ઇચ્છા કરી, પણ તે કહી શકયો નહિ, જાન્શનનો જીવ ગભરાવા લાગ્યો. આંખોમાં અંધારાં આવવા લાગ્યાં, તે જ્ઞાન શુન્ય થઈ ગયો. કેટલીક વખતે જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તેણે જોયું તો ત્યાં કોઇ નથી. જાન્શનના મનમં ફિશારના સંબંધી સંદેહ ઉત્પન્ન થયો.

બીજે દિવસે જાન્શન પોતાના મિત્રને મળવા ગયો. તેને તેણે ફિશારની છાયા મૂર્ત્તિની વાત કહી. તેનો આ મિત્ર સરકારી નોકર હતો. તે સુશિક્ષિત અને ચતુર હતો. જાન્શને જેમ્સ પાસે આ સંબંધી પૂછવા જણાવ્યું. પણ તેના મિત્રે તેને તેમ કરવાની ના પાડી. કાલે બપોરે તમે એ દરવાજા પાસે જજો હું પણ ત્યાં આવીશ અને એ રહસ્ય સંબંધમાં તપાસ કરીશું. બીજે દિવસે તે ત્યાં ગયા, પેલા તેના મિત્ર પાસે એક ડીટેકટીવ પણ હતો. તેણે તે જોઇ નિશ્ચય કર્યો કે આ દરવાજાની પાસેના ભોંયરામાં કોઇ મરેલા મનુષ્યનું શબ નીકળવું જોઇએ, તે પછી તે દિવસે ભોંયરામાંથી એક મૃત શબ કહાડવામાં આવ્યું તે અર્ધું ગળી ગયું હતું. પરંતું તે જોતાંજ જાન્શને ખુમ પાડી કે આજ ફિશારની લાશ છે, કોઇએ તેનું ખુન કરી અહીં દાટયું હશે. પોલીસે તપાસ ચલાવી અને આ ખુન માટે જેમ્સને કેદમાં પકડયો.

રીતસર તપાસ થઇ, જેમ્સે તો ફિશાર લંડન ગયો છે એવી જુઠી વાત ઉરાડી હતી, તે સિવાય તેની વિરૂદ્ધ બીજો પુરાવો ન મળ્યો.

જેમ્સે કોર્ટમાં ગુન્હો ના કબુલ કર્યો, જોન્શને પોતાને જે છાયા મુર્ત્તિનો અનુભવ થયો હતો તે વાત કોર્ટમાં કહી એટલે ન્યાયાધિશને પણ સંદેહ થયો, ગુન્હેગારના સંબંધમાં તે નિર્દોષ છે કે ગુન્હેગાર છે. તેનો વિચાર કરવા જુરીના માણસો એક ઓરડામાં ગયા, જેમ્સને કોર્ટની બહાર ઉભો રાખ્યો, કેટલાક વખત પછી જુરીએ જેમ્સને ગુન્હેગાર છે એવો અભિપ્રાય આપ્યો. તેને ફાંસીની સજા કરવામાં આવી. જેમ્સે જાણ્યું કે, હવે શિક્ષા થઈ ચુકી છે પછી ખરી વાત કહેવામાં શું હરકત છે. તેણે કહ્યું હા, મેંજ ફિશારનું ખુન કર્યું હતું. એક દિવસ તે ખેતરના દરવાજા પાસે ઉભો હતો તે વખતે મેં તેનું ખુન કરી તેના શબને ત્યાં પાસેના ભોંયરામાં દાટયું હતું. મેં જ્યારથી તેનું ખુન કર્યું હતું ત્યારથી મારા મનમાં એક પ્રકારનું દારૂણ દુઃખ થતું. આજે ગુન્હો કબુલ કરવાથી મારૂં મન શાંત થયું છે. આવી રીતે જેમ્સને સજા થઇ ફિશારની છાયા મૂર્ત્તિની વાત કેસમાં લખાઇ ચુકી.

આ પછી ફિશારની છાયા મૂર્ત્તિ ફરી કોઇના જોવામાં ન આવી. આ વાત મેંચેસ્ટરના દુ વર્લ્ડસ નામના પેપરમાં પ્રસિદ્ધ થઈ હતી.

આપણે તો ભૂત પ્રેતને માનીયે છીએ, હવે પાશ્ચિમાત્યો માનવા લાગ્યા છે, મનુષ્યને જો કાંઇ વાસના આ લોકમાં રહી હોય છે તો તે પ્રેત યોનિને પામે છે. ફિશારને પોતાના ખુનની વાત આવી રીતે છાયા મૂર્ત્તિ બતાવી પ્રસિદ્ધ કરવાની વાસના રહેલી તેથી તેણે જાન્શનને દર્શન આપેલાં. તે વાસના પુરી થતાં ફરી તેની છાયા મૂર્ત્તિ કોઇના જોવામાં ન આવી.

## પ્રકરણ ૫૦ મું

## લિટેલટન

ઇંગ્લંડમાં લિટેલટનવંશના લોર્ડ જુના વખતથી જમીનદાર છે. તેના વંશમાં ટામસ નામનો એક માણુસ થયો. તેના બાપનું નામ જાર્જ લિટેલટન હતું. તેના બાપના મરણ પછી ટામસને તેનો વારસો મળ્યો. ઇંગ્લંડ અને આયર્લેંડમાં તેના અનેક મહેલો હતા. લંડનની અગ્નિ ખૂણા તરફ ૧૫ માઇલ દુર એપ્સમ નામનું એક નાનું ગામ છે. તેમાં ટામસનો મહેલ હતો. તેનું નામ પિટપેલેસ હતું. એ ઉપરાંત

બાર્કલી સ્કવેયરમાં હિલસ્ટ્રીટમાં વિલાસભવન પણ તેનો મહેલ હતો. બંને જગાએ તે રહેતો હતો.

લોર્ડ ટામસ લિટેલટન લોર્ડસભાનો સુપરિચિત સભ્ય હતો. તે હાસ્ય મશ્કરીમાં, વાર્તા વિનોદમાં પ્રસિદ્ધ ગણાતો. તેની પાસે વિશાલ ધન સમ્પત્તિ, અને ઘણી જમીન હતી તેથી તેની પાસે માખીયોની માફક અનેક મિત્રો હંમેશાં રહ્યા કરતા. તેના વિલાસ ભુવનમાં સુખ સમૃદ્ધિની અનેક વસ્તુઓ હંમેશાં રહેતી. તેણે હજુ લગ્ન કર્યું નહોતું. તે સ્વચ્છન્દાચરણી હતો. ઘણી યુવતિયોને તેણે પતિત કરી હતી. આયર્લેંડની એમ્ફેલ્ટ નામની વિધવાને ત્રણ કન્યાઓ હતી. તે ત્રણે ભય અને લાભને વશ થઇ ટામસ લિટેલટનની પાસે રહી તેની વૃદ્ધ માતાના જીવને દુઃખ દેતી હતી. એક આયર્લેન્ડમાં રહેતી, અને બે લિટેલટનની પાસે ઇંગ્લંડના જુદા જુદા મહેલોમાં રહેતી. અને તેની માતા શોકથી આયર્લેન્ડની એક નાની સરખી ઝુંપડીમાં રહેતી. ધનમદ, અને અધિકાર મદથી આત્માને ભૂલેલા પુરુષોની પાસે રમણી એક ક્ષણિક આમોદની વસ્તુ તરીકે ગણાય છે. પરંતુ રમણિયોને માટેય આલોક અને પરલોક છે. અને રમણિયોને માત્ર એક બાગનું ફુલ સમજી પોતાની રસીકતાથી ઢંકેલી આસુરી નિષ્ઠુરતાના આનંદમાં જીવન વિતાવનાર લોકોને માટે પણ આ લોક અને પરલોક છે. આમોદ પ્રિય લિટેલટન પરલોકના અસ્તિત્વને માનતો નહીં, સંસારના ઘણા લોકો ધનમદ, સત્તામદમાં ગુમાની થઇ વિલાસી પુરુષો પરલોકને માનતા નથી, અને પરલોકનું નામ સંભળી નાક ચઢાવે છે. આવા પુનર્જન્મ અને પરલોકના અસ્તિત્વને ન માનનારા લોકો અભિમાનથી અનેક પાપકર્મ કરી નરકયાતના ભોગવે છે.

ટામસ લિટેલટન પોતાની જમીન્દારીની તપાસ કરવા ઘણીવાર આયર્લેન્ડ જતો હત. તેનું શરીર બળવાન સ્ફુર્ત્તિ વાળુ અને હૃદય સર્વ પ્રકારના વિલાસ સુખોમાં અનુરક્ત રહેવા છતાં પણ તે એક કષ્ટદાયક રોગથી પીડાતો હતો. તેનું મન કંઇક ઉદાસ પણ રહેતું હતું. તે આ વખતે લંડનમાં બાર્કલી સ્કવાયરના હિલસ્ટ્રીટવાળા મહેલમાં રહેતો હતો. તેની સાથે તેના સુખને માટે પેલી બે કુમારિકાઓ પણ રહેતી હતી. પણ તે કુમારિકાની માતા આયર્લંડમાં એક શુન્ય ઝુંપડીમાં દુઃસહ શોક, દુઃખ લજ્જા, અને અપમાનને લઇ મરણની તૈયારી કરતી હતી. પ્રથમ તેને વિશ્વાસ હતો કે લોર્ડ લિટેલટન પોતાની એક

કન્યા સાથે લગ્ન કરી તેને પત્નિ રૂપે સ્વીકારશે. અને બીજી બે કન્યા માટે યોગ્ય વર શોધી તેની સાથે પરણાવશે. પણ તેના આ વિશ્વાસનો ભંગ થયો. આ વૃદ્ધ સ્ત્રી અનેક રોગથી પીડાતી, તેની કોઇ ખબર લેનાર કે પાણી પાનાર પણ પાસે નહોતું. એક દિવસ અર્ધી રાત્રે તે પોતાના પુત્રીઓને તેમનાં નામ દઇ બોલાવતી થાકી ગઇ, પણ કશો ઉત્તર ન મળ્યો. તેની આંખોમાંથી આંસુની ધારા વહી રહી છે. કેટલીક વાર સુધી આ પીડા સહન કરી તે હંમેશને માટે સુતી તે પછી ઉઠીજ નહિં. આ નિર્જન કુટીમાં. હૃદયના દારૂણ દાહથી દગ્ધ થઇ તે વૃધ્ધ સ્ત્રી મુત્યુ મુખમાં પડી, કોઇએ તેની બિચારીની ખબર પણ ન લીધી.

વૃદ્ધ સ્ત્રીએ જે દિવસે જે સમયે આયર્લેન્ડની તેની આ નિર્જન ઝુંપડીમાં દેહ ત્યાગ કર્યો હતો. તે દિવસે તે સમયે તેના સમસ્ત દુઃખોના મૂળ કારણ રૂપ લોર્ડ લિટેલટન લંડનના હિલસ્ટ્રીટવાળા મહાલયમાં ગાઢ નિદ્રામાં સુઇ રહ્યો હતો. દર રોજની માફક આજે તે માંડી રાત સુધી અનેક પ્રકારના આનંદ પ્રમોદનો ઉપભોગ કરી તે સુખ પુર્વક સુતો હતો. દરરોજની માફક તેના નોકરો પણ તેના ખંડના દિવા હોલવી નાંખી પોત પોતાને સ્થાને સુઇ ગયા હતા. લિટેલટન કોમળ શય્યામાં સુખે ઉંઘતો હતો. સહસા કોઇ શબ્દ સંભળી તેની ઉંઘમાં ભંગ પડયો. તેને લાગ્યું કોઇ પક્ષી કાચની બારી આગળ પાંખો ફફડાવતું હતું. જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જોયું તો ત્યાં પક્ષી નથી પણ એક સ્ત્રી ઉભેલી છે. તેણે ધોળાં કપડાં પહેર્યાં છે ફોસ્ફરસનું પ્રકાશ પડે ને અજવાળું થાય તેમ કોઇ જાતના પ્રકાશથી ઘરમાં અજવાળું થઇ રહ્યું હતું. લિટેલટને જોયું તોતે સ્ત્રી તેની વિલાસ સંગિની કુમારીકાઓની દુઃખી માતા છે. ક્રોધ ભરી દષ્ટિથી તેની સામે જોઇ રહી છે. લિટેલટને બીજી તરફ જોવા ઇચ્છા કરી પણ તે તેમ કરી શકયો નહિં. તેનાં બંને નેત્ર આ સ્ત્રી મૂર્તિના બળતા બે અંગારા જેવાં ભયંકર નેત્રોથી જાણે કોઈ અજ્ઞાત સુત્ર દ્વારા બંધાઇ ગયાં હોય એમ લાગ્યું. ટોમસનું હૃદય ધડકવા લાગ્યું શરીર વિવશ થયું, એવામાં તે સ્ત્રીએ ગંભીર અવાજે કહ્યું: ‘ રે પાપિષ્ટ, તારૂં જીવન પૂર્ણ થઇ ગયું. તું મરવા માટે તૈયાર થા. ” ટોમસે કહ્યું: ‘ શું ! મૃત્યુ ! નહીં. હજુ મૃત્યુની વાર છે. મને કોઇ મૃત્યુનું ચિન્હ નથી જણાતું. ” તે સ્ત્રીએ કહ્યું: “ બે મહિના નહિં, ત્રણ દિવસની અંદર,

જ." આ ખંડમાં એક મોટું ઘડીઆળ લટકાવેલું હતું. તેમાં આ વખતે બાર વાગ્યા હતા. સ્ત્રીએ તે ઘડીઆળ તરફ આંગળી ધરી મંદ સ્વરે કહ્યું: "જો આ ઘડીઆળમાં બાર વાગ્યા છે. બરોબર જોઇ લે. આજથી ત્રીજે દિવસે રાત્રે જ્યારે ઘડીઆળનો કાંટો ફરી આ સ્થાન પર આવશે ત્યારે હું આવી તને લઇ જઇશ."

વાત પુરી થતાં પ્રકાશ જતો રહ્યો. પ્રથમ માફક અંધકાર છવાયો, એને પેલી સ્ત્રીની છાયા મૂર્ત્તિ અદૃશ્ય થઇ, આ શું સ્વપ્ન કે ખરી વાત. લિટેલટનના સમજવામાં કાંઇ ન આવ્યું. તે ઘણો ભયભીત થયો. તેણે નોકરને બૂમ મારી, નોકર ફાનસ લઇ તેની પાસે આવ્યો. આવી જુવે છે તો તેના આખા શરીરમથી પરસેવો છુટી રહ્યો છે, તે અત્યંત અધીર થઇ ગયો છે, સવાર થયું. ટોમસ બહાર આવ્યો. આજે રોજની માફક તેના મનમાં આનંદ પ્રમોદની ચંચળતા તેમ પ્રસન્નતા જણાતી નથી. તેની રસિકતા લુપ્ત થઇ ગઇ. ઉલ્લ મની તરંગો વિલીન થઇ ગઇ,તેણે પોતાના મિત્રોને એ વાત કરી,મિત્રોએ કહ્યું કે એતો જુઠું સ્વપ્ન છે, માટે એવી સ્વપ્નની વાતો સાચી ન માનવી. પણ તેણે એમનું કહ્યું ન માન્યું. તેનું મન અસ્થિર બન્યું, તેના મનમાં શાંતિ ન મળી, કાલે સ્વપ્ન જોયું, અને આજે બીજો દિવસ છે, કાલે ત્રીજો દિવસ થશે, કાલે ૧૨ વાગ્યાનો સમય સાંભળતાં તેનું હૃદય કંપવા લાગ્યું.

લોર્ડ લિટેલટન પરલોકનું અસ્તિત્વ સ્વીકારતો નહોતો એ પહેલા કહ્યું છે, પણ આજે તે ભયથી વ્યાકુલ બની ગયો, અને વચમાં વિચાર કરવા લાગ્યો કે: કદાચ પરલોક સાચો હોય તો મારી શી ગતિ થશે? તેણે મનને શાંત્વન આપવા ઘણું કર્યું પણ મન શાંત ન થયું. તે પાર્લામેન્ટમાં પણ તે દિવસે ગયો. જતી વખતે પોતાના શરીર તરફ જોઇ વિચાર કરવા લાગ્યો કે શરીરતો સુદૃઢ છે, મારૂં મૃત્યું થવા સંભવ નથી, ઠીક કાલે ૧૨ વાગ્યા પછી સત્ય શું છે તે જણાશે.

આજે લિટેલટનનો ત્રીજો દિવસ છે. તે હિલ સ્ટ્રીટવાળા મકાનમાંથી પિટપેલેસમાં આવ્યો, તેના બધા મિત્રો. સ્વજનો એકઠા થઇ તેની પાસે બેઠા. માત્ર તેનો મિત્ર માઇલ્સ પીકર એન્ડ્રુજ પરગામ ગયેલો તે આવ્યો નહોતો. લોર્ડ લિટેલટન રવીવારે સવારે ડાર્ટફોર્ડ પોતાના પ્રિય મિત્ર એન્ડ્રુજને મળવા જવાનો હતો. પિટપેલેસથી ડાર્ટફોર્ડ ૩૦ માઇલ દૂર હતું. પિટપેલેસમાં આવતાં લોર્ડ લિટેલટન

શ્વાસ રોકાતાં કાંઇક દુઃખી થયો. રાત્રે યથાવિધિ ભોજન કર્યું પછી નાના પ્રકારની બીજી વાતો બધા કરવા લાગ્યા. લિટલટનને કાંઇ ચેન પડતું નહિં, તે વારંવાર ઘડીઆળમાં જોતો હતો કે કેટલા વાગ્યા છે. તેના મિત્રોએ પિટપેલેસની બધી ઘડીઆળો એક કલાક આગળ મૂકી હતી જ્યારે સાચી ઘડીઆળમાં ૧૦ા વાગ્યા હોય ત્યારે લિટલટનની ઘડીઆળમાં ૧૧ા વાગ્યા હોય તેણે ઘડીઆળમાં જોયું. એટલે તેનું મુખ ઉદાસ થયું, તે અર્ધો કલાક ઘડીઆળ સામે જોઇ રહ્યો, જ્યારે ઘડીઆળનો કાંટો ૧૨ ઉપર આવ્યો ત્યારે તે બાળકની માફક બે હાથે તાલીયો પાડી પ્રસન્નતા જણાવવા લાગ્યો અને કહેવા લાગ્યો કે હું હવે બચી ગયો આપ સર્વ આનંદી બની સરબત વિગેરે પીઓ. પેલી જુઠી ઘરડી સ્ત્રીએ મને નકામો ભયભીત બનાવી દીધો. હું પણ કેવો અજ્ઞાન કે સ્વપ્નની એક જુઠી વાતપર વિશ્વાસ કરી બે ત્રણ દિવસથી ભયભીત બની ગયો, આ પછી ઘડીઆળમાં ૧૨ાા વાગતાં તે સુવા માટે શયનગૃહમાં ગયો. આ વખતે પણ ૧૨ વાગ્યા નહોતા. લોર્ડ લિટલટને એક નોકરને ચમચો લાવવાની આજ્ઞા કરી પોતે પલંગમાં સુતો. જ્યારે નોકર ચમચો લઇ પાછો આવ્યો તો તેણે સ્વામીને સ્વસ્થ ન દીઠો, તે મૂર્છિત થઇ શય્યા નીચે પડ્યો હતો, સામે ભયસૂચક ઘંટ હતો તે તેણે વગાડ્યો, તેનો અવાજ થતાં લિટલટનના બધા મિત્રો ઝટ ઉઠીને તે ખંડમાં આવ્યા. સર્વ જુએ છે તો લિટલટનનું શરીર પ્રાણ હીન બની નોકરના ખોળામાં પડયું છે.

લાર્ડ ટામસ લિટલટને જે વખતે શરીર છોડ્યું તે વખતે તેનો પરમ પ્રિય મિત્ર એન્ડ્રુઝ ડાર્ફ કાર્ડ પોતાની શય્યામાં તન્દ્રાગ્રસ્ત થઇ પડ્યો હતો. કોઇ ચિંતાથી તે રાત્રે નિદ્રા આવી નહોતી, ઘરમાં મંદ પ્રકાશ હતો રાત્રે બાર વાગતાં કોઇએ તેની ચાદર ખેંચી તે ચમકી ઉઠ્યો, જુએ છે તો સામે રાત્રિના પોશાકમાં લાર્ડ લિટલટન ઉભો છે, કેવળ જોયોજ નહિં પણ તેની સ્પષ્ટ વાતો પણ સાંભળી, લિટલટને કહ્યું "મારૂં આયુષ્ય પૂર્ણ થઇ ગયું, રાત્રિનું સ્વપ્ન સાચુ પડયુ, માત્ર એ સમાચાર આપવા માટે હું અહીં આવ્યો છું."

પ્રથમ નક્કી કર્યા પ્રમાણે રવીવારે સવારે મળવાને બદલે લિટલટન વહેલો આવ્યો, વળી કવખતે આવ્યો તેથી લાર્ડ એન્ડ્રુઝ તેનાથી કંઇક નારાજ થયો, બંને ખાસ મિત્રો હતા, એન્ડ્રુઝે જાણ્યું કે લિટલટન સ્વપ્નની વાત માટે મારી મશ્કરી કરવા આવ્યો લાગે છે. એ-

ન્ડ્રુજ સ્વપ્નની વાત સત્ય માનતો નહોતો, તેમ પ્રેત યોની પણ માનતો નહેતો, તેણે લિટેલટને કહ્યું તું એવા કવખતે આવ્યો છે, કહે હવે હું તને કયાં બેસાડું " એમ કહી તેણે કાંઇક કૃત્રિમ ક્રોધ બતાવવા માટે સામે પડેલી એક નાની ચોપડી લિટેલટન સામે ફેંકી પણ લિટેલટનની છાયા મૂર્ત્તિ પાસેના એક ખંડમાં ચાલી ગઇ, એન્ડ્રુઝ પલંગમંથી ઉઠયો, અને લિટેલટન જે ખંડમાં ગયો હતો ત્યાં ગયો, પણ કોઇનો પત્તો ન લાગ્યો,આખું મકાન જોઇ વળ્યો. પણ કોઇ ન જણાયું, નોકરોને બુમ મારી, તેમણે પણ અંદર બહાર સર્વ સ્થળે જોયું પણ લિટેલટનનાં અંદર આવવાનાં તેમ અંદરથી બહાર જવાનાં કોઇ ચિન્હ ન જણાયાં. અંદરથી સર્વ કમાડ બંધ છે, એન્ડ્રુઝને આશ્ચર્ય થયું, અંતે કહ્યું. જેવો મનુષ્ય તેવી તેને સજા. જેવો કવખતે મશ્કરી કરવા માટે અહીં આવ્યો હતો તેવો કંઇ હોટલ બોટલમાં જઈ ભરાયો હશે.

સવાર થયું, પણ લોર્ડ લિટેલટન આવ્યો નહિં. બપોર સુધી રાહ જોઇ પણ ન આવ્યો. બપોર પછી તાર મળ્યો કેઃ " ગયા શનિવારે રાત્રે ૧૨ વાગે લાર્ડ લિટેલટનનું મૃત્યુ થયું છે. " આ સમાચાર વાંચી એન્ડ્રુઝ મૂર્છિત થઇ ગબડી પડયો. આ પછી ત્રણ વર્ષ સુધી તેનું શરીર સ્વસ્થ ન રહ્યું

આ વાત એન્ડ્રુઝે કોમન્સ સભાના સભાસદ મિ. પ્લુમર એડવર્ડને કહી. આ સંબંધમાં તેના ચાકરોની, મિત્રોની અને પેલી વિધવા એમ્પ્લેટની બંને કન્યાઓની પણ સક્ષી લેવાઇ હતી. અને તે વખતે બધે પ્રસિધ્ધ થઇ હતી. આ વાતથી મનુષ્યોએ જાણવું જોઇએ કેઃ આ લોક છોડયા પછી પરલોકમાં જવાનું છે,અન્યાયની પછી ન્યાયછે, માટે પરલોક ભૂલી જઇ આ લોકમાં ગમેતેમ વર્ત્તવું એ બુદ્ધિમાનનું કામ નથી. " લિટેલટન ધનના મદમાં, સત્તાના મદમાં ઉન્મત્ત થઇ ગરીઓની છાતી પર પોતાની ગાડી ચલાવતો, કારણ તે પરલોકને માનતો નહિં. મૃત્યુ થવાથી જીવના સુખ કે દુઃખનો અંત આવતો નથી, પણ તે ક્ષણે તે મુહુર્ત્તમાં, આપણી આંખે ન જોઇ શકાય તેવું સૂક્ષ્મ શરીર ધારણ કરીને તે મૃત્યુ લોકમાંથી બીજા લોકમાં પ્રવેશ કરે છે. ત્યાં પાછાં ફરી તેના સુખદુઃખનો પ્રારંભ થાય છે. એ લોકને આપણે પ્રેત લોક કહીએ છીએ, અને તે પ્રેત લોકમાંથી તેની મુક્તિ થાય તે માટે મરનારની પાછળ શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરવાનુ હિંદુ ધર્મશાસ્ત્રોમાં

વિધાન છે. માટે મનુષ્યોએ લાલસાઓના પ્રબળ પૂરમાં પોતાની જીવન નૌકાને છોડી પરિણામે ચિંતાથી ઉદાસિન થવું પડે તે માટે સાવચેત રહેવું.

પરમાત્માએ મનુષ્યને વાસ્તવિક મનુષ્યત્વ પ્રાપ્ત કરવા માટે વિષયોમાં પૂર્ણ સ્વતંત્રતા આપી જન્મ આપ્યો છે, પશુ પક્ષીઓ સ્વતંત્ર નથી, મનુષ્યોને તે પ્રાપ્ત છે; મનુષ્ય એ સ્વતંત્ર બુદ્ધિ આદિના સદવ્યવહારથી મૃત્યુ પછી દેવત્વને પ્રાપ્ત કરી દેવલોકમાં જઇ શકે છે, અને સ્વતંત્રતાનો દુરૂપયોગ કરી કર્મ દોષથી કર્મફલના પરિણામે અલ્પ કે વધુ વખતને માટે નરકગામી પણ થઇ શકે છે, ઇશ્વર તેની આ બુદ્ધિ આદિની સ્વતંત્રતામા વિક્ષેપ કદી કરતા નથી. મનુષ્યોએ પુનર્જન્મ માનવો જોઇએ. પૂર્વે અર્જુન, પ્રતાપ, બોનાપાર્ટ જેવા યોદ્ધા, કાલિદાસ. તુલસીદાસ જેવા કવિઓ અનેક કોટયાધિપતિઓ, રાજા મહારાજાઓ, પોતાની વિપુલ ધન સંપત્તિ અહીં મૂકીને એક દિવસ મૃત્યુને આધીન થઇ બીજા લોકમાં ગયા છે.

આપણા શાસ્ત્રોતો પરલોક માને છે. મનુષ્યની જેવી કરણી તેવી પાર ઉતરણી અને આ જન્મનાં કરેલાં શુભ અશુભ ફળને ભોગવવા પરલોકમાં જવાનુ છે. શુભ કર્મ કરનાર પરલોકમાં સુખ ભોગવે છે. અશુભ કર્મ કરનાર નરક યાતના ભોગવી દુઃખી થાય છે. માટે મનુષ્યે હંમેશાં પરલોકનો ભય રાખી સદાચારથી વર્ત્તવું.

લોર્ડ લિટેલટને આયર્લેન્ડની દુઃખી વિધવાની ત્રણ જુવાન કન્યાઓનુ અપહરણ કરીને પોતાની વિલાસ વાસનાના બળતા અગ્નિમાં તેમની આહુતિ આપી હતી. તે વિધવા મરતી વખતે લોર્ડ લિટેલટનના ઇંગ્લંડના વિલાસ ભુવનમાં શી રીતે આવી તેણે લિટેલટનના મૃત્યુનો વખત શાથી નક્કી કર્યો અને તે નિશ્ચય અનુસાર ત્રીજે દિવસે કઇ શક્તિની મદદથી તેણે એક ક્ષણભરમાં તેનું મૃત્યું ઉપજાવ્યું. આ સંબંધી ઘણાને શંકા થશે. આ સંબંધમાં જણાવવાનું કે. મનુષ્યનું સ્થૂલ શરીર છે, તેનું મૃત્યું થાય છે, પણ સૂક્ષ્મ શરીર તો રહે છે. એ સૂક્ષ્મ શરીર આત્મા વિજળીથી પણ વધુ ગતિથી એક સ્થાનેથી બીજા સ્થાને જઇ શકે છે, આ પ્રમાણે સૂક્ષ્મ શરીરને આયર્લેન્ડ આવતાં વાર ન લાગી. અધ્યાત્મ લોકમાં રહેનારા સૂક્ષ્મ શરીરોને મનુષ્યના ભવિષ્ય જીવન સંબંધી ઘણું જ્ઞાન હોય છે. આયર્લેન્ડની ઘેલી વૃદ્ધ સ્ત્રી પોતાની શક્તિથી જ્ઞાન પ્રાપ્ત ન કરી શકે છતાં પણ

બીજી કોઇ ઉચ્ચ આત્મિક શકિતની સહાયતાથી તે આવું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, અને જ્ઞાન પ્રાપ્ત ન હોવા છતા પણ જેમ મનુષ્યો આ પૃથ્વી પર પ્રતિહિંસાના આવેશથી બીજાના પ્રાણ લે છે તેવી રીતે પ્રબળ પ્રતિહિંસાના આવેશથી તે વૃદ્ધાએ પોતાની નવી । આધ્યાત્મિક શકિતદ્વારા જ તેના પ્રાણુ લઇ લીધા હશે. તેવી જ રીતે લોર્ડ લિટને મૃત્યુ થતાં પોતાના પરમ મિત્રને મળવાની વાસના પુરી કરવા તે સૂક્ષ્મ શરીરે એન્ડ્રુઝ પાસે આવી શકયો હતો.

ભૂત, પ્રેત એ સૂક્ષ્મ શરીર છાયા મૂર્ત્તિ આ વાતાવરણમા રચી, બીજાં મનુષ્યને દર્શન દઇ શકેછે. આપણા હિંદુઓ તો ઘણાને રાત્રે અમુક પ્રેત કે ભૂત રૂપે કોઇ મરેલા મનુષ્યને જોયાની વાતો સાંભળીએ છીએ. શાસ્ત્રો કહે છે કે ભૂત લોક પ્રેત લોક છે, એ વાત સાચી છે. મરનારનો મૂઆ પછી અમુક લોકમાં પ્રવેશ થાય છે, વળી પ્રેત યોનિમાંથી છુટી મનુષ્યલોકમા પણ જન્મ લે છે. તેનો પ્રેત યોનેમાંથી છુટકારો થાય તે માટેજ શાસ્ત્રોમાં મરનાર પાછળ શ્રાદ્ધાદિક કરવાનું, પુણ્યદાન આપવાનું જણાવેલું છે.

---

## પ્રકરણ ૫૧ મું

## પ્રેમનું મહાત્મ્ય

આપણા પ્રાચિન ઋષિ મુનિયો પરમાત્માના પ્રેમનો અનુભવ કરતા, આનંદમાં આવી આત્મ વિસ્મૃત થઇ જતા હતા. જ્યારે તેમના હૃદયમાં પ્રેમની લહેરો સમાતી નહીં ત્યારે તેમના હૃદયમાં પ્રેમ ઉભરાઇ જતો ત્યારે તે આનંદ વિહવલ થઇ ગદ્‌ગદ સ્વરે કહેતા કે **रसो वै सः रसो वै सः–रसो वै सः ।** અર્થાત તે રસ સ્વરૂપ છે, તે રસસ્વરૂપ છે, તે સ્વાદુ મધુર,પ્રાણોને શીતલ કરનાર, પૂર્ણ આનંદમય અને રસ સ્વરૂપ છે, તે કદી કદી આવા આવેશમાં આવી કહેતા કે:—

" **प्रेयः पुत्रात , प्रेयो वित्तात, प्रेयोऽन्यस्मात सर्वस्मात ।** "

અર્થાત તે પુત્રથી પ્રિય, ધનથી, પ્રિય, અને સંસારની અન્ય સર્વ વસ્તુ ાથી પ્રિય છે.

ખ્રિસ્તી શાસ્ત્રીમાં પણ ઇસુનો શિષ્ય જાન કહે છે કે:

અર્થાત્ ઇશ્વર જ પ્રેમ છે, તે પ્રેમમય નથી, કિન્તુ સ્વતઃ તે પ્રેમ સ્વરૂપ છે. અને તેનુ એક નામ પ્રેમ છે. એવી રીતે જે મનુષ્ય

સાર્વજનિક પ્રેમથી હંમેશાં પરિપૂર્ણ રહે છે, તે પરમેશ્વરના સ્વરૂપ-માંજ સ્થિત રહે છે એમ સમજવું.

ઇશ્વરના આ પ્રેમથી મનુષ્ય તો શું પણ પશુ પક્ષી અને વૃક્ષ-લતાદિ પણ વંચિત નથી. કેમકે આ પ્રેમજ સર્વ પદાર્થોના પ્રાણરૂપ છે. અને પ્રત્યેક પદાર્થમાં તેની યોગ્યતાનુસાર પ્રેમ હોય છે. વૈજ્ઞાનિકોએ પરીક્ષાથી સિદ્ધ કર્યું છે કે: જો સોનાના બે ટુકડાને કેટલેક અંતરે રાખી ત્રિજોરીમાં મૂકવામાં આવે તો કેટલાક દિવસ પછી જોશો તો તે એક બીજા પ્રતિ આકર્ષાઇને મળી ગયા હશે. સજીવ પત્થર પણ તલ જેટલો રોજ વધે છે, અને એમ થોડે થોડે વધતાં બીજા પત્થર સાથે મળી જાય છે, મૃગલી જ્યારે પોતાના હૃદયમાં છુપાયલા પ્રેમના ઉલ્લાસથી નિસ્તબ્ધ થઇ સમીપ ઉભેલા મૃગના મનોહર સિંગડા પોતાની ડાબી આખ ઘસે છે ત્યારે એ કેવા પ્રેમનો અનુભવ કરે છે? એ પ્રકારે જ્યારે હોલી હોલા પાસે બેસી ગળા સાથે ગળુ મેળવી વિચિત્ર ગુંજન કરે છે, અને બરોબર તેની ચાંચ પર પોતાની ચાંચ રાખી પોતાની પ્રેમાકુલતાનો પરિચય આપે છે, ત્યારે એ જોઇ કોણ મુગ્ધ નહિં થાય? પરંતું એ પ્રેમ જ્યારે મનુષ્ય હૃદયમાં પવિત્રતાના અંતિમ સૌંદર્ય સુધી વિકસિત થઇ યુવક યુવતિયોને આ પૃથ્વી પર જ સ્વર્ગ સુખનો અનુભવ કરાવે છે ત્યારે તે જોઇ પ્રીતિમાન મનુષ્ય ઇશ્વરનું સ્મરણ કર્યા વિના રહી શકતો નથી. આ પ્રેમ એવો સુંદર, એવો મધુર અને એવો રસપૂર્ણ છે કે એની પ્રકટ મૂર્ત્તિ નીરસ, નિષ્ઠુર અને પાષાણ હૃદય પર પ્રતિબિમ્બિત થયા વગર રહેતી નથી. આ પ્રેમ પ્રથમ પૃથ્વી પર વિકસિત થાય છે પછી પારલૌકિક જીવનમા તેનો પૂર્ણ વિકાશ થાય છે. આજે એવુંજ પ્રેમ પટનું અત્રે દૃષ્ટાંત આપીશું. જેથી વાચકોને જણાશે કે સાચો પ્રેમ માત્ર આ લોકને માટે નહિં પણ પરલોકને માટે પણ હોય છે.

---

## પ્રકરણ પર મું.

---

### આત્મકહાણી

જેન અને એની બે બહેનો હતી. બંને ભણેલી અને ઉચ્ચ ચારિત્રવાળી હતી. નાનપણમાં બંને સુખમાં ઉછરી હતી. તેમનો બાપ એક પ્રતિષ્ઠિત પુરુષ હતો પણ આ વખતે તે જીવતો નથી.

લંડનની પશ્ચિમે આવેલા એક ગામમાં એ બંને બ્હેનો એક નિર્જન ઘરમાં રહેતી હતી. જેન મોટી અને એની નાની હતી. બંનેની ઉમ્મરમાં માત્ર ત્રણ ચાર વર્ષનું અંતર હતું ઘરમાં બીજું કોઇ નહોતું. એટલે મોટી બેન જેનજ એનીનું રક્ષણ કરતી. બંને બ્હેનો વચ્ચે ઘણો સ્નેહ હતો. બંનેનો આત્મા એક હતો, પ્રાણ–જીવ એક હતો પણ માત્ર શરીર જુદાં હતાં. જેન અને એની બંને યુવતી અને બંને જગન્મોહિની સુંદરીઓ હતી.તથાપિ રૂપમાં જેન કરતાં એની વધુ સુંદર હતી. યુવાનીમાં આવતાં પણ તે વ્યવહારમાં એક નાની ઉમ્મરની બાલિકા જેવી હતી. તે કદી કોઇના તરફ આંખ ફેરવી જોતી નહિં કે કોઇને ખોટું લાગે તેવી વાત કરતી નહિં. તે જેવી નમ્ર અને વિનીત હતી તેવીજ મીઠા સ્વભાવની હતી, ને ઘણી શરમાળ હતી, તેનો સ્વભાવ અને તેજસ્વી નેત્રોથી તેના મુખ મંડળ ઉપર એક એવા અનુપમ માધુર્યની છટા વિરાજતી કે તેને દેખતાંજ અપરિચિત મનુષ્યના હૃદયમાં તેના પ્રતિ પ્રગાઢ પ્રીતિ અને સ્નેહનો સંચાર થઇ આવતો.

એની પિયાનો સારી રીતે વગાડી જાણતી, તેનો સ્વર પણ મીઠો હતો તેથી તે ગાતી પણ મધુર. તે પીયાનો વગાડતાં સુરમાં સુર મેળવી, સ્વપ્નાવેશમાં આવી અર્ધ મીચેલાં નેત્રોને નચાવતી મધુર કંઠે ગાતી હતી ત્યારે ગૃહમાં પાળેલાં પશુ પક્ષી પણ મંત્ર મુગ્ધની માફક તેના તરફ આકર્ષાતાં.

બંન્ને બ્હેનો કુંવારી હતી. એની એ પોતે કોની સાથે લગ્ન કરવું તે નક્કી કરી તેની પ્રેમમૂર્ત્તિ પોતાની પાસે રાખી હતી. તેનું નામ ચાર્લ્સ હતું. લશ્કરની ભરતીમાં ચાર્લ્સે પોતાનું નામ લખાવ્યું. ચાર્લ્સ શાંત પ્રકૃતિનો હતો, તે પોતાની વિદ્યા સચ્ચરિત્રતા, સુરવરૂપથી સર્વનો પ્રીતિ પાત્ર બન્યો હતો.

એની બહુ વાતચિત કરતી નહિં, તે પોતાના હૃદયની વાતને પોતાના પ્રેમના ઇતિહાસને પોતાની બરોબરીની બાલિકાઓને પણ કહેતી નહીં. તે ચાર્લ્સ સાથે લગ્ન કરવાની વાત બીજાથી છુપાવતી હતી. પણ તેની વાત ઢાંકી રહી નહિં, ધીમે ધીમે ચાર્લ્સ અને એનીનો છુપાયલો પ્રેમ અતિ ગંભીર પ્રણય । રૂપમાં બદલાયો. કેટલાક વખત પછી જેનના પ્રયત્નથી ચાર્લ્સ અને એનીનાં લગ્ન કરવાની તૈયારી થઈ રહી, ચાર્લ્સ અનેક કામમાં પડવા છતાં એનીને ક્ષણભર માટે પણ ભૂલતો નહિં. એનીનો સાચો પ્રેમ અને તેની મનોમોહિની

મૂર્ત્તિ હંમેશાં તેને સાંભળતી. તે એક સેનાનો સેનાપતિ થયો, તે યુદ્ધમાં નિપુણ હતો, વીર હતો, તેની લોકો પ્રશંસા કરવા લાગ્યા. તેની કીર્ત્તિ એનીએ પણ સાંભળી આનંદનો અનુભવ કરતી. તે વારંવાર ઇશ્વરને પ્રાર્થના કરતી કે તે ચાર્લ્સનું રક્ષણ કરે.

લન્ડનની પશ્ચિમે એક ગામમાં સ્ટન નામનો એક પુરૂષ રહેતો હતો, સટનની સ્ત્રી જેમ અને એનીની સંબંધી હતી, આજે સટનને ત્યાં રાત્રે ભોજનનો મેળાવડો હતો, ઇંગ્લંડે યુદ્ધમાં વિજય મેળવેલો હોવાથી આજે આખા નગરમાં ઉત્સવ ઉજવાઇ રહ્યો હતો, સટનને ત્યાં આજે મેળાવડો હતો, શહેરના પ્રતિષ્ઠિત સ્ત્રીપુરૂષ આવ્યા હતાં, સર્વ હાસ્યવિનોદમાં મગ્ન હતા. જેન અને એનીને પણ આજે આમંત્રણ હતું, એનીનો પ્રેમી ચાર્લ્સ યુદ્ધમાં ગયેલો હોવાથી તેણે આનંદમાં કશો ભાગ ન લીધો, તે પીયાનો સારો વગાડી જાણતી તેમ ગાતી પણ સુંદર મધુર સ્વરે, એટલે તેને ઘણાના આગ્રહથી પીયાનો વગાડવા બેસવું પડયું. તેને આજે ગાવું કે પિયાનો વગાડવાનું મન નહોતું છતાં તેની સરખી ઉમ્મરની બ્હેનપણીઓના આગ્રહથી પિયાનો વગાડવા તેમ ગાવા લાગી. તેના કંઠમાંથી સંગીતનો સ્વર નીકળતાં ઉત્સવમાં એકદમ શાંતિ ફેલાઇ, ગીત જેમ જેમ મૃદુ અને મધુર બનતું ગયું તેમ તેમ લોકો તેને વારંવાર ગાવા આગ્રહ કરવા લાગ્યા, તે વચ્ચે વચ્ચે મધુર તથા મંદ હાસ્ય કરતી પોતાની સરખી વયની સ્ત્રીઓ દૃષ્ટિ સાથે દૃષ્ટિ મેળવી એક અપૂર્વ આવેશમય કંઠથી ગાવા લાગી.

ગાતાં ગાતાં તે એકદમ બંધ પડી, તેના અમૃતમય ધ્વનિ કોઇ ઐન્દ્રિજાલિક મોહમાં પડતાં સંગીતનું પદ અધુરૂં જ મૂકી ગાતી બંધ થઇ ગઇ, પિયાનો પણ વાગતો બંધ થયો. અકસ્માત આ શું થઇ ગયું. સર્વ વિસ્મય થઇ તેના તરફ જોવા લાગ્યા, તેની આંખો ઉઘાડી છે, ગાલની કાન્તિ હણાઇ છે; મુખ નિસ્તેજ થઇ ગયું છે, જાણે સંગેમર્મરની સુંદર મૂર્ત્તિ પિયાના પાસે બેસાડી હોય તેમ એની અચેત બની ગઇ. તે જોઇ તેની બેન જેન તેની પાસે આવી તેના ખભે હાથ મૂકી તેના સામું જોવા લાગી, પણ એનીની આકસ્મિક મોહ નિદ્રાનો ભંગ થયો નહિં, તે વારંવાર એનીને બોલાવવા લાગી, અને કહેવા લાગી કે એની, તને આ શું થઇ ગયું, શું આમ જડ કેમ બની ગઇ છું! એનીએ જેનની વાત સાંભળી નહિ તેમ કંઇ ઉત્તર પણ ન આપ્યો. તેનાં નેત્ર આકાશ તરફ એકીટસે જોઇ રહ્યાં

છે, તે મુખથી એક પણ શબ્દ બોલતી નથી.

કેટલાક વખત પછી અનેક પ્રશ્ન પુછતાં સર્વને સમજાયું કે એની આ વખતે કોઇ છાયામૂર્ત્તિને જોઇ આમ સંજ્ઞા શુન્ય થઇ ગઇ છે. એની જોઇ રહી હતી કે: તેની સામે પાસેજ સૈનિકના વેષમાં તેનો પ્રાણાધિક ચાર્લ્સ ઉભો છે, તેના વસ્ત્રો છિન્નભિન્ન છે અને રૂધિરથી ખરડાયાં છે, વક્ષસ્થલમાં બરોબર હૃતપિન્ડપર જ એક ભયંકર ઘા જણાય છે, તેમાંથી છલ છલ કરતું લોહિ નીકળી રહ્યું છે. મૂખ વેદનાથી મલિન અને નેત્રમાંથી આંસું નીકળે છે, તે અત્યંત કાતર દ્રષ્ટિથી એનીના મુખની તરફ જોઇ રહ્યો છે. બીજા લોકો જે સ્થાનને શુન્ય જોતા હતા તે સ્થાન પર એનીને એવું ભયંકર દ્રશ્ય જણાતું હતું કે તેની દ્રષ્ટિ તેના પર સ્થિર રહી શકતી નહિં. કેટલાક વખત પછી તે અત્યંત કરૂણા વ્યંજક સ્વરથી બુમો પાડવા લાગી. આ કરૂણ ચિત્કારને સાંભળી તે સર્વનાં હૃદય પીગળી ગયાં, સર્વ વ્યાકુળ થઇ ગયા.

જેન કંપતી કંપતી એનીને બંને હાથે ઝાલી પોતાની છાતી સાથે ચાંપતી બોલી " એની આજ અકસ્માત તને આ શું થઇ ગયું, તું બોલતી કેમ નથી? જેને ઘણો પ્રયત્ન કર્યો પણ તેને ભાન ન આવ્યું. લોકો પણ આનું કારણ સમજી શક્યા નહિં. એની માત્ર આંખો ફાડી ફાડીને આકાશ તરફ એકજ દિશામાં જોઇ રહી હતી. સર્વ લોકો આજુ બાજુ વિંટળાઇ ગયા. થોડીવારે તે ધીમેથી બોલી: " એતો એ છે? ઓહ, આ કેવું ભયંકર, કેવું સંઘાતિક આઘાત છે. છાતી પર હાથ મૂકી? મર્યા મર્યા "એમ કહેતી તે મૂર્છિત થઇ ગઇ. ઉત્સવમાં કોલાહલ થઇ રહ્યો. આનંદની જગ્યાએ ક્લેશ છવાયેલ થોડીવારે સર્વ વેરાઇ ગયા. એનીને સાવધાનીથી ત્યાંથી લઇ બીજી એક જગ્યાએ સુવાડી. ડાકટરને બોલાવ્યો એની બેભાન હતી. ડાકટરે એક ઉત્તેજક દવા આપી તેથી તેના શરીરમાં ધીમે ધીમે ચેતન આવ્યું. તે બબડવા લાગી " હા, દુર્ભાગિની, તું આ વખતે આવી અધમ શરીરમાં પડી છું તે મને પોતાની સાથે લઇ જવા આવ્યા હતા, હું જતી હતી, પણ તમે લોકોએ મને જવા કેમ ન દીધી. પણ હું જરૂર જવાની, જવાની."

જેન ગદ્‌ગદ સ્વરે કહેવા લાગી–' એની, પ્યારી બહેન, હવે આવી વાત ન કહે, ચાર્લ્સ પરદેશ ગયો છે, તે જલ્દી પાછા આવશે " એનીએ થરથર કંપતાં કહ્યું: " નહિં જીજી, નહિં, હવે તે કદી

પાછા નાહં આવે, મેં જે કંઇ જોયું છે તે તેં નહિં જોયું હોય, અહા, તે કેવો ભયંકર દેખાવ?"

ડાકટરે કહ્યું: "બેન એની, તેં સ્વપ્ન જોયું છે, તું ઉન્માદી થઇ લવરી કરે છે. તું શાંત થા, સ્થિર થા." એનીએ કહ્યું: "આપ શું કહો છો, એ સ્વપ્ન છે, નહિં, એ સ્વપ્ન નહોતું. મેં જે નજરે જોયું છે તે સત્ય છે. મારો ચાર્લ્સ હવે આ લોકમાં નથી, મેં નજરે જોયુ છે, બંદુકની ગોળી તેના વક્ષઃસ્થલને ભેદી નીકળી ગઈ છે, છાતીમાંથી છલ છલ લોહી નીકળી રહ્યું છે. અહા, કેવો ભયાનક ઘા?" આમ બોલાતાં બોલતાં વળી તે બેભાન થઇ ગઇ.

આ ઘરની માલીક મી. સટનની સ્ત્રી જે પથારી પાસે ઉભી હતી તેનાથી આ દૃશ્ય ન જોવાયું. તે મૂર્છિત થઇ ગબડી પડી, એથી તેને બીજા ખંડમાં લઇ ગયા. બિચારી જેન ઘણી ગભરાઇ. તેનું હૃદય વિદીર્ણ થવા લાગ્યું. પણ પોતાની વ્હાલી બેનને મૂકી કયાં જાય! ડાકટરે ઘણા પરિશ્રમે એનીને સચેત કરી, પણ તેની દશામાં કાંઇ ફેર ન પડયો. બીજે દિવસે સવારે ડાકટરે આવી જોયું પણ એનીની એજ દશા છે. તે આજે ઘણી દુર્બળ થઇ ગઇ. તે મનમાંને મનમં લવરી કરતી. થોડીવારે બબડી "હાં જલ્દીજ, ચાર્લ્સ જલ્દી, હં, કાલજ' હું તને છોડી એક ક્ષણ પણ આ પૃથ્વી પર રહી શકીશ નહિં"

એનીને કશું ભાન નથી કોણ આવે છે, કોણ જાય છે, કોણ શું કહે છે કોણ શું કરે છે તેનું તેને ભાન નથી. પૂછતાં કોઇ વાતનો ઉત્તર આપતી નથી તેનું મુખવિવર્ણ થઇ ગયું હતું, તેના મુખઉપર ગંભીર ઉદ્વેગની છાયા છવાઇ રહી હતી. થોડીવારે તે બોલી, "ગયા, એ ચાલ્યા ગયા. ગળામાં જયમળ પહેરી ચાલ્યા ગયા, આહ? કેવા ગૌરવની સાથે ગયા. અને હું પણ જાઉં છું, એ રણજયી સેનાપતિને જોવા જાઉં છું, જઇશ, જરૂર જઇશ. મને જોઇ તે મારા ઉપર કેટલોય પ્રેમ બતાવશે. હાય, હાય, મારા ચાર્લ્સ તને ઘણો કારીઘા વાગ્યો છે, છતાં તું મને નથી ભૂલ્યો, બહુ થયું, હવે તમે મને મારા પ્રાણપ્રિય પાસે જવા દો."

આમ વારંવાર બબડતી, તેનો જીવનપ્રદીપ બધ પડી ગયો ચોથે દિવસે રણ ક્ષેત્રમાંથી એક પત્ર આવ્યો, સેનાના કપ્તાનનો તે

લખેલો હતો તેમાં લખ્યું હતું કે: "યુદ્ધના છેલ્લા દિવસે યુદ્ધ બંધ થતી વખતે ચાર્લ્સ પાર્સિવલ એક ઘોડેશ્વર ટુકડીનો નાયક બની વિશેષ સાહસથી શત્રુઓ સાથે લડી રહ્યો હતો, સહસા શત્રુ દલના કોઇ ઘોડેસ્વારે ચાર્લ્સને ગોળી મારી, તે ચાર્લ્સના વક્ષ સ્થલને ભેદી નીકળી ગઇ, ગોળી વાગતાંજ ચાર્લ્સે પોતાનો પ્રાણ છોડયો."

પત્ર વાંચતાં સર્વને શોક થયો. એનીએ જે જોયું હતું જે બીજણ દશ્યની વાત આર્તસ્વરે કહેતી હતી, તે સાચી નીકળી. જેણે સાંભળ્યું તે અવાક થઇ ગયા. આ અલૌકિક ઘટનાનો મર્મ કોઇના સમજવામાં ન આવ્યો. આ પત્ર એનીને બતાવતાં તેણે કહ્યું: "એમાં શું લખ્યું છે, એજ કે મારો ચાર્લ્સ હવે આ સંસારમાં નથી, એજને ? હું એ જાણું છું, મેં તમને પહેલાં જ એ કહેલું છે." એમ કહી વળી તે મૂર્છિત થઇ ગઇ. થોડીવારે ડાક્ટરે તેને બબડતી જોઇ તેના મોં પાસે કાન રાખી શું કહે છે તે સાંભળવા યત્ન કર્યો તો જાણે કોઇ એનીના હૃદયની અંદરથી કોઇ બીજા પ્રકારના અવાજથી કહી રહ્યુ છે કે:" મહાશય, મારી એની હવે આ પૃથ્વીપર આંખ નહિં ઉઘાડે, આપ કૃપા કરી જેનને બોલાવો." આ કંઠ સ્વર કોનો છે? શુ ચાર્લ્સ જાતે એનીના શરીરમાં પ્રવેશ કરીને આ કહે છે. આ પછી એનીના ગળામાં શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. ડાક્ટરે સર્વને બોલાવ્યા. જેન રડતી રડતી, "મારી એની, બેન એની" કહી તેને વળગી પડી. થોડી-વારે નાડી બંધ પડી, શ્વાસ બંધ થયો, જેને કહ્યું: 'ભગવાન, મારી એની આ વખતે સંસારમાં નથી' એમ કહી મૂર્છિત થઇ ગઇ. એની સંસારને છોડી ચાલી ગઇ. આ પ્રકારે આશામુગ્ધા દુઃખી એનાના પ્રેમજીવનનો અંતિમ અધ્યાય પુરો થયો

લોકો કહેવા લાગ્યા કે એનીએ જે જોયું તે ચાર્લ્સની છાયા મૂર્ત્તિ હતી.

આમ યુરોપમાં હજુ જેનું લગ્ન પણ થયુ નથી તે એનીએ પોતાના પ્રીતિપાત્ર ચાર્લ્સનું મૃત્યુ થતાં તેની છાયામૂર્ત્તિ જોઇ પોતાનો દેહ છોડી દીધો. તો હિંદમાં પતિ પાછળ સતી થનારી સ્ત્રીઓ, પતિના મૃત્યુ બાદ વૈધવ્ય પાળનાર સ્ત્રીઓ, સતી ધર્મ પાળનારી સ્ત્રીઓ હજુ પણ છે. પતિ પત્નીનો પ્રેમ અવર્ણનિય છે. પતિના મૃત્યુ પાછળ પ્રાણની આહુતિ આપનાર સ્ત્રીઓ આ દેશમાં છે તેમ પરદેશમાં પણ છે.

પતિના મૃત્યુ પાછળ સ્ત્રીઓ વૈધવ્ય ન પાળે અને પુનર્લગ્ન કરે, વિધવા વિવાહ કરે એવું ઇચ્છનારાએ યુરોપનાં આવાં દૃષ્ટાંતોથી પતિ પત્નીનો કેટલો અને કેવા પ્રકારનો પ્રેમ હોય છે તે જાણવું જોઇએ. એનીએ જેને એકવાર પ્રેમ આપ્યો, તે પ્રેમ તેણી બીજાને ન આપી શકી તે કુંવારી હતી, ધારત તો ફરી લગ્ન કરી શકત. આ પ્રકારનો સતી સ્ત્રીઓનો પોતાના પતિ ઉપર પ્રેમ હોય છે તે પુનર્લગ્ન કરીજ ન શકે. જેનાં પતિ ઉપર પ્રેમ જ ન હોય તે ગમે તે કરે એ જુદી વાત છે.

મરનાર સુક્ષ્મશરીરે આ પ્રમાણે પોતાના પ્રીતિપાત્રને મળી શકે છે એ વાત પણ હિંદુઓથી અજાણી નથી. યુરોપ હવે માનવા લાગ્યું છે.

## પ્રકરણ ૫૩ મું.

## મૃત્યુ પછીની સ્થિતિ

મૃત્યુનું નામ મહાનિદ્રા અથવા મહાનિર્વાણ નથી. મૃત્યુનું નામ દેહ પરિવર્ત્તન અથવા બીજા શરીરની પ્રાપ્તિ છે. સાપનું શરીર એક બહારના આવરણથી ઢંકાયલું રહે છે તેને કાંચળી કહે છે, જેવી રીતે સાપ એ કાંચળીનો પરિત્યાગ કરીને જેવાને તેવો રહી શકે છે, તેનામાં કોઇપણ રીતનો ફેરફાર થતો નથી તે પ્રકારે મનુષ્ય પણ પોતાના અસ્થિ, માંસમય સ્થુલ શરીરનો પરિત્યાગ કરવા છતાં સુક્ષ્મતર પરમાણુઓ દ્વારા નિર્મિત સુક્ષ્મ શરીરને ધારણ કરીને માથાની ચોટલીથી તે પગના નખો સુધી જેવો ને તેવો બની રહે છે. કોઈ પરિવર્ત્તનને અધીન થઇ તે કોઇ અંશમાં પણ તે કોઈ બીજા મનુષ્ય તરીકે બની જતો નથી.

મૃત્યુ પછી જે પ્રકારે આકૃતિમાં ફેર નથી થતો તે પ્રકારે કોઇની પ્રકૃતિમાં પણ સહસા કંઇ ફેરફાર નથી થતો. જે અત્યંત ખરાબ, મૂર્ખ, અન્ય મનુષ્યોને દુઃખ દેનાર અને સુખ-શાંતિને નષ્ટ કરનાર છે, તે અગ્નિદગ્ધ સુવર્ણની માફક, આત્મદ્રોહજનિત અનુતાપના પરિશોધક અગ્નિમાં બળી બળીને ક્રમથી સારો થાય છે. ક્રમશઃ પવિત્ર, પ્રશાન્ત, પ્રેમભકિત પુર્ણ, અને પરોપકારી દેવ પુરુષ થઇ ઉન્નતિ સાધી

શકે છે. પણ કોઇ વ્યક્તિનામાં એવો ફેરફાર એકજ દિવસમાં નથી થતો ક્રમેક્રમે થાય છે. ક્રમ સાધ્યયન, સાધના અને બહુજ અનુતાપ પછી બહુજ દિવસે થાય છે. જે સમયે પ્રકૃતિમાં આવો ફેરફાર થાય છે, તે સમયે આકૃતિ પણ અત્યંત સુંદર, જ્યોત્સ્ના સમાન શીતળ અને બીજાને આનંદદાયક હોય છે, જ્યાં સુધી એમ નથી હોતું ત્યાં સુધી તે અહીં જેવો હતો, પરલોકમાં પણ તેવોજ બની રહે છે. અને અહીં જેના પ્રતિ જેવો અનુરક્ત કે વિરક્ત હોય છે તેવોજ ત્યાં પણ તેના પ્રતિ અનુરક્ત અને વિરક્ત રહે છે.

આલોક અને પરલોક, અથવા પૃથ્વી અને અધ્યાત્મ જગત્ બંને ધર્મ રાજ્યની અંદર છે. ધર્મ પ્રતિષ્ટાતા, જગદીશ્વરના મંગલ મય શાસનને અધીન છે. મનુષ્ય અહીં ધર્મનું ઉલ્લંઘન કરીને ચાલી શકે છે, પરંતુ ત્યાં એવું બિલ્કુલ ચાલી શકતું નથી. કેમકે ત્યાં સર્વ સર્વની પાર્થિવ જીવન સંબંધી સમસ્ત વાતો પ્રત્યક્ષ સમાન જાણી શકે છે. અને જાણીને જે જે પ્રકારના આદર સમ્માનને યોગ્ય હોય છે, તેનો તેવા પ્રકારે આદર સમ્માન કરે છે. ત્યાં માત્ર એ એક વિશેષ વાત છે કે ત્યાં કોઇ કોઇ પ્રકારનો અપકાર નથી કરતું, સર્વ સર્વનો ઉપકાર કરવાને માટે વ્યાકુલ રહે છે.

જેનું હૃદય આ લોકમાં દ્વેષ કે બદલો વાળવાની યંત્રણાથી પીડાતું હોય છે, તેને પરલોકમાં જઇને પણ સુખ શાંતિ મળી શકતી નથી.

## આત્માની શાંતિ.

સ્કોટલેન્ડની રાજધાની એડીનબરોથી ૪૩ માઇલ દુર ટે નદીના જમણા કિનારે પાર્થ નામનું એક જુનું શહેર છે. એ પાર્થ શહેરમાં લશ્કરી છાવણી પાસે બે દુઃખી વિધવાઓ રહેતી હતી. એકનું નામ એની સિમ્સન હતું, બીજીનું નામ માલય હતું. એની અને માલય એક ઘરમાં રહેતી નહોતી, એક બીજીની પાસે પાડોશમાં રહેતી. બંન્ને પુખ્ત ઉમ્મરની હતી. સિમ્સનને કોઇ સગું નહોતું. બંનેમાં સારાં બ્હેનપણાં હતાં, પોતાની આજીવિકા ચલાવવા બંને આખો દિવસ મહેનત કરતી. અવકાશ મળતાં બંને એક જગ્યાએ બેસી પોતાના દુઃખસુખની વાતો કહી વિશ્રાંતિ લેતી.

કેટલાક દિવસો પછી માલય માંદી પડી. એની એ તેની સુશ્રુષા કરી પણ તે બચી નહિં. તે નિરાશ્રિતની ખબર લેનાર કોઇ નહોતું,

ભિક્ષાવૃત્તિથી જીવન ધારણ કરનારી એક દુઃખી વિધવાના મૃત્યુથી કોનો જીવ બળે ? માલય આ જગતમાંથી ચાલી ગઈ. એનીએ સ્નેહવશ થઇ અશ્રુ ઢાળ્યાં. એનીને કોઇ નહોતું, તેને માત્ર માલય એક દુઃખમાં ભાગ લેનારી હતી તે આજે પરલોકમાં ચાલી ગઇ. હવે એની એકલી પડી. તે દિવસે મહેનત કરવા જતી રાત્રે પોતાની કોટડીમાં આવી વિશ્રામ લેતી.

માલયના મૃત્યુ પછી કેટલાક દિવસે એની ઉંઘમાંથી એક દિવસ જાગી ઉઠી, ઘરમાં દીવો સળગતો હતો, તેના મંદ પ્રકાશમાં તેને લાગ્યું કે પોતાની પથારીની પાસે માલય ઉભી છે. તેનું મુખ પણ એજ, મલિન વસ્ત્ર પણ પહેલાં પહેરતી હતી તેજ, તે પહેલાં જોઇ હતી તેવીજ અત્યંત કાતર દૃષ્ટિથી દુઃખથી ઉભેલી જોઇ. એની તેને જોઇ ચમકી ઉઠી. તે વિચાર કરવા લાગી કે હું આ શું જોઉંછું. શું આ મારી આંખોનો ભ્રમ છે! તેણે આંખે ચોળી ફરી જોયું તો તે મૂર્ત્તિ એજ પ્રકારે ઉભી છે. તેને જોઇ શરીરમાં રોમાંચ થઇ ગયાં, ભયથી આંખો મીંચી દીધી.

તે છાયામૂર્ત્તિએ કહ્યું: “ એની, કોનાથી ભય પામે છે ? મારા સામું જો,હું તારી પાડોશણ દુઃખી માલય છું. તું જાણે છે કે આ સંસારમાં મારૂં કોઇ નથી. કાંઇપણ નથી. બહેન હું તારી પાસે એક ભિક્ષા માગું છું. ”

આ પ્રમાણે આ પરિચિત મૂર્ત્તિને પ્રત્યક્ષ જોઇ અને તેના મુખથી આ વાતો સ્પષ્ટ સાંભળી એની અત્યંત ભયભીત થઇ ગઇ. આંખો ઉઘાડવાનું સાહસ ન થયું. અંતે એનીએ કંપીત સ્વરે કહ્યું: શું તું ખરેખર માલય છું ? તો શું તું હાલ પણ જીવતી છે ? ”

છાયામૂર્ત્તિએ કહ્યું: “ તારા જાણવા અને માનવા પ્રમાણે મારૂં મૃત્યુ થયું છે, પણ હું આ વખતે પણ પહેલાં જેવી હતા તેવીજ છું. પણ પહેલાં કરતાં હું ઘણી દુઃખમાં છું. બહેન, શું તું મારા ઉપર કાંઇક ઉપકાર કરશે ? મરતી વખતે હું કેટલુંક દેવું મૂકી ગઈ છું. તે બહુ નથી, માત્ર તેર આના જ છે. એ દેવાને લીધે હું અત્યારે દુઃખ અને અશાન્તિમાં છું. એ દેવાને લીધે મને અહીં ક્ષણ ભર ને માટે પણ ચેન નથી પડતું. એની, તું મારે માટે કાંઇક પરિશ્રમ કર, કોઇ ધર્માત્મા પાસે જઇ મારા દેવાની વાત કહે, તે મારા ઉપર કૃપા કરી મારૂં દેવું ચુકવી આપશે.”

એનીએ આ સાંભળી કાંઈક સાહસ કરી આંખો ઉઘાડી જોયું તો છાયામૂર્ત્તિ ત્યાં નથી. એનીનો ભય અને વિસ્મય દુર ન થયાં. તેણે જે જોયું, જે સાંભળ્યું, તે સ્વપ્ન છે કે સાચું. કાંઈ પણ તે સમજવામાં ન આવ્યું. બાકીની રાત તો તેણે જાગતાં જ વિતાવી. એ દિવસથી રાત્રે જ્યારે એની પોતાની પથારીમાં જઈ સુતી ત્યારે માલયની છાયામૂર્ત્તિ રોજ તેની પાસે આવતી અને રૂણની વાત કોઈ ધર્માત્માને કહેવાને વારંવાર કહેતી. આમ આ છાયામૂર્ત્તિ (ભૂત) ને લીધે રાત્રે તેને ઉંઘ આવતી નહિં. દિવસે તેને શાંતિ મળતી નહિં. પોતાના દૈનિક કાર્ય ઉપરાંત તેને કોઈ ધર્માત્માની શોધમાં ફરવું પડતું. એક દિવસ તે એક રેવરન્ડ ચાર્લ્સ નામના પાદરી પાસે ગઈ અને તેને કહ્યું કે: "આજે સાત આઠ દિવસથી એક પ્રેત મૂર્ત્તિના આવિર્ભાવથી હું અત્યંત દુ:ખી થઈ રહી છું. અને ભયથી તેનાથી છુટકારો મેળવવા તમારી પાસે આવી છું. આપની મદદ વગર મારૂં આ કષ્ટ મટવાનું નથી. તે સ્ત્રીની પ્રેમમૂર્ત્તિ જ્યારે રાત્રે મને મળે છે ત્યારે કહે છે કે: તને જે કોઈ ધર્માચાર્ય મળે તેની પાસે જઈ આ વૃતાંત કહે, હું એક અઠવાડીયાથી આપની શોધ કરૂં છું. તે કહે છે કે હું દેવું મૂકી મરી ગઇ છું માટે ધર્માચાર્યને કહે તે ચુકાવી દેશે, દેવું માત્ર તેર આના જ છે.

ધર્માચાર્ય—એ તેર આના કોને આપવાના છે ?

એની—એ હું નથી જાણુતી, તેણે મને એ વાત કરી નથી.

ધર્માચાર્ય—"તેં આવું સ્વપ્નું તો નથી જોયું ?

એની—"નાજી, ધર્મ સાક્ષી છે, આવી વાત સ્વપ્નમાં ન બને, તે દરરોજ રાત્રે મને જણાય છે, અને વારંવાર મારી પાસે આવી તેના દેવા સંબંધી વાત કહે છે. મને રાત્રે એક ક્ષણ પણ ઉંઘ આવતી નથી.

ધર્માચાર્ય—તે સ્ત્રી તમારી ઓળખાણવાળી નથી ?

એની—હા, તે મારી પાડોશણ હતી. અમે બંને રોજ ભેગાં બેસી સુખદુ:ખની વાતો કરતાં, તેનો મારા ઉપર સ્નેહ પણ હતો. તેનું નામ માલય હતું.

ધર્માચાર્યે વિચાર કર્યો તો તેને જણાયું કે માલય કપડાં ધોવાનું કામ કરતી હતી, માલયને કોનું દેવું હશે. હા, તે જે મોદીને ત્યાંથી ખાવા પીવાની વસ્તુઓ લાવતી તેને જઈ પૂછવાથી ખબર પડે. ધર્મા-

ચાર્યે પછી પેલા મોચીને બોલાવી પૂછ્યું તો તેણે કહ્યું કેઃ હું માલય પાસે કંઇક માગું છું ખરો, શું માગું છું તે ખાતું જોઇ કહું, એમ કહી તેણે તેનું ખાતું કહાડ્યું તો તેર આના બાકી નીકળ્યા. ધર્માચાર્યે તેર આના તેને આપી દીધા. એટલે માલયનું દેવું પતી ગયું. દેવું ચુકાઇ ગયા પછી ફરી એ પ્રેતમૂર્તિ એનીને જણાઇ નહિં.

આ વાત કાઉન્ટના મિત્ર મેલેન્ચોરી નામના ગ્રંથના લેખક ડા. વિમ્સે પોતાના ગ્રંથમાં લખી છે.

આ પ્રમાણે મરનાર મનુષ્ય દેવું મૂકી મરી જાય તો તેને પ્રેત યોનિમાં દુઃખ વેઠવું પડે છે, દેવું ચુકાવ્યા પછી તેનો છુટકારો થાય છે, હિંદુ ધર્મશાસ્ત્રોમાં પિતાનું ઋણ ચુકાવનાર પુત્રની ઇચ્છા તેમાંજ કરવામાં આવે છે, અને જો પુત્ર હોય છે તો તે પુત્ર પિતાનું ઋણ ચુકવશે માટે તેના પિતાને પ્રેતયોનિમાં જવું પડતું નથી, વળી તેની પાછળ શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરી તેની સદગતિ થાય તેવી શુભ ક્રિયાઓ કરવામાં આવે છે, આ પ્રકારે મરનાર પછળ પુણ્ય, દાન, શ્રાદ્ધાદિ ક્રિયાઓ તેનો પુત્ર કરે છે તેની સદગતિ થાય છે. યુરોપ હવે આ વાત માનવા લાગ્યું છે. ત્યારે આપણે યાંના અર્ધદગ્ધ સુધરેલા શ્રાદ્ધાદિ ક્રિયાઓને માનતા નથી, જૈનો વિગેરે શ્રાદ્ધ કરતા નથી તેમ મરનાર પાછળ પ્રેતભોજન આદિ કરતા નથી જેઓ શ્રાદ્ધાદિ કરતા નથી. તેમને ત્યાં ઘણી વાર સ્ત્રીઓને પ્રેતમૂર્ત્તિ ભૂત વિગેરે દેખાય છે, સ્ત્રીઓના શરીરમાં પ્રવેશ કરી ધુણે છે, અને મોંઢે માગી પોતાની અધુરી વાસનાનુસાર પદાર્થો મેળવે છે.

---

## પ્રકરણ ૫૪ મું.

---

### માઇકેલનો આત્મા.

કાળા મહાસાગરના કિનારે નાના નાના પહાડો ઉપર ઓડેસા નામનું સુંદર નગર રૂસ સામ્રાજ્યનું ચોથું નગર છે. ત્યાં ત્રણેક લાખની વસ્તી છે. ત્યાં ગરીબોનો નિવાસ સમુદ્ર પાસેની નીચી જમીન ઉપર છે. ત્યાં એક લકડાના કારખાના પાસે એક વૃદ્ધની ઝુંપડી હતી તેનું નામ માઇકેલ હતું તે પોતાની સામે એક લાકડાનો કકડો મૂકી રસ્તા પાસે બેસી રહેતો. રસ્તે જનારમાં જેને દયા આવતી તે તેના

લાકડાના ડબ્બામાં પૈ, પૈસો નાંખતાં. આમ ભિખ માગીને પોતાનું ગુજરાન કરતો. માઇકેલને કોઇ સગુંવ્હાલું નહોતું કે તેને લાકડીથી દોરી કોઇ ભીખ માગવા ધનિકોને ત્યાં લઇ જાય. જેથી તે એક જગ્યાએ બેસી જે મળતું તે વડે પોતાનું ગુજરાન ચલાવતો. તેને ઘણા ઓળખવા લાગ્યા. તે જુવાન હતો, ત્યારે મહાન સાહસી યોદ્ધો હતો. તે યુદ્ધમાં ઘણી વાર જઇ આવ્યો હતો, એક વાર ગોળી વાગવાથી તેનાં બંને નેત્રો નષ્ટ થઇ ગયાં હતાં. ત્યારથી તે મૂરકેલીમાં આવી પડયો હતો. લોકો તેને માટે આવી વાતો કહેતા, પણ તે કોઇને પોતાના સંબંધી એક પણ વાત કરતો નહિ, તે માત્ર ચુપચાપ સાંભળતો.

એકવાર રાત્રિના વખતે એ આંધળાની ઝુંપડીની સામે એક ક્ષીણ કંઠમાંથી નીકળેલી અત્યંત કરૂણાજનક રડવાનો ધ્વનિ સંભળાયો. આંધળાએ બારણે આવી હાથના સ્પર્શથી જાણ્યું કે એક દુબળી પાતળી, વસ્ત્ર વગરની બાલિકા જમીન પર પડી છે, આ વખતે રૂશિયાની પ્રબળ ટાઢથી નદીયો જામી જઇ સ્ફાટિકના પત્થર જડેલા રાજમાર્ગની માફક શોભા આપતી હતી, અને શરીરની નાડીયોમાં લોહિનું વહેવુ પણ બંધ થઇ જતું હતું. દુઃસહ ટાઢને લીધે બાલિકાનું શરીર થર થર કંપતું હતું, મોંથી બોલાતું પણ નહિં પેટમાં અન્નતો હતુંજ નહીં તેને બેસવાની શક્તિ નહોતી, જાણે તેની અંતિમ ઘડી નજીક આવી હોય એમ લાગતું. આંખો ઉઘાડી જોતી પણ નહિં તેના હૃદયનો ધડકારો પણ મંદ પડતો જતો હતો, બાલિકાને દુઃખી જોઇ વૃદ્ધનાં આંધળાં નેત્રોમાંથી આંસુ ગરવા લાગ્યાં. એ આંસુ નહોતાં પણ મંદાકિનીની અમૃતધારા હતી. તું કોણ છું પુત્રી આ અવસ્થામાં આંધળા દ્વાર પર આવી ધૂળમાં કેમ પડી છે ! એમ કહી વૃદ્ધ બાલિકાને ખોળામાં લઇ ઝુંપડીની અંદર લઇ ગયો.

વૃદ્ધના યત્ન, શુશ્રુષ, અને અગ્નિના ઉત્તાપથી બાલિકા ધીરે ધીરે કાંઇક સચેત થઇ. વૃદ્ધે જાણ્યું કે બાલિકાનું નામ પોલસ્કાર છે. તેની ઉમ્મર દશ વર્ષની છે. આ અભાગિનીને માતા, પિતા, ભાઇ બંધું આદિ કોઈ નથી. નિરાશ્રિતા અને દુઃખીની બાલિકા આજે સુષુર્પ્ત અવસ્થામાં વૃદ્ધ આંધળાના ખોળામાં માથુ મૂકીને બચી ગઇ. આંધળાએ બાલિકાને પોતાની કન્યા સમાન ગણીને પોતાની ઝુંપડીમાં તેને આશ્રય આપ્યો. દિવ્યહીન દુઃખી બાલિકા તે વૃદ્ધને બાબા, બાબા કહી પોતાના કોમળ પ્રાણોને શીતલ કરવા લાગી, આંધળો બાલિકાને

અને બાલિકા આંધળાને મળી કૃતાર્થ થયાં. આ વખતે આ બંને પરમ સુખી છે.

આંધળો ડોસો હવે રસ્તામાં બેસી ભીખ માગતો નથી, બાલિકા પણ રાત્રિના ઘોર અંધારામાં ભૂખી અનાથની માફક ફરતી નથી. બાલિકા આંધળાની આંખ અને લાકડી હતી, અને આંધળો તે બાલિકાના પિતા, માતા અને એક મળી આશ્રય હતો. હવે આંધળો પોલરકાની સહાયતાથી ધનવાને પાસે જઇ ભિખ માગવા લાગ્યો. તેના દિવસો વધુ સુખમાં જવા લાગ્યા, જો જોતામાં પાંચ વર્ષ વીતિ ગયાં બાલિકા હવે ૧૫ વર્ષની બુદ્ધિવાન ડહી છોકરી થઇ. પરંતુ વિશ્વ રહસ્યના અજ્ઞાત નિયમાનુસાર તેનું ભાગ્ય પાછું પલટાયું એક દિવસે સવારે તે આંધળો અને બાલિકા બંને પાછાં એક ઘેર ભીખ માગવા ગયાં, તે વખતે તે ઘરમાં ચોરી થઇ, પોલીસે તે ઘરના માલિકના કહેવાથી સંદેહ કરીને પોલરકાને પકડી અને તેની ભીખની ઝોળીમાંથી ચોરાની ચીજ પણ ઝડતીમાં લીધી, ચોરીનું પ્રત્યક્ષ પ્રમાણ મેળવી પોલીસ પોલરકાને પકડી તે વખતેજ લઇ ગયા. આંધળો પાછો એકલો રહ્યો આંધળાં નેત્રોથી તેને તેથી પણ વધુ અંધકાર જણાવા લાગ્યો.

આ દિવસથી અકસ્માત આંધળો પણ અદશ્ય થઇ ગયો તે ક્યાં ચાલ્યો ગયો, તેનો કોઇને પત્તો ન મળ્યો. આંધળાને આ પ્રકારે સહસા ગેબ થઇ જવાથી તેના પર પણ ચોરીનો સંદેહ આવ્યો. એના ગુમ થવાની ખબર બાલિકાને પણ હશે એમ અનુભવ કરી તે બાલિકાને મેજીસ્ટ્રેટ પાસે રજુ કરી, મેજીસ્ટ્રેટે તે છોકરીને પુછ્યું. તું કહી શકે છે કે માઇકલ ક્યાં છે ?"

બાલિકા—" હા, એ હવે આ સંસારમાં નથી. " આટલું કહી બાલિકા બંને હાથે મો ઢાંકીને જોરથી રડવા લાગી. બાલિકા ત્રણ દિવસથી કેદમાં છે, બહારથી તેને કશી ખબર નથી મળી, તથાપિ તે દૃઢતાની સાથે કહે છે કે માઇકેલનું મૃત્યુ થઇ ગયું છે, કેવળ મોંથી એમ કહેતી નથી, પણ કહેતાં જ દીન બાલિકાની માફક દુઃખી હૃદયથી રડી જાય છે. એ આશ્ચર્યની વાત છે

મેજીસ્ટ્રેટે ફરી પૂછ્યું: " માઇકેલ મરી ગયો છે, એ વાત તને કોણે કહી ?

બાલિકા—કોઇએ નહિં.

માજીસ્ટ્રેટ—તો પછી તેં શી રીતે જાણ્યું કેઃ એ મરી ગયો છે ?

બાલિકા–મેં એને મરતાં જોયો છે, તેનું ખુન કરવામાં આવ્યું છે.

માજીસ્ટ્રેટ–તું તો કેદમાંથી બહાર નથી ગઇ, પછી તેં દીઠું શી રીતે ?

બાલિકા–તો પણ સાચેજ મેં તેનું ખુન થતાં જોયું છે.

માજીસ્ટ્રેટ—એ કેવી રીતે સંભવે, એ વાતને બરોબર સમજાવ જોઇએ.

બાલિકા—એ મારથી નહિં બને ? હું માત્ર એટલુંજ કહી શકું છું કે મેં એને મારી નાંખતાં જોયો છે.

માજીસ્ટ્રેટ–ક્યા વખતે અને કેવી રીતે તેને મારી નાંખ્યો ?

બાલિકા–મને જે વખતે પકડવામાં આવી તેજ વખતે.

માજીસ્ટ્રેટ–એ કેમ બને ? તેને જે વખતે પકડવામાં આવી તે વખતે તો તે જીવતો હતો.

બાલિકા—હા, જીવતા હતા, મને પકડયા પછી એક કલાક બાદ તેનું ખુન કર્યું છે, તે લોકોએ તેને છરીથી મારી નાંખ્યો છે.

માજીસ્ટ્રેટનો વિસ્મય ધીમે ધીમે વધતો ગયો. તેમણે પૂછયું " તું એ વખતે કયાં હતી ? "

બાલિકા—એ હું નથી જાણતી. પણ મેં એ જોયું છે. બાલિકા દૃઢ વિશ્વાસથી વાતો કરતી હતી, તેની વાતો ઉપર અવિશ્વાસ લાવવાની ઇચ્છા થતી નહિં. પરંતુ તેની વાતો એવી અસંભવિત અને અયુક્તિક હતી કે સાંભળનાર તેના પર વિશ્વાસ કરતા નહિં. તેમણે અનુમાન કર્યું કે છોકરી ગાંડી થઇ હશે. એ પછી તેણે માઇકેલ સંબંધી પ્રશ્ન પડતા મૂકી ચોરીને માટે પ્રશ્નો પૂછવા માંડયા.

માજીસ્ટ્રેટ–ઠીક, એ વાત રહેવા દે, તેં ચોરી કરી છે ?

બાલિકા—નહિં, નહિં, નહિં, ચોરીની વાત હું કંઇપણ જાણતી નથી.

માજીસ્ટ્રેટ–તો પછી તારી ઝોળીમાં ચોરીની વસ્તુ ક્યાંથી આવી ?

બાલિકા–એ હું નથી જાણતી. હું માઇકેલના ખુન સિવાય બીજું કાંઇ જાણતી નથી.

માજીસ્ટ્રેટ—માઇકેલનું ખુન થયું છે, એવું અનુમાન કરવાનું કશું કારણ જણાતું નથી. જો તેનુ ખુન કરવામાં આવ્યું હોત તો તેની લાશનો પણ જરૂર પત્તો મળત.

બાલિકા–" કેમ, નહેરમાં તો તેની લાશ પડેલી છે. "

માજીસ્ટ્રેટ—" તું કહી શકે છે કેઃ તેનું ખુન કોણે કર્યું છે ? "

બાલિકા—હા, કહી શકું છું. એક સ્ત્રીએ તેનું ખુન કર્યું છે. માઇકેલની પાસેથી પોલીસ મારફતે મને પકડાવી, પછી તે આંધળો ડોસો ધીરેધીરે જતો હતો, એ વખતે એક સ્ત્રી પણ તેજ છરો લઇ તેની પાછળ પાછળ જતી હતી, માઇકેલ પાસે જ કોઇના પગનો ધણુ-સારો સાંભળી પાછળ ફર્યો ત્યાં જ તે સ્ત્રીએ તેના માથા ઉપર મેલા રંગનું એક કપડું ઢાંકી તેનું મોં ઢાંકી લીધું અને તે છરો તેને મારવા લાગી. બરોબર આઠ ઘા કર્યા તેથી બાબા જમીન પર પડી ગયા. તેનું મેલા રંગનું કપડું રકતથી પલળી ગયું હતું, સ્ત્રીએ તેને છોડયું નહિં. તે જેવી રીતે મો ઉપર બાંધી લીધું હતું તેવી રીતે જ બાંધેલું છે. પછી તે એ મૃત શબને ઝટ ખેંચીને પાસેના જળના પ્રવાહમાં નહેરમાં ફેંકી દઇ ચાલી ગઇ.

માજીસ્ટ્રેટે જાણ્યું કે આ વાતની ખાત્રી કરવી સહેલ છે. તેથી તેણે તેજ વખતે નહેરમાં જોવા માણસો મોકલ્યા. રૂસ રાજ્યની ડિનિસ્ટર નામની એક નદી છે, તે નદી ઓડેસાથી ૨૭ માઇલ દૂર છે. એ ડિનિસ્ટર નદીમાંથી નહેરદ્વારા અહીં પાણી આવે છે, અને તે પાણીનો આ શહેરમાં ઉપયોગ થાય છે. આ નહેરમાં આંધળાનું મડદુ નાંખ્યાનું બાલિકાએ કહ્યું. પોલીસ તપાસ કરવા ગઇ તો ત્યાં બાલિકાના કહ્યા પ્રમાણેજ એવીજ અવસ્થામાં મેલા રંગના વસ્ત્રથી ઢાંકેલા માથાવળી એક લાશ નહેરમાંથી કહાડવામાં આવી તે લાશ માઇકેલની હતી.

માજીસ્ટ્રેટે માઇકેલની લાશ જોઇ પછી બાલિકાને પુછયું " સાચું કહે છોકરી, તને આ સર્વ વાતની શી રીતે ખબર પડી ? તેણે માત્ર એજ ઉત્તર આપ્યો કે. હું તે કહી શકતી નથી મેં મારી આંખોથી જે કાંઇ જોયું છે તેજ કહું છું "

માજીસ્ટ્રેટ—ઠીક, જેણે ખુન કર્યું છે તેનું નામ તું જાણે છે ? તેને ઓળખે છે ?

બાલિકા—નામ બરોબર કહી શકતી નથી, પણ જે સ્ત્રીએ તેની આંખો કાડી હતી તેણે તેનું ખુન કર્યું છે. આજ રાત્રે એણે મને સર્વ વાતો સ્પષ્ટ રીતે કહેવા માટે કહ્યું છે. જો તે બીજી વાતો મને કહેશે તો કાલે હું આપને સર્વ કહી દઇશ.

માજીસ્ટ્રેટ—એ કોણ ? "

બાલિકા—" બીજું કોણ, એ માઇકેલ, નિશ્ચય એ માઇકેલજ.

માજીસ્ટ્રેટે બાલિકાને કેદમાં લઇ જવાની આજ્ઞા કરી. બાલિક ચાલી ગઇ. તે આખી રાત શું કરે છે અને શું કહે છે. આ સારી રીતે જાણવા માટે માજીસ્ટ્રેટે ગુપ્ત રીતે સાંભળી લાવવા ગુપ્તચરો ( ડીટેક્ટીવો )ની નીમણુંક કરી.

ડીટેકટીવ પોલીસ પણ આ વાત જાણવા માટે ઉત્સુક હતા. તેમણે જોયું કે બાલિકાને ઉંઘ આવી. ચિંતામાં કાંઇક ઉંઘ લેતી હોય તેવી રીતે આખી રાત તેણે બેઠાં બેઠાં જ ગાળી, શરીર ભાન રહિત હોવા છતાં વચમાં વચમાં તે હાલી ઉઠતી અને જાણે સામે જોતી હોય એમ લાગ્યું. બીજે દિવસે રીપોર્ટની સાથે બાલિકાને માજીસ્ટ્રેટ પાસે મોકલવામાં આવી. માજીસ્ટ્રેટની પાસે આવતાંજ તે બોલી, હું ખુન કરનારને ઓળખી ગઇ છું, તેનો પરિચય મળ્યો છે. તેનું નામ પણ હું બતાવી શકીશ.

માજીસ્ટ્રેટ-ઠીક, હું તને જે પૂછું તેનો જવાબ દે. માઇકલની આંખો શી રીતે ફુટી ગઇ હતી, શું જીવતાં તેણે તેને કાંઇ કહ્યું હતું ?

બાલિકા—ના, જે દિવસે મને પકડવામાં આવી. એ દિવસે સવારે તેમણે મને કહ્યું હતું કે હું તને બધી વાત કહીશ. અને તેનું આ કહેવુંજ તેના મૃત્યુનું કારણ થયું.

માજીસ્ટ્રેટ—એ એના મૃત્યુનું કારણ કેવી રીતે થયું ?

બાલિકા—ગઇ રાત્રે બાબા મારી પાસે આવ્યા હતા. તે દિવસે જે જે બનાવ બન્યા હતા તે મને તેમણે બતાવ્યા હતા. બાબાએ જે જગ્યાએ બેસી પોતાનાં નેત્ર ફુટવાની વાત મને કહેવાની ઇચ્છા કરી હતી. એ સર્વ વાતો હું સાંભળતી હતી, તે એ વાત સાંભળતાંજ—

માજીસ્ટ્રેટે વચમાં પુછ્યું. તું એ મનુષ્યનું નામ કહી શકે છે ?
બાલિકા—હા, તેનું નામ લાક છે. લાક માઇકેલની એ વાતો સાંભળી એક પહોળા માર્ગે થઇ દોડવા લાગ્યો. તે માર્ગે વહાણો ઉભાં રહે છે તે ઘાટ તરફ જાય છે, પછી કાંઇક દૂર જઇ તે જમણી તરફ ત્રીજા ઘરમાં પેસી ગયો.

માજીસ્ટ્રેટ—તું એ સ્ટ્રીટનું નામ જાણે છે !

બાલિકા—ના, હું સ્ટ્રીટનું નામ નથી જાણતી, પણ એ સ્ટ્રીટ માંના એ મકાનના મનુષ્યની સાથે એક સ્ત્રીને જે વાતચીત થઇ અને પછી જે કાંઈ બન્યું તે સર્વ મેં કાલે રાત્રે બાબાની પાસેથી પ્રત્યક્ષની માફક જાણ્યું છે, અને તે વાત હું સારી રીતે કહી શકું છું.

માજીસ્ટ્રેટ અને કોર્ટનાં સર્વ મનુષ્યો આ વાત જાણવા માટે ઉત્સુક થયાં. માજીસ્ટ્રેટે કહ્યું. કહે, તું જે જાણતી હોય તે કહે, એટલે બાલિકાએ આંખમાં આંસુ લાવી રડતાં રડતાં ધીમે ધીમે કહેવા માંડયું: મેં પહેલાં કહ્યું કે, લાક અમારી વાતો સાંભળી ચાલ્યો ગયો અને વહાણના ધાટ પ.સેની સ્ટ્રીટમાં એક ઘરમાં પેસી ગયો. તેણે અંદર જઇ જોયું તો એક સ્ત્રી તેની રાહ જોઇ બેઠી હતી. તે સ્ત્રીનું નામ કેથરિન છે. કેથરિને કહ્યું કેમ લાક, તેના મનની વાત જાણી લીધી? લાકે કહ્યું, હા, જાણી અને તે જાણી હું ઘણોજ ભયભીત થઇ ગયો છું. કૈથેરીને કહ્યું, તો હવે વિલંબ કરવાનું કશુંજ કારણ નથી. જે પ્રકારે બને એ પ્રકારે આજેજ તેનો અંત લાવવો જોઇએ. નહિંતો સર્વ વાતો પ્રકટ થઇ જશે. લાકે કહ્યું. નહિ, હું એ કામ નહિં કરી શકું કોઇ રીતે પણ નહિં કરૂં, માઇકેલે મરૂં શું બગાડયું છે? પંદર વર્ષ જ્યારે એ બિચારો તમારા ઘરના આંગણે પડયો રહી સુઇ રહેતો હતો, તે વખતે મેં તારા કહેવાથી તેનાં બન્ને નેત્રો ફોડી નાંખી તેને આંધળો બનાવી ઘોર પાપકર્મ કર્યું હતું, હવે એને જીવથી મારવો નહિં, એ કામ મારાથી નહિં બને.

બાલિકા કહેતી હતી અને કોર્ટનાં સર્વ મનુષ્યો સાંભળતાં હતાં કોર્ટમાં ઘણા લોકો એકઠા થયા હતા, સર્વ દિંગમૂઢ બની ગયાં હતાં.

માજીસ્ટ્રેટ—હાં. એ પછી શું થયું?

બાલિકા—એ પછી કેટલાક વખતે અમે બને આ કેથરિનના ઘેર ભિક્ષા માગવા ગયાં.કૈથરિને એક પ્લેટ લાવીને મારી ઝોળીમાં નાંખી અને પછી બુમો પાડી કે મારી પ્લેટ ચોરાઇ ગઇ. એ પછી કૈથરિન એક તેજ છરી લઇ નહેરની પાસે છુપાઇ ગઇ. એટલામાં પોલીસ દ્વારા મને પકડવામાં આવી, અને આ તરફ કૈથરીને છરાના ઘા કરી બાબાનું ખુન કર્યું.

માજીસ્ટ્રેટ—ઠીક, જ્યારે તેં આ સર્વ વાતો જાણી હતી. ત્યારે તેં ઝોળીમાં તે પ્લેટ કેમ નાંખવા દીધી એ વિષયમાં કોઇ વાત પહેલાં કેમ ન કરી?

બાલિકા-મહાશય, આપ ભૂલો છો? એ વખતે આ વાત હું જાણતી નહોતી. બાબાએ કાલ રાત્રેજ મને આ સર્વ વાતો પ્રત્યક્ષની માફક બતાવી સારી રીતે સમજાવી, ત્યારે જાણી.

માજીસ્ટ્રેટ ઠીક, એ વાત પછી, પણ કૈથરીને એવું પાપ કર્મ કેમ કર્યું. માઇકેલને તેની સાથે શો સંબંધ હતો?

બાલિકાએ માથું નીચું કરીને કહ્યું "કેથરિન બાબાની સ્ત્રી છે. તેણી બાબાનો ત્યાગ કરી કોઇ બીજા પુરૂષને ગ્રહણ કરવાની ઇચ્છાથી ઓડેસા નાસી આવી. અને લાકની સાથે રહેવા લાગી. ત્યારે એ પણ તેને ખોળવા ઓડેસામાં આવ્યા, એક દિવસ કેથરિન તેમને જોઇ ગુપ્ત રીતે પોતાના ઘરમાં સંતાઇ ગઈ. માઇકલ તેના ઘરના ઓટલા ઉપર સુતો પરંતુ સહસા તેને ઉંઘ આવી ગઇ. તેને ઉંઘમાં બેભાન થયેલા જોઇ લાકે તેમનાં બંને નેત્ર ગરમ સોયાથી ફોડી નાંખ્યાં અને તેને ઘણે દૂર લઇ જઇ મૂકી દીધો.

માજીસ્ટ્રેટ—માઇકેલે શું ખરેખરી રીતે તને આ વાત કહી છે?

બાલિકા—હા, એમણેજ કહીછે. કેદખાનામાં તે મને પહેલાં પણ જોવા આવ્યા હતા. અને કાલે રાત્રે પણ તેમણે મને દર્શન આપ્યાં હતાં. તે ઘણાજ દુઃખી છે. મુખ પીળું પડી ગયું છે આખું શરીર રક્તથી લથપથ હતું. તેમણે પોતે મારો હાથ પકડી પોતાના શરીરના ઘા આંગળી મૂકી મૂકીને મને બતાવ્યા છે. અને પોતાના સમસ્ત દુઃખની કહાણી કહી સંભળાવી છે.

એ પછી લાક અને કેથરિનને પકડવામાં આવ્યાં. મેજીસ્ટ્રેટનું મન સંશય વગરનું છે. તેમણે વધુ તપાસ કરી તો જણાયું કે ખારસન નામના ગામે કેથરિન સાથે માઇકેલનું લગ્ન થયું હતુ. કેથરિન તેનો ત્યાગ કરી બીજા શહેરમાં નાસી ગઇ હતી.

કેથરિન અને તેના પ્રાણના સાથી અથવા પાપના સંગી લાકે પહેલાં તો ગુન્હાનો સ્વીકાર ન કર્યો. પોલસ્કાએ જ્યારે તેની નજર સામે નજર મેળવી આંખે જોઇ હોય તેમ દઢતાથી સર્વ વાતો કહી સંભળાવી, અને જ્યારે તે પોતાના હૃદયના ઉદ્વેગથી રડવા લાગી, ત્યારે લાક અને કેથરિનના મોંથી એક પણ વાત ન નીકળી. એ વખતે બંનેએ પોતાનાં કરેલા પાપનો સ્વીકાર કર્યો. ન્યાયાધીશ અને કોર્ટમાં ભરાયલા લોકોના મનમાં વિસ્મય ઉત્પન્ન થયો. સર્વ લોક માઇકેલના અતીત જીવન અને આત્મિક પુરુષની સાક્ષીના વિષયમાં નાના પ્રકારની વાતો કરતાં ભય અને ભક્તિથી ભગવાનનું નામ લેવા લાગ્યાં. જે ધર્મિષ્ટ હતાં તે આકાશ સામે જોઇ કહેતાં કે: જગદિશ્વરના આ અનન્ત ધર્મ રાજ્યમાં અંતે ધર્મને જ જય છે.

આ પ્રકારે માઈકલે પ્રેતરૂપે પોતાના મૃત્યુની સંપૂર્ણ હકીકત બાલિકાને જણાવી, અને તેને બાલિકાના કહેવાથી માઇકલના ખુનનો અને ખુનીનો પત્તો મળ્યો. મરનાર આ પ્રકારે પ્રેતયોનિને પ્રાપ્ત થઇ પોતાના મૃત્યુની, તેમ આત્મિકજનોને કાંઇ કહેવાની રહી ગયેલી વાત જણાવી શકે છે.



# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૮ મો.

## પુનર્જન્મ યોગ.

## પ્રકરણ ૫૫ સું.

### હાલમાં કેટલાક બાળકોએ પૂર્વજન્મની કહેલી વાતો અને તેની સત્યતાની ખાત્રી.

મનુષ્યો જન્મે છે, મરે છે, અને વળી જન્મે છે. મરણ પછી જન્મે છે. પુનર્જન્મને ઘણા માને છે. શાસ્ત્રો કહે છે કે પુનર્જન્મ થાય છે. ગત જન્મમાં કરેલાં કર્મનું ફળ આ જન્મમાં પ્રારબ્ધ રૂપે ભોગવવું પડે છે. આ જન્મમાં જે સારાં કે નરતાં કર્મ કરવામાં આવશે તેનું ફળ આવતા જન્મમાં ભોગવવું પડશે એ વાત સાચી છે. આપણા દેશમાં તો આપણે આપણાં ધર્મશાસ્ત્રોથી આ વાત જાણી શકીએ છીએ. અને આવતા જન્મમાં દુઃખ ન પડે માટે આ જન્મમાં શુભ કર્મો કરવાં, કુકર્મો ન કરવાં એમ શાસ્ત્રો કહે છે. આ વાત હવે પાશ્ચિમાત્યો પણ માનવા લાગ્યા છે. મરનારની પાછળ શ્રાદ્ધાદિ સત્ક્રિયાઓ, પુણ્યકર્મ કરવાનું વિધાન હિંદુ ધર્મશાસ્ત્રોમાં છે. જેથી મરનારને તે સત્ક્રિયાઓનું ફળ મળે. જેઓ આ વાત માનતા નથી તેઓ શ્રાદ્ધાદિ કરતા નથી.

યુરોપમાં તો લોકો આ પુનર્જન્મની વાત અત્યાર સુધી માનતા નહોતા. પ્રેતયોની છે, અને મરનાર પ્રેત પણ થાય છે એ વાત આપણાં શાસ્ત્રો જાણે છે, પરંતુ પશ્ચિમાત્યો એ માનતા નહોતા, હવે તો એ

પણ માનવા લાગ્યા છે. ત્યાં પ્રેતોને આકર્ષણ કરી તેની સાથે વાતચિત કરવાના અખતરા ચાલી રહ્યા છે, અને એ પ્રેતોના કહેવાથી પુનર્જન્મ છે એમ તેઓ માનવા લાગ્યા છે.

પૂર્વજન્મના કર્મ અનુસાર આ જન્મ થાય છે, કોઇ ગરીબને ત્યાં જન્મે છે, કોઇ ધનિકને ત્યાં જન્મે છે. કેટલાક મૂર્ખ મનુષ્યોને ત્યાં વિદ્વાન બાળકો જન્મે છે, જે ભવિષ્યમાં બુદ્ધિશાળી થાય છે, કેટલાક વિદ્વાન માબાપને ત્યાં મૂઢ અને મૂર્ખ બાળક જન્મે છે. ચારિત્ર શીલ મનુષ્યને ત્યાં મુર્ખ, દુરાચારી બાળક જન્મે છે જ્યારે અધમ માબાપને ત્યાં પુણ્યાત્મા પણ જન્મે છે, ઘણાં બાળકો નાની ઉમ્મરમાં વધુ પ્રતિભાવાળાં જણાય છે, એ સર્વ ગતજન્મના કર્મનો પ્રભાવ છે. એ પુનર્જન્મનો પ્રભાવ છે, ગત જન્મનાં પુણ્યકર્મોના પ્રભાવથી આ જન્મમાં બાળક નાનપણથી જ બુદ્ધિશાળી તેમ પ્રતિભાશાળી હોય છે.

હાલમાં આ દેશમાં પણ કેટલાક બાળકોએ પુનર્જન્મનો પરિચય કરાવ્યો છે. અલ્હાબાદના લીડર પત્રમાં કેટલાક વખત ઉપર એવાં બાળકોનાં વૃતાંત છપાયાં હતાં, તે આ સ્થળે વાચકોની જાણ માટે આપીએ છીએ.

બરેલીના પ્રસિદ્ધ વકીલ કેકઇનંદન આ સંબંધમાં તપાસ કરી રહ્યા છે. તેમના પુત્ર જગદીશે પોતાના પુર્વજન્મનો હાલ કહેલો અને તેની તપાસ પણ કરવામાં આવી હતી, એનાં વૃતતો લીડર પેપરમાં છપાયાં હતાં. વકીલ મી. કેકઇનંદને નીચે પ્રમાણે છપાવ્યું હતું.

## જગદીશચન્દ્રનું વૃતાંત.

"હું મારા ગામે કામે ગયો હતો, ત્યાં ખબર મળી કે મારી સ્ત્રી સખ્ત રોગી છે જેથી હું પાછો બરેલી આવ્યો. છ દિવસ સુધી મારી સ્ત્રીને સખ્ત તાવ આવ્યો હતો. આ વખતે હું કચેરીમાં પણ ન ગયો અને ઘેર રહ્યો હતો. તે અરસામાં જગદીશચંદ્રે મને એક મોટર લાવવાને કહ્યું. એટલે મેં કહ્યું કેઃ હમણાં લાવું છું મેં પૂછ્યું કે ક્યાંથી મોટર લાવવી છે. તેણે કહ્યુંઃ બબુઆજી પાસે મારી મોટર છે તે આપ મારી મોટર લઇ આવો. મેં પૂછ્યું બબુઆજી ક્યાં રહે છે? તો તેણે જવાબ આપ્યો કેઃ "તે બનારસમાં રહે છે. તે મારા પિતાજી છે," આ પછી મેં કેટલીક વાતોનો પત્તો મેળવવા નીચે પ્રમાણે

બનારસ પત્ર લખ્યો, જે તા. ૨૭ જુન ૧૯૨૬ના લીડર પત્રમાં છપાયો હતો. તે આ પ્રમાણે—

## પુર્વજન્મની વિચિત્ર વાર્ત્તા

કાશી નિવાસી બણુઆજી પાંડેની તપાસ સંબંધી લીડર પત્રમાં નીચે પ્રમાણેનો બરેલીના વકીલ કેકઇનંદન સહાયે પત્ર છપાવ્યો હતો. " મારો પુત્ર જગદીશચન્દ્ર કે જેની ઉમ્મર હાલ ત્રણ વર્ષની છે, તે પોતાના પૂર્વજન્મના વૃતાંત માટે આ પ્રમાણે જણાવે છે. તે કહે છે કે પોતાના પિતાનું નામ બણુઆજી પાંડે છે, તે બનારસમાં આવેલા બણુઆજીના મકાનનું વર્ણન પણ કહે છે. એક મોટો દરવાજો, એક ખંડમાં દિવાનખાનું, એક બીજો ખંડ, જેમાં એક લોઢાની અભરાઇ છે. તે ચોકનું વર્ણન પણ કરે છે. જેમાં બણુઆજી સંજના વખતે બેસતા હતા. કહે છે કે બણુઆજી અને તે જે ત્યાં એકઠા થતા હતા તે ભાંગ પીતા હતા. બણુઆજી પોતાનું શરીર માલીશ કરાવે છે અને સવારે સ્નાન કરતા પહેલાં મોં ધોયા પછી પોતાના મોં પર માટી ચોપડે છે. તે બે મોટર અને એક જોડી ઘોડાની બગી રાખે છે, એ કહે છે કે બણુઆજીને બે પુત્ર અને એક સ્ત્રી હતી, અને હાલ તો એ સર્વ મૃત્યુ પામ્યાં છે બણુઆજી એકલા છે.

બનારસમાં મારો કોઈ મિત્ર કે સગો નથીઃ મારી સ્ત્રી પણ ત્યાં કદી ગઇ નથી મેં આ પહેલાં બણુઆજીના સંબંધમાં કદી કાંઇ સાંભળ્યું નથી. બરેલીના ઘણા માણસોએ આ બાળકની સાથે વાતો કરી કેટલાક પ્રશ્નો પણ પૂછયા છે. આ વિષે હું સર્વ સજ્જનોને મારા પુત્ર દ્વારા કહેલા વૃતાંતની સત્યતાની વૈજ્ઞાનિક રીતે પરીક્ષા કરવાને આમંત્રણ કરૂં છું.

બીજો પત્ર લીડરમાં ૫ જુલાઇ ૧૯૨૬ના અંકમાં છપાયો હતો. તેમાં લખ્યું હતું કે. " મારી પાસે ઘણી જગ્યાના પત્રો આવ્યા છે. મારા પુત્ર જગદીશચંદ્રના પુર્વ જન્મની વાતો કહેલી તે સંબંધી વિવરણ આપના પેપરમાં આવ્યું હતું. વધુમાં એ સબંધી વૈજ્ઞાનિક રીતે તપાસ કરી શકાય તે માટે મેં નીચે પ્રમાણે કાર્યનો આરંભ કર્યો. " મારા પુત્ર જગદીશે તા. ૬ જુનના રોજ પોતાની આત્મકથા કહેવી શરૂ કરી, મેં તેને જે જે પ્રશ્નો પૂછયા તેના તેણે ઉ-

તરો આપ્યા. આ માટે મેં બરેલીના મારા બીજા મિત્રોને આ સંબંધી વાત કરી, તે લોકોએ આવી બાળકની સાથે વાત કરી અને તા ૧૬ ના રોજ અમે નક્કી કર્યું કેઃ બનારસ અમારે માણસ મોકલવાની જરૂર નથી કારણ કે કોઇ કહેશે કે ત્યાંની વાતો બાળકને જણાવી હશે. તેથી ત્યાંની મ્યુનિસિપાલ બોર્ડના ચેરમેનને પત્ર લખ્યો. તેમનો ઉત્તર આ પ્રમાણે આવ્યો છે.

" આપનો પત્ર મળતાં મેં તપાસ કરી તો તમારા બાળકે જે વાતો બતાવી છે તે ઘણે ભાગે સત્ય છે. બાબુઆજી પાંડેના પુત્ર જયગોપાળનું મૃત્યુ થયા લગભગ ૨।। વર્ષ થયાં છે. બાકી ફેટન, એકકો, ઘોડો, માલિશ, ગુંડા, ભાંગ, તથા આ ામ વિગેરેની વાતો બરોબર છે. બાબુઆ પાડેને હું સારી રીતે ઓળખું છું, આપનો પત્ર મળતાં મેં બાબુઆ પાંડેની પાસે માણસ મોકલ્યો હતો. તેમનું અહીં બીજું નામ મથુરાપ્રસાદ પાંડે છે તે બનારસ શહેરમાં પાડે ઘાટ પર રહે છે.

આ સંબંધી વકીલ ઉમાકાંત પાંડેનો પત્ર બનારસથી આવ્યો હતો તે આ પ્રમાણેઃ "મેં લીડરમાં આપનો પત્ર વાંચ્યો. બાબુઆ પાંડે મારા મિત્ર છે મેં એમના પુત્રને જોયો હતો. કે જેણે આપને ત્યાં જન્મ લીધો છે. જે વાતો તેણે બતાવી છે તે ઘણે ભાગે સત્ય છે. પાડેજીને મોટર નથી, પણ હાલ એ બીજી એક બે મોટરથી કામ લે છે. મેં આ બાળક વિષે તેમને ખબર આપી છે, અમે એ બાળકને જોવા તરતમાં ત્યાં આવવાના છીએ."

મારા પુત્ર જગદીશચંદ્રનો જન્મ તા. ૪ માર્ચ ૧૯૨૩ ના રોજ થયો છે. મેં જયગોપાળના મૃત્યુની તારીખ જોવા જન્મ મરણની નકલ મેળવવા મ્યુનિસિપાલ બોર્ડના ચેરમેન પર લખ્યું છે એ નકલ આવેથી મેળવી શકાશે, આ વાતોનો હું જલ્દીથી નીકાલ લાવવા ઇચ્છું છું. કેમકે લોકો મને કહે છે કેઃ આવી વાતો માત્ર થોડા સમય માટેજ યાદ રહે છે. આ વખતે બાળકને પૂર્વજન્મની બધી વાતોની ખબર છે, સંભવ છે કે થોડા રોજ બાદ તે બધી વાતો ભૂલી પણ જાય.

કેકઇનંદન સહાય વકીલ હાઇકોર્ટ બરેલી તા. ૩૦ જુન ૧૯૨૬

સમાચાર પત્રોમાં અમારો લેખ પ્રસિદ્ધ થયા પછી, લોકો સવાર સાંજ મારે ત્યાં આવવા લાગ્યા. તે લોકો બાળકના મુખેજ પોતાની આત્મકથા સાંભળવા ઇચ્છતા. બાળક પછી હેરાન થયું. જેથી લે કોને

ના કહેવી પડી. આ માટે મેં બનારસ જતા પહેલાં ત્યાંના ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ મી. બી. એન. મહેતા, આઇ. સી, એસ ઉપર એક પત્ર લખ્યો કે તે મને મદદ કરે, કેમકે હું બાળકને લઈ બનારસ જઉં તો ત્યાં લોકોની ઘણી ભીડ થાય. તેમણે મને સહાય કરવાને જણાવ્યું. તે પછી હું તા ૧૩ અગસ્ટના રોજ બપોરની ગાડીમાં બનારસ જવા નીકળ્યો અને બીજે દિવસે સવારે ત્યાં પહોંચ્યો, મેં પહેલાં લોકોને ત્યાં જવા બાબત કોઇ સૂચના આપી નહોતી. ત્યાં જઈ નદેસરમાં મુકામ કર્યો. જે બબુઆ પાંડેના મકાનથી રા॥ માઇલ દૂર છે. મારા ત્યાં ગયાની ખબરતો લોકોના જાણુવામાં આવી, અને મારા મકાને સવારથી ઘણી ભીડ જામી. તે ભીડને દૂર કરવા પોલીસની મદદ લેવી પડી. અહીં ઘણા માણસો અમને મળવા પણ આવ્યા. પંડિત લક્ષ્મીકાંત પાંડે વકીલ પણ આવ્યા. બાળકે તરત તેમને ઓળખ્યા. પહેલાં તો બાળકે કહ્યું કે આ ઉમાકાંત છે. તેમણે ના કહ્યા પછી કહ્યું કેઃ આ તો લક્ષ્મીનારાયણ છે. કેમકે બંને ભાઇનો ચ્હેરો સરખો હતો. આ વખતે સોએક માણસો હતા. બાળકે પંડિત લક્ષ્મીકાંતને બબુઆ પાંડે સાથે શી સગાઇ છે તે વાત પણ જણાવી. સંધ્યાકાળ વખતે મી બી. એન. મહેતા, કલેકટર, આઠ કોન્સ્ટેબલો તથા શહેરના કોટવાળને સાથે લઇ અમે બબુઆ પાંડેને ઘેર ગયા. બબુઅજીનું મકાન નદીના કિનારે છે, સડક ત્યાંથી બે ફર્લાંગ દુર છે. એમના ઘર સુધી પહોંચવા માટે એક ગોળ ચક્કર વાળા માર્ગે થઇ જવું પડે છે, બાળક આ ગોળાકાર ગલીમાં થઇ બબુઆજીના મકાને લઇ ગયો. ત્યાં જતાં જતાં તો હજારેક માણસો ભરાઇ ગયાં. બબુઆના ખંડમાં પણ ૩૫ માણસો બેઠેલાં હતાં, એટલે બાળક ગભરાયો અને જવાબ દેવાની ના પાડી. થોડીવારે મિ. મહેતા ત્યાંથી ચાલ્યા ગયા, તે પછી તે બાળક એક બીજા મકાનમાં અમને લઇ ગયો. ત્યાં જઇ તેણે જ્યાં ભાંગ તૈયાર થતી હતી તે સ્થળ બતાવ્યું. એ પછી બાળક જનાનાની અંદર ગયો. ત્યાં જઈ પોતાની કાકી તરફ ઇશારો કરીને કહ્યું કેઃ " આપણે આમને ત્યાં આવ્યા છીએ."

ભીડ ઘણી થઇ રહી હતી એટલે કોઈ બીજે દિવસે આવવાનું રાખ્યું, તે પછી તા. ૧૮ મીના રોજ બપોરે બાળકને બબુઆજીના મકાન પર લાવ્યા. આ દિવસે બનારસમાં દુર્ગાજીનો મેળો હતો. ઘણો લોકો એ જોવા ગયા હતા. આજે જગદીશે બબુઆ પાંડે સાથે વાત કરી, બધી વાત કહી સંભળાવી, અને બબુઆને કહ્યું કે આપ મને

ગમે તે પુછો. બબુઆજીએ કાંઇ પણ પ્રશ્ન ન પૂછયો. પછી બાળકને દશાશ્વમેધ ઘાટ પર લઇ ગયા. એ ઘાટને તેણે દુરથી ઓળખ્યો. તેણે એક પંડયાના ખોળામાં બેસીને બેવાર હર્ષથી ત્યાં સ્નાન કર્યું. આ પંડયાને જોતાં જ બાળકે ઓળખ્યા હતા. અગસ્ટ મહિનામાં ગંગાજીના વધી ગયેલા પટને જોઇ તે બિલ્કુલ ગભરાયો નહિં. આ વખતે ગંગાજી ઘણા વેગથી ભારે હાહાકાર કરતી વહેતી હતી. ગંગાજીના આ આકારનો તેના પર કોઇ પ્રભાવ ન પડયો, અને જાણે તે આ સ્થાનનો ભોમીયો હોય તેવાં તેનાં આચરણ જણતાં હતાં. એ પંડયાએ જગદીશને એક પાન આપ્યું. પણ તેણે કહ્યું કેઃ હું તો મોટો ગોર છું જેથી મારાથી નાના ગોરના હાથનું પાન હું નહિં લઉં. તે પછી બાળકે વિશ્વનાથજીનું મંદિર, હરિશ્ચંદ્ર ઘાટ, અને ડફરીન પુલને ઓળખ્યો. બનારસ આવવા નીકળ્યા પહેલાં તેણે બરેલીના મી. નોટ–ઓવર ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટને આ પુલ વિષે વાત કરી હતી. હું તેને બનારસ હિંદુ યુનિવર્સિટીમાં પણ લઇ ગયો. જે જોઇ તેણે કહ્યું કેઃ આતો વિશ્વવિદ્યાલય છે. અને મારા વખતમાં આ બંધાતું હતું. બનારસ આવવા નીકળ્યા પહેલાં તેણે નીચેની વાતો જણાવી હતી.

" પંડિત લક્ષ્મીકાંત પાંડે વકીલ બબુઆના જુના પાડોશી છે. અને તેમની સાથે સારો સંબંધ રાખે છે.

બબુઆજીની સ્રીને લોકો કાકી કહે છે, એ કાકી ઘરના માણસો માટે રસોઇ બનાવે છે. જોકે બબુઆજી રસોઇઓ રાખતા હતા. કાકી ઘરડી સ્રી હતી છતાં પોતે પડદામાં રહેતી. અને લાજ કાઢતી હતી. જ્યારે ગુંડા લોકો ઘરમાં આવતા ત્યારે કાકી ઘુંઘટો તાણતી હતી. કાકી પોતાના હાથે, તેમ કાન સોનાનાં ઘરેણાં પહેરતી હતી. કાકીના ચ્હેરા પર શીતળાના ડાઘ હતા. બબુઆજીને બાસુદી બહુ પસંદ છે. તેમ બબુઆજી રોજ અફીણ ખાય છે. તે પોતાની આંગળીયે સોનાની વીંટી પહેરે છે.

બબુઆજીના પુત્ર જયમંગલનું મૃત્યુ ઝેર ખવરાવવાથી થયું હતું. અને મરતી વખતે એવો વ્હેમ પણ ઉત્પન્ન થયો હતો. "

આ વાતો તેણે પહેલેથીજ કરી હતી. બબુઆજીની સ્રીએ બેચુ નામના એક માણસને અગસ્ટમાં બરેલી મોકલ્યો હતો અને તેણે મને આ બાળકને લઇ બનારસ જવા કહ્યું હતું. એ પહેલાં બબુઆજીનો પણ એજ મતલબનો પત્ર આવ્યો હતો. એ બેચુએ જગદીશ સાથે

પણ વાતચીત કરી નીચેની વાતો કબુલ કરી હતી.

"બબુઆજી રોજ મોં ધોયા પછી મોં પર માટી લગાવે છે. ઘરની ભીંતમાં ડાબી તરફ લોઢાનું કબાટ જડેલું છે. ઘરમાં કોઇ ત્હેવાર વખતે નાચવા માટે એક ભગવતિયા ગાનારીને બોલાવવામાં આવે છે. તે ભગવતિયાનો રંગ સાંમળો અને ઘાંટો માટો છે."

જગદીશ ચંદ્રની જુબાની શ્રી રામબાબુ સકશેના ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ અરેલી એમણે તા. ૨૮ જુલાઈ ૧૯૨૬ના રોજ લીધી હતી તે નીચે પ્રમાણે:—

' મારૂં પુર્વજન્મનું નામ જયગોપાળ છે. મારા બાપનું નામ બાબુ પાંડે શહેરનું નામ બનારસ. ગંગાજી મારા મકાનની પાસે છે. જેનું બારણું કુંવરપુરમાં છે. એવું જ તેનું બારણું છે. મારા ભાઈનું નામ જયમંગલ હતું તે મારાથી મોટો હતો, તે ઝેર ખાઇ મરી ગયો હતો. કાકીએ જયમંગલને કંઇ કરાવ્યું હતું. હું બાબુ પાંડેને બાબુજી કહું છું. ચાચા કહેતો નહોતો. કાકી મારી મા છે. મારા દરવાજા પર સિપાઇ રહે છે. બાબુ પાંડેના રૂપિયા લોઢાની ત્રીજોરીમાં રહે છે. તે ત્રીજોરી ડાબાહાથ તરફ છે. તે ભીંતમાં જડેલી છે. તે ખાડામાં છે, બહુ ઉંચી છે. બાબુજીને બાસુદી પસંદ છે. સાંજના લોકો ભાંગ પીવે છે. જ્યારે બાબુજી મોં ધુવે છે ત્યારે મોં પર માટી ચોળે છે. તેમની પાસે સવારી માટે ફેટન છે, બે ઘોડા જોડે છે. અને મોટરકાર પણ છે. કાકી સોનાનાં કડાં પહેરે છે. કાનમાં કાપ પહેરે છે બાબુજી વીંટી પહેરે છે. કાકી મોટો ઘુંઘટો તાણે છે. દશાશ્વમેધ ઘાટ છે. ગંગાજી તેની પાસે છે. કાકી રોટલી કરે છે. હું પંચીયું પહેરી નહાતો હતો, ઉમાકાંત, જયમંગલના બાપના સાળા છે. વિશ્વનાથજીના મંદિરમાં હું જતો હતો બાબુજીની પાસે કાળાં ચશ્માં છે, બાબુજી ભગૌની નાયકણનાં ગાયન સાંભળે છે. ''

મને પંડિત લક્ષ્મીકાંત તરફથી ખબર મળી કે જયગોપાળનું મૃત્યુ સને ૧૯૨૨ અકટોમ્બરમાં થયું હતું. અને જગદીશનો જન્મ ૪ માર્ચ સને ૧૯૨૩માં થયો હતો. એટલે અકટોબરમાં તેનુ મૃત્યુ થયું અને માર્ચમાં લગભગ પાંચ મહિને તેનો પુનર્જન્મ થયો. પંડિત લક્ષ્મીકાંતજીનું કહેવું છે કે બાળક બાબુ પાંડેનો છોકરીનો છોકરો થતો હતો જે તેમના મકાનમાં રહેતો હતો. અને આ બાળકને લાલન પાલન કરવાનો ભાર બબુઆજીને માથે નાંખી તેની મા મરી ગઇ હતી.

# પ્રકરણ ૫૬ મું.

## પૂર્વ જન્મની સત્યતા
## પુર્વજન્મ સંબંધી બનેલી સત્ય વાર્તા

### વિશ્વનાથનું વૃતાંત

તા ૧૨ અગસ્ટ સને ૧૯૨૬ ના લીડર પત્રમાં પ્રકાશિત થયેલા લેખનો અનુવાદ.

માનનિય માહાશયજી,

આપ નીચે લખેલો વૃતાંત જે પાંચ વર્ષ છ માસની ઉમ્મરમાં એક બાળકે પોતાના પૂર્વજન્મ સંબંધી જણાવ્યો છે તે આપના પત્રમાં પ્રકાશિત કરશો, " જે વખતથી મારા પુત્ર જગદીશચંદ્રના પૂર્વ જન્મની કથા અને તેના સમર્થન સંબંધી પત્રો આપના સમાચાર પત્રમાં પ્રકાશિત થયા છે એ વખતથી મને આવી વાતો સંબંધી બરોબર સમાચાર મળે છે. હુ તેની સત્યતા સંબંધમાં પ્રમાણોનો સંગ્રહ કરવાનો પ્રયત્ન કરી રહ્યો છું, અને મારા આ પરિશ્રમનું જે કાંઇપણ પરિણામ આવે તેને સર્વ સાધારણને જાણવા માટે આપને જણાવું

વિશ્વનાથનો જન્મ ૭ ફેબ્રુઆરી સને ૧૯૨૧માં થયો. મુહલ્લા ખન્નુ બરેલીમાં થયો હતો. જે વખતે તે દોઢ વર્ષનો હતો, ત્યારે તેણે પીલીભીત સંબંધી પૂછગાછ શરૂ કરી, તે એ પૂછવા લાગો કે પીલીભીત અને બરેલીની વચ્ચે કેટલું અંતર છે. અને તેણે એ પણ ઇચ્છા કરી કે પિતાજી તેને પીલીભીત કયારે લઇ જશે, જ્યારે તે ૩ વર્ષનો થયો ત્યારે પોતાના સંબંધી ઘણી વિસ્તૃત વાતો કહેવા લાગ્યો. આથી તેનાં માબાપ બીન્યાં અને આ વિચિત્ર વાતોને છુપાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા, કારણ કે એ લોકાની માન્યતા એવી હતી કે આવાં છોકરાં જે પોતાના પૂર્વજન્મની વાત કરતાં હોય તે બહુ જીવતાં નથી. તેથી તેને એ વાત ભૂલાવવી જોઇએ. આ વાત મારા જાણવામાં આવતાં હું બાબુ રામ ગુલામ અને વિશ્વનાથને જોવા માટે ગયો. મેં ત્યાં જરામ ગુલામને પીલીભીત જઇ આ બાબતની તપાસ કરવા કહ્યું. તે મારી સાથે પીલીભીત આવવા તૈયાર થયા. આ પ્રમાણે અમે ૧ લી અગસ્ટના રોજ પીલીભીત ગયા. અમે પીલીભીતની ગવર્ન-

મેન્ટ હાઇસ્કુલમાં ગયા, એ સ્કુલને બાળકે ઓળખી નહિં, કારણ કે સ્કુલનું આ મકાન હાલમાંજ નવું બનાવેલું છે. મેં ત્યાંના હેડમાસ્તર અશરફીલાલને આ બાબતની તપાસ કરવામાં મદદ આપવા કહ્યું તેમણે તે માટે હા પાડી અને અમારી સાથે જુદી જુદી જગ્યાએ આવ્યા.

મેં વિશ્વનાથને મળી તેણે કહેલી પૂર્વજન્મની બધી વાત લખી લીધી હતી. તેણે પોતાના પૂર્વજન્મના કાકાનું નામ હરનારાયણ કહ્યું હતું, તે જાતે કાયસ્થ, મુહલ્લે ગંજ શહેર પીલીભીત અને તેની ઉમ્મર ૨૦ વર્ષની જણાવી હતી. તેણે કહ્યું હતું કે મારૂં લગ્ન થયેલું છે. તું મારો પાડોશી લાલ સુંદરલાલ હતો. તેના ઘરનું બારણું સુંદર હતું તેને ત્યાં એક તલવાર અને એક બંદુક હતી, તે પોતાના મકાનના ચોકમાં નાચ કરાવ્યા કરતા હતા. મારૂં મકાન બે માળનું છે, તેમાં સ્ત્રીયો અને પુરુષોના જુદા જુદા ખંડો છે,તેણે નાચ પાર્ટી અને મેળવડાઓનું પણ વર્ણન કર્યું હતું. જે તેના મકાને વારંવાર થયાં કરતું. તેણે પોતાના વિલાસિતામય જીવનની પણ કેટલીક વાતો કહી હતી. તેણે કહ્યું હતું કે, મારા બાપ જમીનદાર હતા અને મારા ઉપર ઘણો પ્રેમ રાખતા, તે મને હંમેશાં રેશમી કપડાં પહેરાવતા તેમ ખીસ્સા ખર્ચ માટે રૂપીયા આપતા હતા. તેણે કહ્યું કે મને મદ્ય, મત્સ્ય અને વેશ્યાઓનો પણ શોખ હતો. હું ગવર્નમેન્ટ સ્કુલમા જે નદીના કિનારે આવેલી છે ત્યાં છઠી ચોપડી સુધી ભણ્યો હતો. ઉર્દુ, હિંદી, અંગ્રેજી જાણતો હતો. મારા પોતાના મકાનમાં એક ઠાકોર મંદિર હતું, જ્યારે અમે સ્વર્ગીય બાબુ શ્યામસુંદરલાલના ઘર પાસે પહોચ્યા ત્યારે બાળક ગાડીમાંથી ઉતરી પડયો અને કહ્યું કે આ સુંદરલાલનું મકાન છે. તેણે જે ચોકમાં નાચ ગાન થતું હતું તે બતાવ્યો, પાડોશી દુકાનદારોએ એ વાત કબુલ કરી, મેં જાતે એ મકાન જોયું. મકાન રંગેલું હતું પછી અમે સ્વર્ગીય લાલા દેવીપ્રસાદના મકાન પર ગયા, એ મકાનને ઓળખી બાળકે કહ્યું કેઃ આજ મારૂં મકાન છે, અને જોરથી બુમ પાડી કહ્યું કે આ મકાન હરનારાયણનું છે, હરનારાયણ લાલા દેવીપ્રસાદનો પુત્ર હતો. આ મોટા મકાનનો કેટલોક ભાગ પડી ગયો છે, અને તેના માલિકોએ એ મકાન ખાલી કર્યું છે પાડોશીઓ એ કહ્યું કે આ સ્થાનમાં તો ઘણો ફેરફાર થઇ ગયો છે.બાળકે એ ઇમારતને ઓળખી જે જગ્યાએ મદ્ય પીતો, નાચગાન સાંભળતો, તે સ્થાનો બતાવ્યાં, સ્ત્રીઓના ખંડોને પણ તેણે ઓળખી બતાવ્યાં, કુટુંબમાં

બાબુવ્રજમોહનલાલ એકજ જીવતા છે જે બીજા મકાનમાં રહેતા હતા. લાલા હરનારાયણ અને પુત્રની એક જુની, ઝાંખી છબી લાવીને બતાવી. ઘણા મનુષ્યોની ભીડમાં આ બાળકે લાલા હરનારાયણના ફોટા પર પોતાની આંગળી રાખી અને તે ફોટામાં એક ખુરસીપર બેઠેલા એક બાળકના ફોટાને બતાવી કહ્યું કે, આ જુઓ હું બેઠો છું, અને આ લાલા હરનારાયણ છે, એ જોઇ સર્વ કોઇ દંગ થઇ ગયા. તે જોઇ નિર્ણય થઇ ગયો કે આ બાબુ હરનારાયણનો પુત્ર લક્ષ્મીનારાયણ છે.

પછી અમે જુની ગવર્નમેન્ટ હાઇસ્કુલમાં ગયા. તેમણે તે ઓળખીને કહ્યું કે, આ મારી સ્કુલ છે. તે ચારે તરફ ફરી આવ્યો અને જીના પર ચઢવા લાગ્યો. અમે તેની પાછળ પાછળ ગયા. તેણે છઠ્ઠા ધોરણના છોકરા જે ખંડમાં બેસતા હતા તે ખંડ બતાવ્યો. તેણે પોતાની સાથે ભણતા બાબુ વિશ્વંભરનાથને જુના ફોટા પરથી બતાવ્યા, તેમ ત્યાં ઉભેલા બાબુ રામગુલામને ઓળખી બતાવ્યા, તેના જુના ભણનારાઓએ અધ્યાપકનું નામ પૂછ્યું તો તેણે કહ્યું કે મોટા દાઢીવાળો મનુષ્ય હતો. જેનું નામ મુન્શી મુઇનુદીન શાહજહાંપુરી બતાવ્યું, તેણે વળી પોતાના જુના મકાનમાં ઠાકોર મંદીર પણ બતાવ્યું. બાળકને એક તબલાંની જોડી આપવા માંડી તો તે ઘણી ખુશીથી વગાડવા મંડયો, બાળકના પિતા બાબુ રામગુલાએ મને કહ્યું કે, એણે પોતાના જીવનમાં કદી તબલા જોયા પણ નથી, જે નાયકા સાથે તે બાળકને પૂર્વજન્મમાં સંબંધ હતો તેનું નામ લોકોએ પુછ્યું તો તેણે ઘણીજ અનિચ્છાપૂર્વક કહ્યું કે તેનું નામ સીતા બતાવ્યું, લોકોએ એ વાત ખરી માની,આ વાતની સૂચના ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટ અને સીવીલ સર્જનને પણ આપી હતી, સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબે આવી બાળકને જોયો, અને એ તેને મોટરકારમાં ફરવા લઇ ગયા. અમે જે વખતે ત્યાંથી નીકળ્યા તે વખતે ત્યાં સ્ટેશનના પ્લેટફોર્મપર ઘણી ભીડ જામી ગઇ.

બાબુ હરનારાયણના પુત્ર લક્ષ્મીનારાયણનું તા ૧૫ ડીસેંબર સને ૧૯૧૮ માં સવારે છ વાગે જ્વર તથા ફેફસાંની બીમારીથી શાહજહાંપુરમાં મૃત્યુ થયું હતું. મૃત્યુ વખતે તેની ઉમ્મર ૩૨ વર્ષ ૧૧ દિવસની હતી. લગભગ પાંચ માસ માંદા રહ્યા પછી તેનું મૃત્યુ થયું હતું. આ વાતની ખબર લક્ષ્મીનારાયણના મામા ઉપેન્દ્રનારાયણે મને આપી. તે કહે છે કે, બાળક વિશ્વનાથે પુર્વજન્મની ઘણી વાતોનું

વર્ણન કર્યું છે જેને તેના કુટુંબના લોકો ભૂલી પણ ગયા છે. તે એ છે કે સર્વથા વધુ આશ્ચર્ય ઉપજાવનારી વાત તો એ છે કે બાળક લક્ષ્મીનારાયણને પીલીભીતમાં પણ પોતાના પૂર્વજન્મની વાત છ વર્ષ સુધી યાદ હતી. તે ગતજન્મમાં કહેતો કે હું જહાનાબાદથી આવ્યો છું. પરંતુ તેનાં માતાપિતાએ વિચાર કર્યો કે જો આ વાતને પ્રકાશિત કરીશું તો તેનું જીવન અને તેના કલ્યાણને અહિતકર થશે. એથી તેમણે તેની પૂર્વજન્મની બધી વાતો ગુપ્ત રાખી હતી, અને તેની સત્યતાની કાંઇ તપાસ કરી નહિં. એથી આ વખતે અમને ખાત્રી થાય છે કે બરેલીનો વિશ્વનાથ શાહજહાંપુરનો લક્ષ્મીનારાયણ છે. જે ત્રીજા જન્મે જહાનાબાદનો કોઇ મનુષ્ય હતો.

લક્ષ્મીનારાયણ સ્વભાવથી ઘણો હસમુખો હતો, તેને મદ્યપાન મત્સ્યભક્ષણ અને સ્ત્રીયોમાં ઘણો પ્રેમ હતો, લક્ષ્મીનારાયણની મા તેના ભાઇ બાબુ ઉપેન્દ્રનારાયણની સાથે બરેલીમાં રહેછે, એ બાળકને તેની પાસે લઈ ગયા, તેની પરીક્ષા કરવા માટે નીચે પ્રમાણે પ્રશ્નો બાળક વિશ્વનાથને પૂછ્યા, તેના તેણે બરોબર જવાબ આપ્યા એથી તેની ખાત્રી થઇ કે બાળક એ તેના મૃત્યુ પામેલા પુત્રનો અવતાર છે.

પ્રશ્ન—તું પતંગ ઉડાવતો હતો ? જવાબ—હા

પ્રશ્ન—તારે પતંગની લડાઇ કોની સાથે થતી હતી ?

જવાબ—જેની પતંગ મારી પતંગ પાસે આવતી તેની સાથે હું કાપ લેતો, પણ ઘણીવાર સુંદરલાલની પતંગ સાથે મારે વધુ લડાઇ થતી.

પ્રશ્ન—તેં કોઇ વખત મુરબ્બો ફેંકી દીધો હતો ?

જવાબ—મુરબ્બો ફેંકયાની વાત તો ખબર નથી પણ સંભવ હતો કે હું કીડા ખાઇ જાત. તું મને કીડા ખવરાવવા ઇચ્છતા હતા તેથી મેં મુરબ્બો ફેંકી દીધો હતો.

તેની માએ કહ્યું કેઃ એકવાર મુરબ્બો ખરાબ થઇ ગયો હતો મુરબ્બાના વાસણમાં કીડા પડી ગયા હતા. મેં જીવડા વીણી ફેંકી દીધા અને મુરબ્બો તડકામાં સુકવ્યો. પણ લક્ષ્મીનારાયણે તો તે મુરબ્બાને ફેંકી દીધો, તેથી હું ઘણી ગુસ્સે થઇ ગઇ હતી.

બાળકને પૂછ્યું—તેં કદી કોઇ જગ્યાએ નોકરી કરી હત ?

જવાબ—હા, મેં થોડો વખત ઓ. આર. આર. માં નોકરી કરી હતી.

પ્રશ્ન—તારો નોકર કોણ હતો ?

ઉત્તર—મારો નોકર મૈકુઓ હતો. જે એક કાળા શરીરનો મોટા માણુસ અને જાતે કુંભાર હતો. તે મારો માનીતો હતો.

બરેલીના બલવીરસિંહે પુછયું-તું ગોદડુ નાંખ્યા વગર વાંસના ખાટલામાં સુતો હતો ?

બાળક—આપે મારો પલંગ કી જોયો જ નથી મારેમાટે તો એક સુંદર પલંગ હતો. જેમાં એક બહુજ ખુબસુરત નકસીદાર તખતો લગાવેલો હતો. અને તેના પર એક પડદો પડયો રહેતો અને હું એક ઉંસીકું માથા નીચે રાખતો અને બે ઉંસીકાં પગ નીચે રાખતો.

માસ્તર સીતારામ જે પહેલાં પીલીભીતમાં અધ્યાપક હતા અને હાલ બરેલીમાં અધ્યાપક છે તેમણે પુછયું—હું પીલીભીતમાં શું ભણાવતો હતો ?

બાળક—આપ હિંદી ભણાવતા હતા.

બાબા જવાલાપ્રસાદ બરેલીના વકીલે પોતાની ડાયરી જોઇ તો તેને ખબર પડી કે સને ૧૯૧૮ માં તજીરાત હિંદના ૧૯૩ મા કેસમાં ફોજદારી મુકરદમામાં પીલીભીતના લક્ષ્મીનારાયણ તરફથી તેણે પેરવી કરી હતી જે એક બીજા મુકરદમાના શાખા સ્વરૂપ હતો. આ બનાવ સીતા નામની વેશ્યાના મકાન પર બન્યો હતો. જેમાં લક્ષ્મી-નારાયણનો પણ હાથ હતો. તેની સાક્ષી એમાં લેવામાં આવી હતી.

પીલીભીતમાં ૧ લી અગસ્ટ ના રોજ રાયબહાદુર લાલા રામ સ્વરૂપ, મીલાહિરી પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ પીલીભોત વિગેરે ઘણા માણસોએ આ બાળકને જોયો હતો.

---

## પ્રકરણ ૫૭ મું

---

## હિરાકુંવરીનું વૃત્તાંત,

બાબુ શ્યામ સુંદરલાલ સ્ટેશન માસ્તર હલદ્વાની આર, કે આર એ તા ૩૧ અગસ્ટ સને ૧૯૨૬ ના રોજ મને મળ્યા, તે પોતાની પુત્રી હીરાકુંવરીને પણ સાથે લાવ્યા હતા. એ કન્યાનો જન્મ સને ૧૯૧૯ માં બરેલીમાં થયો હતો, તેણે પોતાના પૂર્વ જન્મના મકાનની વાત ઘણીજ વિચીત્ર રીતે કહી. આ એક ઘણો આશ્ચર્યજનક બનાવ

છે. કેમકે તેમાં એક પુરુષે સ્ત્રીના રૂપમાં પુનર્જન્મ લીધો હતો. આ કન્યા છોકરી હતી. જેની ઉમ્મર ૧૨ વર્ષની હતી અને જે ગોકુળ જીલ્લે મથુરામાં રહેતી હતી. તેનું મૃત્યુ સને ૧૯૧૮ ના અકટોમ્બર માસમાં થયું હતું.

દુર્ભાગ્યવશાત મૃત્યુના સમયને બરાબર નિશ્ચય થઇ શકયો નથી. કેમકે તેના ગતજન્મના કુટુંબમાં માત્ર એક વૃદ્ધ સ્ત્રીજ હાલ જીવતી છે બાબુ શ્યામસુંદરલાલ સને ૧૯૨૨ માં અગસ્ટ માસમાં તીર્થયાત્રા કરવા માટે મથુરાં ગયા હતા, તેમણે મથુરામાં ગોકુળ જવા માટે એક નાવ ભાડે કર્યું, ગોકુળમાં જે સમયે તે એક સ્થાન પાસે થઈ જતા હ-ા કે જે સ્થાનને યાત્રાળુઓ હાલ પણ નંદ અને યશોદાના પ્રાચીન નિવાસ સ્થાન તરીકે બતાવે છે. ત્યાં આ નાની પુત્રી જબરજસ્તીથી નોકરના ખોળામાંથી ઉતરી પડી ઐતિહાસિક ગૃહની પાસે એક નાનું સરખું મકાન હતું, જેના બારણામાં એક ઘરડી સ્ત્રી બેઠી હતી. બાલિકા દોડતી ઘરમાં પેઠી, તેની મા પણ તેની પાછળ પાછળ ગઇ, ત્યાં જઇ એ પુત્રી જાણે કે તે છોકરી હોય તેવી રીતે વાતો કરવા લાગી, પહેલાં તો તે ગતજન્મમાં જે સ્લેટ પર લખતી હતી તે વિષે પૂછવા લાગી. પછી કલમને માટે પુછયું કે જે કલમ તે પાટીની નીચે મૂકી ગઇ હતી, બીજી વસ્તુ તે જેના ઉપર બેસીને લખતી હતી તે ચોકીને માટે પુછયું, આ પ્રશ્નો સાંભળી તે ડોશી રડવા લાગી. ત્યારે બાલિકાએ તે ડોશીને કહ્યું કે. મારી માને પાન આપ. અને મારી પીતળની સુડીથી સોપારી કાપી આપ. તે પછી બાલિકાએ તેની માને કહ્યું કે: હવે તું જા. કેમકે હવે તો હું મારે ઘેર આવી ગઇ છું, પણ જતાં પહેલાં આ પાન લેતી જા. હિરાકુંવરીની માએ નોકરને ઇશારાથી કુંવરીને લઇ લેવા કહ્યું. એટલે નોકર તે બાલિકાને ઝટ ઉંચકી મકાનની બહાર આવ્યો.

આ પછી તે સર્વ જમનાજી ગયાં. ત્યાં જઇ બાલિકાએ હીરાકાચબાઓને ચણા અને મમરા નાંખવા માંડયા. કાચબાઓને જોઇ કુંવરીએ કહ્યું કે, તેં પહેલાં મને ડુબાડી દીધી હતી, અને આ વખતે વળી એમ કરવા મારી પાસે આવે છે કે ? એ સાંભળતાં જ જે પેલી ડોશી સાથે આવી હતી તેણે માથુ કુટી રડવા માંડયું. આગળ પુછતાં તે બાલિકાએ પોતે ગત જન્મમાં જ્યાં નાહાતાં નાહાતાં અંદર ખસી પડી હતી અને ડુબી ગઇ હતી એ સ્થાન પણ બતાવ્યું. ડો-

શીએ બાલિકાની બધી વાતો કબુલ કરી અને કહ્યું કે લગભગ ચાલ્રેક વર્ષ ઉપર મારો એક બાર વર્ષનો દીકરો અહીં ડુબી ગયો હતો.

આવી રીતે આ છોકરી ગયે અવતાર છોકરો હતી, જમનાજીમાં ડુબી મરી ગઇ, આ જન્મે છોકરી અવતરી હતી તેને પોતાના પુર્વજન્મની યાદ છે, અને તેની ઘણાયે ખાત્રી કરી છે.

## પ્રકરણ ૫૮ સું.

## સુંદરલાલના પૂર્વજન્મનું વૃતાંત

હું કમાલપુર જીલ્લા સીતાપુરના શ્રીમાન રાજા સુર્ય બખ્સસિંહ સાહેબનો ઘણોજ ઉપકૃત છું. જેમણે મને આ બાબતમાં ઘણી સહાય કરી છે. જેમણે મારી વાત સાંભળી મને મદદ કરી

મારૂં નામ પુતુલાલ બાપનું નામ ઠાકુરપ્રસાદ જાતે બ્રાહ્મણ, ઉમર ૫૮ વર્ષ રહેવાસી હીરપુર તહસીલ સિધૌલી જીલ્લે સીતાપુર એમણે રાજા સાહેબ પાસે નીચે પ્રમાણે સાક્ષી આપી.

હું ૧૨ વર્ષ સુધી કમાલપુરની ઇસ્પીતાલમાં કમ્પાઉન્ડર હતો ત્રણ વર્ષથી મેં પેન્શન લીધું છે અને ઘેર આવ્યો છું. મારે પાંચ પુત્રો અને એક પુત્રી છે. સર્વથી નાના છોકરાની ઉમ્મર ૧૪ વર્ષની છે. જે વખતે આ છોકરો જન્મ્યો તે વખતે હું કમાલપુર ઇસ્પીતાલના કવોર્ટરોમાં રહેતો હતો. મારો વચલો પુત્ર શ્રાવણ મહિનામાં પોતાની માની સાથે અયોદ્ધા ગયો હતો. પછી ૯ મહિને મારા આ સર્વથી નાના પુત્રનો જન્મ થયો હતો. જેનું નામ મેં સુંદરલાલ રાખ્યું. છે જે વખતે આ બાળક ૪ા વર્ષનો થયાં. અને સારી રીતે વાતચીત કરવા લાગ્યો, ત્યારે તે પોતાને સુંદરલાલ કહેવાનું ના પસંદ કરવા લાગ્યો. અને કહ્યું કે મને હન્નેલાલ કહો. તેણે કહ્યું કે મારૂં નામ હન્નેલાલ છે અને હું ફૈજાબાદ, મુહલ્લા કટરા-કુટાનો રહેનાર છું. તેણે પોતાનું નામ અને પોતાની જાતિ લાલ બતાવી. તેણે કહ્યું મારે બે બાળક અને એક સ્ત્રી છે. જ્યારે તેને પુછ્યું કે તું ફૈજાબાદથી અહીં શી રીતે આવ્યો ? ત્યારે તેણે કહ્યું કે જે વખતે મારૂં બશસરયું નદીમાં ફેંકી દીધુ અને મારી વર્તમાન માતા સ્નાન કરી રહી હતી, તે વખતે હું તેની સાથે ચાલ્યો આવ્યો. કમાલપુરમાં આ કંપાઉન્ડર કવોર્ટરથી રેલ્વે સ્ટેશન પાસે છે. રસ્તે થઇ લોકો આવતા જતા હતા,

જેને તે સ્ટેશન તરફ જતાં જોતો હતો, તેને કહેતો હતો કે હું ફૈઝાબાદમાં મારે ઘેર જવા માટે ગાડી પર જાઉં છું. જ્યાંસુધી તે ૪-૫ વર્ષનો થયો ત્યાં સુધી તેને એ બધી વાત યાદ હતી. મારી સ્ત્રી આ વાતને પસંદ કરતા નહિં. કેમકે એ જાણતી હતી કે જે બાળકોને પુર્વજન્મની વાતો યાદ હોય છે તેનાં જીવન ટુંકાં હોય છે. તેથી એને બધી વાતો ભુલાવવા માટે અમારે મંત્ર તંત્રનો આશરો પણ લેવો પડયો, અને ધીરે ધીરે એ સર્વ વાતો ભુલી ગયો. હું મારી ઉમ્મરમાં માત્ર એકવાર સને ૧૯૨૪ માં ફૈઝાબાદ ગયો હતો. તે પહેલાં કદી ગયો નથી. મેં આ સંબંધમાં કોઇ કાંઇને પૂછગાછ કરી નથી.”

રાજા સાહેબ સુર્યબખ્તસિંહે પોતાના ખજાનચીને આ બાબતમાં તપાસ કરવા ફૈઝાબાદ મોકલ્યા. તેનો રીપોર્ટ આ પ્રમાણે છે.

“ હું તા ૧૨ સપ્ટેંબર સને ૧૯૨૫ માં પાંચ વાગ્યાની ગાડીમાં કમાલપુરથી નીકળ્યો. રાત્રે બે વાગે ફૈઝાબાદ પહોંચ્યો. હું કુંવર પ્રતાપ વિક્રમ શાહ સાહેબ, આઇ. સી. એસ. જોઇંટ માજીસ્ટ્રેટ ફૈઝાબાદના બંગલે ગયો. ત્યાંથી હું એક ગાડી કરીને અયોદ્ધા ગયો. કેમકે મને કટરા-કુટા સિવાય ફૈઝાબાદમાં બીજી કશી ખબર અહીં મળે તેમ નહોતું. હું અયોધ્યામાં મોહલ્લા કટરા-કુટામાં ગયો અને ત્યાં જાનકી પ્રસાદ સોની અને તે મહેલ્લાના બીજા લોકોથી તપાસ કરી. તે લોકોએ કહ્યું કે: લાલા હન્નેલાલ નામનો એક માણસ અહીં રહેતો હતો. તે બાળકોને ભણાવતો હતો, જાતે કાયસ્થ હતો. તે ઘણે ભાગે ૧૪-૧૫ વર્ષ ઉપર શ્રાવણ મહિનામાં પ્લેગથી મરી ગયો હતો. તેને એક વિધવા સ્ત્રી, એક પુત્ર અને એક કન્યા છે. મહેલ્લાવાળાઓએ તેના શબને સરયુજીમાં વહેતું મૂકી દીધું હતુ. જાનકીપ્રસાદ સોની હાલ હયાત છે. જેણે હન્નેલાલના શબને નદીમાં પ્રવાહિત કર્યું હતું. અને સ્મશાન લઇ ગયા હતા. હન્નેલાલની સ્ત્ર અને બાળકોએ રોગી હાલતમાંજ તેનો ત્યાગ કર્યો હતો. બીજું કોઇ તેનું સગું વ્હાલું નહોતું કે જે તેનું ક્રિયાકર્મ કરે. હન્નેલાલના મકાનનું બારણું પૂર્વ તરફ છે. તેનો કેટલોક ભાગ પડી ગયો છે. કેમકે તેમાં કોઇ રહેતું નથી. જ્યારે અયોદ્ધામાં કોઇ પર્વ પર કે નદીમાં સ્નાન કરવાનો મેળો ભરાય છે ત્યારે હન્નેલાલની સ્ત્રી હજુ પણ એ મકાન જોવા આવે છે. કહે છે કે એ પાસેના એક ગામડામાં હજુ પણ જીવતી છે પણ એ ગામડાની બરોબર ખબર નથી. હન્નેલાલનું મૃત્યુ ૪૫ વર્ષની ઉમ્મરમાં થયું હતું.

---

## પ્રકરણ ૫૯ મું

### ચમેલીનું વૃત્તાંત

રાજા સૂર્ય બખ્ખસસિંહ સાહેબ કમાલપુર જીલ્લે સીતાપુર એમણે પંડિત કાલિકા પ્રસાદ ઉર્ફે પંડિત રામનારાયણ અગ્નિહોત્રી સાકીન પરગણે મહોલી, તેહસીલ મિશ્રિખ. જીલ્લે સીતાપુર એમની રાજાસાહેબ કસમંડાની જુબાની લીધેલી તે આ પ્રમાણે.

" હું જે કહું છું તે મેં મારી આંખે જોયું છે. પંડિત ભિખારીલાલ જે પંડિત ઉમાકાંત પાંડેના પુત્ર છે, તે મારા પાડોશી છે. તેને ૨૭ વર્ષની ઉમ્મરની એક કન્યા હતી જેનું નામ ચમેલી હતું, લગ્ન થયું નહોતું, ભીખારીલાલે એ કન્યાનો બસાવનલાલ શુકલના પુત્રની સાથે તેનો વિવાહ કરવાનું નક્કી કર્યું. એ છોકરાની ઉમ્મર ૧૧ વર્ષની હતી. ભીખારીલાલે લોકોને કહ્યું કેઃ ગરીબીને લીધે મારી કન્યાને લાયક ઘર કે વર મળતો નથી. તેની બરોબરનો વર શોધું છું તો તે પહેરામણી ઘણી માગે છે. એથી એનાથી નાની ઉમ્મરનો વર એક અનાથ બાળક મળી ગયો, તેની સાથે વિવાહ કરવાનો વિચાર છે.

છોકરીને આ વાતની ખબર પડી. પણ તે કાંઇ બોલી નહિં. તેણે રસોઇ બનાવી, ઘરનાં બધાં માણસો જમ્યાં. રાત્રે સર્વ લોકો સૂઇ ગયા ત્યારે તે પાસેના એક તળાવમાં પડી ડુબી મરી ગઇ તેણે પોતાની ચારે તરફ કામળ વીંટી લીધી હતી, બીજે દિવસે સવારે તેની તપાસ કરી તો તે તલાવના કિનારે એક લાકડાના કકડા નીચેથી મળી આવી. તેની લાસ બીજે દિવસે ૮ વાગે મળી. તેણે પોતાના ઘાઘરાનો કાછડો વાળ્યો હતો, અને ચોળી પહેરી હતી. ઠા. ગૌરીશંકર સિંહ સબઇન્સ્પેકટર થાન મહોલી એમણે પંચાતનામું તૈયાર કર્યું હતું. એ સબઇન્સ્પેકટર તો હાલ રીટાયર થઇ ગયા છે. અને સીતાપુરમાં રહે છે. ભિખારીલાલના મકાન પાસે ખંજનના પુત્ર કમતાપ્રસાદ કસમંડ સ્કુલમાં રહેતા હતા આ વખતે તે બરમ્હોલી તહેસીલ મિશ્રીખ જીલ્લે સીતાપુરમાં રહે છે. તેને ચમ્પા નામની એક કન્યા છે આ વખતે તેની ઉમ્મર ૧૨ વર્ષની છે, જે વખતે આ છોકરી ૫ વર્ષની હતી ત્યારે કહ્યા કરતી કે હું ભિખારીલાલની છોકરી છું. મેં તળાવમાં

પડીને મારા પ્રાણ છોડયા હતા તેણે પોતાના મહોલ્લા વાળાઓની ઘણી વાતો જણાવી હતી. આ છોકરી જે વખતે તે ચમેલી હતા તે વખતે મારે ઘેર આવતી હતી. મને બાબા કહેતી, આ વખતે ચમ્પા છે. તે મારે ઘેર આવે છે. તે હાલ પણ મને બાબા કહે છે ગામના રીવાજ પ્રમાણે તેણે મને ચાચા કહેવા જોઈએ તેણે એ પણ કહ્યું કેઃ હું હાલ વાણીયાને ત્યાં જન્મી છું. હું ઘરમાં સર્વના ખાઈ રહ્યા પછી થાળીમાં કોઇનું વધેલું ખાતી નથી.

જ્યારે ચમ્પા ૫ વર્ષની હતી ત્યારે મેં તેને કહ્યું કે તું મને તારા પૂર્વ જન્મના મકાનમાં લઇ જા. અને તારી વસ્તુઓ બતાવ. આથી તે મને સાથે લઇ ભિખારીલાલને ઘેર ગઇ. તેણે મને પોતાનો ખાટલો અને લાકડાની પેટી બતાવી કહ્યું કે, હુ જે કપડાં અને ચીજો આ પેટીમાં મૂકી ગઇ હતી તે અત્યારે તેમાં નથી, તે જે કોટડીમાં રહેતી હતી તે પણ બતાવી, આ છોકરીનું રૂપ રંગ સર્વ ચમેલીના રૂપ રંગને મળતું હતું, નામ પણ મળતુંજ છે. એ છોકરી હજુ પણ કહે છે કે મારે લગ્ન કરવું નથી. અને જો લગ્ન કરવાનું કહેશે તો ડુબીને મરી જઇશ, આ છોકરીના માતાપિતાએ આ સાલ તેનો વિવાહ મૌલા વકીલ સા વજીરનગાર તહસીલ મિશ્રિખ, જીલ્લા સીતાપુર એમની સાથે નક્કી કર્યો છે. હું કસમંડાનો જીલ્લેદાર છું વજીરનગરમાં મારૂં સગું છે. મેં જે વાત લખાવી છે તે મારી નજરે જોયેલી વાત છે.

આવી રીતે ચમેલીના પૂર્વ જન્મની વાત પણ જાણવામાં આવી. આ છોકરીને પોતાના પુર્વ જન્મની યાદ હતી અને તેની ઘણાં લોકોએ ખાત્રી કરી હતી.

---

## પ્રકરણ ૬૦ મું.

---

### વ્રજચંદ્ર શરણનું વૃત્તાંત

સને ૧૯૦૬ ની સાલમાં મને પહેલાં આવાગમન અને પુનર્જન્મના સિદ્ધાંતની સત્યતા સંબંધી વિશ્વાસ બેઠો. મારા કાકાના દીકરા ભાઇ શ્રી નંદનંદન સહાય બી. એ નું ૧૯ વર્ષની નાની ઉંમ્મરમાં મિરજાપુરમાં મૃત્યું થયું તેનું કોલેરામાં મૃત્યું થયું હતું તેના મૃત્યુથી કુટુંબમાં સગાં વ્હાલાઓમાં ઘણો શોક છવાઇ ગયો. કેમકે

તે સાર્વજનિક વકતા, કુશાગ્ર બુદ્ધિવાળો વિદ્યાર્થી હતો, સુચતુર ખેલાડી હોવાથી તે સર્વ પ્રિય બની ગયો હતો. તેને તરવાનો તેમજ ઘોડા પર સવારી કરવાનો પણ શોખ હતો, મૃત્યુ વખતે તેની સ્ત્રીને બે માસનો ગર્ભ હતો, તેને ઘણાં ભયંકર સ્વપ્નાં આવતાં હતાં એક વાર એણે સ્વપ્નમાં જોયું તો તેનો પતિ આવ્યો છે અને કહે છે કે હું તારા પુત્રરૂપે જન્મ લઈશ. તેના પતિએ તેને એ પણ કહ્યું કે. તું એક ધવરાવી શકે તેવી ધાય રાખવાની વ્યવસ્થા કરી લેજે કેમકે હું તને ધાવીશ નહિં. અને જો તેની વ્યવસ્થા નહિં કરવામાં આવે તો હું ભૂખે મરી જઈશ, અને મારા શરીર પર ઓળખવા એક દાગ રહેશે. તેની સ્ત્રીએ એ સ્વપ્નની વાત ઘરના બીજાં માણસોને કહી પછી ધાયની વ્યવસ્થા કરી લીધી, જે બાળકનો જન્મ થયા પછી ત્યાંજ રહી. પુત્રનો જન્મ થયો. તેની પીઠ પર એક ઇંચનો ડાઘ હતો તે જન્મ્યા પછી તેની માને ધાવ્યો નહિ, તેના માનું દુધ એક ચમચામાં કાઢીને પાવા માંડયું એટલે તેણે રડવા માંડયું અને તે દુધ પણ ન પીધું, બીજી સ્ત્રીઓને તે ધાવતો જ્યારે આ બાળક પાંચ વર્ષનો થયો ત્યારે તેણે પોતાની માને છાની રીતે કહ્યું કે, હું તો તારો પતિ છું મારો દાદો એ મારો બાપ છે, મારી દાદી એ મારી મા છે. તેની માએ આ વાત ઘરમાં કરી. ત્રીજે દિવસે બાળકને તાવ આવ્યો તે ૨૧ દિવસે ઉતર્યો એ પછી આ સંબંધી તેનાં બાળકે તે વાત ફરી કરી નહિં. અને તેને આ વાત ભૂલાવી દેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. આ બાળક હાલ મોટો થયો છે અને કોલેજમાં ભણે છે. તેનું નામ વ્રજચંદ્ર શરણુ છે. તેની મુખાકૃતિ તેના બાપના જેવી જ છે. તેના ફોટાને બિલકુલ મળતી છે.

---

## પ્રકરણ ૬૧ મું.

---

### બજરંગ બહાદુરનું વૃતાંત

બજરંગ બહાદુર બલ્દ મુન્શી રામચરણુલાલ અરાયજ નવીસ, સાકિન મોહલ્લા, સૈવપુરીયા, બરેલી એનો જન્મ સને ૧૯૧૮ માં થયો હતો. તેનાં માબાપ સર્વ સાંમળા રંગનાં હતાં પણ તે ઘણો ગોરો હતો, વાળ ભૂરા અને આંખો અંગરેજોના જેવી હતી, તેના શરીરપર ગોળીના જેવાં બે ગોળ ગોળ નિશાન હતાં એક ગર્દનની

જમણી તરફ અને બીજું ખોપરીની ઉપર. તેને ગઇસાલ સુધી પોતાના પૂર્વજન્મની યાદ હતી, તેણે તે હકીકત શકઅરીદાસસિંહ જકાતી બરેલીનાને કહી હતી. હવે તો તે ભુલી ગયો છે. ચાર વર્ષ સુધી તો તે છરી અને કાંટાથી ખાતો હતો દેડકાની માફક કુદતો, અને એવા વિચિત્ર ખેલ કરતો. તે રમતમાં પણ લશ્કરીની માફક ચાલતો, અને ઇશારાથી વાત કરતો, તેનાં મા બાપ જુના જમાનાનાં માણસ હતાં. તે માનતાં કે જેને આવી પુર્વજન્મની વાતો યાદ હોય તે બાળકો જીવતાં નથી, તે અંગ્રેજી જાણતાં નહોતો, તેમણે બાળકે જે વાત જણાવી તે પ્રકટ ન કરી. તેના બે ભાઇ અને મા છે. તે પોતાનું નામ આર્થર કહેતો, એને કહેતો કે હું એક ગોરો સીપાઇ હતો. જે જર્મનીની લડાઇમાં લડવા ગયો હતો. તેનો બાપ મરી ગયો હતો. મૃત્યુ વખતે તેની ઉમર ૨૮ વર્ષની હતી.

રામચરણલાલને ત્યાં બીજો પુત્ર જન્મ્યો, તેનો રંગ પણ ગોરો હતો બજરંગ કહેતો કે આ મારો બીજો ભાઇ છે.

ઉપર પુનર્જન્મ સંબંધી સાત વૃત્તાંતો આપ્યાં છે, તેમાંથી પ્રથમ અને બીજાની તો તપાસ પણ થઇ છે. શ્રી બબુઆ પાંડેએ ચિ. જગદીશની વાતો પર અવિશ્વાસ પ્રકટ કર્યાનું કુંવર કે કૃષ્ણનંદનસહાયજી કહે છે કે જગદીશે શ્રી બાબુઆજીના ચરિત્ર સંબંધી એવી વાતો કહી છે કે જેને બાબુઆ પાંડેજી સમાજમાં સાચી મનાય એ કદી પસંદ ન કરે, તેથી તેનો આ વાતો પર અવિશ્વાસ જણાય છે. વિશ્વનાથનું વૃત્તાંત એવું છે કે તેમાં સંદેહ લાવી શકાય એમ નથી. હીરાકુંવરીના વૃત્તાંત માટે પુર્વ જન્મમાં તે પુરૂષ હતો અને આ જન્મમાં છોકરી બન્યો એ વાત આશ્ચર્ય ઉપજાવે છે. સુંદરલાલ હન્નેલાલનું આ જેઠમાં યજ્ઞોપવિત આપ્યું છે, હવે તો તે પાછલી બધી વાતો ભૂલી ગયો છે. તેનો ભાઇ પોસ્ટમેન છે. તે કહે છે કે: એ પહેલાં પાછલી વાતો કહેતો હતો. પણ હવે ભૂલી ગયો છે. વ્રજચંદ્રશરણનું વૃત્તાંત પણ સંતોષ દાયક જણાય છે.

મનુષ્યનું મૃત્યુ થયા પછી પુનર્જન્મ થાય છે એ વાતે શાસ્ત્રોમાં વાંચતા, મહાપુરુષોને ત્રિકાળજ્ઞાન થયા પછી તેમના પૂર્વજન્મની ખબર પડે છે. અન્ય મનુષ્યના પૂર્વજન્મની વાત પણ તે જાણી શકે છે. હાલના તાજાં દષ્ટાંતોથી મનુષ્યનો પુનર્જન્મ થાય છે એ વાત પણ જાણી શકાય છે. ઉપરનાં ૭ વૃત્તાંતો બરેલીના વકીલ કેકઇનંદન

સહાયે તપાસ કરી લીડર પત્રમાં છપાવેલાં તેમને આવી બાબતની શોધ ખોળ કરવાની ઉતકંઠા હોવી જોઇએ.

નાનાં બાળકોને ૫ થી ૮ વર્ષની અંદર આવી તપાસ કરવામાં આવે તો જરૂર આ સંબંધી વધુ પ્રકાશ પડે ખરો. મનુષ્યે સમજવું જોઇએ કે, શાસ્ત્રો કહે છે એ વાતો સાચી છે. પ્રેતયોની સંબંધી શાસ્ત્રોમાં કહ્યું છે. આપણામાંનાં ઘણાં માણસો એ વાત માને છે. ઘણાને પ્રેતો નજરે પડે છે, અને યુરોપ, અમેરીકા જે આવી વાતો માનતા નહિં તેઓમાં પણ હવે આ દ્રષ્ટાંતોથી ખાત્રી થઇ છે કેઃ મનુષ્યના મૃત્યુ પછી કર્મ સંસ્કારાનુસાર વાસનાની તૃપ્તિ થતાં પર્યંત તેમને પ્રેત લોકોમાં ભટકવું પડે છે.

પરમાત્માનો ભય રાખી પુનર્જન્મ થશે, આપણાં આ જન્મનાં પાપ પુણ્યનાં કર્મોનાં ફળ ત્યાં ભોગવવાં પડશે એમ નકકી માની સન્માર્ગે ચાલવાની દરેકને ફરજ છે. અત્યાર સુધી શાસ્ત્રોમાં આવી વાતો વાંચતા હતા, હવે પ્રત્યક્ષ બની ગયેલાં વૃત્તાંતો પ્રકટ થવા માંડયાં છે તે વાંચી દરેકે શ્રદ્ધાળું થવું જોઇએ અને પોતાનાં કાર્યોમાં ઇશ્વરની પ્રીતિ મેળવવા સન્માર્ગે ચાલવું જોઇએ.

---



૨૪



# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૯ મો.

### પ્રારબ્ધ-પુરૂષાર્થ યોગ.

### મનુષ્યની ઉન્નતિના સાચા માર્ગો

### પ્રકરણ ૬૨ મું.

### સત્ય શું ? પ્રારબ્ધ કે પુરુષાર્થ ?

કેટલાય માણસો પ્રારબ્ધને માનનારા છે, કેટલાક પુરૂષાર્થને માનનારા છે. પ્રારબ્ધને માનનારા કહે છે કે પ્રારબ્ધમાં હશે તે થશે, પુરુષાર્થ તેના આગળ પાંગળો છે. પુરુષાર્થને માનનારા કહે છે કે: પ્રારબ્ધની વાત હું માનતો નથી, હું તો પ્રયત્ન કરૂં તો આગળ વધુ આ સંબંધમાં સત્યાસત્યનો નિર્ણય કરવા ઘણા વાદવિવાદ કરવા નકામા છે.

પૂર્વે રામચંદ્રજીને વસિષ્ટ મુનિએ જ્ઞાન આપ્યું ત્યારે તે પરમ શાંતિરૂપ અમૃતથી તૃપ્ત થયા ત્યારે વસિષ્ટ મુનિએ તેમને કહ્યું કે:

" આ સંસારમાં કાયરપણું નહિં રાખતાં બરોબર ઉદ્યોગ કરવાથી જ સર્વ પુરુષોને સઘળું મળે છે શાસ્ત્રોક્ત કર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે ત્યારે જ્ઞાનની પ્રાપ્તિ થતાં હૃદયમાં ચંદ્રના જેવું શીતળ જીવન્મુક્તિનું સુખ ઉદય પામે છે, તે પણ ઉદ્યોગથી જ પ્રાપ્ત થાય છે. પ્રયત્ન કરે તો ફળ આપનાર ઉદ્યોગ પ્રત્યક્ષ જોવામાં આવે છે. પ્રારબ્ધ જોવામાં આવતું નથી માટે પ્રારબ્ધ એ કાંઇજ નથી પણ મોહ પામેલા આળસુ લોકોએ કલ્પેલું છે, મન, ઇંદ્રિયો અને શરી-

રની ચેષ્ટાથી જે સાચો પ્રયત્ન કરવામાં આવે તે ઉદ્યોગ છે. ઉદ્યોગ કરનાર જ આગળ વધે છે.

માણસ જે વસ્તુને ઇચ્છે છે અને તે માટે યોગ્ય પ્રયત્ન કર્યા કરે છે અને યત્ન કરતાં અપ્રવયથી પાછું વળવામાં ન આવે તો તેને તે વસ્તુ પ્રાપ્ત થાય છે. ઇંદ્રને ઇંદ્રની પદ્વિ પુરુષાર્થથીજ મળી છે. કોઇ જીવ વિષ્ણુપણાને પામી ગરૂડનું ચિન્હ ધ્વજામાં રાખે છે તે પણ પુરુષાર્થના પ્રભાવથી જ. શિવે સદાશિવપણું ઉદ્યોગથી મેળવ્યું છે.

પુરુષાર્થ બે પ્રકારનો છે. પુર્વજન્મનો અને આ જન્મનો. પૂર્વજન્મના પુરુષાર્થને આ જન્મના પુરૂષાર્થથી જીતી શકાય છે. યત્નશીલ, દૃઢ અભ્યાસ કરનારા, ઘણા ઉત્સાહી મનુષ્યો મેરૂપતર્વને પણ ગળી જાય છે ત્યારે ઉદ્યોગી પુરૂષો પૂર્વજન્મના પ્રારબ્ધને ગળી જાય એમાં શી નવાઇ ? શાસ્ત્રને અનુસારી જે વિહિત ઉદ્યોગ કરવામાં આવે તે ધારેલાં ફળોને સિદ્ધ કરે છે. પણ જે શાસ્ત્રવિરૂદ્ધ ઉદ્યોગ કરવામાં આવે તે સિદ્ધ ન થતાં અનર્થ આપે છે. મનુષ્યોને પોતાનાં દુષ્ટ આચરણોથી દુર્દશા પ્રાપ્ત થાય છે અને સદાચરણોને લીધે ઉત્તમ દશા પ્રાપ્ત થાય છે. પુરુષાર્થની સિદ્ધિનું પ્રથમ કારણ શાસ્ત્ર પ્રમાણેની પ્રવૃત્તિ છે.

મનુષ્ય માત્ર મનથી ઇચ્છા કરે પણ શાસ્ત્ર પ્રમાણે તે ઇચ્છાને સિદ્ધ કરવા ઉદ્યોગ ન કરે તો તે એક મૂર્ખાઇ છે. એમ માત્ર ઇચ્છા કરવાથી પુરુષાર્થ સિદ્ધ થતો નથી. પુર્વજન્મમાં જે કર્મો ભોગ આપવાને સજ્જ થયાં હોય તે પ્રારબ્ધ કહેવાય છે. અને એ પ્રારબ્ધ રૂપી કર્મોનું ખંડન આ જન્મનાં સત્કર્મોથી થઇ શકે છે. ઉદ્યોગના પણ બે પ્રકાર છે. શાસ્ત્ર અનુસાર, નીતિ ન્યાયથી કરવો તે, અને બીજો શાસ્ત્ર વિરૂદ્ધ અનીતિ અન્યાયથી કરવો તે. તેમાં શાસ્ત્ર વિરૂદ્ધ ઉદ્યોગ કરવાથી અનર્થ થાય છે, શાસ્ત્ર અનુકુળ નીતિ ન્યાયથી ઉદ્યોગ કરવાથી ઉત્તમ ફળ મળે છે.

પૂર્વજન્મનો ઉદ્યોગ એ પ્રારબ્ધ, અને આ જન્મનો ઉદ્યોગ એ પુરુષાર્થ એ બંને બરોબર ન હોય છતાં પરસ્પર લડયા કરે છે, તેમાં ઓછા બળવાળો હોય છે તે હારી જાય છે. માટે મનુષ્યે શાસ્ત્ર અનુસાર નીતિ નિયમાનુસાર આ જન્મમાં હમેશાં ઉદ્યોગ કરવો. ખરો ઉદ્યોગ હશે તો તે પૂર્વજન્મના પ્રારબ્ધરૂપી ઉદ્યોગને જીતી શકશે. આપણે બળવાન ઉદ્યોગ કરવો કે જે પ્રારબ્ધને જીતી શકે.

શાસ્ત્ર પ્રમાણે નીતિન્યાયથી પુરુષાર્થ કરવા છતાં પણ અનર્થની પ્રાપ્તિ થાય તો તે સમયે એ અનર્થ આપનારા પુર્વજન્મના ઉદ્યોગને બળવાન સમજવો, પણ તેથી કાયર ન થતાં ભારે ઉત્સાહથી સતત ઉદ્યોગમાં મંડયા રહેવું. જેથી વિઘ્ન નાંખવા સજ્જ થયેલો પુર્વજન્મનો અશુભ ઉદ્યોગ પણ હારી જાય છે.

તમારે પુર્વજન્મના પ્રારબ્ધ પ્રમાણેજ ચાલવાનું છે કે તમને કાંઇ મળવાનું છે એ વિચાર ઉપર તો બલાત્કારથી પગજ મૂકજો. કેમકે આ જન્મના પ્રત્યક્ષ ઉદ્યોગથી પુર્વજન્મનો અપ્રત્યક્ષ ઉદ્યોગ કદી પ્રબળ થશે નહિ, જ્યાં સુધી પૂર્વજન્મનો અશુભ ઉદ્યોગ પોતાની મેળે સંપૂર્ણ રીતે શાંત થાય નહિ, ત્યાં સુધી ઉત્સાહથી પ્રયત્ન કરવા માંડવો. જેમ ગઇ કાલે વધુ ખાધું હોય અને આજે અજીર્ણ થાય તો આજ ઉપવાસ કરવાથી મટી જાય છે, તેમ પૂર્વજન્મનો દોષ આ જન્મમાં કરેલા શુભ ઉદ્યોગોથી ટળી શકે છે.

હિંમતથી, બુદ્ધિથી, પૂર્વજન્મના દુષ્ટ પ્રારબ્ધનો તિરસ્કાર કરી પોતાનો સંસારમાંથી ઉદ્ધાર કરવા માટે ઉદ્યોગ કરવો. પણ નિરૂદ્યોગી થઇ ગધેડા જેવા આળસુ પુરુષોની પંકિતમાં ખપવું નહિ, નીતિ ન્યાયથી સત્ય પરાયણ કરેલો ઉદ્યોગ હિત કરનાર છે, જેમ મનુષ્યોએ કરેલા પાંજરામાંથી સિંહ તે તોડી પુરૂષાર્થથી નીકળી જાય છે, તેમ તમે પણ પ્રયત્ન કરી પ્રારબ્ધની બેડીને તોડી નાંખો. જેમ વ્રણમાં પડેલો કીડો ચીકણા અને કુણા માંસાદિક પદાર્થોનો સ્વાદ લે છે તેમ સમજુ પુરુષોએ ઘરમાં સ્ત્રી, અન્નપાનાદિ ચીકણા અને કુણા પદાર્થોના સ્વાદ લેવામાં પોતાના આયુષ્યને વ્યર્થ ગુમાવી દેવું નહિં, શુભ ઉદ્યોગ કરવાથી શુભ ફળ મળે છે અને અશુભ ઉદ્યોગ કરવાથી અશુભ ફળ મળે છે.

દૈવ કે પ્રારબ્ધ એ કાંઇજ નથી એવો વિચાર રાખીને નિરંતર શુભ ઉદ્યોગમાં મચ્યા રહેવું. જે મનુષ્યો ઉદ્યોગ રૂપી પ્રત્યક્ષ ફળ આપનાર પ્રયત્નને છોડી અનુમાનથી કલ્પેલા દૈવને વળગી રહે છે તે પુરૂષ પોતાના બે હાથનેજ સર્પ રૂપે જાણી ભયથી નાસે છે એમ જાણવું, જેમણે શ્રેષ્ટ પુરૂષોના વિચારો જોયા નથી એવા અને અમને દૈવજ ચલાવે છે, એવા નીચ વિચાર કરનારા પુરુષોનું મ્હોં જોઇને લક્ષ્મી પાછી વળી જાય છે, માટે ઉદ્યોગ કરીને ધારેલું ફળ મેળવવું. સદાચારથી જે ચાલે છે તેના ઉદ્યોગ નિષ્ફળ થતા નથી. એવા નળ

અને હરિશ્ચંદ્ર આદિ મોટા પુરુષો પણ પુરુષ પ્રયત્નથીજ ઇંદ્ર સમાન થયા હતા. બાળપણાથી જ પ્રયત્નશીલ રહેવાનો અભ્યાસ રાખ્યો હોય તો આગળ ઉપર તે ઉદ્યોગી થાય છે. વ્યવહારમાં અનેક મનુષ્યને ઉદ્યોગથી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થયેલી જોયા છતાં, અનુભવ કર્યા છતાં જે લોકો એ સઘળું દૈવથીજ કરવામાં આવ્યું અને તેનું ફળ દૈવેજ આપ્યું એમ માને છે તે તો માર્યા ગયા જેવાજ છે.

આ જગતમાં આળસ રૂપી મનુષ્યનો બહારનો શત્રુ ન રહ્યો તે કયો પુરુષ ઘણા ધનવાળો કે પંડિત ન થાય ? જ્યાં જોઇશું ત્યાં આળસને લીધેજ માણસો નિર્ધન અને પશુ જેવાં જણાય છે, મનુષ્યે રમતો વાળી ચપળતા ભરેલી બાલ્યવસ્થા ગયા પછી જેમાં હાથ, પગ આદિ અવયવોમાં યોગ શકિત આવે છે એવી યુવાની આવે ત્યારથી તેણે શાથી લાભ થાય છે અને શાથી હાનિ થાય છે તેનો વિચાર કરી ઉદ્યોગમાં મચી પડવું.

---

## પ્રકરણ ૬૩ મું

---

# પુરૂષાર્થ પ્રબળ છે, દૈવ તો દુર્બળ છે.

પ્રયત્નથી મનુષ્ય જીવ મટી શિવ થાય છે. દૈવ એ પૂર્વજન્મના પ્રયત્ન ના ફળરૂપ પ્રારબ્ધથી જુદુ નથી, માટે તેનું ચિંતન ન કરો. તમે જેમ જેમ વધુ પ્રયત્ન કરશો તેમ તેમ તમને ફળ મળવાનું જ ઉદ્યોગ જ સાચો છે. દૈવને માનવાની ઇચ્છા થાય તો પુરૂષાર્થ કિંવા ઉદ્યોગનેજ દૈવ માનો. દુઃખના વખતમાં દુઃખને લીધે ‘ હાય દુઃખ ’ થાય છે એ કહેવામાં આવે છે તે દૈવરૂપ છે. કષ્ટ અને દૈવ એ બે એકજ છે. પૂર્વજન્મમાં આપણે કરેલાં કર્મોનું ફળ એ દૈવ છે. પ્રબળ પુરુષાર્થથી એ જીતી શકાય છે. જેમ પાપકર્મ પ્રાયશ્ચિત આદિ શુભ કર્મથી નહિ સરખું થાય છે તેમ પૂર્વજન્મનું કર્મ આ જન્મમાં કરેલા શુભ કર્મથી તરતજ ફળ આપવાને અશકત થઇ જાય છે. જે લોકો એ દૈવને જીતવા પ્રયત્ન કરતા નથી તે કંગાલ, પામર અને મૂઢ છે. આપણા ઉદ્યોગથી કરેલું કોઇ કામ બીજાના બળવત્તર ઉદ્યોગથી નાશ પામે છે, તો તેમાં દૈવ કારણરૂપ નહિ પણ તેનો ઉદ્યોગ કારણરૂપ છે. ગતજન્મનો પુરૂષાર્થ અને આ જન્મનો પુરુષાર્થ એ બે

ઘેટાની માફક લડે છે, તેમાં જે બળવાન હોય છે. તે જીતે છે. પ્રબળ માણુસ દુર્બળ માણુસને જીતે છે. તેમ પ્રબળ પુરુષાર્થ દૈવને જીતે છે. સમર્થ માણુસના ઉદ્યોગને અસમર્થ, મૂઢ માણુસો દૈવરૂપે માને છે. માટે દૈવ એ કાંઇજ નથી. કોઇ રાજા મરણુ પામે અને હાથણી કોઇ ભીખારીના માથે કળસ ઢોળે અને તે રાજા થાય તો તેમાં તે ભિખારીના પૂર્વજન્મનો ઉદ્યોગ કારણુરૂપ છે. કોઇ સમયે આ જન્મનો ઉદ્યોગ પૂર્વજન્મના ઉદ્યોગરૂપી પ્રારબ્ધને તોડી નાંખે છે, અને કોઇ સમયે પૂર્વજન્મનો ઉદ્યોગ આ જન્મના ઉદ્યોગને બળાત્કારથી તોડી નાંખે છે. ત્યાં પણુ જે પુરુષનો ઉદ્યોગ પ્રબળ હોય છે તેજ જીતે છે. પૂર્વજન્મના ઉદ્યોગનું ફળ અપ્રત્યક્ષ છે. ઢાંકયા કર્મ જેવું છે, અને આ જન્મનો ઉદ્યોગ પ્રત્યક્ષ છે. તેને જેવો બળવાન કરવો હોય તેવો કરી શકાય છે. યુવાન માણુસો જેમ બાળકને જીતી શકે છે તેમ આ જન્મનો પ્રબળ ઉદ્યોગ પુર્વજન્મના ઉદ્યોગને જીતી શકે છે.

યત્નથી વરસાદમાં ખેતી કરનાર અનાજ મેળવી શકે છે, જ્યારે આળસુ ખેડુત ખેતી નથી કરતો તો અનાજ મેળવી શકતો નથી. મહેનતથી મળેલું ધન નાશ પામે તો તેનો ખેદ ન કરતાં વિચારવું કે જ્યાં મારૂં બળ ચાલી શકતું નથી ત્યાં મારે શા માટે વિલાપ કરવો ? જેમાં આપણું કશું ચાલી શકે તેમ નથી એ વાતનો ખેદ શા માટે કરવો ? આ સંસારમાં સર્વ પદાર્થો દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યની સગવડ પ્રમાણે સિદ્ધ થાય છે, માટે એકવાર સિદ્ધ ન થાય તો વળી દેશકાળાદિકની વધારે સગવડ મેળવીને યત્ન કરવો જોઇએ. વધુ યત્ન વાળો જરૂર સિદ્ધિ મેળવે છે. એથી પુરુષાર્થનો આશ્રય કરી સારાં કાર્યો કર્યા કરવાં. પુરુષરૂપી વનમાં પુર્વજન્મના તથા આ જન્મના પુરુષાર્થો રૂપી બે ઝાડો ઉત્પન્ન થયાં છે. જે ફળ આપવાને સમર્થ છે. પણુ તે આ જન્મના પુરુષાર્થરૂપી ઝાડ જો અત્યંત વધે તો પુર્વજન્મના પુરુષાર્થરૂપી ઝાડને દબાવી સુકવી નાંખે છે. જે મનુષ્ય પુર્વજન્મનાં તુચ્છ કર્મોને આ જન્મનાં શુભ કર્મોથી તોડી નાંખતો નથી તે મુર્ખ માણુસને પોતાના સુખદુઃખમાં પોતે સ્વતંત્ર નહિં રહેવાથી ઇશ્વરની ઇચ્છા પ્રમાણે સ્વર્ગમાં જવું પડે છે. અને એમ થવાથી એ માણુસ સર્વદા પશુની માફક પરાધીન રહે છે. જે માણુસ પ્રયત્નથી ઉત્તમ કાર્યો કરનારો, ઉત્તમ આચાર વિચારવાળો હોય તે માણુસ જેમ પ્રબળસિંહ પાંજરામાંથી નીકળી જાય તેમ પુર્વજન્મના પ્રારબ્ધને તોડી

નાંખે છે જે પ્રત્યક્ષ પુરુષાર્થની વાત છોડીને ' મને બીજો કોઇ પ્રેરે છે' એવી અનર્થરૂપી કલ્પનામાં મચ્યો રહે તેનો ત્યાગ કરવો જોઇએ. શાસ્ત્રને અનુસરીને જે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે તે ખરો પુરુષાર્થ સાધે છે. દેવલોકમાંથી આ લોકમાં જન્મેલા મનુષ્યોનું દેવલોકમાં ભોગવતાં બાકી રહેલું અને આ લોકમાં હિત કરનારૂં જે કર્મ હોય છે તે દેવ છે. બંન્ને લોકમાં પોતાના પુરૂષાર્થથીજ મનુષ્ય પોતાનું કલ્યાણ સાધી શકે છે. જેમ ગઇ કાલના દુરાચરણથી થયેલો દોષ આજના સદાચારથી ટળી શકે છે, તેમ પુર્વજન્મના પ્રારબ્ધને આ જન્મના પ્રબળ શુભ પુરુષાર્થથી ટાળી શકાય છે. માટે જે મનુષ્ય ઉદ્યોગમાં યત્નપુર્વક મંડયો રહે છે તે ઉદ્યોગનું ફળ હસ્તામલકની પેઠે મેળવી શકે છે. જે મૂઢ હોય છે તેજ પ્રત્યક્ષ ફળ આપનારા ઉદ્યોગને છોડી દેવની ભુલમાં ડુબી જાય છે.

દૈવ મિથ્યા છે, કલ્પનાથી માની લીધેલું છે. બધા ઉદ્યોગથી અને ફળોથી વિરૂદ્ધ છે, માટે પુરૂષાર્થ જ સાચો માનો. મનમાં પ્રથમ કોઇ ફળ મેળવવાની આકાંક્ષા હૃદયમાં ઉત્પન્ન થાય છે, ત્યારે ચિત્તને સાધનો કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે, એ ઇચ્છાઓ ઉત્પન્ન થાય ત્યારે શરીર અનુકુળ ક્રિયાઓ કરવામાં લાગી જાય છે, એ પ્રમાણે ઇચ્છા થતાં ક્રિયા કરવા મચી પડવું એ પુરૂષાર્થ અથવા ઉદ્યોગ છે. અને ઉદ્યોગ કે પ્રયત્ન કરવો એ મનુષ્યાવતારનું ફળ છે. સર્વદા કરવામાં આવતો પુરુષાર્થજ દૈવને જીતી લે છે. માટે હવે માથે હાથ દઇ નસીબનો દોષ કાઢી આળસુ થઇ બેસી રહેવાની વાત જવા દો. નસીબ મિથ્યા છે. પ્રયત્ન કરો, નસીબને ફેરવી શકશો, વ્યવહાર અને પરમાર્થ બંન્ને ઉદ્યમથી સિદ્ધ થાય છે જે મનુષ્ય પુરુષાર્થથી દૈવનો પરાભવ કરવા ઇચ્છે છે તેના સઘળા મનોરથો પૂર્ણ થાય છે.

જે મનુષ્યો જેઓ ઉદ્યોગને છોડી દઇ દૈવનેજ આધીન રહે છે તેઓ ધર્મનો. અર્થનો અને કામનો નાશ કરે છે. પુરૂષાર્થ કરવામાં સાધનો મેળવવાની ઇચ્છા અને તે કાર્યમાં ઇંદ્રિયોની પ્રવૃત્તિ એટલાં પુરૂષાર્થનાં રૂપ છે, એઓથી જ ફળની પ્રાપ્તિ થાય છે. જેવું પુરૂષાર્થના વિષયનું સ્ફુરણ થાય તે પ્રમાણે મનની ગતિ થાય છે, મનની ગતિ પ્રમાણે ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાય ને, અને ઇંદ્રિયોની પ્રવૃત્તિ પ્રમાણે ફળ મળે છે. સર્વ કાર્યો સંપૂર્ણ રીતે પુરૂષાર્થથીજ સિદ્ધ થાય છે. દૈવતો જોવામાં આવતું નથી. માટે જગતમાં પુરુષાર્થજ સાચો છે. બૃહસ્પતિ પુરુષાર્થથી દેવોના ગુરૂ થયા

છે. શુક્રાચાર્ય પુરૂષાર્થથીજ દૈત્યોના ગુરૂ થયા છે. દીનતા અને દારિદ્રયતાથી પીડાયલા મનુષ્યો પણ પોતાના સ્વપ્રયત્નથી ઇંદ્રસમાન થયા છે, અને થાય છે. ઘણા ધનવાનો ઉદ્યોગને ભૂલવાથી એશઆરામી આળસુ થવાથી નિર્ધન બની ગયા છે.

સંપત્તિ અને વિપત્તિ આદિ અનેક પ્રકારની હજારો દશાઓને મનુષ્યો પોતાના પુરૂષાર્થથીજ તરી જાય છે. સિદ્ધિઓ ત્રણ પ્રકારથી મળે છે, શાસ્ત્રથી, ગુરૂની કૃપાથી અને પોતાના પ્રબળ પુરૂષાર્થથી. તે સર્વ પુરુષાર્થનીજ સિદ્ધિઓ છે. જે જે મોટા મનુષ્યો થયા છે તે સર્વેએ પ્રયત્ન કર્યો હતો, અને તેનાં ફળથી તે મોટા થયા હતા. માટે દૈવથી નહિં, પણ તેના પુરૂષાર્થથીજ તે મોટા થયા છે એમ માનો. દૈવ તો માત્ર જે લોક દુઃખ પડવાથી રોતા હોય, અને અલ્પ બુદ્ધિવાળા હોય તેમનાં આંસુ લ્હોવા માટે છે, માટે સર્વ કાયની સિદ્ધિ પુરુષાર્થથીજ થાય છે. ગામ પરગામ જવું આવવું હોય તો પણ જવા આવવા રૂપી પુરૂષાર્થ કરે તોજ સિદ્ધિ મળે છે. જે જમે છે તેમજ તૃપ્ત થાય છે અને તેનું શરીર સુદૃઢ આરોગ્યવાળું રહે છે, જે જમતો નથી તે તૃપ્ત થતો નથી પણ દુબળો પડે છે, જે ચાલવામાં પગનો ઉપયોગ કરે છે તેજ ધારેલે સ્થળે જાય છે, જે જીભ ચલાવે છે તે બોલી શકે છે પણ જીભ ચલાવતો નથી તે મૂગો રહે છે. માટે દરેક કાર્યમાં પુરૂષાર્થની અગત્ય છે.

શ્રેષ્ટ પુરૂષો પુરૂષાર્થ કરવાથીજ ભયંકર સંકટોમાંથી તરી જાય છે, પણ જે દૈવનો વિચાર કરી આળસુ થઇ બેસી રહે છે, તે સંકટો નેજ ભોગવે છે, જે મનુષ્ય જેવી રીતે પ્રયત્ન કરે છે તે રીતના ફળને તે મેળવે છે. પણ માત્ર બેસી રહેવાથી તેને કાંઇ પણ ફળ મળતું નથી. શુભ પુરૂષાર્થથી શુભ ફળ મળે છે અને અશુભ પુરૂષાથથી અશુભ ફળ મળે છે. શરીરની ક્રિયાઓથીજ સ્વાર્થ સધાય છે, પૂર્વે દેવોએ દૈત્યોને જીત્યા હતા, પાંડવોએ કૌરવોને જીત્યા, રામે રાવણનો નાશ કર્યો એ સર્વ પુરૂષાર્થથી સધાયું હતું. કાંઇ દૈવથી નહિં. નસીબ ઉપર વિશ્વાસ રાખી આળસુ થઇ જે બેસી રહેનારા છે તેમનાથી આવાં મહાન પરાક્રમો થઇ શકતાં નથી.

## પ્રકરણ ૬૪ મું

### પ્રયત્નજ સર્વ સિદ્ધ કરાવનાર છે.

જેને પોતાની ઉન્નતિ કરવી છે, તેણે દૈવના ઉપર બિલ્કુલ ભરોંસો ન રાખવો. સઘળો આધાર પ્રયત્ન ઉપર રાખવો. શુભ પ્રયત્ન હંમેશાં સિદ્ધજ થાય છે. જ્યાં અન્યાય અને અનીતિ હોય છે ત્યાંજ નિષ્ફળતા મળે છે. દૈવતો એક પ્રકારની ભ્રાંતિ છે. મનુષ્ય પ્રયત્ન કરે છે તો તેને ફળ મળે છે. કોઇ પણ વસ્તુ શા રીતે મળી એનો વિચાર કરીશું તો જણાશે કે 'અમુક કામ કર્યું તો અમુક વસ્તુ મળી' એમ સર્વ કોઇ કહેતા જણાશે. જેમ ભ્રાંતિથી દોરડીને સાપ માનવામા આવે તેમ મૂઢ મનુષ્યો ભ્રાંતિથી દૈવને માને છે. પૂર્વજન્મનું કર્મ આ જન્મના કર્મથી ટળી જાય છે, માટે યત્નથી શુભ કાર્યો કર્યા કરો. દૈવને માનનારા જરૂર ખેતરાય છે. જ્યારે દૈવજ અથવા પ્રારબ્ધજ સર્વ આપી દેતું હોય તો પછી મનુષ્યે ક્રિયા કરવાનું શું કારણ ? કેમ કે દૈવ સ્નાન, દાન, આસન જમવું વગેરે ક્રિયાઓ. કરશે જગતમાં ક્રિયા રહિતપણું કયાંય જણાતું નથી. ક્રિયાથી ફળ આપનાર છે. જે કાર્યો બે હાથ કે બે પગને ભેગાં કરીએ ત્યારેજ થાય એવાં છે. તેમાંનું કોઇ કાર્ય એકાદ હાથ કે એકાદ પગ વાયુના રોગથી ઝલાઇ ગયો હોય તો કોઇ સમયે દૈવે આવીને કરી દીધેલું જોયું નથી, માટે દૈવ એ તો વ્યર્થ છે. જેમ મનુષ્યને મનનો અને બુદ્ધિનો અનુભવ થાય છે તેમ કદી કોઇને દૈવનો અનુભવ થયો નથી. બુદ્ધિનો ક્રિયા કરવામાં ઉપયોગ છે પણ દૈવનો તો કશો ઉપયોગજ નથી. માટે એતો કલ્પિત માની લીધેલું છે. જેમ મનુષ્યોને આકાશનો સંયોગ જણાતો નથી તેમ દૈવનો પણ સંભવતો નથી. માટે પુરૂષાર્થ શીલ મનુષ્યોએ તો દૈવ એવી કોઇ વસ્તુ છે. જ નહિં એમ માની પ્રબળ પુરૂષાર્થ કર્યા કરવો.

જો દૈવજ બધું કરતું હોય તો મનુષ્યોએ બેસી કે સુઇ રહેવું કે જેથી દૈવજ સઘળું કામ કરી લેશે. દૈવને મૂઢ લોકોએ જ કલ્પેલું છે માટે સમજુ મનુષ્યોએ દૈવની વાટ જોઇ બેસી ન રહેવું. જોશીઓએ જેનો ૧૦૦ વર્ષનો આયુષ્ય કહ્યો હોય તેનું માથું કાપી નાંખે તો પછી તે જીવે ખરો ? ત્યાં દૈવે ૧૦૦ વર્ષનો આયુષ્ય આંક્યો પણ પુરૂષાર્થથી તેના આયુષ્યનો ક્ષય કરી શકાય છે. તેવું બધા કામનું

જાણવું. જાણ્યા વગર તે કોઇ વિદ્વાન થાય ખરો? મનુષ્ય જે કોઇ વિદ્યા, ધન આદિ મેળવે છે તે માત્ર પુરૂષાર્થથી જ મેળવે છે. પૂર્વે ઋષિમુનિયો તપરૂપી પુરૂષાર્થ કરી આકાશ ગમન કરતા, જેણે જેણે પ્રબળ પુરૂષાર્થ કર્યો છે તે તે મોટા ગણાયા છે. સ્વજનોનું પોષણ કરવા ધનાદિ મેળવવું શત્રુના દેશને જીતી લેવો. અનેક પ્રકારના ભોગ-વિલાસોનો આનંદ લેવો એ કાંઇ દૈવથી નહિં પણ પ્રબળ પુરૂષાર્થ-થીજ પ્રાપ્ત થાય છે.

પુરુષાર્થજ સર્વ સ્થળે કાર્યોને કરનાર અને તેનાં ફળો ભોગવનાર છે, દૈવ કાંઇ કરતું નથી તેમ કાંઇ ભોગવતું પણ નથી, તેને વિદ્વાનો માનતા પણ નથી, પુરૂષાર્થથી જે ફળ સિદ્ધ થાય છે તેથી જે સારૂં કે માઠું લાગે તેને દૈવ શબ્દથી કહે છે. પુરૂષાર્થથી મળેલી ઇષ્ટ વસ્તુમાંથી કદી અનિષ્ટની પ્રાપ્તિ થાય છે અને અનિષ્ટમાંથી ઇષ્ટની પણ કદી પ્રાપ્તિ થાય છે તે દૈવ શબ્દથી ઓળખે છે. ભોગના સાધન રૂપ જે પદાર્થ અવસ્ય થવાનો હોય તેને લોકો દૈવ શબ્દથી કહે છે સિદ્ધ થયેલા પુરૂષાર્થમાંથી શુભ કે અશુભ ફળનો ઉદય થાય છે ત્યારે આ કામ આ બીજ રૂપેજ હતું એમ જે કહેવાય છે તે દૈવ કહેવાય છે.

કર્મનું ફળ પ્રાપ્ત થયા પછી મારી બુદ્ધિ આમ હતી અને મારો વિચાર આવો હતો, અમ જે બોલવામાં આવે છે તે દૈવ કહે-વાય છે. ઇષ્ટ કે અનિષ્ટ ફળ પ્રાપ્ત થાય ત્યારે પૂર્વનું કર્મ આજ પ્રકારનું હતું એમ માણસને ધારણા દેવાને માટે જે વચનો કહેવામાં આવે છે તેને દૈવ કહે છે. પ્રથમ મનની ઘણા પ્રકારની જે વાસના હોય છે તેજ માણસોના કર્મરૂપે પરિણામ પામે છે, મનુષ્યના મનમાં જેવી વાસના ઉઠે છે તે પ્રમાણે તે તુરત કર્મ કરે છે.

પ્રથમ ઇચ્છા થાય છે. પછી તે અનુસાર ક્રિયા કરવામાં આવે છે. ઇચ્છા જુદી થાય ને ક્રિયા જુદી કરવામાં આવે તેવું બનતું નથી. જે ગામ જવાની ઇચ્છા થાય તે ગામ જવાની ક્રિયા થાય છે તો ત્યાં પહોંચાય છે. મનુષ્યને જે પ્રકારની ઇચ્છા થાય છે તે ઇચ્છાને તૃપ્ત કરવા તે પ્રયત્ન કરે છે. પુર્વે ફળની અત્યંત ઇચ્છાના વેગને લીધે જે કર્મ પ્રબળ યત્નથી કરવામાં આવ્યું હોય તે બીજા નામે દૈવ કહેવાય છે. જે કર્મ છે તે વૃદ્ધિ પામેલી ઇચ્છાનું પરિણામ છે. ઇચ્છા મનથી થાય છે, અને મન એ પરમાત્માના વિવર્તરૂપ છે. આ પ્રમાણે આત્મા નિત્ય દૃઢ ભાવનાથી જેવો યત્ન કરે છે તે પ્રમાણે

ફળને મેળવે છે. માટે પુરૂષાર્થથી જ સર્વ પ્રાપ્ત થાય છે પણ બીજા કશાથી પ્રાપ્ત થતું નથી.

જો તમારી સ્થિતિ ખરાબ હોય તો તમે પુરૂષાર્થથી સારી સ્થિતિ મેળવી શકો છો. તમારૂં મન અશુભ ક્રિયા કરવા તરફ રૂચિ ધરાવતું હોય તો તમે પ્રબળ પુરુષાર્થથી તેને શુભ માર્ગે વાળી શકો છો, જે જે વિષયનો આગ્રહપૂર્વક અભ્યાસ કરવામાં આવે છે તેતે સિદ્ધ થયા વગર રહેતો નથી. માટે દઢ પુરૂષાર્થ જ બળવાન છે. સર્વ કોઇ પુરુષાર્થથી સિદ્ધ થાય છે. પૂર્વજન્મના પ્રારબ્ધનો ક્ષય આ જન્મના પ્રબળ પુરુષાર્થથી થઇ શકે છે. માટે તમે પ્રારબ્ધવાદી ન થશો પણ પુરુષાર્થવાદી થાઓ.

---

## પ્રકરણ ૬૫ મું

---

### કર્મની શ્રેષ્ટતા

પૂર્વે દ્રૌપદીએ પાંડવોને નિરાશ ન થવા પણ પ્રબળ પુરૂષાર્થ કરવા જે વચનો કહ્યાં હતાં તે પુરુષાર્થની શ્રેષ્ટતા સુચવનારાં છે. પાંડવો જ્યારે કૌરવોથી જુગારમાં હાર્યા ત્યારે વચન પ્રમાણે વનમાં ગયા. ત્યાં દ્રૌપદીએ પાંડવોને કહ્યું કેઃ

આપણે દુઃખી થયાં એ આ દુરાત્મા પાપી દુર્યોધનના પ્રતાપ. તેને જરાપણ તેથી દુઃખ થતું નથી. આપણને મૃગચર્મ પહેરાવી વનમાં કાઢી મૂક્યાં. સુખ ભોગવવાને યોગ્ય, દુઃખ ભોગવવાને અયોગ્ય એવા આપને આવા દુઃખમાં નાંખી તે દુરાત્મા પાપી સ્નેહી મંડળની સાથે આનંદ કરે છે. જે ક્ષત્રિય સમય આવતાં પોતાનું તેજ દેખાડતો નથી તે ક્ષત્રિયનો સર્વે પ્રાણીઓ સદા પરાભવ કરે છે. માટે તમારે શત્રુઓ પ્રત્યે ક્ષમા રાખવી નહિં. તે શત્રુઓ તેજવડે હણી શકાય છે.

આ લોક અને પરલોકમાં જે ઉત્તમ, મધ્યમ અને અધમ યોનિમાં જે જે જુદા જુદા વિષયભોગોનાં સાધનો છે તે સઘળાં કર્મવડે-પુરુષાર્થ વડે પ્રાપ્ત થાય છે. કર્મનાં ફળને કોઇ રોકી શકતું નથી. આ વિશ્વમાં સુજ્ઞ પુરુષો એ સદા યત્ન શીલ રહેવું. સ્થાવર પ્રાણીઓ કર્મ કર્યા વગર જીવી શકે છે પણ મનુષ્યાદિ પ્રાણીઓ કર્મ કર્યા વગર જીવી પણ શકતાં નથી. મનુષ્યને સર્વ જન્મનાં કરેલા કર્મોનો

સંસ્કાર આ જન્મમાં સ્ફુરે છે. અને અહીં પણ કર્મ કરે તો જ આ- જીવિકા પ્રાપ્ત કરી શકે છે.

મનુષ્યો આ જન્મમાં અને મરણ પછી પણ પોતાનાં કર્મવડેજ આજીવિકા પ્રાપ્ત કરે છે સર્વ પ્રાણીઓ સર્વકર્મના સંસ્કારનો અનુ- ભવ કરે છે અને તેથી તેવાં કર્મમાં પ્રવૃત્ત થઈ લોકોને પ્રત્યક્ષ થાય તે રીતે કર્મોનાં ફળને ભોગવે છે. સર્વે પ્રાણીઓ સર્વ સંસ્કાર પ્રમાણે કર્મો કરીને આજીવિકા પ્રાપ્ત કરે છે. જે મનુષ્યો પ્રયત્ન કરતા નથી તેઓ કોઇપણ રીતે આજીવિકા પ્રાપ્ત કરી શકતા નથી. માટે મનુષ્યે પ્રત્યક્ષ ફળ આપનાર કર્મો તો જરૂર કરવાં જોઇએ. દૈવના ઉપર આધાર રાખીને કર્મોનો કદાપી પણ ત્યાગ કરવો નહિં, પ્રયત્ન રૂપી બખ્તર ચઢાવી તમે પણ કર્મ કરો. ગ્લાનિ પામો નહિં. દ્રવ્યની વૃદ્ધિને માટે અને તેના રક્ષણને માટે કર્મ કરવાની અવશ્યકતા છે. કેમકે તેમાં વધારો કર્યા વગર ભરેલું ખાયા કરવાથી તો આખો હિમાલય પણ ક્ષીણ થઇ જાય છે. મળેલી સમૃદ્ધિથી સંતોષ પામીને બેસી રહેવું નહિં. પણ તેની વૃદ્ધિને માટે યત્ન કરવો, પૃથ્વી પર જો કોઇ કર્મ કરે નહિંતો સર્વ પ્રજાનો નાશ થઇ જાય. તેમ જો નીકર્મો નિષ્ફળ જતાં હોય તો આ પ્રજાની પણ વૃદ્ધિ થાય નહિં.

જે મનુષ્યો પ્રયત્ન કરે છે તેના પ્રયત્નનું ફળ તેને મળેજ છે. કરેલાં કર્મ કવચિત જ નિષ્ફળ થયેલાં જણાશે. કર્મ વિના કોઇ પણ આજીવિકા મેળવી શકતા નથી. જે પુરૂષ દૈવ ઉપર આધાર રાખીને કંઇ પણ યત્ન ન કરતાં સુખે સુઇ રહે છે. તે દુર્બુદ્ધિ મનુષ્ય પાણીમાં પડેલા કાચા ઘડાની પેઠે નાશ પામે છે. તેજ પ્રમાણે કર્મ કરવામાં સમર્થ છતાં જે દુષ્ટ બુદ્ધિવાળો હઠ વાદી પુરૂષ કર્મ ન કરતાં બેસી રહે છે તે દુર્બળ અનાથની પેઠે લાંબો કાળ જીવી શકે નહિં, કદાચ કોઇ એકાદ પુરૂષને અકસ્માત ધનાદિકનો લાભ થાય છે તેને તે દૈવથી પ્રાપ્ત થયો એમ પ્રારબ્ધ વાદીઓ માને છે. કારણ કે તેમાં કોઇનો પણ યત્ન હોતો નથી. તેમ કોઇ પુરૂષ વાહિની ઉપાસનાથી કાંઈ લાભ મેળવે તો તે દૈવ લાભ છે એમ માને છે. અને પુરૂષ કર્મ કરીને તે વડે જે કાંઇ ફળ લોકોમાં પ્રત્યક્ષ રીતે મેળવે છે તેને પૌ- રૂષ કહેવામાં આવે છે. કોઇ પુરૂષ સ્વાભાવિક રીતે કંઇ કામમાં પ્રવૃત્ત થયો હોય તેને કંઇ કારણ વિના ધનાદિકનો લાભ થાય, કે ખોવાયેલ વસ્તુને ખોળવા જતાં રત્નનો લાભ થાય છે તે સ્વાભવિક ફળ છે.

આ પ્રમાણે હઠથી, દેવથી, સ્વભાવથી, અને કર્મથી પુરુષને જે પ્રાપ્ત થાય છે તે પૂર્વ કર્મોનું જ ફળ છે, જગત કર્ત્તા પ્રભુ પણ પોતે કર્માધિન થઇ લોકોને પૂર્વ કર્મોનાં ફળો ભિન્ન ભિન્ન હેતુઓ દ્વારા આ લોકમાં વ્હેંચી દે છે. અને તેથી પુરૂષો જે કંઇ શુભ કે અશુભ કર્મ કરે છે, તે વિધાતાએ નિર્માણ કરેલાં પુર્વ કર્મનાં ફળનો ઉદય છે એમ જાણો. વિધાતાએ નીમી આપેલાં કર્મને કરનારો આ દેહજ તે પુર્વ કર્મના કારણ રૂપ છે, મનુષ્ય પ્રથમ મન વડે કર્મનો નિશ્ચય કરે છે, એટલે કર્મ કરવામાં જ પુરૂષ પોતેજ કારણ છે. આ ઘરો, નગરો બંધાયેલાં છે તેમાં પુરૂષ પ્રયત્નજ કારણરૂપ છે. પ્રયત્નથી થયેલા કાર્યો એટલાં બધાં છે કે તેની ગણત્રી થઇ શકે તેમ નથી. તલમાં તેલ, ગાયમાં દૂધ અને કાષ્ટમાં અગ્નિ રહેલો છે. તેને બહાર કાઢવાના ઉપયોગને ધીર પુરૂષો બુદ્ધિ વડે જાણી શકે છે, અને ઘાણીથી તલમાંથી તેલ કહાડે છે તેમ પ્રયત્નથી પોતાની આજીવિકા ચલાવે છે તે કાર્યના ફળ ઉપરથી ખબર પડે છે. કર્મ વડે સાધ્ય થતાં ફળોમાં જો પુરૂષ કારણ રૂપ ન હોય તો યજ્ઞ યાગાદિ કરવાનું કે કુવા તળાવ ખોદવા વગેરનું ફળ મળે નહિં.

પુરૂષ કર્ત્તા છે તેથી કાર્ય પુર્ણ કરતાં તે વખણાય છે. અપુર્ણ રહેતાં નિંદા પણ થાય છે. કેટલાક કહે છે કે દૈવથી સર્વ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. કેટલાક કહે છે કે સઘળું પુરૂષ યત્નથી જ મળે છે. આમ ત્રણ પ્રકારે સર્વ પદાર્થોની પ્રાપ્તિને માટે કહેવામાં આવે છે. કેટલાક કહે છે કે: આ ત્રણે કારણોથી અર્થની સિદ્ધિ થતી નથી, પણ ધર્માધર્મ રૂપ પ્રાચીન અવશ્ય કર્મ છે તેનાથી કાર્ય સિદ્ધિ થાય છે. તેજ દૈવ હઠ આદિ નામથી કહેવાય છે. કેટલાક કાર્યોની સિદ્ધિ અકસ્માત થતી જોવામાં આવે છે. પુરૂષને કંઇક દૈવથી, કાંઇક હઠથી અને કાંઇક આપો આપજ ફળની પ્રાપ્તિ થાય છે. પણ ચોથું જે પુર્વજન્મનું કર્મ તે ફળ પ્રાપ્તિમાં કારણ રૂપ નથી. પુર્વ કર્મને અનુસરીને પ્રાણીઓને ઇષ્ટ તથા અનિષ્ટ ફળ આપનાર વિધાતા જો ન હોય અને સર્વ હઠાદિકથીજ મળતું હોય તો પ્રાણીઓમાં કોઈ પણ દીન હીન હોવો જોઇએ નહિં. વળી ફળ આપવામાં કારણરૂપ પુર્વ કર્મ જો ન હોય તો પુરૂષ જે જે ફળની ઇચ્છાથી જે જે કર્મો કરે છે તે તે સફળ થવાં જોઇએ પણ તેમ થતું નથી. માટે જેઓ હઠ, દૈવ અને સ્વભાવ એ ત્રણને અર્થ સિદ્ધ તથા અનર્થ સિદ્ધિના દ્વારરૂપ જોતા નથી અને કર્મનેજ મુખ્ય કારણરૂપ જોતા નથી તે પુરૂષો જેવો દેહ જડ છે તેવા જ જડ છે.

કર્મ કરવું જ જોઇએ એવું મનુ ભગવાને પણ કહ્યું છે. કેમકે કર્મ ન કરતાં કેવળ નિશ્ચેષ્ટ રહેનારો પુરૂષ પરાભવ પામે છે. કર્મ કરનારા પુરૂષને ઘણું કરીને ફળની સિદ્ધિ પ્રાપ્ત થાય છેજ. પણ આળસુ પુરૂષને તો કદી પણ ફળનો લાભ થતો નથી. કર્મ કરતાં પણ કર્મના કોઇ અંગમાં ન્યુનતા કે અધિકતા થવાથી ફળની પ્રાપ્તિ જો ન થાય તો ફળના હેતુ રૂપ પ્રાયશ્ચિતને દોષની શાંતિને માટે સમજી તે કરવું. જે પુરૂષ આળસુ થઇ સુઇ રહે છે તેનામાં દરિદ્રતા ભરાયછે. અને જે કર્મકુશળ છે તે અવશ્ય કર્મનાં ફળને મેળવી ઐશ્વર્યને ભોગવે છે.

જે મનુષ્યો અમુક કાર્ય સિદ્ધ થશે કે નહિં એવો સંશય કર્યા કરે છે તેઓના મનોરથો સિદ્ધ થતા નથી. અને સંશયથી રહિત પુરૂષો અર્થ સિદ્ધિને મેળવે છે. ધીર પુરૂષો તો સંશયનો ત્યાગ કરી કર્મમાં તત્પર રહે છે. પણ તેવા પુરૂષો દુર્લભ હોય છે. શત્રુઓનું કર્મ સફળ થશે, તે તો કર્મ કર્યા પછી જે ફળ આવે તે ઉપરથી સમજી શકાય છે. ખેડુત હળ વડે પૃથ્વી ખેડીને પછી તેમાં બીજ વાવે છે, પછી શાંત બેસે છે, કારણ કે તે વાવેલાં બીજ ઉગાડવામાં મેઘ કારણ રૂપ છે, જો મેઘ તેના ઉપર કૃપા કરે નહિં તો તેમાં ખેડૂત નિરપરાધી છે, પછી તે ધીર ખેડુત વિચાર કરે છે કે જે કામ બીજો પુરૂષ કરી શકે તે કામ મેં પુરે પુરૂ કર્યું છે, છતાં મને તેનું આવું ફળ મળ્યું, તેમાં મારો દોષ નથી, કર્મના ફળની પ્રાપ્તિમાં પ્રબળ પુરૂષાર્થ અને ઉત્સાહ એ પણ કારણો છે.

કર્મ અર્થાત પ્રયત્ન કરવો, પછી તે સિદ્ધ થાય કે ન થાય તે જુદી વાત. પણ કર્મમાં પ્રવૃત્તિ બંધ કરવી ઠીક નથી. કેમકે ઘણાં કારણો એકઠાં થાય ત્યારે કર્મ ફળની સિદ્ધિ થાય છે. કર્મ કરવામાં સાધનોની ન્યુનતા હોય તો કર્મ નિષ્ફળ જાય છે. પણ કર્મનો આરંભજ ન કરવામાં આવે તો કદી ફળ જોવામાં આવતું નથી. કર્મ કર્યા વગર મનુષ્યમાં રહેલાં ઉત્તમ ગુણો પણ લોકો જાણી શકતા નથી. ધીર પુરૂષ કલ્યાણની વૃદ્ધિ માટે ઉત્સાહ, શક્તિ અને બળને અનુસરી દેશ, કાળ અને સામાદિક ઉપાયથી પોતાની બુદ્ધિ વડે યોજના કરે છે. તેણે સાવધાન થઇને દેશ કાળ આદિ સાધનોની યોજના કરવી. પણ મુખ્ય કાર્ય કર્ત્તા તો પુરૂષાર્થજ છે. એમ સમજી પુરૂષાર્થ કરવો. કેમકે કાર્યની સિદ્ધિમાં પુરૂષાર્થજ મુખ્ય છે.

જે મનુષ્ય પોતેજ પોતાને ન્યુન સમજે છે તેમને ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત થતું નથી. કાળ તથા સ્થિતિની અનુકુળતા પૂર્વક પ્રયત્ન કરવો એજ તેની સિદ્ધિનું મૂળ કારણ છે.



# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૧૦ મો.

### દાંમ્પત્ય વિજ્ઞાનશાસ્ત્ર

### પ્રકરણ ૬૬ મું.

#### ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા.

આ સંસારમાં ચાર આશ્રય છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમ, સન્યસ્તાશ્રમ એ ચારમાં બાલ્યવયમાં બ્રહ્મચર્ય પાળવાનું છે, યુવાન વયે લગ્ન કરી ગૃહસ્થાશ્રમ ભોગવવાનો છે, ઉત્તરાવસ્થામાં ગૃહસ્થાશ્રમનો ભાર પુત્રને સોંપી વાનપ્રસ્થાશ્રમ ધર્મ સ્વીકારી પછી સન્યસ્તાશ્રમમાં રહેવાનું છે. એમ ચાર આશ્રમની વ્યવસ્થા હિંદુ-શાસ્ત્રોમાં કરી છે.

ચારે આશ્રમમાં ગૃહસ્થાશ્રમ એ મુખ્ય ગણાય છે તેનો મુખ્ય આધાર સ્ત્રિ અને પુરુષ એ એના ઉપર છે સ્ત્રી અને પુરુષ એ બેથી આખો સંસાર રચાય છે તેમાં પુરુષ અને સ્ત્રી એ બે મળી એક શરીર ગણાય છે પુરુષનું અર્ધું અંગ એ સ્ત્રી અને સ્ત્રીનું અર્ધું અંગ એ પુરૂષ એમ ગણાય છે. પુરૂષ અને સ્ત્રી એ બે ઉચ્ચ સંસ્કાર વાળાં હોય છે તો ગૃહસ્થાશ્રમમાં આનંદનો અનુભવ થાય છે. એમાંથી એક અથવા બંન્ને અયોગ્ય સંસ્કાર વાળાં હોય તો ગૃહસ્થાશ્રમ દુઃખરૂપ લાગે છે

ગૃહસ્થાશ્રમમાં ગૃહસ્થ એ પુરૂષ અને ગૃહિણી એ સ્ત્રી એ બેનો યોગ થવો તે ગૃહસ્થાશ્રમ. પુરૂષે પોતાની સ્ત્રીને પોતાના અર્ધા અંગ

તરીકે સમજી તેનું પોષણ કરવું તેનું રક્ષણ કરવું, તેને સુખ આપવું તેને સંતોષ આપવો તેને આનંદ આપવો અન્ન વસ્ત્ર અને ઘરેણાંથી સંતોષવી, તેનામાં ઉચ્ચ સંસ્કારો સ્થાપવા, તેને પોતાની માનવી, અને પોતાના કુળના ક્ષેત્રરૂપ માનવી, તેનામાં પડેલા ઉચ્ચ સંસ્કારો. તેને આપેલો સંતોષ અને તેને ઉત્તમ પ્રકારે પોષવાથી તેના ઉદરમાંથી જે પ્રજા થાય છે તે સત્સંસ્કારવાળી ઉચ્ચ અને પોતાના કુળના દીપકરૂપ થાય છે.

પુરૂષે સ્ત્રીને પોષવી-સંતોષવી અને સ્ત્રીએ ઘરની વ્યવસ્થા રાખવી. પુરૂષના અર્ધા અંગરૂપ બની રહેવું. પતિને પોતાના દૈવતરૂપ માની તેનેજ પોતાના ઇષ્ટ રૂપ માનીને તેમની સેવા કરવી. તેમને દરેક રીતે સંતોષ થાય તેવી રીતે વરતી પતિવ્રતા ધર્મ પાળી પોતાના કુળને ઉજવળ કરવું એક બાજાએ એક બીજાને સંતોષવા, આનંદ આપવા યત્ન કરવો.

પુરૂષ અને સ્ત્રી બંને પોતપોતાનો ધર્મ યથાર્થ રીતે જાણે તો તે જરૂર પોતાનો ગૃહસ્થાશ્રમ દીપાવે. દંમ્પતિ જીવન સુખરૂપ બનાવે અને તેમના સંયોગથી જે પ્રજા થાય તે પણ ઉચ્ચ ચારિત્ર્યવાન થવાની પૂર્વે થઇ ગએલી સતી સ્ત્રીઓનાં દષ્ટાંતો વાંચી સ્ત્રીઓએ તે પ્રમાણે પોતાનો ધર્મ સંભાળવો પતિની સેવા કરવામાં ચિત્ત રાખવું. પતિની આવક પ્રમાણે ખર્ચ કરવું, કોઇ વખત પતિને કલેશ થાય તેમ વર્તવું નહિ, પતિએ પણ પોતાની પત્નીને પોતાના અંગરૂપ માનીને સંતોષવી, તેને આનંદમાં રાખવી.

ઘરમાં કદી પણ ક્રોધ કે કંકાશ કરવો નહિં, ક્રોધ તો ક્યારે થાય કે જયારે કોઇ ઇચ્છેલી વસ્તુ ન મળે ત્યારે, પુરૂષે પોતાને પ્રાપ્ત વસ્તુમા સંતોષ માનવો. વધુ કમાવા પ્રયત્નશીલ થવું સ્ત્રીને કમાવાનું તો હોતું નથી તેને તો ઘરનો કારભાર ચલાવવો, બાળકેનું પાલણુ પોષણ કરવું, પતિની સેવા કરવી, પતિની આજ્ઞાને વશ થઇ રહેવું એ કર્ય હોય છે. તેને અન્ન વસ્ત્ર તો પતિ તરફથી મળે છે, ઘરેણાં અને ઉચ્ચાં કિંમતી વસ્ત્રો પતિની સંપત પ્રમાણે મળવાનાં પતિની સંપત ન હોય અને સ્ત્રી વસ્ત્રો કે ઘરેણાંની હઠ લે અને પતિ ન લાવી આપે તે તે વખતે કંકાશ થાય છે આ વખતે સ્ત્રીએ કંકાશ ન કરવો પણ હંમેશાં જે વસ્ત્રો કે ઘરેણાં પ્રાપ્ત હોય તેમાં સંતોષ માની પતિની મરજીને તાબે થઇ રહેવું.

દંપતિ સુખનો સઘળો આધાર પતિ અને પત્ની વચ્ચે અખંડ પ્રેમ હોવો એ ઉપર છે. પતિ પત્નીનું લગ્ન ન છુટી શકે તેવું છે, એ પશ્ચિમની પ્રજા મ ફક છુટાછેડા થાય તેમ નથી. પતિ મૃત્યુ પામે તો પત્નીએ જન્મારા સુધી વૈધવ્ય પાળવું પડે છે. એવા આ લગ્નથી પતિ પત્ની રૂપે જોડાઇ જાય છે. તેમણે પરસ્પર પ્રેમથી રહેવું, પતિને માટે શીલવ્રત બહુ અગત્યનું છે. પરપુરૂષ સાથે સંબંધ ન રાખવો. પતિવ્રતાપણું પાળવું, ગમે તે સ્થિતિમાં પોતાના પતિને જ દેવ તુલ્ય માની તેની સેવા કરવી. એવું હિંદુધર્મનું વિધાન છે. એને પાળી ગૃહસ્થાશ્રમ દીપાવી દંપતીએ આનંદમય જીવન વીતાવી સુખી થવું.

પૂર્વે સતી સીતાજીએ રાજપુત્રી હોવા છતાં રામચંદ્રજી જેવા ઇશ્વરાવતાર રાજાને પરણ્યા છતાં રાજયવૈભવોનો ત્યાગ કરી પોતાના પતિ રામચંદ્રજીની સાથે વનમાં જઇ વનવાસનાં અસહ્ય દુઃખ સહન કર્યાં હતાં. રાવણના હાથે તેમનું હરણ થયું ને એવી દુઃખી સ્થિતિનો અનુભવ કર્યો. પણ રામને ભુલ્યાં ન હતાં. રામે રાવણને જીતી અયોધ્યામાં આવી રાજગાદી સંભાળી,લોક લાજે સીતાને વનમાં મોકલ્યાં. છતાં પણ જેમણે પોતાના પતિ ઉપર કદી રોશ કર્યો નથી, એવાં સીતા માતાનું દૃષ્ટાંત હાલની સ્ત્રીઓએ ગ્રહણ કરવું. દમયંતીએ પણ પોતાના પતિ નળની પાછળ રાજપાટ છોડી વનમાં રખડી અત્યંત દુઃખ વેઠયું, પતિએ વનમાં એકલી તરછોડી છતાં પણ પતિ ઉપર રોશ કર્યો નહિ, પીયરમાં જઇ પતિની તપાસ કરાવી દેવોને પડતા મુકી પોતાના પતિનો જ અંગીકાર કર્યો સતી સ્ત્રીઓ દુઃખમાં પણ પતિ ઉપર ક્રોધ કરતી નથી કે પતિ ઉપરથી પ્રીતિ ઉતારતી નથી.

સાવિત્રીએ રાજપુત્રી હોવા છતાં રાજભ્રષ્ટ થયેલા સત્યવાન સાથે લગ્ન કરી વનનાં દુઃખ સહ્યાં. પતિને ફરી જીવન પ્રાપ્ત થાય તે માટે કષ્ટદાયક વ્રત ઉપવાસાદિ કરી સ્વામી સાથે વનમાં જતી અને પતિને જીવતો કરવા કેટલાં કષ્ટ સહન કર્યા છે. દ્રૌપદિએ પોતાના પતિ પાંડવોની સાહ્યબી, રાજ્ય સતા ભોગવેલી બાપને ત્યાં લાડમાં ઉછરેલી છતાં પતિની સાથે વનમાં ગઇ. ઘણું દુઃખ સહન કર્યું છે. કીચક જેવા દુષ્ટ વૃત્તિવાળા અમાત્યના હાથે સપડાઇ તેના લોભ લાલચને વશ ન થઇ પતિને ન ભુલી સતી ઉપર ખરાબ દષ્ટિ કરનાર કીચક મરાયો. તેના ભાઇઓ પણ મરાયા. સીતાજી ઉપર કુદ્રષ્ટિ કરનાર રાવણનું નિકંદન કર્યું પુત્ર પૌત્રાદિ મરાયા. રાજ્ય ગયું અને પોતે પણ મરાયો. દ્રૌપાદિ ઉપર

કુદૃષ્ટિ કરનાર દુર્યોધન આદિ કૌરવોનો પણ અંત આવ્યો હતો. સતી સ્ત્રીઓ તો મરણાંતે પણ પતિવૃતા ધર્મનો ત્યાગ કરતી નથી. પરપુરુષના સામર્થ્ય, ધન સંપત્તિથી લોભાતી નથી. દુઃખમાં, નિર્ધનાવસ્થામાં પણ પતિ સેવા કરવામાં પોતાનું મહદ ભાગ્ય માને છે.

સ્ત્રીઓ સતી હોય તો તેના ઘરમાં લક્ષ્મીનો વાસો પણ રહે. પુરુષે હંમેશાં સ્ત્રીઓને માન આપવું. તેને સંતોષવી, તેને રાજી રાખવી. સ્ત્રીઓની પુરૂષ પ્રતિ અને પુરૂષોની સ્ત્રી પ્રત્યે જે ફરજ છે. તે સમજી જો આ જોડુ સમજીને પોતાનો ગૃહસ્થાશ્રમ નીભાવે તો સુખી થાય.

ગૃહસ્થાશ્રમ એ ધર્મ અર્થ કામ અને ચારે પુરૂષાર્થ સાધવા માટે અગત્યનો આશ્રમ છે. ગૃહસ્થાશ્રમમાં ધાર્મિક કાર્યો સાધી શકાય છે, ધન સંપત્તિ મેળવી શકાય છે. જોઇતી વસ્તુઓ પ્રાપ્ત થઇ શકે છે, કામ રૂપી આનંદમાં અનુભવ લઇ શકાય છે અને પરિણામે મોક્ષ પણ મેળવી શકાય છે. સ્ત્રી પુરૂષનો પરસ્પર અત્યંત પ્રેમ હોવો જોઇએ તો તે એના સંયોગનું જે રૂપ ભવિષ્યની પ્રજા તે ઉત્તમ પાકે છે. આ ગૃહસ્થાશ્રમ સર્વ વસ્તુ મેળવી આપનાર આશ્રમ છે સર્વ સુખ આનંદ સંપત્તિનું ઉત્પત્તિ સ્થાન ગૃહસ્થાશ્રમ છે. દંપત્તિ જો પરસ્પર પ્રેમી હોય પરસ્પર આનંદમાં રહેનારા હોય તો તે જરૂર સુખી થાય ભોગ યોગ અને મોક્ષનું સાધન ગૃહસ્થાશ્રમ છે.

સ્ત્રીપુરૂષના યોગથી પ્રજા થાય છે. તે બાળકોને ઉછેરવાની પોષવાની સંરક્ષવાની અને તેમને ઉચ્ચ ચારિત્રયશીલ બનાવવાની મહાન ફરજ આ દંપત્તિની છે. સવારમાં વ્હેલા ઉઠવું, દાતણ આદિ કરી સ્નાનાદિથી પરવારી સંધ્યા પુજા કરી બપોરના જમી પરવારી ધનાદિ કમાવા પુરૂષે ધંધો–નોકરી કરવી. સાંજે સ્નાનાદિ કરી ભજન કીર્ત્તનાદિથી મનને શાંત કરવું. સ્ત્રી પુરૂસે પરસ્પર સુખની આનંદની વાતો કરવી, એક બીજાને મદદ કરતા થઈ પડવું અને દમ્પત્તિએ સુખમાં દિવસો ગાળવા આનંદમાં રહેવા યત્ન કરવો.

સ્ત્રી પુરૂષના સંયોગનો હેતુ આનંદ અને પ્રજોત્પત્તિ માટેનો છે. ભવિષ્યની પ્રજાનો સઘળો આધાર આ દંપત્તિ ઉપર છે. સ્ત્રીએ તેમ પુરૂષે આ પ્રજોત્પત્તિનું જ્ઞાન પણ મેળવવું જરૂરનું છે તે માટે આ પુસ્તકમાં પ્રજોત્પત્તિ યોગ એ નામનો સ્વતંત્ર વિભાગ આ ભાગની પાછળજ છે તેનો અભ્યાસ કરી ભવિષ્યની પ્રજાને ઉત્પન્ન કરવી

સમાજનું ધ્યાન આ વિષય ઉપર હાલ જતું નથી. સ્ત્રીની તેમ પુરૂષની આ વિષય માટે મહાન જવાબદારી છે બ્રહ્મચર્ય પાળવું શાસ્ત્ર વિહિત દિવસોએ જ પ્રજોત્પત્તિ માટે પરસ્પર સંબંધમાં આવવું. એ માટે કેવા કેવા નિયમો પાળવા, સ્ત્રીએ શી રીતે વર્તવું પ્રજા કેવી રીતે થાય, પ્રજાનો જન્મ આપ્યા પછી તેને કેવી રીતે પાલણ પોષણ કરવું. તે માંદુ ન પડે તે માટે કેવી સાવચેતી રાખવી. માંદું પડે તો શું ઉપાયો યોજવા એ વગેરે જ્ઞાન સ્ત્રીઓએ અવશ્ય સંપાદન કરવું જોઇએ.

સ્ત્રીઓએ પતિ સાથે કેવી રીતે વર્તવું, બાળકોપ્રતિ શું જવાબદારી છે, પતિની શી ફરજ છે, એ આ ભાગમાં આપવામાં આવ્યું છે. શાસ્ત્રોમાં દ્રૌપદિ સીતા આદિનાં દ્રષ્ટાંતોથી પતિવ્રતા મહાત્મ્ય આ ભાગમાં આપી દંપત્તિ ગૃહસ્થાશ્રમમાં સુખ ભોગવી શકે, આનંદમાં જીવન વિતાવી શકે તે સઘળું આપ્યું છે એ વાંચી મનન કરી તમે તમારો ગૃહસ્થાશ્રમ આનંદી બનાવો સુખી જીવન ગાળો.

## પ્રકરણ ૬૭ મું

### પતિવ્રતાનું મહાત્મ્ય

ગુરૂજનો એક પતિની સેવા કરનારી પતિવ્રતા સ્ત્રીઓને માન આપે છે, હાલ તો પતિ અને પત્નીના સમાન હકની માગણી કરવામાં આવે છે, ત્યાં પતિવ્રતાઓ પતિની સેવા કરનારી સ્ત્રીઓ ઘણી થોડી જણાય છે. પતિવ્રતા સ્ત્રીઓ તો ઇંદ્રિયોને અને મનને વશ રાખીને પોતાના પતિનીજ દેવની માફક ચિંતન કરતી રહે છે. સ્ત્રીઓને માતા પિતાની તેમજ પતિની પણ સેવા કરવી પડે છે. સ્ત્રીઓનો ધર્મ ઘણો કઠીન છે, પવિત્ર આચારવાળી સ્ત્રીઓ હંમેશાં પોતાના પતિની સાથે તથા માતા પિતાની સાથે જે આદરપૂર્વક વર્ત્તન રાખે છે તે પ્રશંસનિય છે.

પતિવ્રતા સ્ત્રીઓ એક પતિનીજ પત્ની થઇ રહે છે. સદા સત્ય બોલે છે. અને યોગ્ય સમયે પતિ સમાગમ કરીને પોતાના ઉદરમાં દસ માસ સુધી ગર્ભને ધારણ કરે છે, પછી તે પ્રાણ સંશયમાં પડીને અતુલ્ય વેદના ભોગવી મોટા દુઃખથી સંતતિને જન્મ આપે છે, તે બાળકનું સ્નેહથી પોષણ કરે છે. આવો પતિવ્રતા સ્ત્રીનો ધર્મ છે.

કેટલાક માત ને શ્રેષ્ટ માને છે, પરંતુ માતા જે પ્રજાને ઉછેરે છે

તેનું કાર્ય ઘણુંજ કઠણુ છે. પતિ પણુ તપ, દેવ પૂજા, સહન શીલતા આદિ ઉપાયોથી પુત્રો મેળવવાની ઇચ્છા રાખે છે, આમ મોટાં દુઃખ વેઠીને માબાપ અતિ દુર્લભ પુત્રને મેળવે છે. પછી પુત્ર કેવો નીવડશે તેને માટે સદા કાળજી રાખે છે. મા બાપ પોતાના પુત્રને યશ-કિર્તિ, ઐશ્વર્ય, પ્રજા તથા ધર્મનો લાભ થાય એવી આશા રાખે છે. માટે માતાપિતાની આશાને જે પુત્ર સફળ કરે છે તેજ ધર્મવેત્તા છે. જે પુત્રના ઉપર માબાપ નિત્ય પ્રસન્ન રહે છે તેને આલોક અને પરલોક અને પર લોકમાં કીર્ત્તિ મળે છે, અને શાશ્વત ધર્મનો લાભ થાય છે.

સ્ત્રીઓને યજ્ઞક્રિયા, શ્રાદ્ધ કે ઉપવાસો કરવાની પણ જરૂર નથી. તેઓ તો જે પતિની સેવા કરે છે તેનાથીજ તેને સ્વર્ગ મળે છે.

## કૌશિક અને પતિવ્રતા

પૂર્વે કૌશિક નામનો ઉત્તમ બ્રાહ્મણ થઇ ગયો. તે તપસ્વી હતો એક વખતે એક ઝાડના મૂળ આગળ બેસી વેદ ભણતો હતો ત્યાં ઝાડ ઉપર બગલી છુપાઇ બેઠી હતી, તેણે બ્રાહ્મણુ ઉપર હગાર કરી તેથી બ્રાહ્મણને ક્રોધ થયો એટલે તેણે બગલીનું અશુભ કરવાના વિચારથી ઉંચું જોઇ તેના તરફ ક્રોધથી દૃષ્ટિ નાંખી, એટલે તેનું અનિષ્ટ કરવાની ભાવનાથી તે બગલી જમીન પર પછડાઇ પડી.

આ બ્રાહ્મણુ એક વખતે ગામમાં ભિક્ષા માગવા ગયો, ત્યાં એક ઘેર જઇ તેણે ભિક્ષા આપો એમ કહી બારણે ઉભો રહ્યો. એટલે તે ઘરની ગૃહિણી ઉભા રહો, એમ કહી અંદર ગઇ. અંદર જઇ ભિક્ષા આપવાના પાત્રને અજવાળી સાફ કરવા લાગી, એવામાં તે સ્ત્રીનો પતિ ભૂખ્યો થયેલો, બહારથી ઘરમાં આવ્યો. સ્ત્રીએ પોતાના પતિને જોયો એટલે તે ભિક્ષા માગવા આવેલા બ્રાહ્મણને ભિક્ષા આપવાનું પડતું મૂકી પતિને પગ ધોવાનું તથા આચમન કરવાનું પાણી આપ્યું. બેસવા માટે આસન આપ્યું, અને ભોજનના પદાર્થો પીરસ્યા. પછી તે સ્ત્રી પોતાના પતિની સેવા કરવા લાગી.

આ સ્ત્રી રોજ પતિને જમતાં બાકી રહેલું ઉચ્છિષ્ટ ભોજન ભાવથી જમતી હતી, પતિને જ પોતાનું દૈવત માનતી હતી. પતિના ચિતને અનુસરીને ચાલતી હતી, બીજાનું ચિંતન ન કરતાં કર્મ, મન અને વાણીવડે પતિનીજ સેવા કરતી હતી. તે સર્વ ભાવથી પતિને જ શરણે રહેતી હતી. પતિની સેવામાં પ્રીતિ રાખતી હતી, સદાચાર

વાળી હતી, પવિત્ર હતી, ચતુર હતી, પોતાના કુટુંબનું હિત ઇચ્છનારી હતી પોતાના પતિનું જે રીતે હીત થાય તે રીતે નિત્ય વર્ત્તતી હતી, હંમેશાં ઇંદ્રિયોને વશ રાખીને દેવતા, અતિથી અને પોષણ કરવા યોગ્ય મનુષ્યો, સાસુ સસરાની સેવા કરવામાં તત્પર રહેતી.

આ સુંદર નેત્રવાળી સ્ત્રી પતિની સેવા કરતી હતી એવામાં તેણે ભિક્ષાની ઇચ્છાથી ઉભા રહેલા પેલા બ્રાહ્મણને જોયો અને તેને ભિક્ષા આપવાનું સાંભળી આવ્યું. એટલે તે સ્ત્રી શરમાઇ ગઇ, પછી વ્હેલી વ્હેલી ભિક્ષા લઇ બ્રાહ્મણને આપવા ઘરની બહાર આવી. એટલે બ્રાહ્મણે ક્રોધથી કહ્યું: હે સ્ત્રી, તેં મને ઉભા રહો કહી અત્યાર સુધી અહીં ઉભો રાખ્યો અને ભિક્ષા આપવા તરત આવી નહિં એશું ?

સ્ત્રીએ તેને શાંતિથી કહ્યું: હે બ્રાહ્મણ ! તમે મને ક્ષમા કરવા યોગ્ય છો, કારણ કે પતિ એ મારૂં પરમદૈવત છે. તે પણ ભૂખ્યા થઇને તથા થાકીને ઘેર આવ્યા હતા, એટલે હું તેમની સેવામાં રોકાઇ હતી.

બ્રાહ્મણે ગુસ્સે થઇ કહ્યું: તેં બ્રાહ્મણને શ્રેષ્ટ ન માનતાં પતિને શ્રેષ્ટ માન્યો એમ તું ગ્રહસ્થાશ્રમમાં છે, છતાં તપસ્વી બ્રાહ્મણનું અપમાન કરે છે કે, ગર્વિષ્ટ સ્ત્રી ! તુ જાણતી નથી કે ઇંદ્ર પણ બ્રાહ્મણોને પ્રણામ કરે છે. બ્રાહ્મણો તો અગ્નિ જેવા છે, તેઓ પૃથ્વીને પણ બાળી નાંખવા સમર્થ છે.

સ્ત્રીએ કહ્યું: હે બ્રાહ્મણ ! તમે ક્રોધ ન કરો, હું કાંઇ વગડાની બગલી નથી. હું દેવતુલ્ય બ્રાહ્મણોનું અપમાન કરતી જ નથી, પણ તમે ગુસ્સે થઇને તમારી આ ક્રોધી દૃષ્ટિથી મને શું કરવાના હતા ! તમે મારા અપરાધને માટે ક્ષમા આપવા યોગ્ય છો. હું બ્રાહ્મણોના મહાત્મ્યને જાણું છું. બ્રાહ્મણેજ ક્રોધ કરીને સમુદ્રને ખારા જળવાળો કરી દીધો છે. મહાત્મા બ્રાહ્મણોના ક્રોધ ઘણા મોટા હોય છે તેમ કૃપા પણ મોટી હોય છે. તમારે મારા અપરાધની ક્ષમા આપવી ઘટે છે. મને તો પતિ સેવાથી જે ધર્મ ઉત્પન્ન થાય છે તેજ રૂચે છે. કારણ કે સર્વ દૈવતોમાં મારૂં પરમ દૈવત તો પતિ જ છે. હું કોઇપણ પ્રકારનો ભેદ ન માનતાં પતિની સેવારૂપી ધર્મનું સેવન કરૂં છું. પતિની સેવાનું ફળ કેવું હોય છે તેની તમને ખબર નથી. તેમ ક્રોધથી બગલીને બાળી નીચે પાડી તે મેં જાણ્યું છે ક્રોધ એ મનુષ્યના શરીરમાં રહેલો તેનો પ્રબળ શત્રુ છે. જે મનુષ્ય ક્રોધનો અને મોહનો ત્યાગ કરે છે તેનેજ દેવતાઓ બ્રાહ્મણ જાણે છે. જેઓ આ

કમાં સત્ય ભાષણ કરે છે ગુરુને સંતોષ પમાડે છે, અને બીજા
ડા કરે તો પણ સામી પીડા કરતા નથી તેને દેવતાઓ બ્રહ્મણ
ણે છે. જેઓ આ લોકમાં સત્ય ભાષણ કરે છે, ગુરુને સંતોષ પમાડે
અને બીજા પીડા કરે તો પણ સામી પીડા કરતા નથી તેને
તાઓ બ્રાહ્મણ જાણે છે. જે જીતેંદ્રિય છે, ધર્મ પરાયણ છે, સ્વા-
ાયમાં તત્પર રહે છે શુધ્ધ રહે છે; કામક્રોધને વશ રાખે છે તેને
તાઓ બ્રાહ્મણ જાણે છે. વેદાધ્યયન કરવું. બાહ્ય ઇંદ્રિયોને વશ
ખવી, સરળ રહેવું અને અભ્યંતર ઇંદ્રિયોનો નિગ્રહ કરવો. આ
હ્મણોનો અક્ષયુ ધર્મ છે. તેમાં પણ ધર્મવેત્તા પુરુષો સત્યને અને
ળતાને જ મુખ્ય ધર્મ કહે છે. સનાતન ધર્મ જાણવો કઠિન છે.
સત્યમાંજ રહેલો છે. તમે ધર્મને યથાર્થ સમજતા નથી, માટે તેનું
ન પ્રાપ્ત કરો. મારાથી વધારે પડતું બોલાયું હોય તો ક્ષમા આપજો.
ઓ ધર્મને સારી રીતે જાણે છે તે સર્વને સ્ત્રીઓ અવશ્ય છે.

બ્રાહ્મણે આ સાંભળી કહ્યું: કલ્યાણિ! તારૂં કલ્યાણ થાઓ. હું
રા ઉપર પ્રસન્ન થયો છું; મારો ક્રોધ ઉતરી ગયો છે. આમ કહી
તીની રજા લઇ તે ત્યાંથી ઘેર ગયો.

---

## પ્રકરણ ૬૮ મું

---

## પતિ વશ કરવાનો મહામંત્ર.

---

### દ્રૌપદિએ સત્યભામાને કહેલો મંત્ર.

એક વખતે શ્રીકૃષ્ણની પટરાણી સત્યભામાને એ એકાંતમાં દ્રૌપ-
ને પૂછયું કે: હે દ્રૌપદી તમે કેવાં આચરણથી શુરવીર પાંડવો ઉપર
મારી સત્તા ચલાવો છો? તેઓ તમને કેવી રીતે વશ થયા છે,
મારા ઉપર તે કેમ કોપ કરતા નથી, પાંડવો હંમેશાં તમનેજ વશ
ે છે તમારૂં જ મુખ જોયાં કરે છે એનું કારણ શું? આતે કયું
ત્આચરણ, તપ, મંત્ર, કામશાસ્ત્ર, જાદુવિદ્યા, જડીબુટી કે જમનો
યોગ કર્યો હતો તે કહો. હે પાંચાલી! એવું જે કાંઈ વ્રત હોય તે
ને કહો કે શ્રીકૃષ્ણ નિરંતર મને વશ થઇને રહે.

દ્રૌપદીએ કહ્યું: હે સત્યભામા, તમે મને દુષ્ટ સ્ત્રીઓનો આચાર
છો છો, પરંતુ દુરચરણી સ્ત્રીઓના માર્ગ સંબંધી પ્રશ્નનો ઉત્તર

મારાથી શી રીતે મળે? આવો પ્રશ્ન કરવો એ તમને યોગ્ય નથી. કેમકે તમે તો બુદ્ધિસંપન્ન છો; જ્યારે પતિ પોતાની સ્ત્રીને પોતાને વશ કરી લેવા માટે મંત્રોની તથા મુળીઆંની પાછળ લાગેલી જાણે છે ત્યારે તેજ વખતે તે ઘરમાં પેઠેલા સર્પની માફક તે સ્ત્રીથી ઉદ્વેગ પામે છે. એમ ઉદ્વેગ પામેલાને શાંતી કયાંથી હોય, શાંતી વગર સુખ પણ કયાંથી હોય? મંત્ર તંત્રના પ્રયોગથી સ્ત્રીને કદી પણ પતિ વશ થતોજ નથી? પણ તેથી તો મહાદારૂણ રોગો થવાનો સંભવ છે. આમાં તો ઘણીવાર શત્રુઓ દ્વારા ઝેર પણ આપી દે છે. આ પ્રમાણે પતિને વશ કરવા જતાં કેટલીક દુષ્ટ સ્ત્રીઓએ પોતાના પતિઓને જળોદર રોગવાળા, કોઢીઆ; પળીઆંવાળા નપુષક ગાંડા આંધળા તથા બહેરા બનાવી દીધા છે. તેની સ્ત્રીઓ દુષ્ટ મનુષ્યોને અનુસરીને પોતાના પતિઓને દુષિત બનાવી દે છે માટે સ્ત્રીએ કોઇ પણ વખતે કોઇ પણ રીતે પોતાના પતિનું અપ્રિય કરવું નહિ.

હું મહાત્મા પાંડવો તરફ કેવું વર્તન રાખું છું તે સાંભળો; હું સદા કામ ક્રોધ તથા અહંકારનો ત્યાગ કરીને નિત્ય સાવધાન રહી પાંડવોની–મારા પતિઓની સેવા કરૂં છું, હું ઇર્ષ્યાનો ત્યાગ કરી, ચિત્તને ઠેકાણે રાખીને અભિમાન છોડી દઇ પતિઓનું મન રાખવા નિત્ય તેમની સેવા કર્યા કરૂં છું. હું બોલવા, ઉભા રહેવા, ચાલવામાં, જોવા; બેસવામાં, કટાક્ષ કરવામાં પણ તે મને મારો દોષ દેખાશે કે શું? મનમાં આવી શંકા રાખીને સૂર્ય, અગ્નિ, ચંદ્ર સમાન પાંડવોની સેવા કરૂં છું. દેવ હો, મનુષ્ય હો, ગંધર્વ હો, તરૂણ હો કે સારા અલંકાર વાળો હો, ધનાઢય વાળો હો, સુંદર હો પણ મને મારા પતિ વિના બીજો પુરૂષ માન્ય નથી.

હું મારા પતિના ભોજન કર્યા વગર જમતી નથી. તેમના સ્નાન કર્યા વગર સ્નાન કરતી નથી. તેમના શયન કર્યા પછી શયન કરૂં છું. મારા પતિ ક્ષેત્રમાંથી, વનમાંથી, કે ગામમાંથી ઘેર આવે છે તે વખતે હું ઉભી થઇને એને આસન તથા જળ આપીને તેમનું સન્માન કરૂં છું. ઘરનાં વાસણ કુસણ વગેરેને સ્વચ્છ રાખું છું, અન્નને વીણી સાફ રાખું છું, પતિને ભોજન કરાવું છું. મારા મનને નિયમમાં રાખું છું. ધાન્યનો સંગ્રહ કરૂં છું. ઘરને વાળી ઝુડીને સાફ રાખું છું, કોઇનો પણ તિરસ્કાર ન થાય એ રીતે બોલું છું. દુષ્ટ સ્ત્રીઓની

સોબત કરતી નથી, સર્વદા આળસ રહિત થઇ પતિઓને અનુકુળ રહું છું. હાસ્યના પ્રસંગ વગર હસતી નથી, બારણામાં ઉભા રહેવું એનો મને તિરસ્કાર છે. હું ઘરના બગીચામાં પણ વારંવાર બેસતી નથી. હું અતિ હાસ્ય કરતી નથી, અતિ ક્રોધ કરતી નથી, હું નિત્ય સત્યમાં અને પતિઓની સેવા કરવામાં તત્પર રહું છું, મને પતિનો વિયોગ જરાપણ ઇષ્ટ નથી. પણ જ્યારે કોઇપણ કુટુંબના કાર્ય પ્રસંગથી પતિ વિદેશ જાય છે ત્યારે હું પુષ્પોનો તથા ચંદનનો અંગ-રાગનો ત્યાગ કરીને વ્રત પરાયણ રહું છું. મારા પતિ જે વસ્તુ ખાતા નથી જે પીતા નથી, જેનું સેવન કરતા નથી તે સર્વ વસ્તુઓનો હું ત્યાગ કરૂં છું. અને પતિના ઉપદેશ પ્રમાણે નિયમથી વર્તુ છું. હું મારા પતિઓનું પ્રિય કરવા તથા હિત કરવા ધ્યાન ધરી અત્યંત સાવધાન રહું છું. કુટુંબ સંબંધી જે ધર્મ મારાં સાસુજીએ મને પુર્વે કહ્યો છે અને બીજા જે ધર્મો હું જાણું છું તે સર્વનું હું આળસ ન કરતાં બરાબર પાલન કરૂં છું, વિનય મુક્ત થઇને સર્વદા ખરા મનથી નિયમો પાળું છું.

મારા પતિ સત્યશીલ, ધર્મનું પાલન કરનારા છે. છતાં તેઓ ક્રોધ પામેલા સર્પો છે એમ સમજીને હું સાવધાન રહી તેઓની સદા સેવા કરૂં છું. માત્ર પતિનો આશ્રય કરવો એજ સ્ત્રીઓનો, સનાતન ધર્મ છે. સ્ત્રીઓને તો પતિ એજ દેવ છે. તેજ તેની ગતિ છે. હું કોઇપણ બાબતમાં મારા પતિની ઇચ્છા વિરૂદ્ધ ચાલતી નથી, મારાં સાસુની નિંદા પણ હું કરતી નથી. હું કોઇ વાતમાં પ્રમાદ કરતી નથી; નિત્ય ઉદ્યોગ શીલ રહુ છું; વડીલોની સેવા કરૂં છું તેથી મારા પતિ મને વશ રહે છે. હું કદીપણ તેમની ઇચ્છા વિરૂદ્ધ વર્તતી નથી. કુંતિમાતાની કદીપણ નિંદા કરતી નથી પણ હું તેમની સેવા કરૂં છું.

મારે ત્યાં હજારો દાસ દાસીઓ હતાં. તે સર્વે એ શું કામ કર્યું અને શું ન કર્યું તે સંબંધી માહિતી રાખતી. પતિના કાર્ય સંબંધી નોકરોને આજ્ઞા કરતી. મારા પતિનું સર્વ ઐશ્વર્ય અને જમાખર્ચ હું એકલી જ જાણતી હતી. તેમણે સર્વ કુટુંબનો ભાર મારા ઉપર મુકયો હતો. મારા પતિનો ભંડાર સમુદ્ર જેવો પુર્ણ હતો તે ખજાના સંબંધી હું એકલીજ માહિતી રાખતી પાંડવોને રાત્રે કે દિવસે ક્ષુધા કે તૃષા લાગતાં હું સહાય કરૂ છું અને તેઓનું આરાધન કરૂં છું.

હું હંમેશાં સર્વ કરતાં વ્હેલી ઉઠું છું અને સૌથી છેલ્લી સુઇ રહું છું. હે સત્યભામા ! એ મારું વશીકરણ છે. આ પ્રમાણે પતિને વશ કરનારૂં મહા વશીકરણ હું જાણું છું. દુષ્ટ સ્ત્રીઓનાં આચરણ પ્રમાણે હું કદી પણ વર્તતી નથી તેની મને ઇચ્છા પણ નથી.

---

## પ્રકરણ ૬૯ મું

---

### પતિનું ચિત્ત આકર્ષણ કરવાનો માર્ગ

દ્રૌપદિએ બીજે દિવસે સત્યભામાને કહ્યુઃ સ્ત્રીને પતિ જેવું બીજું દૈવત નથી, પતિ જો પ્રસન્ન થાય છે તો સ્ત્રીના સર્વ મનોરથો પુર્ણ થાય છે. અને કોપિત થાય છે તો સર્વ સુખનો નાશ થાય છ. સંતુષ્ટ થયેલા પતિથી સ્ત્રીને સંતતિ વિવિધ પ્રકારના વૈભવો સુંદર આસનો,વસ્ત્રો, અને વિશાળ કીર્ત્તિ પ્રાપ્ત થાય છે સાધ્વી સ્ત્રી દુઃખ મેળવે છે માટે તમે હંમેશાં સ્નેહથી, પ્રેમથી, શરીરના કષ્ટથી, સરળ વર્ત્તનથી તમારા પતિ શ્રી કૃષ્ણનુ આરાધન કરો. જેથી હું આ સ્ત્રીને પ્રિય છુ. એમ જાણીને શ્રી કૃષ્ણ તમારી પ સેજ રહેશે.

ઘરમાં આવતા પતિનો શબ્દ સાંભળતાં જ તમારે ઘરમાં ઉઠીને ઉભા રહેવું, તેમને ઘરમાં પેઠલા જોઇ તરત પગ ધોવાનું પાણી વગેરે આપી તેમની સેવા કરવી. દાસી ન હોય તો પોતે ઉઠીને સઘળું કામ કરવું, જેથી તમારા પતિ એ જાણે કે, આ સર્વોત્તમ ભાવથી મારી સેવા કરે છે. તમારા પતિ તમારા આગળ જે કહે તે ગુપ્ત રાખવા જેવું ન હોય તો પણ તે કોઇને કહેવું નહિં. કારણ કે જો તે વાત તમે બીજાને કરી એવું તમારા પતિ જાણે તો તમારા ઉપર તેમની અપ્રિતિ થાય છે. તમારા પતિને જે પ્રિય હોય. તેમના ઉપર પ્રિતિ રાખનાર હોય તથા હિત કરનારા હોય તે લોકોને તેમનો સત્કાર કરવો. પતિના જે શત્રુઓ હોય તેમનાથી અળગા રહેવું. બીજા પુરૂષો સાથે કામ પડતા તમે બોલવું વધુપણું ન રાખતાં મૌન સેવજો અને તમારા મનને વશ રાખજો. પ્રદ્યુમ્ન અને સાબ તમારા કુમારો છે છતાં પણ તમારે એકાંતમાં તેઓની સાથે કદી પણ બેસવું નહિ પાપ વિનાની સતી સ્ત્રીઓની સાથે જ તમારે બેનપણાં કરવાં, દુષ્ટ, પારકાનો પરાભવ કરનારી, બહુ આહાર કરનારી, ચોર, દુષ્ટ ચંચળ અંતઃકરણ વાળી સ્ત્રીઓનો ત્યાગ કરવો તેમની સોબત કરવી નહિ. તમે આ મેં બતાવેલા માર્ગે ચાલજો, અને તમારા પતિનું આરાધન કરજો.

---

## પ્રકરણ ૭૦ મું

## સ્ત્રીઓનો જાતિસ્વભાવ

સ્ત્રીઓના જાતિસ્વભાવ સંબંધી નારદ અને અપ્સરા પંચચુડાને પૂર્વે સંવાદ થયેલો. તે અમે આપીએ છીએ. જેથી સ્ત્રીઓના જાતિસ્વભાવ સંબંધી કેટલુંક જાણવાનું મળશે.

નારદે પંચચૂડાને પૂછયું કે: સ્ત્રીઓના જાતિસ્વભાવ વિષે હું તારી પાસે જાણવા માગુ છું માટે તે કહે.

પંચચૂડાએ કહ્યું હું સ્ત્રી જાતીની છું માટે સ્ત્રીઓની નિંદા હું કરીશ નહિં, સ્ત્રીઓ કેવી હોય છે તે તમે જાણો છો માટે મારી પાસે કહેવરાવો નહિ.

નારદ—હે સ્ત્રી, તારે સત્ય હોય તે કહેવું, સત્ય બોલવામાં દોષ નથી.

પંચચુડાએ આ સાંભળી સ્ત્રીઓના સનાતન કાળના સત્ય દોષો કહેવાનો નિશ્ચય કર્યો અને આ પ્રમાણે કહેવા માંડયું. હે નારદ, સ્ત્રીઓ કુળવાન હોય, રૂપાળી હોય પતિવાળી હોય તો પણ મર્યાદામાં રહેતી નથી એ સ્ત્રીઓમાં મહાન દોષ છે. સ્ત્રીઓ પાપ કર્મ કરી શકે છે તેમાં ઘણા દોષો પણ છે. સ્ત્રીઓને જયારે લાગ મળે ત્યારે સમૃદ્ધિ વાળા રૂપાળા અને પોતાને વશ રહેનારા પતિઓની રાહ જોવા સમર્થ થતી નથી. સ્ત્રી જાતિમાં એક દુષ્ટ ધર્મ રહેલો છે. કે અમે લજ્જાનો ત્યાગ કરી અત્યંત પાપી પુરુષોને પણ ભજીએ છીએ. જે પુરૂષ સ્ત્રીની પ્રાર્થના કરે છે. સ્ત્રીની સમીપમાં આવજા કરે છે અને સ્ત્રીની થોડી પણ સેવા કરે છે તે પુરુષનેજ સ્ત્રીઓ ઇચ્છે છે. સ્ત્રીઓ સ્વાભાવિક રીતે નિર્મર્યાદ હોય છે. સ્ત્રીઓ ધણીની મર્યાદામાં રહે છે. તેમાં કારણ એ છે કે પુરુષોમાં તેનો પ્રાર્થના કરનાર કોઇ મળતો નથી, અથવા પોતાના કુટુંબ પરિવાર વગેરેનો તેને ભય હોય છે. કુલ્ટા સ્ત્રીઓ હરકોઇ પુરૂષ સાથે વ્યભિચાર કરવા તૈયાર થાય છે અને તે સમયે એ પુરુષની વય નાની છે કે મોટી છે તેનો નિશ્ચય કરવા માટે તેઓને દરકાર રહેતી જ નથી. તેઓ તો માત્ર પુરુષ જાણીને જ તેની સાથે વિષય ભોગ કરે છે તે પછી પુરુષ રૂપાળો હોય કે કદરૂપો હોય.

સ્ત્રીઓ કોઇના ભયથી દયાથી ધનથી જ્ઞાતિથી કુળથી કે સંબંધથી પણ પોતાના પતિઓના વશમાં રહેતી નથી. કુળવાન સ્ત્રીઓ પણ યૌવનથી ફુલી ગએલી સુંદર વસ્ત્રાલંકારોને ધારણ કરનારી અને પોતાની ઇચ્છાનુસાર વર્તન કરનારી બીજી કુલ્ટા સ્ત્રીઓના વર્તન પ્રમાણે વર્તવાની ઇચ્છા કરે છે. જે સ્ત્રીઓને ઘણુંજ માન આપવામાં આવતું હોય, જેઓની ખુબ રક્ષા કરવામાં આવતી હોય, જેઓને પ્રીતિ પાત્ર ગણવામાં આવતી હોય તેવી સ્ત્રીઓ પણ સમય મળે છે ત્યારે કુબડા આંધળા,મુર્ખા અને ઠીંગણા પુરૂષોની સાથે વ્યભિચાર કરે છે, જેઓ લુલા લંગડા હોય, નીચ જાતિના નિંદ હોય, તેવા પુરૂષો સાથે સ્ત્રીઓ દુષ્ટકર્મ કરવા તૈયાર થાય છે.

પોતાના પતિઓ દૂર દેશાવર હોય અને બીજા કોઇ પુરૂષની પ્રાપ્તિ ન થતી હોય તો સ્ત્રીઓ અન્યોઅન્ય મૈથુન કર્મમાં પ્રવૃત્ત થાય છે. પોતાના પતિઓ આવે ત્યાં સુધી ધૈર્ય ધારણ કરી શકતી નથી. પુરૂષોની કોઈ રીતે પ્રાપ્તિ ન થાય અથવા પોતાના કુટુંબ પરિવારથી અત્યંત ભય હોય અથવા પોતાના નાકના બંધનનું ભય હોય તોજ સ્ત્રીઓ પોતાની મેળે પોતાના શીલની રક્ષા કરે છે. બુદ્ધિમાન પુરૂષની વાણી ચંચળ સ્વભાવની દુઃખેભ્ય, દુર્ગાહ ભાવવાળી હોય છે. તેમ સ્ત્રીઓ પણ ચંચળ સ્વભાવની હોય છે. દુઃખથી સેવન કરવા યોગ્ય છે; દુઃખથી ગ્રહણ કરી શકાય તેવા હાર્દિક ભાવવાળી હોય છે. સ્ત્રીઓ અનેક પુરુષો સાથે સમાગમ કરે છે પણ સંતુષ્ટ થતી નથી.

પોતાના હૃદયને ગમી ગયેલા કોઇ એક પુરુષને જોતાં જ સ્ત્રીઓ પાણી પાણી થઇ જાય છે પોતાનો પતિ પોતાની સર્વ કામનાઓને પૂર્ણ કરતો હોય;પોતાના મનને પ્રિય હોય એવું કરતો હોય, સર્વ પ્રકારે પોતાનું રક્ષણ કરતો હોય તો પણ સ્ત્રીઓ તેને પોતાના પતિ તરીકે સહન કરતી નથી. સ્ત્રીઓ પોતાની સાથેના સંયોગમાં જેવો મહાન અનુગ્રહ માને છે તેવો બીજા મનગમતા ભોગોમાં ઉત્તમ વસ્ત્રાલંકારોમાં તથા આશ્રયમાં અનુક્રમ માનતી નથી. કાળ, મૃત્યુ, પાતાળ, અગ્નિ, ઝેર, તરવારની ધાર, સપ વગેરેમાં જે જુદી જુદી ઘાતક શક્તિ રહેલી છે. તે સર્વ ઘાતકશક્તિ માત્ર સ્ત્રીમાં સંપૂર્ણ પણે રહેલી છે. જે વખતે આ સૃષ્ટિ વિધાતાએ ઉત્પન્ન કરી તે વખતે જ સ્ત્રીઓમાં આ દોષો પણ ઉત્પન્ન કર્યા છે.

દેવોએ ઉત્પન્ન કરેલા માંહેથી અત્યંત ઘેરાઇ ગયેલા જગતના

આ સર્વ પુરૂષો સ્ત્રીઓમાં વારંવાર આસકત થઇ પડે છે. તેમ સ્ત્રીઓ પુરુષમાં આસકત થઇ પડે છે. તમે કહેશો કે તો સ્ત્રીઓ એવા દુષ્ટ સ્વભાવના છે છતાં પુરૂષો તેઓનો સંગ શા માટે કરે છે? અને સ્ત્રીઓ કેવા પુરૂષોથી વિરકત થાય છે. સ્ત્રીઓ અત્યંત દુષ્ટ સ્વભાવની છે, તો પછી પુરૂષો તેઓનું રક્ષણ કેમ કરે છે? કેમકે એ પુરૂષો સાથે રમણ કરતી હોય છે તે સમયે પણ તેઓને છેતરે છે. તેમના હાથમાં સપડાએલો કોઇ પણ પુરુષ કદી મુકત થતો નથી. જેમ ગાયો નવા નવા ઘાસને ગ્રહણ કરે છે તેમ સ્ત્રીઓ નવા નવા પુરુષોને ગ્રહણ કરે છે. સર્વ માયાઓને પણ સ્ત્રીઓ જાણે છે. જે સમયે પુરુષ હસતો હોય છે તે સમયે સ્ત્રીઓ પણ તેની સામે હસે છે. જે સમયે પુરુષ રડતો હોય છે તે સમયે તેની સાથે રડે પણ છે. પોતાનો પતિ પોતાને પ્રિય ન હોય તો પણ તેઓ સમયને અનુસરતાં પ્રિય વાકયો બોલીને તેને વશ કરે છે. સર્વ શાસ્ત્રો સ્ત્રીઓની બુદ્ધિથી ચઢે એમ નથી એવી સ્ત્રીઓની પુરુષ કેવી રીતે રક્ષા કરી શકે.

જે સ્ત્રીઓ અસત્યનો સત્ય કહે છે, સત્યને અસત્ય કહે છે તે સ્ત્રીઓને પુરુષો કેવી રીતે વશ કરી શકે. સ્ત્રીઓને પુરુષો માન આપે છે કે તિરસ્કાર કરે છે તો પણ તેઓ પુરુષોના ઉપર મનને વિકારવાળું જ રાખે છે. સ્ત્રીઓનો તિરસ્કાર કરવામાં આવે છે તો પણ તેઓ મનમાં સદાય વિકાર જ રાખે છે, આવી દૃષ્ટ સ્ત્રીઓને વશ રાખવા માટે કોણ સમર્થ થઇ શકે? સ્ત્રીઓને વશ રાખી શકાતીજ નથી, માત્ર સ્ત્રીઓને યોગબળથીજ વશ રાખી શકાય છે.

સ્ત્રીઓ પ્રદિપ્ત અગ્નિરૂપ છે માયા રૂપ સ્ત્રીઓમાં ઝેર શસ્ત્ર કે સર્પ જેટલી ઘાતક શકિત રહેલી છે, છતાં પતિવ્રતા કુલિન સ્ત્રીઓ ધર્મિષ્ઠ પવિત્ર અને સરલ હૃદયની હોય છે પ્રભુએ મનુષ્યોને માટે ઉપજાવવા કૃત્યાઓ રૂપ સ્ત્રીઓને ઉત્પન્ન કરી છે. પ્રાચીન કાળમાં સ્ત્રીઓ ઉત્તમ જ હતી. પ્રજાપતિ બ્રહ્માએ સર્વ સ્ત્રીઓને પોતાના ઇચ્છાનુસાર ભોગવવાના અર્પણ કરી છે. જેથી કામમાં લુબ્ધ થએલી મંદાત્મા સ્ત્રીઓ સદાને માટે પુરુષોને દુઃખી કરે છે. બ્રહ્માએ કામને સહાય કરનારા ક્રોધને પણ ઉત્પન્ન કર્યો છે, જેથી સવ પ્રજાઓ કામ તથા ક્રોધને આધીન થઇને સ્ત્રીઓમાં અત્યંત આસકત થઇ જાય છે. સ્ત્રીઓમા ઘણા દોષો હોવાથી તેમને કોઇ ધર્મક્રિયા કરવાનો અધિકાર નથી.

શ્રુતિમાં કહ્યું છે કે સ્ત્રીઓ અસત્યની મૂર્તિ છે. ઇન્દ્રિયોથી રહિત છે પ્રજાપતિએ શય્યા આસન અલંકારો ધારણ કરવા ખાનપીનું અનાયતા રાખવી; દુષ્ટ વાણી બોલવી દુષ્ટ મનોભાવ રાખવો અને કામ ક્રિડા કરવી. આટલી દુષ્ટ વસ્તુઓ જ સ્ત્રીઓને અર્પણ કરેલી છે માટે સ્ત્રીઓનું રક્ષણ કોઇ પણ કરી શકતું નથી. સ્ત્રીઓ એવી ઉચ્છૃંખલ હોય છે કે તેમને કઠોર વાણીથી પુષ્કળ માર મારીને બાંધી ઝકડીને કે કોઇ ઉપાયથી તેમને વશ રાખી શકાતી જ નથી. સ્ત્રીઓ સારા સંસર્ગથી ચારિત્રયશીલ પતિના સહવાસથી સુધરી પતિવ્રતા બની શકે છે.

---

## પ્રકરણ ૭૨ મું.

---

### સ્ત્રી પ્રશંસા.

જે મનુષ્યોએ પોતાનું અત્યંત કલ્યાણ કરવાની ઇચ્છા હોય તેવા પિતાઓએ. ભાઇઓએ. સસરાઓએ તથા દિયેરોએ સ્ત્રીઓને ખુબ માન આપવું. તેમણે વસ્ત્રાલંકારોથી સંતોષવી કેમકે પુરુષને જો સ્ત્રી રૂચતી નથી અથવા હર્ષ ઉપજાવી શકિત નથી તો પુરુષને અપ્રસન્નતાને લીધે સંતતિની વૃદ્ધિ થઇ શકિત નથી. માટે સ્ત્રીઓને રોજ માન આપવું; ખાનપાનાદિથી લાડ લડાવવાં.

શાસ્ત્રમાં કહ્યું છે કેઃ જયાં સ્ત્રીઓ પૂજાય છે—માન પાત્ર ગણાય છે, ત્યાં દેવતાઓ રમણ કરે છે, પણ જયાં સ્ત્રીઓને માનપાત્ર ગણવામાં આવતી નથી ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. જે કુળને માટે તેની કન્યાઓ શોક કરે છે. તે કુળ સર્વથા વિનાશ પામે છે; જે ગૃહોને તેમાં ઉત્પન્ન થએલી કન્યાઓ શાપ આપે છે તે ગૃહો કૃત્યાએ જાણે કરડી ખાધાં તેમ શોભતાં નથી, તેવાં ગૃહો લક્ષ્મીથી હીન થઇ જઇ પ્રતિદિન અભ્યુદયને પામી શકતાં નથી. ભગવાન મનુએ સ્વર્ગમાં જતાં સર્વ સ્ત્રીઓને પુરુષોને સોંપી દઇ કહ્યું હતું કે હે પુરુષો, આ સ્ત્રીઓ બળરહિત છે, તત્કાળ તમને વશ થનારી છે, તમારાપર પ્રેમ રાખનારી છે, સત્યને જીતવાની ઇચ્છા રાખનારી છે, ઇર્ષ્યાળુ સ્વભાવની છે, માનની ઇચ્છા રાખનારી છે, ઉગ્ર સ્વભાવની છે, પ્રેમાળ છે, બુદ્ધિ રહિ છે તોપણ તે માનને યોગ્ય છે માટે તમે તેઓને માન આપજો.

ધર્માચરણ કરવામાં સ્ત્રીઓને કારણભૂત કરવામાં આવી છે. તેઓની પરિચર્યા કરવી એજ તેઓને નમસ્કારરૂપ છે. માટે તમારે તેઓને આધીન થઇ રહેવું. સંતાનને ઉત્પન્ન કરવું. એ સર્વ સ્ત્રીઓને જ સ્વાધીન છે; તમે જો સ્ત્રીઓને માન આપશો તો તમારા સર્વ કાર્યોને સિદ્ધ કરી બતાવશે. આ સંબંધમાં શ્રી સીતાજીએ કહ્યું છે કેઃ

**नास्ति यज्ञक्रिया काचिन्न श्राद्धं नोपवासकम् ।**
**धर्मःस्व भर्तृशुश्रूषा तया स्वर्गं जयंत्युत ॥**

સ્ત્રીઓને માટે કોઇ યજ્ઞ ક્રિયા નથી, કોઇ શ્રાદ્ધની ક્રિયા નથી; તેઓને કોઇ ઉપવાસ કરવાનો નથી, માત્ર પોતાના પતિની સેવા એજ સ્ત્રીઓનો પરમ ધર્મ છે તે ધર્મના પ્રભાવથી સ્ત્રીઓ સ્વર્ગને જીતી શકે છે.

સ્ત્રીની કુમારી અવસ્થામાં પિતા તેનું રક્ષણ કરે છે તરૂણ અવસ્થામાં પતિ તેનું રક્ષણ કરે છે અને વૃદ્ધાવસ્થામાં પુત્રો તેનું રક્ષણ કરે છે. આ રીતે સ્ત્રી સ્વતંત્રતાને યોગ્ય નથી; સ્ત્રીઓ એજ લક્ષ્મીનું સ્વરૂપ ગણાય છે. માટે અભ્યુદયની આકાંક્ષા રાખનારાએ સ્ત્રીઓનો નિત્ય સત્કાર કરવો; કેમકે સારી રીતે રક્ષણ કરવામાં આવેલી અને વશ રાખવામાં આવેલી સ્ત્રી સાક્ષાત લક્ષ્મી રૂપ થઇ પડે છે.

---

## પ્રકરણ ૭૨ મું.

### સ્ત્રી ધર્મ

પૂર્વે શાંડિલી દેવલોકમાં ગઇ ત્યારે સુમના નામની સ્ત્રીએ તેને પૂછયું કેઃ હે કલ્યાણી? કયા વર્ત્તનથી અથવા કયા સદાચારથી સર્વ પાપોને નાશ કરીને તું આ દેવલોકમાં આવી છે?

આ સાંભળી શાંડિલીએ કહ્યું કેઃ હે બહેન! હું ભગવાં વસ્ત્રો પહેરીને, વલ્કલ વસ્ત્રો ધારણ કરીને, માથુ મુડાવીને અથવા જટા ધારણ કરીને દેવપણાને પામી નથી, પણ મેં મારા સ્વામીને કદી પણ અહિત વાકયો કહ્યાં નથી, તેમ કદી કઠોર વાકયો પણ કહ્યા નથી. હું નિત્ય પ્રમાદ રહિત રહેતી હતી. દેવો, પિતૃઓ તથા બ્રાહ્મણોનું પુજન કરતી સદાય અપ્રમાદિ થઇને મારાં સાસુ સસરાની સેવા

કરતી હતી. કોઇની ચાડી ચુગલી કરતી નહિં. તેમ કરવાનો મારા મનમાં કદી વિચાર પણ થતો નહિં. હું મારા ઘરના બારણા વિના બીજે સ્થળે ઉભી રહેતી નહિં. લાંબા કાળ સુધી કોઇની સાથે વાતો કર્યા કરતી નહિં. ખોટી રીતે કદી હસતી નહિં. કર્મથી કોઇનું અહિત કરતી નહિં. કોઇની ગુપ્ત વાતને કે પ્રકટ વાતને કદી જાહેર કરતી નહિં.

મારા સ્વામી કોઇ કાર્ય પ્રસંગે જ્યારે બહાર જતા અને પછી જ્યારે ઘેર પાછા આવતા ત્યારે આસન અર્પણ કરીને એકાગ્ર ચિત્તથી તેમની હું પુજા કરતી, જે અન્ન મારા સ્વામીને પસંદ નહોતું તેનો હું ત્યાગ કરતી જે ખાવાના પદાર્થો મારા સ્વામીને પસંદ નહોતા પડતા તેનો હું સર્વથા ત્યાગ કરતી, કુટુંબને માટે જે કંઇ વસ્તુ આણવામાં આવેલી હોય અને તેનાં સંબંધી જે કાંઇ કરવાનું હોય તે સર્વને હું પોતેજ પ્રાતઃકાલમાં ઉઠીને કરી લેતી, તેમ મારી દેખરેખ નીચે બીજાઓ પાસે કરાવતી. મારા પતિ કોઇ કાર્ય પ્રસંગે જ્યારે બહાર ગામ જતા, ત્યારે માત્ર એક મંગળ સૂત્ર ધારણ કરીનેજ હું નિત્ય અનેક નિયમો પાળતી. પરંતુ મેશ ઘાલતી નહિં, ચંદન કરતી નહિં. ઉત્તમ વસ્ત્રાલંકારો આદિ પણ શણગારને ધારણ કરતી નહિં. કેમકે મારા પતિ જ્યારે પ્રવાસે જતા ત્યારે તે તે ભોગ્ય પદાર્થો મને પસંદ આવતા નહિં. મારા સ્વામી જ્યારે સુખથી નિદ્રાવશ થઇ જતા ત્યારે કોઇ આંતરિક કાર્ય પ્રસંગે પણ તેમને હું જાગ્રત કરતી નહિં. તેથી મારૂં મન પ્રસન્ન રહેતું. મારા કુટુંબ માટે પણ હું મારા સ્વામીને કદી પરિશ્રમ આપતી નહિં. અમારા ઘરની ગુપ્ત વાતને કદી પ્રકટ કરતી નહિં. જે સ્ત્રી આ ધર્મ માર્ગને નિત્ય સાવધાન થઇ પાળે છે તે સ્ત્રી સર્વ સ્ત્રીઓમાં જેમ અરૂંધતી પુંજાય છે તેમ સ્વર્ગ લોકમાં પણ પુંજાય છે.

જે ઘરમાં વાસણ કુસણ જ્યાં ત્યાં પડયાં હોય, ભાગેલા વાસણો વપરાતાં હોય છે, આસન વગેરે ભાગલાં તુટલાં હોય છે. જ્યાં સ્ત્રીઓને મારકુટ કરવામાં આવે છે તે ઘરમાંથી ઉત્સવોને દિવસે અથવા પર્વોને દિવસે પણ દેવો તથા પિતૃઓ નિરાશ થઇ પાછા જાય છે તેવું ઘર નિત્યના કંકાસને લીધેંજ નાશ પામે છે.

મનુષ્યે નિરંતર અતિથીઓનો સત્કાર કરવો. ઘરમાં રોજ દીવો કરવો, દિવસે નિદ્રાનો ત્યાગ કરવો. હિંસા કરવી નહિં. ભાગેલાં

વાસણો, ભાગલો તુટલો ખાટલો કુકડો તથા કુતરો એ અમાંગલિક ગણાય છે. ઘર પાસે વૃક્ષ ઉગેલું હોય છે તે પણ અપ્રશસ્ત છે. ભાગેલાં વાસણો ઘરમાં રાખવાથી કલિયુગ તથા કંકાસનો પગ થાય છે ભાગેલો ખાટલો ઘરમાં હોય તો ધનનો નાશ થાય છે. કુકડાં કુતરાં જે ઘરમાં હોય ત્યાં દેવતાઓનો નિવાસ હોતો નથી. ઘરની સમીપ વૃક્ષ હોય તો વીંછી કે સાપ તેના મુળમાં ભરાઈ રહે છે.

---

## પ્રકરણ ૭૩ મું

---

## સ્ત્રી ધર્મ નીતિ

પૂર્વે શ્રી મહાદેવજીએ પાર્વતીને સ્ત્રી ધર્મનીતિ સાંભળવાની ઇચ્છા થતાં કહ્યું કેઃ હે સુંદર ભ્રમરવાળી સ્ત્રી ? હું તને એક પ્રશ્ન પૂછું છું તેનો ઉત્તર આપ. બ્રહ્માની સ્ત્રી સાવિત્રી, ઇંદ્રની સ્ત્રી સતી ઇંદ્રાણિ, માર્કંડેયની સ્ત્રી ધુમેર્ણા, કુબેરની સ્ત્રી ઋદ્ધિ, વરૂણની સ્ત્રી ગૌરી, સૂર્યની સ્ત્રી સુવર્ચલા ચંદ્રની સ્ત્રી સાધ્વી રોહિણી, અગ્નિની સ્ત્રી સ્વાહા, કશ્યપની સ્ત્રી અદિતિ એ સર્વ સ્ત્રીઓ પોતાના પતિને જ દેવ માનનારી છે. તેમને તો ધર્મ પ્રશ્નો પૂછ્યા છે. માટે હું તને સ્ત્રી ધર્મ વિષે પૂછું છું. સ્ત્રીઓને વિશેષે કરી સ્ત્રીઓનો જ મુખ્ય આધાર હોય છે, અર્થાત સ્ત્રીઓને વિશેષે કરી સ્ત્રીઓનુંજ વચન વધારે પ્રમાણ ભૂત થઇ પડે છે. આ પરંપરા અનાદિ કાળથી ચાલી આવે છે. તું મારા શરીરના અર્ધ રૂપ છે. તારા શરીરના અર્ધ ભાગથીજ મારા શરીરનો અર્ધ ભાગ રચાયો છે. માટે તું સનાતન સ્ત્રી ધર્મને સંપૂર્ણ રીતે મને કહે.

ઉમાએ કહ્યુંઃ કે હે ભગવાન ! આપની આજ્ઞાથી હું સ્ત્રી ધર્મ કહું છું. સ્ત્રીઓ તો નિરંતર સ્ત્રીઓનીજ પાછળ દોડી જાયછે, માટે મેં પૂર્વે ગંગા આદિ સ્ત્રીઓનો જે સ્ત્રી ધર્મ કહ્યો હતો તે કહું છું. સ્ત્રીઓનો ધર્મ પ્રથમ વિવાહ સમયેજ સ્ત્રીઓના બંધુઓ દ્વારા નિર્માણ થાય છે. સ્ત્રી પણ વિવાહના અગ્નિની સમીપમાં આવીનેજ પોતાના પતિની સહધર્મચારિણી થઇ ચૂકી છે. જે સ્ત્રી ઉત્તમ સ્વભાવની હોય છે. સુંદર વચન બોલનારી છે, ઉત્તમ ચારિત્રવાળી છે. સુખકારક દેખાવની છે; એક પતિને વિષેજ ચિત્ત

રાખનારી છે અને સુંદર છે. જે સ્ત્રી પેતાના પતિની સહ ધર્મ-ચારિણી થઇ શકે છે. જે સ્ત્રી પોતાના પતિને નિરંતર દેવ સમાન જુએ છે તે ધર્મ પરાયણ ઇ શકે છે. તે જ સ્ત્રી ધર્મ ભાગીની ગણાય છે. ઉત્તમ સ્ત્રી દેવની પેઠે પોતાના પતિની સેવા કરે છે. પતિ વિના બીજે કોઇ સ્થળે ભાવ કે મન રાખતી નથ. ઉત્તમ વર્તનવાળી હોય છે સુંદર દેખાવની હોયછે. પુત્રના મુખની પેઠે નિરંતર પોતાના સ્વામીના મુખને જોયા કરે છે. અને નિયમીત આહાર કરે છે. તેવો સ્ત્રી સહધર્મચારિણી થઇ શકે છે.

જે સ્ત્રી અન્યોન્ય સાથે રહી ધર્માચરણ કરવારૂપ પવિત્ર દંપત્તિધર્મનું શ્રવણ કરીને ધર્મપરાયણ રહે છે, પોતાના પતિના પેઠે વ્રતનું પાલન કરે છે, અને પોતાના પતિને દેવની પેઠે નિરંતર જુએ છે તે સ્ત્રી સાધ્વી ગણાય છે. સ્ત્રીપુરૂષના લગ્ન સંબંધી જોડા-મણાં દંપતીનો એ પવિત્ર ધર્મ છે કે તેઓએ નિત્ય સાથે રહીને જ ધર્માચરણ કરવું. જે સ્ત્રી પતિને દેવતુલ્ય માનીને નિત્ય તેની સેવા કરે છે, પતિના અભિપ્રાયને વશ રહેનારી છે, પ્રસન્ન મનવાળી છે, ઉત્તમ વ્રતનું પાલન કરે છે, સુખદાયક દેખાવની હોય છે, પોતાના પતિ વિના બીજા કોઇનાપર ચિત્ત રાખતી નથી અને પ્રસન્ન મુખ-વાળી છે તે સ્ત્રી પોતાના પતિની સહધર્મચારિણી ગણાય છે.

કોઇ સમયે પતિએ કઠોર વચનો કહ્યાં હોય અથવા દુષ્ટ દષ્ટિથી જોઇ હોય તોપણ જે સ્ત્રી અત્યંત પ્રસન્ન મુખ રાખે છે તે સ્ત્રી પતિવ્રતા કહેવાય છે. જે સ્ત્રી પોતાના પતિ વિના ચંદ્ર સૂર્ય કે કોઇ નરજાતિના વૃક્ષને પણ જોતી નથી તે સ્ત્રી સહધર્મચારિણી થઇ શકે છે. પોતાનો પતિ દરિદ્ર હોય, રોગી હોય, ગરીબ હોય, માર્ગમાં મુસાફરી કરીને કૃશ થઇ ગયો હોય, તોપણ જે સ્ત્રી તેની સેવા કરે છે, તે સ્ત્રી ધર્મ ભાગિની થાય છે. જે સ્ત્રી પતિની સેવા કરવામાં પ્રયત્ન કરતી હોય, ચતુર હોય, પુત્રવાળી હોય પતિ ઉપર પ્રીતિ રાખતી હોય અને પતિને જ પોતાના પ્રાણ માનતી હોય તે સ્ત્રી ધર્મભાગીની થાય છે. જે સ્ત્રી ઉત્સાહિત મનથી રોજ પતિની સેવા કરતી હોય તેથી અત્યંત પ્રસન્ન રહે છે, અને વિનયશીલ રહે છે, જે સ્ત્રી પોતાના પતિ ઉપર જેવી સ્પૃહા હોય તેવી કોઇ કામ ભોગમાં, ઐશ્વર્યમાં કે સુખમાં સ્પૃહા હોતી નથી તે સ્ત્રી ધર્મભા-ગિની થઇ શકે છે.

સ્ત્રીએ પ્રભાતમાં વ્હેલું ઉઠવું, નિત્ય ગૃહ કાર્યોમાં આસક્ત રહેવું, ઘરને વાળી ઝુડીને સાફ રાખવું. ઘરમાં ગાયના છાણથી લીંપી સ્વચ્છ રાખવું, પોતાના પતિને જમાડીને જમવું. પોતાના કુટુંબી મનુષ્યે ને સંતોષ આપવો સાસુ સસરાની સેવા કરવી. માતાપિતની ભક્તિ કરવી, ગુણવાન થવું, અનાથ રંક મનુષ્યોને અન્ન આપવું, મર્યાદા જાળવવી, પતિમાંજ ચિત્ત રાખવું. સ્ત્રીઓએ હંમેશાં પોતાના પતિનું હિત કરવામાં તત્પર રહેવું, પતિ પરાયણ રહેવું, પતિનું વ્રત પાળવું, સ્ત્રીઓને તો પતિ એજ દેવ છે, પતિ એજ ગતિ છે, પતિ સમાન સ્ત્રીઓનો કોઇ દેવ નથી કે ગતિ નથી. સ્ત્રીઓને પોતાના પતિનું ઘર સ્વર્ગરૂપ હોય કે ન હોય પણ હું તો મારા પતિ મહેશ્વર અપ્રસન્ન હોય તો સ્વર્ગની પણ ઇચ્છા કરૂં નહિં.

દરિદ્ર, રોગી, આપત્તિમાં આવેલાં, શત્રુથી ઘેરાયલો, કે દુઃખી થયેલો પતિ કોઇ સમયે અકાર્ય, અધર્મનું કે પ્રાણનો નાશ કરવાનું કામ કહે તો તે પણ આપત્તિને ધર્મરૂપ ગણીને સ્ત્રીએ નિઃશંકપણે કરવું જે સ્ત્રી એ પ્રમાણે વર્ત્તે છે તે પતિવ્રતનું સેવન કરનારી ગણાય છે.

સ્ત્રી વગરનું ઘર શૂન્ય દેખાય છે. પુત્ર, પૌત્રો, વહુઓ ને કર ચાકરોથી ભરપુર ઘર પણ ગૃહિણી વગર શુન્ય જ લાગે છે. માટે એકલા ઘરને ઘર કહી શકાતું નથી પણ સ્ત્રીને જ ઘર કહી શકાય છે, સ્ત્રી વગરનું ઘર તો અરણ્ય સમાન જ છે. સ્ત્રી વગર જીવવું નકામું છે. ઉત્તમ સ્ત્રી પતિના જમ્યા પહેલાં જમતી નથી. નાહ્યા પહેલાં ન્હાતી નથી, સુતા પહેલાં સુતી નથી. પતિ જ્યારે આનંદમાં હોય ત્યારે તે પણ આનંદમાં રહે છે. ત્યારે તે દુઃખી હોય છે ત્યારે સ્ત્રી પણ દુઃખી થાય છે.

પતિ ઘરમાંથી બહાર જવા તૈયાર થાય છે, ત્યારે પતિવ્રતા સ્ત્રીનું મુખ દીન થઇ જાય છે ત્યારે પતિ ક્રોધ કરે છે ત્યારે તે સામું ન બોલતાં ઉલટું પ્રિય ભાસે છે. તે પતિવ્રત ધર્મ સેવી પતિનેજ પોતાના આધાર રૂપ માની પતિનુંજ પ્રિય કરવામાં આસક્ત રહે છે. આવી સદ્દ્રી સ્ત્રી જે પુરુષને પ્રાપ્ત હોય છે તેને ધન્યવાદ ઘટે ને પતિ થાકી ગયો હોય, ભુખ્યો હોય ત્યારે તે તરત જાણી જાય છે. પતિ ઉપર અનુરાગ રાખે છે તેની ભક્તિ કરે છે અને અત્યંત સ્નેહ રાખે છે. દુઃખમાં પણ જો આવી પત્ની પુરુષની પાસે હોય તો સુખના દહાડા કરી આવે છે. મોટા બંગલામાં

રહેતા પણ સ્ત્રી વગરના પુરુષને એ રહેલ અરણ્ય સમાન લાગે છે.

સ્ત્રી ધર્મ અર્થ કામ એ ત્રણે પુરુષાર્થો સિદ્ધ કરવાના સમયે પુરુષને સહાયકારક છે વિદેશમાં પણ એક એજ પુરુષને વિશ્વાસ જનક થઇ પડે છે. સ્ત્રી એ પુરુષનો પરમ મિત્ર છે. સહાય વિનાના પુરુષને સહાય કરનારી એકલી સ્ત્રી જ છે. જે પુરૂષ રોગોથી ઘેરાયો હેય, નિત્ય દુઃખ ભરેલી સ્થિતિમાં રહેતો હોય તેને સ્ત્રી સમાન બીજું ઔષધ નથી આ લોકમાં સ્ત્રીના જેવો બાજો કોઇ બંધુ નથી. સ્ત્રીના જેવો પુરૂષને બીજો આધાર નથી. ધર્મકાર્યોમાં પણ સ્ત્રી સહાયક છે. જેના ઘરમાં સદાચારિણી પ્રિયભાષિણી સ્ત્રી નથી તેનું ઘર અરણ્ય જેવું છે.

व्रतोपवासनिरता या नारी परमोत्तम ।
भर्त्तारं नानुवर्तेत सातु पापगतिर्भवेत ॥

વ્રત, તથા ઉપવાસાદિ નિયમમાં તત્પર રહેનારી ધર્મિષ્ઠ સ્ત્રી પણ જો પોતાના પતિને અનુકુળ ન વર્તે તો તે સ્ત્રિ અધમ ગતિને પામે છે.

अपि यानिर्नमस्कारा निवृत्ता देवपूजनात ।
भर्तुः शुश्रुषया नारी लभते स्वर्गमुत्तमम ॥

ભલેને સ્ત્રી દેવતાઓ વગેરેનાં પૂજન અર્ચન તથા નમસ્કારાદિ ન કરતી હોય છતાં પણ જો પોતાના પતિની સેવા કરતી હોય તો તે વડે તેને ઉત્તમ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.

शुश्रुषामेव कुर्वीत भर्तुः प्रियहिते रता ।
एष धर्मः स्त्रिया नित्यो वेदे लोकश्रुतः स्मृत ।

પોતાના પતિનું હિત ઇચ્છનારી પ્રત્યેક સ્ત્રીઓએ પોતાના પતિની સેવામાંજ તત્પર રહેવું. વેદમાં તથા સ્મૃતિમાં સ્ત્રીઓ માટે એજ ધર્મ કહેલો છે.

રામચંદ્ર વનમાં જવા તૈયાર થયા ત્યારે સીતાએ તેમને કહ્યું કેઃ

હે પ્રિય સ્વામિન ! વિવાહ સમયે હું તમારી સાથે છાયાની પેઠ વર્તવાને બંધાયલી હોવા છતાં તમારા વિના એકલી ઘરમાં રહું તો લોકોમાં હાંસી કરાવવા જેવું છે. સ્ત્રી પોતાના પતિનું ભાગ્ય ભોગવવામાં સહાધિકારિણી છે. પતિના સુખદુઃખના પ્રસંગમાં સ્ત્રીનો વિભાગ છેઃ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ

न पिता नात्मजो वात्मा न माता न सखीजनः ।
इह प्रेत्य च नारीणां पतिरेको गतिः सदा ॥

સ્ત્રીને પિતા, પુત્ર, માતા, સખીવર્ગ કે પોતાનું શરીર એમાંથી કોઇપણ આ લોકમાં કે પરલોકમાં ગતિરૂપ નથી. પણ કેવળ પોતાનો પતિજ તેની ગતિરૂપ છે

प्रासादाग्रे विमानैर्वा वैहाय सगतेन वा ।
सर्वावस्थागता भर्तुः पादच्छाया विशिष्यते ॥

સ્ત્રીને મોટા પ્રસાદ ઉપર ચઢવાનું મળે, વિમાનમાં બેસી સ્વર્ગ લોકમા વિહાર કરવાનું મળે કે અણિમાદિ આઠે સિદ્ધિઓથી મળતો આનંદાનુભવ મળે, તે કરતાં પણ પોતાના પતિના ચરણની છાયામાં રહેવાનું મળે, અર્થાત પતિની સેવામાં નિમગ્ન રહેવાય એ અધિક છે.

હે સ્વામિનાથ, પતિની સેવા કેવી રીતે કરવી એ હું જાણું છું. મારૂં પતિવ્રત્ય જગાવવાની આગળ ત્રૈલોકયના સુખને પણ તુચ્છ સમજુ છું. તમે સર્વ દુઃખો તમારી સાથે રહેવાથી તમારા સ્નેહને લીધે મને સુખરૂપ થશે. તમારી સાથે રહેવામાં તે સર્વ દુઃખ મને જણાશે નહિં તમારો વિયોગ થાય તો મારે મારા જીવિતનો ત્યાગ કરવો પડશે. તમેજ મને કહ્યું હતું કેઃ પતિનો વિયોગ પામેલી સતી સ્ત્રી કદી પણ જીવિત ધારણ કરી શકતી નથી. અથવા પર પુરુષ ગમે તેટલો નિકટનો સંબંધી હોય તો પણ પતિવ્રતા સ્ત્રી તેના સ્વાધિનમાં રહી પોતાનું જીવન નભાવી શકતી નથી, પતિની સેવા કરવામાં મને બહુ મન છે અને તો પોતાને. પતિ એજ પરમ દૈવત છે શ્રુતિમાં કહ્યું છે કેઃ

इह लोके च पितृभिर्या स्त्री यस्य महाबल ।
अद्भिर्दत्ता स्वधर्मेण प्रेत्यभावेऽपि तस्य सा ॥

આ લોકમાં માતા પિતાએ જળવડે સંકલ્પ કરીને જે કન્યા જે પુરુષને આપી હોય છે. તે કન્યા મરણ પામ્યા પછી પણ તેજ પુરુષની સ્ત્રી થાય છે.

એ શ્રુતિ વચન પ્રમાણે સ્ત્રીનો તેના પતિ સાથે સદૈદિન નિત્ય સંબંધ છે. છતાં શ્રેષ્ટ આચરણ વાળી પતિવ્રતા સ્ત્રી એવી મને વનમાં સાથે રાખા તમારી સાથે સુખદુઃખમાં સમાન રહેનારી હું વનને વિષે દુઃખ તથા સુખને સરખાં ગણીને તમારી સેવા કરીશ.

પૂર્વે ઉત્તમ પતિવ્રતા સતી સાવિત્રિ ધ્રુમત્સેન રાજાના પુત્ર પોતાના પતિ સત્યવાનને અનુસરી હતી તેમ હું તમારા સ્વાધિનમાં રહી તમને અનુસરીશ

પોતાના કુળને કલંક લગાડનારી કુલટા સ્ત્રી અન્ય પુરુષને પ્રેમથી જુએ તેવી કાંઇ હું નથી હું તો મનથી પણ તમારા સિવાય અન્ય પુરુષને જોતી નથી. તમે વનમાં જઇને તપશ્ચર્યાદિ કષ્ટ વેઠવાનાં કે સ્વર્ગમાં જઇ દિવ્ય સુખ ભોગવવાના હો તોપણ તે સઘળું તમે મને સાથે રાખીનેજ કરવાને બંધાયલા છો. ગમે તેવી દુઃખદ સ્થિતિમાં પણ મને તમારી સાથે રહેવામાં સુખ મળશે. હું પોતાનુંજ સુખ ઇચ્છનારી જેનું દેઃખ વડે ભરણુ પોષણુ થઇ શકે એવી સામાન્ય સ્ત્રી તમારા વગર મને સ્વર્ગ મળે તો તે પણ મને નરક તુલ્ય છે. તમારી સંગે રહી નરક મળે તો તે પણ મને સ્વર્ગ તુલ્ય છે.

---

## પ્રકરણ ૭૪ મું.

---

### પુત્રનો ધર્મ–માબાપની સેવાનું મહાત્મ્ય

રામચંદ્રજીએ સીતાજીને કહ્યું કેઃ હે મૈથિલી ! તમે મારી સાથે રહીનેજ સુખદુઃખ ભોગવવાને સર્જાયલાં છો. હું વનવાસમાં તમને મારી સાથે રાખીશ. હું સ્ત્રી સહિત વનમાં વસવાના વાનપ્રસ્થ ધર્મને આચરીશ.હે સ્ત્રી પુત્રે પોતાનાં માતાપિતાની આજ્ઞામાં રહેવું. એજ ખરો ધર્મ છે. માટે હે સતિ હું મારા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જીવિત રહેવાને પણ ઇચ્છતો નથી હે દેવી ! પ્રત્યક્ષમાં રહેલાં દેવ–શરીરધારી માતાપિતા તથા ગુરુની ઉપાસના કરવાનું કાર્ય આપણે સ્વાધીન હોવા છતાં તેનું ઉલ્લંઘન કરીને, જે પ્રત્યક્ષ નથી પણ જેને માત્ર ભાવનાથીજ માનવામાં આવે છે એવા અસ્વાધીન દેવની ઉપાસના કરવી એ ધર્મજ્ઞાનીને કેમ યોગ્ય લાગે ? શાસ્ત્રમાં કહ્યું છે કેઃ

यत्र त्रयं त्रयोलोकाः पवित्रं तत्सम भुवि ।
नान्यदस्ति शुभापांगे तेनेदम भिराध्यते ॥

પોતાનાં માતાપિતા તથા ગુરુની સેવા કરવાથી મનુષ્યને ધર્મ, અર્થ, કામ એ ત્રણે પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે. એટલુંજ નહિં પણ ત્રણે લોકમાં રહેલા દેવોનું પૂજન કર્યાનું ફળ મળે છે. કેમકે પૃથ્વીને

વિષે પોતાનાં માતા-પિતા તથા ગુરુની સેવા કરવા સમાન બીજું કાંઇપણ પુણ્ય નથી. માટે મનુષ્યે તેઓની સેવા કરવી જોઇએ.

માતાપિતાની સેવા માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ

**नेसत्यं दानमानौ वा यज्ञो वाप्यात्म दक्षिणः ।**
**तथा बलकराः सीते यथा सेवा पितुर्मता ॥**

આ લોક તથા પરલોકના શ્રેયઃસાધનમાં માતાપિતાની સેવા જેટલી હિતકારક છે, તેટલાં સત્યદાન, સન્માન તથા પુષ્કળ દક્ષિણા-વાળા યજ્ઞો પણ હિતકારક નથી.

**स्वर्गो धनं वा धान्यं वा विद्याः पुत्राः सुखानिच ।**
**गुरुवृत्यनु रोधेन न किंचिद्दपि दुर्लभन ॥**

પોતનાં માતપિતા અને ગુરુજનોની ઇચ્છા પ્રમાણે વર્તનારા મનુષ્યને સ્વર્ગ, ધન, ધાન્ય, વિદ્યા, પુત્ર, તથા બીજાં પણ અનેક પ્રકારનાં સુખો, એમાંનું કાંઇપણ દુર્લભ નથી.

**देवगंधर्व गोलोकान्ब्रह्म लोकांम्तथा परान ।**
**प्राप्नुवन्ति महात्मानो मातापितृ परायणाः ॥**

પોતાના માતાપિતાની સેવામાં પરાયણ રહેનારા મહાત્મા પુરુષોને દેવલોક ગંધર્વલોક, ચંદ્રલોક, બ્રહ્મલોક અને બીજા પણ ઇચ્છિત લોકોની પ્રાપ્તિ થાય છે એમાં સંશય નથી.

હે જાનકી! મારા પિતા દશરથ મને જે આજ્ઞા આપે તે પ્રમાણે વર્તવાની હું ઇચ્છા રાખું છું. કારણ કે તે મારો સનાતન ધર્મ છે. હે પ્રિય! હું તમને મારી સાથે વનમાં લઇ જઇશ. તમારા વિના મને પણ સ્વર્ગ સુખ રૂચે તેમ નથી.

આ પ્રમાણે સતિ સીતાને રામચંદ્રજી પોતાની સાથે લઇ ગયા. આમાં સ્ત્રીઓની પતિ તરફની ફરજ તેમ માતાપિતાની આજ્ઞા પાળ-વાનું પુત્રનું પરમ કર્ત્તવ્ય બતાવ્યું છે.

હાલના પુત્રો માબાપની આજ્ઞા પાલન કરનારા થાય, સ્ત્રીઓ પતિને વશ વર્ત્તનારી થાય તો સંસારના સુખનો અનુભવ ઘેરે ઘેર થાય.

રામચંદ્રજી વનમાં ગયા, ત્યાં અત્રિમુનિનાં દર્શન કરવા ગયા. અને સીતાજી અનસૂયાનાં દર્શન કરવા ગયાં. અત્રિઋષિનાં પતિવ્રતા પત્નિ અનસૂયાનાં વૃદ્ધાવસ્થાને લીધે સર્વ અવયવો શિથિલ થઇ ગયાં હતાં, તેમની પાસે સીતાજી ગયાં અને તેમના ચરણમાં પ્રણામ કરી હાથ જોડીને બેઠાં. મહા ભાગ્યવતી સીતાને જોઇ ઋષિ પત્ની અન

સ્થાએ **સૌભાગ્યવતી ભવ ?'** એવો આશીર્વાદ આપીને કહ્યું કેઃ હે સીતા ? તારૂં કલ્યાણ થાઓ ! તું દુઃખોને સહન કરીને પણ તારા પતિવ્રત ધર્મનું પાલન કરે છે માટે તને ધન્ય છે. હું રાજપુત્રી છતાં વનમાં કેમ જાઉં એવા અભિમાનનો પણ ત્યાગ કરીને તું, પિતાની આજ્ઞાથી આવા નિર્જન અરણ્ય વિષે વસના પોતાના પતિ રામચંદ્રની સાથે આવી છે એ ઘણું ઉત્તમ કાર્ય છે. કેમકેઃ

**नगरस्थो वनस्थो वा शुभो वा यदि वा शुभः ।**
**यासां स्त्रीणां प्रियो भर्ता तासांल्लोका महोदयाः ॥**

પોતાનો પતિ નગરમાં રહેનારો હોય કિંવા વનમાં રહેનારો હોય, તેમજ પોતાને અનુકુળ હોય કિંવા પ્રતિકુળ હોય તો પણ તેને પરમેશ્વર તુલ્ય સમજીને જે સ્ત્રી અત્યંત પ્રીતિપૂર્વક તેની સેવા કરે છે તેને આ લોકોમાં ઉત્તમ સુખ પ્રાપ્ત થવા ઉપરાંત મરણ પછી પણ અવિનાશી લોકોની પ્રાપ્તિ થાય છે.

વળી પોતાનો પતિ હલકા સ્વભાવવાળો. યથેચ્છ વિહાર કરનારો, નિર્ધન હોય તો પણ આર્ય સ્વભાવવાળી સ્ત્રીઓને તો તેજ પરમ દૈવત રૂપ છે. હે સીતા ? મેં ઘણા ઘણા વિચારો કરીને છેવટે એજ સિદ્ધ કર્યું છે કેઃ સ્ત્રીઓને પોતાના પતિ કરતાં અધિક સુખ દેનાર બીજા કોઇ પણ ઇષ્ટ જન સંબંધી નથી. હે વૈદેહિ ? પોતાને પોતાનો પતિ અવિનાશી તપની પેઠે, આ લોકને વિષે તેમજ પરલોકને વિષે સર્વ પ્રકારનાં સુખ પ્રાપ્ત કરાવે છે. હે મૈથિલિ આ લોકને વિષે યથેચ્છ વર્ત્તનારી નીચ સ્ત્રીઓ કે જેઓનું હૃદય નિરંતર કામને જ વશ રહે છે, તથા જેઓ પોતાના પતિને પણ વારવાર અયોગ્ય આજ્ઞાઓ કરવામાં શરમાતી નથી અને સ્વતંત્રપણે પોતાની ઇચ્છાનુસાર જ્યાં ત્યાં ભટકયા કરે છે, તેઓ આમ તારી પેઠે પતિને અનુકુળ વર્ત્તવાથી થતા ગુણોને તથા તેમ નહિં કરવાથી થતા દોષોને જાણી શકતી નથી. પરંતું નીચ કાર્યોને વશ થયેલી એવી એ દુષ્ટ સ્ત્રીઓ તો છેવટે નિંદા પાત્ર અને ધર્મ ભ્રષ્ટજ થય છે. હે સીતા ! તારા સરખી ઉત્તમ ગુણો વાળી તથા આ લોક તથા પરલોકની સ્થિતિને જાણનારી સાધ્વી સ્ત્રીઓ તો પુણ્યવાન મનુષ્યોની પેઠે સ્વર્ગમાંજ વિચરે છે. હે સીતા ! તું જો કે ઉત્તમ સાધ્વી છે, તો પણ હું વિશેષે કરીને તને કહું છું કે તું નિરંતર તારા પતિને અનુકૂળ રહેનારી પતિનેજ પરમ દૈવત માનનારી સમય પ્રમાણે વર્ત્તનારી અને પતિની

સાથે રહીનેજ ધર્માચરણ કરનારી થજે. જેથી તું ઉત્તમ ધર્મ અને યશને પ્રાપ્ત થઇશ.

સીતાએ આ વચનો સાંભળી કહ્યું: હે માતાજી ? તમે મને જે ઉપદેશ આપ્યો તે સ્ત્રીઓને યોગ્ય જ છે. તમો એ સ્ત્રીઓનું દૈવત પતિજ છે એવું જે કહ્યું તે હું તમ સરખાની કૃપાથી જાણું છું જો કે પોતાનો પતિ પવિત્ર આચરણો વિનાનો તથા કોઇ પણ પ્રકારની આજીવિકા વિનાનો હોય તો પણ મારા સરખી સ્ત્રીએ એતો જેવી રીતે પોતાની યુગલ જોડીમાં ભેદભાવ ન થાય તેવી રીતે પ્રીતિથી વર્ત્તવું જોઇએ. તો પછી જે પતિ ઉત્તમ ગુણોને લીધે પ્રશંસા કરવા યોગ્ય હોય, દયાવાળો હોય. જીતેંદ્રિય, દઢ પ્રીતિ વાળો, ધર્માત્મા, માતા પિતા જેવું હિત કરનાર હોય તેની સાથે અતિ પ્રીતિથી વર્ત્તવું જોઇએ. એમાં શું આશ્ચર્ય ? મારાં સાસુજીએ મને તમારી પેઠે ઉપદેશ આપ્યો છે. તે મારા હૃદયમાં ચોટી રહ્યો છે. હું સારી રીતે સમજું છું કે

पतिशुश्रूषणान्नार्यास्तपो नान्यद्विधीयते ॥

સ્ત્રીએ માત્ર પોતાના પતિની સેવાજ કરવી, એ ઉપરાંત બીજું કોઇ પણ તપ કિંવા વ્રત કરવાનું નથી. તેતો સાધ્વીસાવિત્રી પોતાના પતિ સત્યવાનની સેવા કરવાથીજ સ્વર્ગને વિષે આનંદ કરે છે. એ સાવિત્રીના સરખાંજ આચરણવાળાં તમે પણ પતિસેવા રૂપ ધર્મે કરીને સર્વ લોકમાં પ્રખ્યાત થઇ સ્વર્ગે ગયેલાં છો. પતિ સેવાના પુણ્ય પ્રભાવ વડે તમે અવસ્ય સ્વર્ગમાં જશો. સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ટ અને સ્વર્ગમાંની દેવી રૂપ રોહિણી પણ પોતાના પતિ ચંદ્રની સેવા કરવાને લીધેજ તેનાથી એક ક્ષણવાર વિખૂટી પડેલી જોવામાં આવતી નથી. હે માતા ? પોતાના પતિની સેવા કરવા રૂપ દઢ વ્રતવાળી બીજી પણ કેટલીક શ્રેષ્ટ સ્ત્રીઓ પોતાના પવિત્ર આચરણોના પ્રભાવથી સ્વર્ગમાં રહી અત્યંત હર્ષને પામે છે

આ સાંભળી અનસૂયાએ સીતાને દિવ્ય વસ્ત્રાભૂષણો આપી આશિર્વાદ આપ્યો.

આ પ્રમાણે મહા સતી અનસયાએ સીતાજીને પતિવ્રતધર્મનો ઉપદેશ આપ્યો હતો તે તે સર્વ સ્ત્રીઓએ ગ્રહણ કરવા યોગ્ય છે.

તે પછીથી રામ પંચવટીમાં ગયા. અને ત્યાંથી રાવણ સીતાનું હરણ કરીને લંકામાં લઇ ગયો. ત્યાં જઇ સીતાને કહ્યું કે હે લલના ! તું તારી ઇચ્છામાં આવે તેમ ક્રીડ કર. ઇચ્છામાં આવે તે ભોગ ભોગવ, મારૂં સઘળું ધન અને સઘળી પૃથ્વી તને અર્પણ કરૂં છું. મારી સાથે પ્રીતિ બાંધી સુખી થા.

આ સાંભળી દુઃખી થયેલાં સીતાજીએ કહ્યું કેઃ હે રાવણ ! તું તારા ચિત્તને મારા પરથી ખસેડી તારી સ્ત્રીઓને વિષે જ પ્રીતિ રાખ જેમ પાપી મનુષ્યો સિદ્ધિની પ્રાર્થના કરવાને અયોગ્ય છે, તેમ તું મારી પ્રાર્થના કરવાને અયોગ્ય છે. હું અતિ શ્રેષ્ટ કુળમાં જન્મેલી છું, અતિ પવિત્ર કુળમાં પરણેલી છું તથા પતિવ્રત ધર્મ પાળનારી છુ. તે નિંદા થાય એવું અયોગ્ય કાર્ય કદી પણ કરીશ નહિં.

હે રાવણ ! હું સતી છું, પારકાની સ્ત્રી છું તેથી તારે ઉપભોગ કરવા યોગ્ય નથી. તું ધર્મનો વિચાર કરી રૂડાં આચરણવાળો થા. જેવી રીતે તું તારી સ્ત્રીઓનું રક્ષણ કરે છે તેવી રીતે બીજાઓની સ્ત્રાઓનું પણ તારે રક્ષણ કરવું જોઇએ. તું તારૂં દ્દષ્ટાંત લઇ તારી સ્ત્રીઓને વિષે રમણ કર. જે પુરૂષ ચંચળ સ્વભાવવાળો, ઇંદ્રિયોને વશ નહિ રાખનારો અને પોતાની સ્ત્રીથી અસંતુષ્ટ રહેનારો હોય છે, તેની બુદ્ધિને સજ્જનો ધિક્કારે છે, અને પર સ્ત્રીઓથી તેનો વારંવાર પરાભવ થાય છે વિવેકી પુરૂષોએ કહેલાં હિતકર વચનોને મિથ્યા માનનારો તું રાક્ષસોના વિનાશને અર્થેજ સત્પુરૂષોનાં વચનનો અંગીકાર કરતો નથી. જે અનીતિમાં તત્પર રહે છે તેનાં સમૃદ્ધિવાળાં રાજ્યો, નગરો સર્વ સત્વર નાશ પામે છે. પાપકર્મ કરનારો કોઇ પુરૂષ જ્યારે પોતાનાં જ પાપકર્મને લીધે મહાન આપત્તિમાં આવી પડે છે ત્યારે સર્વ પ્રાણીઓ આનંદ પામે છે.

હે રાવણ ! તું તારા ઐશ્વર્યથી કે ધનથી મને લલચાવવા સમર્થ નથી. જેમ સૂર્યની પ્રભા કદી પણ સૂર્યથી જુદી થતી નથી તેમ હું પણ કદી મારા પતિથી જુદી પડનારી નથી. સર્વ લોકના નાથ એવા રઘુવીરના હાથનું ઓશીકું કરીને સુઇ રહેનારી હું હવે કદી પણ બીજા કોઇના હાથને ઓશીકા તરીકે કેમજ સ્વીકારીશ ? મને રામચંદ્રજી પાસે મૂકી આવ તેમાંજ તારૂં કલ્યાણ છે.

આ સાંભળી રાવણે કહ્યુંઃ આ લોકને વિષે પુરૂષ સ્ત્રીની સાથે જેમ શાંત સ્વભાવથી વર્ત્તતો જાય છે. તેમ તેમ સ્ત્રીને પ્રિય થતો જાય છે. હું તારા પ્રત્યે પ્રિય વચન બોલતો જાઉં છું તેમ તું મારો તિરસ્કાર કરે છે. તારા વિષે મારી કામાભિલાષા છે, તેથી મારા ક્રોધને દાબી દે છે, કામ એ ક્રોધ કરતાં પણ વિશેષ ક્રૂર છે. કેમકે જે મનુષ્ય ઉપર કામ વાસના બંધાય છે, તે મનુષ્ય પાછળથી ભલેને શત્રુ હોય તો પણ તેના પર દયા અને સ્નેહ ઉપજે છે.

સીતા–હે રાવણ ! તારૂં હિત ઇચ્છે એવો કોઇ પુરૂષ આ

લંકામાં નથી. કોઇ તને આવું નિંદ્ય કર્મ કરતાં વારતું નથી. તું મને આવાં નિંદ્ય વચન કહે છે તે પાપમાંથી તું ક્યાં જઇને છુટીશ. હું તને બાળીને ભસ્મ કરી નાંખવાને સમર્થ છું. પણ હાલમાં હું તપશ્ચરણના નિયમોનું પાલન કરૂં છું. તેથી અને મને રામચંદ્રની આજ્ઞા થઇ નથી તેથી હું મારા પતિવ્રત ધર્મના તેજ વડે તને બાળીને ભસ્મ કરતી નથી.

આથી રાવણ ક્રોધે ભરાઇ સીતાને મારવા તેના પ્રતિ ધસ્યો ત્યાં ધાન્યમાલિની નામની રાક્ષસિણીએ રાવણને પકડી રાખી કહ્યું, હે મહારાજ તમે જે ભોગ વિલાસો મેળવ્યા છે તે ભોગવવાનું આ સીતાના ભાગ્યમાં નથી. માટે તમે તેને જવા દો, મારી સાથે ક્રિડા કરો. તે બિચારી શોકને લીધે ફીક્કી પડી ગઇ છે તેનું તમારે શું પ્રયોજન છે. કામના વિનાની સ્ત્રીને વિષે આસક્તિ રાખનાર પુરૂષનું શરીર સંતપ્ત થઇ જાય છે, અને કામનાવાળી સ્ત્રીમાં આસક્તિ રાખનાર પુરુષ આનંદ ભોગવે છે માટે આ સીતા કે જે તમારા વિષે કામના વિનાની છે તેને તમારે ઇચ્છવા યોગ્ય નથી. આવું કહી તેણે રાવણને સમજાવ્યો અને પાછો વાળ્યો.

તે પછી રાક્ષસીણીઓ સીતાજીને રાવણને આધીન થવા સમજાવવા લાગી, ત્યારે સીતાજીએ તેમને કહ્યું કે: હે રાક્ષસીઓ લોકમાં નિંદા થાય, કુળમાં કલંક લગાડે એવાં તમારાં વચન મારા હૃદયમાં જરા પણ અસર કરે તેમ નથી. મનુષ્યની સ્ત્રી કદી પણ રાક્ષસની સ્ત્રી થવાને યોગ્ય નથી. ભલે તમે મારા કટકા કરો, ખાઇ જાઓ પણ હું તમારું વચન માનીશ નહિં, મારા પતિ રામચંદ્ર ભલે રાજ્ય ભ્રષ્ટ થયેલા છે, વિકળ બની ગયા છે પણ મારે તો તે ઈશ્વર–ઉપાસ્ય દેવ છે સુવર્ચલા જેમ સૂર્યમાં અનુરક્ત રહે છે તેમ હું રામચંદ્રમાં અનુરક્ત છું. મહા ભાગ્યવતી શશી ઇંદ્રને અનુસરે છે, અરૂંધતી વસિષ્ટને અનુસરે છે, રોહિણી ચંદ્રને અનુસરે છે, લોપામુદ્રા અગસ્ત્યને અનુસરે છે. રોહિણી સુકન્યા ચ્યવનને અનુસરે છે, સાવિત્રી સત્યવાનને અનુસરે છે. શ્રીમતી દેવી કપીલ મહર્ષિને અનુસરે છે, સૌદાસને અનુસરે છે, તેમ હું રઘુવીરને અનુસરૂં છું.

આમ કહી રાક્ષસિણીઓને ધિક્કારી કાઢી હતી. સતી સ્ત્રી ગમે તેવા દુ:ખના કષ્ટના વિપત્તિના પ્રસંગે પણ પોતાના પતિને ભૂલતી નથી અને પરપુરુષને તાબે થતી નથી.

---



# श्रीचमत्कृति ज्ञानदर्शक विद्या

## ભાગ ૧૧ મો.

### પ્રજોત્પત્તિશાસ્ત્ર.

### પ્રકરણ ૭૫ મું.

### દંપત્તિ વિનોદ-પ્રજોત્પત્તિકલા

क्षेत्र भूतास्मृता नारी बीजभूत स्मृतः पुमान् ।
क्षेत्र बीज समायोगात् शम्भवः सर्व देहिनाम् ॥

मनुस्मृति.

પ્રાચિન વૈજ્ઞાનિકોએ કહ્યું છે કે પ્રજોત્પત્તિ શાસ્ત્ર એ કૃષી વિદ્યા જેવું છે, ખેડુત લોકો ખેતી કરવા માટે નીચે પ્રમાણે ચાર સાધન એકત્ર કરે છે. ખેતર, બીઆવું, રૂતુઓ, ખાતર આ પ્રકારે સંતતિ ઉત્પન્ન કરવા માટે ચાર સાધનની જરૂર છે ૧ ગર્ભાધાન ૨ વીર્ય ૩ ઋતુકાલ અને ૪ આહારનો રસ. આમાં જો કોઈ વસ્તુની ખામી હોય તો કાંઇ પરિણામ આવતું નથી. સારો પાક થવા માટે ખેતર પૂર્ણ ઉત્પાદક શક્તિવાળું એટલે સારી જમીન જોઈએ, બીજ સારી જાતનું હોવું જોઇએ, સડેલું કે ખરાબ ન હોવું જોઇએ, ખેતીની જમીનનો કસ વધારવા માટે સારૂ ખાતર નાંખવું જોઇએ. એવીજ રીતે પ્રજોત્પત્તિનું કાર્યક્ષેત્ર જેટલું ગુઢ અને ગહન છે. તેટલું સર્વોત્કૃષ્ટ અને કઠિન પણ છે. પ્રજોત્પત્તિ કરતા પહેલાં જે પ્રકારે બ્રહ્મચર્યાશ્રમમાં રહી શારીરિક અને માનસિક બલનું સંગઠન કરવું જોઇએ તે કરવું, એ પ્રથમ

કર્ત્તવ્ય છે તે પ્રકારે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને સમસ્ત ઉપયોગી વિધાનોને જાણવાં એ પણ જરૂરનું છે.

ખેડુતો અન્ન વાવતા પહેલાં જે પ્રકારે પોતાના ખેતરને ઉત્તમ ખાતર નાંખી તેની ઉપજાઉ શકિતને વધારે છે. એ પ્રકારે પ્રજોત્પત્તિ શાસ્ત્રમાં પણ પ્રજોત્પત્તિને માટે ઉપયોગી સાધનો એકત્ર કરવાની જરૂર છે. અને તેવી વાતો આ વિભાગમાં આપવામાં આવી છે.

મનુષ્યનામાં જે ચૈતન્ય શકિત છે તેનું કેન્દ્ર સ્થાન મગજમાં છે. મનુષ્ય જે કાંઇ કામ કરે છે તેનું મૂળ ઉત્પત્તિ કર્ત્તા મન છે. પ્રથમ મનમાં સંકલ્પ થાય છે, અને સંકલ્પ દ્વારા સ્થુલેન્દ્રિયો કાર્ય કરે છે. મનુષ્યના હૃદયમાં જે ધડક ધડક થયાં કરે છે તે મગજની ચૈતન્યશકિતથી થાય છે. મનુષ્યના હૃદયમાં તે ધડકારો રકત નાડીયો દ્વારા સમસ્ત અંગમાં થાય છે. શરીરની સમસ્ત ધાતુઓની સંગઠન ક્રિયાનું પરિણામ માત્ર વીર્ય બની તૈયાર થાય છે. તેના બે ભાગ થાય છે. શુદ્ધ ભાગમાંથી વિચારોત્પાદક મગજ બને છે, અશુદ્ધ ભાગ રકત સાથે મળી આખા શરીરમાં પહોંચી સાતે ધાતુઓને પુષ્ટ કરેછે; મનુષ્યની મગજશકિતનો પ્રભાવ તેના શરીરના સમસ્ત અવયવો પર પડે છે.

મનુષ્યનો ચ્હેરો તેના અંતઃકરણના પ્રતિબિમ્બ રૂપ છે. તેના અંતઃકરણ પર જેવા વિચારોની છાપ પડે છે તે પ્રકારે તેના મુખના ચ્હેરા પર પણ દેખાય છે. વિવાહ માટે વર અને કન્યાના ગુણ, કર્મ અને સ્વભાવના મળતા વશેક જોવાય છે. યોગ્ય સ્ત્રી પુરુષોના રજ વીર્યથી ઉત્પન્ન થયેલ બાળક યોગ્ય થાય છે, અયોગ્ય સ્ત્રી પુરુષોથી અયોગ્ય બાળકો ઉત્પન્ન થાય છે. ભવિષ્યની પ્રજા અયોગ્ય થાય તેવાં વર કન્યાનાં લગ્ન ન કરવાં.

જે પ્રકારે એક દીવામાંથી બીજો દીવો સળગાવવામાં આવે તેમ પિતાથી પુત્રની ઉત્પત્તિ થાય છે. જે પ્રકારે અંકુરમાં બીજના ગુણ દષ્ટિ ગોચર થાય છે તે પ્રકારે પુત્રમાં પિતાના ગુણ જણાય છે.

મનુષ્યનો ચ્હેરો તેના અંતઃકરણના પ્રતિબિમ્બ રૂપ છે. તેના અંતઃકરણ પર જેવા વિચારોની છાપ પડે છે તે પ્રકારે તેના મુખના ચ્હેરાપર પણ દેખાયછે. વિવાહ માટે વર અને કન્યાનાં લગ્ન ન કરવાં.

જે પ્રકારે એક દીવામાંથી બીજો દીવો સળગાવવામાં આવે તેમ

પિતાથી પુત્રની ઉત્પત્તિ થાય છે. જે પ્રકારે અંકુરમાં બીજના ગુણ ગોચર થાય છે તે પ્રકારે પુત્રમાં પિતાના ગુણ જણાય છે.

આ રીતે સ્ત્રી પુરૂષના શારીરિક અને માનસિક બળ અનુસાર તેમની પ્રજા થાય છે. માટે પ્રજોત્પત્તિ પહેલાં તેમણે શારીરિક બળ પ્રાપ્ત કરવું જોઇએ તેમ માનસિક બળ પ્રથમથી પ્રાપ્ત કરી ધર્મિષ્ટ રહવું જેથી પ્રજા પણ તેવી ઉચ્ચ બળ અને ગુણવાળી થશે.

લગ્ન વખતે વરકન્યાને પ્રતિજ્ઞા કરવી પડે છે કે અમારૂં હૃદય બે પ્રકારનાં પાણીની માફક એક થઇને રહે, જે પ્રકારે જીવનની નિમિત્ત જે પ્રકારે પ્રાણ વાયુ છે, સૃષ્ટિ કર્તા છે, એ પ્રકારે અમે પતિપત્ની અને એક બીજાને સહાયક અને પ્રિય થઇ રહીશું. તે માટે શાસ્ત્રમાં કહ્યું છે કે:

यदेतद् हृदयंतव तदस्तु हृदयं मम ।
यदिदग्वं हृदयं मम तदस्त हृदयं तव ॥

આજે આપનું અંતઃકરણ છે તેજ મારૂં અંતઃકરણ છે, અને જે આત્મા અને મન છે, તે આપને માટે હંમેશાં પ્રિય થાઓ.

સ્મૃતિકાર કહે છે કેઃ शारीरार्द्ध स्मृता जाया पुण्या-पुण्य फलैसम ॥

સ્ત્રી એ પુરૂષનું અર્ધું અંગ છે. અને પુણ્ય પાપનાં ફળોનો અર્ધો પતિ અને પત્નીનો સંબધ કદાપી વિનષ્ટ થતો નથી. એ વિધાતા દ્વારા જોડાએલો છે મનુસ્મૃતિમાં કહ્યું છે કે-

सन्तुष्टो भार्या भर्त्ता, भर्त्ता भार्या तथैवच ।
यस्मिन्नेव कुलं नित्यं कल्याणं तत्रैव ध्रुवम् ॥

જે કુલમાં પતિથી સ્ત્રી અને સ્ત્રીથી પતિ પ્રસંન્ન રહે છે તે કુલમાં જરૂર પૂર્ણ કલ્યાણ થયાજ કરે છે.

આથી પતિ પત્નિએ હંમેશાં એક બીજા સાથે પ્રેમથી વર્તવું.

સ્ત્રી પુરુષે ઉત્તમ, સુશીલ, ધર્મિષ્ટ બળવાન સંતાન પ્રાપ્તિ માટે હંમેશાં પ્રેમથી વર્તવું ઉપરાંત ઉત્તમ અને બળવાન રજ અને વીર્યની પરમ આવશ્યકતા છે. તે માટે બ્રહ્મચર્ય પાળવાની જરૂર છે. સ્ત્રી પુરૂષના શરીરમાં જે પ્રકારે બળ અને વિચારોનું સંગઠન હશે તે પ્રકારે તેમનાં રજ અને વર્ય પણ હોવાનાં. સ્ત્રીના રજ અને પુરૂષના વીર્યના સંયોગથી પ્રજા ઉત્પન્ન થાય છે. સ્ત્રી પુરૂષોના રજ

અને વીર્ય નામની ધાતુઓમાં તેમના આચાર વિચાર આદિ ગુણો એ પ્રકારે મળેલા હોય છે કે જે રીતે આંબાનાં ફળ કે અંકુરોમાં તેના સૂક્ષ્મભાગ—ગોટલી દીટું વગેરે હોય છે. જેવી રીતે આંબાના મોરમાં તરત ગોટલી વિગેરે કાંઇ જણાતું નથી, તેમ ગર્ભસ્થ બાળકનો જન્મ થતાં તેમાં પણ પૈત્રિક કે અનુવંશિક ગુણો તત્કાલ પ્રગટ થતા નથી. જે સ્ત્રી પુરુષોની શારીરિક અને માનસિક સ્થિતિ ઉચ્ચ, સબલ, અને પવિત્ર હોય છે, તેમનાં સંતાન તેમના જેવાં ઉચ્ચ, બળવાન અને પવિત્ર થાય છે. જે સ્ત્રી પુરૂષોની પ્રકૃતિ નીચ અને શરીર દુર્બળ હોય છે. તેમનાં સંતાનો નીચ સ્વભાવનાં અને રોગી, નિર્બળ થાય છે. મનુષ્ય શરીરમાં તેના માબાપના ગુણો હંમેશાં ઉતરી આવે છે.

આપણા શરીરમાં જે ગુણ કર્મ હોય તેનો આધાર આપણાં માતાપિતાના ગુણ ઉપર રહે છે. વળી મનુષ્ય જેવા આહાર વિહારનું સેવન કરે છે જેવી સોબતને સેવે છે તેવા ગુણો પણ તેનામાં આવે છે. જ્યારે મનુષ્ય પ્રૌઢ અવસ્થાનો થાય છે ત્યારે તેનામાં શરીરની સમસ્ત ધાતુઓ પરિપકવ થઇ પ્રજોત્પત્તિને યોગ્ય તૈયાર થાય છે. જે વખતે સ્ત્રી અને પુરુષનાં અંગો પૂર્ણ રીતે પરિપુષ્ટ થાય છે. તે વખતે શરીરની સમસ્ત ધાતુઓ પરિપુષ્ટ થાય છે. શારીરિક અવયવોના પરિપુષ્ટ થયા પછી સાતે ધાતુઓનાં રૂપ પરિવર્તન કરતી વખતે જે મળ ઉત્પન્ન થાય છે, તે મળ સ્ત્રીયોની આંતરિક નસો અને ધમનિયો દ્વારા ગર્ભાશયની સાથે સંબંધ રાખનારી નસોથી થતા સ્તનોમાં પહોંચી તેને વિકસિત કરે છે. અને પુરૂષના શરીરમાં જે મળ ઉત્પન્ન થાય છે તે તેની દાઢી અને મૂછોને વિકસિત કરે છે.

પુરુષને દાઢી મૂછ અને સ્ત્રીના સ્તનો વિકસિત થવાથી તેની યુવાવસ્થા જણાઇ આવે છે. પરંતુ નાનાં બાળકને દુધીયા દંત ઉત્પન્ન થતાં તે શેરડી આદિ કઠણ પદાર્થો ચાવી શકતા નથી, તે પ્રકારે બાળક કે કન્યાને તરૂણતાનાં ચિન્હ પ્રકટ થતાં એમ ન કહી શકાય કે તે સંતાનો ઉત્પાદન કરવાને યોગ્ય થયાંછે. તરુણતાથી તો શરીરમાં પ્રૌઢતા આવે છે. એ અવસ્થામાં શરીરની સાતે ધાતુઓમાં નવીન શકિત આવે છે. શરીરમાં બળ અને પરાક્રમનો પ્રવેશ થાય છે. ચ્હેરા ઉપર તેજ પ્રકટેછે, અંગો સુદૃઢ અને સુંદર દેખાયછે. આખા શરીરમાં એક પ્રકારની અપૂર્વ સુંદરતા આવે છે.

યુવાવસ્થાના પ્રારંભિક ચિન્હ પુરુષોમાં ૧૬ વર્ષથી અને સ્ત્રીઓમાં ૧૨ વર્ષ પછી પ્રકટ જણાય છે પરંતુ વીર્ય આદિ શારીરિક ધાતુઓ અને અવયવોમાં પૂર્ણ પ્રૌઢતા આવવા માટે તો કંઇક વધુ અવકાશની જરૂર છે, વૈજ્ઞાનિકોએ તો તે માટે પુરુષની ૨૬ અને સ્ત્રીના ૨૨ વર્ષની ઉમ્મર નક્કી કરી છે. પશ્ચિમમાં તો આટલી મોટી ઉમ્મરે લગ્ન થાય છે.

સુશ્રુતાચાર્યે કહ્યું છે કે: ગર્ભ ધારણ માટે સ્ત્રીની ઉમ્મર ૧૬ વર્ષ અને પુરૂષની ૨૫ વર્ષની ઉમ્મરથી ઓછી ઉમ્મર ન હોવી જોઇએ. જો તે ઉમ્મર પહેલાં બાળક ઉત્પન્ન થાય તો તે જીવે નહિં, જીવે તો હંમેશ માટે રોગી અને દુર્બળ રહે.

સંતાનોત્પત્તિ પહેલાં સ્ત્રી અને પુરુષે શારીરિક બળ અને માનસિક બળનો સંચય કરવો જોઇએ. કહ્યું છે કે–

**मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः ॥**

અર્થાત મનુષ્યને બંધ અને મોક્ષનું કારણ માત્ર મનજ છે. બંધથી દુઃખ અને મોક્ષથી સ્વતંત્રતા મળે છે. મન શુદ્ધ અને પવિત્ર હશે તો સંસારક્ષેત્રમાં સુખી થવાય છે. મનજ મનુષ્યને વિષયો તરફ લઇ જાય છે. મનુષ્ય મન દ્વારા બહાર અને અંદરની વસ્તુઓનું જ્ઞાન પ્રાપ્ત કરી તે લેવા દોડે છે. મન સ્થિર રાખવું. મન સ્થિર નથી હોતું તો ઇન્દ્રિયો વિષય લોલુપ બની જાય છે. એ મનનું માનસિક બળ મેળવવું.

શારીરિક બળ મેળવવા બ્રહ્મચર્ય પાળવું, વ્યાયામ કરવો, સ્વચ્છ, હવા, પાણી, અન્નનો ઉપયોગ કરવો અને શરીરનું સ્વાસ્થ્ય સુધરે તેવા નિયમો પાલન કરવા.

તેમ માનસિક બળનો સંચાર કરવા માટે યમનિયમાદિનું પાલન કરવું. જે આગળ યોગવિદ્યાના પ્રકરણમાં આપેલું છે.

અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ બીજાની વસ્તુ લેવી નહિં એ યમ છે.

શૌચ,સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાન એ નિયમ છે.

ચિત્ત અહંકાર આદિ સર્વ પદાર્થોનો બ્રહ્મરૂપે ચિંતવન કરવું એ આસન છે.

ચિત્તની બધી વૃત્તિયોનો નિરોધ કરવો એ પ્રાણાયામ છે.

શબ્દ સ્પર્શ આદિ તન્માત્રામાંથી આત્મબુદ્ધિનો ત્યાગ કરી મનને ચૈતન્યમાં સ્થાપવું એ પ્રત્યાહાર છે.

જે સ્થાનમાં મન જાય ત્યાં છે બ્રહ્મના સાક્ષાત્કાર નિમિતે મનને સ્થાપના કરે એ ધારણા છે.

દેહ આદિમાં આત્મબુદ્ધિરૂપ વિજાતિય વૃતિનો ત્યાગ કરી તૈલ ધારાવત અવિચ્છિન્ન ભાવે આત્મરૂપ સજાતિય અંતઃકરણ વૃતિઓને એક રૂપે પ્રવાહિત કરવી તેનું નામ ધ્યાન છે.

વિકાર રહિત બ્રહ્માકાર વૃતિ દ્વારા વિષયાકાર વૃતિને પૂર્ણ રીતે ભૂલી જવી એ સમાધિ છે

યમ નિયમથી વિચારની શુદ્ધિ થાય છે તે આસનથી શરીરની શુદ્ધિ થાય છે. પ્રત્યાહારથી ઇન્દ્રિયોની શુદ્ધિ થાય છે, ધ્યાન ધારણા સમાધિથી ચિતની શુદ્ધિ થાય છે.

ગૃહસ્થાશ્રમમાં દરેક દ્વિજવર્ણોને સંધ્યોપાસના વખતે યમનિયમો આસન પ્રાણાયામાદિ કરવાનાં હોય છે, યોગ સાધવો એ જુદી વાત છે પણ ચિત્તને એકાગ્ર કરવાની ક્રિયા તો રોજ દરેક સ્ત્રી પુરુષે કરવીજ.

આથી માનસિક બળ વધે છે તે ઉપરાંત ઉતમ પુસ્તકોનું અવલોકન—મનન કરવાથી વિદ્વાન ઉતમ પુરુષોની સંગતિથી માનસિક બળ વધે છે.

## પ્રકરણ ૭૬ મું

## સ્ત્રીપુરૂષના પ્રેમનું મહાત્મ્ય

સ્ત્રીપુરુષે પરસ્પર પ્રેમ રાખવો જોઇએ. પ્રેમ એ ઇશ્વરનો ગુણ છે. સ્ત્રી પુરુષને જોઇ અને પુરૂષ સ્ત્રીને જોઇ પરસ્પર આકર્ષાય છે મનુષ્ય માત્રમાં પ્રેમ અને આકર્ષણશકિત રહેલી છે. ઇશ્વરની સૃષ્ટિ પ્રેમ મય છે, મનુષ્ય પ્રેમ કે આનંદ વિના જીવી શકતું નથી. પ્રેમ મનમાંથી ઉત્પન્ન થાય છે. જેથી મનને જે વસ્તુ પ્રિય હોય છે તેના ઉપર તે પ્રેમ રાખે છે. પ્રેમનો સંબંધ બળવાન છે. પ્રેમ વગરનો સંબંધ નિર્બળ છે. જ્યાં પ્રેમ નથી ત્યાં સંબંધ ટકતો નથી. મનુષ્યો કાંઇ બધી વસ્તુઓ પ્રતિ પ્રેમ રાખતા નથી. એક જેની સાથે પ્રેમ રાખે છે ત્યારે બીજો તેની સાથે દ્વેષ રાખે છે. તેનું કારણ મન છે.

પ્રેમ બે પ્રકારનો છે. જે થોડીવાર રહી પછી ઉતરી જાય તે ચર પ્રેમ છે. જે નિરંતર ટકી રહે તેમ વધતો જાય તેને અટલ પ્રેમ કહે છે. કોઇ વસ્તુને જોઇ તરત પ્રસન્ન થવું પછી તેની ઉપરની પ્રીતિ ઉતરી જતાં તેની પરવાહ ન રાખવી એનાથી ઉત્તમ વસ્તુ મળતાં તેને ભૂલી જવું. એવા પ્રેમનો સંબંધ હૃદય સાથે વધુ હોય પણ મગજ સાથે-મન સાથે ઓછો હોય છે. તે પ્રેમને ચર પ્રેમ કહે છે. આવો પ્રેમ સ્ત્રી પુરૂષમાં પરસ્પર હોય તો તે સુખદાયક નથી. અખંડ, અટલ પ્રેમ જ સ્ત્રી પુરૂષમાં હોવો જોઇએ. જે સુતાં, જાગતાં સમાન ટકી રહે, કદી નષ્ટ થાય નહિં, કદી ઉતરે નહિં. પણ વધતોજ જાય, તેનો પ્રેમ એકવાર જેની સાથે બંધાયો તેનાથી ઉત્તમ વસ્તુ મળે છતાં તેનો તેના પ્રતિથી પ્રેમ ઉતરતો નથી. એવા પ્રેમનો સંબંધ મન સાથે વધુ હોય છે અને હૃદય સાથે ઓછો હોય છે. ચર પ્રેમમાં સ્વાર્થ હોય છે, પણ અખંડ પ્રેમમાં સ્વાર્થ હોતો નથી. જ્યાં સાચો પ્રેમ છે ત્યાં સ્વાર્થ ક્યાંથી હોય ?

પ્રેમ એક પ્રકારનો નથી. તેના અનેક પ્રકાર છે. જ્યારે આપણા પ્રેમને મનની શક્તિ માનશે તો એ ઉપર વિચાર કરવો કે મનુષ્યે હર વાતના પ્રેમી થવું જોઇએ. કેમકે મન દરેક વાતનો વિચાર કરે છે. મન દરેક વાતનો વિચાર તો કરે છે પણ તે સર્વના પ્રેમી બનતું નથી. તેને પોતાની ઇચ્છાનુસાર ખાસ ખાસ વિષય ઉપર પ્રેમ થાય છે. કેટલાક માતાના પર પ્રેમ રાખે છે, કેટલાક જાતિપર, કેટલાક દેશ ઉપર, કેટલાક ઇશ્વર ઉપર અને કેટલાક સ્ત્રી ઉપર વધુ પ્રેમ રાખનારા હોય છે. પ્રેમનું સ્થાન મસ્તકમાં છે, જેટલા પ્રકારના પ્રેમ છે તેનું સ્થાન માથામાં જુદુ જુદુ છે. જેનો જે પ્રકારનો પ્રેમ બળવાન હોય છે તે મનુષ્ય તેના પ્રતિ તેટલો પ્રેમ રાખે છે

ગર્ભાધાન સમયે જે વાતથી માતાપિતા બંન્નેમાં પ્રેમ થાય છે, તે વાતપર બાળકનો અત્યંત પ્રેમ હોય છે. તે સમયે કેવળ માતા-પિતા પ્રતિ પ્રેમ થાય છે, સંતાનનો તે વાતમાં અધુરો પ્રેમ રહે છે. જે વાતનો તે સમયે માતાપિતાને પ્રેમ ન હોય, તે વાતનો બાળક વિરોધી થાય છે.

ગર્ભાધાન વખતે માતાપિતાનો પ્રેમ જે વિષે જેટલો હોય છે, તે પ્રમાણમાં પ્રબળ કે નિર્બળ પ્રેમનું સ્થાન બાળકના મસ્તકમાં ઉત્પન્ન થાય છે. એથી દરેક મનુષ્યને દરેક વાતનો પ્રેમ હોતો નથી.

સાધારણ રીતે સર્વ મનુષ્યોને સ્ત્રી જાતિ પ્રતિ પ્રેમ હોય છે. સ્ત્રી જાતિને પુરૂષ પ્રતિ પ્રેમ હોય છે. તેનું કારણ ગર્ભાધાન સમયે સ્ત્રીને પુરૂષ પ્રતિ અને પુરૂષનો સ્ત્રી પ્રતિ પ્રેમ અવશ્ય હોય છે અને એ પ્રેમને લીધે બાળકનામાં એવા પ્રેમનું સ્થાન પ્રબળ હોય છે. એથી દરેક સ્ત્રી પુરૂષ પ્રતિ અને પુરૂષ સ્ત્રી પ્રતિ પ્રેમ રાખે છે. એ બંન્ને એક બીજાનાં પ્રેમી હોય છે.

સાચો પ્રેમ વીજળીથી પણ વધુ બળવાન છે. જ્યારે સ્ત્રી પુરૂષ કે બીએજાનાં પ્રેમી હોય છે, ત્યારે તેમનામાં કાંઇક પ્રેમની ઉંડાઇ જણાય છે. બંનેમાં એક બીજાના ચિત્તને ખેંચવાની શકિત એટલી પ્રબળ હોય છે કે બંનેનો આત્મા એક થઇ જાય છે. એથી શરીર બે અને આત્મા એક એવી કહેવત પડી છે.

## પ્રકરણ ૭૭ મું

### પ્રેમનું માહાત્મ્ય.

પ્રેમથી શરીરમાં એક પ્રકારની શકિત પેદા થાય છે. જે પ્રકારે વિજળીનો તાર હાથમાં લેવાથી તેની શક્તિનું જ્ઞાન તરત થાય છે એ પ્રકારે પ્રેમના ફંદાથી જકડાયલા પ્રેમિયોના શરીરમાં પ્રેમની શક્તિનો પ્રવાહ ચિંતન માત્રથી ઉભરાઈ આવે છે. એક બીજાની પ્રેમ મૂર્તિને જોતાંજ શરીરમાં પ્રેમ શક્તિનો સંચય થઇ જાય છે. એક બીજાના પ્રીતિ પાત્ર થઇ જાય છે. અને પ્રેમશક્તિ તેના હૃદયને પવિત્ર બનાવી દે છે. પ્રેમીને પ્રેમાનન્દની સામે સ્વર્ગનાં સુખ અને રાજા મહારાજાઓનાં મહેલોનાં વૈભવો તૃણ વાત જણાય છે.

આવો પ્રેમ પતિ પત્ની વચ્ચે હોય તો દંપતિજીવન સુખમાં ગળાય. પ્રેમ માત્ર પ્રેમની ખાતરજ ઉભરાય છે. બીજા માટે નહિં. સાચો પ્રેમ સ્ત્રી અને પુરુષના મનને એક કરી દે છે. વિચારોને એક કરી દે છે અને ભાવનાઓને એક કરવાનો પ્રયત્ન કરે છે. જ્યારે બંન્ને સ્ત્રી પુરુષોના ચિત્ત પર પ્રેમ પોતાનો અધિકાર આ પ્રકારે જમાવી લે છે ત્યારે સ્ત્રી પુરુષ રૂપવાન, અને ગુણવાન સંતાન ઉત્પન્ન કરવાને સમર્થ થાય છે. પ્રેમનું કેવું મહત્ત્વ છે કે જો સ્ત્રી પુરૂષ પરસ્પર પ્રેમથી આનંદથી ગર્ભાધાન કરે તો સંતાન દરેક રીતે સુન્દર,

ગુણવાન, સુશીલ, નિરોગ અને બુદ્ધિમાન ઉત્પન્ન થાય છે. કારણકે ગર્ભાધન સમયે રજવીર્યના ઉપર પ્રેમનો પ્રભાવ પડે છે, એ પ્રેમ રૂપવાન અને ગુણવાન સંતાન ઉત્પન્ન થવાના કારણ રૂપ છે. પ્રેમથીજ માતાપિતાના ગુણ બાળકોમાં આવે છે. પ્રેમજ પ્રત્યેક ગુણોને ઉત્તેજીત કરીને સંજીવની શક્તિ ઉત્પન્ન કરે છે. પ્રેમથીજ બાળકોના માનસિક અને શારીરિક શક્તિયોનો વિકાસ ઉત્તમતાથી થાય છે. એટલું જ નહિં પણ પ્રેમ બાળકોના શરીરને પણ સુદૃઢ બનાવે છે. જે પ્રકારે માતા અને ગર્ભનો સંબંધ છે એ પ્રકારે પ્રેમ અને ગુણનો સંબંધ છે.

આથી જ્યાં માતા પિતા પ્રેમી હોય છે. ત્યાં સર્વ ગુણ સંપન્ન સંતાન ઉત્પન્ન થાય છે. જ્યાં સ્ત્રી પતિની સાથે પ્રેમ રાખે છે. અને પતિ સ્ત્રીની સાથે પ્રેમ નથી રાખતો, અથવા તો પતિ સ્ત્રીની સાથે પ્રેમ રાખે પણ સ્ત્રી પતિની સાથે પ્રેમ ન રાખે, ત્યાંની વાતજ શી કરવી ! તેમનાં બાળકો કાળાં, દુબળાં, કુરૂપ અનેક પ્રકારનાં દુર્ગુણી થાય છે. જ્યાં પુરૂષનો પોતાની પત્ની ઉપર પ્રેમ હોય છે, તેનાં બાળકોનાં અંગ સુંદર ઘાટીલાં થાય છે. જે પિતાના વીર્યથી બને છે. જે સ્ત્રીનો પતિપર પ્રેમ હોય છે. તે સ્ત્રીનાં બાળક સુંદર રૂપ વાળાં થાય છે કે જે સ્ત્રીના રજથી બને છે. બાળકના બધા શરીરને સુંદર ઘાટીલું બનાવવા માટે માતાપિતાએ બંનેએ પરસ્પર પ્રેમ રાખવો. જેટલી જાતિયો છે, તે સર્વમાં સ્ત્રી અને પુરુષના પ્રેમને મુખ્ય ગણ્યો છે.

હિંદુઓમાં વિવાહ વખતે જન્મ લગ્ન મેળવવામાં આવે છે ગૃહમૈત્રી, ગણ મૈત્રી, નાડી, યોગ વીગેરે મેળવવામાં આવે છે અને એ બેમાં આગળ પ્રીતિ કેવી રહેશે—મેળ કેવો રહેશે તે જોવામાં આવે છે, પહેલાં હિન્દમાં સ્વયંવરની પ્રથા હતી તેમાં કન્યાનો પ્રેમ જેના પર હોય તેને તે વરમાળ આરોપી પરણતી. યુરોપમાં કન્યા પોતાના પતિની જોગવાઇ કરી લેછે. જેના પર પ્રેમ હોય તેની સાથે પ્રેમ ટકી શકે છે.

જો સ્ત્રી પુરૂષમાં પરસ્પર પ્રેમ હોતો નથી તેમના ગર્ભાધાન સમયે પ્રેમની મંદતાથી બાળકોનાં માંસ રજજુને શિથિલ બનાવી દે છે. બંને ઉત્સાહ યુક્ત આનંદ અને પ્રેમ વાળાં હોય તે પ્રસંગના સંયોગથી બાળકો દૃઢ અવયવ વાળાં અને મનનાં તંતુ સતેજ વાળાં હોય છે. જે પ્રકારે સમાગમ સમયે પ્રેમ દ્વારા માતાપિતાનો હર્ષ વધે છે એ

પ્રકારે બાળક સુન્દર, સુદૃઢ અને ઉત્તમ થાય છે. જો સમાગમ વખતે સ્ત્રી પુરૂષમાં હર્ષ નથી હોતો તો બાળક મધ્યમ ગુણવાળાં થાય છે અને જો બિલ્કુલ હર્ષ ન હોય, ક્લેશ અને ખેદવાળાં મન હોય તો બાળકો કુરૂપ અને અંગહીન થાય છે.

પ્રેમતો સ્ત્રીકે પુરૂષ સુન્દર હોય એ ઇચ્છતો નથી. પ્રેમ તો બદલામાં માત્ર પ્રેમજ ઇચ્છે છે. ઘણી વખતે જોયું છે કે રૂપવંતી સ્ત્રી અને કુરૂપ પુરૂષ કે કુરૂપ સ્ત્રી અને સર્વાંગ સુંદર પતિમાં પ્રેમની ધારા વેગથી વહેતી હોય છે. સ્ત્રી અને પુરૂષના પ્રેમનો પ્રભાવ બાળકપર પડે છે. એક સારાં ખુબ સુરત હૃષ્ટપુષ્ટ સ્ત્રી પુરૂષનાં બાળકો કુરૂપ અને બુદ્ધિહિન ઘણીવાર જન્મે છે. તેની તપાસ કરી શું તો તે સ્ત્રી પુરૂષમાં અણુબનાવ હોય છે એજ કારણ જણાય છે. જ્યારે સુંદર જુવાન સુદૃઢ શરીરવાળાં સ્ત્રી પુરુષનાં બાળકો સારા કદનાં થાય છે. કારણ કે જે દિવસે ગર્ભાધાન થયું તે દિવસે સ્ત્રી પુરૂષમાં ક્લેશ થયો ન હતો.

સંતાનના વિષયમાં પ્રેમનું ઘણુંજ મહત્વ છે. જેટલા અંશે માતા પિતા પ્રેમી બની મનથી એક થઇ જાય છે તેટલા અંશે બાળક શ્રેષ્ટ થાય છે. માતાપિતાના પ્રેમમાં જ્યારે મનની સ્થિતિ સારી હાલતમાં હોય છે ત્યારે બાળકો સુંદર ઉત્પન્ન થાય છે. પ્રેમથી ગર્ભાધાન સમયે માતાપિતા પોતાના ચિત્તને જેની સાથે જોડે છે તે અનુસાર બાળક ઉત્પન્ન થાય છે. એથી જેવું બાળક ઉત્પન્ન કરવું હોય તેવા વિષયમાં સ્ત્રી પુરૂષે પ્રેમથી મનને જોડી ગર્ભાધાન કરવું. આ પ્રમાણે સ્ત્રી પુરૂષમાં અત્યંત પ્રેમ હશે તો ધાર્યા પ્રમાણે ઉત્તમ બાળકનો જન્મ થશે.

સ્ત્રીએ અખંડિત સૌભાગ્ય રહેવું, રસિક અને સુંદર આચાર વાળો તરૂણ પતિ હોવો એજ સ્ત્રીના જન્મનું સાફલ્ય છે. નીરસ પતિવાળી સ્ત્રી પોતે વિદ્યમાન છતાં પતિનું સુખ ન મળવાથી નહિ વિદ્યમાન જેવીજ છે. એજ ખરી ઉત્તમ લક્ષ્મી છે કે જે સત્પુરૂષને અનુસરનાર છે. ખરી શ્રેષ્ટ બુદ્ધિ પણ તેજ છે કે જે શમ, દમ, આદિ સાધન સંપત્તિ વડે મધુર અને ઉદાર છે. સર્વત્ર સમાન દૃષ્ટિ રહેવી એજ ખરી સાધુતા છે.

જે દંપતી પરસ્પર એક બીજામાં પ્રેમ પાશવડે બંધાઇ રહ્યાં હોય તેઓને આધિઓ, વ્યાધિઓ, આપત્તિઓ, અતિવૃષ્ટિ કે અના-

વૃષ્ટિ આદિ દૈવી ઉત્પાત્તો ચિત્તમાં કશો પણ વિક્ષેપના ઉત્પન્ન કરી શકતાં નથી. દુષ્ટ પતિવાળી અને વૈધવ્યવાળી સ્ત્રીઓને વિકસિત થઇ રહેલ પુષ્પ વાળાં સ્થાનો અને નંદનવનની ભૂમિઓ પણ નિર્જળ પ્રદેશના જેવી સંતાપકારકજ જણાય છે.

સંસારનાં ઘર, ધન આદિ પદાર્થો થોડા ગુણને લીધે કે પ્રમાદને લીધે સ્ત્રીઓથી ત્યાગ કરી શકાય છે, પણ એક પતિનો ત્યાગ તેનાથી થઇ શકતો નથી.

બાળક તો માબાપની જેવી ઇચ્છા હોય તેવાં ઉત્પન્ન કરી શકાય છે. વિદ્વાનો કહે છે કે સૃષ્ટિ મનથી ઉત્પન્ન થઇ છે. મનની શક્તિને જ માનસિક શક્તિ, મનઃશક્તિ, ઇચ્છા શક્તિ અને મનોબલ કહે છે. એ સર્વનું સર્વસ્વ છે, મનની શક્તિ બે પ્રકારની છે. એક પ્રત્યક્ષ અને બીજી અપ્રત્યક્ષ ગુપ્ત. આ સંબંધમાં આગલા વિભાગોમાં વધુ લખાણુ આવ્યું છે. ગુપ્ત મનનો ઉપયોગ પ્રજા ઉત્પન્ન કરવાના કામમાં થાય છે. માતાપિતાના મનની સ્થિતિ અનુસાર શરીર અને તેના બધા અવયવો, અને મનોવૃત્તિયો બને છે. બાળકના રૂપ રંગમાં શરીરના બનવામાં, આરોગ્યમાં, વિચારોની બનાવટમાં અને બગાડમાં માત્ર મનનું જ બળ કામ કરે છે. જેવી રીતે મનુષ્ય ગુસ્સે થાય છે ત્યારે તેના મનપર તેની અસર જણાય છે, આ વખતે તેનો ફોટો પાડવામાં આવે તો ગુસ્સાવાળો જ ચહેરો દેખાશે. તેમ આનંદમાં ખીલેલા, હસતા, રમતા, કુદતા મનુષ્યની અસર તેના મોં ઉપર તેવી જણાશે. આ પ્રકારે મનની શક્તિ જે ગર્ભાધાન સમયે જેવી હોય છે તેવા સંસ્કાર ગર્ભાવસ્થામાં પડયા કરે છે. અને તે અનુસાર બાળકની આકૃતિ પ્રકૃતિ અને સ્વભાવ બને છે.

મનની શક્તિયોમાં સર્વ શક્તિયો સમાઇ જાય છે. મનની શક્તિનું કામ રજોદર્શનથી જ શરૂ થઇ જાય છે. બાળક ધાવે છે તે વખતે પણ તેની અસર થાયછે. આ સમયે માતાપિતા દ્વારા બાળકમાં ઉત્તમ કે મધ્યમ જેવા તેમના વિચારો તેવા સંસ્કારો પડે છે. અને તેવું બાળક જન્મે છે.

## પ્રકરણ ૭૮ મું

### સ્ત્રી પુરૂષના સમાગમનું પરીણામઃ પ્રજોત્પત્તિ

વ્યવહારમાં સ્ત્રી પુરુષો આનંદથી પ્રેમથી રહી એક બીજા પ્રત્યે સ્નેહ રશ્મીથી જોડાઇ રહે. અને પરિણામે આનંદોપભોગ કરે. એ સર્વ કોઇ ઇચ્છે છે.

પ્રજાવૃદ્ધિનું કારણ સ્ત્રી પુરુષનો સમાગમ છે. મનુષ્ય જે કાંઇ અન્નાદિ જમે છે તે પકવાશયમાં જાય છે, ત્યાં તેનું પાચન થઇ રસ બને છે, તે રસનો ઉત્તમ ભાગ હૃદયમાં જાય છે, મધ્યમ ભાગ મલ કહેવાય છે અને ત્રીજો જલલીય ભાગ મૂત્ર બને છે. હૃદયમાં ગયેલો રસ હૃદયની અગ્નિથી પચી રૂધિરરૂપે બની શરીરના રૂધિરમાં મળી જાય છે. લોહિનું અગ્નિથી પાચન થઇ મલ સૂક્ષ્મ અને સ્થુલ એ ભાગમા વહેંચાય છે. લોહિનો મલ તે પિત્ત છે. એ પિત્તને મળી તેને પુષ્ટ કરે છે. બીજો સૂક્ષ્મ ભાગ રૂધિરમાં રહી તેની ઉણપને પૂરી કરે છે. ત્રીજો સ્થુલ ભાગ શરીરાભંક માંસમાં મળે છે. અને માંસના અગ્નિથી પાચન થઇ શરીરમાં વહેંચાય છે. તેનો મલ તે કાનનો મેલ છે. સૂક્ષ્મભાગ માસમાં મળી પુષ્ટ થાય છે. સ્થુલ ભાગ મેદમાં મળે છે. તેનું પાચન થઇ તે તો મલ તે પરસેવા રૂપે બહાર આવે છે. સૂક્ષ્મ ભાગ મેદમાં રહી તેનું પોષણુ કરે છે. સ્થુલ ભાગ હાડકાંમાં જાય છે, ત્યાં પાચન થઇ તેનો મલ ભાગથી નખ અને વાળ બને છે. સૂક્ષ્મ ભાગ હાડકાંમાં રહી તેનું પોષણુ કરે છે, સ્થુલ ભાગ મજ્જામા જાય છે, મજ્જાગ્નિથી પચીને પૂર્વવત વ્હેંચાય છે. તેના મલનો ભાગ આંખોનો મેલ અને શરીરની ચીકાશ બને છે. સૂક્ષ્મ ભાગ મજ્જામાં રહી તેનું પોષણુ કરે છે. સ્થુલ ભાગ શરીરાભંક વીર્યમાં મળી જાય છે. વીર્યાગ્નિથી કચીલ રહિત થાય છે. બે ભાગમાં વ્હેંચાય છે. સ્થુલ ભાગ વીર્યમાં રહે છે, અને સુક્ષ્મ ભાગ-થીઓજ બને છે તે હૃદયમાં રહી આખા શરીરમાં વ્યાપક રહે છે, તેનાથી ચીકાશ તુષ્ટિ, પુષ્ટિ અને બળ ઉત્પન્ન થાય છે. એ પ્રાણિયોનું જીવન છે. તેનાથી ઉત્પન્ન થનારા ભાવ ઉત્સાહ, બુદ્ધિ, ધૈર્ય, સુન્દરતા, લાવણ્યતા અને સુકુમારતા છે. ભોજન કરેલા પદાર્થમાંથી રસથી એક માસમાં વીર્ય બને છે એમ વૈદક શાસ્ત્રો કહે છે. બળ-

વાન પાચન શકિતવાળામાં તેથી વ્હેલું અને નિર્મળ પાચનશકિત-વાળાને તેથી માંડું વીર્ય બને છે.

આ પ્રકારે સ્ત્રીઓના રજને માટે પણ જાણવું. રસથી બનેલું રક્ત વીર્યથી પુષ્ટ થઇ રજ બને છે.

જેમ દહીંમાં માખણ, શેરડીમાં રસ, તલમાં તેલ રહેલું છે એ રીતે શરીરમાં વીર્ય રહેલું છે. ઘણા લોકો અંડકોષોને વીર્યનું સ્થાન માને છે. એથી રતિ સમયે વીર્ય ઇન્દ્રિયોથી ખેંચાઇ અહીં એકઠું થાય છે. અને ઉપસ્થ ઇંદ્રિયદ્વારા અહીંથી બહાર નીકળે છે. કે ઓજ હૃદયમાં રહી શરીરમાં વ્યાપ્ત રહે છે, તેમ વીર્ય નાભિ કમળની પાસે વીર્યાશયમાં રહી આખા શરીરમાં ફેલાઇ રહે છે. પુરુષોની માફક સ્ત્રીયોના શરીરમાં વીર્ય અને ઓજ બને છે. પુરુષોમાં જે કામ વીર્ય અને ઓજનું છે તે સ્ત્રીયોમાં પણ છે. સ્ત્રીયોનું વીર્ય સંતાનોત્પત્તિમાં ઉપયોગી થતું નથી. જે રીતે પ્રજોત્પત્તિમાં પુરૂષોનું વીર્ય મુખ્ય છે તેમ સ્ત્રીયોમાં રજ મુખ્ય છે. આ રીતે રજ અને વીર્ય ઉત્પન્ન થઇ પ્રકૃતિ અનુસાર સંતાન ઉત્પન્ન થાય છે.

પાશ્ચાત્યો કહે છે કે: વીર્યમાં તેમ રજમાં એક પ્રકારના જંતુ હોય છે. રજ અને વીર્યના મિશ્રણમાં બાળકનું શરીર બનવા માટેના બધા અવયવો છે. કેટલાક અંગોની ઉત્પત્તિ માતાના રજથી અને કેટલાંકની ઉત્પત્તિ પિતાના વીર્યથી થાય છે.

આ પ્રમાણે પુરૂષ કે સ્ત્રી જે જમે છે તેવાં તેમનાં વીર્ય અને રજ ઉત્પન્ન થાય છે. એ બેનો હર્ષથી સંયોગ થાય અને સ્ત્રીના રજની સાથે પુરૂષનું વીર્ય મળી તેને ગર્ભ ધારણ કરે તો તે ગર્ભ ધારણ છે. તેમથી ગર્ભની ઉત્પત્તિ થઇ બાળક જન્મે છે.

---

## પ્રકરણ ૭૯ મું.

---

## ગર્ભાશય–શુક્ર–રજનું સ્થાન

સ્ત્રીઓને પણ પુરૂષોની માફક બે વૃષણો ( ઓવરીઝ ) હોય છે. પુરૂષોને બહાર હોય છે ત્યારે સ્ત્રીયોને ગર્ભાશયના જમણી તરફ દોઢ ઇંચ દૂર હોય છે. રજોધર્મ સમયે આ અંડકોષોનો આકાર અને વજન વધી જાય છે. ત્યાંથી રજ ગર્ભાશયમાં જઇ વાયુની પ્રેરણાથી બહાર આવે છે. રજ બંધ થતાં આ કોષો પ્રથમ માફક સંકોચાઇ

જાય છે. અંડકોષોમાં રજ ઉત્પન્ન થઇ ફલવાહિની નળી દ્વારા ગર્ભાશયમાં જાય છે. જ્યારે અહીં નિયમપૂર્વક રજ ઉત્પન્ન થતું નથી ત્યારે રોગ થાય છે.

**ગર્ભાશય**—સ્ત્રીના શરીરમાં ગર્ભાશય નામનો અવયવ છે. જ્યાં બાળક–ગર્ભરૂપે રહે છે, તેની આગળ મૂત્રાશય અને પાછળ મલાશય અને ઉપર નાભી છે. આ ગર્ભાશય રજઃસ્રાવ વખતે ઉઘડે છે. તે સોળ રાત્રિ પર્યંત ઉઘાડું રહે છે. અને પછી જેમ સંધ્યાકાળે કમળ બંધ થઈ જાય, તેમ રજોદર્શનની સોળ રાત્રિ પુરી થયા પછી તેનું મુખ બંધ થઇ જાયછે. તે પછી ગર્ભાશયમાં ગર્ભધારણ થતો નથી.

ગર્ભાશયમાં અનેક પ્રકારના રોગ થાય છે ત્યારે તે સ્ત્રી પ્રજા ઉત્પન્ન કરી શકતી નથી. ગર્ભાશય નાનું હોવાથી, રૂતુ ધર્મ ન આવવાથી, ગર્ભાશયમાં રજ એકઠું થવાથી સોજો આવવો, એ વગેરે રોગોથી સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી. ગર્ભાશયમાં ચીકણો પદાર્થ ભરાઇ રહે તેથી ગર્ભ રહેતો નથી, તેમાં માંસ વધે તેમાં રક્ત જામી સુકાઇ જાય, તેનું મુખ વધુ પહોળું થઇ જાય, તેમાં મસો થાય, તે ફરી જાય, તેમાં નાસુર થાય, તે વાંકું થઇ જાય, અંદર રસોળી થાય, તેમાં ઘા પડે, અર્બુદ થાય, મુખ બંધ થઇ જાય વગેરે ગર્ભાશયના અનેક વિકારો થતાં ગર્ભધારણ થતો નથી.

---

## પ્રકરણ ૮૦ મું

### રજોધર્મ

સ્ત્રી દર માસે રજસ્વલા થાય છે. સાધારણ ગરમ દેશમાં કન્યાઓ વ્હેલી રજસ્વલા ધર્મમાં આવે છે જ્યારે થંડા દેશમાં મોડી થાય છે. તો પણ જે કન્યાઓનાં નાનપણમાં લગ્ન થાય, જેમને નાનપણથી પ્રેમની, ગૃહવ્યવહારની, શ્રંગારની, હસ્યા મશ્કરીની, વાતો સાંભળવામાં આવે, નિર્લજ્જ સ્ત્રીઓની સોબતથી, શ્રૃંગારનાં પુસ્તકો નાની ઉમ્મરમાં વાંચવાથી નાની ઉમ્મરમાં રજસ્વલા થાય છે. સાધારણ રીતે દસ બાર વર્ષમાં કન્યાઓ રજસ્વલા ધર્મમાં આવે છે. ગામડામાં જ્યાં આવા સંસ્કારો વધુ પડતા નથી તેવી અભણ જાતોમાં મોટી ઉમ્મરે રજસ્વલા ધર્મમાં આવે છે.

કેટલાક માને છે કે કન્યા રજસ્વલા થઇ એટલે તેનામાં સંયોગ શક્તિ આવી ગઇ પણ તે ભૂલ છે. રજસ્વલા થવાથી તેનાં અન્ડ, ફલવાહિની નળી અને ગર્ભાશય સારી દશામાં છે અને તેનો વિકાસ થઇ રહ્યો છે એમ સમજવું. વિદ્વાનો માને છે કે સોળ વર્ષ સુધી સ્ત્રીનું શરીર સંયોગ કરવા યોગ્ય નથી હોતું. કેમકે એ પહેલાં રજ કાચા અંડકોષ અને ગર્ભાશયમાંથી આવે છે. તેને પુષ્ટ થવાને ખાસ સમયની આવશ્યકતા છે. બાર વર્ષ પછી તેને પુષ્ટ થવાનો આરંભ થાય છે. સોળ વર્ષની ઉમ્મર સુધીમાં અંન્ડકોષો, ફલવાહિની નલી અને ગર્ભાશય ત્રણે પુષ્ટ થઇ બરોબર વધે છે. જો આ અવસ્થા પહેલાં સંયોગ કરવામાં આવે તો ગર્ભાશય બગડે છે. પરિણામે સ્ત્રીયો અનેક રોગના ભોગ રૂપ બને છે. માટે ૧૬ વર્ષથી ઓછી ઉમ્મરની સ્ત્રી સંયોગ માટે યોગ્ય નથી.

રજસ્વલા થનાર સ્ત્રીને દસેક તોલા રજ તો જરૂર નીકળે છે. જો બળવાન સ્ત્રી હોય તો પંદરેક તોલા રજ નીકળે છે. જો તેટલું ન નીકળે તો કોઇ રોગ હશે એમ મનાય છે. રજસ્રાવ આવવો એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. તે જો નિયમસર દરમાસે આવે તો સ્ત્રીયો વ્હેતી નદીયોની માફક સ્વચ્છ રહે છે. જે પ્રકારે નદીનું વહેણ અટકી જતાં તેમાં અનેક પ્રકારના વિકાર અને મલિનતા ઉત્પન્ન થાય છે એ પ્રકારે રજોધર્મ બગડતાં સ્ત્રીયોમાં અનેક રોગ ઉત્પન્ન થાય છે.

રજોધર્મ ન આવવો, રજ ઓછું નીકળવું, કષ્ટથી રજ આવવું, નિયમસર રજ ન આવવું, એ અનેક વિકારો થાય છે. અને પ્રદર, લોહિસ્રાવ, અટકાવ બંધ થઇ જવો એ રોગ થાય છે.

દરેક સ્ત્રીએ રજસ્રાવ સંબંધી જ્ઞાન મેળવવું જોઇએ.

## રજસ્વલા સ્ત્રીઓનું કર્તવ્ય

સ્ત્રીને દરમાસે રજસ્રાવ આવવો એ કુદરતી નિયમ છે. રજસ્વલા સ્ત્રીએ તરત એકાન્તમાં રહેવું, કારણ કે રજોદર્શનના દિવસોમાં માતાનું જેવું ચિત્ત ચરિત્ર અને વ્યવહાર હોય છે. તેવા ગુણ દોષ અનુસાર સંતાન ઉત્પન્ન થાય છે. એકાન્તમાં રહેવાથી ચિત્ત ઠીક રહે છે. હૃદયમાં કોઇ રીતે વિકાર ઉત્પન્ન થતો નથી. રજોદર્શન સમયે સ્ત્રીના ચિત્ત ચરિત્ર અને વ્યવહારથી હૃદય ઉપર પડેલા ગુણ દોષ તેના બાળકમાં આવી જાય છે. એથી સ્ત્રીઓએ તે પ્રસંગે એકા-

ન્તમાં રહેવું. એ સમયે સ્ત્રીયોએ ભોજનનો પણ વિચાર ન કરવો. તાજી રસોઇ ઠંડી થાય ત્યારે જમવું, ખાટુ તુરુ, બાદી કરનારૂં, તેલનું ભોજન ખાવું નહિં. જલ્દી પચે તેવું જમવું, ઋતુમતી સ્ત્રી દિવસે ઉંઘેતો, ઉંઘનારી આંખમાં મેશ ઘાલેતો આંધળી, રડે તો નેત્ર વિકાર વાળી. સ્નાન કરે ચંદન લગાવે તો દુઃખી, શરીરે તેલ ચોળેતો દુષ્ટ રોગી. નખ કાપે તો ખરાબ નખવાળી. દોડેતો ચંચળ, હસેનો કાળા દાંત વાળી અને કાળા હોઠ વાળી, બહુ બોલ બોલ કરેતો બકવાદ કરનારી, ઘાંટા પાડી બોલે તો બ્હેરી, વાગ કાંસકાથી હોરે તો રોગ વાળી અને વધુ હવામાં રહે તો કષ્ટ વાળી પ્રજા થાય છે એવો આયુર્વેદ શાસ્ત્રનો મત છે.

રજસ્વલા સ્ત્રીએ અશ્લીલ ગીતો ગાવાં નહિં, ખરાબ પુસ્તકો વાંચવાં નહિં, ઠઠ્ઠા મશ્કરી કરવી નહિં, પરિશ્રમ કરવો નહિં તેથી નિર્લજ્જને રોગી પ્રજા થાય છે. તે સમયમાં પુરુષ સંયોગ કરવો નહિં, તેથી અનેક રોગ વાળી પ્રજા થાય, કન્યા થાય તો વેસ્યા કે ગુપ્ત વ્યભિચાર કરનારી, પુત્ર થાય તો વેસ્યા ગમન કરનાર થાય, શ્રૃંગાર ધારણ કરવાથી કામી. વ્યભિચારી અને જુઠું બોલવાથી પાખન્ડી, ક્રોધ કરવાથી દુષ્ટ, માંસ ખાવાથી પાપી, દારૂ પીવાથી મતીભ્રમ, ઉપવાસ કરવાથી પેટના રોગવાળી પ્રજા થાય છે

રજોવતી સ્ત્રીએ ત્રણ દિવસ સુધી આ નિયમો પાળવા, તેણે ત્રણ દિવસ સુધી પોતાના હૃદયમાં કોઇ પણ પ્રકારના વિકાર ઉત્પન્ન થવા ન દેવા. ધર્મશાસ્ત્રના મત પ્રમાણે રજોવતી સ્ત્રી પ્રથમ દિવસે ચાંડાલી, બીજે દિવસે બ્રહ્મઘાતિની અને ત્રીજે દિવસે રજની (ધોબણ) સમાન અશુદ્ધ ગણાય છે. તેથી તેને અટકવું નહિં. તેમ તેણે ઘરના કોઇ માણસને કે વસ્તુને અડકવું નહિં. ત્રણ દિવસ તે અસ્પર્શ્ય ગણાય છે. ચોથે દિવસે સ્નાન કર્યા પછી તે શુદ્ધ થાય છે. આનું કારણ કે ધર્મ સમજીને કોઇ ત્રણ દિવસ રજોવતીને સ્પર્શ કરે ત્રણ દિવસ તેણે વેગળા રહી કોઇને અડકવું નહિં. ત્રણ દિવસ તેને આરામ આપવો, હલકું ભોજન આપવું. તેને પાથરવા ઓઢવાનું પુરતું સાધન આપવું.

## રજસ્વલા સ્ત્રી સ્નાનથી શુદ્ધ થયા પછી કર્ત્તવ્ય

રજસ્વલા સ્ત્રી ચોથે દિવસે સ્નાન કરી જ્યારે શુદ્ધ થાય તે સમયે ઇશ્વરે સ્ત્રીયોની આંખોમાં એક એવી શકિત આપી છે કે જેથી

સ્ત્રી ! પુરૂષનું દર્શન કરે છે તેનો પ્રભાવ તેના હૃદય પર પડે છે. જેથી તે અનુસાર સંતાન ઉત્પન્ન થાય છે. વૈદકનો મત છે કે સ્નાન કરીને નવાં કપડાં પહેરી મંગલ પાઠ અને સ્વસ્તિ વાચન પૂર્વક પતિનું દર્શન કરવું, એથી પતિના જેવી પ્રજા થાય. પતિ કુરૂપ, અંગહીન હોય તો પ્રિયજન, દીકર, દેવપુરૂષનાં દર્શન કરવાં, લોકો આ વાત ન માને પણ સાચી છે.

એવા ઘણાય દાખલા છે કે સ્ત્રી ચોથે દિવસે સ્નાન કરી કાળા દુબળા માણસને જુવે તો તેવી પ્રજા તેને થાય છે, અને રૂપાળા માણસને જુએ તો તેવી પ્રજા તેને થાય છે. માટે સ્ત્રીએ સ્નાન કર્યા પછી પોતાના પતિનું કે કોઇ દેવતાની છબીનું દર્શન કરી તેનું ચિંતન કરવું.

નાની ઉમ્મરની સ્ત્રી તેમ જે વધુ જમી હોય, જેનું જમેલું અન્ન પચ્યું ન હોય, તરસી હોય, જે શોક કે ચિંતાથી વ્યાકુલ હોય, રોગી હોય, ઝાડો પેશાબ કરવાની ઇચ્છા થઇ હોય, રજોવતી, પુરૂષ કરતાં મોટી ઉમ્મરની, પ્રમેહ, પ્રદર, ગરમી, ઉપદંશના વ્યાધિવાળી, ઉન્મત્ત, કામદેવમાં ખુશી ન હોય તેવી, પોતાને પ્રિય હોય તેવી, જેને જોઇ ચિત્ત બગડે તેવી, અણગમતાવ હોય તેવી, બદચાલની સ્ત્રીની સાથે પુરૂષે સંયોગ કરવો નહિં. કેમકે તેથી અનેક રોગ ઉત્પન્ન થાયછે.

---

## પ્રકરણ ૮૧ મું

---

### વન્ધ્યા સ્ત્રી ન હોવાનું કારણ

કેટલીક સ્ત્રીઓ મોટી ઉમ્મરની થાય છે ત્યાં સુધી બાળક થતું નથી એટલે તેને વંધ્યા સ્ત્રી માની લે છે. અને ભગવાનને ભરોંસે બેસી રહી દવા કરતા નથી. પણ જો તે દવા કરે તો તેનો વંધ્યા રોગ જરૂર નષ્ટ થાય.

કેટલીક સ્ત્રીયોને ગર્ભાશય હોતાં નથી ત્યારે તે સ્ત્રી ગર્ભ ધારણ નથી કરતી, તેનો ઉપાય નથી કારણ કે તે જન્મ વંધ્યા ગણાય છે. જે સ્ત્રીને એક સંતાન ઉત્પન્ન થઇ ફરી પ્રજા થતી નથી તે કાકવંધ્યા ગણાય છે. આવી સ્ત્રીયેને પ્રથમ બાળક થયા પછી ગર્ભાશય નષ્ટ થઈ જાય છે જેથી તેને બીજું સંતાન થતું નથી.

જે સ્ત્રીને પ્રજા થઇ થઇ મરી જાય તે મૃતવત્સા વંધ્યા છે. તેનું કારણ તેના પૂર્વજન્મનાં પાપકર્મો હોય છે. આવી સ્ત્રીયોના દુધમાં વિષ હોય છે એમ કહેવાય છે. તે જો બાળકને ધવરાવે નાહં પણ ગાયનું દુધ પાય તો બાળક જીવે.

કેટલીક સ્ત્રીયો ગર્ભધારણ તો કરે પણ સુવાવડ થઇ ગર્ભ અવી જાય છે. ગર્ભાશય નકામું થઇ જતો આ રોગ થાય છે. કેટલીકને ગર્ભ રહે પણ વધે નહિં, તે પણ ગર્ભાશયનો વિકાર છે. ગર્ભાશયમાં વલુર આવે અને તેથી વારંવાર ખણવાથી ગર્ભાશય નષ્ટ થઇ જાય છે. તેમાં ગર્ભાશયની ગરમી કારણરૂપ છે.

કેટલીક સ્ત્રીઓને કન્યાઓજ ઉત્પન્ન થાય છે, તપાસ કરતાં એવી સ્ત્રીઓને જમણી તરફનું અંડકોષ હોતું નથી, યા નકામું થઇ ગયેલું હોય છે. કેમકે સ્ત્રીના જમણા અંડથી નીકળેલા રજદ્વારા પુત્ર થાય છે જ્યારે જમણું અંડકોષ જ ન હોય તો પછી પુત્ર કેવી રીતે થાય ?

કેટલીક સ્ત્રીયોને ગર્ભ રહે પણ વધે નહિ, તેમ બીજો ગર્ભ પણ ન રહે. આવી સ્ત્રીયો જો સ્વપ્નમાં સયોગનો અનુભવ કરે કે બે સ્ત્રીયો પરસ્પર સંયોગ કરે તો તેથી મૂઢ ગર્ભ રહી જાય છે.

કેટલીક સ્ત્ર. રજસ્વલા ધર્મમાં આવતી જ નથી તેવી સ્ત્રીઓને ગર્ભ અંડકોશો હોતા નથી તેથી તે ગર્ભ ધારણ કરતી નથી. કેટલીક સ્ત્રીયોમાં ચરબી અત્યત વધી ગઈ હોય છે. એવી સ્ત્રીને સંતાન થતાં નથી કારણ ચરબી વધવાથી ગર્ભાશય નકામું થઇ જાય છે. ચરબી ગર્ભકોષોને બગાડી દે છે. અને તેનું મુખ સંકોચાઇ જાય છે. આવી સ્ત્રીની દવા કરી ચરબી—મેદ ઓછો કરી ગર્ભાશય સુધારી શકાય છે.

જે સ્ત્રી અત્યંત સ્થુલ—જાડી હોય છે કે મોટી હોય છે તેનું ગર્ભાશય અંડ બગડી જાય છે, અને ઘણી મોટી હોવાથી પુરુષેંદ્રિય ગર્ભાશયના મુખ સુધી પહોંચી શકિત નથી પણ વચમાંજ રહી જાય છે જેથી વીર્ય પણ ગર્ભાશયના મુખ સુધી પહોંચતુ નથી આવો સ્ત્રી ગર્ભધારણ કરી શકતી નથી.

જે સ્ત્રીનું ગર્ભાશય નષ્ટ થઇ ગયું હોય છે તે ગર્ભધારણ કરી શકતી નથી નાની ઉમ્મરમાં જે સ્ત્રી સમાગમ કરે છે તેનું

ગર્ભાશય નષ્ટ થતાં અથવા કમજોર થઇ જતાં સ્ત્રી ગર્ભધારણ કરી શકતી નથી. જે વધુ સમાગમ સુખ ઇચ્છનારી સ્ત્રી હોય છે તેનું રકત ક્ષિણ થાય છે તેને ગર્ભ રહેતો નથી ગર્ભાધાન પછી ચાર કે પાંચ દિવસ પછી વીર્ય બહાર નીકળી જાય છે. કેટલીક સ્ત્રીઓને ઘણા દિવસ રજસ્ત્રાવ રહે છે. પ્રદર રહે છે તેવી સ્ત્રીઓ ગર્ભ ધારણ કરી શકતી નથી.

વંધ્યા સ્ત્રીઓ માટે દવા તો કરવી જ. જો કોઇ રોગથી ગર્ભ ધારણ ન થતો હોય તો રોગ નિવૃત્ત થયે ગર્ભ ધારણ થાય છે.

---

## પ્રકરણ ૮૨ મું

---

### મેદરોગ-ગર્ભધારણ ન થઈ શકે તેવા રોગો

ઘણી સ્ત્રીઓને બેઠા બેઠાં રહેવથી શરીર જાડું થઇ જાય છે શરીરમાં ચરબી અર્થાત મેદ વધે છે, જે સ્ત્રીઓ હંમેશાં બેસી રહે છે, કશું કામ કરતી નથી જેને સારૂં સારૂં ખાવાનું મળે છે ગળ્યા પદાર્થો ઘી, ખાંડ, મિષ્ટાન્ન મિઠાઇ વધુ ખાય છે, ભાત વધુ ખાય છે દિવસે સુઇ રહે છે. કફ ઉત્પન્ન કરનાર ગળ્યા પદાર્થો વધુ ખાવાથી અન્નનો મધુર રસ બની મેદને વધારે છે. વધેલી ચરબીની અસર શરીર ઉપર થાય છે. જેથી રસવાહિ શિરાઓનો રસ્તો બંધ થાય છે. એટલે હાડકાં, મજ્જા, વીર્ય પુષ્ટિ ન થતાં માત્ર મેદ વધે છે. અને મેદ વધે છે તે સુકુમાર બની, આળસુ બની સર્વ કાર્યોમાં પુરૂષત્વ હિન થાય છે. શરીર જાડું થાય છે, પેટ વધે છે.

ખાંસી, નિદ્રા, આળસ, ભૂખ, વધુ લાગે. પરસેવો થાય, દુર્ગંધી છૂટે. એવા મેદ રોગવાળા ખાય છે ઘણું, પણ તેનું સત્વ વીર્ય બનતું નથી પણ ચરબી બહુ વધે છે. પેટ, નિતંબ, છાતી, પીંડલીઓ મોટી થાય છે, શકિત ઓછી થાય છે. સ્ત્રીઓમા નિતંબ અને પેડુનો ભાગ ચરબીથી વધી મોટો થાય છે. ગર્ભાશયનું મોં મેદું થાય છે, અર્થાત ચરબીના લીધે સંકોચાઇ જાય છે, લોહી બરોબર હોતું નથી ફીકું પડી જાય છે પ્રથમ રજનો બગાડ થાય છે, પછી શરીરમાં સારી રીતે ચરબી વધી જાય છે તો રજ બંધ થાય છે. કોઇ કોઇ વખત આવે તો કોઇ વખત બે ત્રણ માસસુધી અટકાવ આવતોય નથી.

અને ગર્ભ રહ્યો હોય એમ માને છે. આવી દશામાં ગર્ભાશયમાં રજ જામી જાય છે તો ઘણા વ્યાધિઓ થાય છે. ચરબીના પ્રકોપથી રજ જંન્તુઓને હાનિ પહોંચે છે.

આવાં સ્ત્રી પુરુષો શિથિલ થઇ જાય છે, પરસેવો નીકળે છે, ગભરાંમણ થાય છે, શ્વાસ ચાલે છે, તરસ બહુ લાગે છે ઉઠવું બેસવું મહેનત કરવી ગમતી નથી, આવાં સ્ત્રી પુરૂષો સમાગમ કરી શકતાં નથી. શરીર બહુ જાડુ હોવું ચરબી વધી જવી એ ખરાબ રોગ છે. સ્ત્રી પુરૂષોમાં ચરબી વધી ગઇ હોય છે તેઓ કદી ગર્ભ ધારણ કરી શકતાં નથી. કેમકે ગર્ભાશય ચરબીના વિકારથી ચિકાશ વાળું થતા વીર્ય ગ્રહણ કરી શકતું નથી. અને પુરૂપમાં જાડાઇ આવવાથી મેદ વધી જવાથી ઇંદ્રિય નિશ્ચિત સ્થાન પર વીર્ય પહોંચાડી શકતી નથી. સ્ત્રી પુરૂષ બંનેમાં મેદ વૃદ્ધિ થઇ જતાં પ્રજા ઉત્પન્ન કરી શકતાં નથી. પરંતું જે લોહિથી પુષ્ટ હોય તેવા જાડા શરીરવાળાં પ્રજા ઉત્પન્ન કરી શકે છે.

શરીર વધવા માંડે ત્યારે ખાત્રી કરવી કે લોહિ વધે છે કે ચરબી વધે છે. જો ચરબી વધતી જણાય તો ચરબી વધારનાર ખાનપાન છોડી દેવાં, કસરત કરવી, બેસી રહેવાની ટેવ છોડવી. મેદ ઘટે તેવી દવા ખાવી. તેથી મેદ ઘટતાં પ્રજા ઉત્પન્ન થઇ શકે છે.

**સુંદરીસાથી પીવાથી** ચરબી ઘટે છે અને ગર્ભ રહે છે, વંધ્યા સ્ત્રીઓએ દવે કેમીકલ વર્કસમાંથી વંધ્યાપીલ્સ અને સુંદરીસાથી મંગાવી ઉપયોગ કરવાથી ગર્ભાશયના વિકારો મટી ગર્ભ રહેછે. ઘણી સ્ત્રીઓને ૩૫–૪૦ વર્ષ સુધી પ્રજા ન થયેલી તેવીને પ્રજા થઇ છે.

## યોનિરોગ.

સ્ત્રીઓને ગર્ભાશયના રોગ ઉપરાંત યોનિરોગ થાય છે તેનો ગર્ભાશય સાથે સંબંધ છે, જેમાંથી રકત નીકળે તે રકત પ્રદર, ધાતુશ્રાવ થાય છે. શ્વેતપ્રદર પીળું, કાળું ભૂખરું રકત નીકળે તે ગંધાય ખુજલી આવે જેથી શરીર પીળું પડી જાય પાણી વલાં કરે, બાળક ન થાય અત્યંત શ્રાવ થવાથી કેડો, કમ્મર બરડામાં દુઃખ થાય, નિયમસર અટકાવ ન આવે, મહિના ચઢી જાય કષ્ટથી રકતશ્રાવ થાય, અંદર કહોવાટ થાય, સોજો આવે, લાહ્ય બળે, અંદર વડના ટેટાની માફક કંન્દ થાય. અંદર ધા પડે ફોલ્લીઓ થાય વિગેરે અનેક રોગો થાય

છે, ત્યારે સ્ત્રીને પ્રજા થતી નથી, આ માટે સુંદરીસાથી ૩ બાટલી વાપરવાથી ઘણો ફાયદો થઇ જાય છે.

## પ્રદરરોગ

સ્ત્રીઓનો આ રોગ ઘણો દુઃખદાયક છે રજ વધી જતાં રજ-સ્રાવ થયાં કરે, લાલ, કાળુ. રૂક્ષ, પાતળું પાણી વહ્યાં કરે, શ્વેત ધાતુ જાય, અટકાવ ઘણા દિવસ ચાલે, અનિયમિત અટકાવ આવે, જેથી તાવ, દમ, પાંડુ રોગ થાય છે, શરીર અશક્ત થાય છે. પેઢામાં માથામાં દુઃખાવો થાય તરસ લાગે. રૂતુસ્રાવ સિવાય સફેદ શ્રાવ થયાં કરે છે. આથા સ્ત્રીઓ ગર્ભ ધારણ કરતી નથી. આ માટે સુંદરીસાથી અનુભવનો ખાત્રીનો ઉપાય છે.

## ઉપદંશ

સ્ત્રીઓને ઉપદેશ ગરમીના રોગ થાય છે, ઘણે ભાગે દુરાચરણી સ્ત્રીઓને આ રોગ ઘણો થાય છે, સ્ત્રીનો રોગ પુરૂષને અને પુરૂષનો રોગ સ્ત્રીઓને થાય છે. આ રોગ ચેપી ગણાય છે. આ રોગમાં યોની મુખ ઉપર નાની નાની લાલ ફોલ્લીઓ થાય છે. ચેળ આવે છે, પાણી અડકાડતાં ચાંદીઓ પડે છે, દાહ થાય છે. આવી સ્ત્રીઓનો સમાગમ કરનાર પુરૂષને પણ આ ઉપદંશનો વ્યાધિ થાય છે. આ રોગ અંદર સડો કરે છે. રજ નષ્ટ થાય છે. અને તેથી તેમને પ્રજા થતી નથી.

આ રોગમાં પણ સુંદરીસાથી ઘણી સારી દવા છે.

સ્ત્રીઓને આવા આવા રોગેથી ગર્ભ રહેતો નથી. આપણા લોકોની માન્યતા પ્રજા ન થાય તો આથા આખડી માને છે, પણ દવા કરતા નથી. ભૂત, પ્રેત, પીર પેગંબરને માની બાધાઓ રાખી ભૂવા, જતી, ફકીરને દોઢીયાં ખવરાવે છે. પણ આને માટે તો દવા કરવી જોઇએ. ગર્ભાશયના રોગો મટે તો જરૂર પ્રજા થાય છે. ગર્ભાશયના વિકારોથી, યોનિ રોગથી, પ્રદરાદિ વ્યાધિથી પ્રજા થતી નથી, દવા કરવાથી તે રોગ મટે છે. અને પ્રજા થાય છે.



## પ્રકરણ ૮૩ મું

### ગર્ભાધાનની પવિત્ર ક્રિયા

હિંદુઓમાં સોળ સંસ્કાર ગણાય છે. ગર્ભાધાનનો પણ એક સંસ્કાર ગણાય છે અને તેની વિધિ કરાવવી પડે છે સ્ત્રી પુરૂષે યોગ્ય પુખ્ત ઉમ્મરે સમાગમ કરવાથી પ્રજા થાય છે. પ્રજાની સુદૃઢતા અને યોગ્ય થવા માટે મા બાપના આચાર વિચાર ઉપર વધુ આધાર છે. નાની ઉમ્મરમાં ગર્ભાધાન થાય તે પ્રજા નીર્બળ પાકે છે. જેમ પરિપકવ થયા વગરનું કાચું બી સારી જમીનમાં વાવવામાં આવે. ખાતર પાણી સર્વ માફક હોય છતાં નિષ્ફળ નીવડે છે. કદાચ ઉગે તો તેનાં ફળ સારાં થતાં નથી. એવી રીતે વીર્ય અને રજ પરિપકવ હોય તો પ્રજા સારી થાય છે. તે માટે સ્ત્રી પુરુષે પુખ્ત ઉમ્મર સુધી બ્રહ્મચર્ય પાળવાની જરૂર છે.

વૈદક શાસ્ત્ર પુરૂષની ઉમ્મર ૨૫ વર્ષ અને સ્ત્રીની ઉમ્મર ૧૬ વર્ષની પુખ્ત ગણે છે. તેથી ઓછી ઉમ્મરનાં સ્ત્રીનું રજ અને પુરૂષનું વીર્ય પરિપકવ હોતું નથી. અત્યારે તો માબાપ છોકરાંનું કયારે લગ્ન થાય એજ ઇચ્છે છે. અને કેટલાક અજ્ઞાન માણસો તો ઘોડીયામાં હોય ત્યારે વિવાહ કરી બાળક ચાર પાંચ વર્ષનું થાય ત્યારે તો તેનામાં સાસરાના અને વર કે વહુ ા સંસ્કાર નાંખે છે. આથી નાની ઉમ્મરે બાર પંદર વર્ષે તો છોકરો કે છોકરી પ્રજાનાં માબાપ થઇ બેસે તે પ્રજા કયાંથી સારી બળવાન થાય ! માટે નાની ઉમ્મરે ગર્ભાધાન ન થાય તે માટે બાળકોને પુખ્ત વયેજ પરણાવવાં.

સાધારણ રીતે ૧૬ વર્ષની સ્ત્રી સાથે ૨૦ વર્ષના પુરૂષનો સમાગમ થાય તો પણ બાળક સારૂં જન્મે છે. આથી ઓછી ઉમ્મરે ગર્ભ ધારણ થાય તો નિર્બળ કે અલ્પાયુ થાય છે.

**ગર્ભાધાનનો સમય**—જેમ ખેતરમાં વાવણી કરવાનો પણ સમય હોય છે. ચોમાસુ વર્ષાદ થવો એ જોવાય છે. તેમ ગર્ભાધાનમાં પણ જો સારી પ્રજા ઉત્પન્ન કરવી હોય તો સમય જોવાય છે.

પ્રથમ તો સારા ઘરની, સુંદરી ગુણવાન કન્યા સાથે લગ્ન કરવું પછી તેને અને પુત્રને પુખ્ત ઉમ્મર સુધી શારીરિક અને માનસિક બળ વધે તેવી ઉત્તમ કેળવણી આપી સુશિક્ષિત કરવું, પછી પુખ્ત ઉમ્મર થાય ત્યારે પછી ગર્ભાધાનનો સમય જાણવો.

સ્ત્રી રજસ્વળા થાય ત્યારથી ૧૬ દિવસ અને રાત્રિ એ સ્વાભાવિક ઋતુકાલ ગણાય છે. તેમાં રજોધર્મ આવે તે દિવસથી પ્રથમની ચાર રાત્રિ અગીઆરમી, તેરમી રાત્રિ ગર્ભાધાન માટે નિષિદ્ધ છે. એમ ૧૬ રાત્રિમાં ૬ નિષિદ્ધ અને દસ સારી ગણાય છે. આ છ રાત્રિનો ત્યાગ કરી બાકીના દિવસોમાં સ્ત્રી પુરૂષ સમાગમ કરે તેથી ગર્ભ ધારણ થાય છે. અને તે નિષેધના દિવસોમાં ગમન ન કરે તો તે બંન્ને બ્રહ્મચારી ગણાય છે એવું ધર્મશાસ્ત્ર કહે છે.

### ચાર રાત્રિઓ કેમ નિષિદ્ધ ગણી છે ?

આયુર્વેદમાં તો રજોધર્મ પ્રાપ્ત થાય ત્યારથી પ્રથમની ત્રણ રાત્રિ, અને તેરમી રાત્રિ મળી ચાર રાત્રિ સમાગમ માટે નિષિદ્ધ ગણી છે. બાકીની રાત્રિ ગર્ભાધાન માટે યોગ્ય ગણી છે.

**પ્રથમ દિવસ**—રજસ્વલા થાય તે દિવસે પહેલે દિવસે સમાગમ કરવાથી પુરૂષનું આયુષ્ય ઓછું થાય છે. ગર્ભાધાન કરે અને ગર્ભ રહી જાય તો તે બાળક જન્મતાંજ મૃત્યુ પામે છે.

રજસ્વલા સ્ત્રીના પ્રથમ દિવસે સમાગમ કરેતો પુરૂષને રોગથાયછે.

**બીજો** દિવસ—રજસ્વલા સ્ત્રીની સાથે બીજે દિવસે સંયોગ કરે તો પણ પુરૂષનું આયુષ્ય ઓછું થાય છે, પુરૂષને ઉપદંશ, લોહી બગાડનો રોગ થાય છે; સ્ત્રીઓને ગર્ભાશયના રોગ થાય છે. અને કદાચ ગર્ભ રહે તો તે જન્મતાં દસ દિવસમાં મરી જાય છે.

**ત્રીજો દિવસ**—રજસ્વલા સ્ત્રીના સાથે ત્રીજે દિવસે સંયોગ કરે તો પુરૂષનું આયુષ્ય ઓછું થાય છે, તેની આંખનું તેજ ઓછું થઇ જાય છે, અને ગર્ભ રહે તો તે અધુરા અંગનું, ખોડવાળું અને થોડા દિવસ જીવનારૂં બાળક જન્મે.

**ચોથો દિવસ**—રજસ્વલા ત્રણ દિવસ પછી ચોથો દિવસે માથા બોળ સ્નાન કરી શુદ્ધ થાય ત્યારે તે દિવસે સંગ કરવાથી બાળક સર્વ અંગોથી પૂર્ણ અને બહુ દિવસ જીવનારૂં દીર્ઘાયુ ઉત્તમ બાળક જન્મે છે. પણ આ દિવસે સંગ કરવાથી ગર્ભાશયને હાનિ પહોંચે છે.

રજસ્વલા સ્ત્રીની સાથે પ્રથમની ત્રણ રાત્રિયોમાં સયોગ કરવાથી પુરુષને કોઢ, ગરમી, મૂત્રકચ્છ, ઉપદંશ, વીગેરે અનેક પ્રકારના રોગ થાય છે. અને સ્ત્રીના ગર્ભાશયને ઘણી હાનિ થાય છે. કારણ કે તે

દિવસોમાં રજ નીકળતું હોય છે એટલે તેમાં ફેરફાર થાય છે, આ વખતે સંયોગથી ઘણી હાનિ થાય છે. સ્ત્રીને જ્યાંસુધી રજ નીકળતું હોય તે દિવસોમાં ત્યાં સુધી ગમન કરવાથી પુરૂષના વીર્યનો નાશ થાય છે. આવું આયુર્વેદશાસ્ત્ર કહે છે.

રજસ્વલા સ્ત્રી સાથે ગમન કરવાથી પુરૂષની બુદ્ધિ તેજ, બલ, નેત્રનું તેજ અને આયુષ્ય ઓછાં થાય છે, અને બંન્નેને અનેક રોગ થાય છે. આમ મનુસ્મૃતિ કહે છે. નિર્ણય સિંધુતો ચોથી રાત્રિમાં ગમન કરવાથી અલ્પાયુ બાળક, દરિદ્ર પુત્ર જન્મે છે એમ પણ કહે છે.

સ્ત્રી રજસ્વલા થાય છે ત્યારથી ચાર દિવસ સુધી રજ નીકળે છે. ચોથે દિવસે રજ નીકળતું હોય તો ગમન ન કરવું પણ રજ બંધ થઇ ગયું હોય તો આયુર્વેદના કહેવા પ્રમાણે ગમન થઇ શકે. પ્રથમના ત્રણ દિવસ તો ગર્ભાધાન માટે નકામા છે. એવું સર્વ ધર્મ શાસ્ત્રો તેમ આયુર્વેદ પણ કહે છે. ઉચ્ચ વર્ણમાં સ્ત્રી રજસ્વલા થાય ત્યારથી ત્રણ દિવસ અસ્પર્શ્ય ગણાય છે, તે દિવસોમાં તેને કોઇ અડકતું નથી તે એકાન્તમાં રહે છે, પુરૂષ વર્ગને મોં બતવતી નથી. ચોથો દિવસે સ્નાન કરી શુદ્ધ થાય છે પણ રસોઇ કરી શકતી નથી, રસોડા માટે તો તે દિવસે અસ્પર્શ્ય ગણાય છે. પાંચમે દિવસે માથા બોળસ્નાન કરે ત્યારે પુરી રીતે સ્પર્શ્ય ગણાય છે અને રસોઇ પણ કરી શકે છે. સુશ્રુત ચોથા દિવસે ગમન કરવાનું કહે છે પણ ચરક તો કહે છે કે રજ નીકળતું હોય તો ચોથો દિવસ પણ નિષિદ્ધ છે. શરીર કલ્પદ્રુમ પણ ચોથા દિવસને નિષિદ્ધ ગણે છે. ધર્મશાસ્ત્રો પણ ચોથા દિવસને નિષિદ્ધ ગણે છે. કદાચ તે દિવસે રજ નીકળતું હોય તો બાળક અલ્પાયુ અને દરિદ્રિ થાય છે. વળી સ્ત્રી પુરૂષને રોગ થાય તે જુદો. એથી ચોથે દિવસ પણ ત્યાજ્ય ગણવો.

**અગીઆરમી રાત્રિ**—રજસ્વળા થાય ત્યારથી અગીઆરમી રાત્રિએ પણ ગર્ભાધાન ન કરવું જોઇએ. કારણ કે તે દિવસે ગમન કરવાથી ગર્ભ રહે તો ધર્મહીન કન્યા ઉત્પન્ન થાય છે એવું નિર્ણય-સિન્ધુ કહે છે. તેમજ રતિશાસ્ત્રી વિગેરે કહે છે કેઃ અગીઆરમી રાત્રિએ ગર્ભ ધારણ થાય તો પુત્રી થાય તે વેશ્યા કે ગુપ્ત વ્યભિચાર કરનારી થાય, દુષ્ટ સંતાનનો જન્મ થાય છે. માટે આ રાત્રિ નિષિદ્ધ ગણી છે.

**તેરમી રાત્રિ**—રજસ્વળા થયા પછી તેરમી રાત્રિએ ગમન ન

કરવું સુશ્રુત કહે છે કે: આ રાત્રિ નિન્દીત છે. પણ નિર્ણય સિન્ધુ કહે છે કે: તેરમી રાત્રિએ ગર્ભ રહે તો પાપિણી અને વર્ણસંકર, વ્યભિચારિણી, અન્ય પુરૂષો સાથે સંયોગ કરાવનારી કન્યા જન્મે. રતિશાસ્ત્રી કહે છે કે આ તેરમી રાત્રિએ ગર્ભ રહે તો કુરૂપ અને કુલ્ટા કન્યા જન્મે.

આવી રીતે પ્રથમની ચાર, અગીઆર અને તેરમી રાત્રિ ગર્ભાધાન માટે નિષિધ્ધ ગણી છે. માટે આ દિવસોએ સારી સંતની આશા રાખનારાં સ્ત્રી પુરૂષે ગમન કરવું નહિ.

**વધુ નિષિદ્ધ રાત્રિઓ**—ઉપરની છ રાત્ર તો નિષિદ્ધ ગણી. બાકીની દસ ગર્ભાધાનને યોગ્ય ગણી તેમાં પણ અમાસ આઠમ, પૂર્ણિમા, અને ચતુર્દશી એ ચાર રાત્રિઓમાં સ્ત્રીગમન કરવું એવું મનુસ્મૃતિ, વિગેરે ધર્મશાસ્ત્રો કહે છે. નિર્ણયસિંધુ કહે છે કે: છઠ, આઠમ, ચોથ, બંને પક્ષની ચતુર્દશી, અમાસ અને પૂર્ણિમા એ દિવસોમાં ગર્ભાધાન ન કરવું. તેમજ માબાપ કે સગાની શ્રાદ્ધતિથી આવતી હોય તે દિવસે સમાગમ ન કરવો. એ ઉપરાંત કોઇ પર્વ આવતું હોય તો તે દિવસે સમાગમ કરવો, જેમાં વ્યાતિપાત પ્રદોષ, એકાદશી,સૂર્ય સંક્રાતિ, ગ્રહણ, રામનવમી જન્માષ્ટમી,મહા શિવરાત્રીપર્વના દિવસોમાં સ્ત્રી સમાગમન કરવો, તે દિવસોએ ગર્ભાધાન કરવું એ નિષિદ્ધ ગણાય છે. એવું મનુસ્મૃતિ, વસિષ્ટ સ્મૃતિ આદિ ધર્મગ્રંથો કહે છે.

**ગર્ભાધાનનો વખત**—ઉપર પ્રમાણે સ્ત્રી રજસ્વળા થાય ત્યારથી ચાર રાત્રિ, અગીઆરમીને તેરમી રાત્રી, તેમાં તિથી ચોથ, છઠ, આઠમ, ચૌદસ, અમાસ, અને પર્વના દિવસો ગર્ભાધાન માટે અયોગ્ય છે. તે ઉપરાંત સંધ્યાકાળે સ્ત્રીની સાથે સમાગમ ન કરવો, ગર્ભાધાન માટે રાત્રિનો સમય ઉત્તમ છે. દિવસે સમાગમ કરવો નહિં.

દિવસે સ્ત્રી સમાગમ કરવાથી મનુષ્યનું આયુષ્ય, બુદ્ધિ અને આંખોનું તેજ ઓછું થાય છે, સુર્યમુખી ઉત્પન્ન થાય છે. પ્રાતઃકાલે કે અર્ધી રાત્રે સમાગમ કરવાથી વાયુ કોપિત થાય છે.

ભાગવત તો તમે વાંચ્યું છે તેમાં જણાશે કે સાયકાલે કશ્યપ અને અદિતિ જેવાં પવિત્ર ઋષિ અને ઋષિ પત્નીએ ગમન કર્યું તો હિરણ્યકશિપુ જેવા દૈત્યનો જન્મ થયો. અર્ધી રાત્રે ગમન કરવાથી પણ પુરૂષને અનેક રોગો ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે દિવસે, સ-

ધ્યાકાળે, અર્ધી રાત્રે સ્ત્રી સમાગમ નજ કરવો, એ વખત ગર્ભાધાન માટે અયોગ્ય છે.

જમ્યા પછી ૩ કલાકની અંદર સમાગમ કરવો નહિં. એ રીતે સારી પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળાં સ્ત્રી પુરૂષોએ નિયમ પાળી ગર્ભાધાન કરવું.

**રજસ્વલા થયા વગર ગર્ભ રહેવો**—કેટલીક વાર પુખ્ત ઉમ્મરની સ્ત્રી રજસ્વલા થયા વગર પણ ગર્ભ ધારણ કરે છે. જેમકે બાળક ધાવતું હોય ત્યારે સ્ત્રી રજસ્વલા થતી નથી. આ સમયે, કોઈવા ધાવણું બાલક મરી જાય અને સ્ત્રીને પુરૂષની ઇચ્છા થઇ આવે તો તે વખતે સમાગમ થાય ત્યારે ગર્ભ રહે છે. આ વખતે સ્ત્રી આનંદમાં આવી જાય છે, તેની આંખો, કુખ, વાળ ઢીલ પડે છે, હાથ, છાતી, કમર, નાભિ, જાઘ ફડકે છે. આવી સ્ત્રીઓને રજસ્વલા સમજવી જોઇએ. આવી રીતે સ્ત્રીઓ ગર્ભધારણ કરી શકે છે એવું સુશ્રુત કહે છે.

---

## પ્રકરણ ૮૪ મું

---

## પુત્ર અથવા પુત્રી ધાર્યા પ્રમાણે જન્મે.

### મનુષ્યને ઇચ્છા થાય તેવી પ્રજા ઉત્પન્ન કરવી

શાસ્ત્ર કહે છે કે પુત્રનો જન્મ આપવો કે પુત્રીનો જન્મ આપવો એ સ્ત્રીપુરૂષોના પોતાના હાથમાં છે. પુરૂષ અને સ્ત્રીનો સંયોગ થવાથી ગર્ભ રહે અને બાળક જન્મે. પછી તે પુત્ર થાય કે પુત્રી તે દૈવાધિન છે એવુ લોકો માને છે, ઘણાને ત્યાં તો છોકરીઓજ જન્મે છે, પુત્ર માટે તે તલસે છે, પણ પુત્રનો જન્મ થતો નથી. ધર્મશાસ્ત્રો આ વાત દૈવાધીન નહિં પણ સ્ત્રી પુરૂષોના હાથમાં છે એવુ કહે છે, આ બાબતનું આપણા લોકોને જ્ઞાન નથી માટેજ એમ બને છે. શાસ્ત્રના ગુપ્ત ભેદો જાણો અને ધાર્યા પ્રમાણે જોઇતી પ્રજાને જન્મ આપો.

પુરૂષનું વીર્ય બળવાન હોય તો પુત્ર અને સ્ત્રીનું રજ બળવાન હોય તો કન્યા ઉત્પન્ન થાય છે. એવું ગર્ભોપનિષદમાં કહ્યું છે.

રજસ્વલા થયા પછી, ૬, ૮, ૧૦, ૧૨, ૧૪, અને ૧૬ મા રાત્રિના સમાગમે ગર્ભ રહી જાય તો પુત્ર થાય એટલે બેકી રાત્રિમાં પુત્ર અને રજસ્વલા થયા પછી ૫, ૭, ૯, ૧૧, ૧૩ અને ૧૫ મી રાત્રિએ ગર્ભ રહી જાય તો કન્યા ઉત્પન્ન થાય છે. એટલે એકી રાત્રિના સમાગમે ગર્ભ રહે તો પુત્રી ઉત્પન્ન થાય છે.

પિતાનું વીર્ય વધુ હોય તો પુત્રી જન્મે, સ્ત્રીનું રજ વધુ હોગ તો હોય તો પુત્ર જન્મે. રજ અને વીર્ય સરખાં હોય તો નપુષક થાય અથવા બે બાળક જન્મે, અને વીર્ય ક્ષીણ હોય ઓછું હોય તો ગર્ભ રહેતો નથી એવું મનુસ્મૃતિ કહે છે.

ગર્ભાધાન સમયે રજ બળવાન હોય તો પુત્રી અને વાય બળવાન હોય તો પુત્ર ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ધર્મશાસ્ત્રો તેમ આયુર્વેદનો મત છે.

પુરૂષના જમણા અંગથી પુત્ર, ડાબા અંગર્થ કન્યા અને સ્ત્રીના જમણા અંગથી પુત્ર અને ડાબા અંગથી કન્યા ઉત્પન્ન થાય છે.

ત્રિવલ્લી—સ્ત્રીની કામ યોનિ મુખમાં ત્રિવલી છે. તેમાં ૧ સમીરણા, ૨ ચન્દ્રમસી ને ત્રીજી ગૌરી. એક પછી એક અંદર છે સમીરણા નાડીમાં ગર્ભ ઝરે તો ગર્ભ રહેતો નથી, ચંદ્રમસી તેથી ઉંડાણમાં છે તેમા વીર્ય ઝરે તો કન્યા થાય અને ગૌરી એ ત્રીજી વલ્લીનું મુખ બહું સારી રીતે કામોદ્દીપન થાય તો ઉઘડે છે તેમાં વીર્ય જાય તો પુત્ર ઉત્પન્ન થાય છે એમ ભાવપ્રકાશ કહે છે. રાજા ભોજના સમયમાં તેમની પત્ની લીલાવતીએ પૂછ્યું કેઃ મહારાજ કન્યા અને પુત્રનો ગર્ભ શી રીતે બને છે માતા પિતાનું રજ અને વીર્ય કન્યા કે પુત્ર ઉત્પન્ન થવામાં કારણ છે પણ એવાં માતા પિતાનાં રજ વીર્યથી કદી કન્યા અને કદી પુત્ર ઉત્પન્ન થવાનું કારણ શું ? આ ચર્ચા રાજસભામાં ભોજે કરી એટલે વિદ્વાનોએ કહ્યું કે સ્ત્રી અને પુરુષ પોત પોતાના મુખ્ય અંગમાંથી કન્યા અને પુત્ર ઉત્પન્ન કરે છે. પુરુષનું મુખ્ય જમણું અંગ છે તેથી જમણા અંગમાંથી નીકળેલું વીર્ય સ્ત્રીના જમણા અંગથી નીકળેલા રજની સાથે મળે તો પુત્ર ઉત્પન્ન થાય અને પુરુષના ડાબા અંગથી નીકળેલું વીર્ય સ્ત્રીના ડાબા અંગથી નીકળેલા રજની સાથે મળી ગર્ભાશયમાં જાય તો કન્યા ઉત્પન્ન થાય છે.

## યુનાની મત

આમ પુત્રી કે પુત્ર થવો એ માબાપના બળવાન કે નિર્બળ રજ વીર્ય ઉપર આધાર રાખે છે. એમજ યુનાની મતમાં પણ વીર્ય પ્રબળ હોય તો પુત્ર અને રજ પ્રબળ હોય તો કન્યા ઉત્પન્ન થાય છે સ્ત્રી પુરૂષના જમણા અંગથી પુત્ર અને ડાબા અંગથી પુત્રી થાય છે એવું કહ્યું છે.

## પુત્ર કે પુત્રી થવા માટે પશ્ચિમના ડાકટરોનો મત

પશ્ચિમના વિદ્વાનો પણ કહે છે કે સ્ત્રીને રજોદર્શનથી ચોથાં દિવસે શુધ્ધ થયા પછી ત્રણ ચાર દિવસ પછી રજ પાકુ થાય છે એથી રજોધર્મથી સાત આઠ યા દસ દિવસ પછી સંયોગ થય તો પુત્ર અને રજો દર્શનથી શુદ્ધ થયા પછી તરત કે બીજે ત્રીજે દિવસે સંયોગ થાય તો કન્યા ઉત્પન્ન થાય છે.

ડાકટર સી.રટ કહે છે કે પુરૂષના જમણા અંડકોષથી નીકળેલુ વીર્ય સ્ત્રીના જમણા અંગથી નીકળેલ રજની સાથે મળે તો પુત્ર અને પુરુષના ડાબા વૃષણથી અર્થાત અન્ડકોષથી નીકળેલ વીર્ય સ્ત્રીના ડાબા અંડમાંથી નીકળેલા રજ સાથે મળે તો કન્યા ઉત્પન્ન થાય છે.

ડોકટર વેલહિંગ કહે છે કેઃ સ્ત્રીના જમણા અંડકોષમાંથી પુત્ર અને ડાબામાંથી નીકળેલ રજથી પુત્રી થાય છે. એક સ્ત્રીને નવ પુત્રોજ જન્મ્યા હતા તેના મરી ગયા પછી તેના ગર્ભાશયની તપાસ કરી તો તેની જમણી તરફનું અંન્ડકોષ સારૂ હતું અને ડાબી તરફનું સુકાઇ, ગયેલું સંકોચાઇ ગયેલું હતું. એથી તેને પુત્રી થતી નહિં પણ પુત્રનીજ પ્રજા થતી હતી.

ડાકટર રૂલમેન કહે છે કે એક મનુષ્યના ડાબા અંડકોષ (વૃષણ)માં વાગ્યું હતું તે વાગવાથી બગડી ગયેલું હતું તેનાં જેટલાં સંતાન થયાં તે તે પુત્ર જન્મતાં. તેના મરણ પછી જોયું તો તેનું ડાબું અન્ડકોષ કાંઇ કામનું નહોતું.

જે સ્રીનું ડાબું અંડકોષ સુકાઇ ગયું હોય તેને પુત્રજ જન્મે છે. એક પુરૂષના ડાબા વૃષણમાં જંતુ પડી જવાથી ઇસ્પીતાલમાં તે વૃષણ કાઢી લેવામાં આવ્યું, તે પછી તેની સ્ત્રીને ચાર પુત્રો જન્મ્યા હતા, એક માણસે જમણા વૃષણમાં પીડા થઇ તે અંન્ડકોષ હોસ્પીટલમાં જઇ કઢાવ્યું તે પછી તેને ત્રણ કન્યાઓજ થઇ. આવીજ રીતે પશુનું પણ સમજવું. સાંઢને કે ઘોડાને એ વૃષણમથી જમણું

ન હોય તો તેનાથી પ્રજા માદા થાય, ડાબુ વૃષણુ ન હોય તો તેનાથી પ્રજા નર જન્મે છે. આવીજ રીતે બકરાં, ઘેટાં કુતરાંનું સમજવું.

આથી જે લોકો પુત્ર થવો કે પુત્રી થવી ઇશ્વરાધીન માને છે. પણ તેમ નથી તે તો મનુષ્યના હાથમાંછે. પુરૂષનું જમણું અને સ્ત્રીનું ડાબુ અંગ મુખ્ય ગણાય છે, જ્યારે પુરૂષના જમણા અન્ડકોષમાંથી વીર્ય નીકળી સ્ત્રીના જમણા વૃષમાંથી નીકળેલા રજ સાથે મળે છે તો પુત્ર થાય છે. પુરૂષના ડાબા વૃષણુ અંન્ડકોષમાંથી નીકળેલું વીર્ય સ્ત્રીના ડાબા અન્ડકોષમાંથી નીકળેલા રજ સાથે મળે તો પુત્રી ઉત્પન્ન થાય છે, પુરૂષના જમણા અન્ડકોષમાંથી નીકળેલું વીર્ય સ્ત્રીના ડાબા અંડકોષથી નીકળેલા રજ સાથે મળે કે પુરૂષના ડાબા અન્ડકોષમાંથી નીકળેલા વીર્ય સાથે સ્ત્રીના જમણા અન્ડકોષના રજ સાથે મળે તેવું કદી બનતુંજ નથી, એથી ચોકકસ સિદ્ધ થાય છે કે સ્ત્રી અને પુરૂષ બંનેના જમણા અને ડાબા અંડકોશમાંથી નીકળેલુ રજ વીર્ય જમણાનું જમણામાં અને ડાબાનું ડાબામાં મળે છે. કારણ કે પુરૂષનું જમણું અંગ મુખ્ય ગણાય છે. એથી પુરૂષના જમણા અન્ડકોષમાં પુત્રનું વીર્ય અને ડાબામાં કન્યા ઉત્પન્ન કરનારૂં વીર્ય હોય છે. અને એજ રીતે સ્ત્રીનું ડાબુ અંગ મુખ્ય ગણાય છે, એથી સ્ત્રીના ડાબા અન્ડકોષમાં કન્યા અને જમણામાં પુત્રને ઉત્પન્ન કરે તેવું રજ રહે છે. એથી પુરૂષના જમણા વૃષણમાંથી પુત્રનું વીર્ય નીકળી સ્ત્રીના જમણા અંડકોષમાથી નીકળેલા પુત્રના રજ સાથે મળી પુત્ર ઉત્પન્ન કરે છે, એજ રીતે સ્ત્રીને ડાબા વૃષણુમાંથી કન્યાનું રજ નીકળી પુરૂષના ડાબા અન્ડકોષમાંથી નીકળેલા કન્યાના વીર્ય સાથે મળી કન્યા ઉત્પન્ન કરે છે.

ઘણા કહેશે કે સ્ત્રી અને પુરૂષ બંનેના અંડકોષોમાં એકજ પ્રકારનો પદાર્થ રહે છે તો પછી જમણામાં પુત્ર અને ડાબામાં કન્યાનું રજ વીર્ય કેવી રીતે રહે છે? આ ખોટી શંકા છે. સર્વથી પહેલી વાત એ છે કે જો બંનેમાં એકજ પદાર્થ હોત તો પ્રાકૃતિક અંડકોષો બનાવ-વાની જરૂરજ શી હતી એ ઉપરાંત તપાસ કરતાં જણાય છે કે જ્યારે પુરૂષનું ડાબુ વૃષણ ખરાબ થાય તો પુત્ર જ ઉત્પન્ન થાય અને જ્યારે સ્ત્રીનું જમણુ વૃષણુ ખરાબ થાય તો પુત્રીજ ઉત્પન્ન થાય છે એથી ચોકકસ સમજાય છે કે સ્ત્રી અને પુરૂષના જમણા વૃષણોમાંથા પુત્રીને ઉત્પન્ન કરે તેવું રજ વીર્ય રહે છે.

શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ વીર્ય બળવાન હોય તો પુત્ર અને રજ બળવાન હોય તો પુત્રી ઉત્પન્ન થાય છે. પુરૂષના જમણા અને સ્ત્રીના ડાબા અંગમાંથી નીકળેલુ વીર્ય અને રજ પ્રબળ હોય છે આવી રીતે પુરુષના મુખ્ય જમણા અંગમાંથી વીર્ય નીકળી સ્ત્રીના જમણા અંગથી નીકળેલા રજની સાથે મળે તો પુત્ર અને સ્ત્રીના મુખ્ય ડાબા અંગમાથી નીકળેલ રજ પુરૂષના ડાબા અંગમાંથી નીકળેલા વીર્યની સાથે મળી કન્યા ઉત્પન્ન કરે છે એટલે બળવાન વીર્યથી પુત્ર અને બળવાન રજથી પુત્રી ઉત્પન્ન થાય છે

પુરૂષના જમણા અંગ અર્થાત જમણા વૃષણમાંથી નીકળેલ બળવાન વીર્ય સ્ત્રીના જમણા વૃષણમાંથી નીકળેલા નિર્બળ રજની સાથે મળી પુત્ર અને સ્ત્રીના ડાબા વૃષણમાંથી નીકળેલ બળવાન રજ પુરૂષના ડાબા અન્ડકોષમાંથી નીકળેલ નિર્બળ વીર્ય સાથે મળે તો કન્યા ઉત્પન્ન કરે છે.

ધર્મશાસ્ત્ર તેમ વૈદક શાસ્ત્રમાં કહ્યું છે કેઃ રજસ્વલા થયા પછી ૬–૮–૧૦–૧૨–૧૪ અને ૧૬ મી રાત્રિમાં સંયોગ કરવાથી પુત્ર અને ૫–૭–૯–૧૧–૧૩ અને ૧૫ માં રાત્રિમા ગમન કરવાથી પુત્રી ઉત્પન્ન થાય છે. આ રાત્રિયોમાં રજની દશા પર વિચાર કરવો જરૂરી છે. વિદેહાચાર્ય કહે છે કે ૪–૬–૮–૧૦–૧૨–૧૪–૧૬ આ બેકી રાત્રિયોમાં સ્ત્રીને રજ ઘણુંજ ઓછું હોયછે. અને ૫–૭–૯–૧૧–૧૩–૧૫ એકી રાત્રિયોમા રજ બહુ વધુ નીકળે છે. અને સ્ત્રીઓને ૪–૬–૮–૧૦–૧૨–૧૪–૧૬ એ રાત્રિયોમાં રજ ઓછું નીકળતું હોવાથી ગર્ભ રહેતો પુત્ર ઉત્પન્ન થાય છે. પણ આ રાત્રિયોમાં ડાબા અંગમાંથી રજ નીકળે તો તે કોઇ કામમાં આવતું નથી. તેમ ૫–૭–૯–૧૧–૧૩–૧૫ એ એકી રાત્રિયોમાં સ્ત્રીને રજ વધુ નીકળે છે અને એથી ગર્ભ રહે તો પુત્રી ઉત્પન્ન થાય. અને આ રાત્રીઓમાં કદાચ રજ જમણા અંગમાંથી નીકળે તો તે કાંઇ પણ કામમાં આવતુ નથી એવું રતિશાસ્ત્રમાં પણ કહ્યું છે.

આથી ખાત્રી થાય છે કે ૪–૬–૮–૧૦–૧૨–૧૪–૧૬ એ સમ અર્થાત બેકી રાત્રિયોમાં સ્ત્રીના જમણા અંગમાથી નીકળેલ રજથી પુત્ર અને ૫–૭–૯–૧૧–૧૩ ૧૫ એ એકી અર્થાત વિષમ રાત્રિયોમા ડાબા અંગમાંથી નીકળેલ રજથી પુત્રી ઉત્પન્ન થાય છે, તેમ ૪–૬ ૮–૧૦ એ વગેરે બેકી રાત્રિયોમાં ડાબા અંગમાંથી અને ૫ ૭–૯–૧

એ વગેરે એકી રાત્રિયોમાં સ્ત્રીના જમણા અંગમાંથી નીકળેલ રજ કોઇ કામમાં આવતું નથી. આથી સિદ્ધ થાય છે કે જ્યારે સમ રાત્રિયોમાં સ્ત્રીના જમણા અંગમાંથી નીકળેલ રજ, પુરૂષના જમણા અંગમાંથી નીકળેલ વીર્ય સાથે મળશે તો પુત્ર થશે. અને જયારે સ્ત્રીના ડાબા અંગમાંથી વિષમ દિવસોમાં નીકળેલું રજ પુરૂષના ડાબા અંગમાંથી નીકળેલ વીર્ય સાથે મળે છે તો પુત્રી ઉત્પન્ન થાય છે.

ધર્મશાસ્ત્રો અને વૈદકશાસ્ત્રો કહે છે કે: જ્યારે પુરૂષનું વીર્ય વધુ હોય અને સ્ત્રીનું રજ ઓછું હોય ત્યારે પુત્ર અને સ્ત્રીનું રજ વધુ હોય તથા પુરૂષનું વીર્ય ઓછું હોય તો કન્યા ઉત્પન્ન થાયછે. હવે ઋતુસ્રાવ પછી આદિ બેકી સમ રાત્રિયોમાં સ્ત્રીના જમણા અંગમાંથી રજ ઓછું ૪-૬-૮ રાત્રિયોમાં નીકળે છે તેથી પુત્ર થાય છે. અને ૫-૭-૯ આદિ એકી રાત્રિમાં સ્ત્રીના જમણા અંગમાંથી રજ વધુ નીકળે છે. તેથી પુત્રી થાય છે.

આમાં આ વાત નક્કી થાય છે કે જ્યારે સ્ત્રીનું રજ ઓછું હોય છે તો પુરૂષનું વીર્ય વધુ હોય છે. જયારે સ્ત્રીનું રજ વધુ હોય છે ત્યારે પુરૂષનું વીર્ય ઓછું હોય છે કારણ કે પુરુષનું મુખ્ય અંગ જમણું છે એથી તેના જમણા અંગમાંથી વધુ અને ડાબા અંગમાંથી વીર્ય ઓછું નીકળે છે. આ પ્રમાણે સ્ત્રીનું મુખ્ય અંગ ડાબું ગણાય છે. માટે ડાબા અંગમાંથી વધુ અને જમણા અંગમાંથી થોડું રજ નીકળે છે. એથી પુરૂષના જમણા અંગમાંથી નીકળેલ વીર્ય વધુ અને સ્ત્રીના ડાબા અંગમાથી નીકળેલ ઓછું રજ મળે તો પુત્ર થાય અને સ્ત્રીના જમણા અંગમાંથી નીકળેલ વધુ રજ સાથે પુરૂષના ડાબા અંગથી નીકળેલ ઓછું વીર્ય મળે તો પુત્રી ઉત્પન્ન થાય.

આથી સમજાય છે કે સ્ત્રીના અને પુરૂષના જમણા અંગના રજ અને વીર્યથી પુત્ર અને ડાબા અંગમાંથી નીકળેલ રજ વીર્યથી પુત્રી ઉત્પન્ન થાય છે. કેમકે પુરૂષના જમણા વૃષણમાં પુત્ર ઉત્પન્ન કરનારૂં વીર્ય અને ડાબામાં પુત્રી ઉત્પન્ન કરનારૂં વીર્ય રહે છે. એજ રીતે સ્ત્રીના જમણા અંડકોષમાં પુત્રનું અને ડાબામાં પુત્રી ઉત્પન્ન કરનારૂં રજ રહે છે. પુરૂષને જેમ ઉપસ્થેન્દ્રિયને વળગીને બે વૃષણ (કોથળી) હોય છે તેમ સ્ત્રીઓને ઉદરમાં ગર્ભાશયની સાથે બે વૃષણ (અંડકોષ) છે એ વાત આગળ કહેવાઇ ચુકી છે. અને પુરૂષના જમણા અંગમાંથી નીકળેલ વીર્ય સ્ત્રીના ડાબા અંડકોષમાંથી નીકળેલ રજ સાથે મળતુંજ

નથી. તેમ પુરૂષના ડાબા અંગમાંથી નીકળેલ વીર્ય સ્ત્રીના જમણા અંગમાંથી નીકળેલ રજ સાથે મળતુંજ નથી એવું રતીશાસ્ત્ર કહે છે તેથી તે દિવસે કરેલો સમાગમ નિષ્ફળ જાય છે. ગર્ભ રહેતોજ નથી.

આગળ કહ્યું કે સ્ત્રીના કામમંદિરમાં ત્રણ નાડી છે. સમીરણા, ચન્દ્રમસી અને ગૌરી, તેમાં ગૌરીમાં વીર્ય જાય તો પુત્ર, ચન્દ્રમસીમાં જાયતો પુત્રી અને સમીરણામાં જાય તો નિષ્ફળ જાય એવું આગળ કહ્યું છે. એ કામમંદિર તે ગર્ભાશય જ છે. સમીરણા ગર્ભાશયના મુખની વચમાં છે. ત્યાં વીર્ય જાય તો બહાર પાછું નીકળી જાય. ચન્દ્રમસી ગર્ભાશયની ડાબી તરફ છે, એમાં વીર્ય જાય તે સ્ત્રીના ડાબા અંડકોષમાંથી નીકળેલ રજ સાથે મળે છે, જેથી પુત્રી ઉત્પન્ન થાય છે. એ પ્રકારે ગૌરી નાડી ગર્ભાશયની અંદર જમણી તરફ છે. એ સ્થળે વીર્ય જાય તો સ્ત્રીના જમણા અંડકોષમાથી નીકળેલ રજ સાથે મળે છે, જેથી પુત્ર ઉત્પન્ન થાય છે, ગર્ભાશયને જમણી તરફ તેમ ડાબી તરફ એમ બે અંડકોષો (વૃષણો) છે. એ અંડકોષોમાંથી ગર્ભાશયમાં રજ જાય છે. ચન્દ્રમસી નાડીથી ડાબી તરફ વીર્ય જઈ ડાબા અન્ડકોષમાંથી નીકળેલ રજ સાથે મળે છે તો પુત્રી ઉત્પન્ન થાય છે. જ્યારે વીર્ય ગર્ભાશયની જમણી અને ગૌરીનાડીના રસ્તે જાય તો સ્ત્રીના જમણા અન્ડકોષમાંથી નીકળેલ રજ સાથે મળે તો પુત્ર ઉત્પન્ન થાય છે.

સાધારણ રીતે સ્ત્રીને રજસ્વલા થયા પછી ૭–૮–૧૦મા દિવસ સુધી સંયોગ સુખની ઘણી જ ઇચ્છા રહ્યા કરે છે. એથી રજ વધારે નીકળે છે માટે ૧૦ દિવસની અંદર સ્ત્રી સમાગમ જો ૫–૭–૯ મા દિવસે કરવામાં આવે તો પુત્રી થાય, અને ૧૦ દિવસ પછી સમાગમ કરે તો તેની એ ઇચ્છા શમી જાય છે. એટલે રજ ઓછું હોય છે. જેથી ૬–૮–૧૦ દિવસ પછી ૧૨–૧૪–૧૬ મી રાત્રિએ સમાગમ થાય તો રજ ઓછું હોવાને લીધે પુત્ર ઉત્પન્ન થાય છે. આ સિદ્ધાંત સર્વત્ર લાગુ પડી શકતો નથી. આ તો એક ડાક્ટરનો મત છે. માત્ર એકજ વાત સાચી છે કે ૪-૬–૮–૧૦–૧૨–૧૪–૧૬ બેકી રાત્રિમાં ગર્ભાધાન થાય તે સ્ત્રીને રજ ઓછું હોવાથી પુરુષનું વીર્ય વધુ હોય તો પુત્ર ઉત્પન્ન થાય અને ૫-૭-૯–૧૧-૧૩-૧૫ એ એકી રાત્રિમાં સ્ત્રીને રજ વધુ હોવાથી પુત્રી ઉત્પન્ન થાય છે.

સ્ત્રી અને પુરૂષના અંડકોષમાંથી રજ અને વીર્ય કેવી રીતે નીકળે છે તે ચર્ચા હવે કરીએ. સાધારણ રીતે કુદરતી નિયમ એવો

છે કે જે વખતે રજ કે વીર્ય નીકળવા લાગે છે ત્યારે અંડકોશ (વૃષણ) ઉપર ચઢી જાય છે. તે પુરુષોને તો સમજાય છે. સ્ત્રીના અંડકોષ ઉદરમાં (પેટમાં) હોવાથી જણાતા નથી અને તેવીજ રીતે સ્ત્રી કે પુરૂષોને એક અંડકોષ (ગોળી) હંમેશાં ઉપર ચડેલી અને એક નીચી રહે છે. ઉપર રહેતા અંડકોષમાંથીજ રજ વીર્ય નીકળે છે આ અંડકોષ ઉપર કેવી રીતે ચઢે છે તે જોઇએ. આ માટે ઇશ્વરી નિયમ એવો છે કે જમણા કે ડાબા જે તરફના નાકમાંથી શ્વાસોશ્વાસ ની ક્રિયા ચાલતી હોય અર્થાત જે તરફના નાકમાંથી વધુ શ્વાસ નીકળતો હોય તે તરફનું અંડકોશ ઉપર ચઢેલું રહે છે.

મનુષ્યના નાકને બે છિદ્ર છે જમણી તરફના છિદ્રને સૂર્યનાડી અર્થાત પીંગલાનાડી કહે છે એ તરફ શ્વાસ વધુ નીકળતો અને જતો હોય તો સૂર્યનાડી કે પીંગલા નાડી ચાલે છે એમ સમજવું, અને ડાબા છિદ્રદ્વારા શ્વાસ વધુ નીકળતો જતો હોય તો ચંદ્રનાડી ચાલે છે એમ સમજવું. એ બેની મધ્યમાં સુષુમ્ણા નાડી છે એવું શાસ્ત્રો કહે છે. આ નાડીની ગતિ ઉપરથી ભવિષ્ય પારખી શકાય છે તે સ્વરોદયશાસ્ત્ર છે. ઇડા, પીંગલા નાડી સંબંધી વિવેચન યોગવિદ્યામાં આગળ આવી ગયું છે. સ્વરોદયશાસ્ત્ર એટલે ઇડા, પીંગલા, ચંદ્ર સૂર્યનાડીની ગતિ ઉપરથી ભવિષ્યની વાત જાણતાં, શુભ અશુભ ફળ જાણતાં શીખવું હોયતો ×'ભવિષ્યવેત્તા' એ અમારૂં પુસ્તક મંગાવી વધુ ખુલાસો મેળવી શકશો.

એ નાકના જમણા કે ડાબા છિદ્રમાંથી શ્વાસ ચલાવવો. કઇ નાડીમાંથી ક્યારે કેવો શ્વાસ ચલાવવો એ આપણા હાથમાં છે આપણે ઇચ્છીએ ત્યારે જમણા નાકના છિદ્રમાંથી શ્વાસ વધુ ચલાવી શકીએ છીએ અને ઇચ્છીએ ત્યારે ડાબા છિદ્રદ્વારા એટલે ચંદ્રનાડી દ્વારા વધુ શ્વાસ ચલાવી શકીએ છીએ.

આપણે ડાબી બાજુ પાસુ ફેરવી સુવાથી જમણા નાકમાંથી વધુ શ્વાસ ચાલે છે. અને જમણી બાજુ પાસુ ફેરવી સૂઇ રહેવાથી ડાબા નાકમાંથી શ્વાસ વધુ નીકળવા લાગે છે. અને કશી હરકત પણ આવતી નથી એવું રતિશાસ્ત્ર કહે છે.

---

## પુત્ર કે પુત્રીનો ધાર્યો જન્મ આપી શકાય છે.

હવે સ્ત્રી પુરૂષ ગર્ભાધાન સમયે જો પુત્રી ઉત્પન્ન કરવી હોય તો તે અને પુત્ર ઉત્પન્ન કરવો હોય તો તે ઉત્પન્ન કરી શકે છે. તે તેમના પોતાના હાથમાં છે. તેમણે જો પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય તો સ્ત્રી રજસ્વલા થાય ત્યારથી ૪–૬–૮–૧૦–૧૨–૧૪ ૧૬ એ બેકી રાત્રિમાં ગર્ભાધાન–સમાગમ કરો. અને પુત્રીની ઇચ્છા હોય તો ૫–૭–૯–૧૧–૧૩ અને ૧૫ મી રાત્રિએ સંયોગ કરવો. નિયમસર વર્ત્તવું. સ્ત્રી રજસ્વલા થાય ત્યારથી ચોથા દિવસ પછી શાસ્ત્રમાં વર્જ્ય રાત્રિઓ ત્યાગ કરીને પુત્ર થાય તે માટે બેકી રાત્રિમાં સમાગમ કરવો. એકી રાત્રિમાં બિલકુલ સંગ કરવો જ નહિં. પુત્રી ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય તો ૫–૭–૯ આદિ એકી રાત્રિમાં સંયોગ કરવો. બેકી રાત્રિમાં સંયોગ કરવોજ નહિં. અને તેવા નિયમને પાળે. અને રજસ્વલા થયા પછી રોજ સંગ કરે તો પછી પુત્ર થાય કે પુત્રી જન્મે એ નસીબની વાત. જે દિવસે રજ વીર્યના સંયોગ થઇ ગર્ભાશયમાં મળે તે દિવસ ઉપર આધાર. બાકી નિયમસર વર્તે તો ગર્ભાધાન પછી ગર્ભ રહે તો ખાત્રીથી કહી શકે કે પુત્ર જન્મશે કે પુત્રી જન્મશે.

બંને સ્ત્રી અને પુરૂષના જમણા નાકમાંથી વધુ શ્વાસ નીકળતો હોય તો બંને સ્ત્રી અને પુરૂષનાં જમણાં અંડકોષ ( વૃષણ ) ઉપર ચઢી જશે. એથી રજ વીર્ય નીકળી પુરૂષના જમણા અંગનું વીર્ય સ્ત્રીના જમણા અંગના રજ સાથે મળી પુત્ર ઉત્પન્ન થશે. એ રીતે કન્યા ઉત્પન્ન કરવી હોય તો સ્ત્રી અને પુરૂષ બંનેએ ડાબા નાક દ્વારા વધુ શ્વાસ કહાડવો જોઇએ. એથી બંને સ્ત્રી અને પુરૂષના ડાબા અન્ડકોષ ઉપર ચઢી જશે. એથી રજ અને વીર્ય નીકળી એટલે સ્ત્રીના ડાબા અંડકોષમાંથી રજ નીકળી પુરૂષના ડાબા અંડકોષમાંથી નીકળેલ વીર્ય સાથે મળી કન્યા ઉત્પન્ન કરશે. પણ આ ક્રિયા પુત્રી ઉત્પન્ન કરવી હોય તો ૫–૭–૯ આદિ એકી રાત્રિમાં કરવી. આથી આપણે આપણી ઇચ્છાનુસાર મન ચાહ્ય તેમ પુત્રી કે પુત્ર ઉત્પન્ન કરી શકીએ છીએ. પણ સ્ત્રી પુરૂષ બંનેના અંડકોષ સારી રીતે આરોગ્ય હોય કોઇ રીતે તેમાં રોગ ન હોવો જોઇએ. ગર્ભાશય કે યોનિરોગ ન હોય, પુરૂષના વીર્યમાં દોષ ન હોય, તો જરૂર ધાર્યા પ્રમાણે પુત્ર કે પુત્રીનો જન્મ આપવો એ મનુષ્યના હાથમાં છે.

# પ્રકરણ ૮૫ મું.

## ગર્ભાધાન કિંવા સંયોગ વિધિ.

આપણે જોયું કે પ્રજાનો જન્મ આપવા માટે, પુત્ર કે પુત્રી ઉત્પન્ન કરવા માટે સ્ત્રી અને પુરુષે નિયમ જાળવી, સ્ત્રી રજસ્વલા થાય ત્યારથી ચોથા દિવસ પછી ૧૬ દિવસની અંદર સંયોગ સુખનો અનુભવ કરવો. આ સામાન્ય આનંદનો વિષય છે. પણ તે આનંદ ઉપરાંત પ્રજા ઉત્પન્ન કરવાની ઉત્તમ ક્રિયા છે. તે માટે સ્ત્રી અને પુરુષને માથે ભવિષ્યની ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરવાની મહાન જવાબદારી છે. વગર વિચાર્યે માત્ર વિષય લોલુપવૃત્તિયોને આનંદ આપવા સ્વચ્છંદ રીતે હંમેશાં સ્ત્રી પુરુષે સમાગમ કરવો એ મહાન અનિષ્ટ કારક છે. આગલા પ્રકરણોમાં કહ્યા પ્રમાણે શરીર અને મનનું બળ મેળવી, પુખ્ત ઉમ્મર થાય ત્યારપછી સ્ત્રી પુરુષે જે નિયમો પાળવાના છે તે પાળી તે પ્રમાણે સંયોગ સુખ ભોગવવું.

ગર્ભાધાનનું કાર્ય પ્રસન્નપણે, ઉત્સાહથી, આનંદથી કરવું, બંને સ્ત્રી પુરુષમાં અત્યંત સ્નેહ હોવો જોઇએ. જેઓ વધુ પ્રેમાળ હોય છે તેમનાં સંતાન સારાં થાય છે. એક બીજાના ચિત્તની પ્રસન્નતા જોઈએ અને એક બીજાને આકર્ષી શકે તે માટે ઉત્તમ વસ્ત્રાલંકારોથી પણ સજ્જ થઇ સ્ત્રીએ પતિના અને પતિએ પત્નીના મનને રંજન કરવું જોઇએ. કુરૂપ સ્ત્રી, કાળી સ્ત્રી પણ ઉત્તમ વસ્ત્રાલંકારથી સજ્જ થતાં પતિના મનને આકર્ષી શકે છે, શૃંગાર યુકત સ્ત્રી પતિના ચિત્તને વશ રાખી કામોદ્દિપ્પન કરે છે. અને સંયોગ શક્તિને વધારે છે. સ્ત્રીઓ પણ શૃંગાર યુક્ત પુરૂષને જોઇ મોહ પામી તેના પ્રતિ આકર્ષાય છે. માટે ગર્ભાધાન સમયે એક બીજાનાં ચિત્ત એક બીજામાં આકર્ષાય માટે શૃંગારની જરૂર છે. આ વાત લોકો સમજતા નથી. પશુ વૃત્તિથી ગમે ત્યારે ગમે તે સમયે, ગમે તેવી સ્થિતિમાં સંયોગ કરવાથી નિર્બળ અને મૂર્ખ બાળકોનો જન્મ આપે છે.

### સંયોગ સમયનાં ચોરાસી આસન

કોકશાસ્ત્રમાં સંયોગ સમયનાં ૮૪ આસનોનું વર્ણન છે જે ઘણું અશ્લીલ વર્ણન હોવાથી અત્રે આપી શકાય તેવું નથી. પરંતુ ઉત્તમ પ્રજાનો જન્મ આપવા ઇચ્છનારે સંયોગ વખતે કેવી રીતે વર્ત્તવું

તેનું જ્ઞાન ખાસ પ્રાપ્ત કરવું આવશ્યક છે. અને તે માટે આયુર્વેદ-શાસ્ત્રમાં શ્રીચરકસંહિતામાં તેમ સુશ્રુતમાં કહ્યું છે કેઃ સ્ત્રીએ પાસાભેર સુઇ સમાગમ કરવાથી બાળક રોગીષ્ટ થાયછે. કુબડી સ્ત્રીનો વાયુ પ્રબળ વેગવાળો થઇ યોનિરોગ કરે છે. જમણે પડખે સૂતેલી સ્ત્રીની સાથે સમાગમ કરવામાં આવે તો કફ ગરવાથી ગર્ભાશયને ઢાંકી દે છે, ડાબે પાસે સુતેલી સ્ત્રી સાથે સમાગમ કરવાથી પિત્ત ગર્ભ નીકળી ગર્ભના રજ અને વીર્યને નષ્ટ કરે છે, એથી સમાગમ સમયે સ્ત્રીએ છતા સુવું. જેથી વાત પિત્ત કફ સર્વ પોત પોતાને સ્થાને રહે છે અને કશી હાનિ થતી નથી એવું ચરકસંહિતા કહે છે. ઉભા ઉભા સંયોગ કરવાથી પથરીનો રોગ થાય છે. સ્ત્રીએ સંયોગ સમયે છતા સૂવું, તે સિવાયની કોઇ પણ આડી અવળી સ્થિતિમાં રહી સંયોગ થાય તો તેથી અનેક રોગ થવા સંભવ છે. એમ ભાવપ્રકાશ આદિ વૈદક ગ્રંથો કહે છે.

શરીરમાં વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો છે. તે ત્રણની સમ સ્થિતિ હોય તો રોગ ન થાય, તેમાંથી એક વિષમ થાય કોપે તો રોગ થાય છે. એક બગડે તો શરીરનું આરોગ્ય બગડે છે, માટે સ્ત્રીને અયોગ્ય રીતે ઉભેલી, બેઠેલી, ઉંધી દશામાં પડીને કે પડખાભેર કે એવી વિપરીત દશામાં રાખી સમાગમ કરવામાં આવે તો આ ત્રણ દોષો કોપે છે જેથી બંન્નેના શરીરને તેમ ગર્ભને હાનિ થાય છે. એટલુંજ નહિ પણ ગર્ભાશય નષ્ટ થાય છે, માટે સ્ત્રીએ સમાગમ સમયે છતાં સુવું એ ઉત્તમ છે એવું સર્વ શાસ્ત્રો કહે છે.

આથી વધુ હકીકત અમારા ત્રિકાળદર્શક દર્પણ એ પુસ્તકમાં વાંચવી, તેથી કોકશાસ્ત્ર સંબંધી ઘણી માહિતી મળશે.

## ગર્ભ શી રીતે રહે છે.

આપણે આગળ જોયું કે પ્રજા થવી અને તેમાં પુત્ર કે પુત્રી ઉત્પન્ન કરવી એ મનુષ્યના પોતાના હાથમાં છે, પ્રજા સારી કે ખોટી થવી, રોગી કે નિરોગી, દીર્ઘાયુ કે અલ્પાયુ ઉત્પન્ન કરવી તે પણ સ્ત્રી અને પુરુષના પોતાનાજ હાથમાં છે.

આ નિયમો જ્યાં સુધી જાણ્યા હોતા નથી ત્યાં સુધી પ્રજા થવી કે ન થવી, પુત્ર થવો કે પુત્રી થવી એ દૈવાધિન છે એમ માનીએ છીએ. એ નિયમો ન જાણે. તેમ નિયમો ન પાળે તેને માટે ધાર્યા પ્રમાણે તે પ્રજા ઉત્પન્ન ન કરી શકે.

સ્રીના રજ અને પુરુષનું વીર્ય એ બેનો સંયોગ થવો અ. સ્રીના ગર્ભાશય રુપી ક્ષેત્રમાં પુરુષનું વીર્ય બીજ રૂપે રજ સાથે મળ તે ટકે તો પ્રજા થાય છે. મશીનો અથવા રેલ્વેનું એંજીન તો સવે જાયું છે. તેમાં સલંડરના ઘર્ષણથી એક પ્રકારની શકિત ઉત્પન્ન થાય છે અને તેથી પરડાં ચાલે છે. એ પ્રમાણે સંયોગ સમયે પણ પુરુષના ઉપસ્થેંદ્રિયના સ્રીની યોની સાથે ઘર્ષણ થવાથી સહ વાસની ગરમીથી વીર્ય પાતળુ પડી જઇ વાયુ દ્વારા ઉપસ્થેંદ્રિયમાંથ સ્રીના ગર્ભાશયના મુખ દ્વાર પર પહોંચે છે અને ત્યાં રજ સા મળી ગર્ભાશયમાં ટકી જવાથી ગર્ભ રહે છે એવું રતિશાસ્ત્ર આ શાસ્રો કહે છે.

ડાકટરોનો મત એવો છે કે: વીર્યની સાથે જે જંતુઓ હોયછે જે ગર્ભાશયમાં વીર્યની સાથે જાય છે. અને સ્રીના રજમાં જે જંતુએ હોય છે તે અન્ડવાહી નળીના છિદ્ર દ્વારા ગર્ભાશયમાં આવે છે જ્યારે આ બંને રજ અને વીર્યના જંતુઓ (કૃમિ–કીડા) એક બીજા સાથે ગર્ભાશયના મુખપર પહોંચે છે, ત્યારે વીર્યનો જંતુ જે રજન જંતુ કરતાં નાનો હોય છે, તે તરત રજના જંતુની અંદર પેસ જાય છે, અંદર પેસતાંજ તેનું પુંછડું કપાઇ જાય છે અને આગળન ભાગ જેને માથું કહે છે તે રજના જંતુમાં મળી જાય છે. આ ગર્ભાશયના મુખમાં થઇ રજ વીર્યના બંને જંતુઓ મળી જઇ ગ ર્ભાશયની અંદર પહોંચી જાય છે. એ પ્રકારે બાળક રૂપી ગર્ભ પ્રથમ સ્વરૂપ સ્થિર થાય છે. તેમાં કહે છે કે વીર્યના જંતુ રજન જંતુમાં કુદી ને પેસી જાય છે એથી વીર્યના જંતુમાં ચંચળતા અ કુદવાની શક્તિ હોવી જોઇએ.

સુશ્રુત કહે છે કે સ્રી પુરુષનો સંયોગ થવાથી શરીરમા ગરમ ઉત્પન્ન થાય છે, એથી વાયુ ઉત્કૃષ્ટ થઇ ગરમીના લીધે પુરૂષનું વી નીકળે છે તે યોનિમાં જઇ રજ સાથે મળી જાય છે. એ બંને સાથે મળી જઇ એ પદાર્થ ગર્ભાશયમાં જાય છે અને વાયુથી તરા પ્રેરણા થઇ જીવાત્મા ગર્ભાશયમાં પ્રવેશ કરી સ્થિત થાય છે. ર અને વીર્ય જેવાં ગર્ભાશયમાં મળે છે તે સમયે જીવાત્માનો સંયો થઇ ગર્ભ રહે છે.

રતિશાસ્રમાં કહ્યું છે કે: સ્રી અને પુરૂષ જ્યારે બંને એક સાથે સ્ખલિત થાય છે ત્યારે આ તરફથી રજ આવે છે અને ઉપસ્

વીર્ય અંદર જાય છે અને બંન્ને ગર્ભાશયમાં મળી જઇ ગર્ભ બને છે આવી રીતે જો સ્ત્રી અને પુરુષ બંને એકી સાથે સ્ખલિત ન થાય તો ગર્ભ રહેતો નથી.

ડાક્ટરો રજ અને વીર્યના જંતુ બંને એક બીજા સાથે મળી જાય તો ગર્ભ રહે છે એમ કહે છે. આયુર્વેદ કહે છે કે રજ વીર્યના મળવાથી જ્યારે જીવાત્મા એમાં પ્રવેશ કરે છે ત્યારે ગર્ભ રહે છે. જીવાત્માનો પ્રવેશ થતાં રજ વીર્યનો એકત્ર મળેલો પદાર્થ સજીવ થઇ જાય છે. તેથી ગર્ભ રહી શકે છે.

## પ્રકરણ ૮૬ મું

### ગર્ભ રહ્યાનાં તરત જણાતાં લક્ષણ

હવે ગર્ભ રહ્યો કે નહિં તે પણ નક્કી જાણી શકાય છે. કયા દિવસના સમાગમથી ગર્ભ રહ્યો તે પણ જાણી શકાય છે. આયુર્વેદમાં સુશ્રુત કહે છે કે: ગર્ભાધાન પછી સ્ત્રીએ જો ગર્ભ ધારણ કર્યો હોય તો તેને થાક લાગે છે, ગ્લાનિ થાય, તરસ લાગે, સાથળો થાકી જાય, યોનિનું ફરકવું, રજ અને વીર્ય બહાર નીકળી જાય નહિં, એ લક્ષણો થાય તો ગર્ભ રહ્યો છે એમ સમજવું. ગર્ભધારણ સમયે સ્ત્રીની ચેષ્ટા અત્યંત મનોહર લાગે છે, તેનું લાવણ્ય વધી જાય છે. ગર્ભધારણ થાય તો પછી સ્ત્રીની સંયોગની ઇચ્છા જતી રહે છે. વીર્ય યોનિમાંથી બહાર નીકળી જતું નથી, તેમ રજ વીર્યની સાથે મળી ગર્ભાશયમાં પહોંચે છે કે તરત સ્ત્રીની નાભિની નીચે થોડુંક મધુરૂં દરદ થાય છે. આવાં લક્ષણ થાય તો સમજવું કે ગર્ભધારણ થયો છે. એ લક્ષણો ગર્ભધારણ થવાની સાથે જ થાય છે.

**જીવનો ગર્ભમાં પ્રવેશ થવો**—સ્ત્રીને ગર્ભ રહે છે તે પછી ચારેક માસ પછી ગર્ભમાં ચૈતન્ય આવે છે ત્યારે ગર્ભમાં જીવનો પ્રવેશ થાય છે એમ કેટલાક માને છે. કેટલાક માને છે કે ગર્ભધારણ થાય કે તરતજ જીવનો પ્રવેશ થાય છે. ગર્ભાધાન થતાં જ જીવનો પ્રવેશ થાય છે એ વાત માનવા જેવી છે. વૈદકશાસ્ત્ર કહે છે કે ગર્ભાધાન થાય ત્યારથી દસ માસ સુધી અર્થાત જન્મ થાય ત્યાં સુધી ગર્ભ સજીવ રહે છે. અને જીવતોજ જન્મે છે. ધર્મશાસ્ત્રો કહે છે કે: સ્ત્રી અને પુરુષના સંયોગથી પુરુષનું શુદ્ધ વીર્ય યોનિમાં જઇ સ્ત્રીના

શુદ્ધ રજ સાથે ભળી તે સમયે ભૂતાત્મા પોતે જ આકાશ, વાયુ, જળ, પૃથ્વી અને અગ્નિ અર્થાત પાંચ મહાભૂતોની સાથે ગર્ભાશયમાં સ્થિત થાય છે.

વૈદકમાં ચરક અને ભાવપ્રકાશ કહે છે કે: જ્યારે ગર્ભાશયમાં રજ વીર્ય અને જીવ ત્રણેનો સંયોગ થાય છે તેને ગર્ભ રહે છે. અર્થાત રજ, વીર્ય અને જીવ ત્રણે મળે તો ગર્ભ સ્થિત થાય છે. જે વખતે ગર્ભાશયમાં રજ અને વિર્યનું મિશ્રણ થાય છે તે સમયે જીવ તેમાં પ્રવેશ કરે છે. જે પ્રકારે સૂર્યનાં કિરણો અને મણિના સંયોગથી અગ્નિ પ્રકટ થાય છે એ પ્રકારે રજ અને વીર્ય એકત્ર મળવાથી જીવ પ્રકટ થાય છે.

ડાક્ટરો કહે છે કે: રજ અને વીર્યના જંતુ ( કીડા ) એક બીજા સાથે ભળી જઇ ગર્ભ ઉત્પન્ન કરે છે. એ જીવોના મળ્યા વગર ગર્ભ રહેતો નથી, અર્થાત પ્રારમ્ભથી જ ગર્ભ સજીવ છે.

આ પ્રમાણે ગર્ભાશયમાં રજ અને વીર્ય મળે છે તે સમયે તેમાં જીવ આવે છે. વેદમાં પણ જણાવ્યું છે કે ગર્ભ પ્રારંભમાંથીજ સજીવ હોય છે, એથી રજ અને વીર્ય એક બીજાની સાથે મળતાંજ જીવનો સંયોગ એની અંદર થાય છે. તેથી ગર્ભ સજીવ સ્થિત થાય છે.

---

## પ્રકરણ ૮૭ મું

---

# ગર્ભ રહ્યા પછી બાળક ઉપર માબાપના વિચારની અને વર્ત્તનની થતી અસર

સ્ત્રી રજસ્વલા થાય ત્યારે તેના મનમાં વિકાર ઉત્પન્ન થાય નહિં માટે જ તેને એકાન્તમાં રહેવાનું કહ્યું છે. વૈદકશાસ્ત્ર કહે છે તેણે ચોથે દિવસે સ્નાન કરી પોતાના પતિનાં કે કોઇ સુંદર પુરુષનાં દર્શન કરવાં જોઇએ, કારણ કે સ્નાન કરીને સ્ત્રી જેવા પુરુષનાં દર્શન કરે છે તેવા રૂપ રંગનું બાળક ઉત્પન્ન થાય છે. ગર્ભાધાન સમયે પણ જેવા રંગ, રૂપવાળા સ્ત્રી પુરુષનું ધ્યાન કે બાળકના ઉત્તમ ગુણો સંબંધી ચિંતન કે વિચાર માતાપિતાને આવે છે એ અનુસાર બાળક ઉત્પન્ન થાય છે. એટલે ગર્ભાધાન સમયે જે જીવમાં સ્ત્રીનું ચિત્ત હશે અર્થાત જે જીવનું તેના મનમાં સ્મરણ થઇ આવશે તેવું બાળક જન્મશે.

# કેટલાંક દૃષ્ટાંતો

## જે જેનું ચિંતન કરે તે તે મય થઇ જાય

એ અનુસાર ગર્ભવંતી સ્ત્રી જેવું ચિંતન કરે છે તેવું તેનું બાળક જન્મે છે. એ વાત નીચેના દૃષ્ટાંતોથી સમજાશે.

એક સ્ત્રીએ વાંદરૂં પાળ્યું હતું, તેના ઉપર તે ઘણો સ્નેહ રાખતી હતી આ સ્ત્રીનો પતિ સજ્જન, સ્વરૂપવાન અને ગુણવાન હતો. તે સ્ત્રીએ ગર્ભધારણ કર્યો,અને તેને જ્યારે બાળક જન્મ્યું ત્યારે તે વાંદરાના જેવી આકૃતિનું ઉત્પન્ન થયું. કારણ કે ગર્ભાધાન સમયે પણ તેના મનમાં વાંદરા સંબંધી વિચાર આવ્યા હતા. માટે કુતરાં, બિલાડાં, વાંદરાં પાળતાં, અને તેનું પાલન પોષણ કરતાં સ્ત્રીઓએ વિચારવું. તેના ઉપર બહુ મમતા હશે તો તેનું ચિંતન મનમાં થતાં બાળક પણ તેવું થશે. માટેજ આપણા શાસ્ત્રમાં કુતરાં બિલાડાં પાળવાની મના કરી છે.

ગર્ભાધાન થયા પછી પણ માબાપ મનમાં જેવા વિચાર કરે છે તેવું બાળક થાય છે. તેમાં ગર્ભાધાન પછી તો માતાના વિચારની અસર ગર્ભ ઉપર વધુ થાયછે. ચોથા મહિના પછી તો માતાના વિચારની અને આચારની ઘણીજ અસર થાયછે. કારણ કે બાળકનું હૃદય ચોથા મહિનાથી બનેછે. એથી માતાના હૃદયમાં જે વિચાર ઉત્પન્ન થાય છે તેનો પ્રભાવ બાળક ઉપર જરૂર પડે છે.

**બાળકને જેવા ગુણ ધર્મવાળું ઉત્પન્ન કરવું હોય તેવું ઉત્પન્ન કરી શકાય છે.** બાળક ગર્ભમાં હોય છે ત્યારે તેની માતાના આચાર વિચાર જેવા હોય છે તેવું તે બાળક થાય છે. નેપોલિયન બોનાપાર્ટ કે જેણે યુરોપને એક વખત મુંઝાવ્યો હતો.તેતો એક લવારનો છોકરો હતો છતાં આવો તે નિર્ભય, લડવૈયો, અને બળવાન હોવાનું કારણ જોઇશું તો જણાશે કે નેપોલિયન જ્યારે ગર્ભમાં હતો, ત્યારે તેની માતા પોતાના પતિની સાથે લડાઇમાં કામ કરતી હતી. એથી તે સંકટ અને સાહસથી કામ કરવામાં નિર્ભય થઇ ગઇ હતી. તે ઘોડાપર સ્વારી કરતી,અને તેના પતિને આધિન જે લશ્કરની ટુકડી હતી તેના ઉપર તે હુકુમત ચલાવતી હતી. એથી તેના ગુણની અસર તેના ગર્ભમાં રહેલા નેપોલિયન ઉપર થઇ અને તે વિકાસ પામી ગુણો એટલા બધા વધી ગયા કે તે જન્મ્યા પછી નાનપણમાંથીજ નિર્ભય અને હિંમતવાન થયો. અને ગર્ભના આ સંસ્કારથી તેણે મોટી ઉમ્મરે વિજય મેળવી નામના કાઢી.

કેટલીક સ્ત્રીઓ ગર્ભધારણ કર્યા પછી ઘણી કંકાશીયણ બની પતિ સાથે, કે બંને સાથે કલેશ કરે છે, લડે છે. ઘણાં સ્ત્રી પુરુષને ગર્ભાધાન પછી કોઇ કારણે મતભેદ પડે તો તે બંન્ને વચ્ચે કંકાશ થાય છે, ઘણા વખત સુધી તો સામસામે બોલતાં પણ નથી, આવી સ્ત્રીઓના ગર્ભ ઉપર તેના કલેશના સંસ્કાર પડે છે. અને એ છોકરું સુસ્ત, આળસુ ક્રોધી અને કલેશી થાય છે.

શાસ્ત્રમાં ઘણાજ એવા દાખલા બન્યા છે. સ્ત્રીને ગર્ભ રહે તે પછી ગર્ભ જન્મે ત્યાંસુધી તો તેની મના આચાર વિચારના સંસ્કાર તેના ઉપર પડેજ છે. અભિમન્યુની વાત તો મહાભારતમાં સર્વે એ વાંચી જ હશે. અભિમન્યુ ગર્ભમાં હતો ત્યારે કૃષ્ણે ચક્રવ્યૂહની લડાઇનું વર્ણન તે સુભદ્રા પાસે કરેલું, તેથી કોઠાની લડાઈ શીખ્યો હતો. અભિમન્યુ ગર્ભમાં હતો ત્યારે સુભદ્રા તેને પીયેર દ્વારકાં શ્રીકૃષ્ણને ત્યાં હતી. ત્યાં તેને પેટમાં દરદ થયું એટલે કૃષ્ણે તે દુઃખ ભૂલવવા ચક્રવ્યુહની લડાઇનું વર્ણન કર્યું, આ સાંભળતાં સાંભળતાં સુભદ્રા ઉંઘી ગઇ. માત્ર પાંચ દરવાજાની લડાઇનો હાલ બાળકે ગર્ભમાં સાંભળ્યો. એટલી વાત અભિમન્યુને યાદ રહી અને તે જન્મ્યા પછી જ્યારે મોટો થયો અને મહાભારતની લડાઇમાં જવાનો તેને પ્રસંગ આવ્યો ત્યારે તેણે પાંચ દરવાજા જીત્યા અને છઠ્ઠા દરવાજા આગળ તે મરાયો કેમકે તે ગર્ભમાં હતો ત્યારે આ ચક્રવ્યુહની વાત ચાલતી હતી ત્યારે પાંચ દરવાજાની વાત જાણ્યા પછી સુભદ્રા ઉંઘી ગઇ એટલે આગળની વાત તેના જાણુવામાં આવી નહિં. એટલે પ્રત્યક્ષ લડાઇમાં બીજા દરવાજાની વાત અભિમન્યુના જાણુવામાં ન આવી.

જ્યારે કુન્તાજીના ગર્ભમાં યુધિષ્ટિર હતા ત્યારે કુન્તા માતા ધર્મશાસ્ત્રો વાંચતાં હતાં, તેનું મનન કરતાં હતાં માટે યુધિષ્ટિર ધર્મિષ્ટ થયા હતા.

ભગવાન બુદ્ધ ઘણા દયાળુ હતા કારણકે તે જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેની માતાને પ્રજાનાં દુઃખ દુર કરવા માટે બહુજ વિચાર કરવા પડયા હતા.

આવી રીતે બાળક ગર્ભમાં હોય ત્યારે તેની માતા જેવા વિચારો અને વર્તન સેવે છે તેવું બાળક થાય છે.

બાળકના શરીરનો રંગ પણ તેની માતા પોતાના મનમાં જેવા રંગનું ચિંતન કરે છે તેવો હોય છે. હબસી સ્ત્રી પુરુષ કાળાં હોય છે

એક હબસી પોતાની સ્ત્રી ઉપર પ્રેમ રાખતો ન હોય અને કોઇ સુંદર ગોરી સ્ત્રી સાથે વધુ પ્રેમ રાખે, તે ગોરી સ્ત્રી સાથે લગ્ન કરવા ઇચ્છે, ગોરી સ્ત્રીએ તેની સાથે લગ્ન કરવા ન પાડતાં તે નિરાશ થાય પણ મનમાં તો પેલી સુંદર રૂપ વાળી ગોરી સ્ત્રીનું ચિંતન કરતો હોય છે. આવી સ્થિતિમાં તે પોતાની કાળી સ્ત્રી સાથે ગર્ભાધાન કરે અને ગર્ભ રહે તો તે કાળું ન થતાં ગોરૂ થાય છે. એટલે ગર્ભાધાન સમયે સ્ત્રી કે પુરૂષ જેવા રંગના મનુષ્યનું ચિંતન કરે છે તેવા રંગનું બાળક જન્મે છે.

એક ગોરી સ્ત્રી હતી તેનો પુરૂષ સુંદર યુવાન અને રૂપાળો હતો તે સ્ત્રીને ગર્ભ રહ્યો ને બાળક જન્મ્યું ત્યારે કાળુ જન્મ્યું. કારણની તપાસ કરતાં જણાયું કે તે સ્ત્રીએ પોતાના શયન ઘરમાં એક હબસીનું ચિત્ર લટકાવ્યું હતું, વારંવાર તે તેને જોયા કરતી, ગર્ભાધાન સમયે પણ તેના મનમાં તે પેલા કાળા હબસીના ચિત્રનું ચિંતન કરતી હતી, ગર્ભ રહ્યા પછી પણ એ સ્ત્રી પેલા ચિત્રને જોયા કરતી અને તેનુ ચિંતન કરતી. એટલે તે બાળકનો જન્મ થતાં તે કાળુ થયું. માબાપ ગોરાં અને બાળક કાળું જન્મ્યું. આથી તે બંન્નેને આશ્ચર્ય થયું; તપાસ કરતાં જણાયું કે કાળા હબસીના કાળા ચિત્રને તે સ્ત્રી રોજ જોયા કરતી. તેના મન પર તેનો એટલો બધો પ્રભાવ પડયો હતો કે તે બાળક કાળા રંગનું થયું.

એક ગામમાં એક કુરૂપ શરીરનો કાળા રંગનો ઠીંગણો પુરૂષ હતો તેની સ્ત્રી સુંદર અને મોટા શરીરવાળી હતી, તેનાં બાળક બધાં તેના બાપના જેવાં ઠીગણાં થયાં, માબાપને વિચાર થયો કે સારા બાળક નહિં થાય. એક સજ્જને કહ્યું કેઃ માબાપના વિચારો અનુસાર બાળક જન્મે છે પણ જો સ્ત્રીનું ચિત્ત રૂપવાન ઉંચા હૃષ્ટપુષ્ટ પુરુષના શરીરનું ચિંતન કરે તો બાળકમાં ફેરફાર થાય, આથી તે દંપત્તિએ સારા રૂપવાન સૌંદર્યવાળા પરાક્રમી ગુણવાન અને ઊંચા મનુષ્યોની મોટી મોટી છબીઓ પોતાના ઘરમાં સ્થળે સ્થળે રાખીહતી. આ છબીઓ પર તે સ્ત્રી વારંવાર નજર નાંખતી. તેમના ગુણનું, રૂપનું ઉંચાઇનું શૌર્યનું ચિંતન કરતી. ગર્ભાધાન સમયે પણ સ્ત્રી પુરુષે આ સુંદર છબીયોનું મનમાં ચિંતન કર્યું. પરિણામે તે સુંદર છબી અનુસાર સુંદર રંગવાળું બાળક જન્મ્યું. મોટું થયું ત્યારે છબીના પુરૂષ જેવું ઉચું લાંબુ રૂપવાન બાળક થયું. આમ ગર્ભાધાન સમયે સ્ત્રીનું મન

તે છબીયોનું ચિંતન કરતું હોવાથી બાળક ઉત્તમ,રૂપાળુ અને ઉંચું થયું.

મહાભારતમાં પણ અવાં ઘણાં દ્રષ્ટાંતો છે. મનુષ્યને આ નિયમ લાગુ પડે છે, એટલું જ નહિ પણ પશુનેય આ નિયમ લાગુ પડે છે. એક ગુરૂને ત્યાં એક વિદ્યાર્થી ભણવા રહ્યો તેને ગાયો ચારવાનું કામ ગુરુએ સોંપ્યું. શિષ્યને કહ્યું આ ગાયોને જે ચટાંપટા રંગવાળાં વાછડાં જન્મે તે તારાં અને બીજા ઉપર તારો હક્ક નહિં. શિષ્યે હા પાડી પછી તે શિષ્ય ગાયોને ચારવા જંગલમાં લઇ ગયો, ત્યાં તેણે મોટી મોટી લાકડીયોની વચ્ચેથી છાલ ઉખાડી ચટાપટાવાળી બનાવી. કેટલીક વાંસની લાકડીઓ ચટાપટાવાળી રંગી, અને ગાયો જ્યાં પાણી પીવા જાય ત્યાં ગાયોની નજર તે ચટાપટાવાળી લાકડીયો પર પડે તેવી રીતે ઉભી ચોડી દીધી. જંગલમાં પણ વારંવાર ગાયોની નજર તેના ઉપર પડે તેમ લાકડીયો ચોડી રાખી. ગાયો આ લાકડીઓ સામે વારંવાર જોવા લાગી. પરિણામે તે ગાયોને જેટલાં વાછડાં જન્મ્યાં તે બધાં ચટાપટા વાળા રંગનાં થયાં અને બધાં તેને મળ્યાં. આમ પશુ ઉપર પણ ચિંતનની અસર થાય છે.

એક ઘરમાં એક કુબડી સ્ત્રી રોજ ભિખ માગવા આવતી તે વાતો સારી કહેતી, એટલે તે આવતી એટલે ઘરની સ્ત્રીઓ તેને બેસાડી તેની વાતો સાંભળતી બહુ સહવાસથી તેના ઉપર એક સ્ત્રીને પ્રીતિ થઇ જેથી તે તેને રોજ ભિક્ષા આપતી અને તેની વાતો હર્ષથી સાભળતી. દૈવ સંયોગે તે સ્ત્રીને ગર્ભ રહ્યો અને તેથી તેને બાળક જન્મ્યું. તે ભિક્ષા માગનારી સ્ત્રીના જેવું રૂપરંગવાળું જન્મ્યું. કારણ કે ગર્ભાધાન પછી બાળક ગર્ભમાં હતું ત્યારે પણ એ સ્ત્રી પેલી કુબડી સ્ત્રીને વારંવાર જોતી અને તેની પાસે પ્રેમથી વાતો સાભળતી. એ તેનું મનમાં વારંવાર ચિંતન કરતી. તેના સંસ્કાર હૃદયપર ગર્ભાધાન સમયે પડયા અને તેથી તેનું બાળક પેલી કુબડી સ્ત્રી જેવું થયું.

ઘરમાં નોકર કાળો કુરૂપ, કાણો હોય છે તો તેની અસર બાળક ઉપર થાય છે. એક સ્ત્રી પુરૂષ સુંદર રૂપવાળાં હતાં. તેને ઘેર તેની એક સગી આવી તે કાણી, કાળી, અને હાથની ખોડવાળી હતી. આ સમયે તે સ્ત્રી સાથે ઘરની સ્ત્રીને બેનપણાં થયાં. તે તેનું કામ ઉપાડી લેતી એટલે સ્નેહ બંધાયો. આ વખતે પેલી ઘરની સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો. ગર્ભાધાન પહેલાં માંડી રાત સુધી તે કાણી, અને કાળી સ્ત્રી સાથે ગૃહિણીએ સ્નેહથી વાતો કરી હતી. એટલે ગર્ભાધાન

સમયે પણ પેલી કાળી સ્ત્રીનું મનમાં ચિંતન કર્યું, એટલે જે ગર્ભ રહ્યો તેના ઉપર તે સંસ્કાર પડયા અને બાળક જન્મ્યું તે એક આંખે કાણું અને કાળુ થયું.

*એક માણસે બે સુંદર ચિત્રો ખરીદ્યાં અને પોતાના ખંડમાં રાખ્યાં. આ ચિત્રો ઘણાં સુંદર અને આકર્ષક હતાં, તે સ્ત્રી પુરૂષ બંન્નેને ગમી ગયાં પછી સ્ત્રીને ગર્ભ રહ્યો, અને બાળક જન્મ્યું એ આ ચિત્રના જેવું સુંદર થયું. કારણ ગર્ભાધાન સમયે પણ આ ચિત્રોનું ચિંતન બંને સ્ત્રી પુરૂષોએ કર્યું હતું, ગર્ભાધાન સમયે જો સ્ત્રી કે પુરૂષ બેમાંથી કોઇને કાંઇ રોગ થયો હોય. દુઃખ થતું હોય તો ગર્ભ રહે તો રોગી જન્મે છે. અથવા તેમના સંબંધી પુત્ર કે સ્નેહી માંદા હોય તેનું ચિંતન ચાલતું હોય ને ગર્ભ રહે તો તે રોગી જન્મે.

## ગર્ભ જન્મ્યા પછી માબાપના વિચારની તેનાપર થતી અસર

બાળકનો જન્મ થાય તે પછી તે જ્યાં સુધી ધાવણું હોય છે ત્યાં સુધી બાળકના આત્માનો આધાર તેની માતાના ઉપર છે. માતાના આત્માની અને તેના ધાવણની તે બાળક ઉપર ઘણી જ અસર થાય છે. વિચાર અને આત્માનો જેવો સંબંધ છે તેવી રીતે સ્ત્રીના વિચારોની અસર તેના દૂધ મારફતે બાળક ઉપર પડે છે. માતા ક્રોધી હોય છે તો તેનું બાળક પણ ક્રોધી થાય છે, જે સ્ત્રીને મૃગી, ક્ષય આદિ રોગ હોય છે તેનાં બાળકોને પણ આંચકી, મૃગી આવે છે. બાળકને આ સમયે જેવું દુધ પાવામાં આવે તેની અસર તેના ઉપર થાય છે. તેને ગાયનું દુધ પાવામાં આવે તો બાળકમાં પવિત્રતાના, ન્મ્રતાના ગુણ આવે. વાઘણીનું દૂધ પાયતો તે ક્રૂર થાય ક્રોધી થાય છે. જેનું દૂધ પાય તેના ગુણની અસર બાળકના ઉપર જરૂર પડે છે. માના સારા નરતા ગુણની અસર તેના દૂધમાં જરૂર હોય છે અને તેની અસર બાળકના ઉપર જરૂર થાય છે.

જે લોકોના બાળકને માતાના દૂધને બદલે ધાયનું દૂધ પાવામાં આવે છે તે બાળકમાં તેની ધાયના જેવા ગુણ આવે છે. એક ગૃહસ્થને ત્યાં બાળકનો જન્મ થયા પછી તેની મા મરી ગઇ, એટલે એક કોળણ છોકરૂં ધવરાવવા ધાય તરીકે રાખી. આ કોળણને નાનપણથી ચોરી કરવાની ટેવ હતી. તે વખતસર આવી બાળકને ધવરાવી જતી. પણ ઘણીવાર ઘેર જતી, અને લાગ મળે ત્યારે રાત્રે

કે દિવસે કોઇની કોઇ વસ્તુ ઉઠાવી લાવતી. બાળક તેની પાસે ત્રણ વર્ષ સુધી ધાવ્યું. તેનાં માબાપ સાદાં, સરળ અને ઉચ્ચ ગુણવાળાં હતાં પણ બાળક મોટો થયો એટલે ચોરીઓ કરવા લાગ્યો અને મોટી ઉમ્મરે ચોરોનો સરદાર બન્યો હતો આ પેલી ચોર કોળણના ધાવણનો પ્રતાપ.

આવી રીતે માતાના ધાવણની અસરથી માતાના ગુણ બાળકમાં આવે છે આ પ્રમાણે માતાના મનના જેવા વિચારો હોય છે તેવા ગુણ બાળકમાં આવે છે. માટે બાળકો સારા, ઉચ્ચ ગુણવાળાં, રૂપવાન કરવાં હોય તો માતાએ પોતાના આચાર વિચાર સુધારવા. અને ઉચ્ચ વિચારનું ચિંતન કરવું, મન અનેક વિચારોને કરનારૂં છે, ઘણાં ઘણાં ચિંતન કરે છે, માંકડાની પેઠે ઘડીમાં આ વિચાર તો ઘડીમાં બીજો એથી પ્રજા એક સરખી થતી નથી. એક ભાઇ ગુણવાન રૂપાળો થય છે તો બીજો ભાઇ પાપી, અને કાળો પણ બને છે. બંનેના રૂપ ન મળવામાં પણ તેની માતાનું વારંવાર જુદા જુદા વિચાર કરવા, ગમે તેવા વિચાર કરવા એ હોય છે.

---

## પ્રકરણ ૮૭ મું.

---

### જોડકાં બાળક કે ખોડવાળાં બાળક થવાનું કારણ

સ્ત્રીના ઉદરમાં ગર્ભાશય હોય છે. ત્યાં ગર્ભ દસ માસ સુધી રહી મોટો થાય છે, ત્યાં તેનાં હાથ. પગ, મોં આદિ અવયવો રચાય છે. તે ગર્ભાશયમાં કોઇરીતે વાયુનો ઉત્પાત્ત થાય તો અનેક પ્રકારના રોગવાળુ બાળક જન્મે છે.

ગર્ભાધાન થયા પછી ગર્ભમાં વાયુથી મળેલાં રજવીર્યના બે ભાગ થઇ જવાથી તેના એક ભાગમાં વીર્ય અને બીજા ભાગમાં રજ વધુ હોય તો એક કન્યા અને એક પુત્ર ઉત્પન્ન થાય. અર્થાત બે બાળકો સાથે ઉત્પન્ન થાય છે. રજ વીર્ય મળેલા પદાર્થમાં જ્યારે વીર્ય વધુ હોય અને તેના બે ભાગ થઇ જાય તો બે પુત્ર થાય અને જો રજ વધુ હોય અને બે ભાગ થાય તો બે પુત્રીઓ ઉત્પન્ન થાયછે. જ્યારે વધેલા વાયુથી રજવીર્યના વધુ ભાગ પડે તો કર્મવશાત એકી વારે વધુ બાળકો જન્મે છે. વાયુ દ્વારા રજ વીર્યના બે ભાગ

થઇ જવાથી મોટા ભાગમાંથી બાળક થાય તે પુષ્ટ અને નાના ભાગમાંથી બાળક થાય તે નીર્બળ અને ક્ષીણ દેહ વાળું થાય છે જો વાયુ શુક્રાશયના દ્વારને રોકી દે તો સંસ્કાર વિધિ નપુસક બાળક જન્મે છે. વાયુ અને અગ્નિના દોષથી જેના બંને અંડકોષ નષ્ટ થઇ ગયા હોય છે તેને વાતિક ષન્ડ વાતજનિત નામર્દ કહે છે. એવું ચરક કહે છે.

વાયુ ! કોપથી ગર્ભનું બાળક કુબડું, પાંગળું, લુલુ, લંગડું, મૂંગું થાય છે એવું સુશ્રુત કહે છે. આ પ્રકારે ગર્ભાશયમાં વાયુના પ્રકોપથી જોડકાં બાળકો થાય છે કે ખોડવાળાં બાળક જન્મે છે.

ગર્ભાધાન સમયે સ્ત્રી પુરૂષમાં અણબનાવ હોય, શોક, ચિંતા, ના વિચાર થાય તો બાળક કુબડું, પાંગળું, દ્વેષી ઠીંગણું, દુબળ જન્મે છે. પ્રસન્નતા વગર સંયોગ થાય તો માતપિતાના થોડા રજવીર્યથી પુત્ર થાય તો નપુષક અને કન્યા થાય તો નારી પંડ થાય છે. શોક વાળી સ્થિતિમા ગર્ભાધાન થાય તો બાળક નિસ્તેજ થાય. હર્ષવાળી સ્થિતિમાં ગર્ભાધાન થાય તો ઉત્તમ શરીરવાળું બાળક થાય.

બાળકના આત્માનો બધો આધાર માબાપના આત્મા ઉપર આધાર રાખે છે. ઋતુ સમયે સ્ત્રી ઉપર અને પુરૂષ નીચે એવી રીતે સંયોગ થાય તો પુત્રી જન્મે તે પુરુષના સ્વભાવવાળી, દાઢી મૂછવાળી અને પુત્ર જન્મે તો સ્ત્રીના સ્વભાવવાળો થાય. બે સ્ત્રીઓ પરસ્પર સંયોગ કરે તો સ્ત્રીનું વીર્ય બીજી સ્ત્રીના રજ સાથે મળે તો હાડકાં વગરનું બાળક જન્મે. પરપુરુષની સાથે સંયોગ થાય તો નિર્લજ બાળક જન્મે, સ્ત્રી સ્વપ્નમાં સંયોગ કરે, રજ છુટી જાય તો ગર્ભ રહે તે હાડકાં વગરનું માંસના પીંડ જેવું બાળક થાય.

સ્ત્રીનું રજ દુષિત હોય તો બાળક રોગવાળું થાય, રજ દૂષિત હોય તો કન્યા થાય તે વંધ્યા થાય. અને પુરુષનું વીર્ય દૂષિત હોય તો બાળક અનેક રોગવાળું થાય છે. વીર્ય અને રજના આરોગ્ય ઉપર બાળકના ભવિષ્યનો આધાર છે.

માતાના આચરણનો બાળકના ભવિષ્યના વર્ત્તન ઉપર પ્રભાવ પડે છેઃ ગર્ભવંતી સ્ત્રીઓએ શી રીતે વર્ત્તવું તે માટે ત્રિકાળદર્શક દર્પણ, સ્ત્રીહિત શિક્ષક, ગૃહિણી રત્નમાળા એ પુસ્તકો વાંચવાથી વધુ હકીકત જાણવામાં આવશે.

ગર્ભધારણ કર્યા પછી ગર્ભવંતીએ શી રીતે વર્ત્તવું, માતાની ઇચ્છાનો બાળક ઉપર કેવો પ્રભાવ પડે છે. માતાના ભોજનની બાળક ઉપર અસર કેવી થાય છે, ગર્ભવંતીનું કર્ત્તવ્ય, બાળકની માવજત વિગેરે જ્ઞાન મેળવવા માટે ગૃહિણી રત્નમાળા અને સ્ત્રીહિત શિક્ષક જરૂર વાંચવા ભલામણ છે.+

---

## પ્રકરણ ૮૮ મું.

---

## સ્ત્રીને ગર્ભ રહ્યાનાં લક્ષણ

જે સ્ત્રીયોમાં રજોધર્મ સંબંધી વ્યાધિ હોય છે તે બબ્બે ત્રણ ત્રણ મહિના સુધી રજસ્વલા થતી નથી, તેને ગર્ભ રહ્યો છે કે કેમ તેની સ્ત્રી કે પુરુષ કોઇને ખબર પડતી નથી. સ્ત્રી બીજે મહિને રજસ્વલા ન થાય તો મનાય કે તેને ગર્ભ રહ્યો હશે. માટે તેને ગર્ભ રહ્યો છે કે કેમ તે જાણવા માટે વૈદક શાસ્ત્રોમાં કહ્યું છે કે:

સ્ત્રી ગર્ભવંતી થાય છે ત્યારે તેના સ્તનનો આગળનો ભાગ કાળો પડે છે. પેટ ઉપર વાળોની સેર ઉઠેલી જણાય છે, નેત્રો વારંવાર ઉઘાડ મીંચ કરે છે, સુગંધ ગમતી નથી, થુંક વધુ આવે છે, થાકી તરત જાય છે. વગર કારણે ખિખવાદ થાય છે એવું સુશ્રુત કહે છે. તેમ ચરક કહે છે કે સ્ત્રીને ગર્ભ રહ્યા હોય તો રજ નીકળવું બંધ થાય છે. વારંવાર તેના મુખમા પાણી ભરાઇ આવે છે, અન્ન ઉપર અરૂચિ થાય છે, ખાટી વસ્તુ ખાવાની ઇચ્છા થાય છે. શરીર ભારે ભારે લાગે છે, બંને આંખો મીંચાયલી લાગે, સ્તનોમા દુધનો ભરાવો થાય છે, હોઠ અને સ્તનોનો આગલો ભાગ કાળો પડે છે, પગ પર સ્હેજ સોજા જેવુ જણાય, કદી કદી રોમાચ થાય છે. મૈથુનની ઇચ્છા થતી નથી, મુખ પીળું પડી જાય છે, સ્તનો મોટાં થાય છે, બાળક પેટમા ફરકે છે, આળસ આવે છે, ઓડકાર આવે છે અને અપચો રહે છે.

---

ગર્ભમાં બાળકના હૃદયનો ધડકારો જણાય છે, આથી ગર્ભાશયમાં બાળક છે એ જાણી શકાય છે. જો ધડકારો ન જણાય તો મૃદ ગર્ભ જાણવો. આ ધડકારો માતાના ડાબી કુખની વચ્ચે સંભળાય છે. આવી રીતે ગર્ભાધાન પછી ગર્ભ રહ્યો છે કે નહિં તે જાણી શકાય છે.

---

## પ્રકરણ ૮૯ મું

---

## ગર્ભમાં શું છે? પુત્ર, પુત્રી કે નપુષક તે જાણવાની રીત

ગર્ભાધાન થયા પછી ગર્ભ રહે એ પછી ગર્ભમાં શું છે, પુત્ર, પુત્રી કે નપુષક છે તે જાણી શકાય છે. ગર્ભ રહ્યા પછી બે ત્રણ મહિના પછી તે સારી રીતે જાણી શકાય છે એવું ચરકાદિ કહે છે.

રતિશાસ્ત્ર કહે છે કેઃ ગર્ભાધાન સમયે રજ અને વીર્ય મળી જ્યારે ગર્ભધારણ થાય છે, અને જો તે સમયે ડુંટીની ડાબી તરફ થોડે વેગળે કાંઇક દરદ થાય તો પુત્ર, અને જો ડુંટીની જમણી તરફ કાંઇક દુર દરદ થાય તો પુત્રી અને ડુંટીની નીચે દરદ થાય તો નપુસક ગર્ભ છે એમ સમજવું બીજા મહિનાથી ગર્ભનાં લક્ષણો પ્રતિત થાય છે.

અંદર ઘન અર્થાત ગોળ આકારનો ગર્ભ જણાય તો પુત્રનો ગર્ભ, પિંડ અર્થાત લંબગોળ માંસ પેશી જેવું જણાય તો કન્યાનો ગર્ભ જાણવો, ગાંઠ–અર્બુદ જેવો ગોળ, કાંઇક ચપટો, પિંડ જેવો હોય તો નપુસક સમજવો.

સ્ત્રીની સર્વ વર્ત્તણુંક અર્થાત ધારણાદિ સર્વ ક્રિયાઓ ડાબા અંગથી વધુ થાય તો, ગર્ભવતીને પુરૂષ સંગ અપ્રિય જણાય, શયન, પાન, ભોજન, શીલ, વર્તન, સર્વ અત્યંત સ્ત્રીઓને યોગ્ય હોય, ડાબા પાંસળાની નીચે ગર્ભનો સંચાર વધુ જણાય, ગર્ભ બત્તીના આકારનો ન હોય, સ્ત્રીના ડાબા સ્તનમાંથી પ્રથમ દુધ નીકળે, તો પુત્રી જન્મશે એમ જાણવું.

સ્ત્રીના જમણા સ્તનમાં દુધ વહેલું આવે, પ્રથમ જમણા અંગથી ચાલવાનું કામ કરવાનું મન થાય. ચાલવામાં જમણો પગ પહેલો ઉપડે, કામ કરવામાં પ્રથમ જમણો હાથ આગળ ધપે, પુરૂષ નામની વસ્તુઓની ઇચ્છા થાય તો પુત્ર જન્મશે એમ જાણવું.

ઉપર પુત્ર અને કન્યા માટેનાં ભેગાં લક્ષણો જણાવતાં નપુંસક બાળક જન્મે. પેટનાં બંને પડખાં ઉંચાં થાય. પેટ ઉંચું વધે તો નપુષક બાળક જન્મે.

## ગર્ભમાં બે બાળક હોય તેની પરિક્ષા

પેટ બંન્ને તરફથી ઉંચું વધે, વચમાં નીચું જણાય તો બે બાળક છે એમ સમજવું, જમણી તરફ પેટ વધેલું અને ડાબી તરફ જરા નીચું હોય તો એક કન્યા અને એક પુત્ર સમજવાં. બંને બરાબર ઉંચાં હોય તો બંને પુત્ર અને જરા તેથી નીચાં હોય તો બે કન્યા સમજવી.

બેથી વધુ બાળક હોય તો પણ ઉપર પ્રમાણે ગર્ભવંતીના પેટની પરીક્ષાથી જણાય છે.

આ પ્રકારે ગર્ભમાં પુત્ર છે કે પુત્રી તે પ્રથમથી જાણી શકાય છે.

બાળકના હૃદયનો ધડકારો ઘડીયાળ માફક જાણી શકાય છે. આ ધડકારો માતાની ડાબી કુખની વચ્ચે સંભળાય છે. એક મિનીટમાં ૧૬૦ સુધી ટક ટક થાય છે. જો આ ધડકારો ન હોય તો મૃત ગર્ભ છે એમ સમજવું.

ગર્ભ રહ્યા પછી પુરષે સ્ત્રીની સાથે સમાગમ કરવો નહિં. પણ બે માસ સુધી સંયોગ કરી શકાય એવું શાસ્ત્રો કહે છે, ગર્ભ રહ્યા પછી રોજ સંગ કરવાથી સ્ત્રી મૈથુન પ્રિય થાય તો તેનો પુત્ર થાય તે બદચાલનો, પુત્રી થાય તે પર પુરુષ ભોગી થાય, વળી સ્ત્રીને કષ્ટ થાય તે જુદું. વળી ગર્ભાધાન પછી સંયોગ કરવાથી રજ વીર્ય ગર્ભાશયમાં ગયું હોય છે તે એક અઠવાડીયામાં બહાર નીકળી જાય છે. સ્ત્રીનું બળ ઘટી જાય છે બાળક નિર્બળ થાય છે. ગર્ભસ્રાવ ઘણી વખતે થાય છે, માટે સ્ત્રીને ગર્ભ રહ્યા પછી બે માસ સમાગમ થઇ શકે પછી જાણે કે ગર્ભ રહ્યો છે તો પછી પોતાની સ્ત્રીનું તેમ બાળકના આરોગ્યનું રક્ષણ કરવા માટે સમાગમ કરવો નહિં.

---

## પ્રકરણ ૯૦ મું

### માતા પિતાના કયા કયા અંશથી ગર્ભનું શરીર કેવી રીતે રચાય છે.

ગર્ભની ઉત્પત્તિ માબાપના શરીરના અંશથી થાય છે. માતા વગર ગર્ભ રહેતો નથી માટે સ્ત્રીએ જગતની માતા જગતજનની ગણાય છે. સ્ત્રીઓ પ્રજાને ધારણ કરે છે. જન્મ આપે છે, પાળે છે પોષે છે સંરક્ષણ કરી ઉછેરી મોટી કરે છે માટે પૂજ્ય છે. વંદનીય છે. માતા ક્ષેત્ર છે તેના વગર ગર્ભ રહી શકતો નથી માતાના અંશ-બાળકની ચામડી લોહી માંસ, મેદા, નાભિ, હૃદય, મૂત્રાશય કલોમ ત- (રસ લાગે છે તે અવયવ), લીવર, બરોળ, વૃક્ક, બસ્તી, આમાશય, મલાશય, પકવાશય, ઉપરનું ગુદસ્થાન અર્ધો ગુદસ્થાન આનાં અંતર ભેદ અને મેદવાહી એટલા અવયવો માતાના અંશથી ઉત્પન્ન થાય છે એવું ચરક કહે છે કોમળ અવયવો માતાના અંશમાંથી ઉત્પન્ન થાય છે.

પિતા વગર પણ ગર્ભ રહેતો નથી. પિતાના શરીરના અંશથી બાળકના દાઢી મૂછના વાળ નખ રૂંવાટાં દાંત હાડકાં રસો ધોરી નસ ધમની વીર્ય એ રીતે સ્થિર પદાર્થો પિતાના અશથી ઉત્પન્ન થાય છે એવું ચરક કહે છે.

ગર્ભ માતૃજ પિતૃજ આત્મજ સ્યાત્મજ અને રસજ મનાય છે માતાના અંશથી પિતાના અંશથી આત્માના અંશથી ગર્ભ ઉત્પન્ન થાય છે.

આત્માના અંશથી આત્મા ઉત્પન્ન થાય છે. શરીરમાં જીવ વગર ચેતનતા પ્રકટતી નથી, જીવ વગર શરીર જીવતું ન જન્મે આત્માથી આત્મા ઉત્પન્ન થાય છે શરીરમાં આત્માના અંશથી આયુષ્ય, આત્મ-જ્ઞાન મન ઇંદ્રિયો ઉચ્છવાસ નિઃશ્વાસ પ્રેરણા ધારણા આકૃતિ ભેદ બુદ્ધિ સ્મૃતિ અહંકાર અને યત્ન ઉત્પન્ન થાય છે એવું ચરક સુ-શ્રુત કહે છે.

ગર્ભ સાત્મ્યજ ગણાય છે. સ્ત્રી પુરુષ અસાત્મ્ય જ સેવી ન શકે તો તે વંધ્યત્વ અથવા ગર્ભમાં અનિષ્ટ ભાવ ઉત્પન ન થાત. જ્યાં સુધી વાત પિત્ત અને કફ બગડી રજ વીર્ય અને ગર્ભાશયને બગાડે નહિ ત્યાં સુધી અસાત્મ્યજ સેવન પણ ગર્ભ ઉત્પન કરી શકે છે. સાત્મ્ય સેવી સ્ત્રી પુરુષનું રજ વીર્ય અને ગર્ભાશય શુદ્ધ હોય છે તો

ઋતુકાલમાં મેળાપ થાય છે. પણ જીવાત્મા પ્રવેશ ન કરે ત્યાં સુધી ગર્ભ રહેતો નથી. ગર્ભ ઉત્પન્ન થવામાં સાત્મ્ય પણ એક કારણ છે. એથી શરીરમાં આરોગ્ય, અનાલસ્યતા, નિર્લોભતા, ઇન્દ્રિયોની પ્રસન્નતા સ્વરસમ્પતિ, બીજી સમ્પતિ અને હર્ષની અધિકતા એ સર્વ સાત્મ્યથી ઉત્પન્ન થાય છે. વીર્ય, આરોગ્યતા, બળ, વર્ણ અને બુદ્ધિ પણ સાત્મ્યથી ઉત્પન્ન થાય છે.

ગર્ભ રસજ હોય છે, આહાર રસ વગર માતાનું જીવન પણ નભતું નથી. માટે સારી રીતે રસનું સેવન કરવાથી ગર્ભ ઉત્પન્ન થાય છે. શરીરનું મોટાપણું, બળ, વર્ણ, સ્થિતિ, ક્ષીણતા એ સર્વ રસથી ઉત્પન્ન થાય છે. વીર્ય પિતા અને સાત્મ્ય એ એથી તથા બળ વર્ણ, સાત્મ્ય અને રસથી ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે માતા પિતાના અંશોથી શરીરનું સંગઠન થાય છે. આવી રીતે મનુષ્ય ધારે તેવી સારી કે ખરાબ પ્રજા ઉત્પન્ન કરી શકે છે. સ્ત્રી પુરૂષ ધારે તો પુત્રની પ્રજા ઉત્પન્ન કરી શકે, ધારે તો પુત્રીની ઉત્પન્ન કરી શકે છે.

માત્ર નિયમો પાળવાની જરૂર છે, આ નિયમોનું જ્ઞાન ન હોય અને વિષયાનંદમાં મઝા માને તો પછી અણધારી રીતે ગમે તેવી પ્રજા ઉત્પન્ન થાય એમાં નવાઇ નહિં.

પ્રજા તો ઉત્પન્ન કરવી એ દંપત્તિનો ધર્મ છે. હવે પુત્રી ઉત્પન્ન કરવી કે પુત્ર ઉત્પન્ન કરવો તે નિયમો પણ તેણે જાણ્યા છે. તો ધાર્યા પ્રમાણે પ્રજા ઉત્પન્ન કરે, અને સુખી થાય એવું ઇચ્છીએ છીએ.

---



# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૧૨ મો.

### સુપ્રજનન શાસ્ત્ર

સુયોગ્ય પ્રજા ઉત્પન્ન કરવાની વિદ્યા

### પ્રકરણ ૯૧ મું.

### સ્ત્રી પુરુષે જાણવાની વાતો

જીવાત્માનો અને પંચ મહાભૂતાત્મક શુક્ર શોણિતનો જે સંયોગ થાય છે તેજ પુરૂષ છે સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, પ્રાણ, ક્રિયા, અપાન ક્રિયા, નેત્રો ઉઘાડવાં. નેત્રો મીંચવાં. બુદ્ધિ, મનનો સંકલ્પ, વિચાર, સ્મરણ નિશ્ચય એ વિષયોનું જ્ઞાન એ પુરુષના ગુણો છે.

**સાત્વિક ગુણો**—ક્ષમા, સત્ય, ધર્મ, શ્રદ્ધા, આત્માના સ્વરૂપનું જ્ઞાન, બુદ્ધિનું સ્ફુરવું, ધીરજ, સત્કર્મ કરવાં, ક્રુરતા ન કરવી, શુભ પ્રસંગનું સ્મરણ એ સાત્વિક ગુણો છે.

**રાજસ ગુણો**—ફરવાનો સ્વભાવ, વધુ પ્રયત્નશીલ રહેવું, અહંકાર, મિથ્યા બોલ બોલ કરવું, દંભ, નિર્દયપણું, હર્ષ કાળ, ક્રોધ, પોતાને ઉત્કૃષ્ટ સમજવાની ટેવ, અધૈર્ય એ રાજસ ગુણો છે.

**તામસ ગુણો**—નાસ્તિકપણું, અધર્મ કરવાંની ટેવ, અજ્ઞાન, આળસ, ઉંઘવાની વધુ ટેવ, ખેદ થવો, બુદ્ધિનો નિરોધ, અને દુષ્ટપણું એ તામસ ગુણો છે.

### ઉત્તમ પ્રજા

જે પુરૂષોનું વીર્ય વાત, પિત્ત કે કફથી દુષિત થયેલું હોય તે

શુદ્ધ પ્રજાને ઉત્પન્ન કરી શકતા નથી. તેમ જે સ્ત્રીયોનું રજ વાત, પિત્ત કે કફથી દુષિત થયેલું હોય તે સ્ત્રીઓ શુદ્ધ બીજરહિત હોય છે એટલે શુદ્ધ ગર્ભને ધારણ કરી શકતી નથી. જો વાયુથી દુષિત હોય તો કાળા રંગનું, પિત્તથી દુષિત થયેલું હોય તો પીળા રંગનું, અને કફથી દુષિત થયેલું હોય તો સફેદ રંગનું હોય.

**શુદ્ધ વીર્ય**—જે વીર્ય સ્ફટિક જેવું, ચીકાશવાળું, મધુર, મધના જેવી ગંધવાળું હોય તે શુદ્ધ સમજવું. જે સ્ત્રીનું રજ સસલાના લોહી જેવું, લાખના રસ જેવું હોય, જેને ધોઇ નાંખતાં વસ્ત્ર પર ડાઘ રહે નહિં તે રજને શુદ્ધ સમજવું.

જેનું રજ બહુ આવે કે લાંબા વખત સુધી રૂતુ વગર પણ આવે તો પ્રદર કહેવાય છે.

**રજ બંધ થાય**—જે સ્ત્રીનો રજનો માર્ગ વાત, પીત્ત કે કફથી રોકાઈ જાય તેનું રજ નષ્ટ થઈ જાય છે.

જે પુરૂષનું વીર્ય ખરાબ થયેલું હોય તેણે વીર્ય વર્દ્ધક દવાઓ લેવી ચિત્રકમૂળ, વાળો એનો કવાથ કરી તેમાં હીંગ નાંખી તે કવાથ ઘી સાથે પીવો. અથવા ધાવડીનાં ફુલ, ખેર, દાડમ, કડાયો ગુંદર અને સાજડનો કલ્ક કરી તેમાં ઘી પકાવી તે ઘી ખાવું, જીવન—ચ્યવન-પ્રાશ ખાવું તેથી વીર્ય શુદ્ધ થાય છે.

**સ્ત્રીનુ રજ બગડેલું**—હોય તો તેણે કાળીપાડ, સુંઠ, મરી, પીંપર, ઇંદ્રજવનો કવાથ પીવો. ચોખાને જવખાવા, સુખડ કે રતાંજલીનો કવાથ પીવો. સુંદરીસાથી પીવી જેથી તેનું રજ શુદ્ધ થાયછે.

## રજસ્વળા સ્ત્રીએ પાળવાના નિયમો

સ્ત્રીએ રૂતુ આવ્યા પછી ત્રણ દિવસ સુધી બ્રહ્મચર્ય પાળવું (પુરૂષ સંગ કરવો નહિં) દિવસે ઉંઘવું નહિં આંખમાં મેંશ આંજવી નહિં, રડી આંસું પાડવાં નહિં. નહાવું નહિં, ચંદનાદિનો લેપ કરવો, કરવો નહિં, શરીરે તેલ મસળાવવું નહિં, નખો કાપવા નહિં, દોડવું નહિ. હસવું નહિં, ઝાઝું બોલવું નહિં, ઘોંઘાટ સાંભળવો નહિં, કાંસકીથી માથું હોળવું નહિં. બહુ પવનવાળી જગામાં બેસવું નહિં, કશી મહેનત કરવી નહિં, જો તે સ્ત્રી દહાડે સુઇ રહેતો ગર્ભ અત્યંત ઉંઘનાર બાળક જન્મે, મેશ આંજે તો ગર્ભ આંધળો થાય, રડે તો ગર્ભ વિકૃત નેત્રોવાળો થાય, નહાય કે લેપ કરે તો ગર્ભ દુઃખી થાય,

તેલ ચોળે તો ગર્ભ કોઢવાળો થાય, નખ કાપે તો બાળક ખરાબ નખવાળું થાય, દોડે તો ગર્ભ ચંચળ થાય, હસે તો ગર્ભના દાંત, જીભ તાળવું, હોઠ કાળાં થાય બહુ બોલે તો ગર્ભ પ્રલાપ કરનારો થાય, કોલાહલ સાંભળે તો ગર્ભ બહેરો થાય, માથું હોળે તો ગર્ભ માથાની ટાલવાળો થાય, ઝાઝા પવનનું કે મહેનતનું સેવન કરે તો ગર્ભ ઉન્મત્ત થાય. માટે દિવસે સુવું નહિ. મેશ આંજવી નહિં એ વિગેરે ઉપર બતાવેલા નિયમો રજસ્વળા સ્ત્રીએ પાળવા જોઇએ.

રજસ્વળા સ્ત્રીએ ત્રણ દિવસ સુધી દર્ભના કે કામળાના કે કંતાનના બિછાનામાં સુવું. માટીના વાસણમાં કે પત્રાળામા જમવું, ભાત દૂધ વગેરે જમવું અને ત્રણ દિવસ સુધી પતિની નજરે પણ પડવું નહિં. પતિને મોં બતાવવું નહિં.

રજસ્વળા સ્ત્રીએ ચોથે દિવસે શુદ્ધ રીતે સ્નાન કરી, નવીન વસ્ત્રો પહેરી, અલંકરો ધારણ કરી, માગલિક વિધી કરી સર્વથી પ્રથમ પોતાના પતિનું મોં જોવું. કેમકે ઋતુસ્નાન થયેલી સ્ત્રી પ્રથમ જેવા પુરૂષને જુએ છે તેવા પુત્રને જન્મ આપે છે. એટલા માટે રજસ્વળા સ્ત્રીએ પ્રથમ પતિનુંજ મોં જોવું.

## પ્રકરણ ૯૨ મું

### પુત્રની ઇચ્છા હોય તો શું કરવું

પુત્ર થાય એવી ઇચ્છા હોય તો પતિએ પોતાની સ્ત્રીને રજો દર્શન થાય તે પહેલાંનો એક મહિનો બરાબર બ્રહ્મચર્ય પાળી રખાવવું અને સ્ત્રીએ પણ રજોદર્શન પહેલાં એક મહિના સુધી બરાબર બ્રહ્મચર્ય પાળી રાખવું. એટલે મહિના સુધી મૈથુનનો સંકલ્પ સરખો પણ ન કરવો. એવી રાતે એક મહિના સુધી બ્રહ્મચર્ય પાળી અને ઘી દુધ જમવાં. ઘી થી સ્નિગ્ધ થયેલા પતિએ રજોદર્શનથી ચોથે દિવસે બપોરે રાતા ચોખાનો ભાત અને દૂધ ઘીસાથે જમવો, તે દિવસે સ્ત્રીએ શરીરે તેલ ચોળાવી પછી સ્નાન કરી અડદની દાળ તેલ નાંખી તે સાથે ભોજન કરવું એવી સ્ત્રી પાસે પતિએ રાતના જવુ પછી સ્ત્રીને ધીરજ આપી વિશ્વાસ બેસાડી તેનો સંગ કરવો. એવી રીતે નીચે

લખેલી રાત્રીઓપર ધ્યાન આપી છઠી કે આઠમી કે દશમી કે બારમી રાત્રિએ તેનો સંગ કરવો.

**સ્ત્રી સંગનો સમય—ચોથી** રાત્રિ કરતાં છઠી રાત્રે છઠી કરતાં આઠમી રાત્રે આઠમી કરતાં દશમી અને દશમી કરતાં બારમી રાત્રે સ્ત્રી સાથે પ્રથમ સંગ કરવાથી ઉત્તરોત્તર અધિક આયુષ્યની અધિક આરોગ્યની અધિક સુપ્રજાજણની, અધિક ઐશ્વર્યની અને અધિક બળની પ્રાપ્તિ થાય છે.

**પુત્રીની ઇચ્છા હોય તો**—જો પુત્રીની ઇચ્છા હોય તો રજો દર્શનથી પાચમી રાત્રી, અથવા સાતમી, નવમી, અગીઆરમી, એમ એકી રાત્રિએ સ્ત્રીનો પ્રથમ સંગ કરવો. તેરમી, પંદરમી વગેરે રાત્રિ ઓને તો નિંદિતજ સમજવી.

**રજસ્વળા સ્ત્રી સાથે પ્રથમ ત્રણ રાત્રીયે સંગ ન કરવો**—રજસ્વળા સ્ત્રી સાથે પ્રથમ દિવસે મૈથુન કરવાથી પુરુષના આયુષ્યની હાનિ થાય છે અને જો તેમાં ગર્ભ રહે તો તે પણ જન્મતાંજ મરી જાય છે, બીજે દિવસે મૈથુન કરે તો પુરૂષના આયુષ્યની હાનિ થાય છે અને ગર્ભ રહે તો તે પણ જન્મતાં મરી જાય છે કે જન્મ્યા પછી દશ દિવસમાં મરી જાય છે, ત્રીજે દિવસે મૈથુન કરે તો પણ એજ દશા થાય, કદાચ ગર્ભ જીવે તો તે પણ અપૂર્ણ અંગોવાળો અને અલ્પ આયુષ્ય વાળો થાય છે પણ જો ચોથા દિવસે સંગ કરે તો ગર્ભ સંપૂર્ણ અંગવાળો અને લાંબા આયુષ્યવાળો થાય છે.

સ્ત્રીને રૂતુ આવે તે દિવસથી પહેલી ત્રણ રાત્રિ સુધીમાં રજ (લોહી) પ્રવર્ત્યાજ કરેછે, તેમાં જો વીર્ય પ્રવેશ કરે તો તે ગુણકારક થાય એવો સંભવ નથી, પણ જેમ વ્હેતી નદીમા પ્રવાહની સામે નાંખવામાં આવેલે. તરનારો પદાર્થ ઉપર નહિં જતાં, પાછો જ વળે છે તેમ વ્હેતા લોહીમાં નાંખેલું વીર્ય ઘણે ભાગે ગર્ભાશયમાં ન જતાં પાછું વળે એવો સંભવ છે, એટલે વીર્ય વ્યર્થ જવાની ધાસ્તીને લીધે પણ ત્રણ રાત્રિ સુધી રજસ્વળાના સગનો ત્યાગ કરવો અને રજસ્વળાએ પણ ત્રણ રાત્રિ સુધી પતિના મૈથુનોત્સાહનું નિવારણ કરવું અને ઉપરના નિયમો પાળવા.

રજસ્વળા સ્ત્રીએ ઉપર પ્રમાણે રજસ્ત્રાવ થયા પછી ચોથી રાત્રિથી બાર રાત્રિ સુધીમાં એક વાર સંગ કરી પછી એક મહીના

પછી સંગ કરવો. કારણ કે જો પાછું રજોદર્શન થાય તો ગર્ભ રહ્યો નથી એમ સમજવું એટલે પછી ગર્ભના દ્વારનું વિઘટન થયાથી ગર્ભનો શ્રાવ થઇ જવાની ધારતી રહેતી નથી.

**ગર્ભ રહ્યો હોય તેને નસ્ય**—જેને ગર્ભ રહ્યો હોય તે સ્ત્રીને એજ દિવસોમાં લક્ષ્મણા (ધોળા ફુલની ભોંયરીંગણી); વડની કુંપળો, બળદાણા અને કાંસકી એમાંથી જે મળે તે ઔષધીને દુધમાં વાટી તેનાં ત્રણ કે ચાર ટીપાં જમણા નાકમા નાંખવાં. તે ગળામાં જાય તેને ગર્ભવંતીએ થુંકી કહાડી નાંખવાં નહિં પણ પીઇ જવાં. જેને પુત્રની ઇચ્છા હોય તેણે આમ કરવું. આ નસ્ય ગર્ભનું સ્થાપન કરે છે ને પુત્રની પ્રાપ્તિ કરે છે તેથી તે નસ્ય ત્રણ ત્રણ માંહને આપવું.

ગર્ભ ન રહ્યો હોય તો પણ પ્રથમ આ ચાર ઔષધીઓનું નસ્ય આપી પછી સંગ કરવામાં આવે તો ગર્ભ રહે છે. અને પુત્રની પ્રાપ્તિ થાય છે.

### રૂપાળા અને આયુષ્યવાળા સુપુત્ર જન્મે

**ગર્ભ રહે અને સારા પુત્રોજ ઉત્પન્ન થાય**—જેમ યોગ્ય ઋતુ, યોગ્ય ક્ષેત્ર, યોગ્ય વરસાદ અને યોગ્ય બીજ એ ચાર પદાર્થોના સાનિધ્યથી અવશ્ય સારા અંકુરો (છોડે) ઉત્પન્ન થાય છે તેમ યોગ્ય રજ, યોગ્ય ગર્ભાશય, યોગ્ય રસ ધાતુ, અને યોગ્ય બીજ એ ચારે પદાર્થોના સાન્નિધ્યથી અવશ્ય સારા ગર્ભની સ્થિતિ થાય છે. આવા ગર્ભોથી ઉત્પન્ન થયેલા પુત્રો રૂપાળા, ઘણા સત્ત્વવાળા, માતા પિતાને ઋણથી મુકત કરનારા; લાંબા આયુષ્યવાળા, સુપાત્ર અને પિતાનું સઘળી રીતે હિત કરે એવા થાય છે.

**ગર્ભનું ગોર કે કાળું રૂપ થવાનું કારણ**—બધા વર્ણો (રંગો) નું મૂળ કારણ તેજ નામનું ત્રીજું મહાભૂત છે, એ તેજ જો ગર્ભાધાનના સમયમાં પોતાના જળના વધુ મિશ્રણવાળું હોય તો ગર્ભને ગોરા રંગનો બનાવે છે, તેમાં પૃથ્વીનું વધુ મિશ્રણ હોય તો ગર્ભ કાળારંગનો થાય છે. પૃથ્વી ને આકાશ એ બંના વધુ મિશ્રણ વાળો હોય તો ગર્ભને કૃષ્ણ શ્યામવર્ણવાળો કરે છે. અને જળ તથા આકાશના વધુ મિશ્રણવાળો હોય તો ગર્ભ ગૌર શ્યામરંગનો થાય છે.

ગર્ભવંતી જેવા વર્ણવાળા આહારનું સેવન કરે છે તેવો વર્ણ તેના ગર્ભનો પ્રાપ્ત થાય છે.

**ગર્ભની આંખોમાં વિકાર થવાનું કારણ**—જો એ તેજ ચોથા મહિને ગર્ભની દૃષ્ટિના ભાગમાં પ્રાપ્ત ન થાય તો ગર્ભને જન્માંધ કરે છે. જો રૂધિરની સાથે સંબંધ પામેલું હોય તો ગર્ભને રાતી આંખોવાળું કરે છે, જો પિત્તની સાથે સંબંધ પામેલું હોય તો ગર્ભને પીળી આંખોવાળું, જો કફની સાથે સબંધ પામ્યું હોય તો ગર્ભને સફેદ આંખો વાળું કરે છે, અને જો વાયુની સાથે સંબંધ પામ્યું હોય તો ગર્ભને ત્રાંસાપણું પ્રાપ્ત થાય.

**ત્રણ દિવસ પછી ગર્ભ રહેવાનું કારણ**—જેમ ઘીનો પીંડ અગ્નિના સંબંધથી પીંગળીને સંચાર કરે છે તેમ ત્રણ દિવસ સુધી સ્રવીને થીજેલું સ્ત્રીનું રજ રૂપ રૂધિર પુરૂષનો સમાગમ પ્રાપ્ત થતાં એ ઇંદ્રિયોના ઘર્ષણને લીધે ઉત્પન્ન થયેલી ગરમીથી પીંગળીને સંચાર કરે છે. એ સંચાર પામેલુ રૂધિર વીર્યની સાથે મળી ગર્ભાશયમા ગર્ભની ઉત્પત્તિના કારણરૂપ થાય છે. પુરૂષના સમાગમના સમયમાં સ્ત્રીનું વીર્ય પણ સ્રવે છે. પણ તે વીર્ય ગર્ભને ઉપયોગી થતું નથી.

**જોડલાં બાળક થવાનું કારણ**—શુક્ર (વીર્ય) શોણિત (રજ) રૂપ બીજ સ્ત્રીના ગર્ભાશયથી અંદર વાયુને લીધે બે ભાગમાં વ્હેંચાઇ જાય તો ઉદરમાં બે જીવ આવે છે. અને તે જોડલું કહેવાય છે. અને ગર્ભમાં બે બાળક પોષાઇ બે બાળક જન્મે છે. કોઇ પાપકર્મને લીધેજ જોડલાંની ઉત્પત્તિ થાય છે.

**નપુષક બાળક થવાનાં કારણ**—માતાનું અને પિતાનું રજ અત્યંત અલ્પ હોય તો નપુષક બાળક જન્મે. સ્ત્રીને પશુ માફક વિમુખ રાખી મૈથુન કરવામાં આવે કે સ્ત્રીની રૂચિ ન છતાં મૈથુન કરવામાં આવે તો, સ્ત્રી પુરૂષ અરુચિ છતાં મૈથુન કરે તો, સ્ત્રીને ઉપર રાખી પુરૂષ નીચે રહી મૈથુન કરે અને જો ગર્ભ રહે તો તે નપુંષક બાળક થાય. નપુષકોમાં વીર્ય મુદ્દલ હોતું નથી.

**આહાર વિહારની ગર્ભ ઉપર અસર**—જે સ્ત્રી કે પુરૂષ જેવા આહારથી કે જેવા આચારથી તથા જેવા પ્રયત્નથી સમાગમ કરે તેઓની પ્રજા તેવાજ આહારથી કે તેવાજ આચાર અને ચેષ્ટાઓ વાળી થાય છે.

## વીર્ય અને રજનું સ્વરૂપ

વીર્ય જળ સંબંધી પદાર્થ છે અને રજ અગ્નિ સંબંધી પદાર્થ છે. અને તે બંનેમાં પૃથ્વી આદિ પંચભૂતો સૂક્ષ્મ પ્રકારથી રહેલાં હોય છે.

**ગર્ભનું અવતરણ અને જીવાત્માનો પ્રવેશ—સ્ત્રી પુરુષનો** મૈથુન રૂપ સંયોગ થતાં બંન્નેમાં ઇંદ્રિયોનું ઘર્ષણ થવાથી શરીરમાં ઉત્પન્ન થયેલી ગરમીને વાયુ વધારી દે છે પછી એ વાયુ અને ગરમી રૂપી તેજના સંયોગને લીધે પીગળીને પુરુષના શરીરમાંથી લિંગદ્વારા સ્ખલિત થયેલું વીર્ય સ્ત્રીની યોનિના ત્રીજા આવર્ત (ત્રીજી ચકરી) મા ગર્ભશય્યામાં પ્રાપ્ત થાય છે. અને વીર્ય રજની સાથે મળી જાય છે, આ પ્રમાણે અગ્નિ એટલે સૂર્યમય રજનો અને સોમ(ચંદ્ર) મય વીર્યનો સયોગ થતાં તરતજ સત્ત્વ રજ તથા તમ નામના પ્રકૃતિના ગુણોથી અને દેવયોનિમાં જવાનું હોય તો દેવો સંબંધી ભાવનાઓથી અને અસુરયોનિમાં જવાનું હોય તો અસુર સંબંધી ભાવનાઓથી, મનુષ્ય આદિમાં જવાનું હોય તો મનુષ્યની ભાવનાઓથી સંતપ્ત થતો જીવાત્મા પોતે અક્ષય. અજય અચિંત્ય છતાં પણ અવિદ્યાથી કલ્પી લીધેલા ધર્માધર્મના સંબંધથી લિંગ શરીરની સાથે ગર્ભશય્યામાં આવે છે,અને આવતાંજ ત્યાં થતી વાયુ પ્રેરણાથી શુક્રશોણિતાત્મક સંયોગમાં પેસીને રહે છે કે જે જીવાત્મા સંકલ્પને જાણનારો, સ્પર્શને જાણ- નારો, ગંધ,રૂપ,શબ્દ,રસને જાણનારો, કર્મ પુરુષ, પાપ પુણ્ય કરનારો, તે તે યોનિયોમાં જનારો સર્વને પ્રકાશ આપનારો કહેવામાં આવે છે.

## ગર્ભમાં પુત્ર, પુત્રી કે નપુષક થવાનાં કારણો

જો વીર્ય ગર્ભાશયમાં દાખલ થયેલા રજથી વધુ હોય તો ગર્ભમાં પુરૂષ ( પુત્ર ) ઉત્પન્ન થાય છે. જો રજ ગર્ભાશયમાં દાખલ થયેલા વીર્યથી અધિક હોય તો કન્યા ઉત્પન્ન થાય છે અને જો ગર્ભાશયમાં દાખલ થયેલાં વીર્ય તથા રજ બન્ને સમાન હોય તો નપુષક જન્મે છે.

જેમાં રજ જોવામાં આવે એવો સમય તો બાર રાત્રિ સુધી રહે છે. કેટલાક રૂતુ સમયને સોળ દિવસ સુધી ગણે છે પણ એમા તેરમો, ચૌદમો પંદરમો એ ત્રણ દિવસ તો રજનો હતસ એટલે એ ચાર દિવસો યોગ્ય ગર્ભની ઉત્પત્તિમાં નકામાજ છે. વળી તેરમી વગેરે રાત્રિ તો મૈથુનમાં નિંદિત જ છે.

**રજ ન દેખાવા છતાં પણ સ્ત્રી રૂતુમતિ હોય છે. રૂતુ મતિનાં લક્ષણો**—જે સ્ત્રીનું મુખ પુષ્ટ તથા પ્રસન્ન દેખાતું હોય, જેનું શરીર મુખ તથા દાંતોનાં પેઢાં આર્દ્ર દેખાતાં હોય, જેને સંભોગની ઇચ્છા પ્રાપ્ત થઇ હોય, જેને રમણ સંબંધી વાતો પ્રિય લાગતી

હોય, જેનાં પેટ નેત્રો, કેશો શિથીલ દેખાતાં હોય, જેના હાથ, સ્તન, કમર, નાભિ, સાથળ, પેડું તથા કુલા, ચલાયમાન થતા જણાતાં હોય અને જે રતિમાં અત્યંત ઉત્સાહવાળી જણાતી હોય તે સ્ત્રીને ઋતુમતિ જાણવી.

**ઋતુ વ્યતીત થતાં ગર્ભ ન રહે:**–જેમ દિવસ વ્યતીત થતાં કમળ સંકોચાઇ જાય છે તેમ ઋતુ વ્યતીત થતાં સ્ત્રીની યોનિકમળ સંકોચાઇ જાય છે અર્થાત તે પછી વીર્ય ગર્ભાશયમાં પહોંચતું નથી.

**રજ આવવાનું કારણઃ**–મહિનામાં એકઠું થયેલું રજ કે જે કાંઇક કાળું અને ખરાબ ગંધવાળું હોય છે તેને વાયુ મહીને મહીને ઋતુના સમયમાં રજનું વહન કરનારી બે ધમનીઓ દ્વારા યોનિના મુખમાં લઇ આવે છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ

**तद्वर्षाद् द्वादशात्काले वर्तमानमसृक्पुनव ।**
**जरापक्व शरीराणां याति पञ्चाशतः क्षयम् ॥ सुश्रुत**

જેઓના શરીરની ધાતુઓ વૃદ્ધિ પામતી હોય એવી સ્ત્રીઓને ઘણું કરી બારમા વર્ષથી મહીને મહીને રજ પ્રવર્ત થવા લાગે છે અને જ્યારે શરીરો જરાથી ( વૃદ્ધાવસ્થાથી ) પકવ થવા લાગે છે ત્યારે ઘણું કરીને પચાસમા વર્ષથી તે રજ પાછું ક્ષય પામે છે.

## પુત્ર કે પુત્રી થવાના નિયમો

સ્ત્રીઓનું રજ ઋતુકાલના બેકીના દિવસોમાં અલ્પ થઇ જાય છે. તેથી તે દિવસોમાં રહેલા ગર્ભથી પુત્રનો જન્મ થાય છે અને એકીના દિવસોમાં તે રજ વૃદ્ધિ પામે છે તેથી તે દિવસોમાં રહેલા ગર્ભથી કન્યાનો જન્મ થાય છે.

માટે પુરુષે પવિત્ર તથા ઉજ્વળ થઇ જો પુત્રની ઇચ્છા હોય તો સ્ત્રીના ઋતુકાલના બેકીના દિવસે સ્ત્રીસંગ કરવો અને કન્યાની ઇચ્છા હોય તો ઋતુકાલના એકીના દિવસોમાં એક દિવસે સ્ત્રી સંગ કરવો. બેકીની રાત્રે સ્ત્રીનું રજ અલ્પ થઇ જાય છે તેથી વીર્યનું આધિક્ય થતા પુત્રની ઉત્પત્તિ થાય છે અને એકીની રાત્રિઓમાં રજ અધિક થઇ જાય છે તેથી વીર્ય અલ્પ થતાં કન્યાની ઉત્પત્તિ થાય એ યુકિત સિદ્ધ છે.

જો રજનું અને વીર્યનું સમાનપણું હોય તો નપુંસકની ઉત્પત્તિ થાય.

**ગર્ભ રહ્યાની પરીક્ષાઃ**—જે સ્ત્રીએ ગર્ભનું ગ્રહણ કર્યું હોય તે સ્ત્રીને મૈથુન પછી તરત જ શ્રમ જણાય, અંગોમાં ગ્લાનિ થાય, તરસ લાગે, સાથળો નરમ તથા અશક્ત થઇ જાય, વીર્ય તથા રજ યોનિની અંદર રોકાઇ જાય અને યોનિ ફરકવા લાગે છે.

**ગર્ભ રહ્યા પછી**—સ્ત્રીના સ્તનની દીંટડીઓ કાળી થઇ જાય, રૂંવાટાં ઉભાં થઇ જાય, પાંપણો મીંચાયાં કરે, ઇચ્છા ન છતાં તેમ પથ્ય ભોજન કરતાં ઉલટી થાય, સારા ગંધથી પણ ઉદ્વેગ થાય, વારંવાર થુંકવું પડે. અંગોમાં ગ્લાનિ થાય એ ગર્ભવંતી સ્ત્રીનાં ચિન્હો સમજવાં.

## ગર્ભવંતીએ પાળવાના નિયમો.

ગર્ભ રહ્યો એમ જાણવામાં આવે ત્યારથી ગર્ભવંતીએ મહેનત ન કરવી, મૈથુન ન કરવું, અન્નાદિક જમવામાં થોડાં જમવું, બરોબર તૃપ્ત થતા સુધી ન જમવું, અત્યંત ઉપવાસ કરવા નહિં. દિવસે ઉંઘવું નહિં, રાત્રે ઉજાગરો કરવો નહિં, શોક કરવો નહિં, વાહન પર બેસવું નહિં, ભય ધરવો નહિં, ઉભડક બેસવું નહિં, ફસ ખોલાવી લોહી કઢાવવું નહિં, મળ મૂત્રાદિકના વેગને રોકવા નહિં, આઠમા મહીના સિવાય સ્નેહન આદિ ક્રિયાઓ કરવી નહિં.

ગર્ભવંતીના કોઇપણ શરીરનો ભાગ મૈથુનાદિકથી થતા દોષે ના આઘાત પ્રત્યાઘાતોથી પીડાય તો ગર્ભમાં રહેલા બાળકના શરીરનો પણ તે તે ભાગ પીડાય છે.

ગર્ભના ચૈતન્યનું સ્થાનક હૃદય છે. ચોથે મહીને ગર્ભમાં ચૈતન્ય અભિવ્યક્ત થવાથી ગર્ભ ચોથે મહિને શબ્દ સ્પર્શાદિક વિષયોની ઇચ્છા કરે છે. ગર્ભીણીને એક પોતાનું હૃદય અને બીજું ગર્ભનું હૃદય હોવાથી તે "દોહદિની" એ હૃદયવાળી કહેવાય છે.

## ગર્ભવંતીની ઇચ્છા પુરી પાડવાનું કારણ

ગર્ભવંતી સ્ત્રી જે જે ઇચ્છા કરે તે તે ઇચ્છાને પુરી પાડવી. જો તેની ઇચ્છા પુરી પાડવામાં ન આવે તો તે ગર્ભિણી સ્ત્રી ખુંધા, લંગડા, ઠીંગણા આંધળા, અપંગ પુત્રને જન્મ આપે છે. માટે ગર્ભવંતી સ્ત્રી જે વસ્તુની ઇચ્છા કરે તે તેને આપવી. જેની ઇચ્છા પાર પડેલી હોય એવી ગર્ભવંતી ઉત્તમ શક્તિવાળા તથા લાંબા આયુષ્યવાળા પુત્રને જન્મ આપે છે. તે જે જે વિષયોને ભોગવવાની ઇચ્છા કરે

તે તે વિષયો તેના પતિએ અપાવવા. કેમકે જો તેની ઇચ્છા પુરી પાડવામાં નહિં આવે તો ગર્ભને નુકશાન થવાની ધાસ્તી રહે છે. જેની બધી ઇચ્છા પાર પડી હોય તે ગુણવાન પુત્રને જન્મ આપે છે અને જેની ઇચ્છા પાર પડી ન હોય તે ગર્ભિણી કાંઇક ખરાબ હાલતને પામે છે અથવા તેનો ગર્ભ ખરાબ હાલતને પામે છે. જે જે વિષયની બાબતમાં ગર્ભવંતી સ્ત્રીની ઇચ્છાનો વિઘાત થાય તે તે વિષયનું ગ્રહણ કરનારી ઇંદ્રિયમાં પુત્રને પીડા ઉત્પન્ન થાય છે જેને રાજાનું દર્શન કરવાની ઇચ્છા થાય તે ગર્ભવતી ધનવાળા તથા મહા ભાગ્યશાળી પુત્રને જન્મ આપે છે. જેને ઝીણાં વસ્ત્રોની, પટ વસ્ત્રોની, રેશમી વસ્ત્રોની, આભુષણ વગેરેની ઉચ્છા થાય તે ગર્ભિણી અલંકારોની ઇચ્છાવાળા રૂપાળા પુત્રને જન્મ આપે છે. જેને ઋષિઓના આશ્રમો જોવાની કે તેમા રહેવાની ઇચ્છા થાય તે ગર્ભવંતી સ્ત્રી ધર્માત્મા પુત્રને જન્મ આપે છે. જેને દેવોની મૂર્ત્તિઓ જોવાની કે સેવવાની ઇચ્છા થાય તે ગર્ભવંતી દેવપાર્ષદ જેવા પુત્રને જન્મ આપે છે. જેને સર્પ વગેરે હિંસક પ્રાણીઓ જોવાની ઇચ્છા થાય તે હિંસા કરનારા નિર્દય પુત્રને જન્મ આપે છે જેને માંસાદિક ખાવાની ઇચ્છા થાય તે ઉંઘવાના સ્વભાવવાળા અને હૃદયમાં ધારેલી વાતને નહિં છોડનારા પુત્રને જન્મ આપે છે. જે સ્ત્રી જેવા પદાર્થો ખાવાની ઇચ્છા કરે તેના જેવી રીત ભાત, અને સ્વભાવવાળા પુત્રને જન્મ આપે છે. કર્મની પ્રેરણાને લીધે ગર્ભસ્થ પ્રાણીનું જે કાંઇ ભવિષ્ય હોય તે ભવિષ્ય અનુસાર દૈવયોગને લીધે ગર્ભિણિના મનમાં ઇચ્છા ઉત્પન્ન થાય છે.

સાતમા મહીનાની અંદર ગર્ભનો જન્મ થાય તો તે જીવે નહિં, આઠમા માસે ગર્ભના હૃદયમાં રહેલું, ધાતુઓના ધામ રૂપ, ઓજસ સ્થિર થાય છે. તે સ્થિર ન હોવાને લીધે આઠમા માસે ગર્ભ જન્મે તો તેનું જીવન પણ રહેતું નથી. અને નવમા, દસમા, અગીયારમા કે બારમા માસે ગર્ભનો જન્મ થાય તો તે યોગ્ય ગણાય. તે સિવાયના મહીનામાં જન્મ થાય તો ગર્ભ વિકારીજ હોય છે.

**પિતાથી ઉત્પન્ન થતા અવયવો**—ગર્ભના શરીરમાં કેશ, દાઢી મૂછના વાળ, રુવાડાં, હાડકાં, નખો, દાંત, શિરાઓ સ્નાયુઓ, રેત ઇત્યાદિ પદાર્થો કે જે સ્થિરપણાવાળા છે તે પિતાના સત્વથી ઉત્પન્ન થાય છે.

**માતાથી ઉત્પન્ન થતા અવયવો**—ગર્ભના શરીરમાં માંસ,

રૂધિર, મેદ, મજ્જા, હૃદય, નાભિ, લીવર, બરોળ, આંતરડાં, ગુદા ઇ-ત્યાદિ કોમળ પદાર્થો માતાના રત્વથી થાય છે.

આહારના રસથી શરીર વધે છે, બળ, વર્ણ, સ્થિતિ પ્રાપ્ત થાય છે અને હાનિ પણ થાય છે.

આત્માથી ઇંદ્રિયો, જ્ઞાન, વિજ્ઞાન આયુષ્ય, સુખદુઃખાદિની પ્રાપ્તિ થાય છે. સાત્મ્યથા વીર્ય (શકિત, ઉત્સાહ) આરોગ્ય, બળ, વર્ણ ઉત્તમ હોવો, બુદ્ધિને ધારણાશકિત ઉત્પન્ન થાય છે.

## ગર્ભમાં પુત્ર છે પુત્રી છે કે નપુસક છે તેની પરીક્ષા

**પુત્ર થવાની પરિક્ષા**—ગર્ભવંતી સ્ત્રીના જમણા સ્તનમાં દૂધ પ્રથમ આવે તો, જમણી આંખ મોટી થઈ હોય તો, ચાલવામાં પ્રથમ જમણો સાથળ ખેચાય તો, જમણો સાથળ પુષ્ટ થાય તો, પુલ્લિંગ નામ વાળા પદાર્થોની ઇચ્છા થાય તો, સ્વપ્નમાં કમળ, કુમુદ, કે પુલ્લિગ પદાર્થો જોવામાં આવે તો, મુખની કાંતિ પ્રસન્નતાવાળી જણાય તો તે સ્ત્રીને પુત્રનો જન્મ થાય છે.

**પુત્રી થવાની પરીક્ષા**—જો ગર્ભવંતી સ્ત્રીના ડાબા સ્તનમાં પ્રથમ દૂધ આવે તો અને ઉપર પ્રમાણેની ક્રિયા ડાબા અંગમાં થતી જણાય તો પુત્રી થશે એમ જાણવું.

**નપુષક**—જો ગર્ભવંતીનાં બન્ને પડખાં ઉંચાં થઇ ગયાં હોય, પેટ આગળ નીકળી ગયું હોય, અને ઉપર પ્રમાણે પુરૂષ ગર્ભનાં તથા કન્યા ગર્ભનાં બેગાં લક્ષણો જણાય તો નપુંષક બાળક જન્મશે એમ સમજવું.

**જોડલાં બાળક**—જો ગર્ભવંતીનું પેટ વચ્ચેથી નમી ગયું હોય અને પાણીની કોઠી જેવું થઇ ગયું હોય, રોમાવળી પણ નમી ગઇ હોય તો જોડલાં (બે બાળક) જન્મશે એમ જાણવું,

**માતના ધર્માચરણની ગર્ભ ઉપર અસર**—દેવો અને બ્રાહ્મણોની સેવામાં તત્પર રહેનારી, પવિત્રતામાં, સદાચારમાં તથા હિતમાં આસ્તિક રહેનારી ગર્ભવંતીઓ ઉત્તમ ગુણોવાળાં સંતાનોને જન્મ આપે છે અને ઉપર જણાવેલ દેવ સેવા વગેરે ક્રિયાઓથી ઉલટી કિ-યાઓમાં તત્પર રહેનારી ગર્ભવંતીઓ અધમ ગુણોવાળાં સંતાનોને જન્મ આપે છે.

**પ્રાણ**—બધા આગ્નેય પદાર્થોની શક્તિરૂપપણાથી રહેલો અગ્નિ અગ્નિ દેવ ( સૂર્ય ) સઘળા જળાત્મક પદાર્થોની શક્તિરૂપપણાથી રહેલો સોમદેવ, ( ચંદ્ર ), પ્રાણાપાનાદિકરૂપે રહેલો વાયુદેવ, સત્વ, રજ, તમો ગુણ, પાંચે જ્ઞાનેંદ્રિયો, અને જીવાત્મા એટલા પદાર્થોને જીવાડવામાં મુખ્ય અધિકાર ધરાવનાર હોવાથી પ્રાણ કહેવાય છે.

જે સ્ત્રીઓને ગર્ભ રહ્યો હોય છે એવી સ્ત્રીઓમાં શરીરોમાં રજનું વહન કરનારાં સ્રોતોના માર્ગો ગર્ભથી રોકાઈ જવાથી ગર્ભિણીઓનું રજ બહાર પ્રવર્ત્તતું જોવામાં આવતું નથી.

નીચે પ્રવર્ત્તતાં પ્રતિઘાત પામીને ઉંચું આવેલું ગર્ભ રહેવાના સમયનું રજ તથા તે પછીનું પણ રજ મિશ્ર થઇ વધતાં અપરા બની જાય છે જેને સ્ત્રીઓ 'ઓળ' એવું નામ આપે છે. ઓળ બનતાં બાકી વધેલો રજનો અમુક ભાગ અત્યંત ઉંચે ચઢી સ્તનોમાં જાય છે કે જેથી ગર્ભિણી સ્ત્રીઓ ઉંચાં તથા પુષ્ટ સ્તનોવાળી બની જાય છે.

**ગર્ભાશય**—સ્ત્રીની યોનિ શંખની નાભિના જેવા આકારવાળી હોય છે. તેની અંદર ત્રણ આવર્ત્તો છે. યોનિના ત્રીજા આવર્ત્તમાં ગર્ભશય્યા ( ગર્ભાશય ) છે. જેવું રોહિત નામના મચ્છલાનું મુખ હોય છે તેવા આકારવાળી અને તેવા રૂપવાળી ગર્ભશય્યા છે. ગર્ભાશય નાના મુખવાળું અને અંદર મોટા છિદ્રવાળું છે.

## ગર્ભવંતીએ પાળવાના નિયમો

ગર્ભવંતી સ્ત્રીએ ગર્ભ રહે તે દિવસથી તે રોજ આનંદમાં રહેવું, પવિત્ર રહેવું સુંદર વસ્ત્રો અને આભૂષણો ધારણ કરવાં, સફેદ વસ્ત્રો પહેરવાં, શાંતિનાં કામ કરવાં, મંગલ ક્રિયો કરવાં, દેવોનું આરાધન કરવું. બ્રાહ્મણો પ્રતિ પ્રેમ રાખવો. ગુરુ પ્રતિ પ્રેમ રાખવો, મેલાં શરીરવાળાં માણસોનો સ્પર્શ કરવો નહિં, જેમનાં શરીરો વિકારવાળાં હોય તેમનો સ્પર્શ કરવો નહિં. જેમનાં અંગ ન્યુન હોય તેમનો સ્પર્શ કરવો નહિં, દુર્ગંધ લેવો નહિં, ખરાબ વસ્તુઓ જોવી નહિં, જેમનાથી ઉદ્વેગ થાય એવી વાતો કરવી નહિં કે સાંભળવી નહિં, સૂકું અન્ન ખાવું નહિં, વાસી અન્ન જમવું નહિં, અત્યંત ઉકાળેલું ગરમ અન્ન જમવું નહિં, પચપચી ગયેલું અન્ન જમવું નહિં, બહાર ફરવા નીકળવું નહિં, ઉજ્જડ ઘરમાં જવું નહિં, થાળા બાંધેલા ઝાડ

નીચે જવું નહિં, સ્મશાનમાં જવું નહિં. ઝાડની પાસે રહેવું નહિં, ક્રોધ કરવો નહિં, ભય ધરવો નહિં, કચરાનો કે લોકોની ગરદીમાં જવું નહિં, ભાર ઉપાડવો નહિં, ઉંચા સ્વરે બોલવું નહિં, મહેનત તથા મૈથુનાદિનો ત્યાગ કરવો, વારંવાર શરીરે તેલ ચોપડવું નહિં, વારંવાર લોટ વગેરેથી શરીરને મસળાવવુ નહિં, થાક લાગે તેમ ન કરવું, દહાડે સુવું નહિં, અશ્રુપાત કરવો નહિં, શયન તથા આસન પણ કોમળ બીછાના વાળાં, બહુ ઉંચાં પણ ન હોય તથા બહુ નીચા પણ ન હોય તેવાં,તકીયા તથા ગાલમશુરીઆં વગેરે વાળાં, માંકડ વગરના કરવાં. ભોજન હૃદયને પ્રિય લાગે તેવું દ્રવવાળું, ઘણા મધુર દ્રવ્યે વાળું, સ્નિગ્ધ અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારા પદાર્થોવાળુ કરવું આ નિયમો ગર્ભ રહે તે દિવસથી તે છેક પ્રસવ થાય ત્યા સુધી પાળવા.

સ્ત્રી બીજોત્પત્તિના સમયેજ માસિક ધર્મમાં આવે છે. એટલે તેને ૠતુશ્રાવ થાય છે. એ સ્ત્રી બીજ એક વાર જમણી અને બીજી વાર ડાબી બાજુની ગાંઠમાંથી, અદલ બદલ એક પછી એક એટલે એક મહીનાના અરસામાં દરેક વખતે એકજ વાર ઉત્પન્ન થાય છે. રજસ્વલા થવું એ બહારનું ચિન્હ છે. સ્ત્રીની એ બે ગ્રંથીઓ (વૃષણો) માંથી એક ગ્રંથી જેનાથી પુરૂષ જાતિનું બાળક ઉત્પન્ન થનારૂં સ્ત્રી બીજ ઉત્પન્ન કરે છે, એથી એ સ્પષ્ટ થાય છે કે પુત્ર કે પુત્રી પેદ કરવાને માટે આ વિશિષ્ટ જાતિનાં સ્ત્રીબીજ, સાથે પુરુષબીજનો સંયોગ થવો જરૂરનો છે.

સ્ત્રી બીજ ઉત્પન્ન થયાના સમયથી લગભગ ૧૫ દિવસ સુધી તે પુરુષ બીજની રાહ જોતું ગર્ભાશયમાં આવી રહે છે, સ્ત્રી પુરૂષના સંયોગ પછી ગર્ભ રહ્યા પછી તે વધવા લાગે છે, જો એમ ન બને એટલે ગર્ભ ન રહે તો એ મરી જાય છે. ફરી ૧૪ દિવસો પછી રતુશ્રાવ થઇ બીજી બાજુની ગાંઠનું સ્ત્રી બીજ આવી વળી ગર્ભાશયમાં ઠરી રાહ જુએ છે. સ્ત્રી ગર્ભવંતી થઈ ગયા પછી સ્ત્રી બીજોત્પાદન કાર્ય રોકાઇ જાય છે. એટલે માસિક ધર્મ પણ રોકાઇ જાય છે. એટલે ૠતુશ્રાવ બંધ થાય છે. એવી રીતે સ્ત્રીને માસિક ધર્મ (અટકાવ) ન આવતાં ગર્ભ રહ્યાનું જણાય છે, બાળકની જાતિ એ સમયે નક્કી કરી શકાય છે કે જે આગળ ફરી બદલી શકાતી નથી.

હવે વર્ણનની સરળતા માટે પુત્ર થનાર સ્ત્રી બીજને પુલ્લિંગી સ્ત્રી બીજ અને પુત્રી થનાર સ્ત્રી બીજને સ્ત્રીલિંગી સ્ત્રી બીજ આપણે કહીશું. એ નામ મનોરંજક છે પરંતુ એ યથાર્થ છે, કેમકે પુલ્લિંગી સ્ત્રીબીજનો પુરુષ બીજ સાથે સયોગ થવાથી પુત્રજ થાય છે પુત્રી કદી પણ થઇ શકતી નથી. એવીજ રીતે સ્ત્રી લિંગી સ્ત્રી બીજનો પુરૂષ બીજ સાથે સંયોગ થવાથી કન્યાજ ઉત્પન્ન થાય. છે. પુત્રી કદી થઇ શકતી નથી. જો કે પુરુષ બીજનો સંયોગ જરૂરનો છે. તો પણ ગર્ભની જાતિ નિશ્ચય કરવાનું કામ સ્ત્રીના સ્ત્રી બીજનુંજ છે પુરુષ ભલે પોતાને કર્ત્તા કહે કે ન કહે.

જ્યારે પુલ્લિંગી અને સ્ત્રીલિંગી સ્ત્રી બીજ ક્રમાનુંસાર મહીના મહીનાના અરસામાં અદલાબદલી એક એટલે એક પછી ગર્ભવંતીએ પહેલા, બીજા અને ત્રીજા મહિને મધુર, શીત અને વધુ દ્રવ વાળા આહારનું સેવન કરવું, તેને ત્રીજે મહીને દૂધ ભાત ચોથે મહીને દહીં ભાત, પાંચમા મહિને દૂધ ભાત, છઠ્ઠા મહીને ભાતને ઘી જમવા આપવું

પ્રસવ થયા પછી દોઢ મહિના સુધી સ્ત્રી સુવાવડી ગણાય છે.

---

## પ્રકરણ ૯૩ મું.

---

### ગર્ભવંતી સ્ત્રીને પુત્ર જન્મશે કે પુત્રી તેની પરીક્ષા

સ્ત્રી ગર્ભવંતી થાય ત્યાર પછી તેને પુત્ર જન્મશે કે પુત્રી જન્મશે તે માટે ઘણાં સ્ત્રી પુરૂષોના મનમાં આશંકાઓ ઉત્પન્ન થાય છે. કોઇ એ પશ્નનો બરોબર જવાબ આપે તો તેને ઘણા માની પણ લે છે. પણ ઘણી વાર ધારે છે કંઇ અને જન્મે છે કંઇ.

એ માટે અમે આયુર્વેદ શાસ્ત્રના આધારે આગળ હકીકત આપી ગયા છીએ છતાં અહીં એક વિદ્વાન ડાકટરે ૨૦ વર્ષ અનુભવ કરી જે શોધ બહાર પાડી છે તે અત્રે રજુ કરીએ છીએ.

પુરૂષ અને સ્ત્રીના સંયોગ કાલે પુરૂષ બીજ અને સ્ત્રીબીજનો સંયોગ થતાં ગર્ભ રહે છે. જે વનસ્પતિયોને ફળ ઉત્પન્ન થાય છે તેમાં આ બે પ્રકારના બીજોનો સંયોગ થયેલો આપણે જોઇએ છીએ. પ્રયોગથી પણ તે કરી શકાય છે. વનસ્પતિયોમાં આ સંયોગ વાયુ,

વર્ષાદ, પક્ષી, કીડા આદિ એજન્ટો મારફતે થાય છે. જો આ સંયેગ ન થાય તો ફળ પણ લાગતા નથી. એથી સર્વને ખબર છે કે વૃક્ષમાં જે ફળ આવે છે તે સ્ત્રી જાતિના વૃક્ષોમાંજ આવે છે. પુરુષ જાતિના વૃક્ષોમાં નથી આવતાં. એ ફળમાંનાં બી વાવવામાં આવે તો એમાંથી કેટલાંક સ્ત્રી જાતિનાં અને કેટલાંક પુરૂષજાતિનાં વૃક્ષ ઉત્પન્ન થાય છે. અર્થાત પુરૂષ જાતિનાં બીજ પણ સ્ત્રી જાતિનાં વૃક્ષોને થયેલાં ફળમાંજ રહે છે. એ તત્ત્વ ઉપર એ નિયમ જણાય છે કે:

સૃષ્ટિમાં પુરૂષ બીજ સ્ત્રી બીજ કરતાં અસંખ્ય ઘણાં ઉત્પન્ન થાય છે. એનું કારણ સ્પષ્ટ છે. મનુષ્યમાં પણ એજ નિયમ છે. મનુષ્યના વીર્યના એક ટીપામાં લાખો પુરૂષ બીજ રહે છે. પરંતુ સ્ત્રી બીજ, માત્ર સ્ત્રિયોમાં નિશ્ચત સમયે અને નિશ્ચત સમય સુધીજ એકલું ઉત્પન્ન થાય છે અને એ થનાર સંતાનની જાતિ ઠરાવે છે, જેવી રીતે પુરુષને પુરૂષ બીજોત્પાદક બે પિંડ અન્ડ યા ગ્રંથીઓ (વૃષણો) રહે છે એ રીતે સ્ત્રીયોને પણ સ્ત્રી બીજોત્પાદક બે ગાંઠો (ક્ષણો) રહેછે, એ ગ્રંથિયો ગર્ભાશયની ડાબી અને જમણી બે બાજુએ રહેછે. સ્ત્રીની પરિપકવ ઉમ્મરે એમાં સ્ત્રી બીજ ઉત્પન્ન થવા લાગે છે. અને દરેક સ્ત્રીને એક એટલે એક મહિને પુલ્લિંગ–સ્ત્રી બીજ તો બીજે મહિને સ્ત્રી-લિંગ-સ્ત્રી બીજ ઉત્પન્ન થાય છે. તો પછી કોઇ કહેશે કે છોકરો કે છોકરી ઉત્પન્ન કરવી એ કાંઇ મોટી કઠણ વાત નથી. પરંતુ ભૂલ છે. કોઇ પણ સ્ત્રીને ગમે ત્યારે માસિક ધર્મ ( અટકાવ ) આવે ત્યારે કઇ જાતિનું સ્ત્રી બીજ ઉત્પન્ન થયું છે કે કઇ તરફની ગ્રંથી ( વૃષણ ) થી ઉત્પન્ન થયું છે એ કેવી રીતે જાણી શકાય ? હા, કદાચ કોઇ હોંશીયાર સૂક્ષ્મ દર્શી અને ચાલાક સ્ત્રી એ બતાવી શકશે. કેમકે સ્ત્રી બીજ ઉત્પન્ન થતી વખતે એ ગ્રંથી કાંઇક ફુલી જાય છે. અને એથી પેટ ભારે જણાવું. થોડું દરદ થવું, આદિ જે જે લક્ષણો પ્રકટ થાય છે, એને લીધે તે કઇ તરફની ગાંઠ છે તે બતાવી શકે છે. પરંતુ એ વાત બધાં બૈરા જાણી શકતાં નથી. એ ઉપરાંત ઋતુધર્મ વખતે જે સ્ત્રીબીજ ઉત્પન્ન થયું છે તે પુલ્લિંગી છે કે સ્ત્રી લિંગી છે એ કેવી રીતે ખબર પડે ? કેમકે જો કે એક તરફની ગાંઠ જે હંમેશાં પુલ્લિંગી સ્ત્રીબીજ ઉત્પન્ન કરે છે તે સદા ગર્ભા-શયની જમણી બાજુએ રહે છે, એવું થોડુંજ છે. વ્યકિતયો અનુસાર એ રચના વિભિન્ન હોય છે. જો કે એમ માનવામાં આવે કે સ્ત્રીએ

સ્વાનુભવથી પોતાની બગલ ( બાજુ ) ઓળખી લીધી હોય તોપણ એ સ્ત્રી બીજનો પુરૂષ બીજ સાથે સંયોગ થવો જોઇએ. અને એ વાત કોઇના હાથની નથી. કેમકે વીર્યમાંનું પુરૂષ બીજ ઘણે ભાગે એક કલાકમાં એક ઇંચના વેગથી સ્ત્રી બીજની તપાસમાં ફર્યા કરે છે. એ લગભગ સાત દિવસો સુધી જીવતું રહે છે. પહેલાં તેણે ગર્ભાશયમાં પહોંચી જવું જોઇએ. ફરી તેને સ્ત્રી બીજ મળવું જોઇએ. અને ફરી તેનો સંયોગ થવો જોઇએ તે પછી બીજી વાત. આ મુશ્કેલીયોને લીધે મનુષ્યને નિયમિત સંતાન થાય છે.

આ માટેજ ખાસ નિયમો છે તે નીચે પ્રમાણે.

પહેલું બાળક જન્મે તે પછી જ્યારે માસિક ધર્મ ( અટકાવ ) ફરીથી શરૂ થાય છે, ત્યારે જે સ્ત્રીબીજ ઉત્પન્ન થાય છે, તે જન્મેલા બાળકની જાતિનુંજ હોય છે.

ઉદાહરણ—જેમ કે કોઇ સ્ત્રીને પહેલાં છોકરી જન્મી, તેનો જન્મ ૧૨ ફેબ્રુઆરી ૧૯૧૩ માં હતો એ પછી તે સ્ત્રીને લગભગ ચારેક મહિને એટલે ૧૫ મી જુન ૧૯૧૩ના રોજ અટકાવ ( રૂતુશ્રાવ ) શરૂ થયો. આ રજસ્વલા થયા પછી ૧૬ દિવસમાં જો તે સ્ત્રી ગર્ભ ધારણ કરે તો ફરીથી તેને પુત્રી જ જન્મે છે. કેમકે ઉપરના નિયમ અનુસાર સ્ત્રી બીજ સ્ત્રીલિંગી હતું. પરંતુ ગર્ભ પ્રથમ રૂતુસ્રાવ સમયે ગર્ભ ન રહે અને ફરી બીજે મહીને ૧૫ મી જુલાઇના રોજ સ્ત્રીને અટકાવ આવે, અને એ વખતે જો સ્ત્રી ગર્ભધારણ કરે તો પુત્ર જન્મે.

એટલે સ્ત્રીને સંતાન જન્મે -તે છોકરી હોય તો -પ્રજા જન્મ્યા પછી તે સ્ત્રી જ્યારે પહેલવ્હેલી ઋતુધર્મમાં ફરી આવે તે વખતે સ્ત્રીલિંગ—સ્ત્રી બીજ હોય. બીજે મહિને પુરૂષલ્લિંગ સ્ત્રીબીજ હોય. હવે જો તેને પ્રથમ બાળક પુત્ર જન્મ્યો હોય તો તેને તે જન્મ પછી જ્યારે ફરી રૂતુધર્મમાં આવે ત્યારે પુરૂષલ્લિંગ-સ્ત્રી બીજ હોય એટલે તે માસે ગર્ભ રહે તો પુત્ર જન્મે; બીજે માસે સ્ત્રીલિંગ -સ્ત્રી બીજ હોય એટલે બીજે માસે ગર્ભ રહે તો છોકરી જન્મે.

એક સ્ત્રીને પુત્રનો જન્મ થયો. તે પછી તે પહેલવ્હેલી ચાર મહિને રૂતુ ધર્મમાં આવી જેમકે પુત્ર જન્મ્યા પછી તે તા. ૧૫ મી જુન ૧૯૨૭ ના રોજ રજસ્વળા થઇ એટલે તે ૧૬ દિવસ સુધી તેને પુલ્લિંગ–સ્ત્રી બીજ ગર્ભાશયમાં ઠરે છે એટલે પુત્ર જન્મે.

તા. ૧૬ જુલાઇ ૧૯૨૭ ના રોજ રૂતુ આવે તો સ્ત્રીલિંગ સ્ત્રીબીજ ગર્ભાશયમાં ઠરે એટલે પુત્રી ઉત્પન્ન થાય.

તા. ૧૭ ઓગષ્ટ ૧૯૨૭ના રોજ ફરી રૂતુ આવે તો પુલ્લિંગ સ્ત્રીબીજ ઠરે એટલે પુત્ર ઉત્પન્ન થાય.

તા. ૧૬ સપ્ટેંબર ૧૯૨૭ ના રોજ ફરી રૂતુ આવે તો સ્ત્રી-લ્લિંગ સ્ત્રી બીજ ઠરે એટલે પુત્રી ઉત્પન્ન થાય.

તા. ૧૮ અકટોબર ૧૯૨૭ના રોજ ફરી રૂતુ આવે તો પુરૂષ-લિંગ સ્ત્રી બીજ ઠરે એટલે પુત્ર ઉત્પન્ન થાય.

તા. ૧૮ નવેંબર ૧૯૨૭ના રોજ ફરી રૂતુ આવે તો સ્ત્રીલિંગ સ્ત્રી બીજ ઠરે એટલે પુત્રી ઉત્પન્ન થાય.

તા. ૧૯ ડીસેંબર ૧૯૨૭ ના રોજ રૂતુ આવે તો પુરુષલ્લિંગ સ્ત્રી બીજ ઠરે એટલે પુત્ર થાય.

તા. ૧૭ જાનેવારી ૧૯૨૮ ના રોજ રૂતુ આવે તો સ્ત્રીલ્લિંગ સ્ત્રી બીજ ઠરે- એટલે કન્યા થાય.

તા. ૧૮ ફેબ્રુઆરી ૧૯૨૮ ના રોજ રૂતુ આવે તો પુરૂષલ્લિંગ સ્ત્રી બીજ ઠરે એટલે પુત્ર જન્મે.

તા. ૧૯ માર્ચ ૧૯૨૮ ના રોજ રૂતુ આવે તો સ્ત્રીલ્લિંગ સ્ત્રી બીજ ઠરે એટલે પુત્રી જન્મે.

ધારો કે કોઇ સ્ત્રીને ૧૮ ફેબ્રુઆરી ૧૯૨૮ના રોજ રજસ્વળા થયા પછી ગર્ભ રહ્યો. એ પછી માસિક ધર્મ આવવાનું બંધ પડી જાય તો ઉપરના નિયમ પ્રમાણે પુત્ર ગર્ભ જન્મે તે પુરૂષ જાતિનોજ જન્મે અને તે નવ માસના અંતે તા ૨૦ નવેંબર ૧૯૨૮ ના રોજ પુત્ર પેદા થાય. આવા ઘણા દાખલા બને છે.

એક બાઇને ૨૭ જુલાઇ ૧૯૨૩ ના રોજ પુત્ર જન્મ્યો પછી તા. ૨૯ અકટોમ્બર ૧૯૨૩ના રોજ ફરી ત્રણે માસે તે સ્ત્રી માસીક ધર્મમાં આવી. આ વખતે તેને પ્રથમમાસે પુરૂષલ્લિંગ--સ્ત્રીબીજ ઉત્પન્ન થયેલું—એટલે પુત્ર જન્મવાની વારી હતી. જેથી તેને ૫ અપ્રેલ ૧૯૨૬ ના રોજ પુત્રનો જન્મ થયો.

## બાળકનો પ્રસવ કયારે થાય તે જાણવાની વિદ્યા.

જો સ્ત્રીને રજસ્વળા થાય તે દરેક માસીક ધર્મમાં આવવાની તારીખ, અને તેની જાત લખી લેવામાં આવે તો પુત્ર થશે કે પુત્રી એ

પછી જોશીને પુછવાની જરૂર નહિં રહે. માસીક ધર્મની તારીખ લખી લેવાથી બાજો પણ એક લાભ છે. સ્ત્રીને જે વખતે તે રજસ્વળા થાય તેમાં જે મહિને રજસ્વળા થયા પછી ગર્ભ રહે. અને બીજે મહીને રજસ્વળા ફરી થાય નહિં તો જે માસમાં ગર્ભ રહે તે રજસ્વળા જે દિવસે થઇ હોય તેના પહેલા દિવસથી ૨૮૦ દિવસો પછી પ્રસવ થાય છે. કદાચ તે તારીખથી સાત આઠ દિવસ પહેલાં કે સાત આઠ દિવસ પછી પણ પ્રસવ થાય છે. તો પણ તે દિવસ જેની વચલો દિવસ હોય એ પખવાડીયામાં પ્રસવ થાય છે. એ નક્કી વાત છે, આ પ્રકારે પ્રસવનો દિવસ આગળથી ખબર પડવાથી તેને માટે પુરી વ્યવસ્થા પણ થઇ શકે છે.

## મનમાં ઇચ્છો તે પ્રમાણે પુત્ર કે પુત્રીનો જન્મ

પોતાના મનના ધાર્યા પ્રમાણે સંતાન ઉત્પન્ન કરવા માટે આ નિયમનો કેવી રીતે ઉપયોગ કરવો એ વાત જાણવામાં આવી હશે. ધારો કે કોઇ સ્ત્રીને પહેલાં પુત્ર જન્મ્યો. અને તે પછી પુત્રી જન્મે એવી ઇચ્છા હોય તો પુત્રી થવાનો વારો હોય તે માસે અર્થાત પ્રસવ પછી સ્ત્રી જ્યારે પ્રથમ રજસ્વળા થાય તેનો પહેલો મહિનો સંગ ન કરવો પણ બીજે, ચોથો કે છઠ્ઠા આદિ સમ (એકી) માસમાં રજસ્વલા થાય તે પછીના ચાર દિવસથી ૧૬ દિવસની અંદર તેમણે સંભોગ કરવો જોઇએ, અને પુત્રી થાય એવી ઇચ્છા હોય તો એનાથી ઉલટું એટલે રજસ્વળા થાય તે પ્રથમમાસે ત્રીજેમાસે, પાંચમા માસે એમ વિસમ એકી માસમાં માસિકધર્મ આવે તે માસે સંભોગ કરવો જોઇએ તો પુત્રી જન્મે.

ઉપર બતાવ્યું કે માસિક ધર્મ વખતે સ્ત્રીને ઉત્પન્ન થયેલું સ્ત્રી બીજ પુરુષ બીજની રાહ જોતું ૧૬ દિવસો સુધી જીવતું રહે છે. અને તે પછી તે મરી જાય છે. આ ૧૬ દિવસોમાં અર્થાત સ્ત્રીને માસીક ધર્મમાં આવે તેના પહેલા ચાર દિવસનો ત્યાગ કરી પછીના ૧૨ દિવસોમાંજ ગર્ભ રહેવો સંભવ છે. તે પછી બાકીના ૧૪ દિવસોમાં સંયોગ કરવા છતાં ગર્ભ રહેતો નથી. આ તત્ત્વ આપણા આયુર્વેદમાં બતાવેલું છે. તેમાંજ આયુર્વેદ શાસ્ત્રમાં પહેલા ૧૬ દિવસોમાંજ ગર્ભાધાન કરવાની વાત કહેલી છે. પછીના ૧૪ દિવસોમાં સ્ત્રી બીજ ન રહેવાથી ગર્ભ રહી શકતો નથી. માટે બાકીના ૧૪ દિવસોમાં સમજુ મનુષ્યોએ સ્ત્રી સંગ ન કરતાં પોતાના બ્રહ્મચર્યનું રક્ષણ કરવું.

સ્ત્રી બીજ દરેક મહિનામાં એકજ ઉત્પન્ન થાય છે. અને તે સંતાનની દ્રષ્ટિએ ઘણુંજ મહત્ત્વનું હોય છે. અને તેથી જ હિંદુ ધર્મશાસ્ત્રોમાં છોકરીનું લગ્ન માસિક ધર્મમાં આવ્યા પહેલાંજ કરવાનું જણાવ્યું છે. પુરૂષોએ પોતાનું વીર્ય પોતાના પ્રાણ સમાન કિંમતી ગણી તેનું રક્ષણ કરવું જોઇએ.

પાશ્ચાત્ય લોકોની ઉદ્યોગપ્રિયતા, અન્વેષણ બુદ્ધિ, પ્રયોગેચ્છા, નિરીક્ષણ શકિત સર્વ ગમે તેટલું અનુકરણીય હોય તો પણ તે આપણા પરમપવિત્ર શુદ્ધાંતઃકરણી અને જ્ઞાની શાસ્ત્રકારોથી તો હજુ પાછળ જ છે. દ્દષ્ટાંત તરીકે આપણામાં સ્ત્રી જ્યારે રજસ્વળા થાય છે ત્યારે તેને અસ્પર્શ્ય માનવી જોઇએ એવું આપણા શાસ્ત્રકારોએ કહ્યું છે અને એ પ્રથા આપણા હિન્દુસ્થાનમાં હજારો વર્ષથી ચાલી આવે છે. હવે એક અમેરિકન ડાકટરે એવી શોધ કરી છે કે સ્ત્રીના માસિક ધર્મ સમયે તેના શ્વાસ તથા પરસેવાના રૂપમાં એક પ્રકારનો ઝેરીલો પદાર્થ લાગ લગાટ બહાર નીકળ્યા કરે છે કે જે કોમળ પદાર્થોને બાળી દે છે. આવી સ્ત્રી કોઇ ફુલને પોતાના હાથમાં લે છે તો તે જલ્દી જ કરમાઇ જાય છે. વેલોના અંકુરોપર હાથ લગાડે તો તે સુકાઈ જાય છે. અને એવી અવસ્થામાં મૈથુન કરનારા મનુષ્ય એ ઝેરથી નપુસક થાય છે. આપણા દેશમાં તો ઘણે ભાગે સર્વ રજસ્વળા સ્ત્રીયો અસ્પર્શ્યજ રહે છે. તો આ ડાકટર સાહેબે તેમાં એક શબ્દ બતાવવા સિવાય બીજી શી શોધ કરી છે ? આપણા શાસ્ત્રકારોએ તો અંતઃસ્ફુર્ત્તિથી બતાવ્યું છે કે જ્ઞાન અકાલાબાધિત સત્ય સ્વરૂપ છે અને પાશ્ચાત્ય લોકોની સર્વ શોધખોળ ધીમે ધીમે એ તરફ જ વળશે એમાં સંદેહ નથી.

---

## પ્રકરણ ૯૪ મું

---

## સ્ત્રી પ્રસંગ કરવાના નિયમો.

બુદ્ધિમાન મનુષ્યે અત્યંત સ્ત્રી સેવન ન કરવું. કેમકે તેથી ખાંસી, તાવ, દમ, કૃશતા, પાંડુરોગ, ક્ષય આદિ રોગો થાય છે. જેઓ સ્ત્રીસંગ કરવામાં નિયમિત રહે છે. તેઓ લંબા આયુષ્યવાળા, સારા શરીરવાળા, સારા વર્ણવાળા, બળવાન, કઠણ તથા સ્થિર માંસવાળા અને વૃદ્ધાવસ્થા વગરના રહે છે. પુરૂષે સઘળી ૠતુઓમાં ત્રણ ત્રણ

દિવસે સ્ત્રી સંગ કરવો, પણ ગ્રીષ્મ ઋતુમાં તો પખવાડીયે પખવાડીયે સ્ત્રીસંગ કરવો.

**કેવી સ્ત્રીનો સંગ ન કરવો**—પુરુષે રજસ્વળા, કામનાવગરની, મલિન અપ્રિય, ઉંચા વર્ણની, પોતાનાથી મોટી ઉમ્મરની, વ્યાધીવાળી, ઓછા, અંગવાળી, ગર્ભવંતી, જેના ઉપર અરૂચિ થાય તેવી, યોનિના દોષવાળી, પોતાના સમાન ગોત્રમાં જન્મેલી, તથા સમાન ગોત્રમાં પરણેલી, ગુરૂપત્ની, ભેખવાળી, અગમ્યા એ ઓનો સ્ત્રીસંગ કરવો નહિં.

**ક્યા વખતે સ્ત્રીસંગ ન કરવો**–પ્રાતઃસંધ્યા વખતે, સાયંસંધ્યા વખતે, પર્વના દિવસે, ગાયો છુટવાના કે પાછી આવવાના સમયે, અર્ધી રાત્રે કે મધ્યાન્હ સમયે સ્ત્રીસંગ કરવો નહિં. જે સ્થળે શરમ આવે તેવું હોય, તે સ્થળમાં, ખુલ્લા સ્થળમાં, અશુદ્ધ સ્થળમાં સ્ત્રીસંગ કરવો નહિં.

**કેવા પુરુષે સ્ત્રીસંગ ન કરવો**—ભૂખ્યા પુરૂષે, રોગીએ, ભયાદિથી ક્ષોભ થયો હોય તેવા ચિત્તવાળાએ, તરસ્યાએ, અતિદુર્બળ શરીર વાળાએ, વાયુ કે મળમૂત્રની હાજત થઇ હોય તેવાએ સ્ત્રીસંગ કરવો નહિં.

**અયોગ્ય અવયવોમાં સ્ત્રીસંગ ન કરવો**:—ગધેડી બકરી કે પશુ જાતિની યોનિમાં, મનુષ્ય સ્ત્રીમાં પણ મુખ કે ગુદા આદિ સ્થળે વીર્યોત્સર્ગ કરવો નહિં, બળવાન પુરૂષે પણ રોગાદિથી દુષ્ટ થયેલી યોનિમાં વીર્યોત્સર્ગ કરવો નહિં, મુષ્ટિ મૈથુનથી વીર્યોત્સર્ગ કરવો નહિં, ઉભા ઉભા કે વિપરીત રતિથી વીર્યોત્સર્ગ કરવો એ અત્યંત ખરાબ પરિણામ ઉપજાવે છે. પોતાનું હિત ઇચ્છનાર પુરૂષે એવી અયોગ્ય રીતે સ્ત્રીસંગ કરવો નહિં.

**અયોગ્ય રીતે સ્ત્રી સંગથી નુકશાન**—જે પુરુષ રજસ્વળા સ્ત્રી સાથે સંગ કરે તેની દૃષ્ટિની, આયુષ્યની, તથા તેજની હાનિ થાય છે. અને અધર્મની પ્રાપ્તિ થાય છે. જે પુરૂષ ગુરુપત્ની; વ્રત ધારણ કરેલી; ભેખવાળી, સમાન ગોત્રવાળી, ઉત્તમ વર્ણવાળી કે પોતાનાથી મોટી ઉમ્મરની સ્ત્રીનો સંગ કરે, પર્વણીના દિવસે, પ્રભાતે કે સંધ્યાકાળે સ્ત્રીનો સંગ કરે તેના જીવનનો ક્ષય થાય છે, ગર્ભવંતી સ્ત્રીનો સંગ કરવાથી ગર્ભને હાનિ થાય છે. રોગી સ્ત્રીનો સંગ કરવાથી બાળકનો ક્ષય થાય છે. ઓછાં અંગવાળી, મલીન કે જેના ઉપર અરૂચિ થાય તેવી નબળી કે વંધ્યા સ્ત્રીનો સંગ કરવાથી, ખુલ્લી

જગામાં કે અશુદ્ધ સ્થળે સંગ કરવાથી, વીર્યનો તથા મનનો ક્ષય થાય છે. ભૂખ્યો, ભયવાળો, તરસ્યો કે નબળો પુરુષ સ્ત્રી સંગ કરે તો તેને વીર્યની હાનિ અને વાયુનો પ્રકોપ થાય છે. મધ્યાન્હ સમયે કે ઉભા ઉભા સ્ત્રી સંગ કરવાથી વીર્યની હાનિ અને વાયુનો પ્રકોપ થાય છે. સ્ત્રી સેવન અતિશય કરવાથી વીર્યનો ક્ષય કરનાર શોષનામનો રોગ થાય છે. રોગી પુરૂષ સ્ત્રીનો સંગ કરેતો તેને વેદના, બરોળનું દરદ મૂર્છા, અને મરણ થાય છે. પરોઢીએ કે અરધી રાતે સ્ત્રી સંગ કરવાથી વાયુનો તથા પિત્તનો પ્રકોપ થાય છે. યોનિ સિવાય મુખાદિ અવયવોમાં, મનુષ્ય યોનિ સિવાય બકરી આદિ પશુ યોનિમાં કે રોગી સ્ત્રીની યોનિમાં વીર્યોત્સર્ગ કરવાથી ચાંદી પડે છે, વાયુનો પ્રકોપ થાય છે અને વીર્યનો ક્ષય થાય છે. ઝાડા પેશાબની હાજત થઇ હોય છતાં તે રોકીને મૈથુન કરવાથી, વિપરીત રતિ કરવાથી, બીજા અયોગ્ય રીતે વીર્યોત્સર્ગ કરવાથી શુક્રાશ્મરી, પથરીની ઉત્પત્તિ થાય છે. માટે સ્ત્રી સંગ કરવામાં ઉપર કહ્યા પ્રમાણે ન કરવું. ચલિત થયેલા વીર્યને પડવાજ દેવું તેને ભૂલ કરીને રોકવું નહિં.

**કેવી સ્ત્રીનું સેવન કરવું**—પુષ્ટિ આપનાર ઔષધોથી પુષ્ટ થયેલા, અત્યંત કામનાવાળા, હર્ષ પામેલા પુરૂષે જુવાન, રૂપાળી, સદ્દગુણો વાળી, પોતાને મળના સ્વભાવ વાળી, કામનાવાળી; હાવ-ભાવ વાળી, હર્ષ વાળી અને વસ્ત્રાલંકારોથી સજ્જ થયેલી પોતાની સ્ત્રીનું યુક્તિપૂર્વક સેવન કરવું.

**સ્ત્રી સંગ પછી**—પુરૂષે કે સ્ત્રીએ મૈથુન થઇ રહ્યા પછી સાકર નાંખી કઢેલા દૂધનું સેવન કરવું. પંખાનો પવન લેવો, નિદ્રા લેવી એ હિતકારક છે. વીર્યના આધિક્યને લીધે વિધિનું ઉલ્લંઘન કરી દિવસમાં મૈથુન કર્યું હોય તો સ્નાન કરવું.

જેઓ વૃદ્ધ છતાં રમણ કરવાની તથા સ્ત્રીઓના પ્રેમની ઇચ્છા રાખતા હોય તેમણે, જેઓ સ્ત્રીપ્રસંગથી ક્ષીણ થઇ ગયેલા હોય તેમણે જેઓ અલ્પવીર્યવાળા હોય તેમણે, જેઓ સાધ્ય નપુસકો હોય તેમણે જેઓ વિલાસી, ધનવાન, જુવાન રુપાળા હોય તેમને માટે અને જેઓ ઘણી સ્ત્રીઓવાળા હોય તેમને માટે શરીરને પુષ્ટ બનાવનાર, બળવાન બનાવનાર ઔષધો હિતકારક છે, જેનું સેવન કરવાથી પુરુષ ઘોડાની પેઠે અત્યંત વેગવાળો બની સ્ત્રીઓને તૃપ્ત કરે છે.

પૌષ્ટિક ભોજનો, સુખકારક પીવાના પદાર્થો, કાનને પ્રિય

લાગે તેવાં વચનો, ચામડીને સુખ આપે તેવા સ્પર્શો, ચંદ્રની પ્રભાથી શોભી રહેલી રાત્રિ, નવા યૌવનવાળી સ્ત્રી. મનનું હરણ કરે તેવાં ગાયનો, નાગરવેલનાં પાન, આસવો, માળાઓ અને મનનો અપ્રતિઘાત એ પુરૂષને મૈથુનમાં ઘોડા જેવા બનાવે છે.

મૈથુન કરવાની ઇચ્છાવાળા પુરૂષનું મન ભય, શોક, ક્રોધ વગેરે દુઃખદાયી વિકારોથી અસ્વસ્થ થતાં અથવા મનમાં જેના ઉપર અરૂચિ થાય એવી સ્ત્રીનો સમાગમ કરવાથી તીખા, ખાટા, ગરમ કે ખારા પદાર્થોનું અતિ સેવન કરવાથી વધેલા પિત્તને લીધે વીર્ય બળી જવાથી. અત્યંત સ્ત્રી સંગ કરવાથી, ઇંદ્રિયમાં રોગ થવાથી. વીર્યનું વહન કરનારી નસોનું છેદન થવાથી પુરૂષ નપુસક થઇ જાય છે. એટલે તે સ્ત્રી સંગ કરી શકવાનું બળ ધરાવતો નથી.

## પ્રકરણ ૯૫ મું

### સુયોગ્ય પ્રજા થવાના ઉપાયોને વિધિ

પ્રજા થવામાં—વીર્ય, આત્મા આશય અને સમય બરોબર હોય, હિતકારી આહાર વિહારનું સેવન હોય તો સમયસર સંપૂર્ણ અવયવ વાળો ગર્ભ સુખપૂર્વક ઉત્પન્ન થાય. પણ વીર્ય, રજ તથા આહાર વિહારમાં દોષ હોય, મન સંતાપ વાળું, હોય, અસમયે સંયોગ થાય બળ ક્ષીણ હોય તો વિલંબે ગર્ભ ધારણ થાય છે.

સ્ત્રીએ ઋતુસ્રાવના પ્રથમ દિવસથી ત્રણ રાત્રિ પર્યન્ત બ્રહ્મચર્ય પાળવું. પૃથ્વી ઉપર સુવું, જુનાં વાસણ કે માટીનાં વાસણ કે માટીના વાસણમાં જમવું, સ્નાનાદિ ન કરવાં, પછી ચોથે દિવસે માથું ચોળીને ન્હાવું, ધોળાં વસ્ત્ર પહેરવાં, પુરૂષે પણ તે દિવસે સ્નાન કરી ધોળાં વસ્ત્ર પહેરવાં પ્રસન્નચિત્તે રાત્રિના વખતે સ્ત્રી પુરૂષે એક સાથે એક શય્યામાં શયન કરવું.

પુત્રની ઇચ્છા—સ્નાનના દિવસથી બેકી દિવસમાં અર્થાત ચોથા, છઠ્ઠા, આઠમા, એ દિવસોમાં પુત્રની ઇચ્છા વાળાં સ્ત્રી પુરૂષે સહવાસ કરવો.

પુત્રની ઇચ્છા હોય તો—એકી દિવસે એટલે પાંચમા. સાતમા, નવમા દિવસે સ્ત્રી પુરૂષે સહવાસ સેવવો.

**સહવાસ (સ્ત્રી ગમન)ની વિધિ**—પગ સંકોરીને સુતેલી, પાસુ ફેરવી સુતેલી સ્ત્રી સાથે સહવાસ કરી વીર્ય પાત કરવાથી વાયુ પીડા કરે છે. જમણી તરફ પાસુ ફેરવી સુતેલી સ્ત્રીને કફ પીડીત થઇ ગર્ભાશય ઢાંકી દે છે અને ડાબી તરફ પાસુ ફેરવી સુતેલી સ્ત્રીને પિત્ત પીડીત થઇ રજ તથા વીર્યને ભસ્મ કરી નાંખે છે. માટે સહવાસ સમયે સ્ત્રીએ છતા સુઇ વીર્યનું ગ્રહણ કરવું. છતા સુવાથી વાત, પિત્ત ને કફ ત્રણે દોષો પોતપોતાના સ્થાને સ્થિત રહે છે. સહવાસ (મૈથુન) થઇ રહ્યા પછી સ્ત્રીએ થંડા જળથી મુખાદિ ધોઇ સ્વચ્છ કરવાં.

મનને ગમે તેવાં ભોજન જમી. સ્ત્રી પુરુષે પરસ્પર સ્નેહ વાળાં થઇ. સુખજનક, સુગંધી શય્યા પાથરી પુરુષે જમણા પગથી અને સ્ત્રીએ ડાબા પગથી ખાટલામાં ચઢવું અને આ મંત્ર તે સમયે ભણવો

**ગર્ભ રહેવાનો મંત્ર**—**अहिरसि आयुरसि सर्वतः प्रतिष्टा सिधातात्वाद धातुविधाता त्वाद धातु ब्रह्मवर्चे सा भवेदिति । ब्रह्मा बृहस्पति र्विष्णुः सोमः सूर्यस्तथाश्विनौ । भगोऽथमित्रा वरुणो पुत्रं वीरं दधातुमे ॥**

આ મંત્ર જપીને પછી સ્ત્રી પુરૂષે ગમન કરવું.

**ઉત્તમ સ્ત્રી થવાની** ઇચ્છા હોય તે સ્ત્રીએ ૠતુ સ્નાનના દિવસથી જવનો સાથવો મદ, ઘી મેળવી, ધોળી ગાયના દુધમાં મેળવી ચાંદીનાકે કાંસાના પાત્રમાં ભરી સાત દિવસ સુધી પીવું. અને સવારે ભાત, દહી, મદ, ઘી અને દુધ મેળવી ખાવું. સાંજના શુદ્ધ આસન ઉપર બેસી, સ્વચ્છ વસ્ત્રો અને ઘરેણાં પહેરી પછી સુંદર સ્વચ્છ શય્યામાં સુવું. રોજ સવાર સાંજ ધોળા વર્ણનો વિશાળ સાંઢને કે સારી જાતના ઘોડાને જોવા મનોહર કથા સાંભળવી, સુંદર, શાંત આચારવાળાં સ્ત્રી પુરૂષોને કે અન્ય સુંદર વિષયોને જોવા, ઘરની બીજી સ્ત્રીઓએ તેની સાથે સ્નેહથી, પ્રેમથી આનંદથી વર્ત્તવું, અને રાત્રે પતિ સાથે ગમન કરવું. આમ સાત રાત્રિ વીતાવો આઠમા દિવસે ફરી માથુ ચોળી સ્નાન કરી ધોળાં વસ્ત્રો પહેરી પુષ્પોના હારને અભુષણો પહેરી, ઘરની ઉત્તરે કે પૂર્વે બ્રાહ્મણ પાસે ઉત્તમ પુત્ર માટે પુત્રેષ્ટિ હવન કરાવવો અને પછી તે હવનમાંથી બચેલા ઘીને પ્રથમ પુરૂષેને પછી સ્ત્રીએ ચાટી જવું આથી યોગ્ય પુત્ર જન્મે છે.

સ્ત્રી જેવા વર્ણના પુત્રની ઇચ્છા કરે તેવા વર્ણનો સામાન પાસે રાખવો. જેવા પુત્રની ઇચ્છા કરે તેવા પુરૂષોનું ચિંતન કરવું,

ઉપરની [ વિધિથી સંયોગ થવ.થી દોષ રહિત યોનીમાં, દોષ રહિત વીર્ય, દેષ રહિત રજથી મિશ્ર થઇ દોષ રહિત ગર્ભાશયમાં જરૂર ગર્ભ ઉત્પન્ન થાય છે. જેમ સ્વેચ્છ,ધોયેલા વસ્ત્રોમાં ઉત્તમ રંગ નાંખતાંજ રંગ ચઢી જાય છે, જેમ દુધમાં દહીંનું મેળવણુ ખટાશ મેળવવાથી ખટાશને લીધે દુધ પોતાનું દુધપણું છોડી દહીપણાને પ્રાપ્ત થાય છે તેમ વીર્ય રજની સાથે મળતાં ગર્ભત્વને પ્રાપ્ત થાય છે.

જેમ દોષ વગરનું બી વાવવાથી પેત પોતાની પ્રકૃતિ અનુસાર તે ઉત્પન્ન થાય છે, એટલે અનાજના બીની અનાજ, જવથી જવ, મઠથી મઠ ઉત્પન્ન થાય છે એ પ્રકારે સ્ત્રીપુરૂષ પણ હેતુ અનુસાર ઉત્પન્ન થાય છે.

**ગર્ભની ઉત્પત્તિ**—મા, બાપ, આત્મા, આત્મ્ય, રસ, તથા સત્વ એ સર્વ ભાવોના મળવાથી ગર્ભની ઉત્પત્તિ થાય છે. આકાશ, વાયુ, અગ્નિ જળ તથા પૃથ્વી એનો વિકાર એજ ગર્ભ છે. ગર્ભ ચેતનનો આધાર છે. જુના રજના નિવૃત્ત થયા પછી, નવીજ રજના પ્રવૃત્ત થયા પછી ચોથા દિવસે સ્નાન કરી શુદ્ધ થએલી રજયોની તથા ગર્ભાશયમાં કંઇ દોષ ન હોય એવી સ્ત્રીને રૂતુમતી કહે છે. અને એવી સ્ત્રીની સાથે જે પુરૂષના બીજમાં કોઇ દોષ ન હોય એવો પુરૂષ તેનો જ્યારે સંગમ કરે છે ત્યારે તે પુરૂષના હર્ષને લીધે અંગથી શુક્ર ( વીર્ય ) નામની પરમ ધાતુ ઉત્પન્ન થાય છે. તે વીર્ય હર્ષવાળા આત્માથી પ્રેરાઇ પુરૂષના શરીરમાંથી નીકળી યોનિ દ્વારા ગર્ભાશયમા જઇ મળે છે. તે ચેતના ધાતુ સત્વના દ્વારા ગુણોનું ગ્રહણ કરવા માટે પ્રથમથીજ પ્રવૃત્ત થાય છે. એ ચેતના ધાતુ ભૂતાત્મ, ઇન્દ્રિયાત્મા અતરાત્મા કહેવાય છે. અને ને ચેતના તે ગર્ભની છઠ્ઠી ધાતુ છે.

તે ચેતના ધાતુ ગર્ભત્વને પ્રાપ્ત થઇ પ્રથમ મહિનામાં સપૂર્ણ ધાતુઓથી કલુષિત થઇ કફ જેવી થાય છે, તેમાં આકાર પ્રકટ હોતો નથી પણ પંચ ભૂતોનાં અંગ સૂક્ષ્મ રૂપે તેમાં રહે છે. બીજા મહીને તે ગર્ભ ઘન થાય છે અને પેશી કે અર્બુદ માંસનાં પીન્ડ જેવો થાય છે, જોતે પેશી ઘન હોય તો પુરૂષ અને જો તે પેશી પીંડ જેવી લંગગોળ હોય તો સ્ત્રી અને જો તે ગોળ હોય તો નપુષક બાળક જન્મે છે. ત્રીજે મહીને તેને સંપૂર્ણ ઇન્દ્રિય અને સંપૂર્ણ અંગ એકી સાથે ઉત્પન્ન થાય છે.

**ગર્ભ રહ્યાનાં લક્ષણ**—ગર્ભ રહે તો પછી સ્ત્રીને રજોધર્મ આવતો નથી. મોંમાંથી લાળ વ્હે છે. અન્નની ઇચ્છા થાય. ઉલ્ટી થાય, અરૂચિ, ખાટી વસ્તુઓમાં પ્રીતિ, બહુ રૂચિ થાય, શરીર ભારે લાગે, ને મલિન થાય. શરીરમાં દૂધ થાય, હોઠ તથા સ્તનોમાં કાળાશ આવે, પગે સોજા આવે યોનિ પર રૂવાટાંની સૂક્ષ્મ પંક્તિ જણાય છે.

**ગર્ભમાં બાળક પુત્ર છે કે પુત્રી તેનાં લક્ષણ**—જો પુત્રી હોય તો ગર્ભવંતી સ્ત્રીમાં કાયરતા, ભયભીતપણું, મોહ, થાક લાગવો, પેઢાની નીચે ભારે પણું લાગવું, શિથીલતા, ગર્ભ ડાબી તરફ હોય છે. તેથી વિપરીત હોય, જમણી બાજુ એ ગર્ભ હોય તો પુત્ર થાય.

**ગર્ભવંતીની અભિલાષા**-પુરવી-ગર્ભવંતી જે વસ્તુઓની ઇચ્છા કરે તે તેને આપવી. પણ ગર્ભને અહિત કરે તેવી વસ્તુઓ ન આપવી ભારે વસ્તુ, બહુ ગરમ, તીક્ષ્ણ, કષ્ટદાયક, ગર્ભને હાનિ કરનાર ચીજો ન આપવી ગર્ભવંતીએ લાલ વસ્ત્ર ન પહેરવાં, માદક વસ્તુઓ ન ખાવી, સવારી ઘોડા કે બળદ ગાડીમાં ન બેસવું જો ગર્ભવંતી સ્ત્રી કોઇ વસ્તુની ઇચ્છા કરે અને તે તેને ન આપવાથી કોપેલ વાયુ શરીરની અંદર વિચરણ કરી ગર્ભમાં જઇ ગર્ભને નષ્ટ કરી દે છે.

ચોથે મહિને ગર્ભવંતીનું શરીર બહુ ભારે જણાય છે. પાંચમે મહિને ગર્ભમાં માંસ તથા રૂધિર બહુ વધવાથી ગર્ભવંતી સ્ત્રી કૃષ થાય છે. છઠ્ઠા મહીનામાં ગર્ભનો વર્ણ તથા બળ વધુ વધે છે. તેથી ગર્ભવંતીનો વર્ણ તથા બળની વધુ હાનિ થાય છે. સાતમા મહિને ગર્ભનાં બધાં અંગ પુષ્ટ થાયછે. એથી સાતમા માસે ગર્ભવંતી સ્ત્રી વધુ મ્લાન રહે છે, આઠમા માસે ગર્ભનાં સંપૂર્ણ અંગ પૂર્ણ થાય છે. જેથી આઠ માસે ગર્ભવંતી સ્ત્રી પ્રસન્ન થાય છે અને વારંવાર મ્લાન થાય છે. આઠમા માસે ગર્ભની ઉત્પત્તિ થવાથી ઘણી હાનિ થાય છે માટે આઠમો માસ ગર્ભને માટે અહિતકર છે.

**પ્રસવનો સમયઃ**—આઠમો માસ ઉતરી રહ્યા પછી નવમા માસના પ્રથમ દિવસથી દસમા માસ સુધી પ્રસવનો સમય છે. દસમો મહિનો વીત્યા છતાં પ્રસવ ન થાય તો વિકાર જાણવો. દુઃખમાં ગર્ભનું સ્થાન છે. ત્યાં તેની વૃદ્ધિ થાય છે.

**ગર્ભની સ્થિતિ**-ગર્ભ માતાની કુખમાં પીઠની તરફ મુખ કરીને ઉર્ધ્વ મસ્તકે, સંપૂર્ણ અંગો સંકોચાઇ, જરાયુથી વીંટળાઇ, રહે છે. તેને ભુખ તરસ લાગતી નથી. માતાના આશ્રયથી પ્રાપ્ત થયેલા સ્વેદ તથા સ્નેહથી જીવતો રહે છે. નાભીમાં જોડાયલી નાળ-દ્વારા તેને સ્નેહ પ્રાપ્ત થાય છે ગર્ભની નાભીમાં એક નાડી ( નાળ ) જોડેલી હોય છે તે નાડી અવરામાં હોય છે. અવરા માતાના હૃદયને લાગેલી હોય છે. ચાલતી નાડીદ્વારા માતાનો રસ અવરામાં થઇ ગર્ભમાં પહોંચે છે. ગર્ભીણી સ્ત્રી જે રસવાળો આહાર કરે છે તેમાં જે રસ બને છે તેના ત્રણ ભાગ થાય છે. એક ભાગથી ગભવતીનું શરીર પુષ્ટ થાય છે, બીજાથી દુધ બને છે અને ત્રીજાથી ગર્ભની વૃદ્ધિ થાય છે. એ રસના આધારાથી ગર્ભ જીવતો રહે છે.

જન્મનો સમય થતાં ગર્ભ પ્રસુતિના વાયુના યોગથી ઉલ્ટો થઇ અધો મુખ થઇ સંતતિ થવાના માર્ગે બહાર નીકળે છે પ્રસવ પછી ગર્ભ સ્વતંત્ર થઇ જાય છે.

## ઉત્તમ બાળક થવાનો ઉપાય

જે સ્ત્રીનું રજ, યોનિ, ગર્ભાશય દુષિત ન હોય. અને જે પુરુષનું વીર્ય દુષિત ન હોય, એવાં સંતતીને ઇચ્છનાર સ્ત્રી પુરુષના સંયોગથી ગર્ભ રહે છે

**ગર્ભધારણ માટે અયોગ્ય સ્ત્રી** બહુ જમેલી કે ભુખી કે તરસી, ભયભીત, સંયોગમાં ચિત્ત વગરની, શોક કે ક્રોધી થયેલી, અન્ય પુરુષ ઇચ્છનારી કે બહુ કામાતુર સ્ત્રી ગર્ભધારણ કરી શકતી નથી. કદાચ તેને ગર્ભ રહે તો વિકૃતવાળું બાળક થાય. બહુ નાની ઉમ્મરની, અત્યંત વૃદ્ધ કે કોઇ દીર્ઘ રોગવાળી સ્ત્રી સાથે ગમન ન કરવું.

## ગર્ભધારણ ઉપાય

ગામમાં ઉગેલા વડની પૂર્વ કે ઉત્તર તરફની બે કુંપળો લઇ આવી, ચોખાના બે દાણા, અડદના બે દાણા અને બે ધોળા સરસવ લઇને દહીં સાથે વાટી પુષ્ય નક્ષત્રમાં સ્ત્રીને પાવું. સોનાની, ચાંદીની કે લોહની ભસ્મ દહીં કે દુધ સાથે પુષ્ય નક્ષત્રમાં અંજલી ભરીને પીવાથી સ્ત્રીને ગર્ભ રહે.

પુષ્ય નક્ષત્રમાં ધોળા ફુલની ભોંયરીંગણીના ફળને સુંઘી તેને દુધમાં ઘસી પુત્રની ઇચ્છાવાળી સ્ત્રીએ પોતાના હાથથી રૂવડે નાકના જમણા છિદ્રમાં રેડવું અને પુત્રીની ઇચ્છાવાળી સ્ત્રીએ ડાબા નાકમાં

રેડવું. રવીવાર અને પુષ્ય નક્ષત્રમાં ધોળી ભોંયરીંગણીનું મૂળ ઉખાડી લાવી દુધમાં ઘસી કે દુધમાં ઉકાળી સવારે સૂર્ય સામે ઉભા રહી સુંઘવું કે જમણા નાકમાં રેડવું તેથી સ્ત્રીને પ્રજા થાય. આ પુંસવન ( પુત્ર થવાનો ) ઉપાય છે.

**ગર્ભ રહ્યા પછી તેને સ્થાપન કરવા**—બ્રાહ્મી, ધરો, બોડીયો કલ્હાર, શતાવરી એ ઔષધીમાં લાવી જમણા હાથે કે માથે બાંધી રાખવી કે તે ઔષધ સાથે દુધ ઉકાળી તે પીવું. અને તેને હંમેશાં પાસે રાખવી.

**ગર્ભને હાનિ પહોંચાડનાર ક્રિયાનો ગર્ભવંતીએ ત્યાગ કરવો**—ગર્ભવંતીએ ઉંચા આસન ઉપર બેસવું નહિં, કઠણ આસન પર બેસવું નહિં, મળ, મૂત્ર અને અધોવાયુના વેગોને રોકવા નહિં, અયોગ્ય મહેનત કે કસરત કરવી નહિં, ગરમ અને તીક્ષ્ણ વસ્તુઓ ખાવી નહિં, ભૂખ કરતાં થોડું જમવું નહિં, કારણ કે તેમ કરવાથી ગર્ભ કુખની અંદર નષ્ટ થઇ જાય છે અને સુકાઇ જાય તે કે કસુવાવડ થઇ જાય છે.

વળી વામવાથી, પેટ દબાવાથી, ઉંડા કુવામાં ઉંડાણના ભાગને જોવાથી, પર્વતના શિખરો જોવાથી, શિખર ઉપર ચઢવાથી, શરીર બહુ હાલમડોલા થાય તેવી સવારી પર બેસવાથી, જેમકે ડમણીયામાં બેસવાથી. બહુ અપ્રિય શબ્દો સાંભળવાથી ગર્ભ ગરી જાય છે એટલે કસુવાવડ થઇ જાયછે. ગર્ભિણીએ છતા સુવાથી ગર્ભની નાભિમાં જે નાડી (નાળ) લાગેલી હોય છે તે ગર્ભના ગળામાં લપેટાઇ જાય છે.

---

## પ્રકરણ ૯૬ મું

---

### અયોગ્ય સંતાન થવાનાં કારણો

જે ગર્ભવંતી સ્ત્રી મેદાનમાં સુવે કે રાત્રે બહુ ફર્યા કરે તેનું સંતાન ઉન્મત્ત થાય છે. જે ગર્ભવંતી સ્ત્રી હંમેશા કંકાશ કર્યા કરે તેનાં સંતાન મૃગી (વાઇ) રોગ વાળાં થાય, જે ગર્ભ રહ્યા પછી બહુ મૈથુન કરાવે તેનું બાળક કાણું, કુબડું, નિર્લજ અથવા સ્ત્રીયોને બહુ વશી ભૂત થાય. જે ગર્ભિણી સ્ત્રી હંમેશાં શોકમાં રહે તેનું બાળક બીકણ, કૃશ અને અલ્પાયુષી થાય છે. જે ગર્ભવંતી સ્ત્રી પારકા

ધનની બહુ ઇચ્છા કરે તેનું સંતાન બીજાને પીડનાર, અદેખાઇવાળું અને સ્ત્રીયોને વશીભૂત થાય, જે ગર્ભવંતી સ્ત્રી ચોરી કરે તેનું સંતાન થોડા શ્રમે થાકી જનાર, દ્રોહી, ખરાબ કામ કરનાર જન્મે, જે બહુ ક્રોધ કરે તેનું બાળક ક્રોધી, ગુણોમાં દ્વેષ જોનાર થાય. જે બહુ સુઇ રહે તેનું બાળક તંદ્રાવાળુ, મુર્ખ અને મંદાગ્નિવાળું થાય, જે બહુ મદ્ય પીવે તેનું બાળક બહુ તૃષાવાળુ, ચંચળ ચિત્તનું થાય, જે સ્ત્રી માંસાદિ ખાય તેનું બાળક પ્રમેહ પથરીના રોગવાળું, કંકાશી થાય, જે માછલી વગેરે ખાય તેનું બાળક નેત્રના વારંવાર પલકારા મારનારૂં, નેત્ર ઘણો વખત બંધ રહે તેવું, જે સ્ત્રી રોજ ગળ્યા પદાર્થો ખાય તેનું બાળક પ્રમેહવાળું, મુગું અને બહુ સ્થુલ થાય, જે સ્ત્રી હંમેશા ખાટી વસ્તું ખાય તેનું બાળક પ્રમેહ રોગી, ચામડીના રોગ વાળુ. નેત્રના રોગ વાળું થાય. જે સ્ત્રી હંમેશાં ખારી વસ્તુ ખાય તેના બાળકને નાની ઉમ્મરમાં શરીરે કરચલીયો પડે. વાળ કવેળાએ ધોળા થઇ જાય. જે હંમેશાં કડવી વસ્તુ ખાય તેનું બાળક દુર્બળ. સ્વલ્પ વીર્ય વાળુ અને સંતાન વગરનું થાય. જે હંમેશાં તીખી વસ્તુ ખાય તેનું બાળક રાજયક્ષ્મા રોગવાળુ. દુર્બળ તથા કૃષ થાય. જે સ્ત્રી હંમેશાં તુરી વસ્તુ ખાય તેનું બાળક ભૂરા રંગનું થાય, ઉદાવર્ત રોગવાળુ થાય છે.

ઉપર કહ્યું તેમાં જે જે કારણ કહેવામાં આવ્યું તે તે કારણનું જો ગર્ભિણિ સ્ત્રી સેવન કરે તો તેનું જે બાળક જન્મે તે તે રોગવાળું થાય છે.

## ગર્ભવંતીએ ઉત્તમ બાળક માટે પાળવાના નિયમો

ગર્ભવંતી સ્ત્રીએ શ્રેષ્ટ સંતાન થવાની ઇચ્છા કરી અહિત આહારવિહારોનો ઘણે ભાગે ત્યાગ કરવો. શ્રેષ્ટ આચરણ કરવાં અને હિત આહારવિહારનું સેવન કરવુ. ગર્ભવતીએ જો રોગ થાય તો શીતલ, મૃદુ, મધુર, સુકુમાર, સુખદાયક ઔષધ, આહાર અને ઉપચાર કરવા. ગર્ભવંતી સ્ત્રીએ જુલાબ ન લેવો. ઉલ્ટી થાય તેવી દવા ન ખાવી. છીંકો આવે તેવી દવા ન સુંઘવી, નસ ખોલાવી લોહી ન કઢાવવું, આસ્થાપન કે અનુવાસન બસ્તિ ન લેવી. જો કોઇ પણ પ્રાણનાશક રોગ થયો ન હોય તો ઉપર પ્રમાણે કદી પણ દવા ન લેવી. આઠમા માસે જો ઉલ્ટીથીજ શાંત થાય એવો

કઠણ પ્રાણ નાશક હોય તો બહુ વ્યાકુળ ન કરે તેવી મૃદુ દવા વમનાદિક માટે લેવી.

જેમ તેલથી ભરેલું પાત્ર સ્થિર રહે અને તેલ હાલંમડોલા ન થાય તેવી રીતે ગર્ભિણી સ્ત્રી ક્ષોભિત ન થાય તેવી દવા કરવી ગર્ભવંતીને બીજા કે ત્રીજા માસે કાંઇ અયોગ્ય આહાર વિહારથી રજ રૂતુ વ્હેવા લાગે તો સમજવું કે ગર્ભ ટકશે નહિં.

## ગર્ભવંતીને ચોથા પાંચમા માસે રજ રૂતુ વહે તો તે બંધ થવાના ઊપાય

જો ગર્ભવંતી સ્ત્રીને ચોથા કે પાંચમા મહિને ક્રોધ, શોક, અસૂયા ઇર્ષ્યા, ભય, ત્રાસ, મૈથુન, કસરત, ક્ષોભ વગેરેથી કે મળ મૂત્રાદિના વેગને રોકવાથી. વિષમતાથી સુવા બેસવાથી કે ભોજન કરવાથી. ભૂખ તરસ વેઠવાથી કે ખરાબ ભોજનથી રસ (રૂતુ) વ્હેવા લાગે તો ગર્ભને સ્થિર થવા માટે નીચે પ્રમાણે ઉપાયો કરવા.

તેણે કોમળ, શીતળ, સુખદાયક પથારીમાં સુઇ રહેવું. માથા તરફ કાંઇક નીચું રહે તેવી રીત પથારી કરવી. પછી અત્યંત શીતળ જળમાં ઘી તથા જેઠીમદ મેળવી તેમાં રૂ બોળી તે સ્ત્રીની યોનીમાં રાખવું. સોવાર કે હજાર વાર ધોયેલા ઘીનો લેપ તેની નાભિ નીચે કરાવવો. ગાયોનું શીતલ દુધ, જેઠીમધનો ટાઢો ઉકાળો કે વડ આદિ દુધવાળા વૃક્ષોનો ઉકાળો કરી થંડો થવા દઇ નાભીની નીચે પેઢાપર છાંટવો. ટાઢા પાણીમાં સ્નાન કરાવવું. વડ, ઉમરડો આદિ દુધવાળા વૃક્ષોના રસમાં રૂ પલાળી તેને યોનિમાં રાખવું.

કમળનાં કેસર, ઉપલેટ પોયણીનાં કેસર (વચમાં જે રેસા હોય છે તે ) મધ અને સાકરમાં ઘુંટી ચટાડવું, ઉમરડાનાં કાચાં ફળ તથા વડની કુંપળો, દુધમાં ઘુંટી ચટાડવું તેથી લોહી વ્હેતું બધ થશે અને ગર્ભ સ્થિર રહેશે. દુધ ભાત સાકર ખવરાવવાં. ક્રોધ, શોક, પરિશ્રમ, મૈથુન અને કસરત ન કરવી. ગનને ગમે તેવી સૌમ્ય વાતો સાંભળવી તેથી સ્થિર રહેશે.

## ગર્ભનું છોડ થઇ જવું–તેના ઉપાયો

જો ગર્ભવંતી સ્ત્રી બહુ ઉપવાસ કરે, વ્રત કરે, ખરાબ અન્ન ખાય, વાયુને કોપાવનાર પદાર્થો ખાય, તેના પેટમાં ગર્ભ સુકાઇ જાય છે, ને વધતો નથી, બહુ વખત પેટમાં રહે છે, ઉદરમાં ફર્યા કરે તેને છોડ

બાઝવું કહે છે. તેવી સ્ત્રીને ભાત, દૂધ ખાવે, હીંચકે બેસાડવી, રથમાં સવારી કરાવવી, જીવનીય ગણની ઔષધીઓ સાથે ઘી ઉકાળી તે પાવું.

**ગર્ભવંતી સ્ત્રીએ** સંબેલું લઇ ખાંડવું નહિં. કઠણ મહેનત કરવી નહિં. જો સુકુમાર સ્ત્રી સાંબેલું લઇ અનાજ ખાંડે તો કોપેલ વાયુ ગર્ભિણીના પ્રાણોને પણ નષ્ટ કરી દે છે.

**પ્રસવ થવાનો સમય**--આવે ત્યારે ગર્ભવંતી સ્ત્રીના અંગો શિથીલ થાય, મુખ મ્લાન થાય, નેત્રો શિથિલ થાય, છાતી ઢીલી પડે, કુખ ઢીલી પડે, શરીર નીચે પેઢુનો ભાગ ભારે લાગે, કેડ પાંસળાં અને પીઠમાં સોયો ઘોંચ્યા જેવી પીડા થાય, યોનિ વહે, અન્નમાં અનિચ્છા થાય. અને ગર્ભમાં જળ હોય છે તે યોનિ માર્ગે વહેવા માંડે છે.

**જલ્દી પ્રસવ થવાનો મંત્ર**—**क्षीतिर्जलं वियतेजो वायु र्विष्णुः प्रजापतिः सगर्भांत्वां सदापान्तु वैशलयञ्च दिश न्तुतं । प्रसुवन्त्वम विक्लिष्टम विक्लिष्टा शुभानने । कार्त्ति कयद्युर्ति पुत्र कार्ति केमाभि रक्षित मिति ॥**

આ મંત્ર ગર્ભવંતી સ્ત્રીના નાકમાં કહેવાથી જલ્દી પ્રસવ થાય છે.

---



# શ્રી ચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૧૩ મો.

### યંત્રશાસ્ત્ર

### પ્રકરણ ૯૭ મું

### યંત્રવિદ્યા

અદ્દભુત ગુણયુકત તાવીજ [યંત્ર]

| | | | |
|---|---|---|---|
| ૨૨૧ | ૩૩૮ | ૩૩૨ | हे रक्षक |
| ૨૩૬ | ૩ ૪ | ૩૩૦ | हे रक्षक |
| ૩૩૫ | ૩૩૦ | ૩૩૭ | ૯૯ |
| हे रक्षक | हे रक्षक | हे रक्षक | नाम कैदी |

કેદમાંથી છુટવાનો યંત્ર

જો કોઇ મનુષ્ય કેદમાં પડે અને કોઇ ઉપાયે છુટે નહિ તો રવીવારે પ્રાત:કાળે સ્નાન કરી પવિત્ર થઇ આ યંત્ર ભોજપત્ર ઉપર કેશરથી લખવો, પછી તેને ગુગળનો ધુપ દેવો; તે યંત્રને માદળીયામાં બંધ કરી તે માદળીયું એક જંગલી કબુતરને પકડી તેના ગળે રવીવારે બાંધી દઇ તેને છોડી મુકવુ એટલે ઉડી જશે; ઇશ્વરની કૃપાથી આ યંત્રથી કેદી જલ્દી છુટી જશે.

બાળકના રક્ષણનો યંત્ર

| | | |
|---|---|---|
| ૪૯ | ૪૨ | ૪૭ |
| ૪૪ | ૪૬ | ૪૮ |
| ૪૫ | ૫૦ | ૪૩ |

સાધકે બુધવારને દિવસે સવારે સંધ્યાકાળના સમયે સ્નાન કરી પવિત્ર થઇ સન્ધ્યા કરી પછી સુગન્ધીત શાહીથી ભોજપત્ર ઉપર આ યન્ત્ર લખી ધુપ દઇ તેને તાવીજમાં મઢાવી બાળકના ગળામાં બાંધવો. એટલે ઇશ્વરની કૃપાથી બાળકને કાંઇ પણ વિઘ્ન કે રોગ થશે નહિં, તેનું રક્ષણ થશે અને શાંતિમાં રહેશે.

## રોગ મટવાનો યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૭૦ | ૭૭ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૭૪ | ૧૩ |
| ૭૬ | ૭૧ | ૧ | ૧ |
| ૪ | ૫ | ૭૨ | ૫૬ |

આ યન્ત્રને ભોજપત્રને પ્રથમ ધુપ દઇ પછી તે ઉપર કેસરથી લખવો: તેને ગુગળનો ધુપ દેવો, પછી તેને તાવીજમાં મઢાવી રોગીના ગળે બાંધવો જેથી પરમાત્માની કૃપાથી તે રોગીનો રોગ મટી જઇ તે સાજો થશે.

## સ્મરણશકિત અને બુદ્ધિ વધવાનો યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૧૪ | ૮૧ | ૨ | ૯ |
| ૭ | ૩ | ૯૯ | ૮૭ |
| ૮૦ | ૯ | ૬ | ૧ |
| ૪ | ૬ | ૯૬ | ૮૯ |

સ્નાન કરી પવિત્ર થઇ માલકાંકણીના રસથી આ યંત્ર દસવાર જીભ ઉપર લખવો, જેથી બુદ્ધિ વધે છે, સ્મરણશક્તિ વધે છે અને મગજની જ્ઞાન શક્તિયો ખીલે છે.

## ધારેલી ઇચ્છા પુરી થવાનો યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૪ | ૧૧ | ૧૮ |
| ૧૨ | ૭ | ૨ | ૧૩ |
| ૬ | ૯ | ૧૬ | ૩ |
| ૫ | ૪ | ૫ | ૧૦ |

નદીએ જઇ શુદ્ધ થઇ આ યંત્ર ભોજપત્ર ઉપર લખવો. ભોજપત્રના ૨૪ કડકા લઇ દરેક ઉપર આ યંત્ર લખવો. પછી તે દરેકની અકેક એમ લોટમાં ગોળીઓ વાળવી. પછી નદીમાં એક ગોળી નાંખવી તે વહી જાય એટલે બીજી ગોળી નાંખવી. એમ એકે એકે ચોવીસે ગોળીઓ નાંખવી. જે ઉદેશને માટે અર્થાત જે કામ સિદ્ધ થવાની આશાથી આ યંત્ર લખવામાં આવે છે, તે કામ પરમાત્મા સિદ્ધ કરી તેની ઇચ્છા પુરી કરે છે.

## માલનું રક્ષણ કરવાનો યંત્ર




જે મનુષ્ય પોતાના માલમાં આ યંત્રને ભોજપત્ર ઉપર લખી તેને માદળીયામાં મઢાવી ધુપ દઇને રાખશે તેનો માલ ખરાબ નહિં થાય તેની કિંમત સારી ઉપજશે. આ યંત્રને લખી તેને પાણીમાં બોળી તે પાણી ખેતરમાં છાંટે તો અનાજને જીવજંતુ, તીડ આદિ નુકશાન કરતાં નથી.

## પંદરોયંત્ર પ્રેમ થવાનો યંત્ર બીજો પંદરોયંત્ર

| | | |
|---|---|---|
| ૨ | ૭ | ૬ |
| ૯ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૮ |

| | | |
|---|---|---|
| ૪ | ૩ | ૮ |
| ૯ | ૫ | ૧ |
| ૨ | ૭ | ૬ |

પતિ ને પત્નિ તરફ પ્રેમ ન હોય તો આ યંત્ર શનીવારે સ્હવારે ભોજપત્ર ઉપર કેસરથી લખી ગુગળનો ધુપ દઈ માદળીયામાં મઢીને હાથે બાંધવો અને સ્રીએ પતિ તરફ પ્રેમ બતાવી સેવા કરવી, જેથી પતિ તેના ઉપર પ્રેમ રાખશે. આ યંત્રમા જાદુ જેવો પ્રભાવ છે. આ યંત્રને પૃથ્વીને અડવા દેવો નહિં. પરમાત્માની કૃપાથી પતિ તેને આધીન થઇ પ્રેમવશ થશે.

## ત્રીજો પંદરોયંત્ર અમલદારનો પ્રેમ વધે.

| | | |
|---|---|---|
| ૬ | ૭ | ૨ |
| ૧ | ૫ | ૯ |
| ૮ | ૩ | ૪ |

જેને પોતાના ઉપરી અમલદારનો ભય રહે તો હોય, તે ક્રોધી હોય તો આ યંત્ર ભોજ-પત્ર ઉપર કેસરથી લખી ગુગળનો ધુપ દઇને માદળીયામાં મઢાવી પોતાને હાથે બાંધવો. ને પછી અમલદાર પાસે જવું જેથી પથ્થર જેવા હૃદયવાળો અમલદાર પણ મીણુ જેવો નરમ બની તેના ઉપર પ્રેમ રાખે છે

**અત્યાચારીને વશ કરવો:**--સ્વાર્થને માટે કોઇ અત્યાચારી આપણા ઉપર અત્યાચાર કરે અને પોતાના દુષ્ટકર્મથી ન ખસે તો આ યંત્ર કોરા કોડીયા ઉપર મંગળવારે પહોર દિવસ ચઢયા પછી લખવો, પછી તેને દેવતામાં નાંખી સળગાવવાથી અત્યાચાર કરનારો અત્યાચાર કરતો બંધ પડે છે.

## સુખપ્રસવ યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૯ | ૧૬ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૧૩ | ૧૨ |
| ૧૫ | ૧૦ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૧ | ૧૪ |

આ યંત્રને કાંસાની થાળીમાં લખી ગર્ભવતી સ્રીને બતાવવો. જેથી સુખથી સંતાનનો જન્મ થશે.

## બાળકના સર્વ પ્રકારના રોગ મટે.

| | | |
|---|---|---|
| ૩૩ | ૭૨ | ૨૭ |
| ૩૩ | ૬૬ | ૩૭ |
| ૩૭ | ૪૬ | ૬૭ |

આ યંત્રને ભોજપત્ર ઉપર લખી બાળ-કના ગળામાં બાંધી દેવાથી સર્વ પ્રકારનાં વિઘ્નો-રોગ દુર થાય છે.

## બાળક રડતું હોય તે ન રડે.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૩૨ | ૧૯ | ૧૮ |
| ૨૯ | ૭ | ૨ | ૨૧ |
| ૬ | ૧૭ | ૩૪ | ૩ |
| ૩૩ | ૪ | ૭૭ | ૧૮ |

આ યંત્રને ભોજપત્ર ઉપર લખી ધુપ દઇ માદળીયામાં મઢાવીને બાળકના ગળે બાંધવાથી તે અત્યંત રડરડ કરતું હોય તો છાનું રહે છે.

## ભય દૂર થાય.

| | | | |
|---|---|---|---|
| ૬ | ૧૬ | ૨ | ૭ |
| ૧૬ | ૩ | ૧૩ | ૧૨ |
| ૧૫ | ૧૦ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૧ | ૧૪ |

આ યંત્રને ભોજપત્ર ઉપર લખી માદળીયામાં મઢાવી ધુપ દઇને હાથે બાંધવાથી ઉપરના લોકોનો (ભૂત. પ્રેતનો) જે ભય છોરાંને રહે છે તે ભય દુર થાય છે.

## શીતળાનો યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૧ | ૨૧૬૯ | ૧૧ | ૮ |
| ૧૨ | ૭ | ૨ | ૧૨૬૮ |
| ૬ | ૯ | ૩૧૭૧ | ૩ |
| ૩૧૭ | ૪ | ૫ | ૧૦ |

આ યંત્રને ભોજપત્ર ઉપર લખી માદળીયામાં મઢાવી ધુપ દઇ જેને શીતળા-બળીયા નીકળ્યા હોય તેનાજ હાથે બાંધવો. જેથી શીતળા વધુ જોર નહિ કરે, આરામ થશે.

## સુખપ્રસવ યંત્ર

### પંદરેયંત્ર

| | | |
|---|---|---|
| ૮ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૯ |
| ૬ | ૭ | ૨ |

### ત્રીસોયંત્ર

| | | |
|---|---|---|
| ૧૬ | ૬ | ૮ |
| ૨ | ૧૦ | ૧૮ |
| ૧૨ | ૧૪ | ૪ |

આ પંચદશો કે ત્રીસો યંત્ર ફુલની થાળીમાં અથવા શરાવલાની વચ્ચે લખી ગર્ભવંતીને બતાવવાથી સુખે વગર કષ્ટે પ્રસવ થાય છે.



# श्रीचमत्कृति ज्ञानदर्शक विद्या

## ભાગ ૧૪ મો.

### મંત્ર શાસ્ત્ર

### પ્રકરણ ૯૫ મું

### મંત્ર વિદ્યા

**ભૂતડાકણ જવાનો મંત્ર**—जैंमें कलोमाकार्यं मरूपं करि करिवो नकरो वली तते गाम लक्ष्मण सीतेया करि कोटि कोटि आज्ञा ।

આ મંત્ર બોલતા જવું અને જેને ભૂત-ડાકણ વળગી હોય તેને સાવરણીથી ઉંજણી નાંખતા જવું તેથી તેનો વળગાડ જતું રહેશે.

**તાવ ઝારવાનો મંત્રઃ**—ॐ नमो अजैपालकी दुहाइ जोज्वर रहै तो महादेवकी दुहाइ फुरो मंत्र इश्वरो वाच. ।

આ મંત્ર જપતા જવું અને સાવરણીથી તાવવાળા દરદીને સાત-વાર ઉંજણી નાંખતા જવું. જેથી જ્વર ઉતરી જાય છે.

**ભૂત જવાનો મંત્ર**—ॐ नमो काली कपाली दही दही स्वाहाः આ મંત્રથી ૧૦૮ વાર તેલ લગાવવાથી ભુત બોલી ઉઠે છે અને જતુ રહે છે.

**મનોરથની સિદ્ધિ થવાનો મંત્ર**—ॐ हर त्रिपुर हर भवानी बाला राजा प्रजा मोहनी सर्व शत्रु विध्वंमनो मम चिन्तितं फलं देहि देहि भूवनेश्वरी स्वाहा ।

પવિત્ર થઇ આ મંત્ર ૧૦૮ વાર જપવાથી મનોરથની સિદ્ધિ થાય છે.

**વશીકરણ મંત્રો**--ॐ नमो भगवते वासुदेवाय त्रिलोचनाय त्रिपुर वाहनाय अमुक ( નામ બોલવું ) मम वश्यं कुरु स्वाहा ।

આ મંત્રને સિદ્ધ યોગમાં ૧૦૮ વાર જપી સિદ્ધ કરી મૂકવો. પછી આ મંત્રથી સોપારી મંત્રી જેને તે સોપારી ખાવા આપવામાં આવે તે વશ થાય છે.

**તાવ જવાનો મંત્ર**—ॐ नमो भगवते छिन्धि अमुकस्य ( રોગનું નામ લેવું ) शिरः प्रज्वलित पशु पाशे पुरुपाय फट्" આ મંત્રને પ્રથમ સિદ્ધ કરી રાખવો. પછી જેને તાવ આવતો હોય તે માણસનો આકાર પૃથ્વી પર દોરી આ મંત્ર ભણતા જવું ને જમીન પર કરેલા મનુષ્ય શરીરના અંગનું છેદન કરતા જવું તેથી મહાજ્વર નષ્ટ થાય છે.

**આકર્ષણનો મંત્ર**—ॐ नमो आदित्य रुपाय अमुकस्याकर्षणं कुरु कुरु स्वाहा ।

આ મંત્ર દસહજાર વાર જપવાથી સિદ્ધ થાય છે.

કાળા ધંતુરાના પાનના રસમાં ગોરોચન મેળવી ઘોળી કરેણની કલમથી ઉપરનો મંત્ર ભોજપત્ર ઉપર લખવો. મંત્રની વચમાં अमुक છે ત્યાં જેનું આકર્ષણ કરવું હોય તેનું નામ લખવું. પછી તે મંત્રને ખેરના લાકડાંના દેવતામાં તપાવવાથી સો યોજન ગયેલો મનુષ્ય જલ્દી આકર્ષાઇ પાછો આવે છે.

**અપ્સરાનું આકર્ષણઃ**—મનુષ્યની ખોપરીમાં ગોરોચન અને કેસરથી ઉપરનો મંત્ર લખી ખેરના લાકડાંના દેવતાથી પ્રાતઃકાળ, બપોર અને સાયંકાળ એ ત્રણ સંધ્યાના વખતે તપાવવો અને ઉપરના મંત્રને જપવો તો ઉર્વશી અપ્સરાનું પણ આકર્ષણ થાય છે.

જે રવીવારે પુષ્ય નક્ષત્ર હોય તે દિવસે બ્રહ્મદંડી (ખાખરાની દાંડી) લાવી તેનું ચુર્ણ કરી કામ પીડિત કામિનીના માથાપર એ ચુર્ણ નાંખે તો તે પાછળ પાછળ ચાલી આવે છે.

આ મંત્ર અનામિકા આંગળીના લોહીથી ભોજપત્ર ઉપર લખી, મંત્રથી રાજા આદિ સર્વનું આકર્ષણ થાય છે. આ સિદ્ધ યોગ છે. આ મંત્રથી રાજા પ્રજા આદિ સર્વનું સાચું આકર્ષણ થાય છે.

**શરીર રક્ષાનો મંત્ર—ॐ नमः परब्रह्म परमात्मने मम शरीर रक्षां कुरु कुरु स्वाहा ।**

આ મંત્ર દસ હજાર જપવાથી સિદ્ધ થાય છે.

**કાર્ય સિદ્ધિ–गणपतिनुं पुजनः** પુષ્ય નક્ષત્રને દિવસે રવીવર હોય તે દિવસે ધોળા ફુલના આકડાના મૂળને ખોદી તેમાંથી અંગુઠા બરાબરની ગણપતિની પ્રતિમા બનાવવી, ને પુજન કરવું. પછી દુધ-પાક ધરાવી તે ખાવો, ઇન્દ્રિયોને વશ કરી શ્રી ગણેશજીના સ્વરુપનું ભક્તિની સાથે લાલ કરેણનાં ફુલ અને ચંદનથી પુજન કરવું એમના બીજ મંત્રના અંત નમઃ શબ્દ બોલી પૂજન કરવું ( ગણપતિનો મંત્ર ( गं ) જે કામનાથી પુજન કરે તે કામના એક માસમાં સિદ્ધ થાય છે. દરેક મનોરથની સિદ્ધિને માટે એક માસ પુજન કરવું ' ॐ अंत्रिक्षाय स्वाहा ' એ ગણપતિનો બીજ મંત્ર છે. ' ॐ ह्रीं पूर्वदयां ॐ ह्रीं कट् स्वाहा ' એ મંત્ર જપી લાલ કરેણના ફુલોની હવનમાં આહુતી આપવી. એ રીતે કરવાથી દેવ મનોરથ પૂર્ણ કરે છે. એ ઉપરાંત ह्रीं श्री मान सिद्धि करी ह्रीं नमः આ મંત્ર જપી દરરોજ હાથમાં લાલ ફુલ લઇ ચઢાવે તો વર દેનારી ભગવતી આઠ ગુણોમાંથી એક ગુણ આપે છે.

કૃતિકા નક્ષત્રમાં થોરના મૂળને લાવી હાથે બાંધવાથી વાકસિદ્ધિ પ્રાપ્ત થાય છે. એ આશ્ચર્યયુક્ત પ્રયોગ છે.

સ્વાતિ નક્ષત્રમાં ઉપરના ॐ अंतरिक्षाय स्वाहा એ મંત્રથી બોરડીના મૂળને અભિમંત્રિ કરીને લાવીતેને હાથે બાંધવાથી જે વસ્તુ ચાહે તે તેજ સમયે પ્રાપ્ત થઇ શકે છે.

**યક્ષીણી સાધનઃ**–યક્ષિણી ૧૪ છે. મહાયક્ષિણી, સુરસુન્દરી, મનોહરી, કનકાવતી, કામેશ્વરી, રતિકરી, પદ્મિની, નટી, અનુરાગિણી, વિશાલા, ચન્દ્રિકા લક્ષ્મી, શોભના, અને મદના એ ૧૪ યક્ષિણીઓ છે.

અશાડ સુદ ૧૫ કે શ્રાવણ વદ ૧ ને રોજ ચંદ્ર બળવાન હોય તે દિવસે ક્ષૌર કરાવી સ્નાનાદિથી પવિત્ર થઇ ગુરુ શુક્રના ઉદયમાં યક્ષિણી સાધવાનો આરંભ કરે. એક મહિના સુધી ચાલુ રાખે. નિર્જન સ્થાને બીલીના ઝાડની નીચે થડ પાસે બેસી મહાદેવજીનું શોડષોપચારથી પુજન કરી રૂદ્રાભિષેક કરી ॐ त्र्यंबकं यजामहे० વગેરે મંત્રનો ૫૦૦૦વાર જપ કરી રોજ કુબેરનું પુજન કરવુ. પછી–

**ॐ यक्षराज नमस्तुभ्यं शंकरं प्रिय बांधव ।**
**एकां मेवशगां नित्यं यक्षिणी कुरुते नमः**

એ મંત્ર કુબેરજીનો છે તે મૌન ધારણ કરી બ્રહ્મચર્ય પાળી ૧૦૮વાર જપી દિવસે ખીરનું નૈવેદ ધરાવીને જમવું.

**મહાયક્ષિણી સાધનઃ**—અર્ધ રાત્રિએ ઉંઘમાંથી જાગી થોડું ભોજન કરી લઇ બીલીના ઝાડના થડ પાસે આસન લગાવી બેસવું પછી ॐ **ह्रीँ क्लीं ऐँ श्रीँ महायक्षिळ्यै सर्वैश्वर्य प्रदात्र्यै नमः** એ મંત્રનો નિરંતર જપ કરવો એ મંત્ર બીલીના ઝાડ નીચે બેસી મહિના સુધી ઉંઘનો ત્યાગ કરી ૩૦૦૦ મંત્ર રોજ જપે અને તે યક્ષિણીને દુધ, ફળ આદિની બલિ આપે. બલિના પદાથો પહેલાં૧૦ પોતાની પાસે રાખવા, કેમકે અનેક રૂપ ધારણ કરનાર યક્ષિણી ત્યાં આવે તે વખતે બલી અપવો. યક્ષિણીને જોઇ બ્હીવું નહિં પણ નિર્ભયતથી જપ કરતા રહેવું. જ્યારે તે બલિને ગ્રહણ કરી વરદાન આપવા તૈયાર થાય ત્યારે જે જે મનમાં ઇચ્છા થાય તે વસ્તુ માંગી લેવી. જે યક્ષિણી પ્રસન્ન થઇને આપે છે.

રોજ ઉત્તમ અન્નથી ત્રણ કુમારિયોને જમાડવી. અને યક્ષિણી સિદ્ધ થતાં જે ધન મળે તેને સત્કાર્યમાં વાપરવું. અસત કાર્યમાં તે ધન વાપરવાથી સિદ્ધિ જતી રહેશે.

**સુરસુન્દરી યક્ષિણીનું સાધન**—ॐ **ह्रीँ आगच्छ सुर-सुन्दरी स्वाहा ॥** આ સુરસુંદરીનો મંત્ર છે. પવિત્ર સ્થાનમાં જઇ પુજન કરી ગુગળનો ધુપ દઇ ત્રણે સંધ્યા વખતે પુજન કરી દરરોજ ૩૦૦૦ મત્રનો જપ કરે તો ૧ માસની અંદર સુરસુંદરી દેવી આવે છે, તે આવે ત્યારે સુખટ ઘસી તેના પાણીથી અર્ધ્ય આપવો. માતા બ્હેન કે સ્ત્રી એ ત્રણ રીતે તે સાધક પાસે રહે છે. માતા બની રહે તો સિદ્ધ દ્રવ્ય આપે છે. બ્હેન બની રહે તો તે અપૂર્વ વસ્ત્ર આપે છે અને સ્ત્રી બની રહે તો સર્વ પ્રકારનાં ઐશ્વર્ય આપી સાધકના મનોરથ પુર્ણ કરે છે. જ્યારે સ્ત્રી બની રહે ત્યારે સાધકે અન્ય સ્ત્રી સાથે શયન ન કરવું. જો કરે તો મરણ થાય.

**મનોહરી દેવી સાધન**--મનોહરી યક્ષિણીનું સાધન કરવા માટે નદી સંગમમાં જઇ ચંદનથી મંડલ બનાવો અગરનો ધુપ દઇ મહીના સુધી યક્ષિણીના આવવા માટે પુજન કરવું અને રોજ ૩૦૦૦ મંત્રનો જપ કરવો.

જ્યારે તે આવે ત્યારે ચન્દનનો અર્ધ્ય આપવો. પુષ્પફલાદિ દ્વારા એકાગ્ર મને પૂજન કરવું. અર્ધરાત્રે સુરસુંદરી આવેછે આવતાં સત્ય આજ્ઞા દે તો પ્રસન્ન થઇ દરરોજ સો સુવર્ણમુદ્રા આપે છે. એનો મંત્રઃ ૐ आगच्छतु मनोहारि स्वाहाः એ છે. એનો રોજ ૩ હજાર જપ કરવા.

**કનકાવતીનો મંત્ર**–ॐ ह्रीं कनकावती मैथुनप्रिये स्वाहा " એ કનકાવતી યક્ષિણીનો મંત્ર છે. વડના ઝાડ નીચે જઇ રોજ એક હજાર મંત્ર જપવા અને ફળ, દૂધ આદિનું નૈવેદ્ય ધરાવવું સાત દિવસ જપ કરવા. આઠમે દિવસે રાત્રે સપૂર્ણ અલંકારો પહેરી કનકાવતી આવે છે. તે સાધકની ભાર્યા થઇ રહે છે. રોજ ૧૨ મનુષ્યોને વસ્ત્ર આભુષણ અને ભોજન આપે છે.

**કામેશ્વરીનું સાધન**––ॐ आगच्छ कामेश्वरी स्वाहाः આ કામેશ્વરી યક્ષિણીનો મંત્ર છે. ભોજપત્ર ઉપર ગોરોચનથી પ્રતિમા દોરી તેમાં યક્ષિણીનું પુજન કરવું, શય્યાપર બેસી રોજ એક હજાર મંત્ર જપવા. મહીના સુધી જપવા ને પુજન કરવું, ઘીનો દીવો કરી મૌન ધારણ કરી પુજન કરવું, અંતે અર્ધી રાતે કામેશ્વરી આવે છે અને સાધકની ભાર્યા થઇ રહે છે અને રોજ શયન કરી દિવ્ય અલંકારોને મૂકી ચાલી જાય છે. આ દશામાં સાધકે બીજી સ્ત્રીનો ત્યાગ કરવો.

**રતિપ્રિયા યક્ષિણી** ॐ आगच्छ रति प्रिये स्वाहा " લુગડાં ઉપર દેવીનું ચિત્ર દોરી પીળાં વસ્ત્ર અને સંપૂર્ણ અલંકારોથી અલંકૃત કરી કમળ હાથમાં ધારણ કરેલી કુમારીકાનું પૂજન કરી જાયફળનું નૈવેદ્ય કરવું, અને ઉપરના મંત્ર રોજ હજાર વાર જપવો. આ યક્ષિણી જો બ્હેન થઇ આવે તો વસ્ત્રાલંકાર ભોજન આપે છે.

**પદ્મિની, નટી અને અનુરાગીણીનું સાધન**––

**પદ્મિનીનો મન્ત્ર**–ॐ ह्रीँ आगच्छ पद्मिनि स्वाहा.

**નટીનો મન્ત્ર**–ॐ ह्रीँ आगच्छ नटि स्वाहा.

**અનુરાગીનો મંત્ર**–ॐ ह्रीँ आगच्छ अनुरागिणि स्वाहा. એ અનુરાગિણીનો મંત્ર છે.

કેસરથી ભોજપત્ર ઉપર ચિત્ર દોરી ધુપ, દીપ કરી, પુષ્પ, અક્ષત ચઢાવી પુજન કરી ત્રણે સંધ્યા વખતે જે દેવીને પ્રસન્ન કરવી હોય તેના મંત્રના ૩ હજાર જપ કરવા. એક માસ સુધી રોજ જપ

કરવા અને પૂજન કરવું. ફરી પુનમને દિવસે ઘીનો દીવો કરી વિધીપૂર્વક પૂજન કરવી અને આખી રાત નિદ્રાનો ત્યાગ કરી એ મંત્ર જપવો. સવારમાં સાધક પાસે યક્ષિણી આવે છે અને દિવ્ય રસાયન લાવે છે.

**વિશાલા યક્ષિણીનુ સાધન**–ૐ ऐं विशाले त्रां त्रीं क्लीं स्वाहा એ વિશાલા યક્ષિણીનો મંત્ર છે. આંબલીના ઝાડ તળે બેસી પવિત્ર થઇ એક લાખ મંત્ર જપવા ફરી આંબલી અને વરીયાળીના ફુલોને ઘી સાથે મેળવી તેનો હવન કરવો તો વિશાલા યક્ષિણી પ્રસન્ન થઈ સાધકને દિવ્ય રસાયન આપે છે.

**ચન્દ્રિકા સાધન**–ૐ ह्रीं चन्द्रिके हंमः क्लीं स्वाहाः આ ચાન્દ્રિકા યક્ષિણીનો મંત્ર છે. શુક્લ પક્ષના પડવાથી જપનો આરંભ કરવો, જ્યાં સુધી ચંદ્ર જણાય ત્યાં સુધી મંત્ર જપી પુનમ સુધીમં તો નવ લાખ મંત્ર જપવા તો ચન્દ્રિકા યક્ષિણી પ્રસન્ન થઇ સાધકને અમૃત આપે છે. એ અમૃતને પીવાથી સાધક અમર થાય છે.

**લક્ષ્મી દેવીની સિદ્ધિનો મંત્ર**–ૐ ऐं लक्ष्मीं श्री कमल धारिणीं कल हंमि स्वाहा ।"

એ લક્ષ્મી યક્ષિણીનો મંત્ર છે. પોતાના ઘરમાં બેસી લાલ કરેણનાં ફુલોથી લક્ષ્મીદેવીનું પુજન કરી એક લાખ મંત્ર જપવા અને દશાંશ હોમ કરવો. એમ કરવાથી લક્ષ્મી સિદ્ધ થઇ સાધકને દિવ્ય રસાયન આપે છે.

**શોભના સિદ્ધિ**–ૐ अशोक पल्लवाकार करतले शोभनीं श्रीं क्षः स्वाहाः ।

એ મત્ર લાલ રંગનાં વસ્ત્રો ધારણ કરી લાલ વર્ણની માળાથી ચૌદશને દિવસે મત્ર જપવાથી શોભના દેવી પ્રસન્ન થાય છે અને સાધકને ભોગ આપે છે,

**મદનાની સિદ્ધિ**–ૐ ऐं मदने मदन विद्रावणे अनंग संगमं देहि देहि क्रीं क्रीं स्वाहाः

એ મંત્રને પવિત્ર તથા સ્થિર ચિત્ત થઇ રાજદ્વારમાં એક લાખ મંત્ર જપવા અને ચમેલીનું ફુલ દુધ અને ઘીથી દશાંશ હવન કરવા. તો મદના યક્ષિણી સિદ્ધ થઇ ગુટિકા દે છે. તેને મોંમાં રાખવાથી મનુષ્ય અદશ્ય અને ચિરસ્થાયી થઇ શકે છે.

**નૃસિંહ મંત્ર—ॐ नमो नृसिंहाय हिरण्यकशिपु वक्ष स्थल विदारणाय त्रिभुवन व्यापकाय भूत प्रेत पिशाच डाकिनी कूलोन्मूलनाय स्तम्भो द्भवाय समस्त दोषान् हर हर विसर विसर पच पच हन हन कम्पय कम्पय मथ मथ ह्रीं ह्रीं ह्रीं फट फट ठः ठः एह्येहि रुद्र आज्ञा पयति स्वाहा ।**

ઉપરના નૃસિંહ ભગવાનના મંત્રને એકવાર જપવાથી ડાકિની ભૂત પ્રેત જનિત પીડા દૂર થાય છે જેમ સુર્યોદયથી અંધકાર દૂર થઇ જાય તેમ.

કાર્ય સિદ્ધિનો સર્વોપરિ દત્તાત્રેય **મંત્ર—ॐ परब्रह्म परमात्मने नमः उत्पत्ति स्थिति प्रलय कराय ब्रह्म हरि हराय त्रिगुणात्मने सर्व कौतुकानि दर्शय दर्शय दत्तात्रयाय नमः तन्त्रसिद्धि कुरु कुरु स्वाहा "**

આ મંત્ર દસ હજાર વાર જપ કરી પ્રથમ સિદ્ધ કરી લેવો પછી કોઇ પણ કાર્ય સિદ્ધ કરવા માટે ૧૦૮ વાર જપવો તેથી કાર્ય સિદ્ધ થાય છે.

**દૈવિ વિદ્યાનો લાભ થવાનો મંત્ર—ॐ क्रीं क्रीं क्रूं क्रूं क्लीं सः हम रव. फंद ठः ठः स्वाहा ।**

**प्रत्यहमयुत्तं जपेत् । त्रिवर्षेण सिद्धि.**

આ મંત્રના રોજ દસ હજાર જપ કરવા. ત્રણ વર્ષ જપ કરવાથી મંત્રની સિદ્ધિ થાય છે. આ મંત્ર સિદ્ધ થતાં અત્યંત દુર્બુદ્ધિ પુરૂષ પણ સુબુદ્ધિનો લાભ પામે છે. અતિ કઠીણ વાતો સહજમાં સમજી શકે છે.

**વશીકરણ—ॐ चामुंडे जय जय स्तंभय मोहय मोहय सर्वमां त्वं दद दद स्वाहा '**

આ મંત્ર ૧૧ વાર જપી ફુલ મંત્રી તે ફુલ તે જેને આપે તે તેને વશીભૂત થઇ જાય છે.

**નારી સૌભાગ્ય પ્રાપ્તિ મંત્ર-ॐ ह्रीं कपालिनि कुल कुन्डलिनि मे सिद्धि देहि भाग्यं देहि देहि स्वाहा.**

વદ ચૌદશથી આગલા મહિનાની વદ ચૌદશ સુધી ઉપરનો મંત્ર રોજ એક હજાર વાર જપવો. જેથી સ્ત્રીના દેહમાં આધિ વ્યાધિ

આક્રમણ કરી શકતાં નથી. અને વિશેષે કરી તે પતિ, પુત્રવતી અને ચિર સૌભાગ્યવતી થાય છે.

**ગુરુ દર્શન**—ૐ ह्रीँ हुं गुरो प्रसिद्ध ह्रौँ ॐ

મંગળવાર અને અમાવાસ્યાને રોજ રાત્રે એકલા સ્મશાનમાં જઈ ગુરુ ચરણ કમળનું ધ્યાન ધરી ઉપરનો મંત્ર દસ હજાર વાર જપવાથી ગુરુ ઘણા વખતથી લોકાન્તરિત થાય છતાં પણ જપના અંતે ધ્યાનયોગમાં આવી સાધકને દર્શન આપે છે.

**ત્રીકાળદર્શી થવાનો મંત્ર**—ॐ ह्रौं ह्रीँ ह्र नः

એ મંત્ર રાત્રે જ્યાં પાંચ વડની વચ્ચે બેસી ત્રણ પખવાડીયાં સુધી એકાગ્ર ચિત્તે જપ કરવો. જપ કરતાં કોઈ જુએ નહિં તેવી રીતે બેસે તો તે સિદ્ધ થાય છે. તેથી ભૂત. ભવિષ્ય, વર્તમાન ત્રણે કાળની વાત તે જાણી શકે છે.

**પશુઓના શબ્દનું જ્ઞાન થાય**—ॐ क्रां क्रां रूं झुं हुं:

પડવાથી અમાસ સુધી રોજ સ્મશાનમાં જઈ આ મંત્ર એક લાખ વાર જપવો એથી સાધક પક્ષી આદિ તિર્યક જીવોના શબ્દોની ભાષા સમજી શકે છે.

**અન્નપૂર્ણા દેવીનો મંત્ર**—ॐ ह्रीँ नमो भगवति माहेश्वरी अन्न पूर्णे स्वाहा.

આ મંત્ર રોજ જપવાથી અન્નપૂર્ણા દેવી પ્રસન્ન થાય છે.

**દુર્ગા દેવીનો મંત્ર**—ॐ ह्रीँ दुं दुर्गायैनमः

આ મંત્ર રોજ જપવાથી દુર્ગાદેવી પ્રસન્ન રહે છે.

**વાગેશ્વરી દેવીનો મંત્ર**—ॐ वद्वद् वाग्वादिनि स्वाहा

આ મંત્ર રોજ જપવાથી વાગેશ્વરી દેવી પ્રસન્ન થઈ વિદ્યા આપે છે.

**ભુવનેશ્વરી દેવીના મંત્રો** (૧) ॐ ह्रीँ (૨) ॐ ऍ ह्रीं. (૩) ॐ ऍ ह्री ऍ. એ ત્રણ પ્રકારના ભુવનેશ્વરી દેવીના મંત્રો છે. તેમાંથી કોઈપણ એકનો રોજ જપ કરવાથી ભુવનેશ્વરી દેવી પ્રસન્ન થાય છે.

**ભૈરવી મંત્રઃ** ॐ हसरैं हस कलरीं हसरौः (૨) ॐ हसै हस कर्गी हसौं. આ બે મંત્રો છે. કોઈપણ એક વિધિપૂર્વક જપ કરવાથી ભૈરવી દેવી પ્રસન્ન થાય છે અને વાકસિદ્ધિ પ્રાપ્ત થાય છે.

**બગલા મુખીનો મંત્રઃ** ॐ ह्रीं बगला मुखि सर्वे दुष्टानां वाचं मुखं स्तम्भजिहवां कीलय कीलय बुद्धिं नाशय ह्रीँ

સ્વાહા: આ ષટ્ત્રિંશદક્ષર મંત્રથી બગલામુખીની આરાધના કરી- પીળાં વસ્ત્ર પહેરી હળદરની ગાંઠની માળાથી રોજ એક લાખ મંત્ર જપવા. પીળાવર્ણનાં પુષ્પોથી દશાંશ હોમ કરવો.

ધ્યાન: અમૃત સાગરમાં મણિમય મંડપ છે, તેમાં રત્નની બનાવેલી વેદી ઉપર સિંહાસન છે, એ સિંહાસન પર બગલા મુખી દેવી વિરાજમાન છે. એ પીળાં વર્ણની અને પીળાં વસ્ત્ર પહેરી પીળા રંગનાં ઘરેણાં પહેરી, પીળા વર્ણની માળાથી વિભૂષિત છે. તેમના એક હાથમાં મુદગર અને બીજા હાથમાં વેરીની જીભ છે. ડાબા હાથમાં શત્રુની જીભનો અગ્રભાગ ધારણ કરી જમણા હાથે ગદા મારી શત્રુને પીડીત કરી રહ્યાં છે. બગલામુખી દેવી પીળાં વસ્ત્રથી આવૃત્ત અને બે ભુજાવાળી છે.

**કમળા મંત્ર:** શ્રીં એ એકાક્ષરી મંત્રના ૧૨ લાખ જપ કરવાથી તેનું પુરશ્ચરણ થાય છે. પછી ઘી, મધ, સાકર સાથે બાર હજાર કમળ વ.તલદ્વારા હોમ કરવાથી કમળા દેવી પ્રસન્ન થાય છે. અને ધન, પુત્ર સર્વ મળે છે.

**વિજયા દેવીનો મંત્ર** - ॐ ह्रीं ह्रीं **नमो नम: जया हुं फट्** " એક અમાસથી બીજી અમાસ સુધી રોજ આ મંત્રના પાચ હજાર જપ કરવા. પાસેના એકાંતમા મહાદેવના મંદિરમાં બેસી જપ કરવા આ પ્રકારે જપ કરતાં થોડા જપ બાકી રહે તો અર્દ્ધ રાત્રિએ જયા નામની દેવી આવી સાધકને ઇચ્છાનુસાર વરદાન આપે છે.

**વિજયા દેવીનો મંત્ર-हिलिहिलि कुटी कटी तुह तुह मे वशमानय विजये अ: अ: स्वाहा ।**

નદી તીરે સ્મશાનમાં કોઇ વૃક્ષ હોય તેના ઉપર ચઢી રાત્રે આ મત્ર જપવો. ત્રણ લાખ જપ પુરા થતાં સિદ્ધિ મળે છે. રોજ જપ કરતાં જે દિવસે જપ પુર્ણ થવાના હોય તે દિવસે વિજયા નામની નાયિકા સંતુષ્ટ થઇ સાધકને વશીભૂત થાય છે.

**ભૂત પ્રેત સિદ્ધિ:-ॐ हौं क्रौं क्रां क्रुं फटफट त्रुट त्रुट हीं ह्रीं भूत प्रेत भूतिनि प्रतिनि आगच्छ आगच्छ ह्रौं ह्रौं ट: ट:** ॥ રાત્રે નિર્જન સ્થાને જઇ વડના ઝાડના મુળમાં બેસી ઉપરનો મંત્ર ૮ હજારવાર જપવો. અને બીજે દિવસે ધુપ ગુગળનો દઇ પૂજા કરી ફરી રાત્રે જપ કરવા. અર્ધી રાત્રે ભુત, પ્રેત સાધક પાસે હા-

જર થશે. તેની ધુપ, ચંદનથી પુજા કરી અર્ધ્યથી પુજા કરતાં ભુત પ્રસન્ન થઇ સાધકને વરદાન આપે છે અને ચિરકાલ સુધી સાધકને વશ થઇ રહે છે.

**ભુત જાય**–ॐ नमः श्मशान वासिने भूतादि पलायनं कुरु कुरु स्वाहाः આ મંત્ર પહેલાં એક લાખવાર જપી સિદ્ધ કરી રાખવો. રવિવારે કાળીયા સરસના પાન અને ફુલલાવી તેમાં ઉલ્લુ ( હોલા ) ની વિષ્ટા, ઉંટના વાળ, કુતરાની વિષ્ટા, બીલાડીની વિષ્ટા, ગાયનું છાણ, ગંધક અને ધોળી ચણોખડીનું ચુર્ણ એકત્ર મેળવો તેમાં તેલ નાંખી તે પકવવું. તેલ પકાવતી વખતે ઉપરનો મંત્ર બોલવો. પછી એ તેલનો જેને ભુત વળગ્યું હોય તેને ધુપ દેવો. ને વખતે ધુપ ઉપરના મંત્ર ૧૦૮ વાર જપી અભિમંત્રિત કરી લેવો. ધુપ કર્યા પછી ઉપરનો મંત્ર ફરી ૧૦૮ વાર જપવો. એથી જેને ભુત વળગ્યું હશે તે જતું રહેશે, બાળકને કાંઇ નડનર હશે તો રાક્ષસ, ભુત,ડાકણ,પ્રેત વૈતાળ,યોગિની જે વળગ્યું હશે તે ચાલ્યું જશે. બાળકને હવા લાગવાથી માંદુ પડ્યું હશે તો તે સર્વ વિઘ્ન દૂર થશે.

**સુખ પ્રસવ** મંત્રઃ ॐ मन्मथ मन्मथ वाहि वाहि लम्बोदर मुञ्च मुञ्च स्वाहा ॥ ॐ मुक्ता पाशा विपाशाश्च मुक्ताः सूर्येण नर रश्मययः । मुक्तः सर्वभयाद् गर्भ एह्येहि माचिर माचिर स्वाहा ॥ એ બે મંત્રમાંથી કોઇ પણ એક મંત્રથી જળને અભિમંત્રિત કરી પાવાથી ગર્ભવતી સ્ત્રી તત્કાલ સુખથી પ્રસવ કરી શકે છે.

**હિંસક** પશુનું સ્તમ્ભનનો મંત્રઃ ॐ हुं जं ग्लौं हरिद्रा गणपतये वर वरद, सर्वजन्तु हृदय स्तंभनं कुरु कुरु स्वाहा । પહેલાં સ્મશાનમાં બેસી કોઇ જુએ નહિં તેવી રીતે રાત્રે આ મંત્ર જપવો. દસ લાખ મંત્ર જપવાથી મંત્રની સિદ્ધિ થાય છે. પછી જો સિંહ, વાઘ, રીંછ, કુતરૂ, સાપ કે કોઇ હીંસક જંતુ તમારા ઉપર આક્રમણ કરવા તૈયાર થાય તો આ મંત્ર ૧૦૮ વાર જપતાં તે જંતું પાછું હઠી નાસી જશે. તમારા ઉપર હુમલો નહિં કરે.

**અગ્નિ સ્તંભન મંત્રઃ** ॐ नमो अग्नि रुपाय मम शरीर स्तम्भनं कुरु कुरु स्वाहा । આ મંત્ર દસ હજાર વાર જપવાથી સિદ્ધ થાય છે તે અગ્નિ સ્તંભનનો મંત્ર છે.

**સ્તંભન મંત્રઃ ॐ नमो भगवते महाबल पराक्रमाय शत्रूणां शस्त्र स्तम्भन कुरु कुरु स्वाहा ।** આ મંત્ર એક લાખવાર જપવાથી સિદ્ધ થાય છે. તે પછી આ મંત્ર જપવાથી શત્રુના શસ્ત્રનું સ્તંભન થાય છે.

આકર્ષણ મંત્રઃ **ॐ नमो आदित्य रुपाय अमुकस्याकर्षणं कुरु कुरु स्वाहा ।** આ મંત્ર દસ હજાર વાર જપીને સિદ્ધ કરી લેવો. પછી અનામિકા આંગળીના રક્તથી ભોજપત્ર પર મંત્ર લખી વચમાં જેનું આકર્ષણ કરવાનું હોય તેનું નામ લખી તે પત્ર મદમાં નાંખવાથી તેનું આકર્ષણ થાય છે. આ સિદ્ધ યોગ છે.

ત્ર્યંબક મૃત્યુંજય મંત્ર-મંત્ર **ॐ त्र्यंबकं यजामहे सुगंधि पुष्टि वर्द्धनं ऊर्वारुक मित्र बन्धनाऽमृत्योर्मुक्षी यमामृतात.** મહાદેવજીનું નામ ત્રંબક છે. શનિવાર કે મંગળવારે પીપળાના ઝાડનો સ્પર્શ કરી એક હજારવાર ઉપરના મંત્રનો જપ કરવાથી સાક્ષાત મૃત્યુથી મુકિત પ્રાપ્ત થાય છે. આ મંત્રના જાપથી સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ મંત્રના જપથી જલ્દી વ્યાધિ શમી જાય છે.

રોગ માટે—રોગની શાંતિ માટે શિવલિંગનું પૂજન કરે તો રોગી રોગથી મટે, કેદી કેદમાંથી છુટે જે શિવલિંગનું પુજન કરે છે. તેની આગળ યમરાજ આવી ભક્તિપૂર્વક પ્રણામ કરે છે તો અન્ય પામર મનુષ્યોની શી વાત.

ગાયત્રી મંત્ર—મહાત્મ્યઃ ગાયત્રી મંત્રના જપથી બ્રાહ્મણ કૃત કૃત્ય થાય છે ત્રણે સંધ્યા કરી સૂર્યને ગાયત્રી મંત્રથી અર્ધ્ય આપે, દરેક સંધ્યા વખતે હજાર હજાર ગાયત્રી મંત્રના જપ કરે તો તે દેવને પણ પુજવા યોગ્ય થાય છે. ગાયત્રીના ૨૪ અક્ષરો છે. એકજ અક્ષરની સિદ્ધ કરવાની દેવો તેની સ્પર્દ્ધા કરે છે. ગાયત્રી મંત્રનો બ્રાહ્મણને ઉપદેશ યજ્ઞોપવિત વખતે અપાય છે. ગાયત્રી મંત્ર જપવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. બપોરના સમયે થોડું ફળાહાર કરી પછી જળમાં ઉભા રહી જે ત્રણ લાખ ગાયત્રી મંત્ર જપે તે સિદ્ધ થાય છે. રોજ પ્રાતઃકાલે સ્નાન કરી ૧ હજાર ગાયત્રી મંત્ર જપવાથી. સામાન્ય કામ્ય કર્મ સિદ્ધ થાય. આયુષ્ય, આરોગ્ય ને ધન ઐશ્વર્ય મળે છે. ગાયત્રીનું પુરુશ્ચરણ કરવાથી દરિદ્ર નાશ પામે છે. શનીવારે પીપળાના ઝાડ નીચે બેસી જે દ્વિજ

૧૦૦ ગાયત્રી મંત્ર જપે તે ભૂત રોગ અને અભિચારથી છુટી જાય છે. જળમાં ન્હાતી વખતે મંત્ર જપી રોજ અંજળીયોથી પોતાપર જળ છાંટવાથી મતિ, આરોગ્ય. આયુષ્ય, ઉગ્રના સ્વસ્થતા પ્રાપ્ત થાય છે. એક માસ વિધિપૂર્વક રોજ ૧ હજાર ગાયત્રી મંત્ર જપે તો આયુષ વધે, આરોગ્ય પ્રાપ્ત થાય, બે મહીના જપે તો લક્ષ્મી મળે. ત્રણ માસ જપે તો આયુષ્ય, લક્ષ્મી, પુત્ર, સ્ત્રી. યશ એ મળે ૪ માસ જપવાથી પુત્ર, સ્ત્રી, આરોગ્ય, આયુષ્ય લક્ષ્મિ અને વિદ્યા મળે. જે એક પગે ઉભા રહી. હાથ ઉંચા રાખી જે એક મહિનો રોજ ૩૦૦ મંત્ર જપે તેનાં સર્વ કામ સિદ્ધ થાય. એવી રીતે ૧૧૦૦ મંત્ર જપવાથી સર્વ કામ સિદ્ધ થાય. હજાર મંત્ર રોજ જપવાથી અભિષ્ટની પ્રાપ્તિ થાય છે, વિશ્વામિત્રજીનો મત છે કે ઉપર હાથ ઉંચા કરી એક પગે ઉભા રહી એક માસ સુધી જે રોજ ૧૦૦ મંત્ર જપે તે જે ઇચ્છે તે તેને મળે છે એવી રીતે ૧૩૦૦ મંત્ર જપવાથી સર્વ મળેછે. એ પ્રકારે એકપગે ઉભા રહી હાથ ઉંચા કરી હવિષ્યાન્ન દૂધ ભાત ભક્ષણ કરી ૭ દિવસ સુધી જે મંત્ર જપે તે ઋષિ થાય, ૨ વર્ષ સુધી જપ કરવાથી અમોધ વાણી થાય, ૩ વર્ષ જપવાથી જ્યાં ચાહ્ય ત્યાં જઇ શકાય, ૭ વર્ષ જપવાથી અમરપદ પ્રાપ્ત થાય ૯ વર્ષ જપવાથી મહત્વ અને ૧૦ વર્ષ જપવાથી ઇન્દ્રત્વ મળે છે. ૧૧ા વર્ષ જપવાથી પ્રજાપત્ય અને ૧૨ વર્ષ જપવાથી બ્રહ્માનું પદ મળે છે. એના જપ કરવાથી નારદાદિએ સર્વ લોક જીત્યા છે. ગાયત્રી મંત્રના જપ કરવાથી દુર્ગાદેવી પ્રસન્ન થાય છે. અને નિત્ય નૈમિત્તિક કાર્ય કરે છે તેને ભુક્તિને મુક્તિ બંન્ને મેળવે છે.

---



# श्रीचमत्कृति ज्ञानदर्शक विद्या

## ભાગ ૧૫ મો.

### તંત્ર વિદ્યા

### પ્રકરણ ૯૬ મું.

#### તન્ત્ર

**વીંછી જાય**—શુભ નક્ષત્રમાં અંઘેડાનું મૂળ લાવી જમણા કાનમાં ધારણ કરવાથી વીંછીનો ભય દૂર થાય છે.

સાપનો **ભય જાય**-રવીવારે પુષ્ય નક્ષત્રમાં ગળોનું મૂળ લાવી એની માળા કરી ગળામાં ધારણ કરવાથી સાપનો ભય દૂર થાય છે. એના ઘરમાં કે એની પાસે સર્પ આવતો નથી.

**મચ્છર જાય**—ગોળ, અરડુસી, ભીલામું, વાવડીંગ, ત્રિફળા, રાખ, આકડાનાં પાન એ એકત્ર વાટી ઘરમાં ધુપ કરવાથી મચ્છરો, સાપ, ઉંદર, વિંછી. આ સર્વ જંતુઓ જતાં રહે છે.

**સાપ ઉતરે**—ધોળી અપરાજીતા (ધોળી ગરણી) અને કડવાં કાકરવેલાં (કુકુડવેલાં) નાં મૂળ ઘસી સુંઘાડવાથી જેને સાપ કરડ્યો હોય તે રોગી સાજો થાય છે. આ દવા પાવી પણ ખરી. (૨) દહીં, મધ, માખણ, પીપળ, સુંઠ, મરી, ઉપલેટ અને સીંધાલુણ એ આઠે વસ્તુ એકત્ર ઘુંટી પીવાથી ગમે તો ક્રોધ કરી તક્ષક કે વાસુકી નાગ કરડ્યો હોય તો તે ઝેર પણ ઉતરે છે, અને જેને કરડ્યો હોય તે યમાલયમાંથી પાછો આવે છે (૩) પાણી સાથે કડુ, મૂશળીનું મૂળ વાટી પાવાથી સાપનું વિષ નષ્ટ થાય છે. વિંછીના ઝેરમાં વીરણના વાળાનું મૂળ ઘુંટી લેપ કરવાથી નષ્ટ થાય છે.

**વંધ્યાને પુત્ર થાય**--પુષ્ય નક્ષત્રને રવીવારને રોજ સહદેવી સેંદરડી મૂળ સાથે લાવી છાયામાં સુકવી ચુર્ણ કરવું એ ચુર્ણ એક-વર્ણી ગાયના દૂધ સાથે બે તોલા પીવું. ઋતુ વખતે એક અઠવાડીયા સુધી આ ઔષધ સેવન કરી ભય શોકાદિનો ત્યાગ કરવાથી વંધ્યા સ્ત્રીને પુત્ર થાય છે.

**મૃતવત્સા**—જેને બાળક જન્મે પણ મરી જતાં હોય તેને શુભ નક્ષત્રમાં અંધેડાનું મૂળ અને ધોળા ફુલની ભોંયરીગણી કે હનુ-માનવેલાનું મૂળ લાવી તેનું ચુર્ણ એક રંગની ગાયના દૂધમાં વાટી પાવાથી દીર્ઘાજીવી પુત્ર થાય છે. અને મૃતવત્સા દોષની શાંતિ થાય છે.

**કાકવન્ધ્યા**--પુષ્ય નક્ષત્રને રવીવારને રોજ આસનનું મૂળ લાવી ભેંસના દૂધમાં ઘુંટી બે રૂપીયા ભાર રોજ સેવન કરવું જેથી કાક-વંધ્યા સ્ત્રી કે જેને એકાદવાર પ્રજા થઇ ફરી પ્રજા થતી નથી તેને પ્રજા થાય છે. અને દીર્ઘજીવો પુત્ર પ્રાપ્ત થાય છે.

કાકવન્ધ્યા સ્ત્રીના દોષની શાંતિ માટે--ॐ **ब्रम शक्ति रुपाय अस्या गृहे पुत्रं कुरु कुरु स्वाहा ॥** એ મંત્ર ૧૦૮ વાર જ-પવાથી સિદ્ધ થાય છે.

**આપત્તિનું નિવારણ થાય**--માર્ગશિર માસની પુનમના રોજ અંધેડાનું મુળ ઉખાડી લાવી બાહુમાં અને મસ્તકમાં ધારણ કરે એથી મુકદ્દમામાં, વિવાદમા જય થાય, આપત્તિનું નિવારણ થાય.

**રાજા થાય**--આસુરી (રાતી રાઇ) ને ઘુંટી ઘી સાથે હવન કરવાથી રાજા તે જાતે થાય, રાજા વશ થાય. રાઇને ઘીમાં મેળવી હવન કરે તો સાત દિવસમાં સ્ત્રી વશ થાય, રાઇ મીઠા સાથે મેળવી જેનું નામ દઇ ૧૦૮ વાર સાત દિવસ સુધી હવન કરે તે સાત દિ-વસમાં વશ થાય.

રાઇના પંચાંગથી શરીરને ધુપ દેવો પછી જેને સુંઘે તે વશ થાય. રાઇનાં લાકડાં ઘીમાં મેળવી હોમ કરે તો સાત દિવસમાં ખ-જાનો વધે, પુત્રની ઇચ્છાવાળાને પુત્ર મળે દહીં સાથે ઘીમાં રાતી રાઇ મેળવી દસ હજાર મંત્ર જપી હોમ કરે તો સો વર્ષનું આયુષ્ય થાય, રાઇનાં પાંદડાં ૧૦૮ વાર મંત્રી કળશના પાણીથી સ્નાન કરી શરીરને ધૂપ દે તો લક્ષ્મી તેનો ત્યાગ કરે નહિં.

**મોહન વિદ્યા**--સિન્દુર, કેસર, ગોરોચનને આમળાના રસમાં ઘુંટી તિલક કરવાથી સર્વ મોહ પામે છે (૨) ધોળી ધરોને હરતાળ

સાથે ઘુંટી તિલક કરવાથી ત્રિલોક મોહ પામે છે. (૩) બુધ્ધિમાન મનુષ્યે ઉમરડાના ફુલની બત્તી બનાવી માખણમાં બોળી દીવો રાત્રે કરી તેની મેશ પાડી તે મેશ આંખમાં લગાવવાથી મનુષ્ય સર્વ જગતને મોહિત કરે છે. (૪) બીલીનાં પાન છાયામાં સુકવી, પછી કપીલા (કાળી) ગાયના દુધમાં ઘુંટી ગોળી વાળી બનાવીએ ગોળીનું તિલક કરવાથી સર્વ જગત પ્રાણુ અને ધનથી મોહિત થાય છે. (૧) તુળસીનાં પાન છાયામાં સુકવી, આસંન અા સુદ્ર ભાંગ મેળવી કપિલા ગાયના દુધમાં વાટી ચાર માસાની ગોળીયો વાળવી તે ગોળી રોજ સવારે ખાય તો સર્વ જગતને જોઇ મોહ પામે.

**સ્તંભન વિદ્યા**—કેળના રસમાં કુંવારપાઠાનો રસ અને આકડાનું દુધ મેળવી લેપ કરવાથી શરીર અગ્નિથી દાઝે નહિં. (૨) પીંપર, મરી, ગોળ અને સુંઠને એકત્ર ઘુંટી તે મોંમાં પહેલાં ચાવવું. પછી બળતો અંગારો મોંમાં રાખે તો દઝાય નહિં. (૩)

**શાસ્ત્ર સ્તંભન**—રવીવારે પુષ્ય નક્ષત્ર હોય તે દિવસે અંઘેડાનું મૂળ લાવી ઘસી પોતાના શરીરે ચોપડવાથી શસ્ત્રની અસર શરીર પર થતી નથી, શસ્ત્રનું સ્તંભન થાય છે. (૨) રવિવારે પુષ્ય નક્ષત્ર હોય તે દિવસે ધોળી ચણોખડીનું મૂળ ઉખાડી લાવી તેને હાથે બાંધવાથી સંગ્રામમાં શસ્ત્રનો ભય રહેતો નથી.

**ગર્ભ સ્તંભન**—તાંદળજાનું મૂળ ચોખાના ધોવરામણ સાથે પીવાથી તથા ધંતુરાના મૂળનું ચુર્ણ પોટલીમાં બાંધી યોનિમાં ધારવાથી ગર્ભ પડતો નથી. કસુવાવડ થતી નથી (૨) કુંભાર વાસણ ઘડતો હોય ત્યારે તેના હાથે ચોટેલી માટી લાવી મધ મેળવી બકરીના દુધ સાથે પીવાથી ગર્ભનું સ્તંભન થાય છે.

**ઉચ્ચાટન વિદ્યા**—સરસવ, શિવ નિર્માલ્ય લઇ મનુષ્યને ઘરમાં દાટી આવે તેનું ઉચ્ચાટન થાય, જ્યારે તે કાઢી લે ત્યારે તે મનુષ્ય સુખી થાય.

**વશીકરણ**—વડના મૂળને પાણીમાં ઘસી વિભૂતિ લગાવી માથે ચંદન કરવાથી સર્વ મનુષ્યો વશીભૂત થાય છે. (૨) પુષ્ય નક્ષત્ર અને રવીવારે ધોળી સાટોડીના મૂળને લાવી હાથે બાંધવાથી તે મનુષ્ય સર્વત્ર પુજનીય થઇ સર્વને વશીભૂત કરે છે. (૩) ઉમરડાના મૂળનું તિલક કરવાથી મનુષ્ય સર્વને પ્રિય થઇ શકે છે. ઉમરડાનું

મુળ પાનમાં મૂકી જેને ખાવા આપ્યું હોય તે વશ થાય છે. ધોળી ચણોખડીને છાયામાં સુકવી કપીલા ગાયના દુધમાં ઘસી કપાળે તિલક કરવાથી તે મનુષ્ય સર્વને વશીભૂત કરે છે.

**સ્ત્રી વશીકરણ**-રવીવારે કાળા ધંતુરાનાં ફુલ, શાખા, પાંદડાં, લતા અને મૂળ ઉખાડી લાવી તેમાં કપુર, કેસર અને ગોરો ચંદન મેળવી તેનું કપાળે તિલક કરવાથી સ્ત્રી વશીભૂત થાય (૨) ચિતાની રાખોડી, વજ, ઉપલેટ, ગોરોચન અને કેસર સમાન ભાગે લઇ ચુર્ણ બનાવી જે સ્ત્રીના માથાપર નાંખે તેનું અદ્દભુત વશીકરણ થાય છે.

પુરુષ **વશીકરણ**: પુષ્ય નક્ષત્ર અને રવીવારના રોજ અંઘેડાનાં બી લાવી તેનું ચુર્ણ કરી ખાનપાનમાં આપવાથી રાજા પણ વશ થાય. (૨) કાકડાશીંગનું મૂળ પુષ્ય નક્ષત્રમાં લાવી કાઢીને બાંધે તો રાજા તેના ઉપર પ્રીતિ રાખે (૩) હરતાલ, આસન, કપુર અને મનશિલને બકરીના દૂધમાં મેળવી તિલક કરવાથી રાજાનો પ્રીતપાત્ર થાય.

આકર્ષણ મંત્ર--રવિવારે પુષ્ય નક્ષત્ર હોય તે દિવસે બહેડી ખાખરાની શાખા લાવી ચુર્ણ કરી કામ પીડીત કામિનીના માથા પર તે ચુર્ણ નાંખવાથી કામિની પાછળ પાછળ ચાલી આવે છે.

**વીંછી બતાવવાનું** કૌતુકઃ—વીંછીના મોંમાં કપાસનાં બીજ ભરી તેને વાવવાથી કપાસ ઉત્પન્ન થાય ત્યારે તેની રૂની બત્તી બનાવી રાત્રે દીવો કરવાથી વીંછીને વીંછીજ બધે જણાય.

**અગ્નિ સમાન લુગડું**—સિન્દુર, ગંધક. હરતાલ અને મનસિલને સમાન ભાગે લઇ વસ્ત્ર પર લેપ કરે તો તે વસ્ત્ર અગ્નિ સમાન જણાય.

**ભૂખ તરસ ન લાગે**—એખરાનાં બી, પાનની જડ, અને બી મેળવી બકરીના દૂધમાં ઘુંટી ગોળીઓ બનાવી જે મનુષ્ય સવારે ભક્ષણ કરે તેને ભૂખ, તરસ સતાવતી નથી (૨) આંબળાં, અંઘેડાનાં બી, કમળકાકડી અને તુળસીનાં પાન મેળવી ઘુંટી ગોળી બનાવી તે ગોળી સવારે ખાઇ ઉપર ગાયનું દુધ પીવાથી ભૂખ તરસ લાગતી નથી આ અનાહાર પ્રયોગ સત્ય છે.

**વધુ જમાય**—ૐ નમ સર્વ ભૂતાધિ પતયે હું ફટ સ્વાહા। એ મંત્રથી અભિમંત્રિત કરી બીલામાનાં પાન શનીવારે સંધ્યાકાળે નોતરી આવી રવીવારે સવારે તોડી લાવે તે જમણા હાથે બાંધવાથી વધુ ભોજન કરાય.

**નિતી દર્શન:**—કાળીયા સરસનાં પંચાંગ લઇ, તેલમાં ઉકાળવું પછી તેમાં ધંતુરાનાં બી અને વછનાગ મેળવી, પછી તેમાં કરેણના પંચાંગમાં ધોળી ચણોખડી, ઘુવડની હગાર, ગંધક અને મનસિલ મેળવી તૈયાર કરવું તે પછી ૐ **नमो विघ्ने विनाशाय निधि दर्शन कुरु कुरु स्वाहा** ' એ મંત્રથી મંત્રી જ્યાં દ્રવ્ય દાટેલું હોય ત્યાં જઇ તેનો ધુપ કરવો, જેથી ત્યાં રહેતા સાપ, ભૂત, રાક્ષસ, દેવ, વેતાલ, દાનવ, પન્નગ આદિ જે દ્રવ્યનું રક્ષણ કરી માણસને લેવા દેતા નથી તે ત્યાંથી નાસી જાય છે, એટલે મનુષ્ય તે સ્થળેથી દ્રવ્ય લઈ શકે છે.

**જય થાય**- માગશરની પુનમે ચિત્રકમૂળ ઉખાડી લાવી હાથે કે માથે ધારણ કરે તો વિવાદમાં કેસમાં જીત થાય.

(૨) પુષ્ય નક્ષત્રમાં ધોળી ચણોખડીને મૂળ સાથે ઉખાડી લાવે તેને જમણા હાથે ધારણ કરે તો સંગ્રામમાં જય મળે.

ધતુરો, કરેણ અને અંધેડાનું મૂળ હરતાલ સાથે બકરીના દુધ સાથે ઘુંટી કપાળે તિલક કરી તેજ દરબારમાં, વિવાદમાં, લડાઇમાં, જ્યાં જાય ત્યાં તેને જરૂર જય મળે છે.

**બળવાન થવાય**- કુંવારપાઠાના મૂળને ગાયના દુધ સાથે પીવાથી મનુષ્ય બળવાન થાય છે. તેની ધાતુ પુષ્ટ થાય છે. ( ૨ ) પીળાનાં ફળને છાયામાં સુકવી પછી ચુર્ણ કરી દૂધ સાથે પીવાથી પુરૂષ જરૂર કામદેવ સમાન બળવાન થાય છે. (૩) રવીવારે ગળોનું મૂળ લાવી તેને છાયામાં સુકવી પછી ચુર્ણ કરી સાકર સાથે ખાઇ ઉપર ગાયનું દૂધ પીવાથી મનુષ્યને પુષ્ટિ થાય છે. આ પ્રયોગની યત્નથી રક્ષા કરવી.

**ધાતુ સ્તંભન:**—કમરકાકડીને મદ સાથે ઘુંટી નાભિ પર લેપ કરવાથી જ્યાં સુધી એ લેપ નાભિપર રહેશે ત્યાં સુધી પુરૂષની ધાતુનું સ્તંભન થશે. (૨) તુળસીનાં બી પાનમા મૂકી ખાવાથી સાત ઘડી સુધી ધાતુ સ્તંભન થાય છે, ( ૩ ) પુષ્ય નક્ષત્રમાં ઇન્દ્રવરણાનું મૂળ લાવી ખાંડી, તેમાં સુંઠ, મરી, પીંપરનું ચુર્ણ મેળવી ગાયના દુધમાં ઘુંટી ગોળી બનાવવી પછી તેને છાયામાં સુકવવી. આ ગોળી મોંમાં રાખવાથી ધાતુ સ્તંભન થાય છે. (૪) રાતા અંધેડાનું મૂળ સોમવારે નોતરી આવી મંગળવારે મૂળ ઉખાડી લાવી કમરે બાંધે તો ધાતુ સ્તંભન થાય.

**ભૂત જાય**–બીલીમૂળ, દેવદાર, બાવળની છાલ, ધઉંલા એનો સરખે વજને લઇ વાટી તેનો ધૂપ કરવાથી, ભૂત પીડા, ગ્રહ પીડા, રાક્ષસ, પ્રેતપીડા, જ્વરપીડા, એકાંતરીયો તાવ તેજ વખતે દૂર થાયછે.

**ડાકણનો ભય જાય**–પુષ્ય નક્ષત્રને રવીવારે ધોળી ચણોઠીનાં મૂળ ઉખાડી લાવી બાળકના ગળામાં બાંધવાથી ડાકણનો ભય દૂર થાય છે.

**અગ્નિનો ભય જાય**—રવિવારે ધોળી કરેણનું મૂળ લાવી જમણા હાથે ધારણ કરવાથી અગ્નિનો ભય દૂર થાય છે. અને **ॐ नमो रुपाय ह्रीँ नमः** એ મંત્ર ભણી સાત અંજલી જળ અગ્નિમા છાંટવાથી અગ્નિ શાંત થાય છે.

**ચોરનો ભય જાય**–સુદમાં પુષ્ય નક્ષત્ર હોય તે દિવસે ચણોઠીનું મૂળ ઉખાડી લાવી પોતાને માથે પાઘડીમાં ઘાલવું તેમ પથારીમાં રાખવાથી ચોરનો ભય રહેતો નથી.

**મૃત સંજીવની વીદ્યા**– મંત્ર **ॐ अघोरेभ्योऽथ घोरेभ्यो घोर घोर तरेभ्यः रुद्रभ्यो, रूद्र रुपेभ्यो नमस्तेस्तु रुद्ररूपेभ्यः ॥**

આ મંત્ર એક લાખ વાર જપવાથી સિદ્ધ થાય છે. મંગળવારે સંધ્યાકાળે સ્મશાનમાં ગુપ્ત રીતે જપ કરવા.

અંકોલ વૃક્ષની નીચે શિવલિંગ સ્થાપન કરી એ લિંગ પાસે એક નવો ઘડો સ્થાપન કરી આ અઘોર મંત્રથી તેની પૂજા કરવી પછી પેલા ઝાડ પર ફૂલ અને ફળ ઉત્પન્ન થાય ત્યાં સુધી પુજન કરી ફળ પાકયા પછી તે ફળ લેવાં, પછી પેલા ઘડાને પુષ્પ અક્ષત અર્ઘ્ય ઇત્યાદિથી પુજા કરવી. પછી પેલાં ફળનાં બીજોને કાઢી એક પહોળા મોંના વાસણમાં રાખવાં એમાં થોડું ટંકણનું ચુર્ણ નાંખી તે વાસણનું મોં કાળી માટીથી બધ કરી તડકામાં સુકવી પછી તે વાસણ નીચે એક તાંબાનું પાત્ર રાખી તેને એક ખાડામાં મૂકી ઘડો તે ઉપર ઉંધો રાખી ઉપર અગ્નિ સળગાવવો. ધુપેલ કાઢીએ છીએ તેમ તેથી અંકોલના બીમાંથી તેલ નીચેના વાસણમાં પડે તે લેવું. તે તેલ ૦॥ માસો, તલનું તેલ ૦॥ માસો એકત્ર કરી મુડદા ઉપર છાંટવાથી તે વ્યક્તિ જીવતો થાય છે. સર્પદંશથી ન બચતો માણસ બચે છે. અંકોલનું તેલ સર્પ જેને કરડયો હોય તેને બચાવે છે.



# શ્રી ચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૧૬ મો

### આયુષ્ય ને આરોગ્ય વધારવાના નિયમો, સો વર્ષ જીવવાના ઉપાયો

### પ્રકરણ ૯૭ મું

### શરીરનું આરોગ્ય

મનુષ્યે સર્વથી પહેલાં પોતાનું શરીર આરોગ્ય રહે તે માટે સાવધાનતા રાખવી. સંસારનાં સઘળાં સુખનો આધાર શરીરની આરોગ્યતા ઉપર છે. 'શરીરે સુખી તો સુખી સર્વ વાતે' એ કહેવત અનુસાર જો શરીર નીરોગી હશે તો તે ધર્મ કાર્ય કરી શકશે. અર્થ પ્રાપ્તિ કરી શકશે, સ્ત્રી આદિ વૈભવોને ભોગવી શકશે. અને પરમાર્થ પ્રાપ્તિ પણ થઇ શકશે. સર્વ સુખનો આધાર શરીર ઉપર છે. શરીર રોગી હશે અને લાખો રૂપિયાની મિલ્કત હશે; સ્ત્રી આદિ વૈભવો હશે પણ તેનો તે ઉપયોગ નહિં કરી શકે. પરમાર્થ પ્રાપ્તિ પણ શરીર સુદૃઢ હશે તોજ થઇ શકશે. માટે શરીર આરોગ્ય રહે તેવા નિયમોનું પાલન કરવું.

શરીર અને મન બંન્નેના આરોગ્ય ઉપર સર્વ સુખનો આધાર છે. આત્મા તો નિર્વિકાર છે. શરીર પંચભૂતનું ખોળીયું ગણાય છે. અગ્નિ, વાયુ, જળ, આકાશ, અને પૃથ્વી એ પંચભૂત ગણાય છે. બહાર જગતમાં જણાતા એ પંચભૂત તેજ આપણા શરીરમાં પણ છે. આત્મા મન, પંચ ભૌતિક શરીર અને ઇન્દ્રિયો એ ચૈતન્ય વાળા શરીરનાં કારણ છે. આત્મા તો નિત્ય છે. દ્રષ્ટા છે તે આપણી સર્વ ક્રિયાને જોનારો છે.

શરીરમાં વાત (વાયુ), પિત્ત (અગ્નિ), અને કફ (જલીયદ્રવ્ય) એ ત્રણ શારીરિક દોષ છે. તે વાત પિત્ત અને કફ બગડીને શરીરમાં રોગ ઉત્પન્ન કરે છે. અને રજોગુણ તેમ તમોગુણ એ માનસિક દોષો છે, તે બગડે છે ત્યારે મનના રોગો થાય છે. જો વાતપિત્તાદિ દોષ કોપ્યા હોય અને શરીર વ્યાધિગ્રસ્ત થાય તો ઔષધોથી શાંત થાય છે, અને રજો, તમોગુણના દૂષિત થવાથી માનસિક રોગો થાય તો તે જ્ઞાન, ધૈર્ય, વિજ્ઞાન, એકાગ્રતા વગેરેથી શાંત થાય છે.

સાધારણ રીતે રોગ થાયજ નહિં એવા નિયમોનુ પાલન કરવું અને વાત પિત્ત કે કફ દૂષિત થાય નહિં તેમ વર્તવું. વ્યાધિ થાય તો તેનું કારણ શોધી કાઢી ચિકિત્સા કરવી.

આ જગતમાં પણ સૂર્ય, ચંદ્ર અને પવન એ પ્રાણ દાતા ગણાય છે, સૂર્ય ઉષ્ણ છે, ચંદ્ર શીતળ છે, અને વાયુ શરીરીઓને પ્રાણ તત્ત્વ અર્પી પોષણ કરે છે. શરીરમાં સૂર્ય ચંદ્ર અને વાયુ. છે, સુર્ય પિત્તનું રૂપ છે, અને વાયુ એ ત્રણે જો સમાન હોય તો રોગ થાય નહિં તેમાંથી એકાદ સમવિષમ થાય તો રોગ થાય છે.

વાયુ—શીતલ, લઘુ, ચંચળ, રૂક્ષ છે. તે કોપે તો ઉષ્ણ; સ્નિગ્ધ ગુણવાળા દ્રવ્યે થી શાંત થાય છે.

પિત્ત-ઉષ્ણ, તીક્ષ્ણ, ખાટો સાકર અને કડવા ગુણવાળો છે, તે ઠંડા દ્રવ્યોથી શાંત થાય છે.

કફ—શીતલ, ભારે, ચિકણો, મધુર, મૃદુ સ્વભાવવાળો છે. તે ઉષ્ણ, હલકાં અને રૂક્ષ ગુણવાળાં દ્રવ્યોથી શાંત થાય છે.

મનુષ્યને જીવન ટકાવવા માટે ભોજનના, પાણીની અને હવાની જરૂર છે. એ ત્રણ જો શુદ્ધ અને બરાબર મળે તો શરીર બગડે નહિં. જમવાથો અને પાણી પીવાથી અગ્નિ પ્રદિપ્ત થઇ તેના રસ, રક્ત આદિ સાત ધાતુ બની શરીરનું પોષણ થાય છે, વાયુ શરીરમાં પ્રાણતત્ત્વને આપે છે અને જમવાથી થયેલા રસ રક્ત આદિ સપ્ત ધાતુઓને શરીરના પોષણ માટે જ્યાં જરૂર હોય ત્યાં લઇ જાય છે.

**રસો**—ખાવામાં જે પદાર્થો આવે છે તે જુદા જુદા ગુણ ધર્મવાળા હોય છે. તેમાં છ પ્રકારના રસ હોય છે, ગળ્યો, ખાટો, ખારો, તીખો, કડવો અને તુરો એ છ રસો છે, તેમાં ગળ્યો, ખાટો, અને ખારો એ ત્રણ રસો વાયુને શાંત કરે છે, તુરો, મીઠો અને

કડવો આ ત્રણ રસ પિત્તને શાંત કરે છે, અને તુરો, તીખો તેમ કડવો આ ત્રણ રસ કફને શાંત કરે છે.

## આહાર

શરીરને આરોગ્ય રાખવા ઇચ્છનારે હંમેશાં અગ્નિ અને બળના પ્રમાણમાં જમવું. જમેલા પદાર્થ વગર અડચણે ભોજન કર્યા પછી પચી જાય તેટલું જમવું. ચોખા, મગ એ હલકાં છે, ખાંડ, ગોળ, દુધના પદાર્થો, એ પદાર્થો ભારે છે. તે પચે તે પ્રમાણમાં ખાવાં. હલકા પદાર્થોમાં વાયુ અને અગ્નિના ગુણ વધારે છે.

ભારે પદાર્થમાં ચંદ્ર અને પૃથ્વીના ગુણ વધારે છે. હલકા પદાર્થો જરા વધુ ખવાય તો પણ પોતાના ગુણોથી અગ્નિને પ્રદિપ્ત કરી જલ્દી પચી જાય છે. અને થોડા દોષવાળા છે, ભારે પદાર્થ વધુ ખાવાથી અગ્નિ મંદ કરનાર છે. ભારે પદાર્થો પૂર્ણાભાગના કે અર્ધા રહેવાય તે પ્રમાણે ખાવા, બહુ જમવાથી અગ્નિ મંદ થાય છે. માટે પ્રમાણસર અને નિયમસર ખાવાથી બળ, સુખ, વર્ણ અને આયુષ્ય વધારે છે. જમ્યા પછી કોઇ ભારે પદાર્થ ખાવા નહિં.

સુકું શાક, કમળની ડાંડી, રોજ ખાવાં નહિં, ફાટેલું દુધ ન ખાવું, અડદ રોજ ન ખાવા, ચોખા, મગ, સિંધાલુણ, ઘઉં, પાણી, દુધ, ઘી, મદ એ પદાર્થો રોજ સેવન કરવા યોગ્ય છે, તે પદાર્થ શરીરના આરોગ્યને બગાડે નહિ અને રોગ ઉત્પન્ન કરે નહિં તેને ખાવા જોઇએ.

---

## પ્રકરણ ૯૮ મું

---

## આરોગ્યના નિયમો

હંમેશાં પ્રાતઃકાલે સૂર્યોદય થતા પહેલાં ઉઠવું. શૌચાદિથી શુદ્ધ થઇ દાતણ કરવું. તુરા, કડવા કે તીખા વૃક્ષની શાખાનું દાતણ મુખથી ચાવી, એકે એકે દાંતને ઘસી સ્વચ્છ કરી, દાંતના પારા છોલાય નહિં તેમ દાતણ કરવું, સવાર સંજ બે વખત દાતણ કરવું. જેથી જીભ, દાંત અને મુખનો દુર્ગંધવાળો મેલ કાઢી નાંખી દાંત શુદ્ધ કરવાથી રૂચિ ઉત્પન્ન થાય છે. સોનું કે ચાંદી કે તાંબાની ઉલથી જીભનો મેલ દુર કરવો. જીભના મૂળનો મેલ નીકળી જાય ત્યારે

મુખમાં સુગંધી આવે છે. આવળ, લીમડો, કરંજ, ચમેલી, બાવળનું દાતણુ શ્રેષ્ટ છે.

મુખ શુધ્ધ માટે પાન, સોપારી, લવીંગ, ઇલાયચી આદિનું સેવન કરવું. જેથી સ્વર બળવાન થાય છે. રસોને સ્વાદ આવે છે અને રૂચિ ઉત્પન્ન થાય છે. જેથી દાંત વ્હેલા પડી જતા નથી, હોઠ ફાટતા બંધ થાય છે. અને દાંત મજબૂત થાય છે

રોજ રોજ સુગંધીવાળું તેલ કે ધુપેલ નાંખવાથી માથાની પીડા મટે છે. માથાના વાળ કે વખતે ધોળા થતા નથી તેમ ખરી પડતા નથી. માથામાં ને કપાળમાં વધુ બળ પ્રાપ્ત થાય છે. વાળનાં મૂળ પુષ્ટ થાય છે. તેવી તેલ શરીરે ચોળી મર્દન કરવાથી ચામડી નરમ થાય છે. જેમ ઘડે તેલ ચોપડવાથી મજબુત થાય, તેમ શરીરે તેલ મર્દન કરવાથી શરીર મજબુત, નરમ અને દઢ થાય છે, ચરબી ઘટી રોગ રહીત થવાય છે. ત્વચા બળવાન થાય છે માટે રોજ તેલ માલીસ કરવાનો અભ્યાસ રાખવો જેથી શરીર કોમળ થાય છે. બળ અને સુંદરતા પ્રાપ્ત થાય છે; વૃધ્ધાવસ્થા આવતી નથી. પગ ફાટતા હોય તો તેલ ચોપડવું; પગની બ્હેરાશ મટે છે

**સ્નાન**—હંમેશા શરીરે તેલ માલીસ કરાવ્યા પછી સ્નાન કરવું, જેથી પવિત્ર થવાય છે. વીર્ય વધે છે, આયુષ્ય વધે છે, શ્રમ મટે છે. બળ વધે છે. સ્નાન કર્યા પછી રૂમાલથી શરીર લુંસવાથી હલકું પડે છે, તંદ્રા, ખુજલી, મેલ, અરૂચી ગંદવાડ પરમેવો મટે છે.

**સ્વચ્છ વસ્ત્ર**—સ્નાન કરી ધોયેલાં સ્વચ્છ વસ્ત્ર પહેરવાં સ્વચ્છ વસ્ત્ર પહેરવાથી યશ, આયુષ્ય; લક્ષ્મી, આનંદ અને સભ્યતા વધે છે.

સુગંધીત પુષ્પોની માળા પહેરવાથી, પુષ્પો સુંઘવાથી આયુષ્ય બળ અને પુષ્ટિ વધે છે. અલક્ષ્મીંનો નાશ થાય છે.

આભૂષણો પહેરવાથી આયુષ્યનું હિત થાય, પ્રસન્નતા મળે, કાન્ય અને ઓજસ વધે છે. મંગળકારક છે.

હંમેશાં મળમૂત્રનું વિસર્જન કર્યા પછી પગ ગુદા આદિ મળ માર્ગોની દરેક વખતે શુદ્ધિ કરવી તે બુદ્ધિ, પવિત્રતા, અને આયુષ્ય વધારનાર છે. અલક્ષ્મી તથા કળીયુગના દોષોને દુર કરે છે. વળી હજામત વધારવી નહિં, હજામત કરાવવી, નખ લેવરાવવા, દાઢી વગેરેના વાળ મુંડાવવા, માથાના વાળ ધોઇ રોજ સ્વચ્છ કરવા જેથી કામિયોને હિતકારક, આયુષ્ય, પવિત્રતા અને સુંદરતાની વૃદ્ધિ થાય

છે. હમેશાં પગે જોડા પહેરવા, જેથી નેત્રો અને સ્પર્શમાં હિતકારક છે, બળ, પરાક્રમ અને સુખ આપનાર છે. તડકામાં માથે છત્રી ઓઢવી તેથી તાપ, વાયુ, ધુળ આદિથી રક્ષણ થાય છે, હંમેશાં બહાર જવું હોય તો હાથમાં લાકડી રાખવી તે શરીરને સહાય આપનાર અને ભયને દુર કરનાર તથા આયુષ્યને હિતકર્ત્તા છે.

જેમ રાજા નગરનું રક્ષણ કરે તેમ બુદ્ધિમાન મનુષ્યોએ પોતાના શરીરનું રક્ષણ કરવા સદા સાવધાન રહેવું. જીવન નિર્વાહ માટે ધર્મ યુક્તિ વેપાર ધંધો કરવો. અધર્મથી જીવનનિર્વાહ ન કરવો. ઇંદ્રિયોને અને ચિત્તવૃત્તિયોને શાંત રાખવી.

શરીર શુદ્ધ હવાથી, શુદ્ધ ભોજનથી અને શુદ્ધ પવનથી આરોગ્ય રહી શકે, ખાવા પીવાની સાવધાનતા રાખવી પણ તેની સાથે રૂતુઓના ધર્મ જાણવા, કઇ રૂતુમાં કયી રીતે વર્ત્તવું તે જ્ઞાન હોય તો શરીર આરોગ્ય રહે તેવી સાવધાનતા રહી શકે છે.

**મનના દોષો**—રજોગુણને તમોગુણ છે. તે મનના ને શરીરના મન દૂષિત થાય તો કામ ક્રોધ, લોભ, મોહ, ઇર્ષ્યા, માન, અહંકર, દોષ, ચિત્તમાં ઉદ્વેગ ભય તથા હર્ષાદિક થાય છે.

**શરીરના દોષો**—વાત, પિત્ત અને કફ છે. તે દુષિત થાય તો જ્વર અતીસાર, સોજા, ક્ષય, પ્રમેહ, કોઢ વગેરે રોગો થાય છે.

**બંન્ને જાતના દોષો કોપિત** થવાનાં ત્રણ કારણો છે. ઇન્દ્રિય વિષયોનો અસામ્યત્મ્ય, સંયોગ, પ્રજ્ઞા પરાધ તથા પરિણામ. ત્રણે દોષો સાથે કોપે તો સન્નિપાત કહેવાય છે.

---

## પ્રકરણ ૯૯ મું

---

## ઋતુનું પરિવર્ત્તન તેની આરોગ્ય ઉપર થતી અસર.

સૂર્ય ઉત્તરાયન અને દક્ષિણાયનના વર્ષમાં થાય છે. પોષમાસમાં મકરસંક્રાંતિ થાય છે જેને ઉત્તરાયણ કહે છે ત્યારથી સુર્ય ઉત્તરાયનનો હોય છે. તેમાં શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ત્રણ રૂતુ આવે છે તેને આદાનકાલ કહે છે. અને તે પછી સુર્ય દક્ષિણાયનનો છ માસ સુધી રહે છે તેમાં વર્ષા, શરદ અને હેમંત એ ત્રણ રૂતુઓ હોય છે. તેને વિસર્ગકાલ કહે છે.

સાધારણ રીતે શિયાળો, ઉનાળો અને ચોમાસુ એ ત્રણ કાળની વાત તો સર્વેને ખબર છે. કાર્તકથી ચાર માસ શિયાળો, ફાગણથી ૪ માસ ઉનાળો અને અશાઢથી ૪ માસ ચોમાસુ હોય છે. શિયાળામાં ટાઢ વધુ પડે, ઉનાળામાં તાપ વધુ પડે અને ચોમાસામાં વર્ષાદ પડે છે. આ ૠતુઓના ફેરફાર થતાં હવામાં, ગરમીમાં અને જળમાં પણ ફેરફાર થાય છે. હવા (વાયુ), ગરમી ( પિત્ત ) અને જળ (કફ) માં સમવિષમતા ૠતુઓના બદલાવાથી થાય છે તેથી તે તે પદાર્થો દુષિત પણ થાય છે અને તેનો ઉપયોગ કરવાથી શરીરનું આરોગ્ય બગડે છે.

જગતમાં હંમેશાં ત્રણ તત્ત્વો વ્યાપેલા હોય છે. સુર્ય, ચંદ્ર અને વાયુ જગતને પોષે છે અને રક્ષે છે. શરીરમાં પણ એ ત્રણ જ અગ્નિ અર્થાત પિત્ત, જળ અર્થાત કફ અને વાયુરૂપે શરીરનું રક્ષણ કરે છે અને પોષે છે. બાર માસની છ ૠતુઓમાં પણ એ ત્રણમાં વારંવાર ૠતુઓના પ્રમાણમાં પરિવર્તન થાય છે.

ઉત્તરાયન અર્થાત આદાનકાલમાં એટલે પોષ માસથી છ માસ સુધી સૂર્ય પૃથ્વીને વધુ ગરમી આપે છે તેથી એ વખત અધિક અગ્નિના ગુણવાળો ગણાય છે. સૂર્ય, વાયુ અને ચંદ્રમા એ પોતપોતાના કાળ સ્વભાવાનુસાર ગતિમાં પ્રવૃત્ત થઇ કાળ, ૠતુ, રસ, દોષ, દેહ અને બળની ઉત્પત્તિના કારણ રૂપ છે. આ સમયે પવન રૂક્ષ વાય છે. તેમાં સૂર્ય બળવાન હોય છે.

દક્ષિણાયન અર્થાત વિસર્ગકાળમાં એટલે અશાડથી છ માસના કાળમાં પવન અત્યંત રક્ષ વાતો નથી. તેમાં ચંદ્ર બળવાન, સુંદર, શીતલ, અને પોતાના પ્રકાશથી જગતને સુખ આપનાર છે. જેથી આ વિસર્ગકાળને સૌમ્ય કહેવાય છે.

**આદાન કાળમાં**—સુર્ય પોતાના તીક્ષ્ણ કિરણોથી જગતના રસોને ખેંચે છે. વાયુ તીવ્ર, રૂક્ષ અને રસને સુકવી દે છે. જેથી સૂર્ય અને વાયુ શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ત્રણ ૠતુમાં રક્ષતાને ઉત્પન્ન કરી, રક્ષ, કડવા, તુરા અને તીખા રસને પ્રકટ કરી રૂક્ષતાથી મનુષ્યોને દુર્બળ કરે છે.

વિસર્ગકાળ-દક્ષિણાયન વર્ષા, શરદ અને હેમંતમાં સૂર્ય દક્ષિણાભિમુખ થવાથી મેઘ, વાયુ અને વરસાદ ધારા સુર્યનો પ્રતાપ થોડો થઈ જવાથી, ચંદ્રનો પ્રતાપ બળવાળો થતાં વરસાદના જળ

દ્વારા જગતના સંતાપો મટી જતાં રૂક્ષતા રહિત ખાટા, ખારા અને ગળ્યા રસની અનુક્રમે વૃદ્ધિ થાય છે. મનુષ્યોનું બળ વધે છે.

**વીસર્ગ કાળની** પહેલાં વર્ષા રૂતુમાં અને આદાનાકાળની પછી ગ્રીષ્મકાળના વખતમાં એટલે એ બે કાળની સંધીના સમયે મનુષ્યોમાં નિર્બળતા થાય છે. તેમ આદાનકાળ અને વિસર્ગકાળની સંધીના સમયે શરદ અને વસન્તમા મનુષ્યો મધ્યમ બળવાળા હોય છે. અને વિસર્ગ પછી હેમંત અને આદાન પહેલાં શિશિરમાં સર્વ મનુષ્યો પૂર્ણ બળવાન હોય છે.

**શિયાળામાં**—હેમન્ત ઋતુમાં થંડા પવનના સ્પર્શથી શરીરની અંદર જઠરાગ્નિ રોકાઇ બળવાળો થાય છે. જેથી હેમન્તમાં ભારે પદાર્થો વધુ જમવથી પચી જાય છે. જ્યારે જઠરાગ્નિને આહાર નથી મળતો ત્યારે તે શરીરના રસોને નષ્ટ કરે છે તેથી શીતકાળમાં ટાઢો વાયુ કોપ પામે છે. માટે શીયાળામાં ખાટા, ખારા, ચીકાશવાળા પદાર્થો, મદ આદિનું સેવન કરવું. દુધ, સાકર આદિ મીઠાઇ, તેલ, નવું અન્ન, ગરમ પાણી એનું સેવન કરવું. શણ, રેશમ, રંગબેરંગી વગેરે ગરમ વસ્ત્રો પહેરવાં.

**શિશિર ઋતુમાં**—હેમન્તની માફક વર્તવું પણ વાયડાં અન્નપાનનુ સેવન ન કરવું. સરબત ન પીવું, હલકાં ન રૂક્ષ અન્ન ન જમવા. હેમન્ત (કાર્તિક અને માગશર) અને શિશિર (પોષ અને મહા) એ બે રૂતુ બરોબર છે, એ ચારે મહીના શિયાળાના છે. શિશિર ઋતુમાં ટાઢ વધુ હોય છે, જેથી થોડું ભોજન કરવું. શિશિરમાં ગરમ સ્થાનનું સેવન કરવું. કડવાં, તીખાં, તુરાં, વાયુ કરનાવાળાં શીતળ અને હલકાં અન્નપાનનો ત્યાગ કરવો.

**હેમન્ત** ઋતુમાં ટાઢથી ઉત્પન્ન થયેલો કફ વસંત ઋતુમાં સૂર્યનાં કિરણોથી પાગળી શરીરમાં સંચય થયેલા અગ્નિને બગાડી અનેક પ્રકારના રોગ કરે છે. માટે વસન્તમાં વધેલા દોષોનો જુલાબ લઇ કાઢી નાંખવા.

**વસન્તમાં**—(ફાગણ ચૈત્ર)માં દિવસે સુવું નહિં, ભારે, ખાટા, ગળ્યા અને સ્નિગ્ધ પદાર્થોનો ત્યાગ કરવો. સ્નાન શૌચાદિથી શુદ્ધ રહેવું, કોકરવરણા પાણીથી સ્નાન કરવું. ઘઉં, જઉ આદિનું સેવન કરવું, બગીચામાં જઇ આનંદ સેવવો, સ્ત્રી સંગનો આનંદ લેવો.

**ગ્રીસ્મ**--(વૈશાખ જેઠ) માં સૂર્ય પોતાના કિરણો દ્વારા જગત્તના રસોને સુકાવી દે છે જેથી આ રૂતુમાં ગળ્યા, થંડા, અ સ્નિગ્ધ આહાર પાનનું સેવન કરવું મદ્ય (દારૂ) ન પીવો. આ ઋતુમાં ખાટું, કડવું, ગરમ વસ્તુઓનું સેવન ન કરવું, કસરત કરવી નહિ. દિવસે થંડા સ્થાનમાં સુવું, રાત્રે ચંદ્રનાં કિરણો પડતાં હોય અને હવા આવતી હોય એવા સ્થાને શરીરે સુખડનો લેપ કરી સુવું સુખડનું જળ છાંટેલા પંખાથી પવન ઉરાડવો, મણિ મૌક્તિ આદિનાં આભુષણો પહેરવાં, ગ્રીષ્મમાં બાગ. શીતળ જગા અને સુગંધીવાળા પુષ્પોનું સેવન કરવું. સ્ત્રી સંગ કરવો નહિં.

**વર્ષા**--(અસાડ, શ્રાવણ) ઋતુથી આદાનકાળ બેસે છે વર્ષા ઋતુમાં શરીર દુર્બળ થવ થી જઠરાગ્નિ નિર્બળ થાય છે. જઠરાગ્નિ વર્ષા ઋતુમાં જળ, વાયુ વગેરેથી વધુ ક્ષીણ થાય છે. વર્ષા ઋતુમાં પૃથ્વીમાંથી બાફ નીકળવાથી, વરસાદ પડવાથી, જળ ખટુ, પરિપકવ થવાથી અગ્નિ દુર્બળ થઈ વાતાદિ દોષો કોપાયમાન થાય છે માટે વર્ષા ઋતુમાં ત્રિદોષનાશક સાધારણ ઉપાયોનું સેવન કરવું. સર્બત પીવુ નહિ, તળાવમા ન્હાવું નહિં, દિવસે સુવું નહિં. નદીનું જળ પીવું નહિં. કસરત ન કરવી. તડકામાં ફરવું નહિં. વરસાદ અને પવન જે દિવસે હોય તે દિવસે બહુ શરદી હોય છે. માટે ત્યારે ખાટા, ખારા અને ઘી આદિ ચિકાશવાળા પદર્થો ખાવાથી વાયુની શાંતિ થાય છે, જઠરાગ્નિનું રક્ષણ કરવા માટે ઘઉં, ચોખા, જવ. મદ આદિ ખાવાં. તળાવ કે કુવાનું પાણી ગરમ કરી પછી ઠંડુ પાડી નીતરેલું પાણી ગાળી લઇ તે પીવું. સ્નાન કરી શરીર લુંછવુ. હલકાં સ્વચ્છ ગરમ વસ્ત્ર પહેરવાં, ભેજ ને કિચડ વિનાના સ્થાનોનું સેવન કરવું.

**શરદ**: (ભાદરવો—આસો) વર્ષામાં શીતથી ( થંડીથી ) સંચિત પિત્ત શરદ રૂતુમાં—ભાદરવામાં તાવનો ઉપદ્રવ ગામે ગામ થાય છે. જેથી આ રૂતુમાં પિત્તનું શમન કરનાર ગળ્યા, હલકા, થંડા, કડવા, અન્નપાનનું બહુ ભુખ લાગે ત્યારે સેવન કરવું. ચોખા, ઘઉં, ઘ આદિનું સેવન કરવું, જુલાબ લેવો, તડકે ફરવું નહિં, વાયુનું સેવન ન કરવું, ક્ષાર, દહીં, તેલ, બરફનું સેવન ન કરવું.

શરદ રૂતુનું જળ હંસોદક કહેવાય છે. કારણ કે દિવસે સુર્યનાં કિરણોથી જળ ગરમ થઇ રાત્રે ચંદ્રમાનાં કિરણોથી શીતળ થઇ કાળ । પ્રભાવથી નિર્દોષ થઇ અગસ્ત્યદ્વારા નિર્વિષ અને નિર્મળ થાય

છે તે જળ સ્નાન કરવામાં, પીવામાં અમૃત તુલ્ય શ્રેષ્ટ છે. શરદમાં પુષ્પોની માળા, સ્વચ્છ વસ્ત્ર અને સાંજે ચંદ્રમાના કિરણોનું સેવન કરવું.

હેમંત ઋતુ—શીત હોવાથી શરીર ટાઢથી પીડાય છે. શીતલ વાયુ વાય છે. દોષો રોકાઈ જાય છે. તેમાં સંશોધન ઔષધ આપવામાં આવે તે સારી રીતે વમન વિરેચન થતાં નથી અને શરીરમાં વાતજ રોગ ઉત્પન્ન થાય છે. ગ્રીષ્મઋતુમાં ગરમીથી શરીર ખીન્ન રહે છે. તેથી તેમાં સંશોધન ઔષધ આપવાથી વમન વિરેચન વધુ થતાં તૃષા લાગે છે. વર્ષામાં જળ વાળા વાયુના સંસર્ગથી ઔષધીયોના ગુણ નષ્ટ થઈ જાય છે જેથી વમનાદિક ઔષધો ન આપવાં. આપવાથી શરીર ભારે થઇ જાય. હેમંત, ગ્રીષ્મ ને વર્ષામા વમન, વિરેચનની દવા ન આપવી.

વમન (ઉલ્ટી) કરાવનાર ઔષધોમાં મીંઢાળ, કુકડવેલાં, ઈંદ્રજવ ગરમાળાનો ગોળ, કડવો લીંબડો, કાળી જીરી, એ સર્વનો કવાથ ઉત્તમ છે.

વિરેચન–(જુલાબ) લાવનાર ઔષધોમાં કાળું નસોતર; ગરમાળાનો ગોળ, નેપાળો, કપીલો, ઇંદ્રવરણું, હરડે વગેરે ઉત્તમ છે.

શિરો વિરેચન (માંથાની છીંકો લાવનાર) ઔષધોમાં અંઘેડાનાં બી, મરી, વાવડીંગ, પીપર, સરગવાનાં બી, અ મો, નાક છીંકણી, વજ વગેરે ઉત્તમ છે.

એ રીતે શરીર નિરોગ રહે તે માટે દરેક ઋતુમાં જે પ્રમાણે આહારવિહારના નિયમો પાળવાના કહ્યા તે પ્રમાણે બરાબર પાળવા.

---

## પ્રકરણ ૧૦૦ મું

---

## શરીરના વેગો રોકવા નહિં.

વેગો ન રોકવાઃ એ પ્રમાણે મળ, મુત્ર, વીર્ય, ઉલ્ટી, છીંક વગેરેના વેગો રોકવા નહિં. ઓડકાર આવે તો તેના વેગને ન રોકવો જો રોકે તો રોગ થાય. પેશાબના વેગને રોકવાથી મૂત્ર ચ્છ માથામાં પીડા, આફરો થાય, મળના વેગને રોકવાથી માથામાં પીડા, આફરો ચડે, વીર્યના વેગને રોકવાથી અંડકોષ તથા હૃદયમાં પીડા થાય, અધો વાયુના ( અપાન વાયુના ) વેગને રોકવાથી આફરો, ગ્લાનિ, ઉદર-

પીડા થાય. ઉલ્ટીના વેગને રોકવાથી કોઠામાં પીડા, ખુજલી, સોજા વગેરે રોગ થાય. છીંકના વેગને રોકવાથી ગરદન રહી જાય, માથું ચઢે, ઓડકાર રોકવાથી હિચકી થાય, કમ્પ થાય, ભુખના વેગને રોકવાથી શરીર સુકાઇ દુર્બળ થાય, ભ્રમ થાય, અરૂચિ થાય, તરસના વેગ રોકવાથી કંઠ ને મુખ સુકાય, બ્હેરાપણું આવે, નિદ્રાના વેગને રોકવાથી શરીરમાં પીડા થાય, નેત્રો ભારે થાય, તંદ્રા થાય, થાક લાગ્યા પછી શ્વાસ ચઢે તે શ્વાસને રોકવાથી ગોળો ચઢે, હૃદયના રોગ થાય, માટે એ વેગોને કદી રોકવા નહિ.

**ધારણ કરવાના યોગ્ય વેગોઃ** અયોગ્ય સાહસના વેગ રોકવા, લોભ, શોક ભય, ક્રોધ, નિર્લજ્જતા, ઇર્ષ્યા, એ વેગોને રોકવા. કઠોર વાણી બોલવાના, સાચુ જુઠું કરવાના, જુઠું બોલવાના એ વેગોને રોકવા બીજાને દુઃખ આપવા માટેની પ્રવૃત્તિના, પરસ્ત્રીગમનના, ચોરી અને હિંસા કરવાના વેગોને રોકવા.

**વ્યાયામ**-કસરત શરીરના બળના પ્રમાણમાં કરવી જેથી શરીર હલકુ થઇ કાર્ય કરવાનું બળ આવે છે. અગ્નિની વૃદ્ધિ થાય છે, દોષોનો નાશ થાય છે, કલેશ સહેવાનું બળ આવે છે. પણ બહુ કસરત કરવાથી થાક લાગે, ચિંતા થાય, ક્ષય, રક્ત પિત્તના રોગ થાય, નેત્રનું તેજ ઘટે, ખાંસી, તાવ, ઉલ્ટી થાય. માટે વધુ કસરત ન કરવી, તેમ બહુ હસવું નહિં, મિથ્યા બોલ બોલ ન કરવું, બહુ ચાલવું નહિં, વધુ ઉજાગરો ને વધુ સ્ત્રીસંગ ન કરવો. શકિત ઉપરાંત જે કસરત વગેરે કરે છે તે સિંહને ખેંચનાર હાથીની માફક નાશ પામે છે.

---

## પ્રકરણ ૧૦૧ મું

---

# વધેલા દોષો દુર કરવાના ઉપાયો

**વાતપિત્તાદિ વધેલા દોષો દુર કરવાઃ** ચૈત્ર, શ્રાવણ અને માગશર આ ત્રણ મહિનામાં સંચિત થયેલા દોષોને વમન ( ઉલ્ટી ) કે વિરેચન ( જુલાબ ) દ્વારા બહાર કાઢવા. જેથી ધાતુઓ સ્વભાવિક થવાથી રોગ ઉત્પન્ન થતા નથી, ધાતુઓની વૃદ્ધિ થાય છે અને વૃદ્ધાવસ્થા આવી શકતી નથી.

હંમેશાં મનુષ્યે હિતકર આહાર તથા આચારનુ સેવન કરવું. રાત્રે દહીં ન ખાવું, દહીં ગરમ કરી ખાવું નહિં, દહીં સાકરવાળું

કરી ખાવાથો પિત્તને બગાડતું નથી. ભોજન પચાવે છે. દહીં મગની દાળ સાથે ખાવાથી વાતરક્ત નષ્ટ થાય છે, ગરમ દહીં ખાય તો રક્તપિત્ત થાય, આંબળાં સાથે દહીં ખાય તો દોષો બહાર કાઢે છે.

સ્ત્રીનો અનાદાર ન કરવો, તેમ બહુ વિશ્વાસ પણ ન કરવો. રજસ્વળા, રોગી, અપવિત્ર, કામ રહિત, સ્ત્રીનો સંગ કરવો નહિં, પર સ્ત્રીસંગ ન કરવો, સ્મશાનમાં, જળમાં, દેવાલયમાં, ચોતરા ઉપર, ચકલામાં, ઉપવનમાં, સંધ્યાકાળ વખતે સ્ત્રીસંગ ન કરવો, ઉપવાસ કરીને કે બહુ જમીને, મળમુત્રના વેગને રોકીને, મહેનત, કસરત, કરીને સ્ત્રીસંગ ન કરવો એકાન્ત સિવાય સ્ત્રીસંગ ન કરવો.

આહાર, નિદ્રા, અને બ્રહ્મચર્ય એ ત્રણ શરીરના ઉપસ્તંભો છે તેને વિધિપૂર્વક ધારણ કરવાથી શરીર મૃત્યુ પર્યંત બળ, વર્ણ તથા પુષ્ટતાવાળુ રહે છે.

---

## પ્રકરણ ૧૦૨ મું

---

## રોગી પુરૂષો

**નિંદવા યોગ્ય:** બહુ ઉંચા, બહુ ઠીંગણા, બહુ વાળવાળા, બીલકુલ વાળ વગરના, બહુ કાળા, ગોરા, અતિસ્થુલ ( જાડા ) અને અતિકૃષ ( પાતળા ) એ આઠ પ્રકારના શરીર નિંદવા યોગ્ય છે. તેમાં વધુ જાડા તેમ વધુ પાતળા એ વધુ નિંદવા યોગ્ય છે.

વધુ જાડા મનુષ્યોને વૃધ્ધાવસ્થા વ્હેલી આવે છે, આયુષ્ય વ્હેલું ક્ષીણુ થાય છે. શરીરનાં સુક્ષ્મછિદ્ર પુરાઈ જાય છે જેથી તેમને સ્ત્રીસંગમાં દુખ થાય છે. દુર્બળતા, શરીરમાં દુર્ગંધી, પરસેવો વળવો, ભુખ ઘણી લાગે, તરસ વધુ લાગે એ આઠ દોષ થાય છે. જેથી બહુ મોટું શરીર પણ નિંદવા યોગ્ય છે. વધુ તૃપ્તિ કરનારાં, ગળ્યા, ઠંડા અને ઘી જેવા ચીકણા પદાર્થો ખાવાથી, કસરત ન કરવાથી, સ્ત્રીસંગ ન કરવાથી, સદા પ્રસન્ન રહેવાથી; ચિન્તા ન કરવાથી તેમ માબાપની મોટાઇને લીધે શરીર વધુ જાડુ થાય છે. તેમનામાં ચરબા વધ્યા કરે છે અને બીજી સર્વ ધાતુ વધવાની બંધ થઇ જાય છે અને ક્ષીણુ થવા લાગે છે. જેથો વધુ જાડા મેદવાળા પુરુષની આયુષ્યની ક્ષીણુતા થવાનો આરંભ થાય છે. શરીર શિથિલ; સુકુમાર અને ભારે થાય

છે. વીર્ય અલ્પ થાય છે, છિદ્રો પુરાઇ જાય છે, સ્ત્રીસંગમાં કષ્ટ થાય છે, ચરબી વધવાથી શરીર દુર્બળ બને છે, અગ્નિ ક્ષીણ થાય છે, કોઠાનો વાયુ વધતાં ભુખ તરસ વધુ લાગે છે. મેદથી સૂક્ષ્મ માર્ગો બંધ થઇ જવાથી વાયુ કોઠામાં વધુ ફરે છે જે જઠરાગ્નિને પ્રજ્વલિત કરી આહાર સુકાવી દે છે, જેથી તેને આહાર જલ્દી પચી જાય છે અને જમવાની વારંવાર ઇચ્છા થાય છે. જેમ દાવાનળ અગ્નિ વનને ભસ્મ કરે તેમ મેદવાળા પુરુષના શરીરમાં અગ્નિ અને વાયુ એવી રીતે ઉપદ્રવ કરે છે. અને મેદ સિવાય અન્ય ધાતુઓનો પણ તે નાશ કરે છે. મેદ વૃદ્ધિ પામવાથી વાત પિત્ત અને કફના અનેક પ્રકારના રોગ પ્રકટ થઇ જીવનને નષ્ટ કરે છે. મેદ વધુ વધવાથી ઉદર, નિતંબ અને સ્તન લથડી જાય છે.

**ઉપાય-મેદ વધી જાય** અને શરીર જાડું બની જાય તો મનુષ્યે વેળાસર ચેતી જઇ શરીર પાતળુ બનાવવા અને મેદને નષ્ટ કરવા યત્ન કરવો, નહિં તો જીવન નષ્ટ થાય છે. જાડા મનુષ્યોને પાતળા થવા માટે ઉપવાસ કરવા; વાત કફનાશક અને મેદનો નાશ કરનાર અન્ન પાનનું સેવન કરવું. જમ્યા પછી મધની સાથે પાણી મેળવીને પીવું. રાત્રે જાગવું, સ્ત્રી સેવન કરવું, કસરત કરવી, ચિંતાનું સેવન કરવું, અરણીના રસ સાથે શીલાજીત ખાવો. આંમળાંનો ઉકાળો પીવો. વાવડીંગ, સુંઠ, જવખાર, આમળાંનું ચુર્ણ, નાગરમોથ, ત્રિફળાં છાસનો ઉપયોગ એ સર્વ મેદ ઘટાડનાર છે. મધ પીંપર સાથે લોહ ભસ્મનું સેવન કરવું. જેથી મેદરોગ નષ્ટ થાય છે.

**કૃષ મનુષ્ય**-ઉપવાસ કરવાથી, થોડું ભોજન જમવાથી વધુ પરિશ્રમ કરવાથી, મળમૂત્રના વેગને રોકવાથી, રાત્રે જાગવાથી, સદૈવ ક્રોધી રહેવાથી શોકથી મનુષ્ય સુકાઇ જાય છે. કૃષ શરીરવાળો મનુષ્ય મહેનત કરી શકતો નથી. બહુ ગરમી કે શરદી, ભૂખ કે તરસ સહન કરી શકતો નથી. દુર્બળ શરીરવાળા મનુષ્યને બરોળ વધે છે, ખાંસી, દમ, ક્ષય, હરસ, ઉદરરોગ, હરસ અને ગોળાના દરદો થાય છે. કૃષ મનુષ્યના નિતંબ, ઉદર ત્વચાને હાડકાં સુકાઇ જાય છે. શરીર નસોની જાળથી વ્યાપી જણાય છે ઘુંટણો જાડા લાગે છે. અતિ કૃષ અને અતિ સ્થૂળએ હંમેશાં રોગી રહે છે માટે અતિ સ્થૂલ મનુષ્યે ઉપવાસથી અને અતિ કૃષ મનુષ્યે બહુણથી ચિકિત્સા

કરવી. છતાં સ્થુલ મનુષ્ય કરતાં પાતળો મનુષ્ય સારો છે. કેમકે સ્થૂલ મનુષ્ય વધુ રોગગ્રસ્ત થાય છે.

**કૃષ મનુષ્યો પુષ્ટ થવા માટે**—પ્રસન્ન રહેવું, સુંદર નરમ શય્યામાં સુવું, સંતોષ અને શાંતિ રાખવી, ચિંતા ન કરવી, સ્ત્રી સંગ ન કરવો, કસરત ન કરવી, નવું મદ્ય, નવું અન્ન, દુધ. ઘી, દહીં, ચોખા, અડદ, ઘઉં, મીઠાઇ, ગળ્યા પદાર્થોનું સેવન કરવું, શરીરે તેલ ચોળવું, સુગંધી લેપ કરવો, સ્વચ્છ વસ્ત્ર પહેરવાં, ચિંતા ન કરવી મસ્ત થઇ પડયા રહેવાથી શરીર પુષ્ટ થાય છે.

**સમ મનુષ્યો**—જેમનાં શરીરમાં માંસ વધુ તેમ વધુ થોડું નહીં તેમ વધુ જાડા નહીં તેમ વધુ પાતળા નહિં તે સમ પુરુષ કહેવાય છે. તે મજા ઇન્દ્રિયોની દઢતાના લીધે રોગ પીડા આપતો નથી. તેમને અગ્નિ અનુસાર અન્ન પચી જાય છે. કસરત કરી શકે છે, ભૂખ, તરસ, ગરમી ને થંડીને સહન કરે છે.

## નિદ્રાની આરોગ્ય ઉપર થતી અસર

**નિંદ્રા**—જીવનને વધુ લંબાવવા માટે નિદ્રાની જરૂર છે. મનમાં વિકળતા થતાં કે કર્મેન્દ્રિયો થાકી જતાં વિષયોથી નિવૃત થાય છે. ત્યારે મનુષ્યને નિંદ્રા આવે છે. દહાડે કામ કરી થાક લાગતાં રાત્રે વિશ્રાંતિ માટે મનુષ્યો ઉંઘી જાય છે. સુખ, દુઃખ, પુષ્ટતા, કૃષતા, બળ નિર્બળતા, વૃષ્યતા કે નપુષકતા, જ્ઞાન કે અજ્ઞાન, અને જીવન કે મૃત્યુ એ સર્વ નિંદ્રાને આધિન છે. કવખતે સુવાથી કે નહિં સુવાથી, નિંદ્રા બીજી કાલ રાત્રિ માફક મનુષ્યના સુખ તથા આયુષ્યનો નાશ કરે છે. યુક્તિપૂર્વક સેવન કરેલી નિન્દ્રા યોગી પુરુષને સુખ તથા આયુષ્યને પૂર્ણ કરી દે છે.

**દહાડે ઉંઘવું**—જે મનુષ્ય અધ્યયનથી, સ્ત્રી સંગથી, વધુ ચાલવાથી કે કામ કરવાથી થાકી ગયો હોય, અજીર્ણ રોગવાળો, ઉરક્ષણવાળો, ક્ષીણ, વૃદ્ધ, બાળક, દુર્બળ અતિસાર, શુળ, શ્વાસ, હિરકી રોગવાળો હોય તેણે, દશ, પડવાથી વાગ્યું હોય તેણે, સ્વારીથી થાકેલો, ઉજાગરાવાળો, ક્રોધ કે શોક ભયથી વ્યાકુળ હોય તેણે તેમ દિવસે સુવાના અભ્યાસવાળા સર્વ મનુષ્યોએ સર્વ રૂતુમાં દિવસે પણ સુવું જોઇએ.

**દિવસે ન ઉંઘવું**—ગ્રીષ્મઋતુ એટલે ગરમીના દિવસો સિવાય

અન્ય ઋતુઓમાં દિવસે સુવાથી કફ અને પિત્ત કોપે છે. જેથી બીજી ૠતુઓમાં દહાડે સુવું નહિ. જે વધુ મેદવાળા (જાડા) હોય કે કફ પ્રધાન રોગવાળા, દુષિત વિષયથી પીડીત હોય, તેમણે દિવસે કોઇ પણ વખતે સુવું નહિં.

દિવસે ઉંઘવાથી, મસ્તક પીડા, શરીર ભારે થવું, મંદાગ્નિ, શોથ, અરૂચિ, રાળેખમ, તંદ્રા, ખાંસી, તાવ આદિ ઉપદ્રવો થાય છે, રાત્રે જાગવાથી રક્ષતા ઉત્પન્ન થાય છે અને દિવસે સુવાથી સ્નિગ્ધતા ઉત્પન્ન થાય છે.

શરીરના નિર્વાહ માટે આહાર ઉપયોગી છે તેમ નિદ્રા પણ ઉપયોગી છે. શરીરની સ્થુલતા કે કૃશતા એ નિદ્રા અને આહારને આધિન છે.

**રાત્રે જલદી નિદ્રા આવે તે માટે**—સ્નાન, ચોખા, દુધ, ઘીનું સેવન, મનને સુખ આપનાર કર્મ અને મનનું હરણ કરનાર સુગંધી, પ્રીતિ ઉત્પન્ન કરનાર શબ્દ ઉપયોગી છે. શરીર ચંદનાવવું. આંખોમાં થંડુ જળ છાંટવું, માથે સુગંધીત લેપ કરવો, માથા ઉપર પાણીની ધારા રેડવી, સુખકારક શય્યા એ જલદી ઉંઘ લાવનાર છે. શરદી, ભય, ચિંતા, ક્રોધ, ગરમી, ઉપવાસ, ખરાબ શય્યા, એ નિદ્રા ન આવવા દેનારાં છે.

નિદ્રા તમોગુણથી તથા કફથી ઉત્પન્ન થાય છે, મન અને શરીરના શ્રમથી નિન્દ્રા સારી આવે છે.

---

## પ્રકરણ ૧૦૩ મું

### આહાર વિહારના પદાર્થો

**આહારના** પદાર્થોમાં—અનાજમાં ઘઉં, ચોખા, શ્રેષ્ઠ છે, કઠોળમાં મગ સારા છે, મીઠાને બદલે સીંધવ સારો છે. શાકમાં તો જીવન્તી (ડોડની ભાજી) સર્વોત્તમ છે, ઘીમાં અને દુધમાં ગાયનું ઘી, દુધ સારાં છે. કંદમાં આદુ સારૂ છે, ફળમાં દ્રાક્ષ, શેરડીના રસમાં સાકર સર્વથી હિતકારી છે.

હવે જમવામાં જવ, કઠોળમાં અડદ, વર્ષાદમાં નદીનું પાણી, લવણમાં મીઠું, શાકમાં સરસવનું શાક, ઘેટીનું દુધ, કસુંબાનું તેલ, મૂળા, વડના ટેટા એ સ્વભાવિક રીતે અહિતકારી છે.

જમવામાં અન્ન સારૂં છે. પીવામાં પાણી સારૂં છે, આયુષ્ય વર્દ્ધક પદાર્થોમાં દુધ, અન્નની રૂચિ વધારવામાં મીઠું, હૃદયને પ્રિય પદાર્થોમાં ખટાસ, કફ પિત્ત નાશકમાં તેલ, સર્વથી ઉત્તમ છે, કફ રોગમાં ઉલ્ટી અને પિત્તરોગમાં જુલાબ, વાત નાશકમાં બસ્તિ, શરીરને નમ્ર કરવા નાસ લેવો, દઢ કરવા કસરત કરવી. શરીર કૃષ કરવા મૈથુન કરવું એ સર્વોત્તમ છે, ક્ષાર એ પુરૂષત્ત્વ નષ્ટ કરનાર છે, સ્વર બગાડનાર ક્રોધ છે, હૃદયને અપ્રિય ઘેટીનું દુધ છે, ક્ષય મટાડનાર, દુધ વધારનાર, સાત્મ્ય, રૂધિરને રોકનાર, રક્તપિત્ત નાશક પદાર્થોમાં બકરીનું દુધ, સર્વોત્તમ છે. ઘેટીનું દુધ કફ અને પિત્ત વધારે છે, ભેંસનું દુધ ઉંઘ લાવવામાં ઉત્તમ છે. પિત્ત કફ કરનાર અડદ છે ઉલ્ટી કરવનાર મીંઢળ ઉત્તમ છે. સુખપૂર્વક જુલાબ કરાવવામાં નસોતર શ્રેષ્ટ છે. તીક્ષ્ણ રેચ લાવનાર થોરનું દુધ છે. માથાનું વિરેચન કરાવવામાં અંઘેડાનાં બી ઉત્તમ છે. કૃમિ નષ્ટ કરવામાં વાવડીંગ, ઝેર ઉતારવામાં કાળીયા સરસના મૂળની છાલ, કોઢ મટાડવામાં ખેરસાર, વાતનાશકમાં રાસ્ના તથા એરંડ મૂળ, આયુષ્ય વધારવામાં આંબળાં, સર્વમાં પથ્ય હરડે, દીપન પાચન ને આમરોગ નષ્ટ કરનારમાં નાગરમોથ ઉત્તમ છે. હિક્કા, શ્વાસ, ખાસી તથા પડખાનું શુળ મટાડવામા પાપળી મૂળ તથા પુષ્કર મૂળ દીપન, ગુદાનાં શુળને સોજા મટાનાર ચિત્રકમૂળની છાલ, દીપન, પાચન, ઉલ્ટી ઝાડને મટાડનાર સુગંધી વાળો, ગ્રહી દીપન ને પાચનમાં ઉપલસરી, ગ્રાહી, રક્ત પિત નાશકમાં ધવો, ગ્રાહી, વાતનાશક રક્ત વિકાર નાશક. કબજીયત મટાડનારમાં ગળો, ગ્રાહી, વાત કફનાશકમાં બીલી ફળ, દીપન, પાચન, ગ્રાહી અને સર્વ દોષ નાશકમાં અતિ વિષની કળી, લોહી પડતું બંધ કરનાર, કફ પિત્તને કલેદ મટાડનારમાં કડાની છાલ મૂત્રકચ્છ વાતનાશકમાં ગોખરૂં, દીપન, દોષોને માર્ગાનુસાર કરનાર, વાત કફનાશક પદાર્થોમાં હીંગ પાચન તથા હરસ નાશકમા જવખાર, ગ્રહણી, હરસમાં છાસ પીવી સર્વોત્તમ છે.

**રસાયને**:—ઘી, દુધ ઉત્તમ છે. દાહ મટાડનાર ઉમરડાનો તથા સુખડનાં લેપ અને સ્તંભનકારી પદાર્થોમાં થંડુ જળ ઉત્તમ છે, ઈંટ ઉની કરી પાણીમાં છમકારી તે પાણી પાવાથી તૃષા શમે છે, એકવાર ભોજન કરવું એ સર્વોત્તમ છે. શોષકારક પદાર્થોમાં મૈથુન અને નપુષકતા લાવવા માટે વીર્યના વેગને રોકવો ઉત્તમ છે. ઉપ-

વાસથી આયુષ્ય ક્ષીણ થાય છે. થોડું ભોજન કરવાથી કૃશતા આવે છે. વિષમ ભોજન કરવાથી અગ્નિ વિષમય થાય છે. માછલીને દુધ સાથે ખાવાથી કોઢ આદિ રોગ થાય છે. રજસ્વલા સ્ત્રી સાથે ગમન કરવાથી અલક્ષ્મી પ્રાપ્ત થાય છે. ખેદથી રોગ વધે છે. બળથી વધુ કામ કરવાથી પ્રાણનો જ્હેલો નાશ થાય છે.

સ્નાન કરવાથી શ્રમ મટે છે. હર્ષથી મન સંતુષ્ટ થાય છે, શોકથી શરીર સુકાય છે, સંતોષથી શરીર પુષ્ટ થાય છે. વધુ નિદ્રાથી આળસ આવે છે. મનની પ્રસન્નતાથી ગર્ભ ધારણ થાય, સન્નિપાત દુઃસાધ્ય રોગ છે, પ્રમેહ હંમેશ રહેનાર રોગ છે. રાજયક્ષ્મા એ રોગ સમૂહને લીધે થાય છે. તાવ બધા રોગોમાં મુખ્ય છે.

## ભોજન

**ભોજન**—એક વાર જમેલું ભોજન પચી ગયા પછી જ ફરી જમવું, ગરમ ભોજનમાં સ્વાદ હોય છે તે જઠરાગ્નિને દીપન કરે છે; જલ્દી પચી જાય છે. વાયુને માર્ગાનુસારી કરે છે, કફને સુકવે છે જેથી ગરમ ગરમ ભોજન કરવું સ્નિગ્ધ ઘી આદિ ચીકાશવાળાં ભોજન સ્વાદવાળાં છે. જઠરાગ્નિને દીપન કરે છે, જલ્દી પચી જાય છે, વાયુને માર્ગાનુસાર કરે છે. શરીરની વૃદ્ધિ કરે છે બળ વધારે છે, વર્ણ શ્રેષ્ટ કરે છે. માત્રા પ્રમાણે કરેલું ભોજન વાત, પિત્ત અને કફને દુષિત કરતું નથી. આયુષ્ય વધારે છે, કલેશ વગર પચી જાય છે માટે પ્રમાણસર જમવું, ભોજન પચી ગયા પછી જ જમવું. પ્રથમનું જમેલું પચ્યા વગર જમવાથી તે અપરિપક્વ રસ બીજીવારના આહારના રસમાં મળી જલ્દી સર્વ દોષોને કોપિત કરે છે, મનોહર સ્થાને બેસી જમવુ. જલ્દી જલ્દી ખાવું નહિં. જલ્દી જમવાથી ભોજન ઉપર આવી જાય છે, માટે ઉતાવળથી જમવું નહિં; તેમ બહુ ધીમેથી પણ જમવું નહિ, બોલ્યા વગર તેમ હસ્યા વગર જમવામાં ચિત્ત રાખી જમવું

## ખટરસ તેના ગુણો અને તેની આરોગ્યપર થતી અસર

**રસ છ** છે. ખાવાના દરેક પદાર્થોમાં આ છ રસ હોય છે તે રસના પ્રમાણમાં તેમાં ગુણ હોય છે. વાયુ હલકો અને વક્રગામી છે. અગ્નિ ઉપર જવાના સ્વભાવવાળો અને જળ અધોગામી છે. મધુર રસ ( ગળ્યો ) શરીરને માફક આવે છે. તે શરીરની રસ, માંસ આદિ

ધાતુઓને વધારે છે, આયુષ્ય વધારે છે. બળ, વર્ણ આપે છે. પિત્ત, વિષ અને વાયુ તથા તૃષાને નષ્ટ કરે છે. શરીરને પુષ્ટ કરે છે. દાહને મૂર્છાને શમાવે છે. શીતળને ભારે છે.

છતાં મધુર રસનું હંમેશાં સેવન કરવાથી મનુષ્યોનાં શરીર જાડાં થાય, નમ્ર થાય, આળસુ ઉંઘવાની ટેવવાળાં થાય, મંદાગ્નિ થાય, અરૂચી થાય, ગળા તથા મુખના માંસની વૃદ્ધિ થાય. શ્વાસ, ખાંસી શીત જવર, આફરો, સ્વરનાશ, ગલગંડ, શ્લીપદ, ગળાના સોજા, નેત્ર રોગ, કફ વિકારો એ રોગો થાય છે. માટે તેનું વધુ સેવન ન કરવું.

ખાટો રસઃ—અન્નની રૂચિ વધારનાર છે, અગ્નિનું દીપન કરી દેહ પુષ્ટ કરે છે. મન પ્રસન્ન થાય, બળ વધે, વાયુ માર્ગોનું સારી થાય, હૃદય તૃપ્ત થાય, ભોજન પચાવે છે. મુખમાં પાણી છુટે, ઉષ્ટ, સ્નિગ્ધ છે.

આમ છતાં ખાટા રસનું અધિક સેવન કરવાથી નેત્રરોગ થાય, કફ વધે, પિત્ત વધારે, લોહી બગડે, માંસમાં દાહ થાય, શરીર શીથીલ, કૃષ, ક્ષીણ અને દુર્બળ થાય, સોજા ચઢે, હાડકાંમાં શુળ થાય, ખાટા રસનો અગ્નિય સ્વભાવ હોવાથી કંઠ, ઉર અને હૃદયમાં દાહ થાય છે.

ખારો રસઃ—ખારો રસ દીપન, રેચન, છેદન, ભેદન, પાચન, અધોગામી, વાત નાશક છે. બંધકોશ મટાડે છે. સર્વ રસોને વિપરીત કરે છે મુખથી લાળી વહે, કફ ઢીલો થાય, માર્ગોને શુદ્ધ કરે, શરીરના અંગો કોમળ કરે, આહારમાં રૂચિ વધારે, ભારે, સ્નિગ્ધને ઉષ્ણુ છે. આહારમાં અત્યંત ઉપયોગી છે.

છતાં ખારો રસ ( મીઠું ) વધુ સેવવાથી પિત્ત કોપે છે. રક્ત વિકાર થાય છે. ખુજલી થાય, તૃષા, મૂર્છા, તાપને દાહ થાય, કુષ્ટ થાય. સોજાને ફાટેલા જેવા કરે, દાત કાળા પડે, પુરુષાર્થ ( વીર્ય ) નષ્ટ કરે છે. શરીરમાં સળો તળે, વાળ ધોળા થાય, માથે તાલ પડે તેમ રક્તપિત્ત, રતવા, વાતરકત, કરોળીયા ઇન્દ્રલુપ્ત રોગ થાય છે.

**તીખો** રસઃ—મુખને શુદ્ધ કરે છે, અગ્નિને દીપ્ત કરે છે, આંખોમાંથી પાણી નીકળે, સોજા, રોગ, સ્વેદ, મળને નષ્ટ કરે છે. અન્નમાં રૂચિ થાય, ખરજવું, ગુમડું ને કૃમિરોગ મટે, લોહીના જમાવને નષ્ટ કરે છે. સ્રોતોને ખોલે છે, કફ મટાડે છે, લઘુ, ઉષ્ટગને રૂક્ષ ગુણવાળો છે. છતાં તેનું વધુ સેવન કરવાથી પુરૂષત્વ નષ્ટ થાય છે. ગ્લાનિ થાય, શરીર કૃષ થાય; અંધારાં આવે, કંઠમાં બળતરા

થાય, શરીરે ગરમી જણાય, બળનો ક્ષય થાય, ભ્રમ દાહ, કમ્પ થાય, હાથ, પગને પીઠમાં વાયુવિકાર થાય છે.

**કડવો રસઃ**–રૂચિને યોગ્ય નથી છતાં તેનું સેવન કરવાથી અન્ન પર રૂચિ થાય છે. કૃમિયોને નષ્ટ કરે છે, વિષને નષ્ટ કરે છે. દાહ, ખસ, કન્ડુ, કુષ્ટ, તૃષાને મટાડે છે. તાવ મટાડે છે. દીપન પાચન છે, ક્લેદ, મેદ, ચરબી, પરસેવો, મળ મુત્રને પિત્ત તથા કફને સુકવે છે. ધાવણને શુદ્ધ કરે છે. તે રૂક્ષ, શીતને લઘુ છે. છતાં તેનું વધુ સેવન કરવાથી ખર, રૂપને વિષદ હોવાથી રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જાને શુક્ર સાતે ધાતુને સુકવે છે. વાળ ખરસટ બનાવે છે, બળ હરે છે, શરીર કૃષ કરે છે, મુખ સુકવે છે અને વિકારો ઉત્પન્ન કરે છે.

**તુરો રસઃ**—સંગ્રાહી છે. પીડા, રોપણ, શોષણને સ્તંભન કરનાર છે. કફ અને રક્તપિત્તને શાંત કરે છે. ક્લેદ મટાડે છે. રૂક્ષ શીતળને ગુરૂ છે. છતાં તેનું વધુ સેવન કરવાથી મુખ સુકાય છે, હૃદયને પીડા કરે છે, વાણી તોતડાય છે, નસો બધ થાય છે, શરીર કાળુ પડે, પુરૂષત્વ નષ્ટ થાય, ઘડપણ વ્હેલું આવે, મળમુત્રને વાત સુકવે છે, ગ્લાનિને તૃષા કરે છે. ખર, વિષદને રૂક્ષ સ્વભાવવાળો હોવાથી પક્ષાઘાત, હનુસ્તંભ, અપતાનક અને અર્દિત ( લકવો ) આદિ વાયુના રોગોને ઉત્પન્ન કરે છે.

મધુર રસ શીત વીર્ય છે અને ખાટો તથા કડવો હોય છે તે ઉષ્ણ વીર્ય છે.

કાથો ગ્રાહી એટલે મળને બાંધનાર છે, આમળાં ભેદન કરનાર છે, પીંપળ, સુંઠ પુસ્ત્વ વર્ધક છે, મીઠો રસ બધામાં શ્રેષ્ટ છે. તુરો રસ મધ્યમ, કડવો હલકો છે.

## વિરૂદ્ધ આહાર વિહારનો ત્યાગ.

દુધની સાથે માછલી ખાવી નહીં કેમકે દુધ શીત વીર્ય છે અને માછલી ઉષ્ણ વીર્ય છે જેથી બંન્ને ગુણ વિરૂદ્ધ છે. જેથી બંન્ને સાથે ખાવાથી લોહી દૂષિત થાય છે. અને શરીરની નસોને રોકે છે. માંસ સાથે તેલ, ગોળ સાથે દૂધ ન ખાવાં. મૂળા, લસણ, તુળસી ખાઇ ઉપર દૂધ પીવાથી કોઢ ઉત્પન્ન થાય છે. મદ અને દુધ સાથે ન ખાવાં કારણ બળ, વર્ણ, વીર્યની હાની થાય છે. ખાટાં ફળ દુધ

સાથે ખાવાં નહિં. કઠોળ-મઠ, અડદ, વાલ એની સાથે દુધ ન ખાવું. સરસીયામાં હળદર પલાળીને ખાવી નહિં તેથી પિત્ત કોપે છે. મદ ગરમ કરી ખાવાથી કે ગરમીવાળાને ગરમ મદ ખવરાવવાથી મૃત્યુ થાય છે. મધને ઘી બરોબર સરખે ભાગે મેળવી ન ખાવું. મદ પીને ઉપર ગરમ જળ તે ઝેર સમાન છે. દુધને ખટાઇ સાથે ખાવી તે સંયોગ વિરૂદ્ધ છે. શીટ વીર્યવાળી વસ્તુ મેળવી ખવાય નહિં.

પ્રકૃતિથી વિરૂદ્ધ અન્નનું સેવન કરવું નહિં. વિરૂદ્ધ ભોજન કરવાથી રોગ થાય છે.

આમળાંને દાડમ સિવાયની ખાટી વસ્તુઓ પિત્ત વધારનાર છે. સુંઠને પીંપળ સિવાયની તીખી વસ્તુઓ વાયુવર્દ્ધકને પુરુષત્વનો નાશ નાશ કરનાર છે ઘઉં સિવાયની સર્વ મધુર ( ગળી ) વસ્તુઓ કફ વર્ધક છે. ક્ષાર નેત્રનું તેજ તથા વીર્યને નાશ કરનાર છે, અડદની દાળ મળ વર્દ્ધક છે. દહીં સોજા લાવનાર છે, દ્રાક્ષ દીપન છે. દુધ તો જીવન છે.

જે રોગો ઉત્પન્ન થયા ન હોય તેને ઉત્પન્ન ન થવા દેવા, ઉત્પન્ન થયેલા દોષોને દુર કરવા એ સુખની ઇચ્છાવાળાનું કામ છે.

---

## પ્રકરણ ૧૦૪ થું.

---

### વાતપિત્તાદિ પ્રકૃતિના ગુણ

વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો છે. જે પુરૂષો વાત, પિત્ત અને કફ સમાન હોય તે વિકાર વગરના હોય છે. તેમનો જઠરાગ્નિ સમ હોય છે. પરંતુ જેમનામાં વાત વધુ તે વાત પ્રકૃતિના, પિત્ત વધુ તે પિત્ત પ્રકૃતિના, કફ વધુ તે કફ પ્રકૃતિના હોય છે. જેને વાત, પિત્ત, કફ સમ હોય તેને આરોગ્ય કહે છે

વાત પ્રકૃતિવાળો મનુષ્ય જો વાતનો કોપ કરનાર, આહાર વિહારનું સેવન કરે તો જલ્દી વાયુ કોપે છે. અને વાત વિકારથી તેને પીડા કરી, બળ, વર્ણ અને સુખ તથા આયુષ્યને નષ્ટ કરે છે.

પિત્ત પ્રકૃતિ વાળો મનુષ્ય જો પિત્તને કોપાવનાર આહાર વિહારનું સેવન કરે તો પિત્ત કોપિત થાય છે. અને બળ, વર્ણ, સુખ નષ્ટ કરી હાનિ કરે છે.

વાયુ વધે તો: ગરમ, મધુર, ખાટાં ને ખારાં ભોજન જમવાથી, વિરેચનથી બસ્તિ લેવાથી શાંત થાય છે.

પિત્ત વધે તો રેત પાનથી. વિરેચનથી, મધુર, તીખા, તુરા, ઠંડા ઔષધથી, શીતળ પદાર્થોથી શાંત થાય છે.

કફવાળો જો કફ કરનાર અહાર વિહાર કરે તો કફ કોપિત થાય છે તેથી બળ, વર્ણ, સુખ નષ્ટ થાય છે. કફ વધે તો ગરમ, વમનાદિથી તીખા, તુરા પદાર્થોથી, ઉપવાસથી, ઉજાગરો કરવાથી, કસરત કરવાથી શમે છે.

**વાત પ્રકૃતિનાં લક્ષણ**–વાયુ રૂક્ષ, ચલ, શીતલ, લઘુ હોવાથી વધુ વાયુવાળા મનુષ્યોનાં શરીર રૂક્ષ, વૃદ્ધિ રહિત, રૂક્ષ હોય છે, ઉંઘ ઓછી આવે છે. ચપલ હોય છે. સાંધા હાડકાં, હેઠ, જીભ, ખાંધ હાથ, પગ દૃઢ હોતા નથી, તે ઘણા બકવાદ કરનારા, ભય, રાગ દ્વેષ વાળા, સાંભળેલું માની લેનારા થોડી સ્મૃતિવાળા, શરદી, કોપવાળા હોય છે. વાયુ શીતલ છે જેથી વધુ વાતવાળા ટાઢને સહન કરી શકતા નથી. વાયુ પ્રકૃતિના માણસોના વાળ, નખ, દાંત, પગ, બરસટ હોય છે, અંગ ફાટે છે, ચાલતાં સાંધામાં તડાકા બોલે છે. તેઓ અલ્પ બળવાળા, નિર્ધન, અલ્પાયુ અને સ્વલ્પ સાધન વાળા હોય છે. તેમને સંવતી કમી થાય છે.

**પિત્ત પ્રકૃતિવ**ળા મનુષ્યો ગરમી સહન કરી શકતા નથી કારણ પિત્ત ગરમ છે. તીક્ષ્ણ, ખાટું ને કડવું હોય છે. તેમનું શરીર સુકુમાર હોય, શરીરે ખસ, તલ, ખુજલી, ફોલ્લીઓ વધુ થાય, ભૂખ તરસ વધુ લાગે, ચામડીએ જલ્દીથી કરચલી પડે, વાળ અકાળે ધોળા થાય. માથે તાલ પડે, દાઢી, વાળ, રૂંવાટી કેમળ તેમ સ્હેજ ભૂરા રંગની હોય, તે તીક્ષ્ણ પરાક્રમી અને અગ્નિવાળા હોય છે. ખાવા પીવાનું વધારે જોઇએ, કલેશો સહી શકતા નથી પિત્તનો દ્રવ છતાં સાંધાને માંસ શિથીલ થાય છે. પરસેવો ને મળમૂત્ર અધીક થાય, બગલ, માથુ અને અન્ય અંગમાંથી દુર્ગંધી આવે, તેમને પિત્ત તીખુ તથા ખાટુ હોવાથી વધુ પિત્તવાળા પુરુષોનાં વીર્ય અલ્પ હોય છે. મૈથુનની શક્તિ થોડી હોય તેમ પ્રજા પણ થોડી હોય છે. તે મધ્યમ બળવાળા, મધ્યમ આયુષ્યવાળા, મધ્યમ જ્ઞાન, વિજ્ઞાન, અને ધનવાળા હોય છે.

**કફ પ્રકૃતિ**વાળા મનુષ્યોનાં અંગ સ્નિગ્ધ ( ચીકણાં ) હોય

છે. કફ ચિકણા, મૃદુ, મધુર, ભારે, શીતલ હોય છે. કફવાળાનાં શરીર સુંદર સુકુમાર, ને ગૌર વર્ણનાં હોય છે. વધુ કફવાળા પુરુષોમાં વીર્ય વધુ હોય છે મૈથુન શક્તિ વધુ હોય છે. પ્રજા ઘણી હોય છે, અંગ પુષ્ટ તથા પૂર્ણ હોય છે. આહાર વિહારમાં શિથીલ, વિકાર જલ્દી ઉત્પન્ન થતા નથી સ્થિર ગતિ વાળા ભૂખ તરસ, સંતાપ, પરસેવો ઓછાં હોય, શરીરના સાંધા મજબુત ને દૃઢ હોય, નેત્ર, મુખ પ્રસન્નને નિર્મળ હોય, વર્ણ । સ્વર ઉત્તમ હોય, વધુ કફ વાળા પુરૂષો બળવાન, વિદ્વાન, ધનવાન, એ જસ્વી, શાંત તથા આયુષ્યવાળા હોય છે.

**આઠ સારથી પરીક્ષા**—ત્વચા, લોહિ, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, વીર્ય તથા સત્વ એ આઠ જાતના સાર કિંવા તત્વો મનુષ્યમાં હોય છે. જેમનામાં ત્વચાનું સત્ત્વ વધુ હોય તેમની ત્વચા કોમળ સુકુમાર અને નિર્મળ હોય તે બુદ્ધિમાન, હર્ષવાળા, સૌભાગ્યવાળા હોય, જેમનામાં રક્ત (રૂધિર)નું તત્ત્વ વધારે હોય તેમનાં નેત્ર મુખ, નાક, હોઠ, લલાટ, હાથ પગનાં તળીયાં રક્ત વર્ણનાં સુંદરને દીપીમાન હોય તે સુખી, ઉચ્ચ, સુકુમાર હોય છે. વધુ બળ હોતું નથી અને કલેશને સહી શકતા નથી. જેમનામાં માંસનું તત્ત્વ વધુ હોય તેઓનાં લલાટ, ખભા, કપાળ ગ્રીવા હાથ પગ સર્વ સ્થિર સુંદર ને માંસથી ભરેલાં હોય, તે ધૈર્યવાળા સુખી, બળવાન અને આયુષ્યવાળા હોય છે.

મેદ—જેમનામાં મેદનું તત્ત્વ (સાર) વધુ હોય તેઓ વર્ણ, સ્વર, નેત્ર, વાળ, નખ, દાંત, હોઠ સ્નિગ્ધ હોય. મેદ સાર વાળા પુરુષો ધનવાન, ઐશ્વર્યવાળા, સુખી, ભોગવાળા સરળ, દાની અને સુકુમાર હોય છે. જેમનામાં **અસ્થિરનું** તત્ત્વ વધુ હોય તેમની એડી ઘુંટણ, ખભા, માથુ, હાડકાં, નખ, દાંત સ્થુલ હોય તેઓ ઉત્સાહીને કલેશ સ્હેનાર હોય છે. મજ્જાનું તત્ત્વ વધુ હોય તેમનું શરીર કૃશ હોય, વર્ણ સ્નિગ્ધને શરીરના સાંધા સ્થુલ તથા ગોળ હોય છે. જેમનામાં વીર્યનું તત્વ વધુ હોય તે શાસ્ત્ર જ્ઞાનને નીતિવાળા, ધનવાન, માની અને સૌમ્ય હોય, સદા પ્રસન્ન રહેનાર, પુષ્ટ ને સુંદર હોય છે તે મનોસ્વર મધુર ને ગંભીર હોય, નિતંબ બહુ મોટા હોય, કાંતિવાળા હોય, સ્ત્રીયોને બહુ પ્રિય હોય છે. સ્ત્રીઓને તેમની સાથે સંગ કરવામાં વધુ આનંદ પડે છે. તે ઘણા બળવાન હોય છે.

જેમનામાં ઓજસ કિંવા સત્વનું તત્વ (સાર) વધુ હોય તે સુખી, નીરોગી ધનવાન, ભક્તિમાન, પવિત્ર, ઉત્સાહી, ધીર, પરાક્રમી સ્વદેરહિત ગંભીર, બુદ્ધિવાળો હોય છે.

જેમનામાં સર્વ ધાતુઓનાં તત્વ ( સાર ) વધુ પણ હોય તે વધુ બળવાન, ગૌરવવાળા, સમર્થ, સ્થિર, સુંદર, ગંભીર, ઐશ્વર્યવાળો, ધનવાન, વૃધ્ધાવસ્થામાં પણ શિથિલ ન થનારા હોય છે. બહુ સંતાનવાળો અને દીર્ઘાયુ હોય છે.

માત્ર નજરે શરીર સ્થુલ જણાય તો તે બળવાન હશે કે શરીર કૃષ હોય તો તે નિર્બળ હશે. એવું અનુમાન ન કરવું. પણ તેમનામાં કયું તત્વ (વધુ) છે તે જાણી તેની પરીક્ષા કરવી.

**લોહીની** શુદ્ધિ—શરીરમાં સાત ધાતુ છે. તેમાં લોહી શુધ્ધ હોય તો બળ, વર્ણ અને આયુષ્યની વૃધ્ધિ થાય છે. કેમકે મનુષ્યોના પ્રાણ વાયુ અને લોહીને અનુકુળ રહે છે. ખારી, ગળી કે કડવી વસ્તુઓના સેવનથી, અડદ, વાલ, તેલ, ઘોળુ રતાળુ, મુળા, દહી, ખટાશ, મદિરાના સેવનથી દિવસે જમી સુવાથી, ક્રોધથી, ઉલ્ટીના વેગને રોકવાથી, અજીર્ણમાં જમવાથી, અને શરદઋતુના સ્વભાવથીજ લોહી બગડે છે.

લોહી બગડે છે ત્યારે અનેક પ્રકારના રોગો થાય છે. આંખો આવવા, મોંમાંથી દુર્ગંધી નીકળવી, ઉપદેશ, રક્તપિત્ત, ઝેરીવા, વિદ્રધી, ગુલ્મ, પ્રમેહ, પ્રદર, વાત રકત, મેદાગ્નિ, તરસ, સંતાપ, શરીર ભારે થવું, માથું ચઢવું. જમેલું ન પચવું, તીખાને ખાટા ઓટકાર આવવા, ક્રોધ વધુ થવો, ગ્લાનિ થવું, ઉદાસ રહેવું. સ્વરભંગ, ઉંઘ વધુ આવવી, ખસ નીકળવી, શરીરે ફોલ્લીઓ, ચકામાં નીકરવાં એ સર્વ ઉપદ્રવ લોહી બગડવાથી થાય છે.

લોહી બગાડના રોગમાં જુલાબ આપવો, ઉપવાસ કરાવવો જે લોહી સોના જેવું ગોકળગાયના જેવા રંગનું લાલ હોય, લાલ ચણોખડી જેવા રંગનું હોય તે શુધ્ધ જાણવું. ઇન્દ્રિયોની પ્રસન્નતા, ખાધેલું પચી જવું. બળ, સુખ, પુષ્ટતા, વર્ણ ઉત્તમ હોય તો શુધ્ધ લોહીવાળા પુરુષનાં લક્ષણ છે.

વાયુ કોપ પામવાથી લોહી બગડે તો લાલ રંગનું ફીણવાળું. પાતળુ જણાય; પિત્ત બગડવાથી લોહી બગડે તો પીળુ, કાળા રંગનું

તે ગરમીને લીધે ઘણીવારે ઠરી જ ાડું હોય, કફથી લોહી બગડે તો કાંઇક જાડુ અને પાંડુવર્ણનું હોય છે.

લોહી બગડે ત્યારેઃ-શરીરે ફોલ્લીઓ થાય, ખરા થાય, ઝેરી વા, રક્તપિત્ત, પ્રદર, ગુદા, ઉપસ્થ કે મો પાકે, બરોળ થાય, ગોળો ચઢે, વિધી થાય, કમળો થાય, દાદર થાય, ખસ, કોઢ વગેરે રોગો થાય છે.

માંસ બગડે તો—શરીરપર અર્બુદ ( ગાંઠો ) થાય, ગળામાં ગલગંડ, ગ ઠો, કંઠમાળ, ગળશુંડુ, એ રોગો થાય છે.

હાડકામાં વિકાર થાય તો દાંતમાં શુળ, હાડકાંમાં શુળ, વાળ, નખ અને પાંપણોમાં વિકાર થાય છે.

મજજા દુષિત થાય તો મુછો, અંધકાર, સાંધામાં પીડા. ભ્રમ થાય છે.

શુક્ર બગડે તોઃ નપુષકતા આવે, હર્ષ ન થાય, આયુષ્ય કમી, સંતાન ન થાય, ગર્ભસ્ત્રાવ થઇ જાય, સંતાન દુઃખદાયી થાય છે.

આ પ્રમાણે શરીરના દોષો અને ધાતુઓ કુપિત ન થાય તે માટે હિત આહાર વિહારનું સેવન કરવું.

## કેટલાક આહાર દ્રવ્યનો-વધુ ઉપયોગ કરવાથી હાનિ

દ્રવ્યનો પ્રભાવઃ તેલ, ઘી, મધ એ વાતપિત્ત અને કફને શાંત કરે છે. હંમેશા તેલનો ઉપયોમ કરવામાં આવે તો વાયુ શાંત કરે છે.

ઘી પિત્તને શાંત કરે છે. મદ કફને જીતે છે.

પીંપર ક્ષાર તથા મીઠાનો વધુ ઉપયોગ કરવો નહિં. પીંપરનો થોડા દિવસ ઉપયોગ કરવામાં આવે તો હિતકારક છે. પણ હંમેશાં તેનું સેવન કરવાથી દોષોનો સંચય થાય છે. કફને ઉમેળે છે, પિતને ઉભેળે છે ને વાયુને શાંત કરતી નથી માટે પીપરનો બહુ ઉપયોગ કરવો નહિ.

ક્ષાર ( ખાર ) નો બહુ ઉપયોગ કરવાથી વાળ ધોળા થાય. આંખો, હૃદય અને પુરુત્વનો નાશ કરે છે. જ્યાં તેનો વધુ ઉપયોગ હોય છે તેઓ આંધળા, નપુષક, ઘેળા વાળવાળા, તાલવાળા અને હૃદયમાં કરડમાં કરડવા જેવી પીડા થયા કરે એવા હોય છે.

મીઠું અન્નમાં રૂચિ ઉત્પન્ન કરે છે. સમય અને માત્રા અનુસાર ઉપયોગ કરવાથી ગુણ કરે છે પણ પછી દોષોને વધારે છે. તેનો

બહુ ઉપયોગ કરવાથી ગ્લાનિ શિથિલતા, દુર્બળતા પ્રાપ્ત થાય છે. જેઓ મીઠું વધુ ખાનારા હોય છે તેમના વાળ નાની ઉમ્મરમાં જ ધોળા થઇ જાય છે, માથે તાલ પડી જાય છે, કે વાળ ખરી પડે છે, શરીરે કરચલીયો પડે છે, શરીરે ગ્લાનિ થાય. માંસ શિથિલ થાય છે. માટે મીઠાનો અભ્યાસ છોડવો જોઇએ.

## રોગ ન થાય તેની કાળજી રાખવી

શરીરની અંદર નાડીયો કિંવા નસો ધાતુઓનું વહન કરે છે. તે નાડીયો દુષિત ન થાય તો શરીરમાં કોઇ વિકાર થતો નથી. પ્રાણનું વહન કરનાર નાડીયોનું મૂળ હૃદય અને મહાશિરા છે. નાડીયો દૂષિત થાય તો રોકાઇ રોકાઇને બહુ શ્વાસ નીકળે, વારંવાર થોડાં શુળ સાથે શબ્દ સહિત શ્વાસ નીકળે છે તો જાણવું કે પ્રાણને વહન કરનાર શ્વાસ નલિકા બગડી છે. જેમનું વહન કરનાર શિરાનું મુળ તાળું અને ફેફસાં છે. તે દૂષિત થાય તે ફેફસાં સુકાય કે બહુ તરત લાગે, હોઠ, કંપ, જીભ, તાળવું સુકાય. અન્નનું વહન કરનાર શિરાનું મુળ આમશય કિંવા જઠર છે. તે દૂષિત થાય તો અન્નની અનિચ્છા, અરૂચિ, ઉલ્ટી એ થાય છે. રસનું વહન કરનાર નાડીયોનું મૂળ હૃદય અને દસ નાડીયો છે, લોહિનું વહન કરનાર શિરાનું મુળ યકૃત ( લીવર ) અને બરોળ છે. માંસનુ વહન કરનાર શિરાનું મુળ ત્વચા અને સ્નાયુઓ છે. મજ્જાનું વહન કરનાર શિરાનુ મુળ હાડકાં છે. વીર્યનું વહન કરનાર શિરાનું મુળ અંડકોશ અને લિંગ છે. મુત્ર વહન કરનાર શિરાનું મુળ બસ્તિ અને વંક્ષણ છે. તે બગડે તો રોકાઇ બહુ મુત્ર આવે કે થોડી પીડા સાથે પેસાબ થાય. મળનું વહન કરનાર શિરાનું મુળ પકવાશય ( આંતરડાં ) તથા ગુદા છે. તે બગડે તો મુશ્કેલીથી પાતળા ઝાડા થાય કે બહુ રોકાઇ રોકાઇને બંધાયેલો મળ નીકળે.

પરસેવો થવાનું મુળ મેદ છે, તે દૂષિત થાય તો ચામડી ખરસટ કે ચીકણી થાય, રોમાંચ થાય, બહુ પરસેવો થાય.

આ પ્રમાણે પ્રાણ, ( હવા ), જળ અને અન્નનું વહન કરનાર સ્રોતો દૂષિત થાય તો શ્વાસ, તૃષા તથા આમદોષની શાંતિ કરનાર ચિકિત્સા કરવી.



# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૧૭ મો

### મૃત્યુ ઉપર જય

### પ્રકરણ ૧૦૫ મું

### આરોગ્ય, આયુષ્ય અને બળ વધારનારા પ્રયોગો

### શરિરને બળવાન બનાવનારા પ્રયોગો

તલ, અડદ અને વિદારીકંદ (ફગવેલાનો કંદ) એનું ચુર્ણ કરી શેરડીના રસમાં પલાળી, ખુબ મસળી, સીંધવ નાંખી તેની રોટલી બનાવી તે રોટલી ખાવાથી પુરૂષ અત્યંત બળવાન થાય છે. વીર્યની વૃદ્ધિ થાય છે. (૨) રાતા ચોખાના લોટની ઉપર પ્રમાણે શેરડીના રસમાં રોટલી બનાવી ખાવાથી પુરૂષ ઘણો બળવાન થાય છે.

અડદ, રાતા ચોખા, જવ અને ઘઉંનો લોટ તથા પીપળનું ચુર્ણ એ સર્વ સમ ભાગે લેઇ તેની પુરીઓ બનાવી ઘીમાં તળી તે પુરીઓ ખાઇ ઉપર સાકર કઢવેલુ દુધ પીવું. તેથી પુરુષ ઘણો બળવાન થાય છે.

વિદારીકંદના ચુર્ણને વિદારીકંદના સ્વરસની ભાવના આપી મદ અને ઘી મેળવી ચાટવાથી બળવાન થાય છે.

આંબળાંનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેને આંબળાંના સ્વરસની ભાવના આપી ઘી, સાકર અને મદ સાથે ચાટી ઉપર દુધ પીવું. આ પ્રયોગ કરવાથી ૮૦ વર્ષનો પુરૂષ પણ જુવાન જેવો સમર્થ અને સ્ત્રી સંગમાં બળવાન બને છે.

પીપળાનાં ફળ, મૂળ, છાલ અને કુંપળોને વાટી દુધ, સાકર સાથે ઉકાળી, ઠંડુ થયે મદ નાંખી તે દુધ પીવું. આથી પુરૂષ બળવાન બની વારંવાર સ્ત્રી સંગ કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે.

વિદારી કંદના મૂળનો ઉમરડાના ફળ જેટલો કલ્ક દૂધ ને ઘીમાં ઉકાળી તે દૂધ તથા ઘી સાથે પીવા તેથી વૃદ્ધ પણ જુવાન થાય છે.

ચાર ભાર અડદનો લોટ ઘી તથા મધ સાથે ચાટવો તેના ઉપર દૂધ પીવું તેથી પુરૂષ ઘોડા જેવો બળવાન થાય છે.

ઘઉં ને કૌચાંની મીંજો સાથે દુધમા ઉકાળી પછી થંડા પડવા દઇ તે ઘી સાથે ખાઇ ઉપર દૂધ પીવું તેથી પુરુષ ઘોડા જેવો બળવાન થાય છે.

કૌચાંના ફળની મજ્જા અને એખરાનાં ફળ એને વાટી ચુર્ણ કરી તે સાકર સાથે તરત દોહેલા ધારોષ્ણ દૂધ સાથે પીવું આથી પુરૂષ સ્ત્રી સંગ કરવામાં હીન શક્તિવાળો થતોજ નથી.

ધોળી ચણોખડીનાં બીનાં ઉપરનાં ફોતરાં ઉતારી નાંખી તે બીયાંનો લોટ ૧ રતી કરી તે દૂધ સાથે રાબડી કરી સાકર નાંખી પીવાથી મનુષ્ય અતિ સમર્થ થાય છે. તેમાં શતાવરીનું ચુર્ણ નાંખી પીવાથી વળી વધુ બળવત્તર થાય છે.

અડદની દાળમાં કૌચાંની મીંજો નાંખી તે રાંધવી તે દાળ મીંજો સાથે ખાવાથી તે પુરૂષ ઘોડા જેવો સમર્થ થાય છે.

કૌચાંનાં બી ગોખરૂનાં બી, ધોળી ચણોઠીનાં ફોતરાં કાઢી લીધેલાં બી એ સર્વ સમ ભાગે લઇ ચુર્ણ કરી ગાયના દૂધમાં ઉકાળી તે દુધ રવઇયાથી વલોવી સાકર મેળવી પીવામાં આવે તો પુરૂષ ઘણો બળવાન થાય છે.

અડદ, વિદારીકંદ અને ધોળી ચણોઠીનાં બીનું ચુર્ણ ગાયના દૂધમાં ઉકાળી તે દૂધ મધ ઘી, સાકર સાથે પીવાથી પુરૂષ અત્યંત બળવાન થાય છે.

જે ગાયોને અડદના લીલા છોડ ખવરાવવામાં આવતા હોય જેમનાં વાછડાં ૧ વર્ષ થઇ ગયાં હોય તેવી બાખડી ગાયોનુ દૂધ બળ આપવામાં બહુ ઉત્તમ છે.

દૂધ બળ આપનાર છે. માટે તેનો વાજીકરણમાં ઉપયોગ કરવો. ઉપર જે પ્રયોગો બતાવ્યા તે બળ આપનારા, ધાતુ વધારનારા સંતાન આપનારા, આનંદ વધારનારા છે. પહેલો શરીરને રેચથી કે ઉલ્ટીની દવાથી શુદ્ધ કરી પછી પુષ્ટ કરનાર ઉપરના પ્રયોગો કરવા ક્ષીણ ધાતુવાળાને ધાતુ વધારનાર એ પ્રયોગો છે.



# શ્રી ચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૧૮ મો

## રસાયન વિદ્યા

## પ્રકરણ ૧૦૬ મું

**બળ, આરોગ્ય, આયુષ્ય અને બુદ્ધિ વધારવાના ઉપાયો**

જે ઔષધ જરાનો તથા વ્યાધિનો અટકાવ કરનાર હોય, જુવાનીને સ્થિર રાખનાર હોય, નેત્રોનું હિતકરનાર હોય, ધાતુઓની પુષ્ટિ વધારનાર હોય અને વીર્યને વધારનાર હોય તે ઔષધ રસાયન કહેવાય છે, શરીરમાં શ્રેષ્ટ રસ રૂધિરાદિ મેળવવાના જે ઉપાય તે રસાયન છે.

મનુષ્યને તેની પ્રથમ અવસ્થામાં, મધ્ય અવસ્થામાં રસાયન યોગો આપવા તે શરીરનું સ્નેહન સ્વેદન કરીને આપવા. જેમ મેલા વસ્ત્રમાં સારો રંગ પણ ચડતો નથી તેમ રસાયનો પણ અશુધ્ધ શરીરમાં સંપૂર્ણ કામ કરી શકતાં નથી. માટે પ્રથમ શરીરના દોષ જન્ય તથા માનસિક ઉપઘાતો (ક્રોધાદિક) છે તેનું જેથી જીવન પર્યંત નિવારણ થાય તેવા રસાયન પ્રયોગો છે.

**લાંબા કાળ જુવાની ટકે**—ઠંડુ જળ, દૂધ, ઘી અને મધ એ ચાર પદાર્થોમાંથી એક, બે ત્રણ કે ચારે પદાર્થો ભોજન કર્યા પહેલાં પાવામાં આવે તો જુવાની લાંબા કાળ સુધી ટકી રહે છે.

**વાવડીંગના રસાયન પ્રયોગો**--વાવડીંગના દાણાઓનું ચુર્ણ કરી, જેઠીમધના ચુર્ણ સાથે જઠરાગ્નિના બળ પ્રમાણે રોજ ટાઢા

પાણી સાથે ઉપયોગ કરાવવો. અનુપાન પણ ટાઢું પાણી આપવું એક મહીના સુધી રોજ પ્રયોગ કરાવવો.

(૨) અથવા વાવડીંગનું ચુર્ણ મદ્ય અને દ્રાક્ષની સાથે જઠરાગ્નિના બળ પ્રમાણે આપવું અનુપાન ટાઢા પાણી સાથે આપવું એક મહિના સુધી રોજ આપવું

(૩) અથવા વાવડીંગનું ચુર્ણ મદ્ય અને આમળાંના રસ સાથે ટાઢા પાણીના અનુપાનથી રોજ એક મહિનો આપવ, (૪) વાવડીંગનુ ચુર્ણ ગળોના ક્વાથ સાથે એક મહીનો આપવું, ઉપર પ્રમાણે ચુર્ણાદિ લઇ પેટમાં પચી જાય ત્યારે મીઠા વગરના તથા થોડા સ્નેહવાળા (ઘી સાથે) મગ તથા આંમળાંનું ઓસામણ અને ભાત તથા ઘી રોજ જમવું.

સવારમાં વાવડીંગના દાણાનું ચુર્ણ ઉપર પ્રમાણે લઇ બપોરે ૧૨ વાગ ભાત અને ઓસામણ લેવું, તેથી અરશો મટે છે. કૃમિ માટે છે. ગ્રહણ ધારણ શકિત વધે છે, ઉપરનો પ્રયોગ એકક મહીનો કરવાથી દર મહીને સો વર્ષનો આયુષ્યમાં વધારો થાય છે.

વારાહીકંદ ચારસો તોલા ભાર લઇ તેનું ચુર્ણ કરી તે ચુર્ણ યોગ્ય માત્રામા મદ્ય સાથે મેળવી દૂધમાં ધોળી સ્વારે પાવી તે પચી ગયા પછી દૂધ, ભાત ઘી એ ખાવું. આ પ્રયોગનુ સેવન કરવાથી સો વર્ષનું આયુષ્ય ભોગવે છે. બળવાન થાય છે. પ્રયોગ કરનારે પવન વગરના ઘરમાં રહેવું, શરીરે પવન લાગવા દેવો નહિં.

નેત્રોને તથા શરીરને બળવાન કરવા ઇચ્છા હોય તેમણે બીયાના સારનો અને અરણીના મુળનો ક્વાથ કરી તેમ ૬૪ તોલા ભાર અડદ બાફવા, બાફતી વખતે ચોથા ભાગનો આમળાનો રસ અને ૧ તોલો ચિત્રકનાં મૂળનો કલ્ક નાંખવો. બફાઇ રહે ઉતારી અડદને થંડા પાડી. મીઠું ન નાંખતાં મદ્ય તથા ઘી નાંખી તેને જઠરાગ્નિના બળ પ્રમાણે ઉપયોગ કરવો. પચી ગયા પછી મીઠા વગરના મગનું તથા આમળાનું ઓસામણ ઘી ભાત સાથે જમવું. આ પ્રયોગ ત્રણ મહિના કરવાથી ચક્ષુ ગરુડ જેવા બળવત્તર થાય, શરીરબળ અત્યંત વધે અને સો વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાય છે.

**બાવચીનો પ્રયોગ**—ધોળા ફુલવાળી બાવચીનાં તડકામાં સુકાયલાં ફળ લાવી ઝીણું ચુર્ણ કરી તે ચુર્ણ ગોળમાં મેળવી ઘીના ચીઢા વાસણમાં નાંખી તે ઘડાનું મોં બંધ કરી અનાજના ઢગલામાં તે ઘડો દાટી મૂકવો. સાત રાત્રિ થઇ ગયા પછી કાઢી લેવો પછી

વમન વિરેચન આદિથી શરીરનું શોધન કરી સૂર્યોદય પહેલા જઠરાગ્નિના બળ પ્રમાણે તેમાંથી ગોળી ખવરાવવી. તે ખાધા પછી ગરમ પાણી પીવું, અને પવન વગરના ઘરમાં રહેવું. ઔષધ પચી ગયા પછી બપોરે ટાઢા પાણીએ સ્નાન કરી સાકર સાથે દૂધ ભાત જમવો. આમ છ માસ કરવાથી ઉત્તમ બળ અને વર્ણ પ્રાપ્ત થાય છે, યાદદાસ્તિ અને સ્મરણ શકિત બહુ વધે છે. અને સો વર્ષનું આયુષ્ય થાય છે. ધોળી બાવચીને બદલે કાળા ફુલની બાવચીનાં ફળોનું ચુર્ણ ગોમૂત્રમાં પલાળી ઘડામાં ભરી ઉપર પ્રમાણે તયાર કરવામાં આવે તો તે દવા ગૌમૂત્ર સાથે લેવાથી પાંડુ અને ઉદરરોગ તથા કોઢ મટે છે. એ એક મહિનાનો પ્રયોગ છે. તેથી સો વર્ષનું આયુષ્ય વધે છે. માત્રા આઠ તોલા સુધી લઇ શકાય છે.

**બ્રાહ્મી**—બ્રાહ્મીનો સ્વરસ સવારે દૂધ સાથે જઠરાગ્નિના બળ પ્રમાણે પીવો, સ્વરસ પીને ઉપર દૂધ પીવું, પછી બપોરે દૂધ, ઘી ને ભાત જમવો, ત્રણ મહિના પ્રયોગ કરવાથી બ્રાહ્મ તેજ વધે, સ્મરણ શકિત વધે ને આયુષ્ય સો વર્ષનું થાય. પવન વગરના ઘરમાં રહેવું અને પ્રયોગ ચાલે ત્યાં સુધી બીજું કાંઇ પણ ખવાય નહિ ઓસામણ મીઠા વગરનુંજ લેવાય

બ્રહ્મી શ્વેત સ્વરસ ૧૨૮ તોલા, ઘી ૬૪ તોલા, વાવડીંગના દાણાનું બારીક ચૂર્ણ ૧૬ તોલા વજનું ચુર્ણ ૮ તોલા, નસોતરનું ચુર્ણ ૮ તોલા અને ત્રિફળાનું ચુર્ણ ૪૮ તોલા લઇ, એકંદર કરી ઉકાળી ઘી બાકી રહે ત્યારે ઉતારી ઠરવા દઇ ઘી ગાળી લઇ. તે ઘી જઠરાગ્નિ પ્રમાણે સવારે ખાવું, અને તે પચી ગયા પછી બપોરે દૂધ, ઘીને ભાત જમવો. સિવાય કાંઇ ખાવું નહિ. આ પ્રયોગથી કૃમીઓ, નિકળી જાય છે, અલક્ષ્મી દૂર થાય છે, કાન કમળ જેવા થાય છે, યૌવન સ્થિર થાય છે, એકવાર સાંભળેલું યાદ રહે છે, અને ત્રણસો વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાય છે, પવન વગરના ઘરમાં રહેવું. **બ્રાહ્મી** ઘી-અમારે ત્યાં દવે ફાર્મસીમાં તયાર મલશે રતલ ૧, કીં રૂ ૬

વજના ચૂર્ણનો આંમળાં જેટલો ગોળો સવારે બ્રાહ્મીના સ્વરસમાં ઉકાળેલા દુધ સાથે પાવો, પચી ગયા પછી બપોરે દુધ, ઘીને ભાતનો આહાર કરવો. બાર દિવસ કરવાથી દુરથી વાતો સાંભળે, ૨૪ દિવસ સેવન કરે તો સ્મરણ શકિત વધે, ૩૬ દિવસ ખાય તો સોશ્લોકો યાદ રાખી શકે ૪૮ દિવસ સેવન કરે તો ગરુડ પક્ષી જેવું

નેત્રોનું તેજ વધે અને સોવર્ષનું આયુષ્ય થાય (૨) ધોડાવજને વજને દૂધમાં ઉકાળી, દૂધ સાથે પાવી, બપોરે દૂધભાત અને ઘી ખાવું તથા ઉપર પ્રમાણે સ્મરણશક્તિ વધે અને સો વર્ષનું આયુષ્ય થાય.

**પાંચસોવર્ષનું આયુષ્ય વધે**—વજના કવાથથી તથા કલ્કથી સો વાર ઉકાળેલા ૧૦૨૪ તોલા ભાર ઘાનો જઠરાગ્નિના બળ પ્રમાણે માત્રાથી રોજ ઉપયોગ કરે તો ૫૦૦ વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાય, બુદ્ધિ વધે, વળી ગલગંડ, સોજા. સ્વરભેદ પણ મટે.

## બુદ્ધિ અને આયુષ્ય વધારનારા રસાયનો

પુષ્ય નક્ષત્રને દિવસે કાચાં બીલાંના ફળનું ચુર્ણ ઘી તથા મદ એને સોનાના વરક સાથે ચાટે તો આયુષ્ય વધે, અને અલક્ષ્મીનો વિનાશ થાય.

બીલીની છાલનો અને મૂળનો કવાથ દૂધ સાથે પીવે તો આયુષ્ય વધે, (૨) કમળના મુળનો કવાથ મદ તથા સાળની ધાણી સાથે પીવે તો જરૂર આયુષ્યની વૃદ્ધિ થાય.

કમળ કાકડીની અંદરનો ગર્ભ, મદ, સાળની ધાણી, ઘઉંલા એ સોનાવરખ અને દૂધમાં વાટી દૂધ સાથે રોજ પીવે તો આયુષ્ય વધેછે.

વજનું ઘી, કાચાં બીલાંનું ચુર્ણ અને સોનાના વરખ એનો રોજ ઉપયોગ કરવાથી બુદ્ધિ, આયુષ્ય. આરોગ્ય, સૌભાગ્ય વધે, શરીર પુષ્ટ થાય છે.

અરડુસીનાં મૂળ ૪૦૦ તોલા લઇ તેના કવાથમાં તેલ ઉકાળી તે રોજ જમવામાં લે તો આયુષ્ય વધે અને બુદ્ધિ વધે છે.

૪૦૦ તોલા જવને ખાંડી તે જવની રોટલી વગેરે બનાવી પીપળ અને મદ સાથે રોજ ખાવાથી આયુષ્ય વધે છે.

આંમળાનું ચુર્ણ અને સોનાના વરખ મદ સાથે કાલથી રોજ ખાયતો રિષ્ટગ્રસ્ત પણ બચી જાય અને આયુષ્ય વધે.

ઉપરના રસાયનના પ્રયોગો બુદ્ધિ અને આયુષ્ય વધારે છે.

અજીતેંદ્રિય, આળસુ દરિદ્ર, પ્રમાદી, વ્યસની, ઔષધ દ્વેષી એ સાત પુરૂષો રસાયનોનો ઉપયોગ કરી શકતા નથી. અજ્ઞાનથી, ઉદ્યોગ નહીં કરવાથી, ચિત્તની અસ્થિરતાથી, દારિદ્રયને લીધે. પરતંત્રપણાને લીધે, અધર્મને લીધે અને ઔષધ નહિં મળવાને લીધે પુરૂષો રસાયનની પ્રાપ્તિ કરી શકતા નથી.

# श्रीचमत्कृति ज्ञानदर्शक विद्या

## ભાગ ૧૯ મો.

### ચમતકૃતિ જ્ઞાનદર્શક યોગ.

### પ્રકરણ ૧૦૭ મું.

### તંત્ર

**ભૂત પ્રેત જાય**—ધોળા આકડાના મૂળને હાથે બાંધી દેશાન્તરમાં જાય તો ભૂત પ્રેત, પિશાચ ડાકિની સર્વ નજર કરતાંજ કટાક્ષ માત્રથી નાસી જાય છે.

**ત્રિલોક વશ થાય**—ધોળા ફુલના આકડાનું મૂળ અને ગોરોચન ગાયના ઘી સાથે ઘુંટી માથે ચંદન કરવાથી ત્રિલોક તેને વશ થાય તેના ઉપર પ્રીતિ કરે.

**સ્ત્રી વશીભૂત થાય**—ધોળા આકડાનું મૂળ કમરે બાંધી સ્ત્રી સંગ કરે તો વીર્યનુ સ્તંભન થઇ સ્ત્રી વશીભૂત થાય (૨) ધોળો આકડો અને કમળનું પાન કેડે બાંધી સ્ત્રી સંગ કરે તો વીર્ય સ્તંભન થાય.

**શોભાગ્યશાલી રહેવું**—ધોળા આકડનું મૂળ જે જમણા હાથમાં કે કેડે બાંધે તે સદા સૌભાગ્યશાલી રહે.

**વલીલીત જાય**—ભાંગરાના પાનનો રસ કાળા જીરા (શાહજીરા) સાથે રોજ ખાય અને તેને તેલ સાથે મેળવી શરીરે ને માથે ચોપડે તો ધોળા વાળ કાળા થાય. કરચલીયો પડેલી માટે વલી

પલિત જાય. એ રસ ગળોના રસ સાથે એક માસ સેવન કરવાથી બધા રોગ મટે છે.

**શાલ્મલીક કલ્પ**--શુભ મહુર્ત્તમાં શેમળાની છાલ ૪ તોલા લાવી વાટી ૧ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે તે પીવી. તો રતી શકિત વધે છે, ઉકાળો પી પછી દૂધ પીવું. આનું રોજ સેવન કરવાથી ૮૪ વર્ષ જીવે છે.

**અભયા કલ્પ**—હરડે શરદ ઋતુમાં સાકર સાથે. હેમન્તમાં સુંઠ સાથે, શિશિરમાં પીપળ સાથે વસન્તમાં મદ સાથે, ગ્રીષ્મમાં ગોળ સાથે, વર્ષામાં સીંધાલુણ સાથે સેવન કરવું તેથી બળ, વીર્ય વધે છે, રોગ થતો નથી, યૌવન સ્થિર રહે છે. જઠરાગ્નિ લાકડાને પણ પચાવી દે છે. અનેક રોગ મટે છે

શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—**कदाचित कुप्यते माता नोदरस्था हरितकी मातेव तस्माद्भवति हितकारी हरीतकी ॥**

કદાચ માતા ક્રોધી થઇ જાય પણ પેટમાં ગયેલી હરડે ક્રોધી થતી નથી. હરડે માતા સમાન હિતકારી છે.

ઘી ખાવાથી ઇડાનાડી પ્રકાશિત થાય છે, પીંગલા નાડી નાકની જમણી બાજુના છિદ્રવાળી મદના સેવનથી પ્રકાશિત થાય છે અને સુષુમ્ના નાડી દાડમ ખાવાથી પ્રકાશિત થાય છે.

**અદશ્ય નિધિ જણાય**—ધંતુરાનું મૂળ અને સપ્તદલ (સાતલા) નું મૂળ માથાની ચોટલીની ગાંઠ છોડી નાખીને ઉખાડી લાવી તે મૂળ મોંમાં ધારણ કરવાથી પતાળમાં સ્થિત નીધિ પણ દેખાય છે.

**સ્તન દઢ થાય**—વજ અને આસનને કરેણનાં પાન સાથે ઘુંટી સ્તનો પર લેપ કરેતો વળી ગયેલા સ્તનો દઢ થાય.

**પતિ વશ થાય**—ઉપલેટ. જેઠીમધ બને માખણમાં ઘુંટી યોનિમાં લેપ કરવાથી પતિ દાસની માફક વશ રહે (૨) ભેસનું માખણ, મદ અને બરોની ગોટલીની મીંજ એકત્ર ઘુંટી યોનિમાં લેપ કરવાથી સ્ત્રી તેજસ્વીની થાય.

**સ્ત્રી વશીકરણ**—પુષ્ય નક્ષત્રમાં ધંતુરાનાં ફુલ, ભરણી નક્ષત્રમાં તેનાં રૂપ, વિશાખામાં પાન, હસ્તમાં પાન, મૂળમાં મૂળ લાવી તેને વાટી કપુર, ગોરોચન અને કેસર સાથે એકત્ર ઘુંટી તિલક કર-

વાથી સાક્ષાત અરૂંધતી સમાન સ્ત્રી વશીભૂત થાય છે. (૨) જે પુરુષ રતિ કાળે પોતના વીર્યને ડાબા હાથે લઇ સ્ત્રીના ડાબા ચરણમાં ક્ષેપ કરે તો તે સ્ત્રી તેને પ્રિય થઇ રહે.

**બળવાન થવાય**--ઉમરડાનાં બી ગાયના માંખણ સાથે ખાવાથી વૃધ્ધના નષ્ટ થાય છે. કૃતિકા નક્ષત્રમાં આદાનું મૂળ ઉખાડી લાવી મુખમાં રાખી જો વનમાં જાય તો તે બળવાન થાય (૨ વિદારીકંદનું ચુર્ણ કરી તેના રસમાં ભાવના દઇ સાકર. મધ અને સાથે મેળવી ચુર્ણને દુધ સાથે ખાય તો વૃદ્ધ પણ નિશ્ચય યુવાન સમાન થાય છે.

બંન્ને નેત્રો એક સાથે ફરકવાથી શોક વાર્તા જાણવી, હોઠ ફરકવાથી લડાઇ અને અધર ફરકવાથી મીઠું ભોજન મળે જમણી આંખ ફરકે તો લાભ અને ડાબી આખ ફરકે તો લડાઇ થાય,

**તાવનો મંત્ર**--ૐ **नमो भगवते छिन्धि छिन्धि अमुकस्य शिरः प्रज्वलित पर शुपाणजे पुरुषाय फट् स्वाहाः** ઉપરનો મંત્ર ભોજપત્ર ઉપર તેની ધારણા કરવાથી બધા જ્વર મટે છે.

ૐ **विधुद्दानलहूं फट् स्वाहा**--એ મંત્રને પાનમાં ચુનો ચોપડી તે ઉપર લખી એ પાનને ચાવીને ખાવાથી ત્રણ દિવસની અંદર જ્વર શાંત થાય છે. ૨૪૯

**ચોથીઓ તાવ જાય**--કાળા લુગડામાં ગુગળ તથા ઘુવડનું પીંછું બાંધી તેનો ધુપ આપવાથી ચોથીયો જ્વર જેમ સુર્યોદયથી અંધારૂં નાસી જાય તેમ મટી જાય છે. (ચક્રદત્ત).

**નસ્ય**--કાળીયા સરસના ફુલોનો સ્વરસ, હળદર અને દારૂહળદરનું ચુર્ણ તથા ઘી મેળવી તેનું નસ્ય લેવાથી નાકમાં ટીપાં પાડી સુંઘાડવાથી ચોથીયો તાવ જાય છે.

અગથીયાના પાનનો રસ નાકમાં પાડી સુંઘાડવાથી ચોથીયો તાવ જય છે.

બીલાડાની વિષ્ટાનો ધુપ દેવાથી તાવથી કંપતો હોય તે રોગી સાજો થાય છે.

**તૃતિયો (ત્રીજે દિવસે આવનારો તાવ)**--અંઘેડાનું મૂળને લાલ ઉનના સાત દોરા ભેગા કરી તેણે બાંધી રવીવારને રોજ કેડે બાંધવાથી ત્રીજે દિવસે આવનારો તાવ જાય.

ૠરણીનું મૂળ ચોટલીએ બાંધવાથી અથવા તો પાણીમાં ઘસી માથે લેપ કરવાથી બધા તાવ મટી જાય છે.

પીંપરાનું પાન હાથમા લઇ –गंगाया उत्तरे तीरे कूले अपूत्र स्तापसोमृतः । तेस्मै तिलोदकं नमः स्वधा ”
ઉપરના મંત્રથી તર્પણ કરવાથી એકાહિક જ્વર મટી જાય છે.

ભાંગરાના મૂળના સાત કકડા કરી એકેક કકડાને આદાના રસ સાથે સેવન કરવાથી બધા જ્વર મટે છે.

પીલુડીના મૂળને કાને બાંધવાથી જેમ સૂર્યના ઉદયથી અંધકારનો નાશ થાય તેમ સર્વ રાત્રિ જ્વર નષ્ટ થાય છે.

કૃમિ કરમાંયાજાય—કંપીલો ૪ રતી ગોળ સાથે સેવન કરવાથી પેટના બધા ક્રમિ બહાર નીકળી જાય છે.

હેડકી મટે--કાળાં મરી અને સાકરનું ચુર્ણ મધ સાથે ચાટેતો અત્યંત પ્રબળ હેડકી મટે છે.

ઉલ્ટી મટે--હરડેનું ચુર્ણ મધ સાથે ચાટે તો ઉલ્ટી મટે.

અપસ્મારઃ મૃગી વાયુ--રોજ વજનું ચુર્ણ મધ સાથે ચાટે અને દુધ તથા ભાત ખાય તો જુનો અપસ્માર પણ મટે છે.

માથુ દુઃખતું મટે--નવસાર અને ચુનો એકત્ર કરી સ્હેજ પાણી મેળવી તે સુંધવાથી માથાની વેદના મટી જાય છે.

વીંછી ઉતરે--નવસાર અને હરતાલ એકત્ર પાણીથી વાટી વીંછીના ડંખ ઉપર લેપ કરવાથી તત્ક્ષણ વીંછી ઉતરી જાય છે.

હડકાયા કુતરાનું ઝેર--ઝેર કોચલાનું ચુર્ણ ½ રતીથી શરૂ કરી રોજ વધારતા જઇ ૧॥ રતી સુધી વધારવું, તે પ્રમાણે એક માસ સેવન કરાવવાથી હડકયા કુતરાનું ઝેર નષ્ટ થાય છે.

સાપનું ઝેર જાય--હળદર, ટંકણ, જાવંત્રી, મોરથુથુ એ સરખે ભાગે લઇ કુકડવેલાના રસથી ઘુંટી ગોળીયો બનાવવી ૧ માસો જેને સાપ કરડ્યો હોય તેને ખવરાવી ઉપર આદમીનો પેશાબ પાવો, જેથી ઉલ્ટી થઇ સંપૂર્ણ ઝેર ઉતરી જશે, આ દવા કાલ દષ્ટ વ્યકિતને પણ ફરી જીવન દાન આપે છે.

વીંછીનું ઝેર—ગાયનું ઘી ગરમ કરી કાંઇક સિંધાલુણ મેળવી ડંખ ઉપર ચોપડવાથી વીંછીનું ઝેર નષ્ટ થાય છે.

**ઉંદરનું ઝેર**—ઘરનો ધુમાસ, મજીઠ, હળદર, સિન્ધાલુણ એ સર્વેનો વાટી તેનો લેપ કરવાથી ઉંદરનું વિષ નષ્ટ થાય છે.

**હડકાયા કુતરાનું વિષ**—થોરના દુધમાં કાળીયા સરસનાં બીને ઘસી ડંખેલા ભાગ ઉપર લેપ કરવાથી કુતરાનું ઝેર નષ્ટ થાય છે.

**ગર્ભ પ્રસવ જલ્દી થાય**—કાળી પાટ, અરડુસી, અંઘેડો એ-માંથી જે મળે તે ઔષધી લાવી તેનું મૂળ ઘસી નાભિ, બસ્તિ પ્રદેશ તથા ભગ પ્રદેશ ર લેપ કરવાથી સુખપૂર્વ બાળકનો પ્રસવ થાય છે.

(૨) બીજોરાનું મૂળ જેઠીમદ એનું ચુર્ણ મદ સાથે મેળવી ઘી સાથે સેવન કરાવવાથી બાળકનો સુખપૂર્વક પ્રસવ થાય છે.

(૩)ગર્ભિણીના માથે થોરનું દુધ ઘણુજ થોડા પ્રમાણમાં ચોળવાથી મૂવેલું બાળક જલ્દી બહાર આવી જાય છે.

(૪) કાંજીમાં ાા રતી ફુલાવેલી હીંગ, સીંધલુણ ૧ માસા સાથે પાવાથી ગર્ભનો સુખેથી પ્રસવ થાય.

**બાળકનો તાવ જાયઃ—ॐ कुरु वन्दे अमुकस्य ज्वरं नाशय नाशय ह्रीं स्वाहाः** પહેલા દિવસે તુળસીને નિ-મંત્રણ આપી રવીવારે તેનું મૂળ ઉખાડી લાવી લાલ દોરાથી લપેટી ઉપરના મંત્રથી ૧૦૮ વાર અભિમંત્રિત કરી બાળકની શિખામાં બાંધવુ જેથી બાળકનો જવર નષ્ટ થાય છે. અમુક શબ્દ છે ત્યાં બાળકનું નામ લેવું.

## સાપ કરડે નહિ

પુષ્ય નક્ષત્રમાં ધોળી સાટોડીનુ મૂળ ઘસી ચોખાના ધોવણ સાથે પાંવે તો એક વર્ષ સુધા સાપનું ઝેરના ઉપદ્રવથી બચી જાય છે.

ડંખવાળી જગા પર તરત પેસાબ કરવાથી વિષ નષ્ટ થાય છે.

**સાપનું ઝેર ઉતરે**—કાળીયા સરસનાં ફુલના રસની ધોળા મરીના ચુર્ણને ભાવના આપી તેનું નસ્ય જેને સાપ કરડ્યો હોય તેને સુંઘાડવું, તે મરી પાવાં ને આંખમા આંજવાથી ઝેર ઉતરી જાય છે.

વાંઝીયા કકોડાની ગાંઠને બકરીના મૂત્રથી ભાવના દઇ કાંજીથી ઘુંટી તે જેને સાપ કરડ્યો હોય તેને પાવું, સુંઘવું કે જેથી સાપ ઉતરી જશે.

---



# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૨૦ મો

### કાલ મૃત્યુનું જ્ઞાન

### પ્રકરણ ૧૦૮ મું.

મૃત્યુ થવાનાં લક્ષણ અને તે પહેલાંથી જાણી લેવાની વિદ્યા

જો મનુષ્યોનાં શરીર ગૌર, ઘઉંવરણાં, અને કાળાં એમ ત્રણ રંગનાં હોય છે. જો કોઇ મનુષ્યના શરીરનો રંગ અસ્વાભાવિક રીતે બદલાઇ જાય, મોંનો રંગ બદલાઇ જાય તો તે મૃત્યુ થાય એમ જાણવું. મોંમાં તલ, ફોલ્લા, થાય, તેનો સ્વર બદલાઇ જાય, સ્વર ફાટી જાય, જેના અર્ધા મુખમાં ચોકાસ આવે અને અર્ધું મુખ સુકાઇ જાય, નખ ને દાંતોમાં ફુલના જેવાં ચિન્હ જણાય, બંને હોઠ પાકા જાંબુ જેવા કાળા પડી જાય તો તેવા મનુષ્યો જીવી શકતા નથી.

જે પુરુષના અંગમાંથી એક પ્રકારના પુષ્પ જેવી સુગંધી આવે તે એક વર્ષમાં, જેના શરીરમાંથી દુર્ગંધી નીકળવા માંડે. તે એક વર્ષથી વધુ જીવી શકે નહિ, જેના મોંનો સ્વાદ બેસ્વાદ થઇ જાય, શરીર પર માંખી, જુવો, ડાંસ, મચ્છર ચાલ્યા કરે, શરીરે બરોબર ન્હાવા છતાં માંખીઓ બહુ બેસે તે બહુ જીવતા નથી.

જેના પગ, નિતંબ, ઉદર, પાંસળાં, પીઠનો વાંસો, ગરદન, હોઠ, અને લલાટ પરસેવાવાળાં, શીતળ, માંસ અને લોહી વગરનાં જણાય તો તે રોગી જલ્દી મરી જાય છે. જો રોગીને શ્વાસ બહુ ચાલતો હોય. ગળાની પાછળની નસ (નાડી)નો સ્પર્શ કરતાં તે ચાલતી ન

જણાય, તેના દાંત મેલથી ભરેલા. નેત્ર બહુ અંદર ઉંડાં ગયેલ હોય, બહુ આંસુ પડે, તેના વાળ કે રૂવાટી ઉખડી જાય. તેના પેટની નસો લાલકે લીલીપીળી થઈ ઉપરથી જણાય. નખ ને માંસ લોહી વગરના હોય અને જાંબુ જેવા કાળા રંગના હોય, આંગળીયો ખેચતાં તડાકા ન બોલે તો તે રોગી જલ્દી મરી જશે એમ સમજવું.

જે માણુસ આકાશને શુન્ય અથવા તો પૃથ્વી જેવા પદાર્થોથી ભરેલું જુએ: આકાશમાં બળતો અગ્નિ જુએ; જે નિર્મળ જળમાં જાળ દેખે; જે જાગવા છતાં પ્રેત, રાક્ષસ કે ભૂત જુએ; જે અગ્નિને લીલો, કાળો, ધોળો કે પ્રભારહિત જુએ, જે વરસાદ ન પડવા છતાં આકાશમાં મેઘને જુએ, વરસાદ વગર વીજળી જુએ, ચંદ્રમાને કાળા વસ્ત્રથી ઢકેલો જુએ, અમાસ કે પુનમ વગર ગ્રહણુ જુએ, જે રાત્રે સુર્ય અને દિવસે ચંદ્ર જુએ, અગ્નિ વગરના પદાર્થોમાં ધુમાડી જુએ, જે કોઇના શબ્દ વગરજ શબ્દ સાંભળે, જે બે આંગળીમાંથી કાન બંધ કરવા છતાં જે સમસમાટ—જવાલા શબ્દ થાય તે સાંભળે નહિં, જે દુર્ગંધીને સુગંધીવાળા જાણે, જેના બુદ્ધિ વિપરીત થઇ જાય તે રોગી જલ્દી મરી જાય છે.

જે પુરૂષનું બળ ક્ષીણ થતું હોય છતાં કામ (સ્ત્રી સેવનની ઇચ્છા) વધતી જાય, જે સ્ત્રીસંગ કરતો રહે તેને ક્ષયરોગ થઇ તે મૃત્યુ પામે.

**સ્વપ્ન ફળ**—જે સ્વપ્નમાં કુતરાં, ઉંટ કે ગધેડા પર સ્વાર થઇ દક્ષિણુ દિશા એ જાય તે તરત યક્ષ્મા રોગથી મરી જાય. જે સ્વપ્નમાં પ્રેતોની સાથે મદ્ય પીવે, જેને કુતરાં ઘસડી જાય એમ જુએ તે ઘોર જ્વરથી મૃત્યુ પામે, જે સ્વપ્નમાં આકાશને લાખના રંગથી રંગેલા વસ્ત્રં જેવું દેખે તે રકતપિત્તથી, જે સ્વપ્નમાં લાલ વસ્ત્ર પહેરી લાલ રંગનો અની કોઇ સ્ત્રીથી હારી જાય તે રકતપિત્તથી, જેને સ્વપ્નમાં ગુલ્મ, કે નખાદિની વિવર્ણુતા થાય તે ગુલ્મ રોગથી, જે સ્વપ્નમા નાગો થઇ શરીરે ઘી ચોપડી જવાલા રહિત અગ્નિમાં હવન કરે, તે કોઢથી, જે ચંડાલોની સાથે દારૂ પીવે તે પ્રેમેહ રોગથી મૃત્યુ પામે.

જે વગર કારણે ધ્યાન, ઉદ્વેગ, બેચેની કે નીર્બળતા પ્રાપ્ત થાય, ક્રોધી, બહુ બીકણુ થાય, જેના શરીરે માંખીયો બહુ બેસે. જે સ્વપ્નમાં રાક્ષસો સાથે નૃત્ય કરી જળમાં ડુબે; જે જાગતો છતાં અંધકાર વગર અંધકાર જુએ તે મૃગી રોગથી મૃત્યુ પામે.

જે સુઇને જાગેલા મનુષ્યનાં નેત્ર, જડબાં, ગળાની પાછલી નસ જકડાઇ જાય, તે વાત વ્યાધિથી મૃત્યુ પામે. જે સ્વપ્નમાં પુરી ને પુંવા ખાય અને જાગ્યા પછી ઉલ્ટી કરી નાંખે તે મૃત્યુ પામે.

જે સ્વપ્નમાં પક્ષીઓને માથા પર બેસતાં જુએ; જે સ્વપ્નમાં માથું મુડાવે; જે કુતરાં, હોલા, કાગડાથી કે રાક્ષસ, ભૂતથી સ્વપ્નમાં ઘેરાઇ જાય. જે સ્વપ્નમાં વેગવાળી નદીમાં તણાઇ જતો દેખે, સ્વપ્નમાં ગુફામાં પ્રવેશ કરે, વાંદરા સાથે સવારી કરી દક્ષિણ દિશામાં જાય; સ્વપ્નમાં ભયંકર રૂપવાળા નાગ, કાળા રંગવાળા, લાલ નેત્રોવાળા પુરુષોને જુએ. કાળી, લાંબા કેશવાળી; મોટા સ્તનવાળી; દીર્ઘ નખવાળી સ્રીને જુએ તો તે રોગી મરી જાય.

તેમાં દિવસે આવેલાં સ્વપ્નમાં બહુ નાનાં અને બહુ મોટાં સ્વપ્ન રાત્રે આવે તો તે નિષ્ફળ જાય છે.

જે સ્વપ્ન રાત્રિના પહેલા ભાગમાં જણાય તેનું ફળ સ્વલ્પ હોય અને જે સ્વપ્ન પરોઢીએ આવે તે પછી મનુષ્ય જાગી જાય ને ફરી સુવે નહિં તો તે મહા ફળદાયક છે. અશુભ સ્વપ્ન જોઇ જે ચંદ્રમાને જુએ તેને શુભ ફળ મળે છે.

જેને ભષણ કરવાથી હૃદયમાં બહુ પીડા થાય. ખાધેલું અન્ન નીકળી જાય અને ન નીકળે તો પચે નહીં, તૃષા વધુ લાગે, બળ ક્ષીણ થાય; હૃદયમાં શુળ હોય તે રોગી જલ્દી મરે છે. જેને ગંભીર જાજામની હેડકી આવતી હોય અને ઝાડે લોહી પડતું હોય તો તે બચતા નથી.

જે દુર્બળ રોગીને આફરો અને અતિસાર સાથે હોય કે આફરો ને તૃષા સાથે હોય તે જલ્દી મરી જાય છે. જેમને સવારમાં તાવ આવતો હોય, સુકી ખાંસી આવતી હોય, સાંજે તાવ કે દારૂણ કફ સાથે ખાંસી આવતી હોય, બળ ને માંસ ક્ષીણ થઇ ગયાં હોય, જે ઉદર રોગીને મૂત્ર ને મળ ગાંઠાવળું નીકળે, શરીર ગરમ ન હોય, શ્વાસ આવવા લાગે તે જીવતા નથી.

જે રોગીની કુખમાં સોજો આવે તે સોજા હાથે પગે ફેલાય તે મરી જાય, જેના પગે સોજા આવે, પગની પીંડીયો ને જાંગો શિથીલ થઇ જાય તેઓ જેમના હાથ, પગ, ગુદા અને ઉદર પર સોજા આવે, બળ, વર્ણ ને આહાર ક્ષીણ થઇ જાય, જેના હૃદયમાંથી લીલો, પીળો કે લાલ રંગનો બહુ કફ હંમેશાં પડે તે રોગી જીવતા નથી.

જો રોગીની રૂવાંટી ખડી થઈ જાય, પેસાબ જાડો થાય, સોજા આવે ખાંસી ને તાવ રહે, માંસ ક્ષીણુ થાય તેવા રોગી જીવતા નથી.

જેને સોજા ઉપરાંત તાવ તથા અતિસાર હોય અથવા જવરાતિસાર ઉપરાંત સોજા ચઢે તો તે મરી જાય, જે દુર્બળ રોગીનાં જડબાં તથા ગળાની પાછળની નસ જકડાઈ જાય, તૃષા લાગે, પ્રાણુ વાયુ હૃદયમાંજ રહે તેઓ, જેમનું મન વ્યાકુલ રહે, માંસ બળને આહાર લોહી ક્ષીણુ થઇ જાય, તેવા રોગી જલ્દી મરે છે.

જેની આંખોની પુતળીયોમાં જોવાથી પ્રતિબિમ્બ ન જણુાય તે મરી જાય છે. જે માથા વગરનો પડછાયો જુએ. જે પથારીમાંથી ઉઠાડવા છતાં વારંવાર મોહ પામે, બહુ લવારી કરે તે સાત દિવસમાં મરી જાય, જેને શ્વાસ લેતાં વચ્ચે ખટકો મારે, જેના નેત્રાનો આગળનો ભાગ ઉપર આવી ગયો હોય, જેનું કપાળ ફુલી જાય, અન્ન ઉપર પ્રીતિ ન થાય, ભ્રકુટી નમી જાય, જીભ ઉપર કાંટા જણાતા હોય, જેનું લિંગ બહુ સંકોચાઇ જાય, અંડકોષ બહુ લટકી જાય કે અંડકોષ સંકોચાઇ જાય ને લિંગ બહુ લટકી જાય જેની ત્વચા હાડકામાં પેશી જાય, તે મહીના કરતાં વધુ જીવતા નથી.

જેના વાળ ઉખાડતાં તેને ખબર ન પડે તો તે છ દિવસથી વધુ જીવતા નથી, જેના વાળ તેલ લગાડયા વગર તેલ લગાવેલા જેવા ચીકણુા જણુાય, જેની નાસિકાની અણી મોટી જણુાય, જેનું નાક બહુ પહોળું થઇ ગયું હોય કે બંધ થઇ ગયું હોય, જેના કાન મુખ, હોઠ ધોળાં, કાળા કે લાલ થઇ જાય, જેના દાંત હાડકાં જેવા ધોળા થઇ જાય કે કાદવ જેવા મેલા થઇ જાય. જેની જીભ જકડાઈ શુન્ય થાય. કાળી થઇ જાય, સોજા વાળી કે કાંટાવાળી જણુાય તે જીવતા નથી.

જે રોગી દાંત વડે વખ કાપે. નખ વડે માથાના વાળ ઉખેડે તે, જે જાગવા છતાં દાંત કચકડે, જેને પહેલો જે પદાર્થો ઉપર પ્રીતિ હોય તેના ઉપર ગ્લાનિ થાય, તે જીવતા નથી. જેના થુંકમાં ઘણુા રંગ જણુાય, તે થુક જળમાં નાંખવાથી મળી જાય તો તે જીવતા નથી, જેનું થુંક, વિષ્ટ, વીર્ય જળમાં ડુબી જાય તેનો આવરદા ટુંકો જાણુવો. જેના મુખમાંથી ફીણુ સાથે વારંવાર લોહી પડે અને કુખમાં શુળ આવે, જેનો રોગ એકાએક શાંત થઇ જાય તેમનું જીવવું

શંકા ભરેલું છે. જેને શ્વાસ લેતાં મૂકતાં નાસીકા વાંકી થાય, પગની પીંડીઓ શીથીલ થાય, હૃદયમાં બહુ દાહ થતો હોય; જેને પોતાનું શરીર ભીના કપડાથી ઢંકાયલા જેવું જણાય, જેના બધા શરીરે વાના સોજા હેય, મળી ફાટેલો હોય; તૃષા બહુ ગમતી હોય, તે મરી જાય છે. જેના હાથ પગને મુખ સુકાઇ જાય. જેના માથમાં નસોની જાળ જણાય તે છ મહિનામાં મરે છે.

**સ્વપ્નમાં**—નિર્મળ તળાવ, ધોળાં વસ્ત્ર જોવાં, પ્રસન્ન દેવો જોવા કે તે તેમની સાથે વાતો કરવી માંસ; માછલાં; છત્રી; દર્પણ જોવાં. ધોળાં પુષ્પો જોવાં એ શુભ છે. ઘોડા; બળદ, રથપર સવારી કરવી, ઉત્તર દિશામાં જવું. ગબડી પડીને ઉઠવું. શત્રુઓને જીતવા; સ્વપ્નમાં ઘર, મહેલ, પર્વત, હાથી જોવા, ચંદ્ર, સૂર્ય, બ્રાહ્મણ; ગાય, યશસ્વી મનુષ્યો જોવા, સમુદ્ર પર જવું, એ સારાં સ્વપ્ન છે. તે જો રોગી જુએ તે જરૂર સાજો થઇ જાય.

શરદ અને હેમન્ત ઋતુમાં વૃક્ષાદિની ત્વચા અને મૂળનો સંગ્રહ કરવો, શિશિરમાં ફળ અને મૂળનો સંગ્રહ ટરવો વસન્તમાં ફગ અને પાન અને ગ્રીષ્મમાં ફળ અને બીજનો સંગ્રહ કરવો, કારણુ તે તે વખતે વૃક્ષો બળવાન હોય છે.

## રોગીનું પરિણામ, ફળ નક્ષત્ર ઉપરથી જાણવું

કૃતિકા નક્ષત્રમાં રોગ ઉત્પન્ન થાય તો નવ રાત્રી પીડા ભોગવવી પડે, રોહિણીમાં રોગ થાય તો ત્રણ રાત્રિ મૃગશિરમાં રોગ થય. તો પાંચ રાત્રી પીડા ભોગવવી પડે અને આર્દ્રામાં રોગ થાય તો રોગીનું મૃત્યુ થાય, પુનર્વસુ અને પુષ્ય નક્ષત્રમાં રોગ થાય તો સાત રાત્રી પીડા ભોગવવી પડે, આશ્લેષામાં થાય તો નવ રાત્રિ પીડા ભોગવવી પડે, મઘામાં રોગ થાય તો મૃત્યુ થાય, પુર્વા ફાલગુનીમાં થાય તો બે માસ, ઉત્તારા ફાલ્ગુનીમાં થાય તો ૧૫ દિવસ. હસ્તમાં થાય તો સાત દિવસ, ચિત્રામાં થાય તો અડધો મહીનો, સ્વાતિમાં થાય તો બે મહિના, વિશાખમાં થાય તો ૨૦ દિવસ, અનુરાધામાં થાય તો ૧૦ દિવસ, જેષ્ટામાં થાય તો અડધો મહીનો પીડા ભોગવવી પડે મૂળમાં રોગ થાય તો મૃત્યુ થાય, પૂર્વાષાઢામાં થાય તો ૧૫ દિવસ, ઉત્તરાષાઢામાં થાય તો ૧૯ દિવસ, શ્રાવણુમાં થાય તો બે મહિના, ધનિષ્ટામાં થાય તો ૧૫ દિવસ, શતભિષામાં થાય તો ૧૦

દિવસ, પૂર્વા ભાદ્રપદમાં થાય તો ૧૯ દિવસ, ઉત્તરા ભાદ્રપદમાં થાય તો ત્રણુ પખવાડીમાં અને રેવતીમાં, થાય તો ૧૦ રાત્રિ, અશ્વનીમાં થાય તો ૧ રોજ પીડા ભોગવવી પડે અને ભરણીમાં રોગ થાય તો મૃત્યુ થાય, આ પ્રકારે જે નક્ષત્રમાં રોગ લાગુ પડે તે અનુસાર પીડા ભોગવવી પડે છે.

જો શની, રવી, મંગવારે રોગ લાગુ પડે અને મઘા, શતભિષા, આર્દ્રા, સ્વાતિ, મૂળ, પુર્વાફાલગુની, પૂર્વાષાઢા અને પૂર્વા ભાદ્રપદમાંથી કોઇ નક્ષત્ર તે દિવસે હોય તો, તારા પણુ વિરૂદ્ધ હોય, ચોથ, આઠમ; પાંચમ કે છઠ હોય તો રોગીનું મૃત્યુ જ થાય, સોમવારને પાંચમના દિવસે, ગુરૂવારને બીજના દિવસે કે શુક્રવારને ચોથના રોજ રોગ લાગુ પડે તો મૃત્યુ જ થાય.

જેના જમણા નાકમાંથી વાયુ નિરંતર નીકળે તેનું ત્રણુ દિવસમાં ક્ષય થાય. જેનાં નાકનાં છિદ્ર બંધ થાય અને માત્ર મુખથી જ વાયુ વહે તે યમપુરમાં ગમન કરે છે.

જો જન્મ કુંડળીમાં સુર્ય જન્મરાશીથી સાતમા સ્થાને હોય અને ચંદ્ર જન્મરાશી પર હોય. માત્ર નાકના જમણા છિદ્રથી શ્વાસ ચાલતો હોય તેનો સમય પૂર્ણ થયો જાણુવો, જેને ધ્રુવનો તારો કે અરૂન્ધતીનો તારો કે વાયુ મંડળ ન જણાય તેનું મૃત્યુ નીકટ સમજવું, જળમાં પ્રતિબિંબ જોતાં માથું ન જણાય તો એક મહિનામાં નાશ થાય.

---

દવે ફાર્મસીની દવા માટે વિદ્વાનોના અભિપ્રાય—

**પણુજથી ભગવાનજી રણુછોડજી** લખે છે કે: અમારા ઘરમાં એક બાઇને હીસ્ટીરીઆ થયો હતો ને લોકો ભુત છે એમ કહેતા. તે સ્ત્રી ધુણુતી પણુ ખરી, પણુ તમારી સલાહ પ્રમાણે આપની દવા વાપરવાથી અઠવાડીયું ન થયું તેવામાં તો તેને આરામ થઇ ગયો છે. જેથી મને નિશ્ચય થઇ ગયો છે કે: આપની દવા હીસ્ટીરીયા ઉપર રામબાણુ છે.

**મુંબાઇથી નાગરજી મોરારજી** લખે છે કે આપની હીસ્ટીરીઆની દવા વાપરવાથી આરામ થતો જાય છે. માટે તેમાંની વધુ દવા વી. પી થી. મોકલી આપશો.



# શ્રી ચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૨૧ મો.

### વિષ વિદ્યા.

### પ્રકરણ ૧૦૯ મું

**સર્પ વીંછી ઉંદર હડકાયા કુતરાનું ઝેર ઉતારવાની વિદ્યા**

ઝેર અત્યંત ઉષ્ણને તક્ષ્ણ છે માટે તેના ઉપર ઠંડા પરિષકો કરવા. સર્પો ક્રોધ કરે છે ત્યારે તેમનું વિષ સઘળા અંગોમાંથી દાઢોમાં આવે છે. અને તે કરડયા પછી ચત્તા થયા વગર દંશોમાં વિષ નાંખી શકતા નથી. જેને ઝેર ચઢયું હેય તેનો શ્વાસનો માર્ગ વિષથી પીગળેલા કફવડે રોકાઇ જાય છે. તેને માટે માણસે જીવતાં છતાં સંજ્ઞાવગરનો થઇ જાય છે. વિષ પ્રથમ સર્વ અવયવોમાં વ્યાપ્ત થઇ પછી સંકોચ પામી કેવળ જયાં પ્રહાર થયો હોય કે દંશ થયો હોય તે પ્રદેશમાંજ સ્વભાવથી રહે છે.

પીપળા પાસે, દેવસ્થાનમાં, સ્મશાનમાં, રાફડા પાસે, સંધ્યાકાળ વખતે, ચૌટામાં, ભરણી નક્ષત્રમાં, કે મઘામાં જે માણસોને સર્પ દંશ થયો હોય તેમનું ઝેર ઉતરતુ નથી.

સાપો ઘણા ક્રોધી હોય છે તે કચરામાંથી ક્રોધ પામીને કરડે છે. બહુ ઝેરી સાપ કરડવાથી નેત્ર, નખ, દાંત, મુત્ર, વિષ્ટા કાળાં થાય, જો સાપ કરડયો હોય તો માણુસ ઉંચે જોયા કરે, સાપણ કરડી હોય તો નીચે જોયા કરે છે.

સાપ જેને કરડયો હોય તેને દંશથી ઉપર ચાર આંગળને છેટે

વસ્ત્ર કે ચામડાનો કે ઉનનો પાટો બાંધી દેવો કે જેથી લોહી ઉપરના ભાગમાં ચડતું અટકે અને વિષ શરીરમાં ફેલાય નહીં. જ્યાં પાટો બંધાય નહિં તેવી જગાએ કરડ્યો હોય તો દંશને શસ્ત્ર વતી કાપી લોહી કાઢી તેને દામ દેવો. વળી વિષ શરીરમાં ફેલાઇ ગયું હોય તો હાથ, પગ, વગેરે શાખાઓના અગ્ર ભાગનીઅને લલાટની શિરાઓને વીંધી લોહ વ્હેવરાવવું જેથી વિષનુ નિવૃરણુ થઇ જાય છે.

**ઝેર ઉતારનાર દવા**—લાખ, હરેણુ, જટામાંસી, ધઉંલા, મીઠોને કડવો સરગવો, જેઠીમધ, એલચી, હળદર એ સર્વનું ચુર્ણ કરી મદ તથા ઘીમાં કાલવી તેને ગાયના શીંગડામાં ભરી ગાયના શીંગડાનો દાટો દઇ એક પખવાડીયા સુધી રાખી મુકવું. એ સજીવન નામની સિદ્ધ દવા છે. તેનો અંજનમાં, પીવામાં તથા નસ્યમાં પ્રયોગ કરવાથી કંઠ પ્રાણ થયેલ માણસ જીવે છે.

**ઉંદરનું ઝેર**—મીંઢળ, વજ, કુકુવેલાં અને ઉપલેટ એનો કલ્ક ગોમુત્રમાં વાટી દહીં સાથે ચટાડવાથી સઘળી જાતના ઉંદરોનાં ઝેર નષ્ટ થઇ જાય છે.

**કુતરાનું ઝેર**-હડકાયું કુતરૂ કરડે તો દંશની જગાએ અગ્નિથી તપાવેલા ઘીથી ડામ દેવો. તલનો કલ્ક, આકડાનું છીર અને ગોળ એકંદર કરી ખવરાવવાથી હડકાયા કુતરાનું ઝેર નષ્ટ થાય છે.

**વીંછીનું ઝેર**—કબુતરની હઘાર, હરડે, તગર અને સુંઠ એ સર્વ બીજોરાના રસમાં વાટી તેનો કલ્ક ચોપડવાથી વીંછીનું વિષ નષ્ટ થાય છે (૨) હીંગ અને હરતાળ બીજોરાના રસમાં ઘુંટી ગોળી વાળી તે ગોળી ઘસી દંશ ઉપર લેપ કરવાથી અને અંજન કરવાથી વીંછીનું વિષ નષ્ટ થાય છે.

**ઉંદરનું વિષ**—કઠ, સુંઠ, મરી, પીંપર, દારૂહળદર, જેઠીમધ, સીંધવ, સંચળ, માલતી, નાગકેસર, કાકોલી, ક્ષીરકાકોલી આદિને કોઠાના રસમાં વાટી સાકર તથા મદ મેળવવામાં આવે એ સાર્વકામિક અગદ છે. તે સર્વ વિષને હણે છે પણ તેમાં ઉંદરના વિષને વિશેષે કરીને હણે છે.

કડવી ઘલોડી, મીંઢળ અને અંકોલના મુળનો ક્વાથ પાવાથી ઉંદરનું વિષ ઉતરે છે.

## સર્પ—વિષ

**મહાગદ**—નસોતર, નેપાળો, જેઠીમધ, હળદર, દારૂહળદર, મજીઠ, ગરમાળો, સિંધવ આદિ પંચલવણ, સુંઠ, મરી, પીંપળ એ સર્વનું ચુર્ણ કરી મદમાં કાલવી ગાયના શીંગડામાં ભરી ગાયના શીંગડાનો દાટો દઇ એક પખવાડીયા સુધી રાખી મુકવું એટલે દવા તૈયાર થશે તે પાવાથી, આંખમાં આંજવાથી, લેપ કરવાથી, સુંઘાડવાથી અગદ વિષને હણે. તે વિષના વેગને હણનાર છે.

**અજીત અગદ**—વાવડીંગ, કાળીપાટ, ત્રિફળા, અજમોદ, હીંગ, સુંઠ, મરી પીંપર, તગર, પંચલવણ, ચિત્રકમુળ એ સર્વનું બારીક ચુર્ણ કરી મદમાં કાલવી ઉપર પ્રમાણે ગાયના શીંગડામાં ભરી એક પખવાડીયું રાખી મુકવું તે સઘળાં સ્થાવર, જંગમ વિષ ઉતારનાર છે.

**તાર્ક્ષ્ય વિષ**—પાંડરવો, દેવદાર, મોથ, ઉપલસરી, કડુ, ભરંઠ, રોહિસખડ, પદ્મકાષ્ટ, નાગકેસર, તાલીસપત્ર, સાજીખાર, અરડુસો એલચી, સંફદ નગોડ, પથ્થર ફુલ, કઠ, તગર, ધઉંલા, લોધ્રરતાળો, સોનાગેરૂ, જીરૂ, ચંદન, સીંધવ, સર્વે સમભાગે લઇ સુક્ષ્મ ચુર્ણ કરી મદમાં કાલવી તેને ગાયના શીંગડામાં ભરી ગાયના શીંગડનો દાટો દઇ એક પખવાડીયા સુધી રાખી મુકવું એ અગદ સિદ્ધ થાય છે. તે તક્ષક નાગના વિષને પણ હણી નાંખે છે.

**ઋષભ અગદ**—જટામાંસી હરેણું ત્રિફળા, સરગવો, મજીઠ, ધઉંલા, જેઠીમધ, પદ્મકાષ્ટ, વાવડીંગ, તાલીસપત્ર, કાળી નગોડ, ઉપલસરી, એલચી, તજ, ઉપલેટ, તમાલપત્ર, ચંદન, ભારંગી, પટોલ, વાપુંગા, કાળીપાટ, ઇંદ્રિવારણી, કમડની ડાંડી, પીળો કાંટા શેરીયો, સંફદ ગરણી, આસેપાલવ, સોપારી, તુળસીની માંજર અને ભીલામાનાં ફુલ એનું ચુર્ણ કરી, સુર, ઘો શીયાળ, હરણ, નોળીયો એમના પિત્તથી ઘુંટી, મદમાં કાલવી, ગાયના, શીંગડામાં ભરી, શીંગડાનો દાટો દઇ એક પખવાડીયા સુધી રાખી મુકવું. એટલે ઋષભ નામનો અગદ સિદ્ધ થાય છે. સારી રીતે બનાવેલો આ અગદ રાજાઓએ તેમ ઉત્તમ માણસોએ રાખવો યોગ્ય છે. આ અગદ જે ઘરમાં હોય તે ઘરમાં સર્પો આવતા નથી અને આવે તો આ દવાની શક્તિથી તથા વિષથી રહિત થઇ જાય છે. તેનાથી સઘળાં વિષો નિર્વિર્ય થઇ જાય છે.

---

# શ્રીચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૨૨ મો

### ભૂત વિદ્યા

### પ્રકરણ ૧૧૦ મું

**ભૂત, પ્રેત, પિશાચનું વળગણ, અને તેને દુર કરવાના પ્રયોગો**

આપણે ઘણી વાર અમુક સ્ત્રીને તો વળગાડ છે, ભૂત વળગ્યું છે, માતા આવી છે, સિકોતરૂ વળગ્યું છે એમ સાંભળીએ છીએ,

જેને કાંઈ વાગ્યું હોય; ક્ષય (જખમ કે વર્ણ) થયેલ હોય. તે જો અશુચિ રહી શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરે તો તેને ગ્રહો હિંસારૂપી પોતાના વિહાર માટે વળગે છે.

આવી રીતે વળગનાર ગ્રહો કિવા ભૂતોની આઠ જાતિ છે, તેમાં દેવ, દૈત્ય, ગંધર્વ, યક્ષ, પિતૃ, નાગ, રાક્ષસ અને પિશાચ એ મુખ્ય જાતો છે, જેને દેવ ગ્રહનો આવેશ થયો હોય તે સંતોષી. પવિત્ર, સુગંધી પુષ્પો ઉપર પ્રીતિ ધરાવનાર, આળસ વગરનો, સાચું બોલનાર, તેજસ્વી, સંસ્કૃત બોલનાર. નિમેષોન્મેષ વગરનાં નેત્ર વાળો વરદાન આપનાર અને બ્રાહ્મણો તથા વેદને માનનાર હોય છે.

**દૈત્ય**—જેના શરીરમાં દૈત્ય ગ્રહનો આવેશ હોય તે પરસેવાવાળો બ્રાહ્મણ, ગુરૂ અને દેવોની નિંદા કરનારો, વાંકી આંખોવાળો કોઈથી ન બીનારો. આડુ જોનારો, દુષ્ટ ચિત્તવાળો અને અન્નાદિથી સંતુષ્ટ ન થનારો હોય છે.

**ગંધર્વ**—જેના શરીરમાં ગંધર્વ વળગ્યો હોય તે પ્રસન્ન અંતઃ-કરણ વાળો રહે છે, જળાશયોનું, તટોનું, બગીચાઓનું સેવન કરે,

સારા આચાર વાળો હોય, પુષ્પ, સુગંધી અને ગાયો ઉપર પ્રીતિ રાખે છે, સારા આચારવાળો હોય છે, નીચે છે, અને સુંદર હાસ્ય કરે છે.

**યક્ષ**— જેના શરીરમાં યક્ષનો આવેશ થયો તે રાતી આંખો વાળો, ઝીણાં રંગેલાં વસ્ત્રો ધારણ કરે છે. ઉદભ્રાંત ચિત્તવાળો હોય છે. થોડું બોલે છે, તેજસ્વી થાય, સહન કરનાર થાય અને કોને શું આપું એમ બોલે છે.

**પિતૃ**--જેના શરીરમાં પિતૃનો આવેશ થયો હોય તે માણસ જનોઈ વગેરેને અપસવ્ય રાખી દર્ભ પાથરી તેઓ ઉપર પુર્વજોને પીંડદાન તથા જળદાન આપે છે, તલ; ગોળ, દૂધપાક ખાવાની ઇચ્છા રાખે છે, પૂર્વજોની ભક્તિ કરે છે.

**નાગ**--જેના શરીરમાં નાગ ગ્રહોનો આવેશ થયો હોય તે માણસ કોઇ સમયે સર્પની પેઠે છાતી ઘસડીને ચાલે છે, સર્પની પેઠે જીભવતી વારંવાર હોઠના છેડા ચાટે છે. વધુ ક્રોધ કરે છે અને ગોળ, મધ, દુધ તથા દૃધપાક ખાવાની ઇચ્છા કરે છે.

**રાક્ષસ**--જેના શરીરમાં રાક્ષસ ગ્રહનો આવેશ થયો હોય તે માણસ માસને લોહીને તથા અનેક પ્રકારના મદ્યના વિકારોને ઇચ્છે છે. અત્યંત નિર્લજ્જ થાય છે, નિર્દય અને કઠોર થાય છે, અત્યંત શુર તથા ક્રોધી થાય છે. ઘણા બળવાળો થાય, રાતે ફર્યા કરે અને પવિત્રતાનો દ્વેષ કરે છે.

**પિશાચ**--જેના શરીરમાં પિશાચ ગ્રહનો આવેશ થયો હોય તે વિકૃત દેખાવ વાળો, કૃશ, કર્કશ, પ્રલાપ કરનારો, દુર્ગંધવાળો, અપવિત્ર, ચપળ થાય છે. ઝાઝું ખાય છે, નિર્જન સ્થળોનું શીતલ જળનું સેવન કરે છે, રાતે ફર્યા કરે છે, વિકૃત ચેષ્ટાઓ કરતો ભમે છે તથા રડયા કરે છે.

**વળગાડ થવાના સમયો**--પુનમને દિવસે દેવગ્રહો, બંને સંધ્ય. કાળે દૈત્ય ગ્રહો, ગંધર્વો આઠમને દિવસે, પડવાને દિવસે, યક્ષો અમાસને દિવસે, પિતૃઓ નાગો પાંચમને દિવસે, રાક્ષસો રાત્રે અને પિશાચો ચૌદસને દિવસે વળગે છે.

**વળગાડ માણસના શરીરમાં પેસતાં દેખાતા નથી**—જેમ દર્પણમા જળ કે તેલ આદિ દ્રવ પ્રદાર્થોમાં પ્રતિ બિંબ પ્રવેશ કરે છે પણ તે પ્રવેશ કરતું જણાતું નથી જેમ ટાઢ, ગરમી માણસના

શરીરમાં પેસે છે પણ પ્રવેશ કરતી દેખાતી નથી, જેમ સૂર્યની પ્રભા આગીયા નામના કાચમાં પ્રવેશ કરે છે, પણ પ્રવેશ કરતાં દેખાતી નથી અને જેમ જીવ શરીરમાં પ્રવેશ કરે છે. પણ પ્રવેશ કરતાં દેખાતો નથી તેમ ગ્રહો માણુસોના શરીરોમાં પ્રવેશ કરે છે પણ પ્રવેશ કરતા દેખાતા નથી.

ધણે ભાગે તો દેવ આદિ કોઇ માણસોના શરીરોમાં પ્રવેશ કરતા નથી, પણ તેમના પરિચારકો જે રાત્રિમાં ફરનારા છે તે પ્રવેશ કરે છે. તે પોતાના સ્વામીઓના જેવા ચિન્હોવાળા હોય છે, શાસ્ત્રથી વિપરિત રીતે ચાલનારા માણસોનેજ તે ભૂત વગેરે વળગે છે.

**ભુતના વળગાડના ઉપાયો**—દેવ ગ્રહોનો વળગાડ હોય તો અગ્નિમાં હોમ કરી પકવાન્ન આદિનો બલી આપવો.

**ધુપ**—બકરો, રીંછ, ઘુવડ એમનાં રૂંવાટાં (વાળ) ચામડાં, હીંગ બકરાનું મુત્ર એઓનો ધુપ કરવાથી તેના ધુમાડાથી બળવાન ભુતો પણ જતાં રહે છે.

ગધેડો, ઘોડો, ખચ્ચર, ઉંટ, કુતરો, ઉંટ, શીયાળ, કાગડો, સુવર એમની વિષ્ટા વટાવી તેનો કલ્ક કરી બકરાના મૂત્રમાં તેલ પકવવું તે તેલ સુંઘાડવાથી ભૂત જાય છે.

કાળીયા સરસનાં બી, લસણ, સુંઠ, સર્ષવ, મજીઠ, હળદર, પીપળ એનો કલ્ક બકરીના મુત્રમાં વાટી ગોળાયો વાળી તેને છાયામાં સુકવી તે ગોળીયો જેને ભૂત વળગ્યું હોય તેની આંખમાં આંજવાથી ભૂત જાય છે.

જુનું ઘી, લસણ, હીંગ, સર્ષવ, વજ, ધરો, ધોળી ધરો, જટામાંસી, કુકડવેલ, નોરવેલ, ક્ષીરકાકોલી, મેંઢાશીંગી, ખપાટ, હરડે, કાકડાશીંગી, મોરવેલ, આકડાનું મુળ, સુંઠ, મરી, પીંપર, ઘઉંલા સુરમો, રસવંતી, મનશીલ, હરતાલ, રાક્ષસોને હણનાર રૂદ્રાક્ષ, ગુગળ એ ઉપરાંત સિંહ, વાઘ, શિયાળ રીંછ, ચિત્રો, ઘોડો, બળદ, ઘો, ઉંટ, નોળીયો, શીયાળો એઓની વિષ્ટા, ચામડાં, રૂવાડાં, મુત્ર, નખો અને મળે તો ચરબી, પિત્ત વગેરે પદાર્થો એકત્ર ખાંડી તેનો કલ્ક કરવો. તેના કવાથ ઉકાળી તેલ કે ઘી સિદ્ધ કરવું તે ઘી પાવાથી, ચોળવાથી, (સુંઘાડવાથી) અને એ દવાઓને વાટી તેને ગોળીયો બનાવી તે આંજવાથી, તેનો કવાથથી, શેક કરવાથી, શરીરે ચોપડવાથી, ભુતનો

વળગાડ અલ્પકાળમાંજ નષ્ટ કરે છે. ઉન્માદ મટાડે છે દેવગ્રહના વળગાડમાં વિષ્ટા આદિના પ્રયોગો કરવા નહિં. તે માત્ર ભુતપિશાચના વળગાડમાં કરવા.

### વળગાડ-ઉન્માદ અને અપસ્માર માટે

**સિદ્ધાર્થક**—દેવદાર, વજ, ઉપલેટ, સર્ષવ, સુંઠ, મરી, પીંપર, હીંગ, મજીઠ, હળદર, દારૂહળદર, રીસામણી ત્રિફળા, મોથ, કાચકાંનાં બીજ, કાળીયા સરસ નાંખી, ગરણી, ચિત્રક એ સર્વને વાટી કલ્ક કરી ચોગણા ગોમુત્રમાં ઉકાળી ઘી સિદ્ધ કરવું તે સિદ્ધાર્થક કહેવાય છે. આ ઘી આપવાથી સર્વ ભૂતોનો વળગાડ, ઉન્માદ, હીસ્ટીરીયા, કૃમિઓ, કૃત્રિમ વિષ, દમ, કફ, વિષમ જ્વરો કુષ્ટો નષ્ટ થાય છે.

---



# શ્રી ચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૨૩ મો

### સંપત્તિ શાસ્ત્ર

### પ્રકરણ ૧૧૧ મું

### સંપત્તિ મેળવવાનાં ગુપ્ત રહસ્યો.

આપણામાંના સર્વ સંપત્તિને તો ઇચ્છે છે, પણ તે સંપત્તિ કેમ મેળવવી તેના ગુપ્ત રહસ્યો સમજતા નથી. ગામડામાં જોઇશું તો પ્રજા ખેતી કરનારી અને થોડા ઘણા વેપાર કરનારા જણાશે. શહેરોમાં જોઇશું તો વેપારીઓનો નિવાસઃ ગામડામાંથી ખેતીથી ઉત્પન્ન થતી વસ્તુઓ અનાજ કપાસ, તમાકુ વગેરે શહેરમાં લાવી તેને મુંબાઇ આદિ સ્થળે મોકલવાં. એ આપણો વેપાર. અનાજની ગાંધીની, કરીયાણાની, કટલરીની, કાપડની દુકાનો કરવી એ આપણા દેશનો વેપાર. ઉત્પાદકશક્તિ આપણી ખેતી. ખેતી દ્વારા નવું અનાજ, કપાસ આદિ ઉત્પન્ન થાય. સિવાય આ ભૂગર્ભમાંની બીજી ઉપયોગી વસ્તુઓની શોધ ખોળ કરવાની કે તેનો વેપાર કરવાની કે નવા નવા ઉદ્યોગો કરવાની આપણી શક્તિ નષ્ટ થઇછે. એથી આપણી સંપત્તિ શી રીતે વધે ! વિજ્ઞાનનું તો જ્ઞાનજ હોય કયાંથી કે તે નવી નવી શોધો કરે ? આપણે તો અનાજ પકવીએ તે ખાઇએ અને પરદેશથી આવતી બીજી વસ્તુઓ કાપડ આદિ સર્વનો ઉપયોગ કરીએ.

દરેક મનુષ્યે પોતે પોતાની કમાણી શી, ધંધો શો ? તેનો વિચાર કરવો. અત્યારે તો આપણે મોટા વેપાર કરનારા થોડા જોઇશું,

શહેરમાં વળી અમદાવાદ, મુંબાઇ જેવા સ્થળે રૂ પીલવાનાં અને વણવાનાં કારખાનાં જોઇએ છીએ એટલે થોડો ઘણો કાપડ બનાવવાનો ઉદ્યોગ કર્તા થયા છીએ, આપણે કાપડના તો કરોડો રૂપિયા પરદેશ મોકલીયે છીએ, પણ તે સિવાય બીજી અનેક ચીજો એવી છે કે જેને માટે પણ પરદેશ ઉપર આધાર રાખીએ છીએ.

અત્યારે આપણે આપણા દેશમાંજ નીપજતા અનાજની મોંઘવારી એટલી બધી અસહ્ય થઇ ગયેલી જોઇએ છીએ કે તેનો વિચાર કરીએ તો તે દુકાળના જેટલી મોંઘવારી જણાશે. આપણા દેશમાં અનાજ તો સસ્તુ જોઇએ, કારણ તે અહીં પાકે છે. પહેલાં કેટલું સસ્તુ હતું તેનો વિચાર સરખો આવતો નથી. શરીરના પોષણ માટે અનાજ. ઘી આદિની મોંઘવારી વધી જવાનું કારણ કોઇ દેશનેતાએ જોયું નથી. કારણ કે ઘઉં, ચોખા, કઠોળ, તેલી બીયાં, રૂ આદિ પરદેશ ચઢે છે. અને તેથી આપણા ત્યાંતો હંમેશાં દુકાળ અર્થાત મોંઘવારી રહે છેજ.

એકજ દાખલોઃ—ઘઉં અહીં પાકે તે પરદેશ જાય, ત્યાંથી બીસ્કુટ કે પાઉ બની આ દેશમાં આવે અને તે આપણા લોકો મોંઘી કિંમતે વેચાતાં લઇ ખાય. આપણા દેશમાં ગાયો ભેંસોનું તાજુ દૂધ મળતું હોવા છતાં, પરદેશમાંથી આવતા મીલ્કના ડબા કે જે ત્યાં વર્ષો પહેલાં દૂધ દોહી તેને ઉકળી તેનો પાવડર બનાવી તેમાં કંઇક મિશ્રણ કરી તે ડબા અહીં આવે અને તાજા દુધને બદલે વસી. વર્ષોનું દુધ ભૂકી રૂપે બાળકોને પવાય. આપણા ત્યાંની ભેંસો ગાયોના દુધની મલાઇ, ક્રીમ પરદેશ જાય અને અહીં ઘીના સાંસા પડે ત્યારે પરદેશથી વેજીટેબલ ઘીના ડબા અહીં આવે તે આપણી ગરીબ પ્રજા ખાય. પછી દેશની સંપત્તિ શરીરની સંપત્તિ તે શી રીતે વધે ?

આપણો દેશ તો અત્યારે કૃષિ પ્રધાન દેશ મનાયો છે, ખેતી વગર બીજો ધંધો નહિં, વેપાર કરનારા થોડા મળી આવે, એ બે સિવાય ઉંચી કેળવણી લઇ નોકરી તરફ સર્વ કોઇ વળે છે. નોકરી ન મળે તો ખેતીને વેપાર કરે. પરંતુ આપણા દેશના વિદ્વાનો, ધનવાનો અને દેશનેતાઓ ઉત્પાદક ધંધા તરફ લક્ષ નહિં આપે ત્યાં સુધી સંપત્તિ વધવાની નથી.

આપણા દેશમાંથી મલમલ, કાપડ, રેશમી માલ વિદેશ જતો અને તેનાં નાણાં આ દેશમાં આવતાં, અત્યારે તો તે સર્વ વિદેશથી આવે છે.

આપણા દેશમાં શેરડી તો પાકે છે, ગોળ તો બને છે પણ ખાંડ અને સાકર તો જાવાથી આવે તેજ વપરાય છે. ખાંડના કારખાના આપણા દેશમાં નભતાં નથી. પરદેશથી ઘણી સસ્તી ખાંડ આવે છે.

આપણા દેશમાં ચ્હા, કોફી વગેરે ઉત્પન્ન થાય છે પણ તે ચાના બગીચાના માલીકો તો યુરોપિયન કંપનીઓ છે અને અહીંની પેદાશની રકમ તો વિદેશ જાય છે, હિંદમાં ઉત્તમમાં ઉત્તમ ખાણો પણ અત્યારે યુરોપીયનોની પાસે છે.

અત્યારે તો હિંદમાં સર્વ સંપત્તિ હોવા છતાં હિંદ દરિદ્ર છે. આપણા દેશમાં કાચો માલતો ઘણો ઉત્પન્ન થાય છે. અનાજ આદિ ખાવાના પદાર્થો તો એટલા બધા ઉત્પન્ન થાય છે કે જો તે પરદેશ ચઢવવામાં ન આવે તો હિંદમાં ઘણી સોંઘવારી થઇ જાય.

કપડાં, લોઢું, દવાઓ આદિ પરદેશથી કરોડોનું આવે છે. આપણે ત્યાં ૩૩ કરોડ માણસની વસ્તી છે, પણ ઉદ્યોગ ધંધા નષ્ટ થવાથી ખેતીની પેદાશના પદાર્થો વિદેશ જવાથી, અત્યારે તો દુકાળ જેવી મોંઘવારી હિંદને સહન કરવી પડે છે

## પ્રકરણ ૧૧૨ મું

### ખનીજ પદાર્થો પણ વિદેશ જાય છે.

આપણે ત્યાંથી અનાજ વિદેશમાં જાય છે. એટલુંજ નહિં પણ અહીથી નીકળતી કીંમતી ધાતુઓ પણ વિદેશ જાય છે. આપણી હિંદની ભૂમિમાં જેટલી ધાતુઓ નીકળે છે તેટલી બીજા દેશમાં તો ભાગ્યેજ નીકળતી હોય, અહીંથી કાચો ધાતુઓ પરદેશ જાય છે, ત્યાંથી પાકો માલ બની અહીં આવે છે, સને ૧૯૧૧ માં ૧૧ા કરોડ રૂપિયાની ધાતુઓ પરદેશ ચઢી હતી અને ૨૬ા કરોડ રૂપિયાની પાકી બનેલી ધાતુના પદાર્થો હિંદમાં આવ્યા હતા.

સોનું હિંદમાં પહેલાં સોનાની ખાણોમાંથી સોનું કાઢવામાં આવતું, હિંદમાં સોનાની ખાણો ઘણી છે. બર્મામાં ઇરાવતીની ઝાડીઓમાં સોના તથા પ્લાટિનમની ખાણો છે. તે એક અંગ્રેજી કંપનીએ કહાડવાનો ઇજારો લીધો હતો; હૈદ્રાબાદ અને મૈસુરમાં પણ સોનાની ખાણો છે, હૈદ્રાબાદમાં અનન્ત પુર તથા ધવલ ભુમ એ સ્થા-

ગોએ સોનું ખોદી કંઢવાનો ઉજારો અંગ્રેજી કંપનીઓએ લીધો છે, મૈસુરમાં કોલસાની ખણેમાંથી ઘણું સોનું નીકળે છે. ત્યાં અત્યારે મૈસુર, ચૈમ્પીયન રીફ. ઔરગમ. નન્દી ડ્રૂગ અને બાલાઘાટ એ પાંચ સ્થાને સોનું ખોદી કાઢવાનું કામ ચાલે છે અને તે ખોદી કાઢવાનું કામ ઇંગ્રેજી કંપનીઓ કરે છે. ૩૬ વર્ષમાં ૪ લાખ ૯૦ પૌન્ડનું નીકળ્યું છે, દરવર્ષે સોનું ખોદવા બદલ ૭૦ હજાર પાઉન્ડ મળે છે. અને ૧૯૧૯માં એ સોનાની ૧૨૬૫૬૪૪ મહોરો મુંબાઇની ટંકશાળમાં પાડવામાં આવી હતી.

**ચાંદી**—અપર બર્મામાં, ઉત્તરઈશાનના બાંડવિનમાં ચાંદી કહાડવાની ખણો છે.

**લોઢું-પોલાદ**—હિંદમાં લોઢાની ખણો ઘણી છે. લોઢું કાઢવાનો ઉદ્યોગ તો ઘણા વર્ષથી હિંદમાં ચાલે છે. ઓરીસા મધ્ય પ્રાન્ત, છોટા નાગપુર લોઢાની ખાણો વધુ છે. હિંદમાં તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની ૧૯૦૭ માં સ્થપાઇ તેણે ૧૯૧૧ માં પોલાદ લોઢું તથા પાકુ લોઢું બનાવ્યું. અત્યારે તે દર માસે ૧૭ હજાર ટન પાકુ લોઢું બનાવે છે. સિંહભૂમ જીલ્લામાં ૪૦ માઇલ સુધી ૪૦૦ ફીટ મોટી અને ૧૩૦૦ ફીટ લાંબી કાચા લોઢાની ખણો છે, ગંગાપુરમાં ચૂનાના પથ્થર નીકળે છે. કોલસાની ખાણો પણ ત્યાં ઘણી છે,

ખાણમાંથી લોઢાને ખોદી કાઢી પાકું લોઢું બનાવવા મૈસુરમાં વીજળી દ્વારા શરૂ કર્યું છે, ગોઆમાં તેમ માનભૂમમાં પણ લોઢાની ખાણો છે.

આવી ખાણો ખોદવાનું કામ, તેમાંથી કાઢેલા કાચા માલને પાકો બનાવવાનું કામ યુરોપિયન કંપનીયો કરે છે. તે જો તાતા કંપનીની માફક દેશી કંપનીયો કરે તો દેશમાં ઘણી સંપત્તિ વધવાનો સંભવછે.

આ ખાણોનું કાચું લોઢું કલકત્તાથી વિદેશ જાય છે. તે ત્યાંથી પાકુ લોઢું બની તેનો પાકો પદાર્થ બની દેશમાં આવે છે. ૧૯૧૩-૧૪ માં હિંદમાં વિદેશથી ૧ કરોડ ૭ લાખ પાઉન્ડનો લોઢાનો સામાન આવ્યો હતો. તાતા કંપની સિવાય બંગાળ આયર્ન એન્ડ સ્ટીલ કંપની પણ લોઢું કાઢવાનું કામ કરે છે.

**સીસાની** ને ચાંદીની ખાણો ઉતરીશાન પ્રદેશના વાડવિનમાં છે જ્યાંથી શરૂઆતમાં ચીના લોકો તે ધાતુ ખોદી લાવતા.

તાંબા પીતળની ખાણો સિંહભૂમ જીલ્લામાં છે. મતીંગરા નામની ખાણોમાંથી દરસાલ ૧૦૦૦ ટન તાંબુ નીકળે છે. તેની આવક પણ વિદેશી કંપનીઓના હાથમાં છે.

**એલ્યુમીનીયમની ખાણો**—જબલપુર, બાલાઘા તથા છોટાનાગપુર જીલ્લ માં છે.

**ગાસ્તેલ—માટીનું તેલ**—આસામ, બર્મા, સુમાત્રા, જાવા, પંજાબ, બલુચિસ્તાનમાં ગાસ્તેલના કુવા છે પણ પંઝાબમાં તેનો ઉદ્યોગ બરોબર ચાલતો નથી. પણ આસામમાં અને બર્મામાં એ તેલ બહુ નીકળે છે. આ તેલ કાઢવા માટે હિંદુસ્થાનીઓએ કંપનીઓ કરીને એ ઉદ્યોગ હાથમાં લેવો જોઇએ, હાલ તો તે કામ વિદેશી કંપનીઓ કરે છે અને તેની પેદાશ વિદેશમાં જાય છે.

પીનંગયંય, તથા સિંગુમાં તેના કુવા છે. ત્યાંથી તેલ નીકળે છે. માટીનું તેલ, શુદ્ધ કરી તેમાંથી પેટ્રોલ બનાવે છે, મોટરકારો; પેટ્રોલથી ચાલે છે. ગાસ્તેલનો ઉપયોગ બાળવામાં તેમજ ઓઇલ એંજીનો ચલાવવામાં થાય છે.

**મેંગેનીઝ**—વિઝાગા પટ્ટનમાંથી પહેલું નીકળતું. હવે મધ્યપ્રાંત મદ્રાસ; મુંબાઇ, મૈસુર, બિહાર અને બંગાલમાં પણ તેની ખાણો છે મેંગેનીઝની કાચી ધાતુ પર સરકાર ટેક્ષ લે છે. અહીંથી મેંગેનીઝ વિદેશ જાય છે.

**મેગ્નિ સાઇટ**—મદ્રાસ જીલ્લામાં, સલેમ જીલ્લામાં બહુ થાય છે. એ સીમેંટ બનાવવા ા કામમાં આવે છે. સાધારણ સીમેંટમાં સેંકડે ૫ ટકા અને સારા સીમેટમાં સેંકડે ૧૫ ટકા મેગ્નેશીયા હોય છે. જ્યાં તેને લગાવવામાં આવે છે તેને પથ્થર બનાવી દે છે,

**ફેરો મેંગેનીઝ**—બીહાર, મુંબાઇ, મધ્ય ભારત, મધ્ય પ્રદેશ, આઇસોર અને મદ્રાસમાં તેની ખાણો છે મેંગેનીજ દ્વારા તે તૈયાર કરવામાં આવે છે. ૧૯૧૮ માં ૭૫૫૫ ટન મેંગેનીઝ વિદેશમાં મોકલવામાં આવ્યો હતો.

**નિકલ**—જર્મન સીલ્વર તૈયાર કરવામાં નીકલ કામ આવે છે. પણ તેની ખાણો હિંદમાં બહુ નથી.

**કોયલાની**—ખાણો તો હિંદમાં વધારે છે. રાની ગંજ, ઝરીયા, ગિરીડીહમાં કોયલાની ખાણો છે. હૈદ્રાબાદમાં પણ તેની ખાણો છે. પંઝાબમાં બાકાનેરમાં પણ તેની ખાણો છે. તેમાં પહેલા નંબરની ખાણો વિદેશીયોની પાસેજ છે.

અબ્રક—પહેલાં હિંદમાંજ અબ્રક ઘણું નીકળતું. ચોથા ભાગનું અમેરીકામાંથી નીકળતું બીહારમાં અબ્રકનું સ્થળ ૧૨ માઇલ પહોળું ૬૦ થી ૭૦ માઇલ લાંબુ છે. ગયાથી હજારી બાગ તથા મોંગીર સુધી ક્ષેત્ર લાંબુ છે, મદ્રાસના નલૌન જીલ્લામાં પણ અબ્રકની ખાણો છે. સિવાય અજમેર, ઉદયપુર, મૈસુર, ઓરીસામાં પણ અબ્રકની ખાણો છે.

કલાઈ—બર્મામાં કલાઇની ખાણો છે, પણ કલાઇ શુદ્ધ કરવા વિદેશ મોકલવી પડે છે.

ખનીજ પદાર્થો ઉપરાંત કાગળ બનાવવા માટે વાંસ, ઘાસ આદિ અનેક વસ્તુઓ આ દેશમાં નીપજે છે.

દેશમાં કાગળો કરોડો રૂપિયાના વિદેશથી આવે છે. તે આ દેશમાં બનાવવા માટે મોટા પાયા ઉપર કારખાનાં સ્થપાય તો તે સંપત્તિ વધારનાર છે. તાંજોર, શ્રી રામપુર વગેરે સ્થળે કાગળ બનાવવા તો કારખાનાં સ્થપાયલાં પણ તેમાં તેમને ફતેહ મળી નહોતી, ટીટાગર મીલ, કલકત્તા, લખનૌમાં અપર ઇન્ડીયા કુપર પેપર મીલ એ કાગળો બનાવે છે, ગ્વાલિયરમાં પણ કાગળ બનાવવાનું કારખાનું છે. છતાં દેશને કાગળો પુરા પાડી શકતા નથી.

લાખ-સુખટ, તેનું તેલ, રોહીસાનું ઘાસ, તેનું તેલ, રબ્બડ વગેરે ઘણા ઉદ્યોગો હિંદમાં ખીલે તેવા છે

આપણે ત્યાં ઘઉં, ચોખા, જવ, કઠોળ, ચણા, મકાઇ, મગફળી વગેરે પદાર્થો પાકે છે, પણ તે ઘણા વિદેશ ચઢે છે એટલે આ દેશમાં તેની મોંઘવારી છે. તેલીબીયાં વિદેશ જાય છે. ત્યાં તેનું તેલ વગેરે બની મોંઘી કિંમતે અહીં આવે. અળસી કેટલી વિલાયત જાય છે. અને તેનું તેલ એલનેલ રૂપે કેટલું આ દેશમાં આવે છે, આવી રીતે આપણી સંપત્તિ નષ્ટ થાય છે. ખાતર વિદેશ જાય છે. આપણી જમીનનો કસ ઓછો થાય છે. માટે કાચા પદાર્થોના પાકા પદાર્થો અહીં બને તેવાં કારખાનાં સ્થાપવાં જોઇએ તોજ દેશનો પૈસો દેશમાં રહે.

જુટ, કાચાં ચામડાં, વિલાયત જાય તેનો પાકો માલ બની અહીં આવે અને તે મોંઘી કિંમતે વેચાય. આ પ્રકારે આ દેશના કાચા માલને આ દેશમાંજ પાકો માલ બનાવવાનાં કારખાનાં ઉભાં કરવાં જોઇએ તોજ દેશની સંપત્તિ વધે.

# ધન મેળવી આપનારા કેટલાક પ્રયોગો

## સંગ્રહણીની દવા

કલ્પલતાવટી—શુદ્ધ વછનાગ, હિંગળોક, ધંતુરાનાં શુદ્ધ બીજ, દરેક બાર બાર રતી ભાર લેવા અને અફીણ ૩૬ રતી લઇ સર્વને દુધમાં ઘુંટી એકેક રતીની ગોળી બનાવવી દુધની સાથે આ ગોળી ૧ ખવરાવવી ખાવા અને પીવામાં માત્ર દુધજ આપવું. દરદીને દુધ ઉપર રાખવો તેના ઉપર મીઠું ન આપવું તેમ પાણી ન પીવું. તરસ લાગે કે દુધ પીવું.

આ કલ્પલતાવટીથી જુની સંગ્રહણી, દુર્જય સોજા, જુનો તાવ, પાંન્ડુરોગ એ સર્વ ખાત્રીથી મટે છે.

આ બનાવટો પારદ, ગંધક, હિંગળોક, વછનાગ એ સર્વ શુદ્ધ કરેલા દ્રવ્યો લેવા ઉપરની દવાઓ હવે ફાર્મસીમાં પણ તૈયાર મળી શકશે.

## મીલ્ક સુગર બનાવવી

મીલ્ક શુગર છાસમાંથી બનાવેલી ખાંડ હોય છે. તાજી છાસ લેવી વાસી કે સડેલી છાસ લેવી નહી, પછી ચીની પવાલામાં થોડી છાસ લેઇને ગરમી ઉપર તેમાંનું પાણી બાળી નાંખવું. ઉકળતાં પાણી કરતાં તેની ગરમી જરાક ઓછી રાખવી. એટલે તે છાસમાંનું પાણી બળી જશે. અને ચીની પવાલામાં સફેદ પદાર્થ રહે છે. તેજ મીલ્ક શુગર હોય છે. ઉકાળતી વખતે વધારે ગરમી આપવી નહી અને કાચની સળીવડે હલાવતા રહેવું.

કેટલાક તો વાસણમાં છાસ લઇ તેના મોંઢા ઉપર કપડું લપેટીને તેને તડકામાં મુકીને તેમાંનું પાણી ઉડાવી નાંખીને મીલ્ક શુગર બનાવાય છે. કોરો સફેદ ભુકો એક થાળીમાં લેઇ ફરી ગરમી ઉપર મુકીને તેમાંની ભીનાશ કાઢી નાંખવી પડે છે. પછી શીશીમાં ભરી રાખવી આ મીલ્ક શુગર દવાના કામમાં બહુ જ વપરાય છે તેથી તેવો ખપ પણ વધારે થાય છે ખાંડીને ઝીણી ભુકી કરી શીશીઓ ભરી રાખવી.

## છોકરાઓ માટે મોઠા બીસકીટ બનાવવા

| | | | |
|---|---|---|---|
| મેદો ચાળેલો | તોલા ૨૦ | ચણાની દાળનો લોટ | તોલા ૬ |
| જવનો લોટ | ,, ૬ | ખાંડ બુરૂ | ૩૨ |
| માખણ અથવા ઘી | ,, ૬ | જરૂર જેટલું દુધ | |

બધા પદાર્થો લોટમાં એકત્ર કરીને તેને માખણ ચોળીને લગાડવું. પછી દુધ વતે તેનો લોંદો બાંધી કાઢવો પછી તે લોંદાને બે ચાર વખત ખુબ મસળીને નરમ બનાવવો પછી ચોરસ પોટ ઉપર રોટલી બનાવીને પાવલી જેવડો દરેક કટકો કાપી કાઢવો. કાપવા માટે પત્રાની ભુંગળી ગોળ લેઇ તે રોટલી ઉપર દાબીને ગોળ કટકાઓ કાપી કાઢવા. પછી બધા બીસકીટો પત્રાની ચાળણી ઉપર મુકીને તે ચાળણી ભઠ્ઠીમાં મુકીને શેકી કાઢવા થંડા થયા પછી ડાબડામાં ભરી રાખવા આ બીસ્કીટો નાના છોકરાઓ બહુ ખાય છે અને એક પૈસામાં છથી નવ સુધી વેચાય છે. કારણ તે બહુ મીઠા અને ચવદાર બને છે.

## ફીરંગ બીસકીટ બનાવવા

મેદો તોલા ૨૪ — ખાંડ બુરૂ તોલા ૧૨

લેમન એસન્સ ૪૦ ટીપાં (લીંબુનું સુગંધી) દુધ જરૂર જેટલું.

માખણ તોલા ૪

મેદામાં માખણ મેળવને પછી તેમાં ખાંડ મેળવવી. પછી એસેન્સ વીગેરે મેળવીને દુધ મેળવીને લોંદો બનાવવો. પછી તે લોંદાને ખુબ મસળી મસળીને ચકાસ પડતો બનાવવો. પછી ચોરસ પોટ ઉપર અરધા ઇંચ જાડાઇની રોટલી બનાવવી તેમાંથી હાથના પંજા જેવા ટીનના સાંચા વડે બીસ્કીટો કાપી કાઢવા, પછી પત્રાની ચાયણી ઉપર બીસકીટો મુકીને ગરમા ઉપર (ભઠ્ઠીમાં) ચાળણી મુકીને શેકી કાઢવા થંડા થયા બાદ પત્રાના ડબાઓમાં ભરી રાખવા પંજા જેવા આકારના હોવાથી છોકરાઓને મઝા પડે છે

## પસ્તાના બીસકીટ

મેદો તોલા ૧૨ — ખાંડ બુરૂ તોલા ૪

પસ્તાનો ઝીણો ભુકો તોલા ૨॥ ઘી (માખણ તોલો) ૧॥

દુધ જરૂર જેટલું.

મેદો અને ઘી (માખણ) મેળવને પછી ખાંડ અને પસ્તાનો ભુકો મેળવવો પછી દુધમાં તેનો લોંદો બનાવી કાઢવો. તે લોંદાને ખુબ મસળીને નરમ બનાવવો. પછી ચોરસપાટ ઉપર પા ઇંચ જાડાઇની રોટલી વણીને તેમાંથી એક રૂપીઆના સાઇઝ જેવા બીસકીટો સાંચા વડે કાપી કાઢવા, પછી પત્રા ઉપર મુકીને ભઠીમાં શેકી કાઢવા. થંડા થયા પછી એક ડબામાં ભરી રાખવા.

## માણસના દુધ જેવું દુધ બનાવવું

મા વગરના બચાઓને અને દાયણ વગરનાને પણ ઉપરથી આપવામાં આવતું દુધ પચતું નથી. તેથી તે અશક્ત બને છે તેથી માનવી દુધ જેવું દુધ તેમને પીવરાવીએ તો જલદીથી પાચન થઇને છોકરાઓ શકિતવાન બને છે. તે બનાવવાની માહિતી તે માટે ખાસ આપેલી છે.

તાજુ દુધ તોલા ૭ા દુધની મલાઇ તોલા ૪
મીલ્ક શુગર તોલા ૩ ચોખું પીવાનું પણી પાણી તોલા ૪૫

એક કલાઇના વાસણમાં ઉપરના બધા પદાર્થો એકઠા કરવા તે વાસણ મંદ ગરમી ઉપર મુકીને તપાવવું હાથને તે દુધ ગરમ લાગે ત્યાં સુધી ગરમ કરવું. વધારે ગરમ કરવું નહી પછી તેમાં દશ ગ્રેન જેટલું બોરીક એસીડ મેળવવું પછી બાટલીમાં ભરીને ઉ ૨ બુચ બંધ કરવું આવું દુધ ૩૦ થી ૪ કલાક સુધી સ રૂ રહે છે. અને મીલ્ક શુગર હોવાથી બધાને પાચન કરવા માટે સુલભ થાય છે. તેથી અશકત છોકરાઓની પ્રકૃતી સારી થાય છે. બચાની માને કોઇ પણ કારણ સર દુધ આવતું ન હોય તે વખતે આ દુધનો ઉપયોગ કરવો. તેથી બચાઓની તંદુરસ્તી સારી માફક રહે છે.

## સસ્તી કાફી બનાવવી

માલ્ટ એટલે સડેલા જવનો ભુકો ( લોટ ) તોલા ૧૬
શેકીને બુંદ તૈયાર કરેલી કાફી તોલા ૮
કુંવાડીયાનાં બી શેકીને ભુકો કરેલો ,, ૮

ઉપર મીશ્રણ કરીને ઝીણી ચાયણીમાંથી તે ચાળી કાઢવું. તે બન્ને ચીજો બળે નહી તેવી રીતે શેકી કાઢવા. પછી તે ભુકો ૧૦ થી ૨૦ તોલાના ડબાઓમાં ભરીને ઢાંકણું બંધ કરી રાખવું. પછી કાફીની ભુકી બનાવનારનું નામ સાથેની બનાવવાની માહિતીનું લેબલ (છાપેલી) ચાફી ચોઢવી પછી વેચાણ માટે તે ડબાઓ મુકવા.

રીત મુજબ કાફી બનાવી પીવાથી મઝા પડે છે. અને ભાવમાં સસ્તી હોય છે.

## જાનવરો માટે મસાલો બનાવવો

ગાય, બળદ, કુતરા ઘોડા વીગેરે જાનવરો અશકત થઇને દુબળાં નબળા બને છે. તે વખતે તેમની તન્દુરસ્તી સુધારવા સારૂ તેમને

કોઇક ઔષધી ખવરાવે છે. તેને જાનવરોનો મસાલો એમ કહે છે. તે બનાવવાની રીત–

| | | | |
|---|---|---|---|
| સોડા ખાર તોલા | ૧૦ | રેજીન એટલે રાળ તોલા | ૧૦ |
| સુરમો ભુકી ,, | ૧૦ | ગંધક ,, | ૧૦ |
| સિલારસ ,, | ૧૦ | સુંઠ ભુકી ,, | ૧૦ |
| હિરાકશી ,, | ૫ | | |

ઉપર લખેલી ચીજો લઇને સાફ કરવી. પછી તે દરેકની જુદી જુદી ભુકી કરી નાખવી પછી તે સર્વેનું મીશ્રણ કરીને સારી પેઠે એકત્ર કરવું પછી ડબામાં ભરી રાખવું.

વસંત રૂતુમાં કીંવા શીયાળામાં તે ભુકી જાનવરોને ખવરાવવી પડે છે. ત્રણ દીવસ લગી તે ભુકી ખવરાવીને પછી બંધ કરવી ફરી ૩ દીવસ ખવરાવવી જોઇએ. તેટલામાં જો તેની તંદુરસ્તી સુધરશે નહિ તો તેજ ક્રમથી ફરી વધારે દીવસ ખવરાવવા હરકત નથી. માત્રા દરેક જાનવરના કદ પ્રમાણે અર્ધાથી સવા તોલો ભુકીના નાનામોટા જનાવરને દરરોજ એક વખત તેના ખોરાક સાથે આપવી જોઇએ.

## સીંગોડામાંથી સ્ટાર્ચ કાઢવો.

સ્ટાર્ચ એ લોટ જેવો પદાર્થ છે. તે બટાકા તથા ચોખામાંથી તૈયાર કરવામાં આવે છે. તેનો ઉપયોગ કપડા માટે ખેળ કરવામાં, બનાવટી ગુંદર, બનાવટી ગોળ ડેકસ્ટીન કરવામાં ને ખાવાના કામમાં ઘણો થાય છે. ઘઉના લોટમાંથી એવો સ્ટાર્ચ બહુ થોડો નીકળે છે, અને ઘઉં મોંઘા હોય છે. બટાકામાંથી સેંકડે ૧૫–૧૮ ભાગ સ્ટાર્ચ નીકળે છે પણ સીંગોડામાંથી સેંકડે ૨૦–૨૩ ભાગ સ્ટાર્ચ નીકળી શકે છે. સીંગોડા આપણા દેશમાં પુષ્કળ પેદા થાયછે. માટે તેમનો ઉપયોગ આ કામમાં કરવાથી સારો અને સસ્તો સ્ટાર્ચ નીકળી શકશે જેથી ઘેર બેઠાં ધંધો કરી ગુજરાન કરવાનું કામ પ્રતીષ્ટીતપણે થઇ શકશે તે રીત સીંગોડામાંથી સ્ટાર્ચ બે રીતોથી કાઢી શકાય છે. સીંગોડા-માંથી તેમ સુકેલા સીંગોડામાંથી પણ સ્ટાર્ચ કઢાય છે.

સીંગોડા એ પદાર્થ તલાવ, નદીઓ અને નાના ખાબોચીયામાં જ્યાં પાણી ઘણું હોય છે. ત્યાં પેદા કરવામાં આવે છે. લીલા સીંગોડા ઉપર બહારથી કાળુ અને જાડુ પડ હોય છે. તેની અંદર સીંગોડાં કુદરતી રીતે પેદા થઇને મોલ થાય છે.

૧ લીલા સીંગોડામાંથી સ્ટાર્ચ કાઢવો—મોટા થએલા સીંગોડાં લીલા લેઇને ભીંજવી રાખવાં તેથી તેનું છોડું નરમ થાય છે. પછી તેને ફોડીને અંદરના લીલો સીંગોડા કાઢીને પથરની ખાડણીમાં મુકીને ખાંડી નાખવા પછી તે ખાંડેલો ભુકે થંડા પાણીમાં પળાલીને સારી પેઠે ચોળી નાંખવો જેથી તેનો લોટ તૈયાર થાય છે. એ પ્રમાણે ખાંડેલો લોટ તે પાણીમાં ચોળાને સ્થિર રાખવો એટલો લોટ તળીએ ઠરે છે અને પાણી ઉપર ઠરી જાય છે. તે પાણી કાઢી નાખીને તળેનો લોટ ૨-૩ વખત થંડા પાણીથી પલાળીને એજ પ્રમાણે ધોઇ નાંખવો પછી ધુળ કચરો પડે નહી એવા ઠેકાણે તે લોટ મુકીને ઉપર ઝીણું કપડું ઢાંકીને સુકાવી કોરો કરી દેવો સારી પેઠે સુકાયા બાદ ડબામાં ભરી રાખવો તેજ સીંગોડાનો સ્ટાર્ચ હોય છે.

## નારીંગીની મીઠાઇ

નરીંગી લેઇને તેનાં છોડાં છોલી કાઢવાં. તે સ્વચ્છ કરીને તેની અંદરની બાજુ પર જે ધોળો ઝીણો થર હોગ છે તે પણ છોલી કાઢવો. પછી તે લીલી છાલના કડકા દરેક બેઆનીથી પાવલી સુધીના આકારનો-કાપી કાઢવા અથવા તેટલાજ વરસના ચોરસ કકડાઓ કાપી કાઢવા, દરેક કકડાને વચોવચ એકેક કાણું પાડવું, પછી દરેક કઠકો એક લાંબી લાકડાની સળાઇમાં પરોવી દેવો તે બે કકડા વચે અર્ધો ઇંચ છેકુ રાખવું. પછી આછી કથરેટમાં એક શેર ખાંડ નાંખીને તેના પર લીંબુના અથવા નારંગીના સુગંધી તેલનાં ૧૦ ટીપાં મેળવી બાદ પાંચશેર પાંણી મેળવીને. તેની ચાસણી કરવી ચાસણા તારવાળી થાય ઠંડી કરવી. પછી દરેક હાથમાં તે ચકતી વાળી સળીનો છેટો પકડીને તે પકતીઓ તે ચાસણીમાં ડુબાવીને ફેરવતા જવું એટલે ચકતાં ઉપર પાક ચઢે છે. એવી રીતે તે સળાઇ બે ચાર વખત તે પાકમાં ફેરવીને જોઇતી જાડાઇનો થર તે ચકતીઓ પર કરી દેવો તેજ ટીકડીઓને નારંગીની મીઠાઇ કહે છે. રંગદાર ટીકડીઓ જોઇતી હોય તો તે ચાસણીમાં તે ડુબાડવા પહેલાં જોઇએ તે રંગ નાંખીને સારી પેડે મીશ્ર કરવો. અને રીંગની ચકતીઓ ડુબાડી કાઢવી એ પ્રમાણે ચકતીઓ પરોવેલી સળાઇ તે પાકમાં ૩-૪ વખત ફરવીને બાદ સારી પેઠે સુકાવી કાઢવી પછી તે ટીકડીઓ કાઢીને ડબામાં ભરીને વેચવા માટે મોકલી દેવી. પેપરમીંટની ચકતીઓ જેવો એ ચકતીઓ છોકરાનો ખાઉ-ખાઉ-તરીકે છે. ૮ આનાનો રતલ પ્રમાણે વેચાય છે.

## જીલેટાઇન બનાવવું

જીલેટાઇન એ પદાર્થ સરેસની જાતનો હોય છે. પણ તે ઘણો શુદ્ધ હોય છે. તેના ધોળા કકડા કાચ જેવા ચકચકીત અને સ્વચ્છ હોય છે. માટે તેની કીંમત સરેસ કરતાં ત્રણ ચારગણી વધુ ઉપજે છે.

તે બનાવવાની રીત--માટીના પાક વાસણમાં ૧૨ થી ૧૩ શેર જલદ એટલે સ્ટ્રાંગ સરકો ભરવો તે સરકામાં ૩૦ તોલા પોટાશ કાર્બોનેટની ભુકી મેળવીને ડહોળી એક જીવ કરી દેવી, તેથી તે મીશ્રણને જરાક ઉભરો આવે છે. તે ઉભરો બંદ થયા પછી તેમાં સારા શરેસના કકડા ૫ પાંચ રતલ પલાળવા નાંખી દેવા, સરકો ન મળે તો સો ભાગ થંડા પાણીમાં ૧૨॥ ભાગ એસેટીક આસીડ મીશ્ર કરવાથી સારો સરકો તૈયાર થાય છે તે વાપરવો.

બધો સરેસ તેમાં બે ત્રણ દીવસથી જવા દેવો તેથી સરકો તે સરેસમાં શોષાઇ જાય છે. જે સરકો ન શોષાયાથી બાકી રહયો હશે તે તેમાંથી રેડી જે બીજા વાસણમાં (માટીના) રાખવો તેનો ઉપયોગ બીજી વખતે કરવો.

તે ભીંજવાથી ફુલેલો સરેસ એક તારવાળી ચાળણીમાં રાખીને તે ચાળણી પાણીથી ભરેલા વાસણમાં ડુબાડી રાખવી જેથી તે સરેસમાંનો પોટાશ આસીટસના નામનો ખાર તે પાણીમાં ઉતરી જઇને સરેસ સ્વછ થાય છે. તે સ્વચ્છ થયેલો સરેસજ જીલેટાઇન હોય છે.

આ વખતે કાચ જેવો સ્વચ્છ અને થોડા પીળાસવાળા રંગનું દેખાય છે. હવે તેના પત્રાં પાડવાનાં છે.

તેની પરીક્ષા કેમ કરવી તે-તેનો થોડો નમુનો, ગરમ પાણીમાં મુકેલા એક વાટકામાં નાંખીને ગરમીથી પાતળો કરવો. પાતળો નમુનો કાચના સ્વછ કકડાપર મુકીને થંડો કરવો પછી તેમાંનો થોડો ભાગ આંગળીઓ વચે દાબી જોવો જો તે દાબેલો કકડો ભુકા જેવો થાય તો તે ઠીસુળ—પોચું થયું છે એમ સમજવું, કારણ જીલેટાઇન એ એ પદાર્થ જરાક ચીવટ હોય છે. પણ નમુનો રાખવાથી તેનો ભુકો ન થતાં ચીવટ રહે તો તે સારૂ થયું છે એમ સમજવું. પોચાપણું કાઢી નાંખવા સારૂ તેમાં દરેક શેર સરેશના વજનમાં ૫ થી ૮ તોલા ગ્લીસરાઇન ઉમેરવું પડે છે. તે જીલેટાઇન ચીવટ કરવાની રીત એક લોખંડની પેણી ચુલા પર મુકીને પોણા ભાગ, સુધી, થંડા પા-

ણીથી ભરવી. નીચે ગરમી કરીને તે પાણી ઉંકળવા દેવું. તે ઉકળેલા પાણીમાં નાનું લોખંડી તપેલું મુકવું. તેમાં બાજુથી પાણી તેમા ન જાય તેવો બંદોબસ્ત કરવો. તે નાના તપેલામાં જીલેટાઇન મુકીને ગરમીથી પાતળું કરવું હલાવવા સારૂ લાકડાના તાવેથાથી હલાવવું. બધું જીલેટાઈન પાતળુ થયા બાદ ઉપરના પ્રમાણુના આશરાનું ગ્લીસરાઇન મેળવી દેવું. ડહોળાને એક સરખું કરી નાંખવું, તે જીલેટાઇન વધારે ચકચકીત અને વધારે ચીવટ થાય છે, પછી તે વાસણ બહાર કાઢવું સ્વચ્છ કરેલા કાચના પત્રાંપર તેના પાતળા થર થાય તેવી રીતે રેડી દેવું પછી ધુળ કચરો ન પડે તેવા ઠેકાણે તે પત્રાં રાખીને ઢાંકીને સારી પેઠે સુકાવી નાંખવું પછી તે સુકેલા પત્રાઓ ખરડીને કાંઢવા; અને ડબામાં ભરીને વેચવા મોકલવા. દીલ્લી કલકત્તાનો સારો સરેશ ૩–૪ આને પાઉંડ મળે છે અને તેનું બનાવેલું જીલેટાઇન દર પાઉંડે ૧॥ થી ૧॥। રુપીએ વેચાય છે. એ ઉપરથી કેટલો ફાયદો થાય છે તે ધ્યાનમાં રાખવું. આ ધંધો નાના કે મોટા પાયાપર સૌથી સારો કરવા જેવો છે, માત્ર મોટી મોટી કંપનીઓ તરફ તેના નમુના મોકલીને કાયમથી વટ રાખીને વેચાણ કરવું હોય તો ઘણો ફાયદો મળવાનો સંભવછે. તેટલાજ માટે હુન્નરવિજ્ઞાન લોકોને ફાયદો મળે તેવા ધંધાઓ શીખવે છે.

## સોનેરી રંગની ભુકી બનાવવી.

ટીનના ડબા, ટ્રંકો, લોઢાનું તથા કાગળનો સામાન, લાકડાનાં ચીત્રો તથા બીજો સામાન–વિગેરે ચીજોપર સુનેરી રંગ ચઢાવવાના કામમાં એવી ભુકીનો ઉપયોગ થાય છે, તે બનાવવાની રીત વીસ તોલા ભુકી રહે એવી માટીની પાકી મુસ કુલડી–લેવી. તે સ્વચ્છ કરીને તેમાં ટીન ઓકસાઇટ એટલે કલઇની ભસ્મ અને ગંધકની ભુકી દરેક પાંચ તોલા મિશ્ર કરીને ભરી દેવી. પછી વગર ધુમાડાના કોયલાના સળગતા અંગારાપર તે મુસ મુકી તે ગરમ કરવી. કાચના સળીથી તે ભુકી હલાવતા જવી એટલે તેનું પાણી રસ થાય છે. રસ થયા પછી નીચેની ગરમી કમી કરવી. અને હાંડીથી ડહોળી ડહોળીને તે રસ કોરો કરવો, કોરો થાય ત્યાં સુધી ડહોળતા રહેવું જેથી પીળા રંગના તેના ઝીણા કણુ–રવા થાય છે, પીળા કણુ થયા પછી તે મુસ બહાર કાઢી જે થંડી કરવી, પછી દગડી ખરલમાં

નાંખીને કાચના ગોળાથી ઘુંટીને તે ઝીણા કણવાળી કરી નાંખવી એટલે તેનો રંગ સોના જેવો દેખાય છે, તેજ સુનેરી રંગની ભુકી હોય છે. રસાયણીક ભાષામાં તેને ટીનસલફાઇડ એ નામથી ઓળખાય છે. પછી ડબામાં ભરીને વેચવા સારૂ મોકલવી અથવા કાગજની પડીકામાં દરેકમાં રાા તોલા ભુકી ભરીને તે પડીકી પર "સુનેરી રંગની ભુકી" તોલા રાા (આઉંસ ૧) એવી છાપેલી લેબલ લગાડીને પણ વેચવામાં આવે છે. આ કામમાં કલાઇની ભસ્મ જે વાપરવાની છે તે શુદ્ધ ભસ્મ હોવી જોઇએ તેની કાળજી રાખવી તેવી શુદ્ધ ભસ્મ ઘેર બનાવવી અથવા કેમીસ્ટોના ત્યાંથી મંગાવી લેવું, ઉપયોગની રીત—પાતળો સરેશ, બેલ તેલ, અથવા ગુંદરનું પાણી તેવા ચીકટ પદાર્થમાં મેળવીને જે તે પદાર્થપર તેનાપર ચઢાવીને સુકવી નાંખવા.

## દેશી કેળાંનો લોટ બનાવવો (અમેરીકન પદ્ધતિથી)

આઠે દીવસમાં પાકશે એવાં લીલાં કેળાં લાવવાં. તેના ઉપર લીલી છાલ છોલી કાઢવી. પછી તે સફેદ ગરના એક રૂપીયા જેટલાં નાના નાના ટુકડા બનાવી રાખવા. તે કાચા કેળાના ટુકડાઓને એક ચડાઇ ઉપર પાથરી તે તડકામાં તાપ આપવો, એ મુજબ ત્રણ દીવસ સુધી સુર્યની ગરમી ઉપર તેને સુકવવાં. પછી તેને ઘરના ખરલમાં નાંખી કુટીને ઝીણી ભુકી કરી રાખવી અથવા તેવા કટકાઓ યંત્રમાં નાંખીને દળીને લોટ મુજબ તેનો લોટ પીસીને ચાળી રાખવો તે લોટ જો પત્થરની ખરલમાં કુટેલો હોય તો જરાક તડકામાં સુકવવો, કારણ પત્થરના ખરલમાં કુટતાં તે લોટને જરાક ભીનાશ આવે છે; તેથી સુકાવીને કોરો લોટ બનાવીને પછી ચારણીવતે તેને ચાળી કાડવો એટલે ઝીણો લોટ બનશે તે ઝીણા લોટમાં ૧૦૦ ભાગ લોટ અને એક ભાગ એસીડસાલી સીલેક અને બે ભાગ અશીડ બેનઝાઇક એમનું મિશ્રણ ઘુંટીને એકત્ર કરવું પછી તે કેળાના લોટને સીસાના અથવા ટીનના પત્રાના ડબામાં ભરીને ડબો બંધ કરવો. લોટ ભરવા અગાઉ ટીનનો ડબો અથવા બાટલી તડકામાં અથવા દેવતાની ગરમી ઉપર બરાબર સુકવીને કોરી રરવી. પછી પા રતલી. અરધો રતલી અથવા રતલી ડબાઓ કે બાટલીઓ ભરીને તેના ઉપર. કેળાનો લોટ " એ મુજબની લેબલ ચોટાડવી, ડબો કે બાટલી ગરમી ઉપર સુકવીને લોટ ભરવાથી તે લોટમાં જીવ કે જંતુઓ થતા નથી;

અને હવા અંદર નહિં જવાથી જેઓને તેવો જ લોટ તેમાં શુકો રહી શકે છે, ઘણા દીવસ સુધી જો તે લોટ બંધ રહેલા તેના રંગમાં જરાક ફેરફાર થાય છે. તેના ડબાઓ ઘણા સારી પેઠે વેચી શકાય છે.

**કેળાના લોટનો ઉપયોગ–હંમેશના** આપવાસના દીવસે શીરો બનાવીને વાપરી શકાય. અશક્તિવાળા માટે, સવારની ચાહ સાથે તેની પુરી બનાવીને આપવાથી તાકાત વધે છે. આગબોટ અથવા મુસાફરી જેવા ઠેકાણે કેળાં નહીં મળે તે વખતે આ લોટનો ઘણોજ ઉપયોગ થઇ શકે છે. દરદીઓના ખોરાકમાં પણ આ લોટ એકલો અથવા બીજા ખાદ્ય સાથે વાપરી શકાય છે.

આ લોટ ઘણો સસ્તો બને છે તેથી ગરીબ લોકો ઘઉં જુવાર, દાળ, વીગેરે લોટોમા મેળવીને પણ વાપરી શકાય છે, અમેરીકન રીત મુજબ તો જો તેવા લોટ । ઉપયોગ દમીએલ માણસ કરે તો તો તેને દમનો રોગ સુધરી શકે છે, હિંદુસ્તાનમાં ઘણાં ઠેકાણાં એવાં છે કે જ્યાં કેળાં પુષ્કળ પાકે છે. અને વધારે કેળાંનો જથો હોય ત્યાંજ આ કામ કરવાથી ઘણો ફાયદો થઇ શકે છે. સંગ્રહણી જેવા રોગો ઉપર અમેરીકામાં આ લોટની કાંજી દીવસમાં ચાર વખત આપે છે, આપણી તરફ જો ઘઉં બાજરીના લોટ કરતાં આ લોટનો ઉપયોગ કરવામાં આવે તો ખરેખર કેળાંનો પાક વધારે થશે અને શકતી વધારવાના કામમાં પણ આ લોટ ઘણો ઉપયોગી થઇ પડશે.

## ટંકણખારનો નરમ સાબુ બનાવવો.

કોપરેલ તેલ; કોકમનું તેલ અથવા ડોળીઆનું તેલ એમાંથી કાંઇ પણ એક તેલ શેર ૧૫ થી ૨૦ અને બાકી ગમે તે એક પાતળું તેલ શેર ૮૫ થી૮૦ એ પ્રમાણનો સ્નીગ્ધ પદાર્થો કઢાઇમાં નાંખીને ધીમી ગરમી ઉપર તેને પાતળો કરવો. પછી બામ હયદ્રામીટરના ૧૫ અંશ પ્રમાણનો તીવ્ર અલકલી દ્રવ શેર ૧૦૦ તથા બામ હાયાડ્રામીટરના ૧૦ અંશ પ્રમાણનો તીવ્ર પોટયાશ દ્રવ શેર ૫૦ એમનું મીશ્રણ કરી રાખવું. તે મિશ્રણ દ્રતમાંથી દરેક વખતે ૧૦ થી ૧૫ શેર દ્રવ તેમાં મેળવીને ઉષ્ણતા વધારીને છેવટે સાબુ પુરો શીજવી કાઢવો, ફરી એકવાર ઉકાળીને સાબુની ક્રિયા પુરી કરવી. પછી પાણીમાં ટંકણ ખાર મેળવીને તે દ્રવ હૈદ્રામીટરના ૧૦ અંશ પ્રમાણનો કરી રાખવો. તે ટંકણ ખારનો દ્રવ શેર ૧૫ થોડા થોડા તે

સાબુમાં મેળવીને હલાવીને એક કરી નાંખવો. બાદ તે સાબુ ફારેન હાઇટના ૧૫૦ અંશની ગરમી ઉપર આશરે અરધો કલાક હલાવીને શીજવી કાઢવો, એ મુજબ તે ટંકણ ખારનો દ્રવ સેંકડે ૧૫ શેર વાપરવો પડે છે. એક જીવ બધુ મીશ્રણ થયા પછી સાબુ પીપમાં ભરી રાખવો.

૨ જી રીત—પ્રથમ તીવ્ર સોડા દ્રવથી સાબુ કરીને પછી તીવ્ર પોટયાશ દ્રવથી શીજવી કાઢવો. પછી ટંકણ ખારનો દ્રવ મેળવીને શીજવીને એક રસ કર્યા પછી તે સાબુ ખેળ જેવો પાતળો અને ચરકાટ વાળો પારદર્શક દેખાય છે. તેવો થયા પછી થંડો કરીને ડબ્બામાં અથવા પીપમાં ભરવો.

આ પાતળો સાબુ મીલોમાં બહુ જથાબંધ વપરાય છે, તેમજ તે માલમાં પણ સારા પ્રકારનો નફો રહે છે. માટે એકલો બારસોપ તરફ ધ્યાન નહી આપતાં જો આવા પાતળા સાબુ બનાવવામાં આવે તો બહાર પરદેશથી આવતા નરમ સાબુ બંધ થઇને મીલ માલીકો અહીઆનોજ સાબુ વાપરી શકે.

## કપડાં ધોવાનો સુગંધી સાબુ

રાળ વગરનો ધોળો સાબુ લઇને તેમાં સુગંધી વગેરે મેળવીને આ સાબુ બનાવી શકાય છે.

**મીશ્રણ**:—રાળ વગરનો સફેદ સાબુ શેર ૩૫, પોટયાશ કાર્બોનેટ શેર ૬, જપુની પુરી અથવા કયાંજુ પુટી તેલ ત્રણ અધોળ.

**રીત**—પ્રથમ ૭ શેર પાણી કઢાઇમાં નાંખીને તે ઉકાળવું, તેમાં ધોળા સાબુના કડકા થોડા થોડા ઉમેરીને હલાવીને એક જીવ પાતળો કરી નાંખવો, તે પાતળા સાબુમાં પોટયાશ કારબોનેટ નામનો ખાર થોડો થોડો મિશ્ર કરીને મિશ્રણ એકરસ કરવું. સાબુ બહુ ઘાટો થાય તો તેના ઉપર ગરમ પાણીની છટ મારી મારીને નરમ કરી રાખવા. પછી જરા થંડો કરીને તેમાં સુગંધી મીશ્ર કરીને હલાવીને મીશ્રણ સરખું કરી દેવું. સાબુ થંડો થયા બાદ તેના ગોળા બાંધવા. દરેક ગોળા આશરે ૫ થી ૧૦ તોલાનો રાખવામાં આવે છે, એવા સુંગધી ગોળાઓ સુકાતા નથી, અને તેનાથી ધોએલાં કપડાં સ્વચ્છ અને નરમ રહે છે. ગોળા નહીં બનાવવા હોય તો તેની ચોરસ કડકીઓ પણ બનાવી શકાય છે. તેના ઉપર છાપ મારી વેચાણ કરવું.

## હીરાને કેવી રીતે કાપવા અને પોલીસ કરવા.

અઘરામાં અઘરૂં, કંટાળારૂપ, અને ખરી મહેનતનું કામ જો કોઇ હોય તો તે હીરા કાપવાનું, અને તેને પોલીસ કરવાનું કામ છે. દરેક માણુસ આ કળામાં નિપુણ થઇ શકતો નથી. હજારો માણસમાંથી એક માણુસ થોડા વર્ષે અનુભવથી સારી કળાવાળો, પુર્ણ તે કળાના જ્ઞાનવાળો, સારી યુક્તિવાળો નિકળી શકે છે. આ કળાને માટે માણુસ ધીરજની ઉદ્યમની, દઢ નિશ્ચયની ખાસ જરૂર છે. અને ડચના જ્યુમાં ખાસ કરીને આ જોવામાં આવે છે. આ વેપાર લગભગ પુરેપુરી રીતે આ ઉદ્યમી કોમના હાથમાં છે એમ લાગે છે.

સામાન્ય હિરા કાપનાર આખા અઠવાડીયામાં ૮ પાઉન્ડથી ૧૦ પાઉન્ડ સુધી કમાય છે. માણુસની આવક આ બાબતમાં તેના ઉદ્યમ ઉપર વિશેષ આધાર રાખે છે. હોલાન્ડ દેશે ઘણો વખત આ કળાનો ઇજારો રાખ્યો છે અને અત્યારે અસ્ટેર્ડમ આને માટે કેન્દ્રસ્થાન છે. લન્ડન અને બીજી જગ્યના પ્રયોસોથી તેનો વેપાર ભાગી પડયો છે, તોપણ કામ કરનાર અને તેનાં ઉપયોગી સાહિત્યો મોકલ્યા કરે છે. હાલ જે મહારાજાના મુગટમાં મણિ છે તે ઘણો કિંમતી છે. તે દક્ષિણ આફ્રીકામાંની એક ખાણુમંથી જડયો હતો, બ્રિટિશ લોકો તેને પોલીસ ન કરી શકવાથી તેને હોલન્ડ મોક્લવામાં આવ્યો હતો અને છ માસ સુધી તેને પોલીસ કરવામાં આવ્યો હતો.

પહેલો પ્રયોગ જે કરવામાં આવે છે તેને 'કાપવાનો' પ્રયોગ કહે છે. જયારે તે કાપ્યા પહેલાનો પત્થર હોય છે. ત્યારે કદરૂપો અને ખરબચડો લાગે છે. તેને સારા રૂપમાં લાવવો એ કળા વિચાર-ચરનું કામ છે અને અમુક સુંદર રૂપમાં મુકયા પછી તેને પોલીસ કરવું સરલ થઇ પડે છે. તેની ઉપરના ડાઘા વગેરે તેનું રૂપ કે રંગ કોઇ ઓછું કર્યા શિવાય કાઢી નાંખવામાં આવે છે. તેને કાપવાનું કામ એક નાના ચપ્પાથી કરવામાં આવે છે અને તેને એક હથોડીથી જોડવામાં આવે છે. કાપનાર માણુસ તે પત્થરની શિરાથી વાકેફ હોવો જોઇએ. અને તે કાપતી વખતે ઘણી સંભાળ રાખવી જોઇએ. બહારના માણુસને આવી શિરાઓની માહિતી હોતી નથી પણ તે કાપનારને હોય છે. નહીં તો ગમે ત્યાં તે ચપ્પુ મુકે તો આખો પત્થર ખરાબ થઇ જાય અને કાંઇ કામનો રહે નહિ, હવે તે પત્થરને કાપનાર તેની શિરાઓ જોઇને ચપ્પુ મુકે છે અને પછી નાની હથોડીથી ધીમે રહીને

મારે છે. અને તેથી જે પ્રમાણે ધાર્યું હોય તે પ્રમાણે તેના કડકા થઇ જાય છે. હવે "સ્નીડર્સ" કાપવાનું સાધન–તેની અન્દર બે પત્થર એક એકનો છેડો અથવા અણી અડે અથવા ઘસાય તેમ ગોઠવવામાં આવે છે. આ કામ મહેનતનું છે. અને કંટાળા ભરેલું છે. કાપનારને હાથે જાડા ચામડાના ગ્લવ્સ ( હાથનાં મોજાં ) પહેરવાં પડે છે. હવે આ પત્થરને નાની પિતળની પેટી ઉપર ઘસવાનો હોય છે. આ પેટીને બે જાતના તળીયાં હોય છે, ઉપલું કાણાં કાણાં વાળું હોય છે. અને તેમાંથી ઘસવાથી ઉત્પન્ન થયેલો ભુકો નીચેના તળીયે જઇને બેસે છે, આ ભુકાને સાચવી રાખવામાં આવે છે. કારણ કે ૩૦ ટીપાના પ્રમાણમાં લ્યુકાઓઇલ ઉમેરી તે કેરેટ પાઉડર સાથે તે પત્થરને પોલીસ કરવામાં આવે છે. જ્યારે તે પત્થર જરા રૂપમાં આવે અને કદરૂપો દેખાતો બંધ થાય ત્યારે તે કાપનાર બીજા માણસને આપે છે. અહીંઆં માણસ તેને "ડોપ" નામના યંત્રમાં ગોઠવે છે તે પ્યાલાના આકારનું હોય છે. તાંબાનો તાર તેને લગાડેલો હોય છે. અને આ ઉપયોગ માટે ખાસ હોલેન્ડમાં બનાવેલો હોય છે. તે પ્યાલાને સીસાથી ભરવામાં આવે છે, અને પછી તે હીરાને અન્દર જે પોલીસ કરનાર માણસ હોય તેની મરજીમાં આવે તેમ ગોઠવે છે. હવે તે હીરાનો આકાર તે મુળ પત્થર ઉપર રાખે છે. કેટલાક ગોળ થાય છે. બીજા જુદા જુદા આકારના હોય છે. બીજાં આ પત્થરો સાદા કરવાનાં ગોળાકારનાં વીલ આવે છે. તે સામાન્ય હોય છે. પણ આજે પૈડા જેવું યંત્ર આવે છે તેને ગોડવવામાં ખુબી જોઇએ છે અને તે બરાબર એક સરખું રહેવું જોઇએ. જો ઉંચા નીચા થઇ જાય તો તે હીરો નકામો થઇ જાય છે. આ ચક્ર ઘણી ત્વરાથી ચલાવમાં આવે છે, હીરને તે ચક્રની અણી આગળ પોલીસ કરવા માટે ધરી રાખવામાં આવે છે. પણ આ ચક્ર આગળ ધરતા પહેલાં તે પોલીસ કરનાર માણુસ હીરાને પાઉડર અને તેલનું મિશ્રણ જરા લગાડે છે. તે પાઉડર ઉપર કહ્યો કે જે પેલી પેટી ઉપર પત્થર ઘસવામાં આવે છે. અને નીચે તેની રજ પડે છે. તેજ અહીં ઉપયોગમાં લાગે છે. આ પાઉડર બહુ પડતો નહીં હોવાથી કેટલાક હલકી જાતના હીરાને પાઉડર કરી નાખવામાં આવે છે. તે પાઉડરને તેલ સાથે મેળવવાથી કાળાશ પડતો દેખાવ આપે છે. હવે જે પેલા પ્યાલાના આકારવાળું "ડોપ" તેને હીરા સાથે તે ચક્રમાં એવી રીતે ગો-

ઠવવામાં આવે છે. કે જે પોલીસ કરવાની અણી હોય તે પેલા ચક્રની પ્લેટમાં અટકે અને પછી તે ચક્ર ફેરવવામાં આવે, આ હીરો બરાબર પોલીસ કરનારના હાથમાં જેવું રહ્યું આમ જે પોલીસ થયેલો હીરો હોય તેને સાધારણ રીતે ૬ ખુણા અથવા સપાટી, બાજુ જે કહો તે હોય છે. જેમ ચક્રની પ્લેટ હીરાને ઘસે છે, તેમ હીરો પણ તે પ્લેટ ઉપરન આંટા ગોળ પાડેલા હોય છે તેને પણ ઘસી જાએ છે. માટે તેને પાછું જમીન ઉપર ઘસવું પડે છે, જેવા જેવા પત્થર હોય તેમ તેનો સરસ હીરો બનાવાને વાર લાગે. કેટલાક મોટા પત્થર હોય તેને કેટલાક અઠવાડીયાં પોલીસ થતાં લાગે, કેટલાક પોલીસ કરનાર માણસો એક સાથે ચાર હીરા પાસે રાખે છે. દરેક પત્થર સરખો નહિં હોવાથી દરેકના જુદા જુદા ખુણા અથવા બાજુઓ પડે છે. અને જુદા આકારના થાય છે. પણ પેલું પ્યાલાના આકાર જેવું. "ડોય" ગોઠવવામાં ખુબી રહેલી છે. તે અમુક પ્રકારે અમુક ખુણેજ આવવું જોઇએ નહીં તો તે હીરાના સારા અથવા ખુણે પડે નહીં. જ્યારે આ હીરો પોલીસ કરનારના હાથમાંથી પોલીસ થઈ વપરાસ માટે બહાર કાઢવામાં આવે છે. ત્યારે ઘણો ચળકતો તેજસ્વી હોય છે.

## છીપાનાં બટન બનાવવાનો હુન્નર

પહેરણ, વાસકોટ, પાટલુન, કોટ, ખમીસ વિગેરે કપડાં ઉપર બટન ચોડાય છે; તેનો ઉપયોગ હાલ ઘણો થઇ ગયો છે. પહેલાં પ્રાચીન કાળમાં બટનનો ઉપયોગ કરવામાં આવતો હોય તેવું શકભર્યું છે કેમકે મનુષ્ય જ્યારથી લજ્જા અર્થે યા શોભા અર્થે પ્રથમ કપડાં પહેરવા શીખ્યા ત્યારે તે એકજ કપડા વતી પોતાનું આખુ શરીર લપેટતા, જેમ હાલ સાધુ સન્યાસીએ પહેરે છે તેમ, પછી તેમાં ધીમે ધીમે સુધારો થતો ગયો ને બટન ચોડાવા લાગ્યાં.

બટનની શોધ મનુષ્ય જાતના પોશાકમાં એકદમ ફેરફાર કરી મુક્યો છે. બટનની શોધ પ્રથમ થઇ ત્યારે નવાઇ લાગતી અને તે ઘરેણાની માફક દરેક એક બે બટન જણસ માફક શણગાર ગણીને પોશાક ઉપર ટાંકી લેતા. દિવસે તેની બનાવટમાં સુધારો થતો ગયો તેમ તેમ બટન પણ નવી નવી જાતનાં થતાં ગયાં, અત્યારે તો બટન ઘણી જાતનાં આવે છે જેવાં કે—ચામડાનાં, લાકડાનાં, છીપનાં. પીતળનાં, મિશ્ર ધાતુનાં, કાચનાં લોઢાનાં બટન, કચરાનાં બટન, લાક-

ડાના વેરનાં બટન, શીંગડાનાં ને સોનારૂપાનાં પણ હાલ બટન થાય છે.

જુદી જુદી જાતનાં બટનો હવે તો આપણા દેશમાં બનાવવા લાગ્યા છે. તો પણ તે વિલાયતથી જેટલાં બટનો આવતાં તેટલાંજ બટનો હજુ પણ આવે છે. મુંબઇ ઈલાકામાં રત્નાગીરીની નજીકમાં જનાવરોના શીંગડાનાં બટન બને છે તે ઉત્તમ કારીગરીનાં હોય છે. ત્યાં શીગડાંમાંથી અનેક જાતની કારીગરીઓ બનાવે છે, અને તેમાં કકડા પડે છે તેનાં બટન બનાવાય છે. બટન બે જાતનાં હોય છે. એક તો ચોડવાનાં ને બીજાં કડીવાળાં.

બટન બનાવવા માટે યુરોપમાં ઘણી જાતનાં યંત્રો વપરાય છે પણ છીપનાં બટનો માટે કોઇ પણ જાતનું મશીન જોઇતું નથી. આ છીપના બટનનો ઉદ્યોગ ઘણો સહેલો છે તે બનાવવા માટે એક નાનો સરખો સંઘાણો ( ચપ્પુ, છરી ઘસવા માટે આવે છે તેમ ) જોઇએ. અંગ્રેજીમાં તેને લેથ કહે છે. ને તેને માટે એક નાની શારડી કાણાં પાડવા માટે એટલી વસ્તુઓ જોઇએ. આમાં માત્ર નાની થાપણ રોકવી પડે છે. આ કામમાં અનુભવી માણસ હોય તો તે જલ્દીથી કામ કરી શકે છે. પ્રથમ છીપને લઇને એક સરખા કકડા કરવા ને તેને સંઘાણા ઉપર ( જેમ ચશ્માના કાચ ધીમે ધીમે ઘસાય છે. તેમ ) ઘસવું. અને બરોબર એક સરખા ગોળ બનાવવા ને પછી તેને પાણી સાથે ઘસીને પોલીસ કરવા ત્યાર પછી તેને નાની શારડીવતી કાંણાં ચાર પાડવાં, આથી બટન તૈયાર થાય છે: તેમા માહિતગારીની જરૂર છે તે જ્યારે નવા માણસનો હાથ તે કામ ઉપર બેસે તો પછી તેને કશું અઘરૂં લાગતું નથી આવી રીતે માણસનો હાથ બેસી જાય તો એક દિવસમાં સોથી દોઢસો બટનો બનાવી શકાય છે. હાલ છીપના બટનનો વપરાશ ઘણો હોવાથી તેનો ઉદ્યોગ કરવો ઠીક છે.

## કોસ્ટીક સોડા બનાવવાની રીત

એક ૩૫૫ ગેલન પાણી માઇ શકે એવા વાસણમાં અડધું પાણી ભરી તેને ઉકાળો, આપાણીમાં ૧૨૦ પાઉન્ડ સારામાં સારો કેલસાઇન્ડ સોડા ઓગાળલો. તાજા જરા બળેલાં ૧૬૫ લીંબુ તૈયાર રાખવું અને એક પછી એક તેમાં ઓગળી જાય તેમ નાંખવાં, જો ઉભરો આવે તો તેમાં પાણી ઉમેરવાનું પાસે રાખવું અને તે ઉમે-

રવું. આ પાણીને બધો સોડા વગેરે ઓગળી જાય ત્યાં સુધી ઉકાળવું. જ્યારે ક્ષાર બેસી જાય છે, ત્યારે આ રસને લોખંડના બોલા પર પાસે લાવવામાં આવે છે, જો પેલા વેટમાં સોડા અથવા લીંબુ રહી ગયાં હોય તો તેમાં ફરી પાણી રેડી ઉકાળવું, તે બીજા વાસણમાં પહેલાં જે રેલું મિશ્રણ વાળું પાણી રેડયું હતું તેમાં નાંખી દેવું. આ રસ ઉનો હોવાથી થોડું વરાળ રૂપ થઇ ઉડી જાય છે અને છેવટે ૩૦, ૩૫ ડીગ્રી જેટલું રહે છે.

વળી બીજી રીત એવી છે કે ૧૦૦ ભાગ 'ક્રેસ્ટલ' સોડા. ૬૦૦ ભાગ પાણીમાં ઓગાળવો. પછી ૬૦ થી ૭૦ ભાગ તે બળેલાં લીંબુ ઉમેરવાં તેમાંથી કારબોનટ કેલ્સામેમ ઉત્પન્ન થાય છે. પણ તે થોડા વખત પછી બેસી જાય છે. અને પછી તેના ઉપરનો ચોખો રસ કાઢી લેવામાં આવે છે. અને તે પેલો કારબોનેટ કેલ્સાઇમ તે વાસણમાંથી લઇ લેવામાં આવે છે કારણ કે તે કોસ્ટીક સોડાનું પાણી બનાવતી વખતે ઉપયોગમાં લાગે છે.

**વેજીટેબલ વેક્સ** ( મીણુ ):—સારામાં સારૂં ( વેજીટેબલ ) મીણુ એ જાપાન મીણુ છે. તેમાં સુમચ નામના એક જાતના ઝડનાં ફળ ઉપયોગમાં લાગે છે અને તે ચાઇના રશમાં વિશેષ ઉગે છે. જાપાન, હિન્દુસ્તાન. વગેરે દેશોમાં ખોળ કરતાં મળી શકે છે. ખરાં આ ફળોના ઉપર એક પાતળું લીલું છોડું હોય છે, અને કેવી રીતે બનાવે છે તે ટુંકામાં જોઇએ. ઉપલી લીલી છોલને કાઢી નાંખવા માટે તેને દળી નાંખે છે, પછી તેને લાકડાના પ્રેમથી દબાવી રાખવામાં આવે છે. આ તું કાઢેલું તત્વ જરા લીલાશ પડતું હોય છે. તેને સૂર્યના તાપમાં રાખવામાં આવે છે કે જેથી જરા ચોખું થાય છે.

જાપાન મીણુ સાધારણ રીતે બજારમાં આશરે ૬ ઈંચ ચોરસ અને એક ઈંચ જાડાઇમા ઉપર જાપાનીસ શબ્દોથી છાપી મારેલું મળી શકે છે. તેનો રંગ માખણ જેવો સફેદ છે. તે અપારદર્શક હોય છે. અને તેની ચરબીના જેવી દુર્ગંધ જરા આવે છે. થોડીવાર રાખી મુકવાથી તેનો રંગ જરા પીળાશ પડતો થાય છે.

આ મીણુનો ઉપયોગ સાચા મીણુના જેવોજ કરવામાં આવે છે. પોલીસ–સફાઇ લાવવામાં પણ ઉપયોગ લાગે છે પણ આ કામ માટે તે બહુ કઠણુ નહિં હોવાથી ઠીક પડતું નથી. તે નરમ પ્રવાહી

દવા બનાવવાના ઉપયોગમાં ઠીક કામ લાગે છે કારણ કે તેની અન્દર જો કારબોનેક સોડા અથવા પોટાસ નાંખ્યો હોય તો તે તરતજ પ્રવાહી બને છે, આ મીણની મીણબત્તી બનાવવી યોગ્ય નથી. અને બનાવતા પણ નથી. નીચે પ્રમાણે બીજા મીણ પણ છે.

૧ મીરીસ્ટીકા ઓકયુબ નામના છોડમાંથી ઓકયુબ નામનું મીણ બનાવવામાં આવે છે. આ છોડના ફળને પાણીમાં ઉકાળવામાં આવે છે અને તેથી તેના મીણ તરી આવે છે પછી જ્યારે તે ઠંડુ પડે ત્યારે તેની સપાટી ઉપરથી કાઢી લેવામાં આવે છે.

(૨) ફીગ વેકસ—એ ફીકસ સેરીફેરા નામના છોડમાંથી બનાવવામા આવે છે અને તે જાવા સુમત્રા અને સીલોનમાં મળે છે. આ છોડના દુધ જેવા રસને અગ્નિમાં તપાવી પાણી સાથે તરત જ અમુક પ્રકારની ક્રિયા કરવાથી મીણ બની શકે છે.

(૩) કોઉ ટ્રી વેકસ-એ કુંથ નામના છોડ કે જે દક્ષિણ અમેરીકામાં થાય છે તેમાંથી બનાવવામાં આવે છે. કુંથના ઝાડના થડને કાપવાથી દુધ જેવો રસ નીકળે છે તે ભેગો કરવામાં આવે છે અને તેને ઉકાળી તેના ઉપરથી મીણ ભેગું કરવામાં આવે છે.

(૪) માર્ટલ વેકસ-મીરીકા સીરીફેરા નામના ઝાડમાંથી થાય છે. તે ઝાડ આટલાન્ટીકના અને અમેરીકાના કિનારા ઉપર ઉગે છે. તે ઝાડના ફળને ઉકાળી તેના ઉપર જે મીણ તરી આવે છે તેને ભેગું કરવામાં આવે છે અને આને માર્ટલ વેકસ કહે છે. આ મીણના જેમ મધમાખીના મીણનો ઉપયોગ થાય છે તેવોજ થઇ શકે છે અને અમેરીકાની અંદર તેની મીણબત્તી પણ બનાવવામાં આવે છે.

(૫) કારનોબા વેકસ, કોરીફા સેરીફેરા નામના ઝાડમાંથી બનાવવામાં આવે છે અને તે ઝાડ બ્રાઝીલની નદીઓના કિનારે ઉગે છે. તેના પાંદડાંની અંદરથી મીણ બનાવવામાં આવે છે તે પાંદડાંને દળે છે અને તેને પાણી સાથે ઉકાળે છે અને પછી તેમાં બીજાં તત્વો તળીએ બેસી જાય છે અને ઉપર તરે છે તે મીણ તેઓ કાઢી લે છે.

## રંગ ચઢાવવાનો હુન્નર

**ફીકો કત્થાઇ રંગ**—કાથાનુ ચુર્ણ ૪ આઉન્સ, પાણી ૫ શેર, એ બંને અડધી કલાક સુધી ઉકાળીને તેમાં માત્ર કપડાને બેવાર ઝબોળીને તરત નિચોવી લેવું ને તે નીચેના મિશ્રણમાં બોળવું.

લાલ હિરાકસી ૧ આઉંશ, ગરમ પાણી ૧ ગેલન બન્નેને ભેગું કરીને કપડાંને ૦ાા કલાક રાખીને નિચોવી નાંખવું ને તેને પછી ચોખ્ખા પાણીથી ધોઇને સુકવી દેવાથી ફીકકો કત્થાઇ રંગ થાય છે.

પાકો કત્થાઇ રંગ—કાથાનું ચુર્ણ ૮ ઓંસ, પાણી ૫ શેર અડધી કલાક ઉકાળીને તે ગરમ પાણીમાં કપડાંને ૦ાા કલાક બોળીને પછી નિચોવી લેવું ને તેને શેતુરનું સત્વ ૨ ઓંસ, ગરમ પાણી ૧ ગેલન એ મિશ્રણમાં ૧૫ મિનીટ કપડાંને બોળીને નિચોવી નાંખવું પછી તેને લાલ હિરાકસી ૨ ઓંસ, ગરમ પાણી ૫ શેરના મિશ્રણમાં અડધો કલાક કપડાને અંદર બોળી રાખવાથી પાકો કત્થાઇ રંગ થાય છે. તેને ચોખ્ખા પાણીથી ધોઈ નાંખવું.

બહુજ કત્થાઈ રંગ એકદમ જોઇતા હોય તો તે કપડાને બરોબર સુકાયા પછી તેને માત્ર પાણીમાં ધોઇ નાખીને પછી તેવીજ રીતે બે ત્રણવાર તેજ મિશ્રણમા બોળી નિચોવાથી એકદમ ઘેરો કત્થાઇ રંગ થાય છે.

કોફી કે છીકચી જેવો રંગ—કાથનું ચુર્ણ ૮ ઓંસ, પાણી ૫ શેર. એ બંન્નેને અડધો કલાક ઉકાળીને ગરમ કરવું ને તેમાં કપડું બોળવું પછી તેને શેતુરનો સત્વ ૨ ઓંસ. હીરાકસી ૨ ઓંસ, ગરમ પાણી ૧ ગેલન એના મિશ્રણમાં કપડાંને અડધો કલાક પલાળીને કપડાને બોળી રાખવું ને પછી તેમાંથી કાઢીને લાલ હિરાકશી ૨ ઓંસ ને ગરમ પાણી ૧ ઓંસ ભેગું કરીને તેમાં કપડાને પલાળીને પછી ચોખ્ખા પાણીથી ધોઇ નાંખવું તેથી તેના ઉપર છાકણીઓ રંગ થશે.

વાદળી રંગ—ગળી ૪ ઓંસ, હીરાકસી ૮ ઓંસ, ચુનો પલાળેલો ૧ પાઉડ, પાણી ૧ ગેલન. એ સર્વને એક માટીના વાસણમાં એકઠું કરીને ખુબ હલાવવું; પહેલાં ગળીને ખલમાં વાટી અંદર નાંખવું તેમાં કાકરો કે પત્થર આવત્રો ન જોઇએ, તે માટે ગાળીને ચુનો લેવો, પછી એક લાકડીથી તેને ખુબ હલાવવું ને પછી તે વાસણનું મોં બાંધી દેવું ને તે મિશ્રણને ત્રણ દિવસ રહેવા દેવું ત્યાર પછી તેમાં કપડું બોળવું. તે કપડું કે સતર જે હોય તેને પહેલાં પાણીથી પલાળવું જોઇએ ને પછી રંગમાં બોળવું ને તેને સુકવવું તેથી તેના ઉપર વાદળી રંગ ચઢશે ને પછી તે સુકાયેલા કપડાને ફરીથી તે રંગમાં બોળશો તો તેથી વધુ રંગ થશે એમ બે ત્રણ વાર કરવાથી એકદમ ઘણો વાદળી રંગ થશે.

**પીળો રંગ-કાચો**-હળદર ૧ ઓંસ, પાણી ૧ ગેલન, ફટકડીનું ચુર્ણ ૧/૨ તોલો. હળદરને ખુબ ઝીણી વાટીને ચાળી લેવી તેમાં ફટકડીનું ચુર્ણ નાંખી દેવું ને પાણી પણ ભેળવી દેવું, તેને ખુબ હલાવવું પછી તે કપડાને પાણીમાં બોળવું. થોડીવાર થાય એટલે ખુબ નીચોવી કાઢી લેવું. જેટલીવાર કપડું આ મિશ્રણમાં રહેશે તેટલો રંગ વધારે ચઢશે. પછી તેને છાયામાં સુકવવો. હળદરનો રંગ પાકો થતો નથી, પણ તેમાં ફટકડી નાંખવાથી થોડો લાલાશપર રંગ થાય છે એટલે પીળા જેવો રંગ થાય છે, પણ તે રંગ કાચો થાય છે.

**વાળ કાઢેલા માથા ઉપર છાંટવાની ભુકી અને શેવીંગ પાઉડર કહે છે**-પાશ્ચાત્ય સુધારા પ્રમાણે હજામત કર્યા પછી સુગંધીવાળી ધોળી અથવા ગુલાબી ભુકી તે જગ્યા ઉપર હજામ લોકો છાંટીને નરમાશ તથા ખુશબોદાર ચ્હેરો બનાવી દે છે.

| | | |
|---|---|---|
| પાણીમાંથી ગાળી કાઢેલી ચાક-ખડી ભુકી | | તોલા ૬ |
| ઘણી ઝીણી કરેલી શંખજીરાની ભુકી | | ,, ૪ |
| સ્ટાર્ચ | ,, | ,, ૧૦ |

ચમેલીનું બનાવટ અત્તર-ઓઇલ જસમાઇન ૪૦-૫૦ ટીપાં.

એવી રીતનું સમાન વજન કરી તૈયાર રાખવું. ઉપર લખેલી દરેક ચીજ સ્વચ્છ, ને કાંકરા વગરની લેઇને જુદા જુદા વાસણમાં મુકીને તડકે રાખવી. એટલે સારી પેઠે કોરી કરકરી તે થાય છે. પછી પત્થરના ખલમાં નાંખી ઘુંટી ઘુંટીને એકત્ર કરીને ફરી તેને ઘુંટી કાઢવી. પછી તેમાં સુગંધી તેલનું મિશ્રણ ચોળીને અથવા ઘુંટીને સારી પેઠે મિશ્ર કરવું. ઘણાખરા ઠેકાણે તે ભુકી ધોળીજ રાખવામાં આવે છે પણ કેટલાક શોખીન લોકોને ગુલાબી રંગવાળી ભુકી પસંદ હોય છે માટે જેવો રંગ કરવો હોય તે કોચીનીયલના અર્કમાં સુગંધી તેલ મિશ્ર કરીને તે ભુકીમાં ચોળી દેવું એટલે રંગ અને સુગંધ એકી વખતે મિશ્ર થઇ શકે છે. પછી સારી પેઠે સુકાવીને કાગળની કીંવા ટીનની ડબીઓમાં ૧ થી ૪ ઓંસ એટલે ૨॥ થી ૧૦ તોલા સુધી ભરી દઇને ઢાંકણું બંધ કરવું. પછી છાપેલી ચીઠ્ઠી મારીને તેને વેચવા સારૂં મોકલવી.

**રંગ ચઢાવવાની ક્રિયા**--જોઇનો રંગ પહોળા મહોડાની વાટકીમાં કાઢી લેવો. ઝીણો બ્રશ અથવા સ્વચ્છ કપડાનો મજબુત અને સાફ કુચો-પલાળીને ડબીની બહારની બાજુ ચોપર ઘસીને લગાડી

દેવો. એ ત્રણવાર લેપ કરવાથી ચળકતો રંગ થાય છે. તેના માટે પહેલો લેપ થર સારો સુકાયા બાદ બીજો લેપ કરતા જવું એ પ્રમાણે સારો ચળકતો રંગ ચઢાવીને કાગળની ડબી સારી પેઠે સુકાવી રાખવી પછી વેચાણ સારૂ એક અથવા બે કોડીનો એક બંડલ જાડા કાગળમાં બાંધને મોકલી આપવા.

**કાગળનો ભુકો કેમ કરવો**—જુના રદી કાગળો તેના દસ ઘણા પાણીમાં ૨ કલાક ઉકાળી કાઢવા પછી થંડા કરીને જોરથી દાબી કાઢવાથી તેમાંનું પાણી નીતરી જાય છે, પછી સુકવીને. પથરાના અથવા લોઢાના ખરલમાં નાંખીને કુટી નાંખવા, તે ભુકો બારીક ચારણીમાંથી ચાળીને કાગળની ભુકી તૈયાર કરી રાખવી.

એ કામમાં મુળ પદાર્થેનિેા ખર્ચ થોડો જ થાય છે, લાકડાના કકટા, તારનાં મજાગરાં ઘેર ન બનાવતાં કન્ટ્રાકટથી વેચાતી મંગાવી રાખવા એટલે કામ સસ્તુ પડે છે. પ્રથમ એ કામ અઘરૂં લાગે છે પણ મહાવરાથી અને કુશળતાના અભ્યાસથી થોડા વખતમાં ઘણું કામ સહેલાઇથી કરી શકાય છે તે ધ્યાનમાં રાખવું.

**આંખો આવેલાની દવા**—છોકરાઓની તથા મોટા માણસોની આંખો આવે છે ત્યારે દરદીઓને તો ત્રાસ થાય છેજ, પણ તે રોગનો ચેપ બીજાની આંખોને અડકે તો તે બીજા માણસોની આંખો પણ આવી જાય છે એવો તે રોગ સ્પર્શજન્ય છે. માટે આવેલી આંખો જલ્દી સારી કરવાની જરૂર પડે છે, તેની સારી દવા બનાવવાની માહિતી.

એક શેર પાણી રહી શકે એટલું ચીનનું વાસણ ચુલે ચઢાવી દેવું, તેમાં ૪૦ તોલા વરસાદનું કીંવા પીવાનું સ્વચ્છ મીઠું પાણી રેડવું, નીચે ગરમી આપીને આંગળીને તે સહન થાય એટલું ગરમ કરવું, તેમાં નીચે લખેલી દવાઓ નાંખવી.

બોરેક એસીડ છઆનીભાર એટલે ૮૦ ગ્રેન ઝીંક સલ્ફેટ ૪૦ ગ્રેન ફટકડી ત્રણ આનીભાર એટલે ૪૦ ગ્રેન.

ઉપરના દરેક ઔષધની ભુકી કરીને જુદી જુદી મિશ્રણ કરતા જવી. કાચની કાંડીથી ડહોળ્યાથી મિશ્રણ સારી રીતે એકજીવ થઇ શકે છે. એ પ્રમાણે ત્રણે ઔષધો સારી પેઠે દ્રવિભુત કરી દેઇને થોડીવાર તેટલીજ ગરમી ઉપર તે મિશ્રણ ગરમ કરવું એટલે દવાના

કણેકણ દ્રવિભુત થાય છે. પછી સ્વચ્છ કડકામાંથી તે મીશ્રણ ગાળીને કાચની બાટલીમાં ભરી રાખી તેને બુચ મારી બંધ કરી દેવું, હવે તેને પેક કરીને વેચાણ માટે મોકલવાનું કામ કરવું છે. દરેકમાં સવા તોલો એટલે અધો ઔંસ પાણી રહી શકે એવી નાના આકારની કાચની શીશીઓ વેચાતી લઇને સાથે તે દરેકને ફીટ બેસી શકે તેવા બુચ પણ લાવીને રાખવા. તે દરેક સીસી ઉના પાણીથી સાફ કરીને તેના ગળા સુધી તૈયાર કરેલી દવા તેમાં ભરી દેવી. પછી તેના મોંઢે બુચ મજબુત બેસાડીને તેનાપર લાખનો સીલ કરી દેવો તેથી અંદરની દવા બાટલી બહાર નીકળી શકતી નથી.

**આંખમાં પાડવાના ટીપાં**—એમાંથી બબ્બે ટીપાં સવારે અને સાંજે આવેલી આંખ સાફ કરીને તેમાં નાંખતા જવાં. એવી સુચના છાપેલી ચીઠી દરેક શીશી ઉપર ચોંટાડીને તે શીશી ઉપર પાતળો ધોળો કાગળ વીંટી દેવો, બાદ વેચાણ કરવું.

ઉપરના પ્રમાણેની દવાઓની ૩૨ શીશીઓ તૈયાર થાય છે. દરેક શીશી કમતીમાં કમતી ૧ થી ૨ આને વેચાય છે. ૩૨ નાની શીશીઓ બુચો અને દવાઓનો ખર્ચ આશરે ૧૧ થી ૧૩ આના થાય છે માટે એવી રોજની ઉપયોગી દવા બનાવીને વેચવાથી સારો લાભ મળી શકે છે.

**૮ બનાવટી માણેક બનાવવાં**—ખરી ઝવેરાત મોંઘી પડવાથી હાલ બનાવટી માણેક ચુનીઓ વિગેરે ઇમીટેશન માણેક બહુજ વપરાય છે. ઇમીટેશન એટલે બનાવટી છે. તો એ તેની કીંમત દર એક રતીની રૂ. ૨–૪ ઉપજી શકે છે તે બનાવવાની માહીતી.

સાગો સીંદુર તોલા ૫ આલ્યુમીનીઅમ એકસઇડ તોલા ૫

એ બન્ને માટીની મુસમાં–કુલડીમાં મુકીને ગરમીથી તેનો રસ કરવો. તે કાચની કાંડીથા ડહોળીને તેમાં પોટયાશ બાયક્રોમેટ નામની દવાની ભુકા એક માસો એટલે ૧૫ ગ્રેન મેળવીને મીશ્ર કરી દેવો. જેથી તે મીશ્રણનો રંગ માણેક જેવો લાલ-રાતો થાય છે. ફરી એકવાર તેજ ગરમી ઉપર સારી પેઠે ડહોળીને તે મીશ્રણ ધીમે ધીમે થડું કરી દેવું. પછી તેના કડકા પાડીને વેચાણ કરવું.

**વનસ્પતિ પદાર્થના તેલના ઉપયોગ**—પીનટનું તેલ બધા તેલો કરતાં વધુ કિંમતી ખોરાક થતો જાય છે. ફ્રાન્સમાં આયાત

થતા પદાર્થોમાંથી બનતા તેલનો લગભગ અર્ધો ભાગ પીનટમાં બનાવાય છે. ફ્રાન્સ ઇજીપ્તમાં પીનટનું માંખણ વાપરતાં શીખ્યું નથી. શીંગવાળા ફળમાં બનતું લગભગ ૩/૪ તેલ ભક્ષણીય છે. પીનટનું તેલ તેમજ કોપરેલ ખોરાક તરીકે વપરાય છે, એટલુંજ નહીં પણ, સાબુ બનાવવામાં પણ તેના ઉપયોગ થાય છે. હમણાં હમણાં અખરોટનું તેલ ખાદ્ય પદાર્થ તરીકે વપરાવા લાગ્યું છે. જીત ફળનું તેલ કે જે ઘણા વખતથી ખાદ્ય પદાર્થમાં પ્રથમ સ્થાન ભોગવે છે. તે બીજા નવા તેલોના આવવાથી પોતાનું સ્થાન ગુમાવે.

**ક્રોમ ચામડા ઉપરના ડાઘાઓઃ**—કોઇ કોઇ વખતે ચામડાને પકવ્યા પછી, તેની કુમાસ વાળી જગ્યાએ ભુરા લીલા ડાઘાઓ દેખાય છે. ઘણું કરીને આ ડાઘાઓની બાજુએ તથા ચામડાના નબળા ભાગોમાં હોય છે, અને સારા ભાગોમાં તો ભાગ્યેજ હોય છે. આ ડાઘાઓ ક્રોમ ચામડામાં તેમજ અર્ધા ક્રોમ ચામડાઓમાં પણ હોય છે. ચામડું મારતાં પહેલાં તેમાં કોઇ પણ જાતનો ડાઘ હોતો નથી. તે વખતે તે ઘણું સુંવાળું હોય છે. કાળા ચામડામાં આ ડાઘાઓ, જો કે તેઓ સંપૂર્ણ રીતે ઢંકાતા નથી, છતાં પણ તે ઘણી ગંભીર ખોડ ન કહી શકાય. પણ રંગીત ચામડામાં આ ડાઘાઓને દુર કરવા જ જોઇએ. કારણ કે ડાઘાને લીધે બહાર રંગ ચઢી શકે નહિ.

આ ડાઘાઓ ચામડાં કેળવવાથી માડતા સુધીની ક્રિયામાં બરાબર સંભાળ ન રાખવાથી જ પડે છે. આ ખોડ દુર કરવાને ચામડાં બરાબર ક્રોમ કર્યા પછી તરતજ દારૂમાંથી બહાર કાઢવાં જોઇએ અને અનુક્રમે બહાર ગોઠવવાં જોઇએ. આ સ્થિતિમાં લગભગ પાંચ કે છ દિવસ રાખવાં પછી ચાંમડાનાં ૪૫ થી ૫૦ ડીગ્રીવાળા ગરમ પાણીથી ધોઇ નાંખવાં. આમ કરવાથી તેમાંથી વધારાનો ક્રો લીકર બહાર નીકળી જાય, અર્ધો કલાક સુધી ધોવાની ક્રિયા ચાલવી જોઇએ. પાણી દૂર થતાં (ચામડાં) મારનાર દારૂથી વારૂણુ ભરવું.

## શું સેકકેરીન ઝેર છે ?

આજ કાલ હિંદમાં સેકેરીન ઘણી વપરાય છે. પરંતુ ઘણા મનુષ્યો જાણતા નથી કે સેકકેરીન એ ઝેર છે. લોકો એમ સમજતા કે સેકકેરીન એ એક નિર્દોષ પદાર્થ છે, જેની ઇંદ્રિયો કે શરીરના તંતુઓ ઉપર કાંઇ અસર થતી નથી. હાલમાંજ ડા. એ. જે કાર્લસન

સી. જી. એલ્ડીજ એચ, પી માસ્ટીન વિગેરે ડાકટરોએ પરીક્ષા કરીને જણાવ્યું કેઃ સકેરીનની પ્રભાવથી પાચક રસ ઓછો બને છે. અને ભુખ થોડી લાગે છે. તે નાનાં આંતરડાંમાં પહોચતાં રસોનું શોષણને કમ કરી દે છે. એરીથોસાઇટીજ પર ક્રિયા કરતાં હિમે લિસીસ કમ કરી દે છે. એથી હવે લોકોએ સાવધાન રહેવું કે સેકકેરીન એ ગળી લાગે છે ખરી પણ ઝેરનું કામ કરે છે.

## મોતીઝરો અને ચ્હા.

એક ડાકટરે અનુભવ કર્યો છે કેઃ મોતી જ્વર ( ટાઇફોઇડ ) ના અધિકાશ જીવાણું ચ્હાના પાણીમાં ચાર કલાકમાં મળી જાય છે. અને ૨૪ કલાકમાં તો તેમાંથી એક પણ બચતું નથી. એ ડાકટરનો મત છે કેઃ યુદ્ધ વખતે સિપાઇયોને પાણીને બદલે ચ્હા જ આપવી જોઇએ. પાણીથી જીવાણું શુન્ય થઇ શકે છે, પણ થંડા થતાં તેમાં ફરી જીવાણું પહોંચીને વધી શકે છે, ચ્હાના પ્રયોગથી એ ડર રહેતો નથી. જો કદી મોતી જ્વર ( મોતીઝરો ) મહામારીના રૂપમાં ફેલાય તો ચાનો પ્રયોગ જરૂર કરવો જોઇએ. એથી મનુષ્ય મોતી જ્વરથી બચી શકે છે.

પ્લાટિનમ ધાતુ સોનાથી પણ વધુ કિંમતી છે, અને રસાયનિક દૃષ્ટિથી ગુણથી પણ સોના કરતા ચઢી જાય છે, જો કે તેનો રંગ, રૂપ ચમક, ધમક સોનાના જેવા નથી, એથી કેટલાક વખતથી એક એવા પદાર્થની શોધ થઇ રહી છે કે જે સસ્તી હોય છતાં પ્લાટી-નમના જેવા ગુણવાળી હોય, હાલમાંજ ઇલિનોઇસ વિશ્વ વિદ્યાલયના રસાયનિક વિભાગમાં એક પદાર્થ બનાવવામાં આવ્યો છે, જેનમાં પ્લાટિનમના ગુણ મોજુદ છે. પ્રોફેસર એસ ડબલ્યુ પારે એ પદાર્થનું નામ ઇલિયમ રાખ્યું છે.

પ્લાટિનમનો ભાવ એક એક પૌંન્ડના ૯૦૦૦ રૂપિયા છે. પરંતુ ઇલ્લિયમનો ભાવ ૧ પૌંન્ડનો માત્ર ૦—૧૨—૦ છે. એથી ઇલ્લિયમનો હવે પ્લાટિનમને બદલે ઉપયોગ કરવામાં આવે છે. તેના ગુણોની તપાસ હજુ પણ જારી છે.

**સાકરથી બેભાન**—સાકર ખાવામાં કેવી સ્વાદિષ્ટ અને ઉત્તમ લાગે છે, પરંતુ કદી કદી એનાથી પણ લોક બેભાન થઇ જાય છે. સાકરથી ભરેલાં વહાણ જ્યારે ઉંષ્ણ પ્રદેશમાં જાય છે ત્યારે ખારવા

અને માછીઓ બેભાન થઈ જાય છે. તેનું કારણ કે સાકરની ગુણો-માંથી અદ્દભુત મીઠી ગંધ આવે છે, જે તેમના નાક અને મોંમાં પેસી તેનો સ્વાદ બગાડી દે છે અને મુખ બંધ કરી દે છે. એ વખતે તે માછીઓને લાઇમજ્યુસ, લીંબુ; આંબલી આદિ પદાર્થ ખસ્રાવવા પડે છે. જેથી તેઓ ભાનમાં આવે છે.

સમુદ્રોનો રંગ—ઉત્તર સમુદ્ર સ્વચ્છ છે કારણ કે તેનું જળ નિર્મળ છે અને તેની તળેટીમાં રેતી છે. લાલ સમુદ્રમાં એક જાતનું લાલ રંગનું ઘાસ ઉગે છે જેથી તેનું પાણીનો રંગ લાલ જણાય છે. ચીનના પીળા સમુદ્રમાં એક પ્રકારનાં અત્યંત ક્ષુદ્ર જીવ થાય છે, જેને લીધે તેનું પાણી પીળું જણાય છે.

## સર્વથી ભયાનક વિષ

પૃસિક એસિડ બહુજ ભયાનક વિષ ( ઝેર ) છે. જો તેની બાટલીનો દટો ઉઘાડીને કોઇ સુંઘી લે તો તે એટલો જલ્દી મરી જશે કે જેટલો જલ્દીથી હૃદયમાં ગોળી મારવાથી મનુષ્યનું મૃત્યુ થાય છે. પરંતુ પૃસિક એસિડથી પણ એક વધુ ઘાતક ઝેર છે જેને ' બોટુલી-નસ, વિષ કહે છે. તે વિષનો ૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૧ ઘન સતાંશ મીટર એક મનુષ્યને મારી નાંખવાને માટે બસ છે. એનું એક ટીપું આખા સંસારના મનુષ્યોના પ્રાણ હરી શકે છે. એ એક ઘન સતાંશ મીટર બોટુલીનસ કોઇની પાસે હોય તો તેના સતાંશ આખા વિશ્વને માટે પુરતું છે. એ ભયાનક વિષ કોઇ કોઇ વાર ડબ્બામાં ભરી મુકેલાં ફલાદિમાં મળી આવે છે. બગડેલાં વનસ્પતિનાં ભોજનના પદાર્થો બગડેલા માંસમાં પણ તેનો અંશ મળી આવે છે.

આથી મનુષ્યોએ સડેલાં બગડેલાં વાસી ભોજન ખાતાં સાવધાન રહેવું જોઇએ. ટિન્ડફુડને ખાનારાઓએ એથી વધુ સાવધાન રહેવાની જરૂર છે. ટિન્ડફુટ સારી રીતે ઉકાળી બાફ્યા વગર કદાપિ ન ખાવાં. એ વિષ એક પ્રકારના શલાકાકાર જીવાણુંઓમાંથી પેદા થાય છે. એ જંતુઓના દાણા કંઇ કંઇ પૃથ્વી પર જણાય છે. પૃથ્વીમાંથી હવાની સાથે ઉડીને સર્વત્ર પહોંચે છે. એવા સેંકડો પરમાણુંઓ રોજ મનુ-ષ્યના ખાવામાં આવતાં હશે પણ તે પેટમાં પચી હજમ થઈ જાય છે. જ્યારે એ પરમાણું ( દાણા ) ખાવાની વસ્તુમાં પહોંચે છે ત્યારે ત્યાં યોગ્ય ઠંડક મળતાં કંઇ સમયમાં તેનાં જીવાણું પેદા થાય છે.

પરમાત્માનો ઉપકાર છે કે એ જંતુઓનો વાયુ નાશ કરી દે છે. વાયુના અવર જવર વાળા ભાગમાં એ પેદા થતાં નથી. પણ જો ખાવાના પદાર્થો બાટલીમાં કે ડબામાં બંધ કરી દેવામાં આવે છે, અને તેમાંથી પવન કહાડી લેવામાં આવ્યો હોય, તો એ જીવાણુંઓની બહુજ વૃદ્ધિ થાય છે. અને તેનું વિષ ખાવાના પદાર્થમાં મળી જાય છે. બાટલી કે ડબો ઉઘાડી તેમાંનો પદાર્થ ૧૦૦૦ અંશ સુધી ગરમ કરી લેવ માં આવે તો વિષનો નાશ થાય છે. અને એ કારણથી ટિન્ડફુડના શોખીનો બચી જાય છે.

મુરબ્બો કે આચાર બનાવી, અથવા સુકાયલાં ફુલ રાખી મુકવામાં આવે તો જીવાણું થતાં નથી.

આથીજ કોહેલાં, સડેલાં, વાસી, ઉતરી ગયેલાં રાંધેલો ખોરાક કે ફળાદિ ન ખાવાં, અને થંડી ઋતુમાં આવાં વાસી અન્ન ખાનારને કોલેરા આદિ ઉપદ્રવ થાય છે, મરકી ચાલે છે, અને સંકડો મનુષ્યો મરી જાય છે. ફળ તાજાં ખાવાં ભોજન તાજું જમવું, જેથી આવા રોગ થવા સંભવ નથી.

## રબ્બરની સડક

સડકો ઉપર ડામર રેડવાથી સડક બહુ દિવસ ટકે છે, પણ સડકો ઉપર રબ્બર રેડવામાં આવે તો સડકો એથી પણ વધુ વખત સુધી ટક છે. લંકામાં એ પ્રયોગ કરવ માં આવે છે. છાલાં અને ખરાબ રબ્બરના ટુકડા ખાંડીને ગરમ કરે છે. અને પછી પાણી જેવું થતાં સડકો ઉપર રેડી દેવામાં આવે છે: તે પછી કાંકરી નાંખીને ઉપર રોલર ફેરવી દેવામાં આવે છે. એ પ્રમાણે રબ્બરની સડકો તૈયાર કરે છે.

**ઘાસ સુકાવનાર વાયુ**—આફ્રિકાના મધ્ય ભાગમાં આટલાંટિક મહાસાગરની તરફ ડીસેંબર, જાનેવારી અને ફેબરૂઆરીમાં ગરમ હવા ઘણીજ વાય છે. તેને ' હરમેટન ' કહે છે. જ્યારે આ હવા ચાલે છે ત્યારે ઘણું કરીને ૧ કલાકમાં લીલી ઘાસ સુકાઇને બાળવા જેવી થઇ જાય છે.

**વાયરલેસનો ચમત્કાર**—એક દિવસે સાંજે ન્યુ યોર્કથી વાયર દ્વારા સંસાર ભરનો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે: ' મોસમ કેવી છે ? ' ૪૫ સેંકડમાં જ લંડનથી જવાબ આવ્યો કે ' ધીમે ધીમે

વરસાદ પડે છે.' પછી દસ મીનીટ બાદ નોરવેથી જવાબ આવ્યો કે ઠીક છે. 'પણ પૂરી થઇ છે' પછી ફ્રાંસથી જવાબ આવ્યો કે: 'અતિ રમણિક' જર્મનીનો જવાબ ૨ મીનીટ ૪૭ સેકન્ડમાં આવ્યો કે "ખરાબ ઠંડી, શુભેચ્છ' એ દિવસે હાર્ટ ફોર્ડથી હવાઇ એક ખબર મોકલવામાં આવી અને ૪ મિનિટ ૧૯ સેકન્ડમાં જવાબ આવ્યો બન્ને વચ્ચે ૫૨૦૦ માઇલનું અંતર છે.

**ટંકણથી મૃત્યુ**—એક ૬૬ વર્ષના ઘરડા મનુષ્યે ભૂલથી ૬૦ ગ્રેન ટંકણખાર ખાધો ત્રણ કલાકમાં તેનું મૃત્યું થઇ ગયું એથી સિદ્ધ થાય છે કે ટંકણખાર એ પણ એક પ્રકારનું વિષ છે. એથી ખાવાના પદાર્થોનું રક્ષણ કરવા માટે તેનો ઉપયોગ કરવો એ હાનિકારક છે.

**મનુષ્યના શરીરમાં વિદ્યુતધારા**—મનુષ્યના હૃદયના પ્રત્યેક ધબકારામાં $\frac{1}{1000}$ વોલ્ટનના વૈદ્યુતિક દબાવવાથી આંગળીઓનાં ટેરવાં પર પેદા થઇ જાય છે. વ્યકિતગત ચુમ્બકત્ત્વ અને વિદયુત એ કાંઇ માત્ર કલ્પના નથી.

**ડુંગળીની ગંધ**—ડુંગળીની ગંધ જો કહાડી લેવામાં આવે તો તે આલુ જેવી મધુર લાગે છે, ડો, જે. અ. હેડફીલ્ડે 'ભોજન મનોવિજ્ઞાન ઉપર વ્યાખ્યાન આપતાં એ વાત સિદ્ધ કરી હતી કે સ્વાદનો ભેદ તેની ગંધને લીધેજ છે. વાસ્તવમાં કલોરોફોર્મને આપણે સુંઘતા નથી, પણ માત્ર તેનો સ્વાદ જ લઇએ છીએ, ખરૂં કહીએ તો ગંધ અને સ્વાદમાં તો ઘણોજ ભારે સંબધ છે,

## મધુપ્રમેહ-ડાયાબિટીજનો એક નવો ઉપાય

આપણે જમીએ છીએ. જેથી જઠરમાં બે પ્રકારનો રસ બને છે; એક સાધારણ પાચન ક્રિયાને મદદ કરે છે, અને બીજો સાકરને પાચન કરવામાં મદદ કરે છે, ડાકટર બેટીંગને ખ્યાલ આવ્યો કે જો કલોમ પાસે એક કામ ન લેવામાં આવે તો તેનું બીજું કામ વધુ પૂર્ણતાથી થયા કરશે, ડાયાબીટીજ (મધુ પ્રમેહ) ના રોગોમાં કલોમનાં શર્કરાનો પાચક રસ ઓછો બને છે, અથવા તો બિલ્કુલ બનતોજ નથી એ કારણથી સાકર પચતી નથી અને પેશાબની સાથે બહાર નીકળી જાય છે.

કલોમને આંતરડાં સાથે જે નળી મેળવી દે છે તે નળી બીજા કોઇ જાનવરની બંધ કરવામાં આવે તો કલોમમાં પાચક રસ બનવો

બંધ થઇ જશે અને શર્કરા પાચક રસ વધુ માત્રામાં બનવા લાગશે. એ રસનો જો ડાયબિટીઝના રોગીના શરીરમાં ઈંજેકશન દ્વારા પ્રવેશ કરાવવામાં આવે તો રોગી સાકરને પચાવી શકે છે. ડાયાબીટીજના વિષયમાં જે કુતરાઓનું કલોમ કાઢી લેવામાં આવે છે તેના ઉપર પ્રયોગ કરે છે, કલોમ કહાડી લીધા પછી કે રૂ ઘણે ભાગે ૧૪ દિવસ જીવે છે. પરંતુ ઇન્સુલિનનો પ્રયોગ કરવાથી બોસ્ટ અને બેંટિંગ કલોમ વગરનાં કુતરાંને ૭૦ દિવસ જીવાડી શકે છે.

કુતરામાંથી જ શર્કરા પાચકરસ અર્થાત ઇન્સુલિન પ્રાપ્ત થાય છે અને કલોમ વગરનાં કુતરા ઉપર જ તેનો પ્રયોગ કરવામાં આવ્યો છે. તે પ્રયોગ સફળ પણ થયો છે. હવે જોઇએ કે ઇન્સુલિન મનુષ્યને માટે વિષતો નથી ને ? હવે બોસ્ટે બેટિંગના શરીરમાં ઇન્સુલિનને ઇંજકશન ધારા પ્રવેશ કરાવ્યો. આ ઇન્સૂલિનનો પ્રયોગ કરવામાં આવ્યો તે બળદમાંથી કહાડવામાં આવ્યું હતું. આથી કાંઇ હાનિ થઇ નહિ. પછી તેનો ડાયાબીટીજના રોગીઓ ઉપર અજમાયશ કરવામાં આવ્યો. ત્રણ માસ પ્રયોગ કરવાની ઇન્સુલિનના ઇંજકશનથી લોહીમાં સાકરની માત્રા સ્વાભાવિક થઇ જાય છે, પેશાબમાં સાકર આવતી બંધ થઇ જાય છે, રોગીનું આરોગ્ય સારૂં રહે છે. રોગીને દિવસમાં એક બે વાર ઇંજકશન આપવાં પડે છે. કેટલાક રોગીને તો ૧૦૦ ઇંજકશનો આપ્યાં હતાં, છતાં કોઈ રીતની હાનિ થતી નથી.

## મનુષ્યના ખોરકની વાંદરાઓ ઉપર અસર

ફીલાડેલફીયામાં એક ડાકટરે ઘણા વાંદરાંઓને મનુષ્યનો સાધારણ ખોરાક આપને પાળવાનો વિચાર કર્યો. તેનું પરિણામ વિચિત્ર આવ્યું. ગુડહેલ્થ નામના પત્રમાં તે સંબંધી નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે.

દરેક પ્રકારનાં પ્રાણિયોના સ્વભાવ તેમના ભોજન ઉપર આધાર રાખે છે. વાંદરાઓને મનુષ્યોનું ભોજન અન્ન, માંસ વિગેરે આપવાથી વિચિત્ર વિસ્મય જનક પરિણામ આવ્યું હતું. વાંદરાઓને એક અઠવાડીયા સુધી બરોબર પ્રોટીનમય ખોરાક—અન્ન આપવામાં આવ્યું. પ્રથમ ત્રણ દિવસ બાદ વાંદરાઓને સુસ્તી આવવા લાગી, તેમનું કુદકા મારવાનું, દોડવાનું બંધ થયું, તેમને તેમનું જીવન ભારે જણાવા લાગ્યું. જ્યારે તેમને ખોરાક આપવાનું બંધ કર્યું ત્યરે પાછાં હતાં તેવાં થયાં.

## ક્ષયરોગ અને લસણ

ક્ષય રોગનું અંગ્રેજીમાં વૈજ્ઞાનિક નામ ટયુબરક્યુલોસિસ છે, એથી હવે સાધારણ રીતે લોકોમાં ટયુબરક્યુલોસિસ એ શબ્દ ક્ષયને બદલે વપરાય છે. જેવી રીતે હિંદમાં ક્ષયના રોગીઓ માટે પર્વતો ઉપર સનેટોરિયમ બંધાવેલાં છે, તેવી રીતે ઇગ્લાંડમાં પણ જગોએ સેનેટોરિયમ બંધાવેલાં છે. ત્યાં ક્ષયના દરદીઓની પૂર્ણરીતે સારવાર કરવામાં આવે છે. ત્યાં દવાખાનાં એવા સ્થાને બંધાવેલાં હોય છે. જ્યાંનાં હવા પાણીએ રોગ મટાડવામાં મદદ કર્તા થઇ પડે. હજુ આપણા દેશમાં મોટાં મોટાં શહેરોમાં એ રોગને વધતો અટકાવવા સ્પેસ્યલ વૈદ્ય ડાકટરોની નિમણુંકો થઇ નથી. પણ લંડનમાં ક્ષય। માટે ખાસ દાકતરો રોકવામાં આવ્યા છે. ક્ષયના દરદીઓ આ દાકતરોની સલાહ લઇ શકે છે, એક બે વર્ષ પૂર્વે એક મહાશય લંડનમાં એવા એક દાકતર પાસે પોતાની ધર્મ પત્નીના રોગ સંબંધમાં સલાહ લેવા ગયા હતા. તેની સ્ત્રીની ઉમ્મર ૨૪ વર્ષની હતી. અહીં સારા સારા વૈદ દાકતરોએ દવા કરી હતી. પણ અંતે કહ્યું હતું કે એ દરદ અસાધ્ય છે. ત્યાંના ક્ષયના સ્પેશ્યીયાલીસ્ટે પણ કહ્યું કે રોગ અસાધ્ય છે. ક્ષય રોગના દવાખાનામાં રખવાથી પણ કાંઇ લાભ થવાનો નથી. તેના પતિએ તેને સેનેટોરીયમમાં લઈ જવા ધાર્યું, પણ વૈદ્યોએ કહ્યું કે અશકિતને લીધે તેને સલાહકારક નથી. અંતે તે સ્પાલિંગર નામની ચિકિત્સા ઉપર ધ્યાન ગયું ત્યાં પણ જવાબ મળ્યો કે સીરમ ( કીટાણું ) કે જેની મદદથી ચિત્સિા કરવામાં આવે છે તે તૈયાર નથી અને તે કેટલાક દિવસ સુધી તૈયાર થઇ શકે તેમ નથી આથી પોતાની સ્ત્રીને બચાવવાનો કોઇ ઉપાય ન રહ્યો.

અકસ્માત તેની નજર એક સમાચાર પત્ર ઉપર પડી. તેમાં ( યાદીલ ) કિંવા લસણના તેલનો ઉપયોગ હતો જેનું વૈજ્ઞાનિક નામ ટ્રાઇમેથો નાલ અલાઇલિક કાર્બાઇડ. તેણે યાદીલની બાટલી મંગાવી પોતાની પત્નીને પાવાનો આરંભ કર્યો. જેથી અવસ્થામાં પરિવર્ત્તન જણાવા લાગ્યું. બહુજ જલ્દી શકિત આવવા લાગી અને ત્રણ મહિનાની અંદર તો તે એટલી સારી થઈ ગઇ કે હરવા ફરવા લાગી, સમુદ્રની હવા ખાવા સમુદ્ર કિનારે જવા લાગી.

એ ભાઇને વિશ્વાસ બેઠો કે યાદીલ ( લસણના તેલની મદદથી

જલ્દી રોગની નિવૃત્તિ થઇ જશે બીજા લોકોને પણ તેણે એ વાત કહી. ઘણાને તેના જેવો ફાયદો થયો.

એક કે બે રોગીને સારૂ થાય તો પણ કોઇ ઔષધી યા ચિકિત્સા પ્રણાલિન સંબંધમાં કોઇ વાત નિશ્ચિત થઇ શકતી નથી. ઘણા વૈદોએ ક્ષય ઉપર લસણના તેલનો ઉપયોગ કર્યો, એ તેલ જંતુનાશક છે. તેની જંતુનાશક શકિતને પ્રયોગો દ્વારા સિદ્ધ કર્યા. બાદ યાદીલ ( લક્ષણના તેલ ) ની જાહેર ખબર કાઢી ઘણા રોગોમાં લસણના તેલથી ફાયદો થાય છે. ટયુંબરકયુલોસિસ અથવા ક્ષય રોગમાં પણ એ લસણના તેલથી બહુ ફાયદો થવા સંભવ છે. એક ડાકટરે ઘણા વર્ષ સુધી ઘણા રોગોમાં લસણના તેલનો ઉપયોગ કરી ફાયદો આપ્યો હતો. લસણ ગંધકનો અંશ સારી રીતે છે. ડાક્ટર કહે છે છે કે લસણ રોગનાશક હોવાનું કારણ એમાં રહેલો ગંધકજ છે. ડુંગરીમાં લસણથી ઓછો ગંધક છે એ વાત તો ખરીજ, એથી ડુંગળીમાં પણ કેટલાક રોગોને મટાડવાની શકિત છે.

કોલેરાનો રોગ ચાલે છે ત્યારે કેટલેક સ્થળે ડુંગળીમાં કાણું પાડી તેને દોરે પરોવી બાળકના ગળામાં ઘાલવામાં આવે છે. કોલેરા જેવા ઘણા રોગોમાં ડુંગળી સારૂં કામ કરે છે. વૈદકશાસ્ત્રમાં ગંધક અને તેના યોગથી ઘણુંજ કામ કરવામાં આવે છે. હોમીયોપથી ચિકિત્સામાં પણ ગંધય બહુ જ પ્રબળ અને અત્યંત ગુણવાળું ઔષધ ગણાય છે. પ્રકૃતિની પ્રયોગ શાળામાં બનેલાં ગંધકના યૌગિક જેવાં કે વસણ અને ડુંગળી અત્યંત ગુણકારક છે.

બ્રહ્મણ અને વાણીયાઓ લસણ અને ડુંગરી ખાતા નથી, ધર્મનો બાધ માને છે, કારણ કે તેથી ક્રોધાદિ ગુણો ખાનારનામાં આવે છે. પણ આરોગ્યની દષ્ટિએ તો લસણ અને ડુંગળી જરૂર ખાવાં જોઇએ.

યાદીલ ( લક્ષણના તેલ ) ની બનાવનારનું નામ અલેકઝાંડ કુલેમેન્ટ તે તે આ દવાનો પ્રચાર ગણા ઉત્સાહથી કરી રહ્યા છે. લસણનું યાદીલ નામક રુપ તેમણે બહુંજ દિવસની મહેનત અને અધ્યયન પછી તૈયાર કર્યું છે તે તેના પ્રચારનો લાભ અને ગુણ સારી રીતે સમજે છે. તેમાં નથી તે તેમાં છે એમ કહેતા નથી.

ક્ષય રોગ ઉપર યાદીલના પ્રયોગ સંબંધી તેમની માન્યતા એવી છે કે ક્ષય રોગના જંતુઓને યાદીલ અથવા લસણ મારી નાખે છે.

એથી વધુ લસણ યા યાદીલ બીજું કાંઇ કરતું નથી, એ માટે યાદીલના પ્રયોગની સાથે ક્ષય રોગની અન્ય પ્રકારની ચિકિત્સા પણ કરતા કહેવું જોઇએ. બીજી દવા પણ સાથે સાથે કર્યા વગર પૂર્ણ આરોગ્ય મળવાનો સંભવ ઓછો છે. લસણ યા યાદીલ દ્વારા નાશ કર્યાં છતાં પણ ફરી કેટલાક દિવસ બાદ જંતુઓ આવી પહોંચે છે.

એક રોગીને બ્રામટન હોસ્પીટલમાંથી એમ કહી રજા આપવામાં આવી કે તેને માટે મર્યા વગર બીજી કોઇ આશા રોગ મટવાની નથી. જાણ્યું કે હવે મરવાનું તો છે જ. સૌભાગ્ય વશ ત્યાં એક સાધારણ ડાકટર તેને મળી ગયા, તેણે યાદીલનું સેવન કરવાનું કહ્યું એના સેવનથી આ રોગી સારો થઇ ગયો પણ પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરવાને માટે તેને બીજી ચિકિત્સાની પણ મદદ લેવી પડી, હવે એ અન્ય ચિકિત્સા કયા પ્રકારની છે ? ક્લેમેન્ટ સાહેબ કહે છે કે આ રોગમાં પથ્ય પાળવું ખાસ જરૂરનું છે, સાધારણ રીતે રોજના વ્યવહારમાં શાકભાજી એ રોગને અનુકુળ લેવી, સાધારણ શાકભાજીમાં પણ અપૂર્ણ ગુણો હોય છે. લીલી શાકભાજી ખાવી, ૠતુની સર્વ પ્રકારની શાકભાજીનો ઉપયોગ કરવો. આરોગ્યના રક્ષણમાં એનાથી વધુ મદદ મળે છે. અસાધ્ય દરદીઓ એથી સાજા થાય છે.

હિંદના વૈદ્યોએ લસણના ગુણોથી બરાબર તપાસ કરવી જોઇએ આપણા દેશમાં લસણ બહુ જ પેદા થાય છે, એના સેવનથી વિધિ બતાવવામાં આવે તો આપણા દેશમાં ક્ષય રોગના જંતુઓ અથવા ટયુબરકીલ હિંદમાંથી નષ્ટ કરી શકાય. સર્વેએ લસણને પોતાના જમવામાં આવશ્યક અંગ બનાવી દેવું જોઇએ. કેટલાક ધાર્મિક વિચારથી લસણ ખાતા નથી કેટલાંક ગંધથી નથી ખાતા, પણ લસણ જંતુનાશક શકિતવાળું છે એ દૃષ્ટિથી તેનો ઉપયોગ કરવો જોઇએ. શહેરના માણસોએ તો તે ખાવું જોઇએ. કારણ શહેરમાં ક્ષય ઘણા દરદીઓને થાય છે.

**આયુર્વેદ પ્રમાણે**—ભાવપ્રકાશમાં લસણના ગુણ આપ્યા છે. તે નીચે પ્રમાણે. જ્યારે ઇંદ્રરાજા પાસેથી ગરૂડ અમૃત લઇ આવ્યા ત્યારે તેનું ટીપું નીચે પડયું તેમાંથી પૃથ્વી ઉપર લસણ થયું. લસણમાં પાંચે રસ—તીખો, ખારો, તુરો કડવો, ગળ્યો એ છે. માત્ર ખાટો રસ તેમાં નથી. તેથી તેનું નામ રસોન પાડયું છે. તેના મુળમાં તીખો, પત્રમાં કડવો, ડાંખળીમાં તુરો અને ડાંખળીના છેડે ખારો રસ છે. બીમાં મધુર રસ છે. એમ રસજ્ઞોએ કહ્યું છે.

ગુણ—લસણ પૌષ્ટિક વૃષ્ય ( ધાતુ વધારનાર ) સ્નિગ્ધ, ઉષ્ણ, પાચન, સારક રસ તથા પાકમપ તીખું. તીક્ષ્ણ અને મધુર છે. તે ભાગેલાને સાંધે છે, કંઠને સુધારે છેઃ ભારે છે, પિત્ત, અને રક્ત તથા બુદ્ધિને વધારે છે; બળ આપે છે, વર્ણ સુધારે છે, નેત્રને હિતકારી છે, તથા રસાયન રૂપ છે.

લસણ હૃદયના રોગો, જીર્ણજ્વર કુખનું શુળ, મળબંધ, ગુલ્મ, અરુચિ, ઉદરસ, સોજા; અર્શ, કોઢ, વાયુ, કૃમિ, અગ્નિમદ્ય, શ્વાસ અને કફને હણે છે. લસણનું સેવન કરનારા માટે ખટાઇ હિતકારી છે. કસરત, તડકો, ક્રોધ, બહુ જળ, દુધ ગોળ એનો લસણ ખાનારાએ ત્યાગ કરવો જોઇએ.

ડુંગળીના ગુણ લસણ જેવા છે. પણ તે પાક અને રસમાં ઉષ્ણ નથી તે કફ કરે છે, પિત્ત અત્યંત કરે છે, માત્ર વાતહર છે. બળ અને વીર્યની વૃદ્ધિ કરે છે અને ભારે છે.

ગંધકના ગુણ પૂર્વે શ્વેત દ્વીપમાં જગદંબા રજસ્વળા છતાં ક્રીડા કરતાં વસ્ત્ર રજવાળુ થતાં તે વસ્ત્ર સહિત તે નહાં તેથી ક્ષીરસાગરનું નીર રાતું થઇ ગયું. તેમાંથી ગંધક ઉત્પન્ન થયો છે.

ગંધક ચાર પ્રકારનો છે, રાતો, પીળો, ધોળો અને કાળો. રાતો સોનું બનાવવાના કામમાં આવે છે, પીળો અને ધોળો રસાયનના કામમાં આવે છે. ધોળો વર્ણાદિક ઉપર લેપમાં કામ આવે છે. કાળો મળવો કઠણ છે.

ગંધક, તીખો, કડવો, ઉષ્ણવીર્ય, તુરો અને સારક છે. તે પિત્ત કરનાર અને પાકમાં તીખો છે, મળ, રતવા, જંતુઓ, કોઢ, ક્ષય, કફ, બરોળ અને વાયુને હણે છે તથા રસાયન રુપ છે. ગંધક શુદ્ધ કરીને વાપરવો. અશુદ્ધ હોય તો કોઢ તથા શરીરમાં વિષમ જ્વર થાય છે. શોષ થાય છે તથા રૂપ બળ ઓજ અને વીર્યને હરે છે. અને રૂધિરને ઉત્પન્ન કરે છે.

આયુર્વેદમાં પારા ગંધકની બનાવટવાળાં ઔષધો રસ ગણાય છે, દરેક રસમાં ગંધક આવે છે. ગંધક જંતુનાશક તથા ક્ષય મટાડનાર આયુર્વેદમાં પણ વર્ણવેલો છે, એટલે ક્ષય મટાડવામાં લસણનો ઉપયોગ માનવા જેવો છે.

## કાળાના ગોરા બનવાની ક્રીયા

બ્રાઝીલના એક વૈજ્ઞાનિક ઓક્ટેવિસ ફીલીકસ પીટ્રાએ એક

એવી શોધ કરી છે કેઃ જેથી કાળા ભીલને પણ કાશ્મીરનો ગોરો માણસ બનાવી શકાય. હજુ સુધી એ પ્રયોગો માત્ર ઉંદર ઉપર અજમાવવામાં આવ્યા છે, અને તેને સારી સફળતા મળી છે. એ રકત પ્રવાહનો વિધિ છે. અર્થાત શરીરના એક અંગની નાડી છેદી તેના રૂધીરને રબરની નળી દ્વારા એ શરીરમાં બીજા અંગમાં પ્રવેશ કરાવવામાં આવે છે. એથી તેને કાંઇક વધુ તાપ આપવામાં આવે છે તથા તેમાં વિશેષ રસનો યોગ્ય પણ આપવામાં આવે છે. ૧ માસમાં કાળી ચામડી ગોરી થાય છે. આ વિધિથી રકતમાં કાળાં કણોને નષ્ટ કરીને શ્વેત કણો વધારવામાં આવે છે, ઉંદરનો રંગ તો આ વિધિથી ૧૫ દિવસમાંજ બદલાઇ જાય છે.

આતો પશ્ચિમી વિદ્વાનની શોધ છે. પણ હવે પૂર્વના એટલે આ દેશના વિદ્વાનોએ હજારો વર્ષ પહેલાં આ બાબતની કરેલી શોધ જોઇએ.

કામશાસ્ત્રમાં વાત્સાયને સુભંગકરણના પ્રકરણમાં લખ્યું છે કે રૂપ, ગુણ અને વયને બદલનું એજ સુભગંકરણ તે. રૂપ–બદલવું અર્થાત્ કાળાના ગોરા અને ગોરાના કાળા બનાવવા, ગુર્ણ–અર્થાત નરમ ગુણવાળાને કઠણને નરમ બનાવવા, વય એટલે વૃદ્ધને યુવાન અને યુવાનને વૃદ્ધ બનાવવા અમે એમાંથી રૂપ પરિવર્ત્તનના પ્રકરણમાંથી સૂત્રે લખીએ છીએ.

તગર, ઉપલેટ, તાલીસપત્ર અને પાણીમાં વાટી લુગદી બનાવી લેપ કરે તો ચામડીનું રૂપ બદલાઇ જાય છે.

સાટોડી, રહદેવી, ઉપલસરી, કમળનાં પાન, કુરન્ટક સર્વને પાણીમાં વાટી તેલમાં ઉકાળી એ ગાળી લગાવવાથી રૂપ સારૂ થઇ જાય છે.

કમળ, નાગકેસર, અને કમળના પાંદડાને સુકવી ચુર્ણ બનાવવું તે ચુર્ણ મદની સાથે ચાટવાથી શરીરનું રૂપ સુંદર થાય છે.

**ચાણાકય અર્થ શાસ્ત્ર–પ્રમાણે કાળાના ગોરા થવાના ઉપાય.**

વડનાં પાન ઉકાળીને નાહવું અને આંબાનાં પાન વાટી તેને શરીર ઉપર ઘસવાથી ગોરાં મનુંયો કાળાં થાય.

ટાકુન–કંગુ ( કંગની ) ના સિદ્ધ કરેલા તેલમા હરતાલ અને મનસીલ ઘુંટી શરીરે ચોપડે તો શરીર કાળુ ઘનશ્યામ થાય.

યારિભદ્રક છોડની છાલની રાખને તેલમાં ઘુંટી શરીર લગાડ-વાથી અગ્નિની માફક રાત્રે પણ શરીર તેજસ્વી જણાય.

બ્રહદારણ્યક ઉપનિષદમાં ૬ ઠા અધ્યાયમાં ૪ થા બ્રાહ્મણમાં પુરૂષોત્પતિ પ્રકરણમાં ઘણીજ સૂક્ષ્મતાથી ઋષિઓએ લખ્યું છે. તેના એક એક પદમાં ગુઢ વિજ્ઞાન ભરેલું છે તેમાંથી ઉપયોગી ભાગ અત્રે આપીએ છીએ.

ઉપનિષદનું મંતવ્ય છે કે સર્વ શરીર પંચભૂતોનુ બનેલું છે, પાંચ ભૂતોનો રસ પૃથ્વી એ. તેનો રસ જળ છે, જળનો રસ ઔષ-ધીયોનો રસ પુષ્પ છે, પુષ્પનો રસ ફળ છે. અને ફળોનો રસ એ પુરૂષ ( નર ) છે; નર દેહનો રસ એ વીર્ય છે એજ ગર્ભ રૂપે સ્થિર થઇ પુત્ર રૂપે ઉત્પન્ન થાય છે, (બ્ર. ઉ. ૬–૪–૧)

પરંતુ ગોરી પ્રજાના પુત્ર ગોરા થાય છે. કાળી જાતિયોની પ્રજા થાય છે. તો શું એમનો રંગ બદલી શકાય છે ! ઉપનિષદકાર માને માને છે કે એમ બની શકે છે, કેમકે શરીર ઔષધીયોના રંગથી બને છે; આહાર હશે તેવો દેહ બનશે; એથી ખોરાકમાં ફેરફાર કર-વાથી ભાવિ પુત્ર પણ ધારીશું તેવા રંગનો થશે. એ સિદ્ધાન્ત પર ઉપનિષદમાં લખ્યું છે કે: જો માબાપ પોતાનો પુત્ર ગોરો જન્મે એવું ઇચ્છતાં હોય તો તેમણે ઋતુ દશામાં ચોખાની ખીર પકવીને તેમાં ઘી નાંખી ખાયાં કરવી. તેને પુત્ર ગોરો થશે.

જો પોતાનો પુત્ર કાળો પણ ઘઉં વર્ણો થાય એવું ઇચ્છે તેમણે દહીં અને ભાત પકાવી તેમાં ઘી નાંખી ખાવાં.

જો પુત્ર શ્યામ રંગનો થાય એવું ઇચ્છે તેણે માત્ર ભાત અને ઘી ખાવાં તેથી તેને તેવો પુત્ર થશે.

જો ગર્ભકાળમાં શાકાદિ બધું ખાય છે એને ઘી ભાતનું સેવન કરતા નથી તેમનાં બાળકો શ્યામ થાય છે, જેઓ ગર્ભ કાળે શાક ભાજી ઓછાં ખાઇ દુધ ભાત ઘી ખાય છે. તેમની પ્રજા ગોરા વર્ણની થાય છે.

આજે આપણે જોઇશું તો જેઓ દૂધનો ખોરાક વધુ લે છે, તેમાં ગાયનું દુધ વધુ ખાય છે તેમનાં બાળકો ગોરાં થશે, મજુર વર્ગમાં પણ ગાયો પાળનાર રબારી અને ભરવાડો ગાયના દુધનો વધુ ઉપયોગ કરવાથી હજુ બીજા મજુરો કરતા ગૌર વર્ણનાં હોય છે. આપણા પૂર્વજો ઋષિ મુનિયો આ બાબત સારી રીતે જાણતા હતા,

તેથી શરીરના રંગનું મૂળ કારણુ પણુ સારી રીતે સમજતા હતા અને ઇચ્છાનુસાર રંગ બદલી શકતા હતા.

## કોલેરાનો ઉપાય

**સંજીવની વટી**—વાવડીંગ, સુંઠ, પીંપર, મોટી હરડેની છાલ, આમળાં, બહેડાં, શુદ્ધ વછનાગ, ગળો, શુદ્ધ ભીલામું. આ સર્વને સરખે ભાગે લઇને ગૌમુત્રમાં ઘુંટીને બે રતીની ગોળીઓ બનાવી બે ગોળી આદાના તથા ડુંગળીના રસ સાથે બબે કલાકે આપવાથી કોલેરામાં ફાયદો થાય છે.

**પિયુષબિન્દુ**—શુદ્ધ કપુર, પીપરમેંટ, ફુદીનાનું સત્વ, અજમાનું સત્વ, બધું બે તોલા કસ્તુરી ૪ રતી, કેશર ૪ રતી એ બધાને એકઠું કરી એકરસ કરીને એક શીશીમાં ભેગું કરી ભરી રાખવું, જ્યારે તે શીશીમાં બધું એકરસ થઇ ગયેલું જણાય ત્યારે કેસર અને કસ્તુરીને ઘુંટીને તે મેળવી દેવું. આની બેથી પાંચ ટીપાં જેટલી માત્રા છે, તે ગુલાબજળ સાથે આપવું ઘણું લાભકારક છે

**અહિફેનાસવ**-મહુડાના ફુલનો દારૂ સવાત્રણશેર, અફીણુ ૧। તોલો, નાગરમોથ, જાયફળ, ઇલાયચી, ઇંદ્રજવ ૨। તોલા; આ બધાને એકત્ર કરીને એક વાસણમાં ભરીને તેનું મોં બંધ કરી કપડછાંણુ કરી એક મહિના સુધી રહેવા દેવો, આ અતિસારમાં ઘણું સારૂ કામ છે ને કોલેરાની ત્રીજી સ્થિતિમાં અત્યંત સિદ્ધિદાયક છે.

**એલાદિ ચુર્ણ**—નાની ઇલાયચીના દાણા, વાંસકપુર શુદ્ધ પારો, શુદ્ધ જેરકોચલાં, લવીંગ, કમળકાકડીનાં બી, નાગકેસર, પીંપર આ સર્વને સરખે ભાગે લઇને ફુદીનાના રસમાં ઘુંટી દાડમના રસમાં મેળવી ચટાડવાથી હિક્કા, ઉલટી તથા તરસ દુર થાય છે.

**અર્કપુષ્પાદિ ગુટિકા**—આકડાનાં ફુલનાં રવૈયાં ૬ તોલા, કાળાં મરી ૩ તોલા, સિંધવ ૩ તોલા, લવીંગ ૬ માસા, શુદ્ધ નવસાર ૬ માસા, અફીણ ૧૨ રતી, આ સર્વ લઇને આદુ તથા લીંબુના રસમાં એક બે દિવસ ઘુંટીને ચણા જેવડી ગોળીઓ વાળવી. બાર વર્ષની અંદરનાને ૧ ગોળી આપવી ને તેનાથી મોટાને ૨ ગોળી આપવી. તે ગુલાબજળની સાથે આપવાથી ફાયદાકારક છે.

**હિંગવાદિવટિકા**—શુદ્ધ હિંગ, અફીણુ, શુદ્ધ કપુર, કાળાં મરી આ સર્વને સરખે ભાગે લઇને જુદાં જુદાં ખાંડીને ખલમાં અફીણુ અને કપુરમાં ઘુંટી ચણા જેવડી ગોળી બનાવવી માત્રા બે ગોળી

સુધીની છે, એથી ઉલ્ટી, ઝાડા તથા શુળ મટી જાય છે.

કપુરવટિકા—શુદ્ધ કપુર ૬ માસા; કાળાં મરી ૩ તોલા કાગદી લીંબુનાં બી ૩ તોલા ગોળીઓ ૩ તોલા, આકડાના મુળની છાલ ૬ તોલા, શુદ્ધ હિંગ અને દરીઆઈ નાળીયેર ૨ તોલા, પીપરમીન્ટનું સત્વ અને કેસર એક એક માસો તે બધાંને એકત્ર કરી આદાના રસમાં ઘુટી ચણા જેવડી ગોળાઓ બનાવવી. દરેક ઝાડો થયા પછી એક ગોળી ગુલાબજળ સાથે આપવી. ત્રણ કે ચાર ગોળી આપવાથી ગમે તેવો ભયંકર કોલેરા હોય તો પણ તે મટે છે.

જો અત્યંત ઉલ્ટીઓ થતી હોય તો માથું બંધાવવું, છીંકણી થોડી સુંઘાડવી. લીંબુમાં દીકામારી ભરીને ગરમ કરી ચુસાવવું, પીંપળની છાલને સળગાવીને તેને પાણીમાં ઓલવી નાંખી તે પાણી ગાળી લઈને પાવું, આમાશય ઉપર રાઈનું પ્લાષ્ટર મારવું વિગેરે વમનનાશક છે. રાઈનું પ્લાષ્ટર ૧૫ મીનીટથી વધારે ન રાખવું.

**ચામડામાં ડાઘાડુઘી કાઢવા**—ચામડા ઉપરનો તેલનો ડાઘો નેપથામાં બોળી રબ્બડનો કકડો ઘસવાથી જાય છે, હાથનો મેલ કાઢવા માટે ખુબ ઓગાળેલો ઓક્ષેલીક એશીડ વાપરવો. કચરો કાઢી નાંખી સાબુ અને પાણીથી ધુવે. અને કદાચ થોડું તૈયાર કરેલુ ફીનીસ લગાડો, એનીલાઇનનો ડાઘો બરાબર કાઢી શકાશે નહિ પણ રંગડવતી તે કંઇક અંશે દુર થઇ શકશે. સાધારણ ધોવાથી કેટલોક એનીલાઇન જશે. સાબુ અને પાણી વડે ધોવાથી જશે; ચરબીના ડાઘા કે જે ગંરગડી અને દાંડામાંથી તેલના ચામડા ઉપર ડાઘા હોય તે સીમેટ અને ચોકથી જશે. પ્રથમ સીમેન્ટ મુકો પછી ચોક નાંખો પછી છરી વતે બન્નેને ચામડા ઉપરઘસો, સીમેટ ચરબીવાળા ચીકણા પદાર્થને ખાઇ જશે અને જ્યાં સુધી બધી ચરબી ધોવાઇ જાય ત્યાં સુધી તેને તેના ઉપર ૨૪ કલાક કે તેથી વધુ વખત રહેવા દો.

ધોળું ચામડું ડાઘાડુઘી વાળું મેલું થયું હોય તો પોટેશીઅમ એશીડ ઓખેલેઈટથી સાફ કરી શકાય છે. તે ચામડાને ઠંડા પાણીથી બધું ધોઇ નાંખવુ. મીઠું અને લીંબુનો રસ અથવા સાંભલનાં મીઠાનું મિશ્રણ ખરાબ થએલા ભાગ ઉપર ઘસવાથી બધા ડાઘા જતા રહે છે, મેલ ઉડી જાય છે અને ચામડુ હતું એવું ધોળું થઇ જાય છે. હંમેશાં ચામડુ પાણીથી ધોઇ નાંખવું, પાણી બધી ચામડી ઉપર ઘસવું પણ મિશ્રણ તો બગાડેલા ભાગ ઉપર જ ઘસવું.

**રાળનો સાબુ**—મેલ કાઢી શકે એવા ગુણ વાળો સાબુ બનાવવાને લીધે તેમજ સુંવાળા અને સસ્તા કરવામાં રાળ વાપરવી હોય ત્યારે સલાહકારક છે કે સાબુ જુદા બનાવવા અને પછી તેલમાંના સાબુમાં ઉમેરવી કેટલીકવાર રાળનો સાબુ બનાવવા સોડા વપરાય છે કે જ્યારે હવા ન જઇ શકે એવા વાસણના પાણીમાં રાળ ઓગાળવામાં આવે છે અને બીજા વાસણમાં થોડા પાણીમાં સાધારણ સોડાના પાસાદાર કકડા ઓગાળવામાં આવે છે. ૧૧૨ પાઉન્ડ રાળમાં ૫ પાઉન્ડ સોડા લેવાનું માપ છે. સોડા એકી વખતે થોડા પ્રમાણમાં રાળમાં નાંખવાં અને જ્યાં સુધી ખદખદતું બંધ થાય ત્યાં સુધી રાહ જોઇ પછી બીજો જરા સોડા નાંખવો. બધું ઉમેર્યા પછી ચાલુ ઉકાળવો થોડા વખત પછી સાબુ થઇ જાય ત્યારે તેને નરમ સાબુના વાસણમાં રેડવો. સાધારણ પ્રકારની રાળનો કાળા રંગનો સાબુ બનાવે છે, માટે નીચેની શુદ્ધ કરવાની રીત વાપરવાથી તેમાં સુધારો થઇ શકશે રાળનો સાબુ બનાવવા ઉપર પ્રમાણે સોડા વાપરવો. રાળના સાબુમાં સાધારણ મીઠું ઉમેરવાથી તે સાબુ ખારાશપર આવે છે અને સાબુને ઠરવાને થોડો વખત આપો. પછી ક્ષારોદક વહી જશે અને તેની સાથે રાળનું રંગવાળુ પાણી ખસડી જશે. આ પ્રમાણે શુદ્ધ કરેલો રાળનો સાબુ નરમ સાબુમાં નાંખો. સારી જાતની રાળ પણ કામમાં લ્યો.

**ગ્લીશેરાઇન તેલમાંથી કાઢવા વિશે**—શુદ્ધ ગ્લીશેરાઇન નીચે પ્રમાણે બનાવાય છે-જો આપણે સરખા પ્રમાણમાં ઓલાઇ તેલ અને લીથાર્જનો સુંદર ભુકો લઇએ અને તેમને થોડા પાણીમાં વાસણમાં નાંખીએ અને ધીમે ધીમે ઊંનું કરેલા રેતીના પાણીમાં મુકીએ અને મિશ્રણ વારંવાર હલાવીએ અને વરાળ ઠરી જતા પાણીને માટે થોડી વારે ઊનું પાણી ઉમેરીએ તો થોડા વખતમાં આપણે સાબુ કે સીસાનો પ્લાસ્ટર મેળવી શકીએ. જો આમાં આના કરતાં વધારે પાણી ઉમેરી દેવતાથી વાસણ લઇ લઇએ, ઉકાળો નિતરવા દઇએ તેને ગાળીએ. તેમાં સલ્ફ્યુરેટેડ હાઇડ્રોજન પસાર કરીએ જેથી સીસું નાંખુ પડે, પછીથી તાજેતર ગાળીએ. રેતીના પાણી ઉપર ઉકાળ્યા વગર જેટલું બને તેટલું ઉકાળીને ઠરાવા દઇએ તો આપણે ગ્લીશરાઇન પ્રાપ્ત કરી શકીએ. પણ જે બાકી રહે તેને છેવટે એરપંપના રીસીવરથી વરાળ કરી નાંખવી જોઇએ આ પ્રમાણે

તૈયાર કરેલું ગ્લીશરાઇન પારદર્શક છે તેને રંગ કે ગંધ હોતાં નથી, અને પ્રવાહી હોય છે. તેનો સ્વાદ મીઠો છે તેની સાથે ગમે તે માપમાં પાણી ભળી શકે છે.

**આપોઆપ ચળકતી બ્લેકીંગ**—( ૧ ) ગમ એરેબીક ૪ ઔંસ, ગોળ ૧½ ઔંસ. સારી કાળી સહી ¼ પીન્ટ સખત સરકો ૨ ઔંસ, સાફ કરેલો દારૂ ૧ ઔંસ, ગળ્યું તેલ ૧ ઔંસ.

સહીમાં ગુંદર ઓગાળો. તેલ ઉમેરો અને ખલમાં કુટો અથવા કેટલોક વખત સાથે હલાવો કે જેથી તેઓ બરાબર સેળભેર થઇ જાય પછી વીનેગાર [ સરકો ] નાખો અને છેવટે દારૂ નાંખો

[૨] ફ્રાનસનીમેમ ¾ ડ્રામ ગળીને ભુકો ૧ ડ્રામ ખલમાં કે વાસણમાં તેમને મુકો અને ઓગાળીને ખુબ ઘસો. ગુંદર ૪ ઔંસ, સખત સરકો ¼ પીન્ટમાં ઓગાળો અને પાતળી લહી બનાવો, ધીમે ધીમે એક ઔંસ મીઠું તેલ ઉમરો અને જ્યાં સુધી સેળભેળ થઇ જાય નહિ ત્યાં સુધી ઝીણો ભુકો કરો. છેવટે બાળીનું મસીઓજ નાંખો પછી ૧¾ ઔંસ ગોળ અને પછી વારા ફરતી સખત સરકો ૨ ઔંસ અને શુદ્ધ કરેલો દારૂ ૧ ઔંસ ઉમેરો છેવટે વાપરવા સીસી ભરી લો. ખેર અથવા કાથાનું સત્વ ખેરસાર ૨૪૫૨ ડી. ડી. રાજમાક પુચ્છે છે કે ખેરસાર કેવી રીતે બનાવતા હશે.

## નાના વ્યાપરો અને હુન્નરો

**અગ્નિ બુઝવનાર દવા**—આ ૨૦ ભાગ કોલસો, ૬૦ ભાગ સુરોખાર અને પાંચ ભાગ હરસોઠ ( જીપ્સમ ) ભેગાં પાણીમાં ઉકાળવાં અને આ બધી વસ્તુઓને ભુંગળા જેવા આકારમાં બનાવી નક્કર ઇંટ જેવી ઘડવામાં આવે છે. આના છેડા નીચે એક બાકુ હોય છે જેમાં કલોરેઇડ એફ પોટાસ અને સુગરથી ભરેલી સીસી કે જેની આજુબાજુ સલ્ફ્રીક એસીડ લગાવવામાં આવે છે તે ઘાલવામાં આવે છે. એક પટ્ટી ખસેડવાથી એસીડથી ભરેલો કાચ ફુટી જાય છે અને મીક્ષ્ચર સળગે છે. આ બધી ભુકી લોઢાથી રક્ષાએલા વાસણમાં મુકવામાં આવે છે અને આમાં એવા ગેસ ઉત્પન્ન થાય છે કે જે અગ્નિને એકદમ બુઝવી દે છે.

**વાદળી સાફ કરવાની રીત**–વાદળી બહુ વખત સાફ ન થવી જોઇએ. કારણ કે તેથી તેની આવરદા ઘણી ઓછી થાય છે, નીચેની રીતે વાદળી સાફ થાય છે.

(૧) હાઇડ્રોકલેરીક એસીડના સોલ્યુશનમાં વાદળીને પ્રથમ બોળવામાં આવે છે અને પછી તેને ૧ ભાગ હાઇડ્રોકલેરીક એસીડ અને ૧ ભાગ હાઇપોસલ્ફેટ ઓફ સોડાના મિશ્રણમાં ૨૪ કલાક બોળવામાં આવે છે, પછીથી પાણીમાં કેટલાક કલાક સુધી તેને ધોવામાં આવે છે.

(૨) ઉપર પ્રમાણે એસીડમાં વાદળીને બોળી પછી પરમેંગનેટ ઓફ પોટાસના સોલ્યુયનમાં ૧૦ મીનીટ બોળી કાઢી ફરી ગેલીક એસીડ અને સલ્ફરીક એસીડના સોલ્યુશયમાં દશ મીનીટ બોળી ઉપર પ્રમાણે ધોવામાં આવે છે.

**પારામાંથી સોનું બનાવવું**—ટોકીઓમાં પ્રોફેસર નાગાએકાએ આ પ્રયોગ કર્યો હતો. ઢાંકેલા કાચની ટયુબમાં પારાને ભરી તેને ૨૦૦ ડીગ્રીથી ઓછો તાપ આપવો. પારો બળ્યા પછી નીચે સોનાની ભુકી કહેશે. જો પારામાંથી પોર્ટનનો ભાગ વિરૂદ્ધ શકિતથી દુર કરવામાં આવે તો સોનાનો ઘણો ભાગ વધે.

## હુન્નરના પ્રયોગો

**માથે ઘાલવના તેલની રંગવાની ક્રિયા**—નીચે પ્રમાણે રંગ પુરી શકાય છે. તેલ સુગંધીત બનાવતા પહેલાં તેને આલ્કેનના મૂળ નીચે તેલને થોડા કલાક રાખવામાં આવે છે. મંદ ગરમી આપવાથી કામ સહેલાઇથી થાય છે. આલ્કેનટના મૂળથી લાલ રંગ તેલમાં આવે છે. પીળો અને નારંગી રંગ પામઓઇલ અથવા તો એનેટાથી મુકાય છે. અને લીલો રંગ લીલા ફુદીનના થોડા રસથી કરી શકાય છે.

**વેજીટેબલ (ઘી) માર્ગેરાઇનની બનાવટ**—૮૫ ટકા કોપરેલ અને ૧૫ ટકા પ્રવાહી તેલથી બની શકે અથવા ૩૦ ટકા તાડફળનું તેલ ૬૦ ટકા કોપરેલ અને ૧૦ ટકા પ્રવાળી તેલથી બની શકે. કેટલીક વખતે નીચે પ્રમાણે પણ મિશ્રણ થાય છે.

| | | | |
|---|---|---|---|
| ઓલીઓસ્ટીરાઇન | ૧૫ ટકા | તાડફળનુ તેલ | ૨૦ ટકા |
| કોપરેલ | ૪૫ ટકા | મગફળીનું તેલ | ૨૦ ટકા |

પીગળવાનું પોઇન્ટ ૨૪–૫ ડીગ્રી સેંટીમેંટર. વેજીટેબલ ઘી પણ એ પ્રમાણે બને છે.

આ વેજીટેબલ ઘી પરદેશથી આવે છે તેને બદલે ઉપરની રીતે દેશમાં બનાવાય તો દેશનો પૈસો દેશમાં રહે.

**સોનાનું** કહ—સોપ પાવડર.

| | | | |
|---|---|---|---|
| સોડાએશ ૫૮ ટકા | ૪૨ પાઉંડ | ઠરેલો સાબુ | ૨૫ પાઉંડ |
| ચકમક | ૨૨૦ " | મીઠું | ૩૦ " |

આ બધા ભાગોને ભેગા કરીને જ્યાં સુધી સુકાય નહિ ત્યાં સુધી એક વાસણમાં મુકવામાં આવે છે પછી તેને પેક કરીને પેટીમાં સીલ કરાય છે.

| | | | |
|---|---|---|---|
| સાબુ | ૮૫ પાઉંડ | ફીલર | ૪૦ પાઉંડ |
| સાદસોડા સોલ્યુશન | | ૨૦ ડીગ્રી બી ૧૭ | |

સુકાએલા સાબુના કડકાઓને ફીલરની સાથે મીશ્રણ કરી તથા તેમ ક્ષાર ભેળવીને તે સુકવાય છે.

**ઝવેરાત-હીરને ધોઈ સાફ કરવાની ક્રિયા**—સોનાની તેણુજ ચાંદીની કંઠીઓને ધોવા માટે સોડાવોટર તથા સાબુની જરૂર પડે છે. પછી તેને ઠંડા પાણીમાં ધોઇ ગરમ તપમાં મુકવામાં આવે છે. સોનાની વીંટી હીરાવાળીને પણ તેવીજ રીતે સાફ થાય છે. અને હીરા તથા તેની આજુબાજુની જગ્યા લાકડાની પીંછીવડે સાફ થાય છે. હીરાવાળી પીંટીમાં પાણી ન પેસવું જોઇએ અને પાણી જાય તો હીરો એકેળ રંગનો થાય છે. કેટલાક વખતે સોડાવોટરની જ-ગ્યાએ ચોકનું પાણી પણ વપરાય છે, થોડું પાણી બ્રશ ઉપર છાંટી તેનાથી વીંટી સાફ કરી નાંખવી. આમ કરવાથી કોઇ જાતનું નુક-શાન થતું નથી.

**સ્લેટની પેનો**—સ્લેટની પેનો નીચે પ્રમાણે બને છે. સ્લેટની ભૂકી છ ભાગ ચુનાના પત્થરની ભૂકી ૩ ભાગ અને સોડિયમ સિ-લિકેટ ૧ ભાગ એ ત્રણેને મેળવી દેવાં. પછી એ મિશ્રણને બરાબર ગુંદવું, મુલાયણ લોદો બને ત્યાં સુધી ગુદતાં જ રહેવું. પછી તેને એક કાણું પાડેલી તાસકમાં કે સેવો પાડવાના સંચામાં એવી રીતે દબાણ આપવું કે દરેક પેન ખોભણો પાડેલી એક સ્લેટ ઉપર આવી રહે. એક ઝીણી કરવતવડે પછી અણીઓ કાપી નાંખવી. ધાર કા-ઢવાના પત્થર ઉપર દરેક પેન્સિલને એક છેડે અણી કરવી, સેંકડોના પ્રમાણમાં તેનું વેચાણ થાય છે.

## હુન્નર સંગ્રહ

**કાથો**—ખેર એકશીઆ કાથાના સત્વમાંથી પ્રાપ્ત થાય છે, ખેર નામનું ઝડ કાથો ઘણો આપે છે અને લાલ લાકડાના જવાથો

તે ઓળખાય છે. ઝાડ પાડી નાંખવામાં આવે છે, અને લાકડાના કકડા કરવામાં આવે છે. છાયડામાં લાંબા છીછરા ચુલા કરવામાં આવે છે. માથે બાહ્ય ગોળ છાપરાં કરવામાં આવે છે. જેની અંદર વચ્ચે સાધારણ ૨૦ ગાર (માટીન) દેવતામાં આવે તેમ કરવામાં આવે છે.

આ ગારમાં લાકડાના કકડા અને પાણી ભરવામાં આવે છે. અને જ્યાં સુધી ૨૦ વાસણનું પાણી બે વાસણમાં માય તેટલું થાય ત્યાં સુધી ઉકાળવામાં આવે છે. આ પ્રવાહી મિશ્રણ પાતળા પોર્ટ વાઇન જેવું દેખાય છે. આને ઠંડુ કરવામાં આવે છે અને કાથો પાંદડાં અને ડાળીઓ ઉપર ઠરે છે અને પાસાદાર બને છે. દરેક વાસણ રાખ્યા જેવો ધોળો ભુકો એક શેર આપે છે. લાકડાના કકડામાંથી કાથો લઇ લીધા પછી સુકવવામાં આવે છે અને તે બળતણ તરીકે વપરાય છે.

બેરસાગનો નમુનો, ચોખ્ખો ધોળાશ પડતો અને ગુલાબી રંગનો હોય છે.

**એલ્યુ મીનીયમ ઝારવા વિષે**—ઝાળણ અને ફુલક્ષીસ (પ્રવાહી પદાર્થ) બન્નેની બનાવટ જુદી જુદી છે અને એટલી બધી છે કે વિગતવાર અત્રે કહેવી યોગ્ય નથી, પણ ઘણું કરીને ઝાળણ જુદા જુદા પ્રમાણમાં એલ્યુમીન મટીન અને જસત લઇને અને વારંવાર ફોસફરટીન, રૂપુ. એન્ટીમની, વેનેડીયમ વિ. નાંખીને બનાવે છે. સાધારણ રીતે વપરાતી ઝાળણમાં ૮૦ ટકા પતરૂ, ૨૦ ટકા એલ્યુમીનીઅમ; ૧૭ ટકા જસત; અને ૦૭૧ ટકા ફોસફરટીન હોય છે અને બીજું પતરૂ એલ્યુમીનીઅમ, કેડમીઅમ અને મેગ્નેસીયમ ૧, ૨૫ અને ૨,૭૫ ટકા અનુક્રમ પ્રમાણમાં લઇ બનાવે છે. ફુલક્ષનું કામ ઝાળણ સાથે અડચણ કર્યા સિવાય ઓગાળવાનું છે.

થોડું લોબાન ( બેમઝોઇમ ) લઇ કચરો અને ચીકણો પદાર્થ સાફ કરો ત્રાંબાના કકડા વડે ઝાળણ લગાડો અને જ્યારે પ્રવાહી હોય અને ધાતુની સપાટી ઉપર હોય ત્યારે પથ્થર પ્યાલાથી ઝાળણમાંથી તેને કાપા કરો.

**રૂપુ, ત્રાંબુ, નીકલને મિશ્રણ કરવા વિષે**—રૂપુ, ત્રાંબુ; નિકલને મિશ્ર કરી નવી ધાતુ શી રીતે બનાવતા હશે. એકલી નીકલ રૂપાને ઘણી સખત અને બરડ બનાવે છે, આવી મિશ્ર ધાતુ

વાસણ બનાવવા માટે અઘરૂં થાય છે, પણ થોડુંક ત્રાંબુ ઉમેરવાથી આ મિશ્રધતુના ઘાટ ઘડી શકાય છે અને જે વસ્તુઓ તેમાંથી બને છે. તે રૂપી અને ત્રાંબાના મિશ્રણ કરતાં વધારે સખત હોય છે. રૂપા ત્રાંબા અને નિકલ (કલાઇ), પ્રથમ સ્ટેન્ડર્ડ રૂપામાંથી બનાવેલી વસ્તુઓ બનાવવા ફ્રેન્ચના બનાતનારા વધારે વાપરે છે, આ બનાવટ રૂપાના જેવી ગણાય છે, અને તેના ગુણ રૂપુ ઉમેરવાથી જ સુધારી શકાય છે.

**હિંદુસ્તાનનું સાર્સાપરીલા**—અનન્તમુલ કેવી રીતે અપાય. હેમીડેસમાસરૂટ અથવા હિંદુસ્તાનની સાર્સાપરીલા, બંગાળામા અનન્તમુલથી ઓળખાય છે, એક ઔંસ વાટેલાં મુળીઆ. ½ પીન્ટ ઉકળતા પાણીમાં ઢાંકેલા વાસણમાં એક કલાક ઉકાળી સત્વ કાઢી ગાળીને બનાવેલા ઈન્ફ્યુજનના રૂપમાં તે સારી રીતે અપાય છે. આનો ડોઝ ૨ થી ૩ ઔંસ હંમેશ અપાય છે. જ્યારે ઇન્ફ્યુસન ઉનું હોય ત્યારે લેવાથી તેની અસર વધારે થાય છે ને તેમાં ખાંડ અને દૂધ ઉમેરવાથી સાધારણ ચાના જેવી થાય છે, જેથી છોકરાં એકદમ તે પી જાય છે,* તે સંધીવામાં, સીરીલીસમાં, અને ખાધુ ન પચે ત્યારે ઉપયોગી છે.

**બારબેલીમાંથી** રેઝોલ્ટ—જે રેઝોલ્ટથી ઓળખાય છે તે બારબરી લાકડાને છાલનો અશુદ્ધ સત્વ છે. તે ગાળેલા દારૂમાં તેને ઓગળવાથી તે શુદ્ધ થઇ શકે છે અને પછી ગોળની માફક તેમાંથી વરાળરૂપે પ્રવાહી પદાર્થ ઉડાડી દે છે. ઉકાળાના રૂપનાં બારબરીની છાલ આપવામાં આવે છે. કાપેલાં અથવા જાડો ભુકો કરેલાં મુળીઆં ૬ ઔંસ પાણી, ૨½ પીન્ટ ધીમે ધીમે તેને ઉકાળો અને ૧ પીન્ટ રાય ત્યાં સુધી ઉકાળો.

**તેલ** ધોવા વિષે—તેલને કેવી રીતે ધોતા હશે? ગુંદરવાળા પાણીમાં તેલને પ્રથમ હલાવે છે પછી આ બનાવટમાં જાડો ભુકો ( લાકડાના કોલસાનો ) નાંખવામાં આવે છે પછી બધું ૨૧૨ ડીગ્રી ફેરનહીટ પ્હોંચે નહિ ત્યાં સુધી ધીમે ધીમે ઉકાળો, જ્યારે ઠંડુ થાય ત્યારે તેલ એક જાતની હવાથી (ઇથર) અથવા પેટ્રોલીઅમ સ્પીરીટસથી જુદૂ પાડે છે અને આ છેલ્લી ડીસ્ટીલેશનથી મેળવવામાં આવે છે. તેનું પરિણામ સારૂં આવે છે.

ઇલેકટ્રીક **પોલીસ** પાવડર—ચાર પાઉન્ડ ઉંચી જાતનો

સફેદો અને અડધો પાઉન્ડ ક્રીમ ટાર્ટર તથા ત્રણુ ઔંસ ઉનો કરી ભુકો કરેલો મેગનેસીઆ, આ ત્રણુને ખુબ મિશ્રણુ કરી બે ઔંસની લાકડાની પેટીમાં ભરી ઉપર સુંદર કાગળ લગાવી, ઉપર વાપરવાની રીત લખવી. સોના રૂપાથી ચિતરેલાં વાસણો માટે, જરમન સીલ-વરનાં બનાવેલાં વાસણુ માટે તેમજ ત્રાંબા પિત્તળ તથા કલાઈને લો-ખંડ અથવા ગમે તે ધાતુનાં વાસણુ માટે કે જ્યાં ચકચકાટ જરૂરનો છે ત્યાં તે ઘણું ઉપયોગી છે.

## ઇલેકટ્રીક પાઉડર બનાવવાની રીત.

આ ઇલેકટ્રીક પાવડર બનાવવા માટે બે આના કરતાં પણુ ઓછા પૈસા હશે તો ચાલશે અને તેની એક ડબ્બીના સહેલાઇથી છ આના છુટક વેચવાથી મળી શકશે. જો ધ્યાન પૂર્વક બનાવવામાં આવે અને શુશોભિત કરી ગ્રાહકોને વેચવામાં આવે તો ગમે તેવો માણુસ સારા પૈસા પ્રાપ્ત કરી શકે છે.

વાપરવા માટે સૂચના—આ સુકો ઇલેટ્રીક પાઉડર, પાણી કે કેરોસીનથી પલાળી મૂલા એક સારી ફલલીના કકડાથી વાશણુ ઉપર ઘસવો.

## ટોઇલેટ પાઉડર

એક માણુસ સારો ટોયલેટ પાઉડર બનાવવાથી સારા પૈસા પેદા કરી શકે છે. તેના બનાવવાના મિશ્રણુની યાદી નીચે મુજબ.
૧ ઔંસ બોરીક એસીડ ૧ ઔંસ ૨ તળીએ બેઠેલો ચોક ૨ ઔંસ પાઉડર્ડ ( ભુકો કરેલો ) ટેલકમ ૭ ઔંસ.

ઉપર પ્રમાણે ત્રણે વસ્તુઓનું મિશ્રણુ કરવાથી સારો અને ઘણો સસ્તો ટોયલેટ પાઉડર બની શકે છે અને બનાવનાર સારા પૈસા પ્રાપ્ત કરી શકે છે.

## મેન્થોલ ટુથ પાઉડર.

આ પાઉડર બજારમાં ઘણોજ ખપશે, કારણુ કે દરેક માણુસને સુંદર અને મજબુત દાંત રાખવાની ઇચ્છા હોય છે. આ બનાવી વે-પાર કરવા માટે ફકત થોડાજ પૈસાની જરૂર છે. બનાવવાની રીતઃ

| | |
|---|---|
| મેન્થોલ ક્રીસ્ટલસ | ૧૨ ગ્રેઇન |
| તળીએ બેઠેલો (પ્રેસીપીટેડ) ચોક | ૨ પાઉન્ડ |
| કેઓલીન ( ભુકો કરેલું ) | એક પૌંડ |
| મર્દ ( ભુકો કરેલું હીરાબોળ) | ચાર ઔંસ |

લવીંગનો રસ ૪૦ ટીપાં.
લીંબુનો રસ ૨ ડ્રામ.

પ્રથમ બધાં તેલ સાથે મેન્થોલનું મિશ્રણ કરો પછી ધીમે ધીમે ચોક નાંખી મિશ્રણુ કરતા જાઓ અને પછીથી બીજી વસ્તુઓનું મિશ્રણુ કરો બધું બરાબર મિશ્રણુ કરી. એક સારી ચારણીથી ચાળી નાખો, કોઇ દિવસ નહિ બનાવેલો ટુથ પાઉડર તમે જોઇ શકશો, તે દાંતને સાફ કરે છે. દાંતના પોલાણુમાંથી લોહી વહેતું અટકાવે છે ( બંધ કરે છે ) અને શ્વાસને સુગંધીદાર બનાવે છે.

પતરાની નાની ડબીમાં ભરી તેના ઉપર સુંદર કાગળ ચોઢી બે આનાની એક લેખે વેચો.

આ વેપારમાં ફાવવા માટે કોઇ સારા ખુબ વંચાતા દૈનિક પેપરમાં આ મેન્થોલ ટુથ પાઉડરની મોટા અક્ષરથી જાહેર ખબર આપો અથવા આપવી જોઇએ.

## કોઇ પણુ લુંગડામાંથી પાણી ન નીતરે તેવું કરવા વિષે.

એક ઉત્સાહી નવજુવાન થોડી જ મુડીમા જો નીચે પ્રમાણેની યુક્તિ અમલમાં મૂકે તો સારી આવક મેળવી શકે છે.

તેણે એક ભભકાદાર દુકાન, શહેરના મધ્ય ભાગમાં, જે વસ્ત્રમાંથી પણુ ન જઇ શકે તેવાં વસ્ત્ર ૨૪ કલાકમાં તૈયાર કરી આપવા માટે ઉઘાડવી જોઇએ,

એક ગેલન અને બે કવાર્ટ કેરોસીનમાં ૮ પાઉન્ડ ઓલેઇક એસીડ ઓગાળો અને તેમાં ધીમે ધીમે ૨૦ પાઉન્ડ સલ્ફેઇટ ઓફ એલ્યુમીના નાંખો અને પછી તેને ચોવીસ કલાક રહેવા દો ત્યાર પછી તેને નીતારી નાંખો અને નીતરેલા પદાર્થને ફલાલીના કકડાથી ચાળી નાંખો અને તેને દાબીને પુરીનો આકાર કરો, અને પંદર ગેલન પાણીમાં ઓગાળો અને ભાર દઇ સારી પેઠે લુગડાને પલાળો પછી તેને પાણીમાંથી કાઢી લેઇ સુકાવા દો. ત્યાર પછી તેલુગડું કે વસ્ત્રમાંથી પાણી જશે નહિ, તેમજ તેનાં હવા આવજા કરવાના છિદ્રો પણુ બંધ થઇ જશે નહિ.

## સોઇંગ (સિવવાનું) મશીન ઓઇલ

આજકાલ સેંકડો સીવવાના સંચા દેશમાં વપરાય છે. તેથી સંચાને હંમેશને માટે બરાબર વપરાતી સ્થિતિમાં રાખવાને, ઘણું જ

ઉપયોગી સોઈંગ મશીન ઓઇલ, બનાવવાનો વિચાર અતિશય લાભકારક છે.

પ્રથમ જાતની બનાવટ:--

(૧) પેટ્રોલીઅમ ૩ ઔંસ પેઇલ નટ ઓઇલ ૯ આસ

ઓઇલ ઓફ આલ્મંડસ (બદામનું તેલ) ૪૦ ટીપાં, આનું મિશ્રણ કરો અને ગાળી નાંખો સફાઇથી વાપરો.

| | |
|---|---|
| (૨) પેઇલ ઓઇલ ઓફ આલમંડસ. | ૯ ઔંસ |
| રેકટીફાઇડ બેનઝોલાઇન. | ૧ ઔંસ |
| ઓઇલ ઓફ લેવેન્ડર | ૧ ઔંસ |

આ ત્રણેનું મિશ્રણ કરો અને સફાઇથી કામ કરવા ગાળી નાંખો ઉપરની બનાવટ નાની સીસીઓમાં ભરી બુચ મારી, શુશોભીત લેબલ લગાવો.

## પાચનક્રિયાનો પોષક ભુકાની બનાવટ.

| | |
|---|---|
| પેનક્રટીન | ત્રણ ભાગ, |
| સોડાયમ બાય કારબોનેઇટ | પંદર ભાગ. |
| મીલ્ક ઓફ સુગર | બે ભાગ. |

ઉપર પ્રમાણે ત્રણે વસ્તુનું બરાબર મિશ્રણ કરો. અને નાની સીસીઓમાં ભરી બુચ મારી સફાઇદાર લેબલ લગાવો.

**ફુલોને ફળદ્રુપ કરવાની વસ્તુઓ**—એમોનીઅમ નાઇટ્રેટ ૪૦ ભાગ, એમોનીઅમ ફોસ્ફેઇટ ૨૦ ભાગ, પોટેસીઅમ નાઇટ્રેટ ૨૫ ભાગ, એમોનીઅમ ક્લોરાઇડ ૫ ભાગ, કેલશીઅમ સલ્ફેઇટ ૬ ભાગ, ફેરસ સલ્ફેઇટ ૪ ભાગ સર્વ એકત્ર લઇને ૧ ભાગ અને પાણી સો ભાગ એકત્ર ઓગાળો અને તેનાથી અઠવાડીઆમાં બે કે ત્રણ વખત ફુલોને છાંટો એકહજાર ભાગમાં ચાર ભાગ ઓગાળો અને આનાથી દશ કે બાર વચલા આકારનાં વાસણોમાં છંટકાવ કરો.

**જંતુઓનો નાશ કરવા વિષે**—તબેલામાં પાટીઆ ઉપર ક્લોરાઇડ ઓફ લાઇમ પાથરવાથી કરડતી માંખો ઉડી જાય છે, આ મીઠાવાળા મિશ્રણથી શાકભાજીના કયારાઓ છાંટવાથી તે કયારા આખરે પતંગીઆં, ગોકળગાયથી રક્ષિત થાય છે. જો ઝાડ કે છોડવા ઉપર આનો છંટકાવ કરવામાં આવે તો પણ તેવીજ અસર થાય

છે, ખલમાં ચીકણા પદાર્થની સાથે એનું મિશ્રણ કરવાથી અને ઝાડની આસપાસ એક પાતળી દોરી ઉપર ચોપડી બાંધવાથી જીવ-જંતુઓ આવી શકતાં ન . છોડવાના શત્રુઓને મારી નાંખનાર અને ખાઇ જનાર માછીઓ અને ભમરા અને કરોળીઆ છે. ટામેટા અને પોટેટા છોડવા (બટાકાના) છોડવા ઉપર બતકો ફરી વળે છે અને મોટી કીડીઓને જોવાં જુવે છે તે ઝડપથી ખાઇ જાય છે, પડી ગએલાં બધાં ફલોને વીણી લેવાં, ઉછાળવાં અને પછી ઢોરને ખવડાવી દેશે, આ પ્રમાણે કરવાથી દશ ગણું ફળ થાય છે. અને પરિણામ એ આવે છે કે બીજેજ વર્ષે જંતુનું નામ નિશાન દેખાતું નથી એટલે તે. થતાં નથી.

**વહેર અને છોડીઆમાંથી ખાતર કાઢવા વિષે**—થોડા-વાએલા અને નનાં ઝાડવાં આ સુંદર વસ્તુઓથી સારાં ઉગે છે, તેઓનો ઢગલો કરવો અને પછી જાડા ખડજચડા ભાગને કાઢી નાંખી મુતર અને સાબુના પાણીના મિશ્રણથી બે કે ત્રણ વખત ભીંજવવું, આથી શરૂઆતમાં તે ઠરી જશે અને ઢગલાની બનાવટને એટલી બધી ઓગાળી નાંખશે કે જ્યારે જગ્યાએ કે પાક ઉપર તે જોરથી લગાડી શકાય.

**ઘરમાં ઉછેરી શકાય તેવા છોડવાઓના ખાતરનું મિશ્રણ** એમોનીઅમ સલ્ફેઇટ ૩૦ ભાગ. સોડીઅમ ક્લોરાઇટ ૩૦ ભાગ, પોટેશીઅમ નાઇટ્રેટ ૧૫ ભાગ મેગનેશીઅમ સલ્ફેઇટ ૧૫ ભાગ. મેગનેશીઅમ ફોસ્ફેઇટ ચાર ભાગ અને સોડીઅમ ફોસ્ફેઇટ ચાર ભાગ ૧૦૦ ભાગ પાણીમાં એક ભાગ ઓગાળવો અને ફુલો દિવસમાં ત્રણ વખત આથી છાંટવાં ૧૦૦૦ ભાગ પાણીમાં ચાર ભાગ ઓગાળી અને આ મિશ્રણથી છંટકાવ કરો.

**કાચ ઉપર કલાઇ કરવા વિષે**—નાઇટ્રેઇટ ઓફ સિલ્વર ૧૭૫ ગ્રેન. ગાળેલુ પાણી ૧૦ ઔંસ, ૨—નાઇટ્રેઇટ એમોનીઅમ ૨૬૨ ગ્રેન અને ગાળેલું પાણી ૧૦ ઔંસ, ૩-શુદ્ધ કોષ્ટીક પોટાશ ૨ ઔંસ, ગાળેલું પાણી ૧૦ ઔંસ, શુદ્ધ સાકર ૦॥ ઔંસ અને ગાળેલું પાણી ૫ ઔંસ ઓગાળી ૫૦ ગ્રેન ટારટેરીક એસીડ ઉમેરો એક શીશીમાં દશ મિનિટ અને જ્યારે ઠંડુ થાય ત્યારે ૧ ઔંસ મદ્ય ઉમેરો અને પુરતા જથામાં દશ ઔંસ કરવાને ગાળેલું પાણી ઉમેરો. વપરાશ

મ ટે અ અને બ ભાગના સરખા ભાગ લઇ ભેગાં કરો અને વળી અનેક સરખે ભાગે લઇ બીજી શીશીમાં ભેગુ કરો. પછી આ બન્ને મિશ્રણુ કલાઇવાળા વાસણુમાં ભેગાં કરો અને આ મિશ્રણુમાં તે કાચ ઉંધો લટકાવો.

કેમ્ફર આઇસ--નીચેની વસ્તુઓને પાણીમાં ઓગાળી તેને યોગ્ય આકાર, રૂપ આપવાથી કેમ્ફર આઇસ બને છે.

| | |
|---|---|
| બદામનું તેલ ૨ ભાગ | ધોળું મીણ ૨ ભાગ |
| ચરબી મીણુ બનાવાની ૪ ભાગ, | કપુર ૦ાા ભાગ |

**ફરનીચર પોલીસ—**

અળસીનું તેલ ૩૦ ઔંસ. એન્ટીમની કલોરાઇડ લીકવીડ પ્રવાહી ૨ ઔંસ
ઓલકોહોલ ૪ ઔંસ   એમોનીયમ કલોરાઇડ ૧ ઔંસ
શીનેગર ૧૬ ઔંસ   સ્પીરીટ કેંફર (કપુરનો) ૧ ઔંસ

એક મોટી શીશીમાં અળસીના તેલને પહેલું નાંખવું અને પછી વારાફરતી નીચે પ્રમાણે દવાઓ નાંખવી. બીજે નંબરે તે પ્રવાહી એન્ટીમની કલોરાઇડ; ત્રીજું કપુરનો સ્પીરીટ, ચોથું વીનેગર અને ઓલકોહોલ. આ એક એક દવા નાંખ્યા પછી બરાબર હલાવવું જોઇએ અને હલાવીને પછી બીજી દવા ઉમેરવી. જ્યારે ઉપર બતાવ્યા પ્રમાણે મીશ્રણુ બરાબર થાય ત્યારે એમોનીયમ કલોરાઇડ નાંખવું. એન્ટીમની કલોરાઇટ નાંખવાનુ ખાસ પ્રયોજન તેને તાંબાની સપાટીનું છે. આથી ફરનીચર સારી રીતે પોલીસ થઇ શકે છે.

સ્પીરીટ કેમ્ફર તયાર કરવું--કપુર ૩ ઔંસ; ઓલકોહોલ ૬૩/૪ ઔંસ, કપુરને ૨૭ ઔંસ ઓલકોહોલમાં ઓગાળો પછી તેને કાગળના ફીલ્ટરથી કે ઝીણા લુગડાથી ગાળો અને તેમાં ૩૩ ઔંસ જેટલું બધું થાય તેમ ઓલકોહોલ તે ફીલ્ટરદ્વારા પસાર કરો અને તેથી સ્પીરીટ કેમ્ફર થાય છે.

**ઓફીસના ઉપયોગ માટે ગુંદર**--એક શેર ગુંદર એક કવાટર પાણીમાં ઓગાળો અને તેમાં ઓસ ગ્લીસરાઇ ઉમેરો. આથી ઓફીસના કામ મ ટે સારો ઉપયોગમાં આવે તેવો ગુંદર થશે. સદા ગુંદરમાં સીધી સપાટી આવતી નથી અને અંદર કાંકરા વગેરે રહી જવા સંભવ છે માટે તે બરાબર કરી, આ ચાર ઓંસ ગ્લીસેરાઇન ઉમેરવાથી ઉત્તમ બને છે.

**સ્ટાઇલોગ્રાફી પેન માટે સોહી**--પેનમાં ઉપયોગ લેવા માટે નીચે બતાવ્યા પ્રમાણે સાહી કરવી.

૩૦૦ થી ૪૦૦ ગ્રેન પાણીમાં ૩૦ ગ્રેન ટંકણખાર અથવા ખડીયોખાર નાંખી તેને ગરમ કરી ૨૦ ગ્રેન લાખનાં પતરાં (ચાપડા-લાખ) લઇ તેને તેમાં નાંખી ઓગાળી નાંખવું અને તે ગરમ ને ગરમ ગાળી નાંખવું પછી તે ગાળેલા મીશ્રણમાં ૭-૫ થી ૧૦ ગ્રેન નીગ્રોસીન પાણીમાં ઓગાળી શકાય તેવું ૦-૩ ગ્રેન ટેનીક; ૦—૧ ગ્રેન પીકરીક, ૧૫ ગ્રેન એમોનીય વોટર અને ૭ ગ્રેન પાણી ઉમેરવું જેથી સ્ટાઇલોગ્રાફી પેન માટે સાહી તૈયાર થશે.

**શીલાછાપથી છાપવામાં ઉપયોગી શાહી**--મેસ્ટીક ડ્રાઇન ટીઅર્સ ૮ ઔંસ, લાખ ૧૨ ઔંસ, વેનીસ ટરપેન્ટાઇન ૧ ઔંસ. આ બધાંને સાવ ઓગાળી નાંખવા, પછી તેમાં મીણ ૧ શેર, ચરબી ૬ ઔંસ, મેળવી જ્યારે આ બધું ઓગળી જાય પછી તે ચરબીનો બનાવેલો સાબુ તે ૬ ઔંસ ઉમેરો. જ્યારે આ બધું મળી રહે પછી ૪ ઔંસ કાજળ અથવા મેંસ ઉમેરો પછી તેને જરા થંડુ પડવા દઇ ચોરસભાગ પાડી નાંખો, એટલે શીલાછાપની શાહી તૈયાર થશે.

**બનાવટી સોનું**—એક જાપનીસ પ્રોફેસર ઘણુંજ થોડું બનાવટી સોનું બનાવવામાં ફતેહમંદ થયો છે. કૃત્રિમ રીતે તેમનો રેડીઓકશન ભાગોને છુટા પાડી સોનું બનાવે છે તે તે ભાગોના સત્વને અસર કરવાને ઘણા મોટા ઇલેકટ્રીક ફીલ્ડનો ઉપયોગ કરે છે. ઓક્ષીજન સિવાય ખનીજ તેલોમાં પારો અને ટંગસ્ટન વાયર નાંખે છે અને તેમાં ૨૫ મીટરનો બુશ મારેથી પ્રથમ પારાના નાનાં ટીપાં બાઝે છે પછી તેનો એક કાળો જથ્થો થાય છે. તેલ ગેસના રૂપમાં ફેરવાય છે કોલસો બળી રહ્યા પછી તેલ અને પારાના સોનાના તથા રૂપાના જેવા નાના અંશ પડી જાય છે. વૈજ્ઞાનીક શોધન માટે આ પ્રયોગ કરવામાં આવ્યો હતો. પણ આ પ્રયોગ ભવિષ્યમાં હુન્નર તરીકે પણ થઇ શકે અને વધુ સોનું બની શકે.

**સાઇટ્રીક એસીડ બનાવવો**—લેમન જ્યુસમાંથી સાઇટ્રીક એસીડ બનાવવાની રીત ઘણી સહેલી છે, પાણીમાં અમુક ચોકની ભુકી નાંખી ગરમ કરવું, અને તેને વખતે વખત હલાવવું. જ્યારે પાણી રહે ત્યારે બાદમ જ્યુસ અંદર નાંખવો.

**કેલ્સીયમ સાઇટ્રેટને**—પ્રથમ ગરમ પાણીથી ધોઇ નાંખવામાં આવે છે અને આમાં થોડું પાણી ઉમેરાય છે, અને તેને બરાબર હલાવાય છે. અને તેમાં થોડો સલ્ફરીક એસીડ નાંખવામાં આવે છે. પછી તેને ગરમ કરવાથી જીપસમ નીકળી જાય છે અને તેને બરાબર હલાવી સાઇટ્રીક એસીડ બનાવાય છે. પ્રથમ તેનું રૂપ નરમ ભુકીમાં થાય છે. અને પછી તેના નાના ચોરસ ભાગ પાડવામાં આવે છે આને સાઇટ્રીક એસીડ કહેવાય છે.

**તેલને સ્વચ્છ કરવાની રીતઃ**—ઘણી રીતથી તેલ સ્વચ્છ કરાય છે, (૧) આ રીતમાં તેલ સાફ કરવા માટે સલ્ફરીક એસીડ વાપરવામાં આવે છે. ધ્યાન રાખવું કે તે ઘણું ઓછું વાપરાવું જોઇએ કારણ કે વધુ વપરાવાથી તેલ કાળું પડી જાય છે અને તે ઉપરાંત તેની કીંમત ઘટી જાય છે ૪૦ ગ્રીડી સેન્ટી ગ્રેડ ગરમી વાળા તેલમાં ૧ ટકો અથવા ૨ ટકા એસીડ નાંખવો અને ૬૦ ડીગ્રી સેન્ટી ગ્રેઇડ ગરમ થાય. એટલા તાપે તેને ૨૪ કલાક રાખવું, અને પછી આ તેલને ઉતાર થોડા દિવસ સુધી રાખી મુકવું પછી તેમાંનો કચરો નીચે બાઝી જશે તેને ધીમેથી કાઢી નાંખવો પછી ફરથી તેને ઉનું કરવું આમ કરવાથી તેમાં રહેલો બધો કચરો નાશ પામશે અને તેલ સ્વચ્છ થઇ જશે અળસીનું તેલ અને કેટલીક માંછલીઓનું તેલ આ પ્રમાણે સાફ કરાય છે.

**લહેજતગર તમાકુ**—તરતનો ભુકો અથવા ગમે તેવી તમાકુને થોડો કાસકારીલા મીશ્ર કરવાથી આબેહુબ સુગંધીદાર બની શકે છે અથવા બેન્ઝોઇન ટીકચર લગાડો, સ્ટીરેકસ અથવા એ બધાનું મિશ્રણ કરી તેને લગાડવાથી સુગંધીદાર બને છે.

**ચરબીવાળા ડાઘા કાઢવા હોય તો**—ડાઘાવાળા ભાગો બેન્ઝાઇન અથવા પેટ્રોલિયમ સ્પીરીટથી પલાળો, એના ઉપર એક ચોકખો બ્લોટીંગ પેપર રાખી તેના ઉપર ગરમ લોઢું ફેરવો, જરૂર હોય તો ફરીથી આ પ્રમાણે કરવો.



# શ્રી ચમત્કૃતિ જ્ઞાનદર્શક વિદ્યા

## ભાગ ૨૪ મો

## રસાયન વિદ્યા

### પ્રકરણ ૧૧૩ મું

### સોનું બનાવવું

હવે રસાયનની વિધી બતાવી છે જેના સાધનથી મનુષ્ય કુબેર સમાન થાય છે.

(૧) **સોનું** બનાવવું—ગોમૂત્ર, હરતાલ. ગંધક, મનસિલ એ પદાર્થો સરખે ભાગે લાવી ઘુંટવા. તેમાં લાલ રંગની ગાયનું મૂત્ર અને લાલ હરતાલ વાંપરવી. બાર દિવસ સુધો સુકાય ત્યાં સુધી ઘુંટવું, બારમે દિવસે ગોળા બનાવી લાલ લુઘડે લપેટી તેના ઉપર ચાર આંગળ જાડો માટીનો લેપ કરી સુકવવું. પછી પાંચ હાથ ઉંડો જમીનમાં એક ઉંડો ખાડો કરી તેમાં ખાખરાનાં લાકડાં અડધો અડધ પુરી વચ્ચે ગોળો મૂકી ફરી બાકીનાં લાકડાં ઉપર મૂકી અગ્નિ સળગાવવો. જ્યારે દેવતા શાંત થાય ત્યારે તાંબાના પાત્રમાં પેલો ગોળો કાઢી લઇ મૂકવો. તે ભસ્મને ઘુંટી તૈયાર કરવી. પછી તાંબુ ગાળી તેમાં આ ભસ્મ નાંખવાથી સોનું થાય. તેને લઈ નિર્જન સ્થાનમાં કે શિવાલય સમીપ જઈ આ ક્રિયા કરવાથી લાલ ચણોખડી તામ્રપત્ર એ વખતે સુવર્ણ થઇ જાય છે.

શુકલ પક્ષમાં જે દિવસે ચંદ્ર બળવાન હોય એ દિવસે બુદ્ધિમાન પુરુષે " ॐ त्र्यंबकंम्र यजामहे.....' એ મંત્રનાં દસ

હજાર વાર જપ કરાવી પછી પ્રયોગનો આરંભ કરવો જ્યાં સુધી સિદ્ધિ ન મળે ત્યાં સુધી રોજ ૧૧ બ્રાહ્મણોને જમાડવા.

**મંત્ર—ૐ नमो भगवते रुद्राय स्वर्न्त दीना मीशाय रसायनस्य सिद्धिं करु कुरु फट स्वाहा.** એ મંત્ર ઉપરથી દવાઓ ઘુંટતી વખતે જપવો દસ હજાર મંત્રો જપવાથી મંત્ર સિદ્ધ થાય છે.

(૨) સોનું બનાવવું. ગંધકથી મારેલું તાંબું. એ તાંબાની બરાબર હિંગળો મેળવી બિજોરાના રસમાં ખરલ કરી પછી સીસાના પત્રા પર લેપ કરીને પુટ આપવો. આ રીતે ત્રણ પુટ આપવાથી સીંદુરની માફક ભસ્મ થશે. અને તાંબામાં નાખવાથી સુવર્ણ થાય છે.

(૩) ઉત્તમ સોનું બનાવવું. હીંગળો કે, ગંધક, મનશીલ સોનાનું ચુર્ણ એ સર્વ સરખે વજને લઇ લીંબુના રસમાં ત્રણ દિવસ ઘુંટી કડાઇમાં નાખી તળે દેવતાથી હસેકાં કરવાં. પછી વાલુકા યંત્રમાં ચાંદી ગળીને તેમાં તેટલાજ વજને તેને થોડું થોડું નાંખવાથી સોનું થાય છે. તેમાં તે ૧ લુજ બીજું સોનું નાંખવાથી ઉત્તમ સોનું બને છે.

(૪) ૪ તોલા શુદ્ધ શિશ ને અગ્નિ ઉપર ગાળી ખાખાના લીલા લાકડા વતી ભસ્મ થતા સુધી ઘુંટતા જવું ભસ્મ થયે નીચે ઉતારી ચાર તોલા શુદ્ધ ખાપરીયુ ઉમેરી ઘુંટવું ને એકત્ર થયે તેમાં વડનું દુધ મેળવી તેની મુસ બનાવવી તેમાં ચાર તોલા પારો મુકી વાલુયુકા યંત્રથી તળેથી અગ્નિ આપવો પછી તે ઉપર અગીઆર ઘણુા શુદ્ધ ગંધકનું ચુર્ણ થોડે થોડે નાંખતા જવું અને હલાવતા જવું. જ્યારે ગંધક જારણુ થઇ રહે એટલે વાલુકામાં મુસને બહાર કઢી ઠંડી પાડવી. પછી તેને ખલમાં ઘુંટી ચુર્ણ કરવું. ૭૨ તોલા ચાંદી ગાળી તેમાં ૧ તોલો ચુર્ણ નાંખવાથી ચોખુ સોનું થાય છે.

## ચાંદી બનાવવાના પ્રયોગો

કલાઇના પત્રાંની હરતાલથી ભસ્મ કરી તે ભસ્મનો તે ભસ્મનો ચાંદીના પતરા પર લેપ કરી ગજપુટ દેવાથી ચાંદીની ભસ્મ થાય છે. પછી તેમાંથી એક ટાંક ભસ્મ હરતાલ સત્વ ૧ ટાંક અને બે ટાંક પારો મેળવી ખલમાં ઘુંટી લંબગોળ બનાવી અળસીના તેલમાં તળી પકાવી લેવું. તે પકવતાં કાળી ભસ્મ બને છે. સિન્ધાલુણને આકડાના દુધમાં ઘુટી તાંબાનાં પતરાં પર ચોપડી પછી અગ્નિ પર તપાવીને

નગોડના રસમાં તે પતરાં ધોળા થાય ત્યાં સુધી બુઝાવવાં. પછી દશ ટાંક ચાંદી અને તેટલાજ વજને ઉપરના તાંબાના પતરાં લઇ બંનેને મુસમાં ગાળી તે વખતે ઉપરની કાળી ભસ્મ થોડે થોડે મેળવવી જેથી ચાંદી થાય છે.

(૨) ૩ ભાગ સીસું, ૧૨ ભાગ પોલાદનું ચુર્ણ, ૩ ભાગ કલાઇ, ૩ ભાગ હરતાલ રા ને તાંદળજાના રસમાં ઘુંટી એકરસ કરી તેને બંધ મુસામાં મુકી ટકણ નાંખી અગ્નિ આપવો એટલે તેમા ચાંદીનું સફેદ પતરૂં થશે તે લઇ તેટલાજ વજને ચાંદી મેળવવાથી અસલ ચાંદી બને છે.

(૩) રૂપું બનાવવું પારો, સોમલ હરતાલ, અને કલાઇ ભસ્મ સરખે ભાગે લઇને પરડા શીંગના રસમાં ત્રણ દિવસ ઘુંટવું પછી પછી તેમાં રૂપાના વરખ ૨ ભાગ ૧ ભાગ કુકડાનું ઇંડુ ઉમેરી ઘુંટવું, પછી ગોળો વાળી વજ્ર મુષમાં ઘાલી બંધ કરી માટીના હાંલ્લામાં અડધી રેતી ભરી પછી તે વજ્ર મુષ મુકી બાકીથી મુખ સુધી રેતી ભરી ઢાંકણું ઢાંકી, મુખ બંધ કરી મંદ, મધ્ય અને તિવ્ર એમ ચાર ચાર પહોર અગ્નિ આપી પકવવું પછી ઉતારી ત્રણ ચાર દિવસે થંડું થયે મુષમાંથી બહાર કાઢી તેમાં ૧ ભાગ ભસ્મ અને ૧૬ ભાગ તાંબુ મેળવી વજ્ર મુષમાં મુકી ગાળી લેવાથી રૂપું બને છે.

(૪) પારો, હરતાલે, કલાઇની ભસ્મ, ધોળો ધાન્યાભ્રક ટંક ... સર્વ બબે ટાંક લઇ આકડાના તથા થોરના દુધમાં ત્રણ દિવસ ઘુંટી ગોળીઓ બનાવવી ને સુકવવી. પછી સાજીખાર બે ટાંક મનશીલને ધંતુરાના રસમાં ત્રણ દિવસ ઘુંટી સુકવવા દઇ ૧૦ ટાંક તાંબાના પતરાને મુશમાં રાખી તેમાં મનશીલ તથા સાજીનું ચુર્ણ એક ટાંક નાંખી અગ્નિ આપવો. ઓગાળી ઢાળકી પાડવી તેથી રૂપું બને છે.

(૫) ૨૪ રૂપીઆભાર લોઢાની ભૂકીને સાત દિવસ સુધી લુંણીના રસમાં ઘુંટી તેમાં સાત ટાંક હરતાલનું સત્વ નાંખી માટીની મુષમાં રાખી કપટ મટી કરી તેને કોયલામાં મુકી ધમણથી ગરમ કરવું. એમ ત્રણ વખત કરી તેને કલાઇના સાત ટાંક પતરાં ઉપર પાથરી એક વાસણમાં મુકી તળે અગ્નિ કરી કલાઇ અને ચુર્ણને એકત્ર ગાળવુ. પછી તેમાં ઉપર લોહ અને સાત ટંક ઉપરનું લોહ તથા હરતાલનું ચુર્ણ ઉમેરી પછી તેમાં ચાંદી ઉમેરી મુશમાં ગાળી કાઢી લેવું, પછી

સાજીખાર ચોપડી તપાસી શુદ્ધ કરેલા પિતળના પતરામાં છઠ્ઠા ભાગનું ચુર્ણ મેળવી ગાળવાથી રૂપુ થાય છે.

## સોનાની ભસ્મ કરવી

સોનાનું શોધન—પ્રથમ સોનાના પતરાં કરી અગ્નિમાં તપાવી તેલમાં ત્રણ વાર બોળવાં અને કાઢવાં, એવી રીતે ત્રણ વાર છાશમાં ત્રણ વાર કાંજીમાં, ગોમુત્રમાં અને કળથીના ક્વાથમાં ત્રણ વાર ગરમ કરવું ને ત્રણ વાર દરેકમાં વારંવાર તપાવીને બોળવાથી સોનાનું શોધન થાય છે.

(૨) ઉત્તમ સોનાનાં પતરાં કરી કાંજીમાં લીંબુના રસમાં છાશમાં અને ગોમુત્રમાં તપાવીને દરેકમાં ગરમ કરી ને બોળવાં આવી રીતે દરેકના રસમાં જુદી જુદી વાર કરવું. આથી સોનું શુદ્ધ થાય છે.

## સોનાની ભસ્મ કરવી

શુદ્ધ પારો ૧ ટાંક શુદ્ધ ગંધક ૧ ટાંક આ બંન્નેની કજ્જલી કરી ને કાગદી લીંબુના રસમાં ઘુંટવું, પછી એમાં ૩ ટાંક શુદ્ધ કરેલા સોનાના વરખ ઘુંટવા. જ્યારે સોનાના વરખ દેખાતા બંધ થાય ત્યારે તેની નાની નાની રૂપીઆ જેવડી ટીકડીઓ બનાવી પછી તેને તડકે સુકવી જ્યારે તે ટીકડીઓ સુકાય એટલે તેને એક કોડીઆમાં મીઠું ભરીને તેના ઉપર ટીકડી મુકવી પછી ઉપર મીઠું ભરવું અને તે કોડીઆના માપનું બીજું કોડીયું તેના ઉપર ઉંધુ પાડવું ને તેને કપડ મટી લેપી લેવું. જરાપણ ઉઘાડુ ન રહે, પછી કોડીઆને ગજપુટ આપવો. તેથી આઠ પ્રહરમાં સોનાની ભસ્મ થશે.

[૨] શુદ્ધ કરેલાં સોનાના પત્રાં પર કબુતરની હગાર અથવા કુકડાના હગારનાં ઉપરા ઉપર લેપ દેવા. પછી સોનાનાં પત્રાની બરાબર ગંધક લઇ વાટીને અરધો ભૂકો એક કોડીયામાં પાથરી તેના પર સોનાનાં પત્રાનો ગોળો કરી મુકવો અને ઉપર બાકીનો અરધો ગંધક પારવો અને બીજું કોડીયું મુકી સંપુટ ઉપર કપડ માટી કરી ચોરસ ચોરસ એક વેંત ખાડામા ગાયના છાણના કટકા ગોઠવીને અંદર સંપુટ મુકીને સળગાવો દેવાં અના નવ પુટ આપવા, આ પુટને કપુટ પુટ કહે છે. પછી દસમી વાર એજ પ્રમાણે મહા પુટ આપવો એટલે ગજપુટ કરતાં બે હાથ મોટો અને બે હાથ ઉંડો ખાડો કરીને ભઠ્ઠી આપવી આથી સોનાની ભસ્મ થાય છે.

સોનાની અશુદ્ધ ભસ્મનાં અવગુણ સોનાની અશુદ્ધ ભસ્મ ખાવાથી બળ અને વીર્યનો નાશ કરે છે તથા શરીરમાં રોગોને પ્રકટ કરે છે.

## ચાંદીની ભસ્મ

ગંધક પારો અને બંગ એની કજ્જલી કરી દ્રાક્ષના રસમાં ઘુંટીને પાછી તેને ચાંદીના પતરાં પર લેપ કરવો ને તે સુકાયેથી કોડીયમાં મુકી કપડ મટી કરીને ગજ પુટમાં આપવો, જ્યારે ઠંડુ થાય ત્યારે બહાર કાઢીને ખલમાં વાટીને પછી તેને પંચા મૃત (સુંઠ, મુસળી, ગળો, સતાવરી, ગોળરૂ ]નો પુટ આપી પછી કપડે ચાળી લેવું. આ ચાંદીની ભસ્મ ઉત્પન્ન થાય છે.

[૨] શુદ્ધ ચાંદીનો ભૂકો પારા સાથે મેળવવાં અને તેમાં ચાંદીના વજન જેટલિ હરતાલ તથા ગંધક મેળવીને લીંબુના રસમાં ખરલ રલને સરાવ સંપુટથી ગજપુટ દેવો આવા ત્રણ પુટ આપવાથી ભસ્મ થાય છે.

ચાંદીની અપકવ ભસ્મના અવગુણ—અશુદ્ધ રૂપાની ભસ્મ, પાંડુરોગ, ખુજલી, ગલ ગ્રહ, મળબંધ, વિષ અને બળને હાની કરનાર અને માથાની પીડા કરે છે.

## રૂપાના વરખ બનાવવા

રૂપાના પાતળામાં પાતળા તાર જતરડામાંથી ખેંચીને બનાવી જેટલા વજનના વર્ક બનાવવા હોય તેટલા વજને કકડા કરવા પછી હથોડાથી છેટલો પહોળો થાય તેટલો ચોખંડો તે તારને ટીપીને પતરૂં બનાવવું પછી હરણના ચામડામાં. ૧ પતરૂં મુકી બીજું ચામડું તે પર એમ પતરા ઉપર ચામડું ગોઠવવું પછી ચારે બાજુ બંધ કરી ઉથ્થરની શીલા પર મુકીને પહોળા મ્હોંના હથોડાવતી ટીપવું, જેથી રુપાના વરખ બની જશે.

## ઉત્તમ રસોની બનાવટ

અગ્નિ મુખ રસ.—શુદ્ધ પારો શુદ્ધ ગંધક અને વછનાગ સરખે વજને લઇને આદુના રસની ભાવના આપી પછી પીપળ અને અંઘેડાનો અને આંમલીનો ક્ષાર, જવખાર, સાજીખાર, ટંકણ, જાયફળ. લવીંગ હરડે, બહેડાં, આંમળાં, સુંઠ, મરી, પીપર દરેક એકએક ભાગ લેવાં. શંખ ભસ્મ, પંચલ પણ, હિંગ અને જીરૂ દરેક પારાથી ડબલ લેવું ને તેને લીંબુના રસમાં ઘુંટી રતી રતીની ગોળીઓ બનાવ-

વી. આ ગોળી પાચન, દિપન છે. અજીર્ણ, શુળ, વિષુચીકા, હિચકી, ગુલ્મ રોગને નષ્ટ કરે છે. આ રસને રસેન્દ્ર સંહિતામાં અગ્નિ મુખ રસ કહેલો છે.

ઉન્મત્ત ભૈરવ રસ—શુદ્ધ પારો, હિંગળો અને ગંન્ધક સરખે ભાગે લઇને કજ્જલી કરવી. તેમાં ગજપીપર, વછનાગ, સુંઠ, ધંતુરાનાં બી, જાયફળ, જાવંત્રી, લવીંગ, મરી અને અકલગરો એ ઓષધો સમભાગે લઇને આદાના રસમાં ત્રણ દિવસ મર્દન કરી ત્રણ ત્રણ રતીની ગોળીઓ બનાવવી. આ ઉન્મત્તપર રસ, પીપળ, અને મદની સાથે ખાવાથી ક્ષય અને શ્વાસને દૂર કરે છે, અને તમામ કફના રોગોને નાશ કરે છે. જુદા જુદા અનુપાન સાથે ખાવાથી ધાતુ પુષ્ટિ કરે છે.

કફ કુંજર રસ—શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક એક એક તોલો થોર અને આકડાનું દુધ ચાર તોલા, પંચલવણ (ભેગાં) ૪ તોલા એ સર્વને ઘુંટીને સુકાવવા દેવું. પછી આકડાના દૂધની સાથે શંખમાં ભરવું. પછી પીપળ, ગજપીપર, સુગંધી વાળો એનું ચુર્ણ કરીને આકડાના દૂધમાં મેળવીને શંખપર લેપ કરી પછી તેના ઉપર એટલે કપડમટી કરીને સુકાવવા દેવું. સુકાયા પછી એક પ્રહરની આંચ દેની. સ્વાંગ શીતળ થયા પછી વાટીને બારીક ચુર્ણ કરવું ને તેમા ૧ રતી કપુર મેળવીને નાગરવેલના પાનમાં જેની ચાર ગુંજા આપવાથી શ્વાસ, કાસ, હૃદરોગ, હિચકી એ પાંચ પ્રકારના કફ રોગનો નાશ કરે છે.

ગોરક્ષ વટી—પારદ ભસ્મ, તામ્ર ભસ્મ અને લોહ ભસ્મ સરખે ભાગે લઇને એકઠું કરીને ભોંયરીંગણીના ફુલના રસમાં એકવીસ દિવસ ઘુંટી તેની મગની બરાબર ગોળીઓ બનાવી મ્હોમાં રાખવાથી મુખરોગ અને ખાસ કરીને સ્વરભેદના રોગ પર કૃપા કરીને ગોરક્ષનાથે આ ગુટીકા બતાવી છે.



# હિંદુસ્તાનની તીર્થયાત્રા. [સચિત્ર.]

## અને મુસાફરીનો ભોમીઓ.

આ પુસ્તક હમણાંજ બહાર પડયું છે, તેની અંદર હિંદુસ્થાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન જૈનો, વિગેરેના યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે તે, ત્યાં દર્શન કરવાનાં મંદિરો વિગેરે, તેનું શાસ્ત્ર પ્રમાણેનું મહાત્મ્ય; ઇતિહાસીક માહિતી, બીજાં જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઇ કઇ વસ્તુઓ દેશાવર જાય છે. વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે. જેની અંદર આબુરોડ, અંબાજી, અજમેર, પુષ્કરતીર્થ, હીંગળાજ માતા, ઉદેપુર, જોધપુર, બિકાનેર, જેસલમીર શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉજ્જન, ઓંકારેશ્વર, ઇંદોર, મથુરાં, આગ્રા, દિલ્લી હરદ્વાર, લાહોર, અમૃતસર, પંજાબ, બદ્રિકેદારનાથ, શ્રીનગર–કાશ્મીર, લખનૌ, અયોધ્યા, કાશી, ગયા શ્રીસમેતશિખર, વૈજનાથ મહાદેવ, કલકત્તા, જગન્નાથપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શિવકાંચી, વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન, કુંભકોણ, નાસક, ત્ર્યંબક, પુના; મુંબાઇ, ચાણોદ, શુક્લતીર્થ, ડાકોર, દ્વારકાં, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા વિ. યાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યાં શું શું યાત્રા કરવાનું ધામ છે, શું જોવાલાયક જગ્યાઓ છે વપારના કઇ કઇ ચીજ છે. ત્યાં ઉતરવાની શી વ્યવસ્થા છે, ગાડી ક્યાં બદલાય છે વિગેરે ઉપયોગી સંપુર્ણ માહિતીનો આ પુસ્તકમાં સમાવેશ છે.

જેમાં–કાશી, જગન્નાથપુરી, બદ્રીનાથ કેદારેશ્વર, શ્રી સેતબંધુરામેશ્વર અને દ્વારકાં એ ચારે ધામની યાત્રા; કાશી, કાંચી, (શિવકાંચી અને વિષ્ણુ કાંચી) અવંતિકા, [ઉજ્જન] અયોધ્યા, મથુરાં, માયા, (હરદ્વાર) અને દ્વારકાં એ સાતપુરી. ત્ર્યંબકેશ્વર, ઘુષ્મેશ્વર, ઓંકારેશ્વર, મહાકાળેશ્વર, સોમનાથ, કેદારેશ્વર, વિશ્વેશ્વર, વૈજનાથ, નાગેશ મલ્લિકાર્જુન રામેશ્વર અને ભીમાશંકર એ બાર જ્યોતિર્લિંગો શંકરાચાર્યોના ચાર મઠો, શ્રીવૈષ્ણવોનાં યાત્રાનાં સ્થળો; કેશરીયાજી, પાલીતાણા: સમેતશિખર, શેતરુંજય, ગીરનાર, પાલીતાણા વિગેરે જૈનોનાં યાત્રાનાં સ્થળો તેમજ અજમેર વિગેરે સ્થળના મુસલમાનોનાં યાત્રાનાં સ્થળોનું અને પારસીઓનાં ઉદવાડા વિગેરે સ્થળોનું વર્ણન આપવામાં આવ્યું છે.

દરેક માણસે આ ઉપયોગી પુસ્તકને પાસે રાખવાની જરૂર છે. જેની અંદરથી યાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યાં જોવાલાયક સ્થળો, જવા આવવાની સગવડ ઉતરવાની સગવડ વિગેરે શું છે, વપારની કઇ કઇ વસ્તુઓ બને છે તેની હકીકત આપવામાં આવી છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત હિંદુસ્તાનનાં બીજાં ઘણાં મુંબાઇ, મદ્રાસ, કલકત્તા વિગેરે જોવા લાયક સ્થળો વગેરે શેહેરોના પણ હકીકત આપેલી છે. તેથી આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડશે, યાત્રા કરવા જનારને તો આ પુસ્તક ખાસ પાસે રાખવા લાયક છે. તેની અંદર કાશી, રામેશ્વર, શ્રીનાથજી વિગેરે તિર્થોનાં ચિત્રો, રેલ્વેનો નકશો વિગેરે આપેલાં છે. જાડા ગ્લેઝ કાગળ, પાકું પુઠું પૃષ્ઠ ૬૫૦ કીં. રૂ. ૭

---

# ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર.

### બીજી આવૃત્તિ.

આ પુસ્તક હમણાંજ બહાર પડ્યું છે. જેની અંદર પ્રા—૧—પ્રવેશ, પ્રા—૨ માં **મેસ્મેરીઝમ અને હીપ્નોટીઝમ** વિદ્યા. માર્જન કરી હીપ્નોટીઝમનો પ્રયોગ શી રીતે કરવો, ત્રીકાળજ્ઞાન શી રીતે મેળવવું, અન્યને શી રીતે વશ કરવું, પ્રકરણ ૩ માં યોગવિદ્યા, જેમાં રાજયોગ, હઠયોગ ઇશ્વરભક્તિ યમ. નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ પ્રાપ્ત કરવી, અષ્ટસિદ્ધિ મેળવવાની કળા. મુદ્રાઓ વિગેરેનું વર્ણન, અને તેની સિદ્ધિ. પ્રા—૪ માં **ત્રિકાળદર્શક દર્પણ** અને ત્રીકાળદર્શી આયના બનાવવાની વિદ્યા—દર્પણ બનાવવાની દવા અને તે જોવાની રીત, ત્રણુકાળની વાત શી રીતે જાણવી. પ્રા—૫ **ત્રિકાળદર્શી વીંટી** બનાવવી, હાજરત ભરવાની વિદ્યા પ્રા—૬ પ્રેતાવાહનવિદ્યા—પ્રેતોને આવાહન કરી તેની સાથે વાતચીત કરવાની વિદ્યા પ્રા—૭ પ્લૅન્ચૅટ બનાવવું અને ચલાવવું અને તે દ્વારા પુછેલા પ્રશ્નના જવાબ મેળવવા. પ્રા—૮ વશીકરણ વિદ્યા. પ્રા—૯ **કોકશાસ્ત્ર અને રતીશાસ્ત્ર**—બ્રહ્મચર્ય, વીર્યપતન, શરીરરક્ષણ સ્ત્રીપુરુષના ભેદ. સ્ત્રીઓની પદ્મિની, ચિત્રણી હસ્તીની, શંખીની એ જાત અને તેનાં લક્ષણો—કુમારી સ્ત્રીઓના બીજા ભેદ, જુદા જુદા દેશની સ્ત્રીઓ, સ્ત્રીઓની પરીક્ષા. પતિવ્રતા અને દુરાચારણી સ્ત્રીઓનાં લક્ષણો, પુરુષોના—શશક, મૃગ વૃષ અને અશ્વ એ વર્ગો અને તેનાં લક્ષણો, ગૃહસ્થાશ્રમનો આનંદ: પ્રજોત્પત્તિ; પ્રજા કેવી થાય; ગર્ભાધાન: આસન, મનમાં ઇચ્છા થાય તેવાં બાળકો જન્મે: ગર્ભની પરીક્ષા—પુત્ર જન્મશે કે પુત્રી તે. જલ્દી પ્રસવ થવાનો ઉપાય; વંધ્યા સ્ત્રીને ગર્ભ રહેવાનો ઉપાય, ગર્ભવંતી સ્ત્રી અને સુવારોગની દવા. વસ્ત્રાલંકારો ધારણ કરવા. પ્રા—૧૦ મું કામશાસ્ત્ર—સ્ત્રીઓની ખુબસુરતીનું ખરૂં રહસ્ય.

પ્રા.—૧૧ મું મંત્રવિદ્યા—વશીકરણનો; લક્ષ્મી પ્રાપ્તિનો; બાળરક્ષણનો; આદાશીશીનો; મહાલક્ષ્મીની સિદ્ધિનો; ધંધો મળે ને ધન વધે તેનો; વેપારમાં ધન મળે વિગેરે અનેક મંત્રો.

પ્રા—૧૨ યંત્રવિદ્યા—જેમાં કષ્ટનીવારક: વશીકરણ: આકર્ષણ: સુખપ્રસવનો એકવીસો યંત્ર—વીસોયંત્ર: કાર્યસિદ્ધનો યંત્ર, બાળરક્ષક; પીશાચ જવાનો; અખુટ ભંડારનો; વેપારમાં લાભ થવાનો વિગેરે અનેક યંત્રો.

પ્રા—૧૩ તંત્રવિદ્યા—ઈંદ્રજાળ અને જાદુઈ પ્રયોગો—જેમાં વશીકરણ તંત્ર; લીંબુ ઉછાળવું; નળીમાં દુધની ધારા ચલાવવી; દીવાસળી, વગર દીવા કરવા. કાંકરાનો રૂપીઓ કરવો, ઝાડ મુડ મારવી; ગળામાં છરી ઘોચવી; દેવતા ઉપર ચાલવું વિગેરે અનેક જાદુઈ પ્રયોગો છે. પ્રા—૧૪ ચમત્કારીક પ્રયોગોનો સમાવેશ છે. પા. ૧૫. હિપ્નોટીઝમથી અનેક રોગો મટાડવાની વિદ્યા છે. પ્રા. ૧૬ હજારો વ્યાધી માત્ર પાણીથી મટાડવાની વિદ્યા વીગેરે અનેક ઉપયોગી પ્રયોગોનો આ પુસ્તકમાં સમાવેશ છે. તેમાંનો એકજ પ્રયોગ સિદ્ધ કરવાથી હજારો રૂપીયા મેળવી શકાય છે. કીં રૂા. ૫—૦—૦

---

વ્યવસ્થાપક—ભાગ્યોદય—અમદાવાદ.

# સ્ત્રીહિતશિક્ષક.

## અને ચન્દ્રકાંતાની આત્મકથા (બીજી આવૃત્તિ)

આ પુસ્તકમાં લગભગ તીસ ઉપરાંત પ્રકરણોમાં—સ્ત્રીઓની મહત્તા, પત્નીનો પતી પ્રત્યેનો ધર્મ, પતિની પત્ની પ્રત્યેની ફરજ, પતીવ્રતપણું શી રીતે પાળવું. સ્ત્રીઓનો ઘરકારભાર; સ્ત્રીઓની જવાબદારી; સંકટ વખતે પતીને સહાય કેવી રીતે કરવી; સતી સ્ત્રીઓનું જીવન, સ્ત્રીઓનું ગૃહિણીપદ; સ્ત્રીઓને સ્વર્ગીય સુખ શી રીતે મળે. સ્ત્રી પુરુષના ધર્મ; સ્ત્રીઓનું શીયળવ્રત. વિધવા સ્ત્રીઓના ધર્મ, સ્ત્રીઓનું ઇશ્વરપરાયણ જીવન, સ્ત્રીઓ એ પતિની અર્ધાંગના છે. સંસારમાં સ્ત્રીઓની પદ્વિ, સ્ત્રીઓના ઉત્તમ આચાર વિચાર, સ્ત્રીરોગ ચીકીત્સા, બાળકોને કેવી રીતે ઉછેરવાં, બાળકોની દવાઓ વિગેરે ૩૧ પ્રકરણો ઉપરાંત.—નીચે પ્રમાણે લગભગ ૨૦૦ ઉપરાંત સતી સ્ત્રીઓ ને મહાન પુરૂષોનાં જીવનચરિત્રો છે.

સતીસીતા, અનસુયા, દેવહુતી, નર્મદા, સાવિત્રી, દમયંતી, દ્રૌપદી, મદાલસા. સુકન્યા, અહલ્યા, અરૂન્ધતી, ગંગા, દેવયની. શાર્મિષ્ટા, મૈત્રેયી, ગાંધારી, તારામતી, મહાશ્વેતા, કાદમ્બરી, સકુન્તલા, લોપામુદ્રા, શાંડિલી, જરત્કારૂ ભામતી, કૌશલ્યા, કૈકયી, સુમિત્રા, રેણુકા, મંદોદરી, સુલોચના, કુન્તાજી માદ્રી, અરૂંધતી, રૈવતી, રૂક્ષમણી. તારા, ઇલા, વેદવતી, સુભદ્રા, ઉત્તરા, ભારતી, વાગદેવી, અપાલા, વિશ્વવારા, ઘોષા, સત્યરૂપા, અંશુમતી, ભોગવતી, માયાદેવી. યશોધરા, શબરી, ગાર્ગી, સતી પાર્વતી. લક્ષ્મીજી, સરસ્વતી, ઇન્દ્રાણી, ઓખા, સત્યવતી, દુઃશલા માલતી, પદ્મા, પદ્મિણી સત્યભામા, કાલિંદી સરમા. અંજની, મૂર્ત, શ્રદ્ધા. સુચરમીતા શશીકળા, ખન્ના, કલાવતી, સુનિતી શક્તિ. ચુડાલા, લીલાવતી; નાચી, સુલભા ચન્દ્રપ્રભા, બ્રાહ્મણી, કળાવતી, કરમાદેવી, કૃષ્ણાકુમારી, સત્યવતી, સંયુક્તા, કર્મદેવી. તારાબાઇ, વીમળદેવી, રાજુલ, શોનરાણી, જસમા, ગુણસુંદરી, રાણકદેવી, તરમતી, મીનળદેવી. અહલ્યાબાઇ, ગારીબાઇ, શરત્સુંદરી, હેમંતકુમારી, પન્ના. સરદારબા, ચંદ્રા, મીરાંબાઇ, યશોદા, મેનાવતી, અઘોર કામીની; બેહુલા; સુંદરબા, લાલબા, રૂપસુંદરી દેવી, પ્રભા, વિદુલા, ચન્દ્રકાન્તા, શાન્તિકા, પદ્મિનિ, રામેશ્વરી. કાન્તી. સુલિબા, જયા, કળાવતી ૧૫૦ ઉપરાંત સતી સ્ત્રીઓનાં જીવનચરિત્રો ઉપરાંત.

રામચંદ્ર, અત્રિઋષિ, કર્દમમુનિ કૌશિક; સત્યવાન, નળરાજા, પાંડવો, ઋતુધ્વજ, ચ્યવન ઋષિ, વિગેરે સેંકડો મહાપુરૂષોનાં તુલસીદાસ વિગેરે લગભગ ૨૦૦ ઉપરાંત પવિત્ર પુરૂષોનાં જીવન ચરિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આવું અતિ ઉત્તમ પુસ્તક દરેક સ્ત્રી પુરૂષને વાંચી મનન કરવા જેવું છે. દરેક બાળકને અભ્યાસ કરાવવા જેવું છે. આ પુસ્તક એવું ઉપયોગી છે. કે તે દરેક ઘરમાં હોવું જ જોઇએ ગૃહસ્થાશ્રમમાં સ્વર્ગીય સુખનો અનુભવ કરાવી શકે છે. કીં. રૂ. ૪—૦—૦

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# જેઠાલાલ દેવશંકર દવે રચિત
## સ્ત્રી ઉપયોગી પુસ્તકો

**ગૃહિણી રત્નમાળા**—અને કુમુદિનીની આત્મકથા—આ પુસ્તકમાં સ્ત્રી ઉપયોગી ૨૫ પ્રકરણો છે. જે વાર્તારૂપે રસીક ભાષામાં છે, જેમાં પતિ સાથે પત્નીએ કેવી રીતે વર્તવું, પતિ પત્નીનો, પ્રેમ, સ્ત્રીઓનું ચરીત્ર, સતીત્વ એજ સ્ત્રીઓનું અમુલ્ય રત્ન છે. સ્ત્રી સાથે પતિનું વર્તન, પાડોશી સાથે કેમ વર્તવું, આવક ખર્ચ, સાસુ વહુનું કર્તવ્ય, સ્ત્રીઓનો સ્વભાવ, નવરાશનો વખત કેવી રીતે ગાળવો, સ્ત્રી શીક્ષણની જરૂર, બાળકોનું પાલન, ગૃહિણીપદ વિગેરે ઉપયોગી વિષયો છે કી. રૂ. ૧—૦—૦

**સુખી દંપતી**—અને જયાદેવીની આત્મકથા—આ પુસ્તકમાં સ્ત્રી ઉપયોગી ૧૫ પ્રકરણો છે. જેમાં કુલટા સ્ત્રીઓથી પતિને પડતો ત્રાસ. પતિ પત્નીની ફરજો, પત્નીએ પતિને સહાય કરવી, પતિવ્રતાની કસોટી, ભોળી સ્ત્રીઓ કેમ ઠગાય છે, પડતીમાંથી ચડતી, બાળકોને ઉછેરવાં, મહાપુરુષનો સમાગમ, સ્વર્ગીયસુખનો આનંદ વીગેરે રસિક વિષયો છે કીં. રૂ. ૧—૮—૦

**સુખી ગૃહસંસાર**—અને સુભદ્રાની કુટુંબકથા—આ પુસ્તકમાં ૨૩ પ્રકરણોમાં સ્ત્રીપુરુષને ઉપયોગી અનેક ઉપયોગી વિષયોનો સમાવેશ છે. ગૃહસ્થાશ્રમમાંના કષ્ટને સહન કરી શી રીતે સુખી સ્થિતી પ્રાપ્ત કરવી, તેનું ઉત્તમ દૃષ્ટાંતરૂપ છે. સ્ત્રીઓ શી રીતે સુધરે, પતિ સેવા, આનંદ મેળવવાનો ઉપાય, સુધારાનો સડો, ખરો ત્યાગ અને સુખી અવસ્થા વિગેરે વિષયો રસીક વાર્તા રૂપે છે. કીં રૂ. ૧)

## રસિક નૉવેલો અને વાર્તાનાં પુસ્તકો

**વહુ ઠકુરાણી**—સર રવિન્દ્રનાથ ટાગોરકૃત સ્ત્રીઉપયોગી અત્યુત્તમ બોધક અને રસીક નવલકથા. પ્રપંચીઓનાં કારસ્થાન નિર્દોષોની પ્રવૃત્તિ, પતિને મદદ કરનાર સ્ત્રીનાં કામ, પ્રેમ અને આનંદથી વિજય શી રીતે મેળવવો, આધ્યાત્મિક જીવન કેમ ગાળવું વીગેરે રસીક વાતો છે પાકું પુઠું કીં. રૂ. ૧—૮—૦

**વિનોદચન્દ્ર**—એક અતિ રસમય અને બોધક વાર્તા છે આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય, પ્રપંચ, વ્યભિચારાદિ દુર્ગુણોના થતા વિનાશોનો એવો ચિતાર આપવામાં આવ્યો છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ગમે તેવો દુર્ગુણી હશે તોપણ તે સદ્‌ગુણી થશે કીં. રૂ. ૧—૦—૦

**રાજર્ષિ**—ટાગોરકૃત-સંસારમાં સર્વ વૈભવ છતાં એક રાજા ઋષિમયજીવન શી રીતે ગાળી શકે છે. અનેક લોભ લાલચથી ન ફસાતાં, પ્રપંચની જાળમાં ન ફસાતાં છેવટે રાજપાટને છોડી ચાલ્યા જાય છે, અનેક પ્રપંચીઓ તેને હેરાન કરવા મથે છે છતાં ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી તેને પ્રપંચીઓ વશ થઇ પાછું રાજ મળે છે. કીં. રૂ. ૧—૮—૦

---

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# ભાગ્યોદય

શરીર. મન અને આત્માની ઉન્નતિ કરાવનાર, આર્થિક ઉન્નતિ થાય તેવા, તત્ત્વજ્ઞાનના, વૈદકના વિષયો અને રસમય વાર્તાઓ, મહાપુરૂષોનાં જીવનચરિત્રો, સ્ત્રી અને બાળકો કેળવાય તેવા વિષયો આ માસીકમાં આવે છે. દરવર્ષે ૧૫૦ પાનની ઉત્તમ ભેટ મળે છે. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦ નમુનાનો અંક મફત, આજેજ ગ્રાહક થાવ.

# શ્રીમદ્ શંકરાચાર્ય

અને

## શંકરદિગ્વિજય

શ્રી આદ્યશંકરાચાર્યનું વિસ્તૃત જીવનચરિત્ર, જેમાં—શ્રી શંકરાચાર્યે કરેલા દિગ્વિજયના વિસ્તારસહિત હકીકત આપેલી છે આ પુસ્તકમાં શ્રીમદ્શંકરાચાર્યનો જન્મ, બાલવયમાં કરેલો વિદ્યાભ્યાસ, નાની ઉમ્મરે લીધેલો સંન્યાસ, કુમારીલ ભટ્ટનું જીવન, પંડિત મંડનમિશ્રનો કરેલો પરાજય, મંડનમિશ્રનાં પત્ની હતાં સરસ્વતી સાથે વાદવિવાદ સ્વામીજીએ કામશાસ્ત્રમાં પ્રવીણતા મેળવવા માટે સુક્ષ્મદેહે અમરૂપ રાજાના દેહમાં કરેલો પ્રવેશ ત્યાં કરેલી રાજ્ય વ્યવસ્થા સાથે કામશાસ્ત્રમાં પ્રવીણતા મેળવી, પાછા મુળ દેહમાં આવી વાદમાં કરેલો સરસ્વતીનો પરાજય, પદ્મપાદાદિ શિષ્યોના વર્ણન, ત્રોટકાચાર્યને પ્રેમબળથી અર્પેલું વિદ્યાદાન, કપાલિકે પોતાનું શરીર વશ કરવા માટે આપવું, અનેક પાખંડ મતમતાંતરોનો કરેલો પરાજય, તેમની સાથે કરેલા વાદવિવાદનું રહસ્ય તેમનાં ચાર મઠ શિષ્યોના વર્ણન, તેમણે કરેલી વેદધર્મની ઉન્નતિ, માતાના સ્મરણથી માતા પાસે આકાશ માર્ગે થઈ જવું. માતાનું સાંત્વન પરબ્રહ્મમાં શાન્તિ વિગેરે શ્રીમદ્ આદ્યશંકરાચાર્યનું સંપૂર્ણ જીવનચરીત્ર આ પુસ્તકમાં છે. પાન લગભગ ૩૦૦ ગ્લેઝ કાગળ પાકું પુઠું કીં. રૂ. ૪)

[ મહાત્મા ગાંધી કૃત. ]

**મહાત્માજીની વાતો**—જેમાં ૧ સત્યવાન અને શીતકયાળની વાત, ૨ જીવનદોરી કિંવા દેવદત્તની વાત, ૩ પ્રેમા પટેલની વાત કીંવા માણસ કેટલી જમીનનો માલીક હોઈ શકે. ૪ મુરખરાજ અને તેના બે ભાઈઓની વાત, એ રીતે ૪ સુબોધક નીતિ અને જ્ઞાનની ગમ્મત અને રસ પડે તેવી વાતોનો સંગ્રહ છે. કીં. રૂ. ૧)

**તપસ્વી રાજકુમાર**—આ પુસ્તક વાંચવાથી અનેક ઐતિહાસિક બનાવો માણસોને આશા બનાવી દે છે વાંચતાં તેને હાથમાંથી મૂકવું ગમતું નથી. મનુષ્યને આનંદમાં છક કરનાર ને બોધ આપનાર આ નવલકથા છે. કીં. રૂ. ૧-૮-૦

# आत्मज्योति किंवा ब्रह्मदर्शन

તત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક–ગ્લેઝ કાગળોમાં ૧૫૦ પૃષ્ઠનું છે. તે વાંચી મનન કરવાથી યોગ સંબંધી અનેક નવા વિચારો અને જ્ઞાન પ્રાપ્ત થશે. તેનાં ૧૫ પ્રકરણ છે તેમાં પ્ર. ૧ આત્મજ્યોતિ, પ્ર. ૨ ઇશ્વરદર્શન માટે યોગ્યતા, યમનિયમાદિનું પાલન, પ્ર. ૩ સંધ્યા રહસ્ય, ગાયત્રીમંત્ર, રહસ્ય, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિનું રહસ્ય. પ્ર. ૪ ષડ્ચક્રરહસ્ય. પ્ર. ૫ મણિપુરચક્રનું સ્થાન અને તેનું રહસ્ય, આત્માનું સ્થાન પ્ર. ૬ આત્મપ્રકાશ, યોગરહસ્ય, નાદબ્રહ્મ, જપરહસ્ય, પ્ર. ૭ મણિપુર ચક્રમાં સંયમ કરવો કુંડલિનીનું સ્વરૂપ, ઈશ્વરનું સ્વરૂપ, પ્ર. ૮ ૐકાર રહસ્ય, ઉદ્દાલક મુનિની યોગ સાધના, પ્ર. ૯ તત્ત્વવિચાર-દર્શન, બ્રહ્મભાવના, આત્મા અને બ્રહ્મ. પ્ર. ૧૦ દીર્ઘાયુષી શી રીતે થવું. પ્ર. ૧૧ સચ્ચિદાનંદ રહસ્ય, પ્ર. ૧૨ ચિતિજ્યોતિનાં દર્શન પ્ર. ૧૩ સંયમની સિદ્ધિ, શાંભવી મુદ્રા, પ્ર. ૧૪ આત્માનુસંધાન પ્ર. ૧૫ પરમાત્મ પ્રાપ્તિ વિગેરે વિષયો છે. કીં. રૂ. ૧—૦—૦

## એકાગ્રતા અને દિવ્યશક્તિ

અધ્યાત્મજ્ઞાનનું ઉત્તમ પુસ્તક છે. તેમાં મનની એકાગ્રતા શી રીતે કરવી. ચિત્તનો નીરોધ કરવાનો સહેલો ઉપાય; પ્રાણાયમની રીત, વિગેરે ઉપાયો-દ્વારા ઇશ્વર સાથે એકાગ્રતા સાધી દિવ્યશક્તિ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે તે ઉત્તમ પ્રકારે સમજાવેલું છે. કીં. રૂ. ૧–૦–૦

**આત્મિક જીવન**—આ પુસ્તકમાં આત્માનું સ્વરૂપ, આત્મિકજીવનનું રહસ્ય, ખરૂં આત્મજ્ઞાન, અધ્યાત્મિક જીવનમાં મનની એકાગ્રતાનું સ્થાન, આત્મિક વિકાસ, ચૈતન્યતાની વિશાળતા, કર્તવ્યના નિયમો વિગેરે ઉપયોગી વિષયો છે. કીં. રૂ. ૧–૦–૦–

### મૂર્તિપૂજા–અને મોક્ષ પ્રાપ્તિનો મહામંત્ર.

આ પુસ્તકમા મૂર્તિપૂજા કરવી એ શાસ્ત્ર સંમત્ત છે, મૂર્ત્તિ પૂજા કેવી રીતે કરવી તેનું ફળ કેવી રીતે મળે વિગેરે વિષયો છે. કીં. રૂ. ૦–૮–૦

**સ્વર્ગીય સુખ**—ઉત્તમ સદ્ગુણો અને ઉત્તમ ચારીત્રથી મનુષ્યની જીંદગી શી રીતે સુધારીને આ જગતમાં મહાન થઇ શકે છે. તેનુ વર્ણન, અનેક મહાપુરૂષોના દૃષ્ટાંતોસહિત તેમાં સમજાવવામાં આવ્યું. કીં. રૂ. ૧—૦—૦

**પરશીયન નાઈટ્સ**—અરેબીયન નાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે. આ પુસ્તકમાં એક શાહજાદીને પુરૂષો ઉપર તિરસ્કાર હોવાથી તે લગ્ન કરતી નથી અને જ્યારે તેને તેની વૃદ્ધ દાસી અનેક વાર્તાઓ કહી પુરૂષોની સહૃદયતા અને પ્રેમનું વર્ણન કરે છે એટલે તેનો ભાવ બદલાય છે અને વિવાહ કરે છે. ઘણીજ મનોરંજક વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ છે. કીં. રૂ.૧॥